# મોજ મજાહ

રવિવાર તારીખ ૧૩ મી એપ્રીલ સને ૧૯૨૪.


## પ્રિય વાચક પ્રત્યે—

ભાઈ, મારા બાપ, આગળ ચાલ વેદાંતિઓને વેદાંતમાં મંતરવા ડાહ્યાઓને ડહાપણમાં ડુબવા દે; અમારે તો હિસાબ એક જ છે કે, આખા દિવસની મહેનત પછી વિશ્રાંતિ. ગમે એવો માણસ અમુક વખત આનંદ ન મેળવી શકે તો માણસ છે કે જાનવર એ ઓળખવાને અમોને મનુષ્યશાસ્ત્રનો અભ્યાસ કરવો પડે! ખાંસાહેબ બનવાને ગંડીયું પીધેલ મોટા જેવા મહાપુરૂષો પોતાની ગંભીરતામાં પોતાની મોટાઈ ભલે બતાવે; પણ અમે હસતાં પંખીડાં તે હસવાનાં જ! મિંયા ભાઈ, પણ ટંગડી ઉંચી, એ ન્યાયે "હમ ભી હય પાંચ સવારોં મેં;" એમ ગંભીર મોઢું રાખી પોતાની મોટાઈ ભલે બતાવે, પણ હમારી તો હાસ્યની ચીમકી સિવાય બીજું કાંઈ છે જ નહિ! કારણ કે, આવ્યા છીએ દુનિયામાં હસવા! મહાત્મા ગાંધી ભલે રેંટીયામાં સંગીન જુએ, અમે તો એમાં પણ જોઈએ છીએ બે ઘડીનો આનંદ અને હસવું! ભલે કોઈ સી રીતે ચાલેને, ગંભીર મોઢે તેમાં આર્થિક રહસ્યનું ગહન શાસ્ત્ર જુએ, અમે તો જોઈએ છીએ તેમાં મહાન આનંદ! દેશના કુળ-દીપકો ભલે તેમાં દેશો ઉદ્ધાર જુએ, પણ બાવા, હસવા વિનાનો ઉદ્ધાર જ ક્યાં છે! ભાઈ, મેં તો એક શાયર પાસે સાંભળ્યું છે કે, સ્વર્ગની ગુલામી કરતાં નર્કની અફસરી વધારે સારી છે! તો એ રડવાની સ્વતંત્રતા કરતાં હું હસવાની પરતંત્રતા પણ વધારે પસંદ કરૂં છું! ખુબી તો એ છે યાર, કે પરતંત્ર કોઈ દિવસ હસતો નથી. એટલે અમે હસનારા જ સ્વતંત્ર છીએ અને એ ભલે રડ્યાં કરે!

જોને બાવા, અમારે નથી પોલીટીક્સ જોડે કામ કે નથી તમારી રીલીજન જોડે કામ. જો કે, દુનિયામાં જન્મ્યા એટલે બે બલા વળગી રહેલ! પણ એ બે બલા હાસ્યના આનંદમાં હોય, ત્યાં સુધી જ અમે તો ખુશહાલ! ધર્મ તો મહંતોને જ સોંપ્યો સારો. આપણે દદ્‌ચ કરીએ અને જાળમાં અટવાઈ મરીએ! પોલીટીક્સ તો જોશ ખાના-ઓ માટે જ સારી, આપણે જઈએ તો ક્યાંઈક ટાલકી જ શેકાઈ જાય! અને સમાજ સુધારક થવા માટે ખ નગીમાં ક્યા મોકા નથી કે જાહેર થઈને સમાજની માળા ખાઈએ! દુનિયા જીવતા રાખે અમારાં રંધારગૃહો અને હોટેલોને! નાત-જાતનું નિકંદન તો તેણે ક્યારનુંય કરી નાખ્યું છે. અને કોઈ પંડીતજી પૂછવા આવશે તો એમ કહેશું કે ભાઈ અમે મોઢે ક્યાં બોલીએ છીએ! નાત-જાતને તો એવો ડર લાગી ગયો છે કે એક માણસ, ઓછાં થશે માટે હવે પૂછતી નથી. એટલે સામાજિક સુધારકમાં અમે પહેલા નંબરના છીએ. પછી તમે જમણા હાથના અંગૂઠા કે ડાબા હાથના!

પ્રિય વાચક! તું હિન્દુ હો!; મુસ્લીમ હો કે પારસી; આ ટુંકા ને ટચ ખુલાસા પછી શું અમારે અમારી નીતિ તને વધારે બતાવવાની જરૂર છે! એ માટે તું નિર્ભય રહેજે કે સત્ય અમારા મગજનો હાર છે; પરંતુ અમે હિન્દુ હોવાથી "સત્યં બ્રુયાત્, પ્રિયં બ્રુયાત્" એટલે કહેવું એ પણ પ્રિય વચનમાં કહેવું એજ અમારો પ્રિય મંત્ર છે અસત્ય સામે પછી તે તલવારની ધાર અસહકારને નામે હોય, નામે હોય કે બાવા, ખુશામદખોર નાદારને નામે હોય, તે અમે કરીશું. બસ, આખરમાં એટલું જ કેહેવાનું કે,

અમારે મીઠડું બુલબુલ દીવાનો આંહી ડોલે છે;
અને ઠક્કર તહીં બેસી અજબ બસ ભેદ ખોલે છે.
સુરત રંતી ખુપાવી હો તમારી એક આનામાં,
નહીં મળશે દવા રડવા તણી આ એક આનામાં.
દિવામાં તેલ પડતાં ત્યાં અમારો અંક જાગે છે;
નીતિથી ખૂન કરનારા અમોને જોઈ ભાગે છે.
તમે માનો મજાહો મોજ દુનિયામાં ભરી સહુ છે;
સહુ સંસારની આ ભાવનાઓ તો ભરી અહીં છે.
નથી ને છે અહીં તિલક નથી ને છે અહીં ગાંધી;
નથી ને છે અહીં ચાણક્ય સૂત્રો નીતિને સાંધી.
છતાં હસવા મહીં સમજે તો સમજે કોઈ નાં સમજે;
હમારી કંઈ નથી પરવા ભલે સમજે કે નાં સમજે.
હસીને જગ મહીં વાંચક તમે સુખ શાન્તિને પામો;
બીજી આશીષ બાકી છે? તમારાં સુખ સો જામો.

## મોજ મજાહ માટે.

(ગઝલ.)

નખરે નયન નચાવી, બાજી નવી બિછાવી!
નવલી વસંત આવી, અહીં "મોજ-મજાહ" માટે!
તિરછી છૂરી ચલાવી, સંગીત સુધા રેલાવી!
જાદુગિરિ જમાવી, ફરી "મોજ-મજાહ" માટે!
મોહન તહેં મોહ તજાવી, ભલી ભૂમિને ભજાવી!
ગેબી ગગન ગજાવી, જય "મોજ-મજાહ" માટે!
કોઈ લીન ધર્મ પથમાં, કોઈ મસ્ત પ્રેમ-રથમાં!
મનુ જન્મ છે જગતમાંહી "મોજ-મજાહ" માટે!
કોઈ ધુમ્નના દીવાના, પ્રદ્યુમ્ન-પરવાના!
આવ્યા કહે છે કોણ, અહીં વાહ વાહ માટે!
ખરચે ન ખાય પેટે, દીન-રાત કષ્ટ વેઠે!
બાંધે પાઈ પાઈ ગાંઠે, હોય તો વિવાહ માટે!
પરવાહ ધરે ન ધનની, દે આહુતિ જીવનની!
મરતા મથી-મથી કોઈ, પ્રેમીની ચાહ માટે!
પટ્ટા લગાવી પોટા, ખેલે છે દાવ પટા!
ખટપટ અને કપટનાં, કરે કામ દાહ માટે!
ગોકુલમાં ગૌ ચરાવે, ગૌચર-ગોરસ બનાવે!
પટલાણી મહી વલોવે માખણ છાહ માટે!
ભગવંત ભજ તું અંતે, કહ્યું કાન માંહી સંતે!
મૂકી કલમ "વસંતે" ફરી "મોજ-મજાહ" માટે!

—વસંત.

# સંતાડ-કુકડીના ખેલ.

લખનાર-દીવાનો.

### પાત્રો.

બ્રહ્મચારી બૈજનાથ—બ્રહ્મચર્યાશ્રમના પ્રતિષ્ઠાતા ગુરુ.
" મોહજીત—બૈજનાથનો પટ્ટ-શિષ્ય રાજકુમાર.
" ગોબર—એક શિષ્ય, માર દમપેદમ.
અંધારિકા— મોહજીતે છુપાવેલી તેની પત્નિ.
ચંડી— ગોબરે છુપાવી રાખેલી તેની સ્રી.

સ્થળ-બ્રહ્મચર્યાશ્રમ.

## પ્રવેશ પહેલો.

ચંડી—હવે તો આ સંતાડ કુકડીની રમત રમતાં કંટાળો આવ્યો. બધાની નજરથી છુપાતાં જીવ ગળે આવ્યો છે. "અહીંયા કોઈ જશે માટે જા, ભંડારીઆમાં છુપાઈ જા." "જો ગુરુજી આવી ... માટે જા રસોડામાં સંતાઈ જા." "અરે ઓ ગુરુજી આવ્યા ...ડાં પાછળ લપાઈ જા."—"ગુરુજીને વહેમ આવ્યો છે માટે ...નાં લુગડાંના ઢગલામાં દબાઈ જા." એમ નાસાનાસ અને ભાગાભાગ ... હવે તો નાકમાં દમ આવ્યો છે. પણ મારો પીટ્યો ગોબરિયો મારો ... નીકાલ કરતો નથી ને મારૂં દુઃખ હરતો નથી.

ગોબર—(હાથમાં છતરી જેવડી મોટી ચલમ સાથે પ્રવેશ કરે) અલખ બમ ગીરનારી, નહીં લોટા નહીં થારી, આતી હય ભંગ ગાંજેકી સવારી, બમ, બમ; માર દમપે દમ, કમાયગી દુનિયા ...ર ખાયગે હમ.

ચંડી—એ દુનિયાના દીકરા તું તો દમપેદમમાં ફરે છે પણ હવે ... શું કર્યું?

ગોબર—તારૂં! તારૂં શું કરવાનું હતું મારી જાન! બે વખત ખાઓ, આ ગોબર મહારાજને પ્રેમામૃત પાઓ અને કોઈની નજરે પડતાં ખૂણે ખાંચરે ઘર વસાવો.

ઓ ચીલમ ચટકી, જાકે ખાટી અટકી,
ઓર ફુંકે મારી ઝપટકી, તો લાઈ રંગતકી લટકી,
...મ, બમ; માર દમપેદમ કમાયગી દુનિયા ઓર ખાયગે હમ.

ચંડી—(ગોબરને ઝંઝેડી નાખી) જો એ હું હવે તુને સાફ ...ી દઉં છું કે હું આ સંતાડ કુકડીની રમતથી કંટાળી ગઈ છું, ...ટે હવે હું કંઈ સંતાવાની નથી. તારો ટેરો છોડી કમાઈ ...વાની નથી.

ગોબર—અરરરર! એ શું બોલે છે. ક્યાંક ગુરુજી જોઈ જશે.

ચંડી—ને જોઈ જશે તો શું થશે!

ગોબર—બીજું શું થશે, તને અને મને બન્નેને સવા રૂપિયાનું ...ડું પડશે.

ચંડી—તો કંઈ અડચણ નહીં પણ આ કેદખાનાથી તો ... થશે. હું મહેનત મજુરી કરી થોડું ઘણું કમાઈ લાવીશ એ આપણું પુરૂં થશે.

ગોબર—મજુરી, મજુરી; એ શું બોલી,—

અજગર કરે ન ચાકરી, પંછી કરે ન કામ;
સિંહ ન કોઈ સંઘરે, સહુનો દાતા રામ.

બમ, બમ; માર દમપેદમ, કમાયગી દુનિયા ઓર ખાયગે હમ.

ચંડી—પીટયા હાડકાંના હરામ, તારે મહેનત કરવી એટલા માટે મને આમ હેરાન કરે છે! પહેલાં તો 'મ્હારી વ્હાલી તારે માટે આમ કરીશ' 'મારી પ્યારી હું તારે માટે તેમ કરીશ' મોટી મોટી ડંફાસ મારતો હતો અને હવે દુઃખી કરે છે. જો તો મુવા, હું હમણાંજ એ તારા ગરોડા પાસે જઈને ઉભી રહીશ, આ વાત કહી દઈશ.

ગોબર—પણ તેથી તો તારી અને મ્હારી બન્નેની ફજેતી

ચંડી—ફજેતી, મારી ફજેતી શાની? તું મારો ધણી અને તારી ધણીઆણી, માટી બયર બે સાથે રહે એમાં શું થયું? બયરી છે કોઈ બીજાની?

ગોબર—પણ આ તો બ્રહ્મચારીઓને રહેવાનું બ્રહ્મચર્યાશ્રમ ને મારી નાની!

ચંડી—બયરીને નાની કહે છે મુવા ઓઘની.!

ગોબર—ભૂલ્યો, ભૂલ્યો પણ હવે ક્યાંક ખૂણે ખાંચરે મરી છાનીમાની. નહીં તો તને અહીં લાવવા માટે મને પાણીચું ... તેમજ આ બ્રહ્મચર્યાશ્રમમાં સ્રીઓને આવવાની મનાઈ છે છતાં તું ... તેથી તને પણ સજા થશે.

ચંડી—પણ ત્યારે હવે કંઈ ઉપાય?

ગોબર—સાંભળ જો આ લંગોટા ગુરુને કહેવા જઈશું તે એ કરડી ખાશે, અને વળી રાવણ મહારાજના હાથમાં સોંપશે તો ... થશે. હા, જ્યારે કોઈ વાર મહારાજ પોતે અહીં આવશે તેને કામકાજથી ખુશ કરી સાચી વાત કહી દઈશું, રંડી કુંડળી મેં લઈશું અને અહીંથી છુટાં થઈશું. બાકી બીરે કહું ચંડી જો પૂછે તો તો—

ચંડી—(ચાળા પાડી) તો તો શું તો તો

ગોબર—(ચુમી માગવાનો ઇશારો કરી) ચોરીમાં ગોળ મીઠો લાગે છે.

ચંડી—જા મુવા નફ્ફટ.

ગોબર—નફ્ફટ, વળી માંડીને એ કટકટ (પટાવતો હોય તે ... ઓ મારી લાડી દીકરી ફર તે—

ચંડી—હટ દૂર હટ

ચંડી—સંતાડ કુકડીની રમત, આજી રમ્યાં ને બહુ
માટે હવે મુક્ત થવા, યુક્તિ નવી કાઢો કે
પ્રેમ કેરી ફુલવાડીની, વાસ કદી છુપશે નહીં
તેથી કહું છું સત્ય કે, તેનો કરો ઉપાય કે

ગુરુ—(નેપથ્યથી) ગોબર, ગોબર અરે એ બહેરા ગોબર

ગોબર—અરરરરર-ગુરુજી આવી પહોંચ્યા. જા જા, ક્યાંક છુપાઈ જા.

ચંડી—પણ ક્યાં છુપાઉં? એકજ દરવાજો છે, અને ત્યાંથી તો અવાજ આવે છે, તો પછી ક્યાં જાઉં?

ગોબર—તેં તો પૂરો ફસાવ્યો રે મારી મા. અહીંઆં ખાઈ ને અહીંઆં કુવો; હું તો બન્ને બાજુથી મૂવો. હવે શું કરૂં?

ચંડી—કરવાનું શું હતું? આવવા દો હું એને જવાબ દઈશ.

ગોબર—જવાબ દીધો તારા બાપનું કપાળ. કેમે કરતી મુંગી મરી રહીશ. (ઓચિંતું કંઇ યાદ આવતાં) અરે હા હા ઉભી રહી જા અહીં પુતળાં જેવું પુતળું થઇને ઉભી રહી જા. જોજે જરાપણ હલતી કે બોલતી નહીં હો, મારી મા.

ચંડી—વળી ગાંડું ઘેલું!

ગોબર—અરે મ્હારી નહીં ને મારા દીકરાની મા. પણ હવે મુંગી મુંગી ઉભી થઇ જા.............(ચંડીને પુતળું બનાવી ઉભી રાખે છે અને કામળી ઓઢાડે છે પછી જાણે કંઇ ન બન્યું હોય તેમ)

બજરંગ બાલા, કર પાપીકા મુંહ કાલા,
સુભકા દીવાલા ઓર સતીયાંકી બોલબાલા.

બમ, બમ; માર દમપેદમ, કમાંયગી દુનિયા ઓર ખાંયગે હમ.

ગુરુ—(પ્રવેશ કરી) લ્યો આ ગંજેડી તો અહીં ઉભો છે, એ બહેરા, હું ક્યારનો બુમ મારૂં છું ને સાંભળતો નથી?

ગોબર—(સાંભળવા છતાં ન સાંભળવાનું ડોળ કરી)

બજરંગ બલી, તોડ દે દુશ્મનકી નલી,
કર દે ભક્તોંકી ભલી, ભેજ દે સક્કરકી ડલી.

બમ, બમ; માર દમપે દમ, કમાંયગી દુનિયા ઓર ખાંયગે હમ.

ગુરૂ—(વાંસામાં ચાપટ મારીને) એ દુકાળીયા, હું ક્યારનો બરાડા મારૂં છું અને તું અહીં તારી પેટ પંચોતરીની આથનામાંજ પડયો છે કે શું? રાડ પાડી પાડીને મારો ધાંટો બેસી ગયો અને જવાબજ નહીં.

ગોબર—ઘાંટો બેસી ગયો તો એનું ઓસડ આ તૈયાર છે, લ્યો એક દમ લગાવો, હાંચલાવો, બોલો બમ, બમ; માર દમપે દમ, કમાંયગી દુનિયા ઓર ખાંયગે હમ.

ગુરૂ—(મોઢા આગળ ચીલમ ધરે છે, તેને લાત મારીને) બમ બમ, આજે મહારાજ પધારવાના છે માટે જા બ્રહ્મચર્યાશ્રમનો દરેક ભાગ સાફ કરી નાખ, ધન વિગેરેની વસ્તુ તઈયાર કરી (ગોબર જવાની તૈયારી કરે છે, ત્યાં ગુરુની નજર ચંડી ઉપર છે તેથી તેને રોકી) અલ્યા ગોબરિયા, આ અહીં શું છે?

ગોબર—(સ્વગત) મૂવા, બુઢ્ઢાનું ધ્યાન ખેંચાયું (પ્રગટ) એ એને ગુરુજી; એ તમને શું દેખાય છે?

ગુરૂ—મૂર્ખ મ્હારા પ્રશ્નનો ઉત્તર ન આપતાં સ્હામો પ્રશ્ન કરે છે?

ગોબર—ત્યારે શું કરૂં? આંધળો પણ દેખે એમ છે કે એ શું ઉભું છે. ગુરુજી જો ચાવી આપીએ ને તો એ પુતળું તો ફરે છે.

ગુરૂ—પુતળું!! અહીં તો એવું કોઇ પુતળું નહોતું ત્યારે એ શું ક્યાંથી!

ગોબર—એના ઘડનારને ત્યાંથી. "જજમાન" આપે ને ઘર ભરાય; હીડીયું સંઘરે ને બોરિંગ ખાય" બમ, બમ; માર દમ, કમાવગી દુનિયા ઓર ખાંયગે હમ. જૂઓ ગુરુજી, આ ચાવી દબાવીએ ને તો હાથ ઉઘડી જાય છે અને જો ચીજ પકડે છે. (ગોબર ચંડીનું કાંડું દબાવે છે. ચંડી હાથની મુઠી છે. ગોબર તેને અડુ આવે છે; જો ચંડી ઝાલે છે.)

ગુરુ—વાહ વાહ, વાહ વાહ, કારીગર વાહ!

ગોબર—હવે જોજો મજા આ બીજી ચાવી ફેરવું છું. (તેની પાસે જઇ જુવે છે, ત્યાં ચંડી તેને ઝાડુથી મારવા માંડે ગોબર હસે છે અને ગુરૂને કમ્મરથી ઝાલી ખેંચી લેય છે.) હાં ગુરૂજી ત્યાં ક્યાં જાવ છો!

ગુરુ—અલ્યા એ પણ આ પુતળાંનો ચહેરો તો બાઇરા જણાય છે!

ગોબર—ત્યારે શું પુતળાં ફક્ત ભાઇડાનાંજ થાય છે!

ગુરુ—મૂર્ખ, તો પછી એવું પુતળું અહીં લાવ્યો શા માટે તું જાણતો નથી કે બ્રહ્મચર્યાશ્રમ છે. મનુષ્ય તો શું પણ પશુ એમાં પણ માદા રાખવાની મનાઇ છે. સ્ત્રી વાચક શબ્દો બોલવા માટે પણ સખ્ત તાકીદ અપાઈ છે. અને તેવી કોઇ વસ્તુ ન આવે તે ઉપર નજર રખાઇ છે. "છે બ્રહ્મચર્યાશ્રમ આ સ્ત્રીનું અહીં નામજ નથી."

ગોબર—હા-ગધેડાઓ છો વસે, ગધેડીનું કામજ નથી.

ગુરુ—ચાલ ઉઠાવ ઉઠાવ, બારીમાંથી ઘા કરી ફેંકી દે.

ગોબર—અરે પણ મહારાજ આવું અમુલ્ય પુતળું—

ગુરુ—નહીં એક બોલ પણ નહીં, લાવ મારો ડંડો લાવ કે તેનો ભુક્કો કરી નાખું અને કલંકિત થતાં મારાં બ્રહ્મચર્યાશ્રમની કીર્તિ નિષ્કલંક રાખું.

ગોબર—પણ ગુરુજી—

ગુરુ—મૂર્ખ, ગધેડા, (ચીડાઇને તેના હાથમાંથી ચીલમ ઝુંટી લઈ પુતળાંને મારવા માંડે છે. ચંડી રાડારાડ કરી મુકે છે. ગોબર ઝંખવાણો પડે છે. ગુરૂ અજબ થાય છે)

ચંડી—ઓ મરી ગઇરે મા, ઓ મરી ગઇરે મા.

ગુરુ—હેં આ પુતળામાં જીવ ક્યાંથી આવ્યો. જેમ રામની ચરણ-રજથી શીલા બાયડી થઈ તેમ શું મારા હાથના ચીલમના મારથી આ પુતળાંની બાઇડી બની ગઇ. બોલો બોલો આ ગોટાળો શું છે તે કહો.

ચંડી—(એક બાજુ) પૂરાં ફસાયાં.

ગોબર—(એક બાજુ) પૂરાં સપડાયાં.

ગુરુ—કેમ કોઇ બોલતું નથી, મારૂં કે ચપાટો? લગાવું કે સપાટો? ચલાવું કે ઝપાટો? સીધે સીધાં બોલો નહીં તો મારી મારીને ગુંદી નાખીશ આટો.

ચંડી—(હાથ જોડી ગુરુની આગળ જઇ) વડીલ.

ગોબર—(ચંડીની પીખડી પકડી તેને ખસેડી નાખી) ગુરુજી.

ચંડી—(ગોબરને હટાડી) મને કહેવા દે.

ગોબર—(ચંડીને ખસેડી) નહીં પહેલાં મને કહેવા દે.

ગુરુ—(બન્નેને બે બાજુ કરી પોતે વચમાં ઉભી) બે નહીં. એક બોલો.

ચંડી—તે હું એકલીજ બોલું છું ને.

ગોબર—હું પોતે એકલોજ કહું છું ને.

ચંડી—(ગુરૂને પીંખડી પકડી પોતાના તરફ ખેંચી) વાત છે કે—

ગોબર—(ગુરૂને પોતાના તરફથી ખેંચી) જી વાત એમ છે કે—

ચંડી—(શરમાતે શરમાતે ગુરૂની બગલમાં જઇ) મને—

ગુરુ—(ધક્કો મારી) દૂર નાદાન.

ગોબર—ત્યારે હું કહું છું તેજ સાંભળી લ્યોને મહેરબાન.

ચંડી—આ પારકાં માલપર નજર રાખનારે પારકી છોકરી નજર નાંખી.

ગુરુ—હેં!!!

ચંડી—અને મને પોતાની બાયડી બનાવી રાખી.

ગુરુ—બાયડી! બાયડી! શિવ શિવ શિવ શિવ..................
(ગોબરને) અરે મુર્ખા, તને બાયડી બનાવવાનું કોણે કહ્યું હતું. જો કંદર્પના અસહ્ય મારને તું ન સહી શક્યો તો તારે ભાઇડો કરવો'તો. સ્ત્રી, બાયડી, પત્નિ, ભાર્યા અને તેને પણ વળી મારા આશ્રમમાં લાવ્યો, સમજ કે હારો કાળજ આવ્યો.

ગોબર—ગુરૂ-

ગુરૂ—બસ એક બોલ પણ ન જોઇએ.

"નારી ના રહી કોઇની, નારી જીવની હાણ;
સર્વ પાપનું મૂળ છે, નારી નરકની ખાણ"

ગોબર—પણ ગુરૂજી—

ગુરુ—અનર્થ, ઉત્પાત, ઉલ્કાપાત, પ્રલય, મહા-પ્રલય, આજ દિવસ સુધી સ્ત્રીરૂપિ સર્પિણીથી-અરે તેનાં દર્શનથી પણ અલિપ્ત રહી, શંકર માફક કામદેવના પ્રતાપને બાળ નાંખી મ્હારા પ્રિય શિષ્ય ગોબરજીતને નૈષ્ઠિક બ્રહ્મચારી બનાવી મેં બ્રહ્મચર્યાશ્રમને કીર્તિમાન બનાવ્યો તેમાં તું એ બ્રહ્મચર્યની શત્રુ સ્ત્રીને લાવ્યો. બસ લાત માર, હમણાં ને હમણાં લાત માર, કાઢી મૂક અને તું પણ ચાલતો થા. જા મ્હારા આશ્રમમાંથી આઘો જા અને ભીખના ટુકડા માંગી ખા.

ચંડી—ક્ષમા, ક્ષમા, મહારાજ ક્ષમા.

ગુરુ—ક્ષમા કોના ઉપર ક્ષમા, નાગણીની જાતી નારી ઉપર ક્ષમા? પાપની પુતળી પ્રમદા ઉપર ક્ષમા? સર્વસ્વનો નાશ કરનારી સ્ત્રી ઉપર ક્ષમા? બ્રહ્મચર્યનો ઘાણ કાઢનાર ભારજાને ક્ષમા?

ચંડી—એ લગોટા, હવે ઝાઝો ડાહ્યો ન થા, ભલેને બયરી ગમે તેવી ખરાબ હોય પણ એજ બાઇરી હારી બ્હેન અને બાઇરી હારી મા

ગુરૂ—નારાયણ! નારાયણ! દૂર થા. દૂર થા.

(પ્રવેશ પહેલો સમાપ્ત.)

---

શિક્ષક—નેપોલીયન ઇંગ્લાંડનો આટલો બધો દ્વેષ કેમ કરતો હતો?

વિદ્યાર્થી—અંગ્રેજોએ તેને હાર માર્યો એટલા માટે!

---

# શ્રી રામ જયંતિ.

લેખકઃ—વિઠ્ઠલદાસ લાલદાસ રોહાવાળા.

રામ જયંતિ પ્રાચીન કાળથી ઉજવાતી આવી છે. અને તે હવે પછી અનંત કાળ લગી ઉજવાશે. સાધુજનોનું સંરક્ષણ કરવા તથા દુર્જનોનો સંહાર કરવા લીલાવિગ્રહી પરમાત્મા યુગે યુગે અવતરે છે, એવો એક અચલ નિયમ અનુભવયુક્ત છે, અને શાસ્ત્રસંમત હોઇ આવશ્યક પણ છે. આજના દિવસે ઉપવાસ કરવો અને દેવ દર્શન કરીઉત્સવ માનવો એમાં કશું અયોગ્ય તો નથી જ. પરંતુ એટલુંજ કેવળ બસ ન કહેવાય, ભગવાન રામચંદ્રના દિવ્ય એવાં જન્મકર્મના એમના ચારિત્રના-કહો કે ચારિત્ર્યના ગુણગાન જ ગાઇને બેસી રહેવું એટલો જ હેતુ ન હોઇ શકે; પરંતુ રામોપાસકનું કાયિક, વાચિક માનસિક પ્રત્યેક કર્મ રામમય વૃત્તિથી સમર્પણ બુદ્ધિથી ઇશ્વરાભિનિવેશયુક્ત થવું એ જ સર્વથા ઇષ્ટ છે! રામ સર્વમાં, સર્વ સ્થળે, સર્વ પ્રકારે સર્વરૂપે ઓતપ્રોત ભરી રહ્યો છે-રમી રહ્યા છે-વિશ્વને રમાડી રહ્યા છે, છતાં તે પિંડ બ્રહ્માંડાતિત છે, રે! અણુવાતિત છે! તે જ લેખક છે તે જ વાચક છે, તે જ સેવ્ય છે ને તે જ સેવક છે, તે જ ગુરૂને તેજ શિષ્ય છે, તેજ પિતા ને તેજ પુત્ર છે, તેજ પતિ ને તે જ પત્ની છે, તે જ જેતા અને તે જ જિત છે, તે જ જીવ ને તે જ શિવ છે! ઇત્યાદિ ભાવનાઓ જાગૃત થાય અને સદૈવ જાગૃત રહે, વિચારાય અને આચારમાં મેલાય! તો જ અને તોજ જયંતિ ઉજવ્યાનું સાર્થક્ય છે. રામ એક વચની, એક બાણી, એક પત્નિવ્રત ધારી હતા, રામચરિત્રજ એવું છે. આખું રામાયણ તેના તમામ પાત્રો સુદ્ધાં બોધદાયક છે, એમાં શંકા નથી. દુર્દમનીય મદોન્મત્ત દુષ્ટ એવા દાનવોનો નાશ એક માનવ દેહધારી વાનર સેનાદ્વારા કેવા કૌશલ્યથી કરી શક્યા તે જુવો. તમારા પોતાના દેહમાં અહંકારરૂપી પ્રત્યક્ષ રાવણ જન્મ જન્માંતરથી ધુસી જઇ તમને ભવાટવી ભટકાવી રહ્યો છે, તે જ્ઞાનદીપકે જોઇ લ્યો, અને તેનો જ્ઞાનખડ્ગ વડે સત્વર શિરચ્છેદ કરી નાખો, સદસદ્વિવેક બુદ્ધિરૂપી સીતાને તેના પંજામાંથી મુક્ત કરો, અને સ્વાનંદ સામ્રાજ્યનો ઉપભોગ લ્યો.

"મોજ-મજાહ" માટે માનવ દેહ મળ્યો છે એવો મતાવલંબી મનુષ્યોનો આ યુગ છે તેઓને કરદ્વય જોડી આ સ્થળે નમ્ર પ્રાર્થના કરવાની તે એ છે કે તમો મોજ-મજાહ ભલે કરો તથાપિ તે નિર્દોષ મોજ-મજાહ હોવી જોઇએ એમ તો ખરૂં. તે તામસ નહિ, તે રાજસ નહિ, પણ તે સાત્વિક મોજ-મજાહ હોવી જોઇએ એટલું લક્ષમાં રાખશો. આજની પરમ પવિત્ર જયંતિ ઉજવાય છે તે રામ કે જે તમારા અમારા સર્વના જ હૃદયમાં રમમાણ કરી રહ્યા છે તેનું સર્વદા સ્મરણ રાખશો. રામ તમારામાં છે અને તમે રામમાં છો એ ન ભુલતાં, કિન્તુ તમારામાં રામ છે! એમ હવે તો જગતને સક્રિય રીતે પ્રત્યક્ષ દેખાડી દેશો?

રામ કો નામ સદા મિસરી, સોવત જાગત ના બિ.

એ સ્મરણનું રટણ રાખીને પછી યથેચ્છ મોજ-મજાહ કર્યા

# એક સુંદરીનાં સાહસ કર્મો!

લખનાર:—મંજુલાલ ગોપાળરાય દેસાઇ.



## પ્રકરણ ૧ લું.

### પ્રવાસી યુગલ.

શરદ ઋતુનો સમય હતો. રંગબેરંગી પુષ્પોનો મધુર સુવાસ રહ ફેલાઇ રહ્યો હતો. પવન મંદમંદ વાતો હતો. આવે વખતે સાંકાજે બે મુસાફરો એક મોટા પર્વતની તળેટીમાં થઇને ઘોડા ઉપર ફરી કરી રહ્યા હતા.

તેઓમાંનો એક પુરૂષ હતો. તેનું વય આસરે ત્રીસ વર્ષનું હતું. ને મુસાફર એક યુવતી હતી. તેની ઉમર દેખાવામાં જોકે વધારે તી હતી, તો પણ ખરી રીતે તો તેને વીસ જ વર્ષ થયાં હતાં ના ઘોડા મજબુત હતા અને તે યુવતી એવી સફાઇથી ઘોડા ઉપર હતી અને એવી સારી રીતે તેને કાબુમા રાખીને ચલાવતી હતી કે એક સરસ ઘોડે બેસનાર છે એવું જોનારને લાગ્યા વીના રહે નહિ.

પુરૂષ મુસાફર ઉંચો નાજુક બાંધાનો હતો. તેનો ચહેરો આકર્ષક ઘણોજ સુંદર હતો, પણ તેના શરીરના અવયવો બહુ મજબુત હતા; અને તેનો ચહેરો ભયંકર મંદવાડમાથી ઉઠેલા માણસના જેવો તો હતો. તેનું વદન તદન ફીકકુ લાગતું હતું; પણ તેના ભાળ ઉપર અગાધ બુદ્ધિબળ અને જ્ઞાનની રેખાઓ સ્પષ્ટ દ્રષ્ટિગોચર હતી. દહાડી અને મુછને તેણે તિલાંજલી આપી હતી; અને તેથી સુંદર ગોળ ચહેરો અને સારા કારીગરે કોરી કહાડ્યા હોય એવા હોઠ વધારે દીપી નીકળતા હતા. તેની કાળી આંખોમાં તેના પણનું તેજ ઝળકી રહ્યું હતું અને આ તેજ તેની ભમરને પ્રકાશીત રહ્યું હતું.

પુરૂષ મુસાફરની મુખમુદ્રા ચિંતાતુર દેખાતી હતી, પરંતુ તેની જુએ ચાલતી યુવતી હસતી હસતી જ્યારે સ્નેહભીની નજરે તેના જોતી ત્યારે તેનું હૃદય આનંદથી ઉછળતું, તેના અંગમાં હર્ષની ફૂરી સ્ફુરતી અને તેના મુખારવિંદ ઉપર પ્રેમની રેખાઓ તરી તી. જે આંતરિક સ્વર્ગીય—અલૌકિક સુખનો લ્હાવો કેવળ નિખાલસ અને કુદરતી પ્રેમથી જ દરેક માણસના અતઃકરણમાં ઉદ્‌ભવે છે સુખ ઉવરે બુદ્ધિ અને ડહાપણના મહાભારત મોજાઓને શાંત કરે છે તેવા સુખથી પ્રાપ્ત થતો અવર્ણનીય આનંદ તે આ અનુભવતો હોય એવું દેખાતું.

ખરેખર તે યુવકને તે યુવતી પ્રત્યે એટલો બધો પ્રેમ હતો કે તેણીને પોતાના હૃદયની દેવી કે પ્રેમની પ્રતિમા પેઠેજ પૂજતો; અને તેનું સુદૃઢ હૃદય આવી રીતે તેણીની પ્રેમ સાંકળમાં જકડાયું હતું અથવા તો તેનું અજીત મન વિષય લાલસાની અપ્રતિમ મોહની વડે મહાત થયું હતું તેમાં કાંઇ પણ નવાઇ પામવા જેવું નથી; કારણ કે તેના પ્રેમની પ્રતિમા—મનોરાજ્યની દેવી આવી જાતના પ્રેમને માટે દરેક રીતે લાયક હતી.

યુવતીનું શરીર ઉંચુ અને ઘાટીલું હતું. તેણીનો પોશાક એવી સારી રીતે બંધબેસતો કરવામાં આવ્યો હતો કે જેથી તેણીનું અપ્સરા જેવું આકર્ષક અંગ, એક સરખા અવયવો અને મધ્યમ ખીલતી છાતીની શોભામા ઓર વધારો થતો હતો. તેણીના ઘાટીલા શરીરની રચનામાં ન હતી બાહ્ય અંગોમાં જરા પણ વિપુલતા કે ન હતી આંતરિક ઇચ્છાઓમાં અધિક વિષયાસક્તિ. એક સરખી રચનાનો અપૂર્વ અને અબાધિત સંયોગ અહીં પ્રત્યક્ષ થતો હતો. આટલું છતાં પણ ઝીણી નજરે જોનાર તેણીની ગર્વથી વધેલી ઉંચાઇ અને વિકસિત અંગ પ્રત્યંગોવાળા શરીરની નાજુક હિલચાલ ઉપરથી એટલું અનુમાન તો ચોક્કસ કરી શકે કે તેણી અપાર ઉત્સાહ ભરેલી છે.

તેણીના શરીરની રૂપરેખા સુંદર હતી; અવયવો કંઇક અંશે મોટા પણ એક સરખા વધેલા હતા. તેણીના વદન ઉપર પુરૂષોના જેવી નિશ્ચળ દઢતા અને અજય બુદ્ધિબળની ભવ્યતા વીજળી પેઠે ચમકારા કરી રહી હતી; અને તેથીજ તેણીની ઉમર ચાર પાચ વર્ષ વધારે લાગતી.

તેણીના વાળ કાળા અને ઘરાઉ હતા. કપાળ વિશાળ હતું અને સરસ્વતી દેવીની પ્રતિમા ઘડનાર શિલ્પીને પણ ભાગ્યેજ કલ્પના આવી શકે એવી વિદ્યાના પ્રકાશવાળી રેખાઓથી ઝગઝગતું હતું. કોઇ કુશળ કારીગરને હાથે બહુ જ સંભાળથી ઘડાઇ હોય એવી તેની ભમરો કામદેવના ધનુષ્ય જેવી વાંકી હતી. આંખો કંઇક ભુરા રંગની હતી પણ તેના ઉંડાણમાંથી નીકળતા જળવંત કીરણો દેખાઇ જતા અંગારા માફક ઝળકતા હતા.

તેણીનું મુખમંડળ જો કે કુદરતી રીતે સુંદર હતું તો પણ સૂર્યના પ્રખર તાપથી તેમાં થોડી ઘણી શ્યામતા આવી હતી; પરંતુ તેણીની તંદુરસ્તી અજબ હતી; અને તેને લીધે તેણીની નસેનસમાં વહેતું લાલ લોહી ઉપરોક્ત શ્યામતાને હઠાવવા પ્રયાસ કરી રહ્યું હતું. તેણીનું

ાક લાંબુ અને દાંતં સરખા અને હાથીદાંત જેવા સફેદ હતા. ખરેખર, તેણીના સર્વોત્કૃષ્ઠ સૌન્દર્યને પરિપૂર્ણ કરવાં માટે કુદરત બેહદ કાળજી રાખતી હશે એમ લાગતું હતુ. ટુંકામાં શારીરિક સૌન્દર્યની પરાકાષ્ઠા સંસ્કારી મન અને અપૂર્વ બુદ્ધિચાતુર્યે તેણીને એક ભવ્ય, આકર્ષક અને પૂજનીય સ્રી તરીકે સિદ્ધ કરી હતી.

ઉપર વર્ણવેલા બન્ને મુસાફરો જે દેશમાં તેઓ મુસાફરી કરતા હતા ત્યાંના રહેવાસી ન હતા. તેમની જન્મભૂમિ અહીંથી ઘણે દૂર હતી. પણ તેમને જુદા જુદા દેશની ભાષાઓ ઉપર અસાધારણ કાબુ હતો, અને તેથી તેમને મુસાફરીમાં જરા પણ અડચણ પડતી નહિ. એટલુંજ નહિ પણ તેઓ આ પ્રદેશના નથી એવું શોધી કહાડવું પણ અજાણ્યા માટે કેવળ અસંભવિત જ હતું.

જે સમયની આપણે વાત કરીએ છીએ તે વખતે હથિઆર રાખવા સંબંધી કોઇ પણ જાતનો પ્રતિબંધ ન હતો; તેથી આપણા પુરૂષ મુસાફરની કેડની આસપાસ બાંધેલા કમરપટામાં એક નાજુક તલવાર લટકી રહી હતી, તેનો લાંબો ઝભો ઘુંટણ સુધી પહોંચતો હતો. માથે હિંદુસ્થાની ઘાટનો ફેંટો બાંધેલો હતો અને તેનાથી તેના બન્ને કાન અડધા ઢંકાયા હતા. તેની નાજુક દાઢી અને મૂછો તેના મુખગૌરવને વધારતાં હતાં. તેની સાથેના ચામડાનાં પાકીટમાં થોડાં કપડાં લખવાનું સાહિત્ય અને બીજી કેટલીક જરૂરની ચીજો હતી. પ્રથમ દષ્ટિએ કોઇ અજાણ્યો મનુષ્ય તેને એક વિદ્વાન સંન્યાસી કલ્પે એમાં નવાઇ ન હતી.

સ્રી મુસાફરનાં કપડાં સાદાં અને ઉમદા હતાં. અલંકારના આડંબરને જરા પણ સ્થાન ન હતું. તેના છુટા વાળ શરીર અને માથે ઓઢેલા વસ્રની નીચે ફેલાયેલા હતા. તેની સાથે પણ જરૂરી વસ્તુઓથી ભરેલું એક પાકીટ હતું અને તેને મજબુતાઇથી બાંધીને પાછળથી ઘોડાના જીન ઉપર લટકાવી દીધું હતું.

આ પ્રમાણે સજ્જ થયેલું જોડું ઉત્તર હિંદુસ્તાનથી દક્ષિણ તરફ જતા ધોરી રસ્તે મુસાફરી કરી રહ્યું હતું. વીરપુર નામના પુરાણા શહેરને તેઓએ થોડા વખત પહેલાંજ વટાવી દીધું હતું; અને હમણાં તેઓ ધવલગિરિ નામના ઉંચા અને લાંબી હારવાળા પર્વતની તળેટીમાં થઇને મુસાફરી કરતાં હતાં. આ ઉભા ઢોળાવવાળા પર્વતની બાજુએ અને તળેટીમાં ઉંચાં ઝાડો અને ભયાનક જંગલ દેખાતાં હતાં. સંધ્યા દેવીનું ધીમે પગલે આગમન થતું હતું; અને રાતને વખતે આરામ લેવાને માટે કોઇ ગામડાંની શોધમાં ઝીણી નજરે લાંબે સુધી આસપાસના પ્રદેશ ઉપર અલૌકિક યુગલ ઉત્સાહપૂર્ણ ચ્હેરે જોયા કરતું હતું.

પશ્ચિમ દિશામાં આકાશ લાલ રંગે રંગાઇ રહ્યું હતું અને એક હારેલા વીર યોદ્ધાની પેઠે પ્રચંડ સૂર્ય ક્ષિતિજમાં ડુબી જતો હતો. આપણા મુસાફરોએ આગળ વધવાનું જારી રાખ્યું. જેમ જેમ તેઓ પર્વતની નજીક પહોંચતાં ગયા તેમ તેમ આસપાસના દેખાવોનો રંગ બદલાતો ગયો. થોડા વખત પહેલાં રમણીય લાગતું જંગલ ભયાનક દેખાવા લાગ્યું. સૂર્ય પ્રભાવથી ચળકતા આકાશમાં શ્યામતા પ્રસરી રહી; અને ચોતરફ અંધકાર ફેલાઇ ગયો. આ અંધકારે તેમનાં વ્યાકુળ બનાવી મૂકયાં. પરંતુ આ વિલક્ષણ સ્થિતિનો તેમનો તેમને લાંબા વખત સુધી અનુભવ કરવો પડયો નહિ; કારણ કે થોડા જ આકાશમાંનાં કાળાં વાદળાંઓ રૂપેરી રંગનાં થતાં ગયાં; ... સફેદ કીરણો વાતાવરણમાં ઓતપ્રોત મળી જતાં જણાયાં અને, દૂર આકાશને મળી જતી ધવલગિરિની બીહામણી ઉંચી હારો ચંદ્રનું અનુપમ દસ્ય ચક્ષુ સમક્ષ ખડું થયું. ધીમા અને અણુધીય ચંદ્રદેવ આકાશમાં વિહરતા ગયા, અગાધ જંગલ ભેદીને રૂપેરી કિરણે ધવલતા પ્રસરાવી દીધી.

"વ્હાલા પ્રસન્ન, મને લાગે છે કે આપણે રસ્તો ભૂલ્યા છીએ," ઘોડાને પોતાના સાથીની છેક નજીક લાવતાં તે ... કહ્યું. કુદરતી રીતે જ બીજી સ્રીઓ કરતાં તેણીમાં હિંમત વીરતા પ્રધાન હતાં, તો પણ આસપાસનાં શાંત પણ ભવ્ય દેખાવ તેણીના નાજુક અંતઃકરણ ઉપર એટલી બધી ગંભીર અસર થઇ કે જેથી કરીને થોડી વાર માટે તેણીનું ચિત્ત અસ્વસ્થ થઇ ગયું.

"વ્હાલી મનોરમા, આપણે આડે રસ્તે દોરવાયાં હોઇએ એ તારૂં માનવું ખોટું છે," તે સાધુ પુરૂષે ઘણા ધીમા પણ માયાળુ અવાજે કહ્યું અને સ્નેહભીની નજરે તેણીના તરફ જોઇ રહ્યો; કારણ કે તે પ્રિયતમાનો અવાજ જો કે મરદાની ભર્યો પણ સંસ્કારી અને મીઠો હતો અને પ્રસન્નગિરિનો આત્મા આ મંજુલ રણકારથી નાચી ઉઠતો. બોલ્યો, "આ રાજમાર્ગ છે અને વીરપુરની ધર્મશાળાના માલિકે આપણને ચોક્કસ ખબર આપી હતી કે રાત પડતાં અગાઉ ગામડામાં આપણે પહોંચી જઇશું."

"પણ વીરપુરથી નીકળ્યા પછી પેલાં ઝુંપડાં પાસે આપણે લગભગ એક કલાક સુધી થોભ્યાં, તેણીએ કહ્યું, "અને આપને સૂચના આપતી વખતે તે ધર્મશાળાનો માલિક આ બાબત ધ્યાન ન લે એ બનવા જોગ છે."

આ સાંભળી ગદ્‌ગદ્ કંઠે પ્રસન્નગિરિ બોલી ઉઠ્યો, "આ મારીજ ભૂલ થયેલી છે, અને તેથી મારૂં હૃદય ઘણું જ દુઃખાય છે; કારણ કે ભોમિયો મળતો હતો છતાં મારા પોતાના ઉપર વિશ્વાસ રાખી તેની મદદ લેવાની મેં જરૂર ન જોઇ. કદાચ મારી મૂર્ખાઇને પરિણામે આ નિર્જન વનમાં કકડતી ઠંડીમાં તારે આખી રાત ગાળવી પડશે."

"ના, ના, પ્રસન્ન ! મારે માટે તું જરા પણ દુઃખી ન થઇશ," જેટલા બને તેટલા મધુર અવાજે તેણીએ કહ્યું. "મારૂં શરીર મજબુત અને તંદુરસ્ત છે પણ વ્હાલા, તું તો નબળો અને પીડાતો—"

"કદી નહિ, રમણી ! જ્યાં સુધી તું મારી સાથે છે અને તારા રક્ષક તરીકે હોવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું છે ત્યાં સુધી મારી શકિતઓમાં રાક્ષસી બળ રહેલું છે, અને મારો જુસ્સો અપ્રતિમ છે" બુલંદ અવાજે બોલી ઉઠ્યો અને તેના પડઘા લાંબે સુધી જંગલમાં પડી રહ્યા. "માટે ચાલ, આપણે આપણા ઘોડા ઝડપથી દોડાવી મૂકીએ અને જે એક કલાક રસ્તામાં ગુમાવ્યો છે તેનો બદલો વાળી લઇએ

અને આ અસહ્ય ઠંડીમાંથી બચવાને થોડા જ વખતમાં કોઈ સુરક્ષિત સ્થાન મેળવી શકીશું."

આટલું બોલીને પ્રસન્ને પોતાના ઘોડાને એડી મારી દોડાવી મૂક્યો અને મનોરમા પણ તેની બાજુએ જ રહી.

તેમની જમણી બાજુએ ઉજ્જડ અને વેરાન દેખાતું ભયંકર જંગલ આવી રહ્યું હતું, અને ખીલેલી ચાંદનીમાં પડતા તેના ઓળા વધારે બીહામણા લાગતા હતા; અને ડાબી બાજુએ આવેલું ગાઢું અને અગાધ જંગલ ધીમે ધીમે ધવલગિરિની ટેકરીઓના ઢોળાવ ઉપર ચઢતું ચઢતું આખરે તેના ઉભા શિખરોની સાથે ભુરા આકાશમાં મળી જતું હતું.

તારાઓ આકાશમાં એક પછી એક બહાર આવતા હતા અને નિશાકરની વધતી જતી સત્તા અને ગૌરવની સાથે મંદ મંદ હસતે મુખે વેહારતા હતા.

આપણા મુસાફરો લગભગ આઠ માઈલ ચાલ્યા હશે એટલામાં તો દૂર ક્ષિતિજમાં ઝાંખો બળતો એક દીવો તેમણે જોયો. આ શુભ ચિન્હથી તેઓનાં મન પ્રફુલ્લ થયાં. તેઓની આખા દિવસની કંટાળા ભરેલી મુસાફરીનો હવે અંત આવી લાગ્યો છે એવી તેમને પ્રતીતિ થઈ. તેમણે પોતાના પાણીદાર ઘોડાને હજી પણ વધારે ઝડપથી દોડાવ્યા અને થોડા જ વખતમાં તેઓ એક નાના અને થોડા જ ઝુંપડાવાળા ગામડામાં આવી પહોંચ્યા. રાત્રિના અંધકારમાં પણ આ ગામડાનો કંગાલ દેખાવ સ્પષ્ટ થતો હતો.

ગામડામાં શાંતિનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું હતુ અને ફક્ત ઘોડાના પગના ડાબલાના અવાજથી તેમાં ભંગ થતો હતો. કોઈ પણ ઠેકાણે એકાદ મનુષ્ય પણ દેખાતું ન હતું. બધાં ઘરોમાં એક જ જરા મોટું હતું અને તેના ઉપરના ભાગમાં એક ઝીણો દીવો બળતો હતો. આજ દીવો દૂરથી મુસાફરોને દેખાતો હતો. તેનું અજવાળું તે મકાનના બારણા ઉપર ટીંગાડેલા એક જુનાં પાટીયાં ઉપર થોડું થોડું પડતું હતું, અને તે વાંચીને જ મુસાફરો જાણી શકતા કે તે એક ધર્મશાળા હતી. આપણું યુગલ અહીં અટકી પડ્યું અને પ્રસન્ન તરત જ ઘોડા ઉપરથી કૂદી પડ્યો, અને મોટા અવાજ સાથે બારણું ઠોક્યું. તરતજ એક બારી ઉઘડી અને ધર્મશાળાના રખેવાળે તેનું ડોકું બહાર કાઢ્યું.

"અમે મુસાફર છીએ અને આજની રાત માટે ઉતરવા દેવાની મહેરબાની ઇચ્છીએ છીએ," પ્રસન્ને કાંઈક દયામણે સ્વરે કહ્યું "માટે મહેરબાની કરીને તરત નીચે આવો અને બારણા ઉઘાડી અમને દાખલ કરો. તમારા આ ઉપકારનો બદલો બહુ સારી રીતે વાળી આપવાને અમે ચુકીશું નહિ."

ધર્મશાળાના રખેવાળે કહ્યું: "તમે મને અઢળક ધન આપો તો પણ તમારી માગણીનો હું સ્વીકાર કરી શકું એમ નથી. વળી તમારી સાથે એક સ્ત્રી છે અને તેથી મારે તમને ખાસ કરીને આશ્રય આપવો જોઈએ, પણ ન છુટકે મારે તમને ના કહેવી પડે છે અને તેને માટે મને દુઃખ લાગી આવે છે. પણ આ ધર્મશાળા અત્યારે મુસાફરોથી ભરેલી-છે, અને વળી આજની રાતે તો ખાસ કરીને કોઈ અજાણ્યા મુસાફરને અહીં ઉતરવા દેવાની મારામાં હિંમત નથી."

"ત્યારે તો ભાઈ સાહેબ, અહીં કોઈ એવું મકાન અમને બતાવો કે જ્યાં અમને આજની રાત પડી રહેવા પુરતી સગવડ મળે," પ્રસન્ન ગિરિએ નિરાશાથી કહ્યું કારણ કે છેક આવા જવાબની તેણે આશા રાખી ન હતી.

"આ બાબતમાં પણ તમને ના પાડવાની મને ફરજ પડે છે." તેણે પ્રત્યુત્તર આપ્યો. "આજે એકે એક ઘર પરોણાઓથી ભરેલું છે. ખરેખર, જે સ્ત્રી મંડળ આવતી કાલ સવાર સુધી રહેવાનું છે તેને મહા મુશ્કેલીએ સગવડ કરી આપવી પડી છે અને કેટલીકને તો એક વૃદ્ધ સ્ત્રીની નજીકના કિલ્લામાં મોકલવામાં આવી છે."

જે વિચિત્ર સ્થિતિમાં તે અને તેની પ્રિયતમા આવી પડ્યાં હતાં તેથી જો કે તે ગભરાઈ ગયો હતો તો પણ ઉપરના શબ્દો સાંભળતાં જ તેના અંતઃકરણમાં આશાનાં કીરણો સ્ફુરી આવ્યાં અને તે એકાએક બોલી ઉઠ્યો: "શું અહીં આટલામાં જ કોઈ કિલ્લો છે? ત્યારે તો હું ધારું છું કે અમે કોઈ સારા આવકાર અને સગવડની આશા રાખી શકીએ."

"ભાઈ, જો તમને યોગ્ય લાગે તો તપાસ કરો પણ મને તો તેને માટે શંકા છે," રખવાળે વાત ટુંકી બનાવવાના ઇરાદાથી કહ્યું, પણ તેણે ઉમેર્યું કે, "આજે જે સ્ત્રી મુસાફરો આવ્યા છે તેવા જ્યારે જ્યારે આવે છે ત્યારે ત્યારે કોઈ પણ ઘરધણી અજાણ્યા મુસાફરોને પોતાને ત્યાં ઉતારવાની હિંમત ધરી શકતો નથી."

વધતી જતી જીજ્ઞાસા અને અસહિષ્ણુતાથી પ્રસન્ને પૂછ્યું: "એવું તે કયું સ્ત્રી મંડળ છે કે જેણે બધી જ જાતની સગવડોનો ઇજારો રાખી લીધો છે?"

તેણે જવાબ આપ્યો, "એક સો કુંવારકાઓ—અવિવાહિત સ્ત્રીઓ" પછી તરતજ આ કંટાળા ભરેલી વાતચીતનો અંત આણવાની ઇચ્છાથી તેણે કહ્યું: "જો તમે અજયગઢ જવા જ માગતા હો તો એક પણ ક્ષણ ગુમાવ્યા વગર વેળાસર જઈ પહોંચો. અહીંથી આશરે બે માઈલ ગયા પછી ડાબી બાજુએ વળી જજો, અને પછી સીધે રસ્તે જ ત્યાં પહોંચી જશો."

આટલુ કહીને તે રખેવાળે એકદમ બારી બંધ કરી દીધી અને તરતજ દીવો બુઝાવી નાખ્યો.

## પ્રકરણ ૨ જું.

### અજયગઢ.

ધર્મશાળાના રખવાળ તરફથી બતાવાયેલી અસહ્ય અપમાનયુક્ત તોછડાઈવાળી રીતભાતથી દુઃખદાયક ઉદ્ગાર પ્રસન્નના મુખમાંથી બહાર આવ્યો; પરંતુ એક પ્રેમદાને છાજે એવા સચોટ ઉત્સાહથી આનંદયુક્ત આશ્વાસનવાળા શબ્દો મનોરમાના મુખમાંથી એકદમ સરી પડ્યા. પ્રસન્ન

ખિન્ન વદને ઘોડા ઉપર બેઠા કહેલા કિલ્લા તરફ તેમણે પ્રયાણ કર્યું.

તેના મનમાં જે બીનાએ મોટી ગડભાંગ શરૂ કરી હતી તે વિષે બોલતાં પ્રસન્નગિરિએ કહ્યું:—"સો કન્યાઓ! આવું કહેવામાં તે માણસનો શો હેતુ હશે અને તેણે કોને ઉદ્દેશીને કહ્યું હશે?"

"આ ભેદ સમજવામાં હું પણ તમારા જેટલીજ ગુંચવણમાં છું" મનોરમાએ જણાવ્યું. "હું ખાત્રીથી કહું છું કે રખવાળે જ્યારે સો કન્યાઓ વિષે આપણને કહ્યું ત્યારે આપણે આ પ્રદેશમાં છેક અજાણ્યા અને નવા છીએ એમ એમ તેણે નહિ ધાર્યું હોય. તે એવી જ ધારણાથી બોલ્યો હોવો જોઇએ કે આપણને સગવડ નહિ આપવા માટે તેણે જે કારણ બતાવ્યું તે આપણને વ્યાજબી લાગે."

"બરાબર; અને તેની વાતચીત ઉપરથી આપણે એટલું પણ ભવિષ્યને માટે ધ્યાનમાં રાખવાનું કે જ્યાં જ્યાં તે સો કન્યાઓ રાતે ઉતરે છે ત્યાં ત્યાં કોઇ પણ મુસાફરે જરા પણ સગવડની આશા રાખવી ફોગટ છે;" પ્રસન્ને ઉમેર્યું; "પણ અજયગઢ જવાનો રસ્તો અહીંથી જ ફંટાતો લાગે છે."

મનોરમાએ મંજુલ સ્વરે કહ્યું, "મને આશા છે કે ત્યાં વધારે સવડ મળશે."

મુસાફરોએ તેઓના ઘોડા ધોરી રસ્તા ઉપરથી બાજુએ વાળ્યા અને એક સાંકડી નેળમાં થઇને ચાલવા માંડ્યું. તેમને લાગ્યું કે આ રસ્તો ધવલગિરિના વિકટ જંગલ તરફ જાય છે. રસ્તાની બન્ને બાજુએ ઉંચાં અને ઘટાવાળાં ઝાડ હતાં; અને તેમની શાખાઓ રસ્તાની મધ્યમાં ઢુંચે મળી જતી હતી. પાંદડાનો ભરાવો એટલો બધો હતો કે ચંદ્રનું અજવાળું તેને ભેદી નાખવા અશક્ત હતું. આથી આ સાંકડી નેળમાં [illegible] ઋતુની અમાવાસ્યાનો પ્રત્યક્ષ અનુભવ થતો હતો.

જેમ જેમ પ્રસન્ન અને મનોરમા આગળ વધતાં ગયાં તેમ તેમ આ [illegible]ગો રસ્તો ઉંચો જતો હોય એમ જણાવ્યું. ધીમે ધીમે આ રસ્તો એટલો બધો ઉંચો અને ઢોળાવવાળો આવ્યો કે તેમના ઘોડાઓ હારી ગયા. આ કંટાળા ભરેલી મુસાફરીનો તરત અંત આવે એવું તેઓ ખરા જીગરથી ઇચ્છતા હતા પરંતુ અન્યોન્યનો ઉત્સાહ સતેજ રાખવાને તેઓ આડી અવળી વાતો કર્યા કરતાં હતાં. આ પ્રમાણે તેઓએ અડધો કલાક ચાલ્યા કર્યું અને તેઓના ઘોડા પણ તદન થાકી ગયા એટલામાં તેઓને થોડે દૂર ચંદ્રનું અજવાળું દેખાયું અને થોડી જ વારમાં તેઓ આ અંધકારવાળી સાંકડી ગલીમાંથી બહાર આવ્યાં.

ખુલ્લા ભાગમાં આવ્યા પછી તેઓને દેખાયું કે ધવલગિરિની જે ટેકરીઓ દારબંધ ગોળાકારમાં દેખાતી હતી તેમાંની પહેલી ટેકરીને મથાળે તેઓ આવી લાગ્યાં હતાં. અહીં ઝાડી પુરી થઇ હતી અને ટેકરીનું મથાળું તદન ખુલ્લું હતું, પણ તેમની અગાડી પાછી ઝાડી શરૂ થતી હતી. આ ટેકરીનું મથાળું પહોળું અને ખડકવાળું હતું પણ ઘોડાને માટે સુંદર રસ્તો તેમાં બનાવવામાં આવ્યો હતો.

આ વખતે આકાશ વાદળથી છવાઈ જતું હતું. ચંદ્ર અને તારાઓ ઢંકાતા જતા હતા, અને વરસાદના મોટા ફોરાં ધીમે ધીમે પડતા હતા. પાસેની ઝાડીમાંથી પવન સુસવાટ કરી રહ્યો હતો અને આવાં બીજાં ચિન્હો ભયંકર તોફાનની આગાહી કરતાં હતાં. પણ થોડું ચાલ્યા પછી દૂરથી દેખાતા ઝગઝગતા દીવાએ તેમનામાં નવો [illegible] ઉત્પન્ન કર્યો. પ્રથમ કેટલીક કાળી આકાર વગરની વસ્તુઓ હારબંધ ઉભેલી દેખાઇ; પણ જેમ જેમ તેઓ આગળ વધતાં ગયાં તેમ તેમ કાળી હારોનું કિલ્લાની દિવાલોમાં રૂપાંતર થતું ગયું; અને પછી તો કિલ્લાની મજબુત દીવાલ, બુરજ, મિનારો વિગેરે સ્પષ્ટતાથી દેખાવા લાગ્યાં.

મુસાફરો થોડી જ વારમાં તે કિલ્લાના લોખંડી ઉંચા દરવાજા પાસે આવી પહોંચ્યા અને પ્રસન્ને ઘોડા ઉપરથી ઉતરીને બારણા પાસે લટકતી લોઢાની સાંકળ ખેંચી. થોડી જ ક્ષણમાં દરવાજાની એક નાની બારી ઉઘડી અને તેમાં થઇને દીવાનું અજવાળું બહાર આવ્યું. તરત એક માણસે તેનું ડોકું બહાર કાઢ્યું અને કઠોર અવાજે સાંકળ ખેંચવાનું કારણ પૂછ્યું.

"આ સ્ત્રી અને મારે માટે ફક્ત આજની રાત વિશ્રામ સ્થળ અથવા તો છેવટે આ સ્ત્રીને જ માટે," પ્રસન્ને દયાર્દ્ર સ્વરે કહ્યું "પરમેશ્વરની ખાતર અમને નિરાશ ન કરશો; કારણ કે અમે આ[illegible] દિવસ મુસાફરી કરી છે અને નજીકના ગામમાંથી અમને સખત અ[illegible]માનનો કડવો અનુભવ થયો છે. વળી તોફાન વધતું જાય છે, આ યુવ[illegible] શ્રમથી છેક થાકી ગઇ છે અને—

"ખરેખર ભાઇ, ત્યાં તમને ઉતરવા દેવાની કેમ ના પાડી તે કારણ હું સમજ્યો," તે માણસ મીઠા સ્વરે વચ્ચે બોલી ઉઠ્યો [illegible] કહ્યું, "અને તે જ કારણ તમને અહીંઆ દાખલ કરવામાં નડતર [illegible] છે; પણ જ્યારે તમે કહો છો કે વરસાદનું તોફાન વધતું જાય છે [illegible] તમને આરામ મળે એવું કોઇ પણ સ્થાન આટલામાં નથી અને [illegible] તે સ્ત્રીને આ ભયંકર જંગલમાં વરસાદના તોફાનમાં રાત કાઢવી [illegible] એ પણ મને અયોગ્ય અને ઘણું નિર્દયતાભર્યું લાગે છે."

"મારા ભલા દોસ્ત, તું સત્ય કહે છે," ઘણા જ આર્જીજી ભર્યા મીઠા અવાજે પ્રસન્ન બોલી ઉઠ્યો. "અમને આશરો આપ અને તેનો બદલો જેવો તેવો નજીવો ન ધારીશ."

"પણ મારે તો આ જોખમ મારી જીંદગીના ભોગે જ ખેડવાનું છે" તે માણસે ધીમા અવાજે કહ્યું. વળી તેણે થોડી વાર વિચાર કર્યો [illegible] તેમને દાખલ કરવા જ એવા છેવટના નિશ્ચય ઉપર આવતાં જ દૃઢતાથી જણાવ્યું, "જો તમારે રહેવાની ઇચ્છા હોય તો પ્રથમ મને વચન આપો કે જે જગ્યાએ હું તમને રાખું તે જગ્યા છોડીને મ[illegible] પૂછ્યા સિવાય જરા પણ આઘાપાછા થવું નહિ, અને આ [illegible] ખાસ કરીને આજની જ રાત તમે ગાળી હતી એવું ભવિષ્યમાં કો[illegible] પણ કહેવું નહિ." (અપૂર્ણ.)

પ્રિય વાચક! આપણા આ બે મુસાફરો કોણ છ[illegible] પેલી સો કુમારિકાઓનો ભેદ શું હતો? શા માટે પેલો ર[illegible]વાળ તેમને આશરો આપવા આનાકાની કરતો હતો? વગેરે ભેદ જાણવા માટે અમારો તા૦ ૨૦-૪-૨૪ નો અંક વાંચો.

નાસ્તિ ધર્મ નાસ્તિ કર્મ પાપિનિ,
કૃષ્ણ—જીહ્વ—દુષ્ટ—કાલસાપિનિ,
દંડધાર કીટ-કુંડ—વાસિનિ,
વાર વાર લક્ષ જારનાશિનિ!
નૃત્ય ગીત હાવ ભાવ શાલિનિ,
પાપ—તાપ—પુષ્પમાલ્ય માલિનિ,
ટેક્ષી લૅન્ડો ગાડી જોડી હાકિનિ,
બુદ્ધિ શરીર સકલધ્વંસ કારિણિ!
ક્રાન્સ દેશજન્મ મધ્ય લોભિનિ,
તરલ તુંજ રંગ અંગ શોભિનિ,
પાપ દંડ વિત્ત મન રંગિણિ,
શરીર હાડ થાય સ્નેહ સંગિનિ!

કાવ્ય લખી રહ્યા પછી પ્રાણુલાલે તેની ઘણી પ્રશંસા કરી. ધીમે ધીમે હીરાલાલની જીભ પણ ખુલવા માંડી. પ્રાણુલાલે કહ્યું, "મિ૦ હીરાલાલ! મદ્યપાન સંબંધી તમારો અંગત મત શો છે?"

હીરાલાલે સિગારેટ સાથે અગ્નિ સંયોગ કરી કહ્યું:—"જો કે જાહિરસભાઓ અને વ્યાખ્યાનોમાં હું મદ્યપાનનો ઘણો નિષેધ કરૂં છું, સરકારના આબકારી વિભાગની ઘણી કડક સમાલોચના કરૂં છું; પરંતુ એ બધું કેવળ નામના મેળવવા માટે છે. અસીલો વગેરેના સાથે માથું ફોડી, કોર્ટમાં લાંબાંલાંબાં ભાષણો કરી ઉપરે એટલો બધો કંટાળો ઉપજે છે કે, રાતને વખતે થોડું સ્વાસ્થ્યપાન કર્યા સિવાય આહાર કરવાની ઇચ્છા થતી નથી તથા નિદ્રા પણ આવતી નથી. વિલાયતમાં હું ઘણી સોસાયટીઓમાં ફર્યો છું. ત્યાં નિમંત્રણ કરનાર વ્યક્તિનું કોઈ પણ રીતે અપમાન કરી શકાતું નથી. જો નિયમ પ્રમાણે હદની અંદર મદ્યપાન કરવામાં આવે તો તેથી શરીરને નુકસાન નહિ થતાં લાભજ થાય છે."

ચકમનું ભેજું ધીમે ધીમે વિશેષ બગડવા લાગ્યું હતું. તેને અંગ્રેજીનું થોડું જ્ઞાન હતું. તે બોલ્યો:—

Little learning is a dangerous thing,
Drink deep or taste not the pierian spring.

આ સ્થળે pierian નો અર્થ પીપ કરવાનો છે. સાકી અને શરાબ એજ કવિઓનાં અપૂર્વ કાવ્યોની સામગ્રી છે. 'મદિરાપ્રતાપ' નામનું મ્હારૂં નવીન નૉટક થોડા કાળમાં નકુલેશ્વરશર્માની 'ગુર્જરાતે હિતવર્ધક નાટક કંપનીમાં' ભજવવામાં આવનાર છે. એમાં આ વિષયને મ્હેં એવા સુંદર ભાવમાં રજુ કર્યો છે કે જે જોતાં આશ્ચર્યના ઉદ્ગાર મૂર્ખના મુખમાંથી પણ બ્હાર નીકળ્યા સિવાય રહે નહિ. બે ચાર દૈનિક વર્તમાન-પત્રો જેવાં કે, "ગુર્જર મિત્ર" "જામે હિંદુસ્તાન" વગેરેના રીપોર્ટરોને અભિપ્રાયો માટે મફત પાસ મોકલી આપવામાં આવશે. પછી એ પત્રોમાં જે અભિપ્રાયો પ્રસિદ્ધ થશે તેથી મ્હારી કીર્તિ વિશ્વસંસારમાં વ્યાપ્ત થવા ઉપરાંત માલિકના ખીસ્સાનો ખણુ-ખણાટ વધી જવાનો સંપૂર્ણ સંભવ છે."

"હું ધારૂં છું કે, મ્હને પણ એક પાસ મળી શકશે" પ્રાણુલાલે પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી.

"કવિરાજના, ડાયરેક્ટરના અને માલિકના મિત્રો માટે સ્હા વર્ગની ટિકિટો ખુશખબર ખાતા તરીકે ખાસ રાખી મૂકવામાં છે. કંપનીના લેણદારો જેવા કે શે૦ ધનજીભાઇ પુંજા રેન્સી કા વેપારી, અરદેસર માણેકજી દારૂવાળા વિલાયતી દારૂની દુકાનના હજારીમલ કિશોરમલ મારવાડી ઓઝા (!) બાજે નાણાં વગેરે ઉપરાંત કેટલાક એક્ટરો પોતાની અખંડ સૌભાગ્યવતીને લઇ આવી આ ઑર્ચેસ્ટ્રાના કલાસમાં બેસાડે છે."

સ્હામી બાજુએ ઉર્દુ નાટક કંપનીનો એક એક્ટર તેના પારસી મિત્રો સાથે સુરાપાન કરતો હતો. ત્રણે જણાએ મળી આખી બૉટલ ખાલી કરી હતી. પેલો મુસલમાન એક્ટર કવિરાજ મનું છેલ્લું વાક્ય સાંભળી રાતો પીળો થઇ ગયો. તે બોલી "અરે એ મવાલી! તું શું બકે છે?" આમ કહી તે ઉઠી ચકમ આવ્યો. ચકમનું ભેજું વિશેષ ખસેલું જોઇ હીરાલાલ ઉઠી ગયો. ચકમે પેલા એક્ટરને ઉદ્દેશી કહ્યું:—"શરમ છે—શરમ છે શરમ છે. મ્હારા જેવા એક અગ્રગણ્ય કવિરાજને તું મવાલી કહે મ્હારી કંપનીમાં દશ પડાશે છે. તેમની પાસે તું ત્હારાં ખીમો ન કરાવું તો મારૂં નામ ચકમ નહિ."

હવે પેલા એક્ટરનો એક પારસી મિત્ર બોલી ઉઠ્યો:—"જ જોયો તને. કકાને કુતી મારી તારા જેવા ઘનાય કવિઓ આ મુંબઇની ગતરોમાંથી ફુતી નીકલીયા છ."

ધીમે ધીમે વિવાદ વધી ગયો અને અશ્રાવ્ય સંબોધનોનો ઉ પક્ષ તરફથી ઉપયોગ થવા માંડ્યો. પ્રાણુલાલ મહા મુસીબતે ચક સમજાવી બ્હાર લઇ ગયો. બન્નેના પગ લથડતદિતા. લથડતે પગે ને સુધી ગયા પછી ચકમ બોલ્યો:—"દોસ્ત પ્રાણુલાલ! સંબંધને લ મ્હારાથી કદાચ તુંકારીને તમને બોલાવાય તો તમે ખોટું લગાડશો ન ચાલો, આજે આપણે એક સ્થળે ગાનતાન સાંભળવા જઇએ."

પ્રાણુલાલ ચંચળ પ્રકૃતિનો હતો. તે ચકમની ઇચ્છાને વશ તેની સાથે જવા લાગ્યો. બન્ને જણા કૉર્નર આન્ટરોડથી ગોળ તરફ જવાને રસ્તે આગળ વધ્યા. બે મિનિટ પછી રસ્તાની ઉપર આવેલા એક ત્રણ મજલાના મકાન પાસે તેઓ ઉપસ્થિત નીચે જેલખાના જેવી લોઢાના સળીઆવાળી બંધ ઓરડીઓમાં કુ હાવભાવ કરતી અધમ પંક્તિની વેશ્યાઓ ઉભેલી હોઇ તેઓ દરતસ અને નેત્રસંકેતથી રસ્તે જતા આવતા પુરૂષોને આકર્ષવાનો પ્રયત્ન હતી. મકાનની એક બાજૂએ એક ગલી આવેલી હોઇ એ જવાનો દાદર ગલીમાં પડતો હતો. ચકમ આ મકાનની વિશેષતાને ગલીમાં આવેલા મકાનની દિવાલ સાથે અફળાયો. પ્રાણુલાલે તેનો પકડી તેને ખેંચી લીધો. પછી બન્ને જણા દાદર ચડી પહેલે ગયા. એ પહેલા માળના પોળના સામા છજા જેવી ગૅલેરી હતી. તેમાં ત્રણ ચાર વારવિલાસિનીઓ પાન ચાવતી ઉભી છજામાં દીપકના પ્રકાશનો વિશેષ વિસ્તાર નહિ હોવાથી એ ઓ સુંદરતાની પરીક્ષા થઇ શકે તેમ નહોતી; જ્યાં તેમણે મ્હોં ઉપર રાખોડી જેવો પાઉડર ચોળ્યો હતો તે સ્પષ્ટ જોઇ શકાતો હતો.

(વધુ માટે જુવો તા. ૨૦-૪-૨૪ નો અંક.)

# નારીરત્ન લુત્ફુન્નિસા.

અનુવાદકઃ—લલિતરાય જાદવજી વ્યાસ.

આપણી પ્રસ્તુત કથાની નાયિકા લુત્ફુન્નિસા બેગમ બંગાલ, બિહાર અને ઓરિસ્સાના સ્વતંત્ર અને છેલ્લા નવ્વાબ સિરાજની પ્રીતિપાત્ર બેગમ હતી. સિરાજ ઉપર વિપત્તિના પહાડ તુટી પડ્યા હતા. ઘર-ના જ માણસો વિશ્વાસઘાતી બન્યાં હતાં, અને રાજલક્ષ્મીએ સિરાજનો ત્યાગ કર્યો હતો એવા પ્રસંગે એક માત્ર ગૃહલક્ષ્મી લુત્ફુન્નિસા પતિપરાયણ રહી હતી અને બેગમ તરીકેનું કર્તવ્ય પાલન કર્યું હતું. એવી સુશીલા દેવીનું ચરિત્ર, આ કથા વાંચનાર સ્ત્રી-પુરૂષોને અવશ્ય બોધપ્રદ થશે અને આત્મબળ અર્પી કર્તવ્યરત બનાવશે.

લુત્ફુન્નિસા કોઇ શાહી કે અમીરી ખાનદાન કુટુંબમાં નહોતી જન્મી. તેના માતા પિતા કોણ હતાં અને તે ક્યાં જન્મી હતી એ કથા અંધારામાં જ છે. સિરાજના નાના (માનો બાપ) અલીવર્દીખાનના સમયમાં તેને ખરીદી બેગમોના નિવાસમાં દાસી તરીકે રાખી હતી. તે અત્યંત સૌંદર્યસંપન્ન હતી, એટલા માટે વેચાતી લઇ તેને બેગમ નિવાસમાં રાખી હતી. એ વખતે કોને ખબર હતી કે એ જ સૌંદર્યને લીધે, તે દાસીમાંથી બેગમ બની જશે? કોને ખબર હતી કે એ જ સામાન્ય દાસી, ખરીદાયેલી ગુલામ, પોતાની ઉત્કૃષ્ટ પતિભક્તિથી સતી સાધ્વીઓની પંક્તિમાં આવી અનુકરણીય ઉચ્ચ આદર્શનો દાખલો બેસાડતી જશે?

લુત્ફુન્નિસા સુંદર, હસમુખી, ભોળી અને નિત્ય પ્રસન્ન ચિત્તવાળી બાલા હતી. એ પ્રકૃતિથી જ બેગમ નિવાસની બધી બેગમો તેની ઉપર કૃપા દૃષ્ટિ રાખતી હતી અને ચાહતી હતી. તે પોતે પણ એ શાહી મહેલમાં નિર્ભયતાથી ફરતી રહેતી અને આનંદમાં દિવસો ગાળતી. વર્ષા ઋતુના પુષ્પ પર થતા ગુંજારવ માફક આ બાલા પણ શાહી વાડીઓમાં ધૂમ મચાવતી.

પુષ્પ કળી, કળી કેટલો વખત રહી શકે! તડકો થતાંજ તે ખીલી ઉઠે છે અને ખીલતાં તેની સુંદર શોભા અને સુગંધ સહેજે મનને લલચાવે છે. સમય જતાં લુત્ફુન્નિસાની પણ એ જ સ્થિતિ થઇ. યૌવનના આગમન સાથેજ એ બાલાનાં સ્વાભાવિક સૌંદર્યમાં કંઇક નવી જ છટા આવી. બાલા મટી યુવતી બની. મુખ મંડલપર નવી જ મોહકતા આવી. બાલપણનું ચાંચલ્ય ઉડી ગયું અને તેને સ્થાને અદૃશ્ય રીતે સ્વાભાવિક ગાંભીર્ય અને ગર્વ આવ્યાં. તેનામાં એક વિચિત્ર આકર્ષણ શક્તિ આવી ગઇ. તેની આંખની કાળી કીકી દૃષ્ટિ માત્રથી જોનારના દિલની વિદારક બની. યૌવનના જોમમાં તેની મનોહારિણી અને ચંચલ છટાનો દિન પ્રતિ દિન વિકાસ થવા લાગ્યો.

તેનો ખીલતો ચ્હેરો જોઇ નવ્વાબના અંતઃપુરની વૃદ્ધ સ્ત્રીઓ મોઢામાં આંગળાં નાખી પોતાના યૌવન કાળનું સ્મરણ કરી મનમાં ખિન્ન બનતી. લુત્ફુન્નિસાની સખીઓ મશ્કરીમાં કહેતીઃ "ઓહો, શી તો ખીલી!" ત્યારે લુત્ફુન્નિસા નેત્ર કટાક્ષ સાથે કહેતીઃ "કાં ન ખીલે?" એની એ ખીલતી જુવાની પર અલીવર્દીખાનનો દૌહિત્ર સિરાજ મોહી પડ્યો.

લુત્ફુન્નિસાની પણ એ જ સ્થિતિ થઇ. બન્ને એક બીજાને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવા લાગ્યાં. આ વાત વૃદ્ધ નવ્વાબથી છાની ન રહી. સિરાજ પર નવ્વાબની એટલી બધી પ્રીતિ હતી કે તે જે માગે તે તેને આપતો. સિરાજમાં આવેલા દોષોનું કારણ એ વૃદ્ધ નવ્વાબની અતિ પ્રીતિ હતું. અલીવર્દીખાને સિરાજની ઇચ્છા જોઇ, તેની સાથે ખુશીથી લુત્ફુન્નિસાનાં લગ્ન કરી દીધાં. એક દાસીનું ભાગ્ય ખીલ્યું અને તે બેગમ બની ગઇ. એનું નામ પ્રારબ્ધનો ખેલ!

ઇ૦ સ૦ ૧૭૫૬ માં ૮૦ વર્ષની ઉમરે અલીવર્દીખાન મરણ પામ્યો. સિરાજ કેવળ ૨૦ વર્ષની અવસ્થાએ બંગાલ, બિહાર અને ઓરિસ્સાના રાજ્ય સિંહાસનનો માલેક બન્યો. એ વખતે સિરાજ પ્રત્યે નિષ્કારણ દ્વેષ રાખનારાં રાજ્યમાં ઘણાં માણસો હતાં. સિરાજ નવ્વાબ થવાની સાથે જ એ લોકોએ અંદર અંદર તેની સામે ખટપટ શરૂ કરી દીધી. પરંતુ આ વાત સિરાજથી ગુપ્ત રહી નહિ. એ હમેશાં સાવચેત રહેતો અને કોઇનો પણ વિશ્વાસ કરતો નહિ. તેણે એટલે સુધી સાવધાન રહેવાનો રસ્તો લીધો કે બેગમો ઉપર તેણે દેખરેખ રખાવી. એ અવિશ્વાસના દિવસોમાં સિરાજની એક માત્ર સંગીની લુત્ફુન્નિસા હતી. એ દેવી ઉપર તેને પુરેપુરો વિશ્વાસ હતો અને તે હંમેશા નવ્વાબની પાસે રહી, તેની તન મનથી સેવા કરતી હતી. જેની ઉપર પતિનો આટલો વિશ્વાસ હોય એ દેવીના ચરિત્રને ધન્ય છે.

છેવટ સિરાજના મનમાં હમેશા જે વાતનો ખટકો રહેતો હતો એજ બન્યું. વૃદ્ધ નવ્વાબ અલીવર્દીખાનો બનેવી અને સિરાજના સેનાપતિ મીરજાફરે યુવાન નવ્વાબનો પુરેપુરો વિશ્વાસઘાત કર્યો. એ નિમકહરામે રાજ્યના લોભમાં પડી, પોતાનુ નામ સ્વામીદ્રોહથી કલંકિત કર્યું. એટલું જ નહિ પરંતુ ભારતની સ્વાધીનતાના નાશમાં પણ હિસ્સો આપનાર તરીકે પોતાનું નામ કલંકિત કર્યું. ઇ૦ સ૦ ૧૭૫૭માં રોબર્ટ કલાઇવ સામે પોતાની વિશાળ સેના ખડી હોવા છતાં પ્લાસીના યુદ્ધમાં નવ્વાબની હાર થઇ. સિરાજ ત્યાંથી ભાગ્યો અને પોતાની રાજધાની મુર્શિદાબાદમાં પહોંચ્યો, પરંતુ ત્યાં પણ તેને પોતાની નવાબતી ન જણાઇ ત્યારે રાજમહેલ જવાનો વિચાર કર્યો.

આ વખતે બધા લોકોએ સિરાજનો સાથ છોડી દીધો હતો. મિત્રો મોઢું જ બતાવતા ન હતા. સગો સસરો સિરાજનો પ્રાણ લેવા તૈયાર બેઠો હતો. કેવળ ચરણોમાં પડી રહેનારી એક કોમળાંગી અબળા સિરાજની જ રહેવાને તૈયાર હતી. એ અબળા તે જ પવિત્રહૃદયા સ્ત્રી લુત્ફુન્નિસા બેગમ હતી. એવા કઠણ સમયમાં, કષ્ટ ભોગવવાને તૈયાર જોઇ તેની મુક્ત કંઠે પ્રશંસા કરવી પડે છે. સિરાજે તેને પોતાની સાથે આવતાં રોકી. વિપત્તિનો ખ્યાલ આપ્યો, રસ્તાનાં ભયંકર કષ્ટોનું વર્ણન કર્યું પરંતુ લુત્ફુન્નિસાએ એજ કહ્યું કે—"વ્હાલા, તમે આવાં વચનો કેમ બોલો છો? હું તમારા સિવાય કેમ રીતે જી શકું? પુરૂષ પોતાનો પડછાયો છોડી શકે તો જ સ્ત્રીને પોતાથી જુદી કરી શકે. મેં આપની સાથે સુખમાં દિવસો ગાળ્યા છે તો આપના દુઃખોની પણ હું અવશ્ય ભાગીદાર છું. મને આપ સાથે આવવાની ના ન પાડો.

મા લોક તેમજ પરલોકમાં તમેજ મારા દેવ છો, એ વાત ધ્યાનમાં ાખી હું આપની સેવામાં આનંદ માનું છું. તમારી સેવામાં રહેતાં ને સુખદુઃખની કશી ચીંતા નહિ થાય. તમારી સાથે આવવામાં મને રાથે દુઃખ નહિ થાય."

પોતાની પ્રિયતમાનાં આ વચનો સાંભળી, તથા તેનું શોકવ્યાપ્ત ખ અને અશ્રુભર્યાં નેત્રો નિહાળી, સિરાજથી ન રહેવાયું. તેણે ત્ફુન્નિસાને હૃદય સાથે લગાવી અને એ રીતે સાથે આવવાની સંમતી પાપી.

એવડા મોટા પ્રાંતનો સ્વતંત્ર સ્વામી, કેવળ પ્રાણરક્ષાને માટે, ોતાની બેગમને સાથે લઇ મધ્ય રાત્રે સાધારણ બળદનાં ગાડામાં બેસી ાલી નીકળ્યો. જમીન રસ્તે જવા કરતાં તેને નદી રસ્તે જવું વધારે ાગ્ય લાગ્યું એટલે તે ભગવાન ગોલા પહોંચ્યો. એ ગામ મુર્શિદા-ાદથી ઉત્તર દિશામાં સાડા સાત ગાઉ દૂર છે. ત્યાં પહોંચી સિરાજ, ત્ફુન્નિસા અને બે ચાર સેવકોને સાથે લઇ વ્હાણમાં બેસી રાજમહેલ રફ ઉપડયો. નવ્વાબનું પ્રારબ્ધ જ ઉલટું નહોત તો તેને જમીન સ્તે જવામાં લાભ હતો, કારણ કે હજી પણ નિમકહલાલ રહેલા ૈનિકો નવ્વાબની હાકલ પડતાં તેની સાથે ભળી જાત અને એ પ્રમાણે ન્ય ફરી એકત્ર થયા પછી નવ્વાબની સામે ઉભા રહેવાનું કોનું સામર્થ્ય તું? રસ્તામાં સખ્ત તાપ, ભૂખ, તૃષા અને ઉજાગરાનાં દુઃખો ઓને વેઠવા પડયાં. જે લોકોને દુઃખ શી વસ્તુ છે તેનો ખ્યાલ પણ હોતો, તેની આ અવસ્થા! સંસારની એજ સ્થિતિ છે. કાળનો તિર-સ્કાર કરવો વ્યર્થ છે. આપણે તેનાથી ઉપદેશ ગ્રહણ કરી, હૃદય વિપત્તિ સહન કરે તેવું બનાવવું જોઇએ. આ કષ્ટો પર લેશ પણ ધ્યાન આપતાં લુત્ફુન્નિસાએ પોતાના પતિની ખૂબ સેવા કરી. સ્વામીને ના કપડામાં સુવાડી, હૃદય સરસા લગાવી, તે તેને ટાઢક આપતી . સ્વામી કેમ રીતે પ્રસન્ન થાય; એજ તે જોયા કરતી.

ત્રણ દિવસ સુધી એક સરખું કષ્ટ સહ્યા પછી એ લોકો રાજ હલની પાસે જઇ પહોંચ્યાં. જે નવ્વાબ ખટ-રસ ભોજનથી પણ નહોતો થતો એ નવ્વાબ આજે ત્રણ દિવસથી ભૂખ્યો અને તૃષાતુર . છે. તેણે લુત્ફુન્નિસાને કહ્યું:-"કંઇક રાંધીને ખવરાવ તો પ્રાણ " એટલામાં જ દાનાશાહ નામનો એક ભવ્ય ત્યાગી મૂનિએ આવી કહ્યું કે "હું બધી વ્યવસ્થા કરૂં છું, તમે નિશ્ચિંત રહો. પરંતુ અરેરે! ફૂટેલાં નસીબની કહાણી-દાનાશાહ નવ્વાબને માટે તો ખરેખરો દુશ્મન જ નીવડ્યો. તેણે તો ચુપચુપ નવ્વાબના દુશ્મનોને તેના આગ-મનના સમાચાર પહોંચાડી દીધા.

સમાચાર મળતાંજ મીરજાફરનો જમાઈ મીર કાસીમ અને તેનો ભાઇ દાઉદખાં, લશ્કર સાથે સિરાજને પરહેજ કરવા આવી પહોંચ્યા. જેનું લુણ ખાઇ આ લોકો માતેલા બન્યા હતા, તેને જ કેદ કરીને એ કુતરાઓએ સ્વામીભક્તનો આદર્શ (!) દુનિયાને દર્શાવી દીધો. મીર કાસીમે ડરાવી, ધમકાવી, લુત્ફુન્નિસાના અલંકારો ઉતરાવી કબજે કરી લીધા અને તેના બીજા સાથીઓએ નવ્વાબની બીજી વસ્તુઓ લુંટી લીધી. જે લોકો એક દિવસ પૂરા વૈભવયુક્ત નવ્વાબની પાસે જતાં ... કરતા હતા. અને તે પોતા પર રાજી રહે એવી પ્રભુને પ્રાર્થના કરતા હતા, એ લોકો જ આજે એ જ નવ્વાબને મેણાં મારી તેના મર્મને રહ્યા હતા.

પાંજરામાં પુરાયલા કેસરી સિંહની માફક સિરાજ મુંગે મોં બધુંએ સહી રહ્યો હતો. તેણે ધીમે સ્વરે કહ્યું:-"હું રાજપાટ, ધામ કે સેવક કંઇ પણ ઇચ્છતો નથી. મને નિર્વાહ માટે થોડી વાર્ષિ રકમ અને બંગાલના કોઈ રહેવાની જગ્યા આપો. હું કોઈ ... જગાએ અશાન્તિ ઉત્પન્ન નહિ કરૂં.

ગઇ કાલે જ હજુ જે કુતરાઓ પર નવ્વાબ રાજ્ય કરતો હતો જેની કૃપાદૃષ્ટિ માટે હજુ ગઇ કાલેજ જે લોકો તલપાપડ થતા હતા એજ અર્થ-દાસ, સ્વાર્થી અને વિશ્વાસઘાતી લોકોએ આજે પોતાન સ્વામીની આ સામાન્ય પ્રાર્થના ઉપર પણ ધ્યાન ન આપ્યું એ લોકો નવ્વાબને કેદી બનાવી મુર્શિદાબાદ લઇ ગયા. સાથે જ દુઃખી બિચારી લુત્ફુન્નિસાને પણ કેદી બનાવી. પતિ તેને પણ દુઃખો વેઠવાં પડયાં.

મીરજાફરનો મોટો છોકરો મીરન સાક્ષાત નરપિશાચ હતો. તેન હૃદયમાં દયા ન હોતી. તેણે સિરાજનું માથું કપાવી નાખ્યું. સિરાજન શબને મુર્શિદાબાદના ખુશબાગમાં દફનાવ્યું. બિચારી લુત્ફુન્નિસાને જ દસ્તીથી ઢાકે મોકલી દીધી. પતિનું સ્મરણ કરતી રોતાં રોતાં જ દિવસો ગાળતી હતી. કેટલાક દિવસો સુધી અરજ ઉપર અરજ કર્ય પછી તેને મુર્શિદાબાદ બોલાવી લેવામાં આવી અને તેને ... રહેવા માટે જગ્યા પણ આપી. પોતાના પતિના મકબરાની બધ વ્યવસ્થા તેણે જાતે કરવા માંડી.

લુત્ફુન્નિસા દરરોજ આંસુઓથી ભીંજએલા પુષ્પોથી પે પતિની કબરને શણગારતી. સંધ્યા સમયે સુગંધયુક્ત તેલનો દીવો કર મકબરામાં પ્રકાશ કરતી હતી. ત્યાં તે પોતાના પ્રિયતમ પતિ સિરાજન સ્મરણ કરતી કલાકો સુધી રડતી મૂર્છિત થઇ પડી રહેતી. તેને પીવાની શુદ્ધિ પણ ન રહી. હમેશાં જીભ ઉપર "પ્યારે સિરાજ" શબ્દનું જ રટણ કર્યા કરતી, આંખો આંસુઓથી ભરી રહેતી, ધીમે ધીમે થોડા જ દિવસોમાં એ પ્રેમમયી બાલાનો સિરાજનું રટણ અંત આવ્યો. લુત્ફુન્નિસાને પતિનાં ચરણોમાં જ દફનાવવામાં આવી એ યુગ્મ પ્રેમી છેવટના ન્યાયનો દિવસ આવતાં સુધી આજે કબરમાં સુઇ રહ્યાં છે.

લુત્ફુન્નિસાની ઇચ્છા હોત તો નવ્વાબની બીજી બેગમોની મા ખૂબ ધન અને આભૂષણો લઇ પોતાનું જીવન સુખમાં વ્યતીત કરી તેમ હતું. પરંતુ તેણે એમ ન કર્યું. પતિનું મૃત્યુ થવા સાથે જ એક રીતે ખાવું પીવું છોડી દીધું હતું. સંસારી સુખોને તુચ્છ સમજી પતિના સ્મરણમાં જ તેણે સુખ માન્યું અને થોડા જ વખત એ પોતાના વ્હાલા સિરાજને જઇ મળી.

ધન્ય છે એ પતિપરાયણ મુસ્લીમ નારીરત્ન લુત્ફુન્નિસાને.

———o———

# મોજ-મજાહ.

રવિવાર તારીખ ૨૦ મી એપ્રીલ સને ૧૯૨૪.

## સંતાડકુકડીના ખેલ.

લખનાર—દિવાનો.

### પાત્રો.

બ્રહ્મચારી ભૈજનાથ—બ્રહ્મચર્યાશ્રમના પ્રતિષ્ઠાતા ગુરૂ.
„ મોહજીત—ભૈજનાથનો પટ્ટ-શિષ્ય રાજકુમાર
„ ગોબર—એક શિષ્ય, માર દમપે દમ.
મંદારિકા— મોહજીતે છુપાવેલી તેની પત્ની.
ચંડી— ગોબરે છુપાવી રાખેલી તેની સ્ત્રી.

સ્થળ—બ્રહ્મચર્યાશ્રમ.

### પ્રવેશ બીજો.

મોહજીત—હવે શું કરૂં? ભોળા ગુરૂજીની ભોળાઈનો લાભ લઈ આજ દિવસ સુધી તો ગપ્પબ ગોટાળો ચલાવ્યો, મ્હારી મંદારિકા અને મંદનને છૂપાવ્યો, મ્હારી દરેક યુક્તિમાં ફાવ્યો, પણ આજે પિતાજી આવી પહોંચ્યા છે અને હવે એને કેમ છૂપાવું? પિતાજીની નજરથી કેમ બચાવું?

ખેલાડી પેતરા જાણે સદા બીજા ખેલાડીના;
ઉંદર અંધારે હો પણ શોધશે ડોળા બીલાડીના.

હવે શું કરૂં? (વિચાર કરે છે) હા. હા. જો ગુરૂજી હાથમાં આવે તો કામ થાય અને આ ખુલ્લા થવાની બ્હીક જાય. પણ તેને મનાવવા શું ઉપાય કરવો. હા. હા. ઠીક. ઠીક. [જાય છે.]

ગુરૂ—[બોલતે બોલતે પ્રવેશ કરે છે.] પ્યાર, દુનિયાનું નખ્ખોદ વાળનાર પ્યાર, જગતને ડુબાવનાર પ્યાર, ડાહ્યાને ગાંડા બનાવનાર પ્યાર, એ પ્યારને ગોલી માર.

[મોહજીત બે બગલમાં બે ઘોડી અને હાથમાં દોરડું લઈ દાખલ થાય છે. બે તરફ બે ઘોડી ગોઠવી તેને દોરડું બાંધે છે અને વચમાં ઉભો રહી ફાંસી ખાવાનો ઢોંગ કરતો જણાય છે.]

મોહજીત—મરવું જોઇએ, બસ હવે મારે મરવુંજ જોઇએ.
ગુરૂ—કોણ! મોહજીત!! અરે આ શું કરે છે?
મોહજીત—ગુનાહની સજા. ભૂલનું પ્રાયશ્ચિત!
ગુરૂ—અરે પણ છે શું! તે તો મને કહે—!

મોહજીત—નહીં ગુરૂજી મને મરવા દો. બસ મને ન રોકો, જૂઓ હું ઠીક કહું છું. પિતાજી તે જાણે અને કંઇ કહે તે પહેલાં મનેજ મારી મેળે સમજી લેવા દો.

ગુરૂ—પણ છે શું?

મોહજીત—હું ઠીક કહું છું ગુરૂજી. જૂઓ હું કહીશ તો પછી તમે પણ ચીડાશો.

ગુરૂ—હું ચીડાઇશ!? કોનાપર? તારાપર! મ્હારા પ્રિય શિષ્યપર? અરે મ્હારા આશ્રમની કીર્તિપર? નહીં, કદી નહીં, જીવ જતાં પણ નહીં. સર્વ જગતનો પ્રલય થતાં પણ નહીં.

મોહજીત—ન માનો તો રહ્યું. બાકી હું તો ખરૂં કહું છું કે તમે ચીડાશો અને પિતાજીને કહેવા દોડયા જશો, એના કરતાં આ ફાંસી શો ખોટો છે માટે મને મરવા દો.

[ફાંસી ગળામાં નાખવાના ઢોંગ કરે છે. ગુરૂ તેમ કરતાં અટકાવે છે.]

ગુરૂ—લે હું વચન આપું છું કે હું ક્રોધ નહીં કરૂં પછી કંઇ છે?

મોહજીત—વચન આપો છો?

ગુરૂ—હા લે [...] આ વચન.

મોહજીત—હાશ, હવે કંઇક ઠંડક વળી. પણ નહીં તમારૂં વચન નકામું છે પિતાજીના ક્રોધ પાસે તમારૂં એ શું વળવાનું છે. માટે—

[ફાંસાની ખોટી ધાંધલ પકડપચ]

ગુરૂ—મ્હારાથી બનશે ત્યાં સુધી હું તને તારા પિતાના ક્રોધથી પણ બચાવી લઇશ. બસ? હવે કંઇ?

મોહજીત—તેનુ વચન આપો.

ગુરૂ—ભોળાનાથ શંકરને વચ્ચે રાખી લે આ વચન.

મોહજીત—તો જુઓને ગુરૂજી હું પ્રેમ—

ગુરૂ—[ચમકીને] પ્રેમ!! રાક્ષસોને અમૃતને બદલે દારૂ પિવડાવનાર પ્રેમ!! શંકરને ગાંડા કરી ભીલડી પાછળ વનવન ભટકાવનાર પ્રેમ!! અરે તારા બાપ ઉપર આ લડાઇનું તોફાન લાવનાર પ્રેમ!!

મોહજીત—હું પહેલેથીજ નહોતો કહેતો કે તમે ક્રોધ કરશો. બસ, તો હવે મને મરવાજ દો!

[ફાંસાની ખોટી ધાંધલ.]

ગુરૂ—રહેવા દે, ભાઇ રહેવા દે, બસ ગોબર પ્રેમ, ચંડી પ્રેમ, મોહજીત પ્રેમ મારા વાડામાં પ્રેમ પ્રેમ અને પ્રેમ તો પછી બ્રહ્મચર્ય કેમ રહેશે કેમ ક્ષેમ! ચાલ આ વખતે મેં તને માફ કરી દીધું પણ હવે બીજી વખત પ્રેમ ન કરતો, તે પ્રેમને પડછાયે પણ ન પડતો. સંયમ સંયમ, આત્મ સંયમ કર અને અખંડ બ્રહ્મચારીની કીર્તિ વર.

મોહજીત—પણ ગુરૂજી, હું તો વરી ચૂક્યો!

ગુરૂ—એટલે!!!

મોહજીત—લગ્ન કરી ચૂકયો!

ગુરૂ—કયાં? કયારે? કોની પાસે! કોના હુકમથી! કોના કહેવાથી!

મોહજીત—વળી વચન ભુલી ગયા કે ગુરૂજી, તો બસ—

[ફાંસી........]

ગુરૂ—અરે વચન શું રાખ ભુલશે પણ તેં મારી બધી મહેનત ધુળમાં મેળવી !

મોહજીત—પણ હવે તો થયું તે થયું માટે એને કયાંય છૂપાવી પિતાની નજરથી હવે બચાવી.

ગુરૂ—પણ બચાવું, બચાવું તે કેમ બચાવું એ કંઇ બતાવીશ !

મોહજીત—ગુરૂજી, હમણાં તેને તમારા અધ્યયના ગારમાં છૂપાવો, એટલામાં વિચાર કરી આપશે બીજે કયાંય છૂપાવીશું. પિતાજી જાય ત્યાં સુધી તમારી અને મ્હારી બન્નેની ઇજ્જત બચાવીશું.

ગુરૂ—અરે પણ—

મોહજીત—હવે પણ બણ કંઇ નહીં, ગુરૂ કૃપા કરો અને-મંદાર-મંદાર.

મંદારિકા—આવી નાથ.

મોહજીત—ગુરૂજીને કર નમસ્કાર.

ગુરૂ—અરે, પણ મારાં ધોળાંનો કર્યો કાંઇ વિચાર ?

મોહજીત—આપ તેને સંતાડો એટલામાં હું બહાર પિતાજી ન આવે તેની ચોકી કરૂં છું ! [જાય છે.]

મંદારિકા—ગુરૂજી, બાળકની ભૂલ માફ કરો, હું તમારે પગે પડું છું.

ગુરૂ—અરરર ! કોઇનાં પગલાંનો અવાજ આવે છે માટે જા જા આ ઓરડામાં સંતાઇ જા.

મંદારિકા—[ અંદર જતે જતે ] અરે હા એ પણ ખરૂં. જો, હું નિશાની તરીકે ત્રણ ટકોરા મારૂં ત્યારેજ તું બાર ઉઘાડજે સમજી કે ? બરાબર સંતાઇ બેસજે, જો તું કોઇની નજરે પડી તો મારૂં તો મોતજ સમજજે.

[ બાર બંધ કરે છે. ચંડી પ્રવેશ કરે છે તે તેને બાર બંધ કરતાં જુવે છે. ]

ચંડી—[સ્વગત] લંગોટો તે દિવસે બહુ રંગ કરતો હતો તે આજે ઠીક હાથમાં આવ્યો છે. [પ્રગટ] ગુરૂજી, એ અંદર કોણ છે અંદર ?

ગુરૂ—[ગભરાઇને] અંદર ? અંદર કોણ હોય અંદર ? આ કબાટ, ચોપડી, ખુરશી, ટેબલ.

ચંડી—એમ કે ગુરૂજી ? તે શું તમારી જોડે ટેબલ-ખુરશી પણ વાત કરે છે ખરાં કે ? મેં આવતાં જોયું કે અંદર કંઇ ખુરરરર, સુરરરર અવાજ થતો હતો તે તો ચોપડીઓ ને કબાટ ચાલતાં હશે !

ગુરૂ—[સ્વગત] અરરરર પૂરો ફસાયો. આ રાંડે તેનાં ચાલવાનો અવાજ સાંભળ્યો જણાય છે ! [પ્રગટ] શું શું કહ્યું ? ખુરરરર સુરરરર ખુરરરર સુરરરર નહીં કે ? હં-હં-હં એ તો છે ને છે ને છે ને કે ઘોંસ ઘોંસ ફરતી હશે ઘોંસ હા હા હા કાંતો બિલાડી ને કાંતો ઘોંસ ઘોંસ-ઘોંસ.

ચંડી—[ચાળા પાડી] હં......ઘોંસ કાં બિલાડીને કાં ઘોંસ ગુરૂ મહારાજ બે પગવાળી કે ચાર પગવાળી ? તે દિવસે મને અને ગોબરને કહ્યું હતું તે યાદ છે કે ? બોલાવવા દો મહારાજને.

ગુરૂ—હં હં જોને ચંડી, તું તો મ્હારી ડાહી દીકરી છોને ચંડી.

ચંડી—શું કહ્યું ? દીકરી ? ! નહીં નહીં—"અમદા પાપનું નારી નરકની ખાણ," ડાહી સાસરે ન જાય અને ઘેલીને શીખામણ બરૂં કે નહીં ? બોલાવા દો મહારાજને, ગોબર એ ગો—

ગુરૂ—[ ચંડી ] અરે પણ હું શું કહું છું તે તું—

ચંડી—[મોઢા આડેથી હાથ કાઢી] હાથ કાઢ મોઢા આડેથી કાઢ, પારકી બઇરીનાં મોઢાને હાથ અડાડતાં શરમાતો નથી લંગોટા ? શું કહેતો તો ? સર્વસ્વનું સત્યાનાશ વાળનાર સ્ત્રી, બંલઉાળ કાઢનાર ભારજા, ત્યારે આ સંતાડી તે કોણ છે, બઇરી છે તારી મા ? [અંદર જોઇ ] ગોબર—મહારાજ.

ગુરૂ—અરે હાં હાં પણ જરાક મારૂં સાંભળ તો ખરી. જા હું અને ગોબરનાં જાહેરમાં લગન કરાવી આપીશ અને તને મ્હારી પુત્રી ગણી મોસાળું આપીશ.

ચંડી—હં હવે-છટકે સપડાયા ત્યારે કે તમે તો મને મે આપશો ત્યારે પણ હું તો હમણાંજ તમને ચાલ જોડાની ... અપાવીશ.

રાવણ—[ બોલતો બોલતો પ્રવેશ કરે છે ] શું છે ? શું છે ? અંદર બધી ગડબડ સડબડ શું છે ?

ગુરૂ—[સ્વગત] અરરરર માર્યા ઠાર !

રાવણ—[ ચંડીને ] કેમ, મેં તને ગુરૂજીને બોલાવવા મોકલી તું તો અહીંજ ઉભી છે ?

ચંડી—[ હાથ જોડી ] મહારાજ ! ગુરૂજી જરાક ધ્યાન ... હતાં એટલે વાર લાગી.

ગુરૂ—[ સ્વગત ] અથાણું અથાવા માંડયું !

રાવણ—[ગભરાએલા ગુરૂ અને ગુરૂને ઇશારામાં દમ બી... ચંડીનાં મો તરફ જોઇ. ] તમારા ચહેરાઓમાં વિલક્ષણતા કેમ જણાય આ બધો ગોટાળો શો છે, ગોટાળો ?

ચંડી—ગોટાળો, મહારાજ આ બધો ગોટાળો ઘોંસે કરી મ... છે ! એણે ગુરૂજીની ઓરડીમાં ધમાચકરી મચાવી મૂકી છે. બી... જરાએ જંપ વાળવા દેતી નથી !

રાવણ—પણ તું શું બબડે જાય છે ?

ચંડી—ગુરૂજીને પૂછોને ? ગુરૂજી કહેતા હતા—

ગુરૂ—( ગભરાઇ ) હું-હું-હું કંઇ કહેતો નહોતો, હું કંઇ નથી. કંઇ કહેવાનો પણ નથી, કંઇ હતું નહીં, કંઇ છે કંઇ હશે એ નહીં !

રાવણ—ગુરૂજી, તમે આટલા બધા ચકરાઓ છો શાના ? ચંડી, તું તો કંઇ ખુલાસો કર—!

ગુરૂ—મ-મ-મહારાજ કંઇ નથી, કંઇએ નથી, ચંડી, કહેશેને હશે તે ! (ચંડીને પગે લાગવાનો ઇશારો કરે છે. )

ચંડી—મહારાજ, ગુરૂજીએ પોતાનાં બ્રહ્મચર્યનાં વરદાન નારી પોતાની ઓરડીમાં સંતાડી છે ! આ એનીજ—

ગુરૂ—જૂઠી જૂઠી, ( ગભરાતે ગભરાતે રાવણને ) હં...આ એ માનો છો મહારાજ ? નારાયણ ! નારાયણ !!

ચંડી—હં-હું જૂઠી છું એમ કે? તો પછી હું આવી ત્યારે મે વાત કોની સાથે કરતા હતા?

રાવણ—વાત કરતા હતા!?

ગુરૂ—એ તો-એ તો-હં એ તો હમણાં કેટલાક દિવસથી આ ઓરડીમાં પાણી ગળે છે તે—

ચંડી—શું પાણીને ગળવાનું બંધ થઈ જવા કહેતા'તા?

ગુરૂ—અરે નહીં ગોબરને મારી ચોપડીઓ જરા ગોઠવીને રાખવાનું કહેતો હતો!

ચંડી—કોને, ગોબરને? તેને તો હું આવતી હતી ત્યારે અહીં બહારજ ફરતો જોયો-ગોબર? ગોબર?

ગોબર—(પ્રવેશ કરતે) બમ, બમ; માર દમં પે દમ, કમાયગી નિયા ઔર ખાયગે હમ!

રાવણ—ગુરૂજી, આ ગોબર તો અહીં બહાર છે.

ચંડી—અને આ ઓરડીને એક બારી શિવાય બહાર જવા આવવાને તો આ એકજ બાર છે!

ગુરૂ—(ગભરાતો) કદાચ બારી કુદીને—બારી કુદીને બહાર નીકળી ગયો હશે!

ચંડી—ગુરૂજી, ગુરૂ ઘણા દહાડા થયા; હવે ચેલા બની જાઓ! અંદર કોઈ બીજોજ શિષ્ય છે તેને બાર ખોલાવી બતાવો! હં, ભલે થઈ જાય તમારી નિશાની ત્રણ ટકોરા લગાવો!

ગુરૂ—(સ્વગત) અરરરર! મારૂં તો માથું ફરવા લાગ્યું છે. આવો આવો ઓ દેવતાઓ, મારી મદદે આવો અને મને આ આફતથી બચાવો!

રાવણ—કંઈક ગોટાળો તો જરૂર છે. ઉઘાડ, ઉઘાડ ગોબર, બારને લાત માર અને બાર ઉઘાડ.

(ગોબર બારને લાત મારે છે મોહજીત દરવાજો ખોલી બહાર આવે છે.)

ચંડી—(અજાયબીથી) કોણ કુમાર?!!

ગુરૂ—(સ્વગત) કોણ મોહજીત?!!

રાવણ—કોણ તું?!

મોહજીત—હા. હું પોતે પંડે છું.

રાવણ—ત્યારે આમ સંતાઈ રહેવાનું કારણ શું?

મોહજીત—જૂઓને બાપુ, ખરૂં કારણ તો એમ છે કે મ્હારે થી એક ભૂલ થઈ ગઈ અને મારી ભૂલ આપને ન જણાવવામાં ગુરૂજીના પગ પકડી તેની પાસે વચન લીધું.

ગુરૂ—હા-હા-હા-હા-હા.

મોહજીત—તેઓએ પણ વચન આપ્યું.

ગુરૂ—હા-હા—હા-હા-હા.

મોહજીત—તેઓ આપ પાસે મને ક્ષમા કરવા હમણાંજ વિનંતિ કરવાના હતા.

ગુરૂ—હા-હા-હા-હા-હા.

મોહજીત—અને ત્યાર પછી મને તમારી પાસે મુકલો વાના હતા.

ગુરૂ—હા-હા—હા-હા-હા.

મોહજીત—પણ તમને ક્રોધમાં જોઈ મને પણ બાર ખો[illegible] હીમ્મત થઈ નહીં.

ગુરૂ—હા.

મોહજીત—અને ગુરૂજીથી પણ વચન ભંગ થવાય તેમ નહોતું.

ગુરૂ—હા-હા-હા-હા-હા.

મોહજીત—બસ જે વાત છે તે આ "ધમેલી ભૂલ સુધારી અંદર બરાબર અભ્યાસ કર" એમ મને ભલામણ કરી તેઓ તમારી પાસે આવતા હતા, એટલામાં ચન્ડી આવી અને તેને બીજોજ વહેમ પડ્યો. એટલે આ નવી ગડબડ જમાવી!

ગુરૂ—હા-હા-હા-હા-હા.

ચંડી—અરે ત્યારે તો મ્હારીજ ફજેતીની વારી આવી!

ગુરૂ—હા-હા-હા-હા-હા.

રાવણ—કેમ ડાકણ, બ્રહ્મચારી મહારાજ બૈજનાથ ઉપર આવું ખોટું આળ લાવી? ચાલ ઉઠ બેસ કર અને તમાચા ખા કે પાછી ભૂલ કરે નહીં આવી.

(પ્રવેશ બીજો સમાપ્ત.)

## હમારે મોજ મજાહ

ભલે ડાહ્યા બને ડાહ્યા, હમારે મોજ મજાહ;
હમો ગાંડા ભલે ગાંડા, હમારે મોજ મજાહ.
તમોને તાળીયો જોઈએ, તમોને જોઈએ વાહ;
હમોને દિલ મળે તો બસ હમારે મોજ મજાહ.
છે આ દુનિયા દરિયો, કોણ પામે તેનો થાહ;
અરે તારા તમે હુઓ, હમારે મોજ મજાહ.
તમે અક્ષર તણા ચેલા; તમે અક્ષરના શાહ;
હમો ઈજારના મરેલા હમારે મોજ મજાહ.
નથી ડાહ્યો થવું મારે ખુદા છે તેનો ગવાહ;
દિવાનાને તો છે દિવાનિયતમાં મોજ મજાહ.

દિવાનો.

પહેલો પ્રવાસી—જરા આપનો ચશ્મો મને જોવા આપશો કે?

બીજો પ્રવાસી—હા, આ લ્યો

પહેલો પ્રવાસી—ત્યારે હવે તમારાથી વર્તમાન પત્ર પણ વંચાશે નહિ માટે તે પણ જરા આપોને?—

# મુંબાઇનું રાત્રિ-રહસ્ય.

લખનારઃ—ગુપ્ત દૂત.

(તા. ૧૩-૪-૨૪ ના અંકથી ચાલુ.)

## કૉર્નર ગ્રાન્ટરોડ.

છજામાં ચાટણો જેવી દેખાતી બીજી કેટલીક સ્ત્રીઓ આંખો વિકાસી રતી હતી. પાછળના ભાગમાં પૂરતું અજવાળું નહિ હોવાં છતાં એ સ્ત્રીઓ ઘણી કદરૂપી અર્થાત્ રમણી વેશધારી પિશાચિનીઓ હોય તેવી લાગતી હતી. આંખો ઉંડી ઉતરી ગયેલી, ગાલોમાં ખાડા પડેલી એ સ્ત્રીઓને જોતાં સ્વાભાવિક રીતેજ અંતરમાં ધૃણા ઉપજવાનો સંભવ હતો. આમ છતાં એવી ચુડેલોને પણ તેમને લાયક પુરૂષો મળી આવતા હતા. એ પુરૂષો ચેપી દર્દોના ભોગ થઈ પડેલા હોઇ કંગાલ હતાં. તેઓ આઠ બાર આનાથી માંડી વધારેમાં વધારે એક રૂપિયામાં સાટું નક્કી કરતા હતા.

ચક્રમ અને પ્રાણલાલ ઉપર ગયા. છેક ઉપરના મજલે આગળના ભાગમાં બે ઓરડાઓ આવેલા હોઇ બન્ને ઓરડામાં કેરોસીનલૅમ્પના પ્રકાશનો વિસ્તાર થયેલો હતો. એક ઓરડામાં જમીન ઉપર આગ્રાનો ગાલિચો બિછાવેલો હોઇ ઓરડાને ગોળ કુંડાળે ફરતી ગાદી તકીઆની બેઠકો હતી. ત્રણ ચાર પાનદાની અને થુંકદાનીઓ પણ પડેલી હતી. ગાદી તકીઆઓની બેઠકોના મધ્ય ભાગમાં એક ત્રીશ વર્ષની તરૂણી બેઠેલી હતી. તેણે આંખોમાં સુરમો આંજ્યો હતો. મ્હોં ઉપર પાઉડર લગાવ્યો હતો. તેના પગો મેંદીથી રંગાયલા હતા. તેના શરીર ઉપર અલંકારોની વિશેષતા હતી. ત્રીસ વર્ષની એ તરૂણી નવ યુવતી જેવી લાગતી હતી. તેણે પહેરેલો પોષાક તેની શ્રૃંગારપ્રિયતાનો સ્પષ્ટ પરિચય કરાવતો હતો. એના પહેરવેશમાં પુરૂષોની પાયમાલીનું "રેડ સિગનલ" હતું તથા એ "રેડ સિગનલ" પાસે ચાલુ જમાનાની કંઇક ગાડીઓ અથડાઇ પડી હતી.

ગાદી તકીઆ ઉપર ત્રણ ચાર મુસલમાન, બે ત્રણ હિંદુ, એક બે નાટકના એકટરો વગેરે બેઠા હતા. ચક્રમ અને પ્રાણલાલે પણ એ ઓરડામાં પ્રવેશ કરી બેઠક લીધી. એક બે પૈસાદાર જેવા દેખાતા પુરૂષો નજીક મદ્યપાનની સઘળી સામગ્રી પડેલી હતી. તેઓ વચ્ચે વચ્ચે નશાનો ઉતાર થતાં સોડા મિશ્રિત સુરાપાત્રને કંઠમાં પધરાવતા હતા. ખીસ્સે ખાલી થઇ ગયેલા કેટલાક પુરૂષો શ્રાધ્ધ પક્ષના કાગડાઓની માફક તેમના તરફ જોઇ રહેતા હતા.

એ તરૂણીની પાસે એક ઉસ્તાદ અને તબલચી બેઠા હતા. સતાર, ફીડલ, સારંગી, વગેરે વાદ્યયંત્રો ત્યાં મોજુદ હતાં. તબલચીએ નસ-ગાને વ્યવસ્થિત કર્યાં એટલે તરૂણી મુજંજાને ઉંડી ઉભી થઇ આકર્ષક અને રતિરસોત્પાદ હાવભાવથી સંગીત શરૂ કર્યું. સુમધુર કંઠે ત ગાવા લાગી કેઃ—

"તોરી બાંકી નજરીયાં જાદુ ભરી,
મોરે પ્યારે સાંવરિયા જાદુ ભરી.
સાથ ઇસિ દિલને ભી ન જીઅરકે દિયે,
તેરી તેગે નજરને વોહ ચરકે દિયે.
તન હય પારા મન હય પારા,
નયનોંસે સયનોંકા વોહ તીર પ્યારે તુને મેરા.
લાગી કટારીયાં જાદુ ભરી.

[મુસદ્દસ]

કહુંજી એહે હય કિસ મુલ્કકા દસ્તુર બતાવો,
હમ 'તુમપે' મરે ઔર ન તુમ સુંહલી દિખાવો.
જીસ દિલકે હો કુરબાન ઉસી દિલકો જલાવો,
ઔર હુલ્ક એહે ફિર આંખભી આકર ન મિલાવો.

શ્રોતાઓ વચ્ચે વચ્ચે પ્રશંસાના ઉદ્દગાર કાઢતા હતા: અ ગાયિકા પાસે રૂપિયા નાખતા હતા. એક પછી એક એમ અનેક સંગી ગવાયાં. સંગીત ગાતાં ગાતાં ગાયિકા કોઇ કોઇ પ્રેક્ષક તરફ વિલક્ષ દૃષ્ટિથી જોતી હતી. તેની દૃષ્ટિમાં પુષ્કળ વિકાર જોવામાં આવતો હતો.

રાતના બે વાગ્યાના અરસામાં નાટકોના ખેલ જ્યારે ખ થઇ જવા આવ્યા ત્યારે થાકી ગયેલી ગાયિકાએ ગાન બંધ કર્યું. શ્રોત ઓની સાથે ચક્રમ અને પ્રાણલાલ સ્વસ્થાન તરફ વિદાય થયા. કેવળ એ માલદાર દેખાતો મુસલમાન પુષ્કળ મદ્યપાનથી વિવશ બની ગાયિકા ઘરમાં આખી રાત પડી રહ્યો. એ મુસલમાને ઘણા રૂપિયા આપેલ હોવાથી ગાયિકાને તેની ઇચ્છાને આધીન થવું પડ્યું.

કૉર્નર ગ્રાન્ટરોડથી આરંભીને ગોળપીઠાના નાકા સુધી આવે વારવિલાસિનીઓમાંની કેટલીક રાતના બે વાગી ગયેલા હોવાં છતાં હ સુધી જાગૃત હતી તથા નાટક જોઇને તેમજ સંગીતના જલસા સાંભ ળીને ઘર તરફ જતા પુરૂષો તરફ લુબ્ધ દૃષ્ટિથી તેઓ જોતી હતી હજી પણ આ રસ્તે આવેલાં મકાન બત્તીઓના પ્રકાશથી ઝગમગ રહેલાં જોવામાં આવતાં હતાં. રાત્રિના બે વાગવા આવેલા હોવા છતાં, આ રસ્તે આવેલી પાન બીડીવાળાની દુકાનો, ઇરાનીની હો એ હૉટેલો ખુલ્લી હતી અને કવચિત્ કવચિત્ આસપાસની ચાલમાંથી સોડા, પાનપટ્ટી વગેરે મંગાવનાર વેશ્યાઓના પોકાર સં ભળાતા હતા. ચેપી દર્દોનો ભોગ થઈ પડેલી અધમાધમ વર્ગ વારયોષિતાઓનું મુખ્યત્વે કરીને આ રસ્તેજ રહેઠાણ છે. એ ઉપર રાત્રિના આઠ વાગ્યાથી આરંભીને બે ત્રણ વાગ્યા સુધીમાં બનાવો બને છે એ બનાવો એવા રોમાંચકર અને અનીતિપૂર્ણ હો છે કે, આ સ્થાનને કોઈ વિવેકી માણસ નર્કનુંજ સ્થાન ઘણા કમઅકલ પુરૂષો વાસનાને વશ થઇ આ નરકાગારમાં મારી પ્રમેહ, ચાંદી, બદ વગેરે દુર્ગંધવાળા દર્દોના ભોગ થઈ પડે અને તેને પરિણામે આજકાલ આખા મુંબાઇ શહેરમાં ગરમીનાં દર્દોના ડૉકટરો તથા વૈદો ઘણા વધી ગયા છે. ગરમીનાં ભયંકર દ એ પુરૂષો પોતાની આખી જીંદગીની પાયમાલી તથા ખા

કરે છે તથા તેઓ એ દર્દનો ચેપ તેમના સંસારને અને સંતાનોને આપી વંશનો વિનાશ કરે છે. એવા પુરુષો અને સ્ત્રીઓનો મ્હોટો ભાગ સંતાનશૂન્ય રહે છે તથા જો કદાચ તેમને સંતાન થાય છે તો તે અલ્પજીવી, દુર્બળ કિંવા ખોડખાંપણવાળાં હોય છે.

ફૉનર્સ આંટરોડથી ગોળ પીઠ સુધીના લત્તા ઉપર વેસ્યાઓનો અનાચાર ચાલવા ઉપરાંત કેટલાંક છુપાં જુગારખાનાં પણ ચાલે છે. બ્રિટિશ ગવર્નમેન્ટના બાહોશ પોલિસ અધિકારીઓ તથા સી. આઇ. ડી. ના ચતુર અમલદારો એ માટે ચાંપતી તપાસ ચાલૂ રાખતા હોવા છતાં એ છુપો જુગાર કોઈ પણ રીતે બંધ પડતો નથી.

વાંચક ! કેવળએકજ રાત્રિના વર્ણનમાં અમે એ સ્થળોનું સંપુર્ણ ચિત્ર રજૂ કરી શકીએ તેમ નથી. એક પછી એક બનાવ મોજ-મજાહના વાંચકો સમક્ષ ખડો કરવામાં આવશે.

(૨)

આજે અમે હવે દ્વિતીય રાત્રિનું વર્ણન કરીએ છીએ. ઉપર જે ગણિકાની ચાલનું અમે વર્ણન કર્યું છે, એ ગલીમાં હવે આપણે જવાનું છે. એ ગલીના છેક ખુણામાં આવેલા ત્રણ મજલાવાળા એક મકાનને છેક ઉપરને મજલે એક મ્હોટા ઓરડામાં લાંબો ગાલીચો બિછાવી ગોળ કુંડાળે ફરતા ભિન્ન ભિન્ન જાતિના ન્હાની મોટી ઉમ્મરના લગભગ પંદરેક પુરુષો બેઠેલા હતા. એ પુરુષોની પાસે બનાવટી રુપિયાઓનો ઢગલો પડેલો હતો. કોઈ કોઇએ એ રુપિયાઓની પાસે પાંચની અને દશની નોટો પણ રાખેલી હતી. બે હુકકાઓ તૈયાર ભરેલા હોઇ એક હુકકો એ જુગારખાનાનો માલિક પીતો હતો અને બીજો હુકકો એક પ્રૌઢ મુસલ્માન પુરુષ પીતો હતો. એ પુરુષોમાંના એક જણ પાસે ન્હાની કેશ બૉક્ષ પડેલી હોઈ તે જીતનાર માણસ પાસેથી માલિકનું કમિસન ક્ષણ કાળમાંજ બરાબર હિસાબ કરી ઉઘરાવી લેતો હતો. તેની કેશબૉક્ષમાં પાંચસો હજારની નોટોથી માંડી એક પૈસા સુધીનું જૂદું જૂદું ચલણી નાણું હતું. યથાક્રમે દાંવ લગાવી બેઠેલા પુરુષો પાસા ફેંકતા હતા તથા જોતજોતામાં કોઈ હારી જતો અને કોઈ જીતતો હતો. જુગારખાનાનો માલિક પણ અઠંગ જુગારી હતો. તે મ્હોટા મ્હોટા દાવ લગાવતો હતો. તેણે સફેદ રેશમી ખમીસ ઉપર ચાઈના સીલ્કનું જાકીટ પહેરેલું હોઈ જાકીટ ઉપર સોનાનો છેડો ઝૂલી રહેલો હતો. તેના હાથ ઉપર હીરાજડિત બે વીંટીઓ હતી. તેનું શરીર ભરાવદાર અને ઘઉંવર્ણું હતું. તે સિંધ મુલતાન તરફનો રહેવાસી હોય એમ લાગતું હતું. તે સહુની સાથે હિન્દુસ્તાની ભાષામાં વાર્તાલાપ કરતો હતો. 'લગાઓજી, કયું ગભરાતે હો ? આજ આપકા કિસમત બડા તેજ હય.' વગેરે વાક્યો વારંવાર તેના મુખમાંથી નીકળતાં હતાં. નવસશા હીરજીના જેવો તેનો રુઆબ હતો. આ જુગારખાનાના ઓરડાની નજીક એક પચીસ-ત્રીસ વર્ષની દેખાવડી સુંદરી અલસભાવથી એ ઓરડીમાં બેઠી હતી. એ સ્ત્રી હિંદુ હોય એમ લાગતું હતું. તે જુગારખાનાના માલિકની રખાત હતી. એ સ્ત્રીના અંગ ઉપર કેટલાક મૂલ્યવાન અલંકારો હતા. એનું પ્રખર સૌન્દર્ય, મદભર નયનો અને ઘાટીલા અંગનું વિશેષ વર્ણન કરવાની જરૂર નથી; કેમ કે આપણા આ રાત્રિ રહસ્યમાં એનું વર્ણન વારંવાર લાવવાની જરૂર લાગતી નથી. જે ન્હાના ઓરડામાં એક આરામ ખુરસી ઉપર તે બેઠી હતી એ ઓરડાનાં દ્વાર અર્ધ બંધ હતાં છતાં તેમાં સુખાસનો અને વિરામાસનોનો અભાવ નહોતો. એક ખુણામાં આવેલા મૂલ્યવાન છત્રપલંગ ઉપર દૂધના જેવી સફેદ શય્યા બિછાવેલી હતી. એ કાચનાં કબાટો વ્યવસ્થિત ગોઠવી રાખેલાં હતાં. યુવતીએ ગુલાબી રંગની એક સાડી પહેરી હતી. તેના પગમાં સ્લીપર હતી. કેશકલાપ છુટો હતો. આ રાત્રિ રહસ્ય સાથે એ યુવતીનો સંબંધ હોવાથી અમે ટૂંકમાં તેની આજ સુધીની જીવનકથાનો પાઠકોને પરિચય કરાવીએ છીએ.

[ આ અદ્ભુત લેખનો આગળનો ભાગ આવતા તા૦ ૨૭-૪-૨૪ના અંકમાં વાંચો. ]

---

શેઠ—(નોકરને) અલ્યા ધનજી, મારી પેટીની ચાવી ખોવાઇ ગઈ છે, માટે પેલા કબાટમાં જુની ચાવીઓનો ઝુડો છે, તે લઈ આવ.

ધનજી—શેઠ સાહેબ ! શા માટે મહેનત કરો છો ? તમારા પહેલાં મેં બધી ચાવીઓનો ઉપયોગ કરી જોયો છે, તેમાંથી એક પણ લાગતી નથી !

---

# "જરાક ભુલ થઈ ગઈ !"

લખનારઃ—રા. જદુરાય દુર્લભજી ખંધડીઆ.

"બે અક્ષરનો શબ્દ બિચારો, ભોળા જન કહી જાણે ભૂલ,
"હાય ! એક એ ભૂલે કરીયું, ભારત કેરૂં જીવન ધુળ.
"એક ભુલથી નપાસ થાતાં, એક વર્ષની સજા ઠરે,
"એક ભુલથી શાખ જતાં જન જાતવાન નિજ ઘાત કરે.
"દામ નામ, ને જાન સર્વ એક ભુલ તણી એ કીંમત છે,
"ભુલ કરો તો વિચારજો અનુભવશાસ્ત્રનો એ મત છે."

"પ્રિયે ! તું શાણી થઈ કાં શરમાય ? આજ પાંચ વર્ષના વિયોગ પછી આ દર્શન ? આમ, જો ! મારૂં વદન ! કેવું આશા ભર્યું છે તે ?"

હાલમાંજ બી. એ. માં પાસ થઈ આપણા કંચનલાલ મુંબઈથી સ્વગૃહે આજ પાંચ વર્ષે સુરત પાછા આવ્યા હતા. વડિલવર્ગ ઈત્યાદિ સર્વ સંબંધી જનોને મળી ભેટી રાત્રે એકાંતમાં પોતાની પ્રિય ધર્મપત્ની લતાને પોતાના શયનગૃહના એકાંત ખુણામાં દીન મુખે બેઠેલી જોઈ ઉપરનો પ્રશ્ન તેને સંબોધીને કંચનલાલે કર્યો.

"વ્હાલા કંચન ! શરમાવાનો સવાલ છેજ નહિ ! એક પ્રેમાળ પતિથી પાંચ વર્ષ અળગી રહી—જ્યારે પ્રેમપૂર્વક સ્વામી ભેટવા આવે ત્યારે કઈ મૂર્ખ સ્ત્રી સ્વામીથી દૂર જાય ? પણ......" દીન મુખે લતાએ નમ્રતાપુર્વક પ્રત્યુત્તર આપ્યો—અર્દ્ધ પ્રત્યુત્તર આપ્યો.

"એ પણ......પછી ?"

"પણ....પછી......કંઇજ નહિ ! મને ન પૂછશો !" અને અત્રે બીચારી લતાએ પોતાનું શોકાચ્છાદિત ગ્લાનિપૂર્ણ વદન શોકથી ઢાંકી દીધું.

"લતા ! વ્હાલી ! આ સામેનાં ચિત્રોમાં જો ! વૃક્ષને લતા વ્હાલથી વીંટાઇ કેવો સુખાસ્વાદ ભોગવે છે-અને આપે છે ! શું મારૂં એટલુંયે સદ્ભાગ્ય નહિ ? યાદ રાખ—જ્યારે તું એક માનવી-લતા છે."

"પણ નાથ—એને એટલું તો સુખ છે કે વૃક્ષનો સંપૂર્ણ વિશ્વાસ-એ સદ્ભાગી લતાપર છે——"

"શું મારો નથી ત્યારે ?—" કલેશ કારણનો કંઇક આભાસ પામતો કંચને પ્રશ્ન કર્યો.

"તમારોયે છે—હશે-મનુ—મને, વ્હાલા ! મને ન પુછો ! એજ હિતકર છે" હજી યે લતા રડતી હતી; ઉન્હાં આંસુ સારતી હતી.

"લતા, પ્રિય લતા ! તને શું દુઃખ છે ? પ્રિયે ! મને કહે ! એક વખત કહે ! હું ત્હારોજ છું-છતાં આવી છુપામણી ?"

"શું ત્હમે જાણવાજ ચાહો છો ? વ્હાલા......હું તમને કહીશજ——પણ—હાલમાં હજી યે ન પુછો તો ઠીક—હું એમજ ઈચ્છું છું."

"ભલે, તો ત્હારી જેવી ઈચ્છા—" કંચને નિશ્વાસ નાખી કહ્યું. બીચારી લતા !

એ રાત લતાએ રૂદનમાં, અને કંચને—આશાભર્યા કંચને નિશ્વાસમાં વીતાડી. પાંચ વર્ષથી વિખુટા પડેલા પ્રેમીલા પંખીઓ કમનસીબે સુખ નજ ભોગવી શક્યાં.

* * * *

બીજે દિવસે સવારે, કંચન પ્રાતઃકાર્યથી પરવારી, ગઈ રાતની ઘટના પર કંઈક શોચ-કંઇક શોચ-કંઇક ગુંચવાડાની મિશ્રિત લાગણીઓથી હૃદય મુંઝાતા "મોજ-મજાહ" વાંચતો દીવાનખાનામાં બેઠો હતો.

"ભાઇ કંચન ! આ કેવું ફારસ ? આ તે કંઇ ઘર છે કે ધોલકા ? આપણા ખાનદાન ઘરને આવું શોભે ?" કંચનના પિતા રમણીકલાલે-સુરત શહેરના માજીસ્ટ્રેટે અંદર આવી સીગારેટનો ધુમાડો કાઢતાં ગંભીર ભાવે વાત ઉપાડી.

"પણ છે શું પિતાજી ? કંઈ કહેશો કે એમજ ?"

"બસ કંઈ નહિ ! ચોળીને ચીકણું કરવામાં સાર નથી ભાઇ ! તેજીને ટુંકારો બસ છે. તું સમજુ છો, તો તને વધારે લાંબુ પ્હોળું શું કહેવું ?"

"પણ પિતાજી ટુંકમાંએ સમજાવશો કે તેયે નહિ ?"

"હા ! ટુંકમાં કહીશ-અને તે એટલું જ કે ત્હારી સ્ત્રીની વર્તણુંક અમોને શંકા ભરી લાગે છે—ભાઈ કંચન ! તે એવી વર્તણુંક છે કે જે આપણા જેવા ખાનદાન ઘરમાં એક મીનીટ પણ ચલાવી શકાશે નહિ."

"પણ કંઇ કારણ———"

"બસ ! કારણ કંઇ નહિ. અમે ઘણાં કારણો જોયાં છે ! ત્હારા ઉધરતા દિલને દુઃખ ન થાય માટેજ મેં પહેલેથી કહ્યું છે કે લાંબુ પ્હોળુ કરવા કરતાં ઈસારામાંજ. સમજવું છું—તું એમ ધારે છે કે અમે આટલાં વરસો પાણીમાં નાખ્યાં છે ? અમે તારે માટે જે કંઈ કરતા હઈશું તે હિતનુંજ કરતા હઈશું, સમજ્યોને ?"

"પિતાજી ! હું આપની પુત્ર-વધૂને એવી ન્હોતો ધારતો ! હજીયે મને કંઈક અંદેશો——"

"કંચન ! તું ભણેલો થઈ કાં ભુલે ? સ્ત્રી-ચરિત્ર એવાં જ હોય. તું આવા પ્રસંગે અંદેશા રાખતો ફરે-એટલો તું સાંસારિક વ્યવહારિક કાર્યોમાં કાચો——અમે તો આટલી ઉમ્મર વીતાડી છે જ્યારે તને તો હજી ઉગીને ઉભા થતાં આંગળાને વેઢે ગણાય એટલા દિવસ થયા ! —એ તમારી જોમેટ્રી (ભૂમિતિ)ના, સિદ્ધાંત અને એલજીબ્રા (બીજગણિત)ના હિસાબો સાંસારિક કાર્યો સાથે સંબંધ રાખી શકે નહિ——"

થયું ! વિનાશનું બીજ—ભુલના પરિણામનું ઝેરી બીજ કમ-

નસીબ કંચનના બીનઅનુભવી અને કુમળા હૃદયમાં રોપાઇ ચુક્યું! "ગતિ તેવી મતિ" અનુસાર સર્વને સુઝે એ કુદરતી નિયમનું સર્વથા પ્રાબલ્ય પ્રસરી ચુક્યું.

* * * *

ઉપરોક્ત ઘટના બન્યા પછી તેજ રાતે પૂર્વનો પ્રેમી કંચન અત્યારે એક કઠિન હૃદયનો પિશાચ બની બેઠો——ના બીચારો કંચન! તેને વિધાતાએ બનાવ્યો—કહો!

"લતા! હું આવી તને ન્હોતો ધારતો! તેં મારું જીવન ધુળ કરી નાંખ્યું છે! મારી કેળવણી—મારી આબરૂ સર્વસ્વ એક તારાથીજ કલંકિત થયું છે."

"હા!—હા! હું આ——ધારતીજ હતી-અને આખર એજ પરિણામ! અફસોસ!" દીન લતાએ નિશ્વાસ નાંખી દુઃખિત થઈ કહ્યું

"—તો! તો હવે ત્હારૂં-શું ભાવિ? ત્હારે——"

"પ્રિય નાથ! ભાવિ કાલે સવારે જણાઈ જશે—ચિંતા ન કરશો! પણ હાલ મને ન પુછો" કોમળ હૃદયની કોમળ લતાને એક ધરતીકંપના આંચકા સમો આંચકો લાગતા ભાવિ ચિત્ર આલેખ્યા ખિન્ન મુદ્રાથી કહ્યું.

"હશે! કાલેજ તેનો નિર્ણય—" સ્વગત એવું વિચારી કંઈક બેદરકારીથી કંચન શય્યાવશ થયો—નિદ્રાવશ થયો. આહ! કંચન! તારૂં નસીબ ફુટયું છે! જો પેલી ભુલ!

તે રાત! બીચારી હીનભાગી લતાને માટે આ દુનિયામાં તે રાત——લતાએ તે માટે નક્કી કરી રાખ્યું હતું જ.

* * * *

સવાર પડી. પણ પથારીમાં લતાનું સ્થાન ખાલી. "આ શું હશે! કદાચ બ્હાર ગઇ હશે!" "લતા-લતા-" કહી બે ચાર બુમ પાડી; પણ લતા હોય તો ને!

પથારીમાંથી ઊઠતાં વચમાં પડેલા રાઉન્ડ ટેબલપર કંચનલાલના સરનામાનો એક પત્ર હતો—કંચને તે લઈ ધ્રુજતે હાથે ખોલ્યો.

"હાય! હું આવું ન્હોતો ધારતો!" કહી કંચન ચોધાર અશ્રુધારાસહ રડી પડ્યો. લતા—બીચારી લતાએ અફીણથી આપઘાત કર્યો હતો! હરિ! હરિ!

સવારના પ્હોરમાં જ રૂદનસ્વર સાંભળી રમણીકલાલ દોડી આવ્યા.

"પિતાજી! લતાએ આપ—ઘાત——"

"હેં! શું! આપ——" કંઇક ગુંચવાઈ રમણીકલાલ બોલતા ગયા-પુરૂં બોલીયે ન શક્યા.

"હા! હવે લતા આ દુનિયામાં નથી—પેલીમાં છે. પિતાજી, હવે મને પેલું—આપનું કારણ યાદ આવે છે."

"કંચન! ખરેખર, દયા ખાવા જોગ! પણ શોક વૃથા છે!" બીચારી——કર્મનું ફળ! આ હાથે કર ને બીજે હાથે લે! તું મુંબઈ હતો—ત્હારી ગેરહાજરીમાં તેણે એક ઘણું અઘટિત કાર્ય કર્યું હતું- એક દિવસ હું રાતે બ્હારથી ફરીને ઘેર આવતો હતો ત્યારે તે રંડા- એક અજાણ્યા પરપુરૂષ સાથે વાતચીત કરતી હતી. મને શંકા ઉભી થઈ. મેં સાંભળ્યું-'કાલે રાતે! લતા——આઠ વાગે——' બસ એટલું કહી ને પુરૂષ પલાયન કરી ગયો. મારી શંકા દૃઢ થઇ અને મેં જાસુસી કરી."

"બીજી રાતે," જરા શાંત થયા પછી રમણીકલાલે બોલવું જારી રાખ્યું, "આઠ વાગે ને ચાલી જતી હતી અને તેની પાછળ એક વૃદ્ધ ભીખારીના વેશમાં હું હતો. હા! મેં તેને મારી નજરો નજર ચુંબન કરતી જોઈ અને તે રંડા——તે લતાએ એટલેથી ન અટકતાં તેને પોતાનો ગળાનો હાર પણ કાઢી આપ્યો. હું વાતચીત તો બરાબર ન સાંભળી શક્યો—પણ હાય! મેં તે જોયું! અને મારી આંખો તેથી સાંસ થઇ. બીજે દિવસે હાર ખોવાઇ ગયો—ખોવાઈ ગયો એટલાજ કારણથી તેણે વાત ઉડાવી. હું સમજતો-

ો. તારી માતાને મેં તે વાત કરી અને ત્યાંથી શહેરમાં ચોતરફ લાઈ. ત્યાર પછી માત્ર તને દુઃખ ન થાય એટલા માટેજ મેં તે રાખી હતી—પણ તે એક અજાણી વ્યક્તિ તરીકે—મેં ત્યારથી તે માન આપ્યું જ નથી. કંચન! ઇશ્વર જે કરે છે તે સારાનેજ ાટે——"

"હા! અને પિતાજી! માણસ ભુલ કરે છે તે સર્વથા બુરાને ાટે! આ જુઓ આ કાગળ——હાય! મને તે વખતેજ કારણ હ્યું હોત તો——" કહી કંચન એક બાળક પેરે આક્રંદ કરી રહ્યો.

રમણીકલાલે કાગળ વાંચ્યો.

વાંચક! તને વધુ ન તલસાવતાં કાગળ વાંચતાં જ સર્વ ખુલાસો થઈ જશે. તે કાગળ નીચે મુજબ હતોઃ-

"વ્હાલા સ્વામીનાથ!

હું દિલગીર છું કે હવે મારી છેલ્લી ઘડીઓ ગણાય છે—આ કાગળ પુરો કરી હું સદાને માટે આ સ્વાર્થી દુનિયા ત્યાગીશ.

આપની ગેરહાજરીમાં હું એક ચાતક પેરે આપને માટે ઝુરતી હતી. આપ મારા સ્વામી છો—બીજા મારા ભાઇ બાપ છે. છતાં એક અચૂક કારણને લઇને મારાપરથી પિતાજીનો વિશ્વાસ સર્વથા ઉઠી ગયો—ઘરમાં હું એક ઉંદરડી તરીકે...પગના પગરખા તરીકે ગણાવા લાગી. (તે અચૂક કારણ પિતાજીને પુછજો-તે તમને કહેશે.)

મારો ખુલાસો એજ છે કે તે પરપુરૂષ બીજો કોઇ નહિ—મારો માજણ્યો ભાઈ હતો. કમનસીબીને લઇને બીજાનો ગુન્હો એનાપર ઢોળાતાં સરકારની ઇતરાજીમાં આવી પડ્યો હતો. પાછો મેજીસ્ટ્રેટ પિતાની સહી સાથનું વૉરંટ હતું—મારા ભાઈએ મારી મદદ માગી—મેં આપવા મારી ફરજ માની-અને મેં આપી. એક સગી બેનને છાજતું મેં મારા ભાઇને છેલ્લી ભેટની નિશાની તરીકે ચુંબન કર્યું—ને મારો ભાઈ ગયો.

પણ પછી? હાય! પછી મારૂં જીવન ધુળમાં મળ્યું! મારા સત્ય અને દૃઢ પાતિવ્રત્યપર ડાઘ પડ્યો. મેં પિતાજીની શંકા જાણી-શહેરમાં મારી આબરૂ ગયેલી પણ જાણી-માત્ર આપના સાન્ત્વનની આશાએ જીવતી હતી. આપ આવ્યા અને હાય! આખર એજ! નિરાશા! મારો ખુલાસો થાય તે પ્હેલાં સર્વ બફાઈ ચુકયું.

મારૂં જીવન નકામું જણાતાં મેં આ રસ્તો ઉત્તમ માન્યો અને તે ગ્રહણ કર્યો. નાથ! આ લખતાં મારૂં હૃદય રડે છે.

હવે હું સ્વર્ગમાં આપનીજ રાહ જોઉં છું આપને ત્યાં પુનઃ મળીશ. આ દાસીના હવે આપને છેલ્લા પ્રણામ.

લી૦ આપનીજ દીનભાગિની,
"લતા."

"અફસોસ! મેં તેજ વખતે બરાબર તપાસ્યું હોત તો—હાય! એક નજીવી ભુલે મારી સતી, દેવી સમાન લતાનો ભોગ——" કહી રમણીકલાલે પડતું મુક્યું. બેહોસ થયા. આખા ઘરમાં સારવાર માટે દોડાદોડી થઈ રહી. સારવારને પરિણામે રમણીકલાલ ભાનમાં આવ્યા. પણ "ક્યાં છે? કંચન" એટલું જ ઉચ્ચાર્યું. પણ કંચનેય ન્હોતો. પોતાની પ્રાણ-પત્નીને કરેલા અન્યાયની શિક્ષા ભોગવવા તે પણ આ દુનિયા ત્યજી ગયો હતો—વ્હાલી લતાને ભેટવા ગયો હતો.

"હેં! કંચન પણ ગયો! હાય! એ ભુલ——ન થઇ હત તો——" રમણીકલાલને ઉપલા સમાચાર મળતાં છાતી ફાટ રૂદન કરતાં ફરી બેહોશ થયા. જતે દહાડે સાજા થયા. પણ હજી તે "જરાક ભુલ" માટે પશ્ચાતાપમાં દિવસ ગુજારે છે.

હાય! એ ભુલ! અસ્તુ.

[સમાપ્ત.]

# બ્રાહ્મણી વંશની શૂરવીર બેગમ.

અનુવાદકઃ—લલિતરાં. જાદવજી વ્યાસ.

એક વખત દક્ષિણમાં બ્રાહ્મણી વંશનું ભારે જોર હતું. એ વંશમાં અનેક શૂરવીર પુરૂષો થઈ ગયા છે તેમાં એકાદ બે સ્ત્રીઓ પણ હતી. એજ વંશમાં એક વીર, ચતુર અને રાજ્ય કાર્યકુશળ બેગમ થઇ ગઈ છે.

બ્રાહ્મણી વંશની મુખ્ય રાજધાની પહેલાં ભીમા નદીને કીનારા પર આવેલા બીદર શહેરમાં હતી. અહમદશાહ નામના સુલ્તાને એ નગર વસાવ્યું હતું. એ વખતે એ નગરના નિત્ય સ્વચ્છ રહેતા વિશાળ રાજમાર્ગો, સુલતાનો, અમીરો અને દરબારીઓના ભવ્ય મહાલયો વિગેરે નગરની સમૃદ્ધિનો ખ્યાલ આપતાં હતાં. ઉત્તર હિન્દુસ્થાનનાં બીજાં શહેરોથી આ શહેર કંઈક જુદીજ ઢબનું હતું પરંતુ કાળની ગતિ વિચિત્ર છે. આજે એ બ્રાહ્મણી સુલ્તાનોનું પ્રિય નગર એની એ સ્થિતિમાં નથી રહ્યું. આજે ત્યાં સુલ્તાનો અને ઉમરાવોના ગગનભેદી મહાલયો કે એ સુંદર વિશાળ રાજમાર્ગો નાશ પામ્યા છે. આજે ત્યાં એ વખતના સ્વાતંત્ર્યપ્રિય સુલ્તાનો, કે સ્વાતંત્ર્ય ખાતર પ્રાણને તૃણવત ગણી -ચાહે મરી ફીટનારા વીર યોદ્ધાઓ પણ નથી. આજે એનું એ બીદર નગર એક નાનું શું ગામડું માત્ર રહ્યુ છે. હવે નગરની એ દશાજ માત્ર પોકારી પોકારી સુચવી રહી છે કે સ્વાતંત્ર્યના દંભ માત્રથી લોકોને ઠગી પરાધીનતાની ગુલામીમાં જકડી આ ભારત દેશનુ લોહી ચુસનારા અત્યાચારીઓ અને ક્ષણિક ઉન્નતિ સંપાદન કરી ગર્વ ધારણ કરનારાઓની પણ કોઈ દિવસજ એજ સ્થિતિ થવાની. સાથે સાથે નગરની એક વખતની ઉન્નતિ અને આજની અવદશા ભારતવાસીઓને પડકાર કરી કહેતી હોય એમ જણાય છે કેઃ—'આજ દેશમાં સ્વાતંત્ર્ય ખાતર ઝુઝનારા અને પ્રાણોનાં બલીદાન આપનારા વીર યોદ્ધાઓ અને રાણા પ્રતાપ તેમજ પેશાવર સુધી પોતાનો 'ભગવો ઝુંડો' ફરકાવનારા છત્રપતિ શિવાજી જેવા નાયકો પાકયા છે. તેઓના આદેશ ને તે ધ્યાનમાં રાખી જાગૃત થાઓ અને આગળ વધો; નહિતો મારી પેઠે અવદશામાંજ પડયા રહેવાના" એ એક વખતના વૈભવશાળી બીદર નગરમાં લાંબા વખતથી સ્થાયી થઇ રહેલા મુસ્લીમો અને નોકરી ધંધા માટે આવેલા ઈરાની કાબુલી વિગેરે લોકો વચ્ચે મોટો વિરોધ ઉપસ્થિત થયો હતો સ્થાયી રહેનારાઓ પોતાને દેશી લોકો કહેવરાવતા હતા અને નવા આવેલાઓ પોતાને પરદેશી તરીકે ઓળખાવતા હતા

બીજા અલ્લાઉદ્દીનનાં મૃત્યુ પછી તેનો પુત્ર હુમાયુ બ્રાહ્મણી રાજ્યની ગાદી ઉપર આવ્યો હતો. એજ આ કથાની નાયિકાનો પતિ હતો. તેના રાજ્ય અમલ દરમ્યાન, દેશી વિદેશી વચ્ચે ભારે કલહ ઉત્પન્ન થયો હતો. દેશીઓના અગ્રણી ખ્વાજા જહાં અને વિદેશીઓના અગ્રણિ મહમ્મદ ગવાં હતો. આ બન્ને નેતાઓમાં પરસ્પર વિરોધ અને તકરાર ચાલતાં. મહમદ પોતાની યોગ્યતાથી આગળ વધતાં હુમાયુનો મુખ્ય મંત્રી બની ગયો હતો. તેનો એ અધિકાર ખ્વાજા જહાંથી સહન થતો નહોતો અને તે તેની અદેખાઈ કરવા લાગ્યો.

હુમાયુ અત્યંત ક્રૂર રાજકર્તા હતો અને મુર્ખ હતો. કદાચ દક્ષિણમાં એના જેવો નાલાયક રાજકર્તા બીજો ભાગ્યેજ થયો હશે એ ખરેખર રાક્ષસી વૃત્તિનો હતો. એક વખત રાજમહેલમાં કંઇ ગડબડ થવાથી તે એટલો બધો ગુસ્સે થયો કે, હજારો માણસોને જીવતાં ધગધગતા કડામાં નાંખી દીધાં. એક વખત પોતાના સગા ભાઇને વાઘ આગળ ભક્ષ થવા ફેંકી દીધો હતો. ઇશ્વરનો સનાતન નિયમ કર્માનુસાર ફળ આપવાનો છે. સારા કાર્યનું ફળ સારૂં અને ખરાબ કર્મનું ખરાબ ફળ અવશ્ય મળે છે. છતાં માણસ પોતાના ઘમંડમાં આ વાતની પરવા કર્યા શિવાય દુષ્ટ કર્મો કરતો રહે છે અને ફળ મળતાં માથું કુટે છે, હુમાયુ પણ થોડાજ વખતમાં પોતાનાં દુષ્કર્મોનો હિસાબ આપવા માલેકની દરબારમાં પહોંચી ગયો. મરતી વખતે તેણે પોતાના ૮ વર્ષના પુત્રને ગાદીનો અધિકારી બનાવ્યો, મહમદને મુખ્ય મંત્રી, ખ્વાજાને સહાયક અને બેગમને વારસદાર બનાવ્યાં.

હુમાયુનું મૃત્યુ બ્રાહ્મણી રાજ્ય માટે તો ખરેખર આશીર્વાદરૂપજ બન્યુ. એ જીવતો હોત તો રાજ્ય અને પ્રજાની કોણ જાણે કેટલીએ ખરાબી થાત પ્રભુની લીલાજ અજબ છે. એવા ક્રૂર સુલ્તાનની બેગમની પ્રકૃતિ સુલ્તાનથી તદ્દન જુદાજ પ્રકારની હતી બેગમ દયાળુ, સદાચરણી, અને ઉદાર દિલની હતી. હુમાયુના મરણ પછી તેણે તુર્તજ તેના પુત્રને ગાદીએ બેસાડી દીધો, તેનો રાજ્યાભિષેક કર્યો અને પોતાની રાજકાર્યકુશળ નીતિથી અને મહમદની સહાયથી રાજ્યકારોબાર સુધારી લીધો.

બીજી તરફ માળવાના સુલ્તાનને લાગ્યું કે, હુમાયુના મરણ પછી રાજ્યમાં મારી સામે કોણ ટક્કર લઇ શકે તેમ છે? માટે ચડાઈ કરવાનો આ અવસર ઠીક છે. આ વિચારથી તેણે તુર્તજ પોતાનું સૈન્ય તૈયાર કર્યું અને બીદર પર હુમલો કરવા રવાના થયો. એક નિર્બળ ગણાતી સ્ત્રી પાસેથી રાજ્ય પડાવી લેવું એમાં શી વીરતા હતી! પરંતુ રાજ્ય લોભમાં યોગ્ય અને અયોગ્યનો વિચાર કદાચ નહિ આવતો હોય. એક સામાન્ય મનુષ્યથી લઇને શહેનશાહોને પણ રાજ્ય લોભ ગમે તેવું દુષ્કર્મ કરવાને લલચાવતો હશે. એજ લોભથી કેટલાયે માણસો પાયમાલ થઇ ગયાં છે, કેટલાયે ધૂળ ભેગા થઇ ગયા છે છતાં માણસ એ લોભ છોડી શકતો નહિ હોય! જે લોકો તેનાથી બચી જાય છે તે પ્રશંસાપાત્ર છે. તેનાં મનોબલ અને સંયમશક્તિ ખરેખર અદ્‌ભૂત ગણાય. માણસ માત્રની ફરજ છે કે બને ત્યાં સુધી એ દુષ્ટ રાજ્યલોભથી દૂર રહેવું. રાજ્યલોભ રૂપી શત્રુને વશ થઇ, માળવાના સુલ્તાને એક અનાથ અબળા સામે યુદ્ધ કરવા બીદર ઉપર ચડાઇ કરી. ખરેખર તેનું એ કાર્ય શતકોટી ધિક્કારને પાત્ર હતું.

પરંતુ અનાથ છતાં એ વીર બેગમની આંખો તો એ ચડાઇના સમાચાર સાંભળતાંજ લાલ થઇ ગઇ અને તેમાંથી કોધજ્વાલાઓ નીકળવા લાગી, હોઠ ફરકવા લાગ્યા અને સેનાપતિને યુદ્ધની તૈયારી કરવા અને સેનાને સજ્જ કરવાનો હુકમ આપી દીધો. એટલુંજ નહિ પરંતુ જાતે રણસંગ્રામ માટે સજ્જ થઇ, ઘોડાપર સ્વાર થઇ, તરવાર ઘુમાવતી યુદ્ધમાં વીરોને પણ લજવે તેવું શૌર્ય દર્શાવવા લાગી. સેનાનીઓએ પોતાની માલેકને આ પ્રમાણે યુદ્ધમાં ઘુમતી જોઇ બમણા શૌર્યથી લડવા માંડયું. આજની માફક

તે દિવસે રાજકર્તાઓ યુદ્ધ મેદાનથી દૂર છાવણીમાં બેઠા રહી હુકમો નહોતા આપતા; પરંતુ એકેએક સૈનિકને પોતે મોખરે રહી ઉત્તેજન આપતા હતા. એથીજ દરેક સૈનિક પોતાના માલેક માટે પ્રાણનું બલીદાન આપવા તૈયાર રહેતો હતો. દરેક સૈનિકને પોતાના માલેકની પોતા માટે કેટલી લાગણી છે તેનો ખ્યાલ રહેતો હતો. આજે તો સામાન્ય અમલદાર પણ પોતાના હાથ નીચેના માણસોને ચુસવાનો વિચાર રાખતો જણાય છે. આ સ્થિતિ આપણી નિર્માલ્યતા દર્શાવે છે. જ્યાં સુધી આપણે કાર્ય પ્રદેશમાં વીરતા દર્શાવી સબળ નહિ બનીએ ત્યાં સુધી એ ભૂતકાળનું સ્વાતંત્ર્ય ફરી પ્રાપ્ત થવાની વાત સ્વપ્નવત રહેવાની. અત્યારે સ્વાતંત્ર્ય ખાતર જાન કુરબાન કરવાની તૈયારી કરવાની ખરી જરૂર છે. એ તૈયારી થશે ત્યારેજ સ્વાતંત્ર્ય, અને તેનું રક્ષણ કરવાની શક્તિ પ્રાપ્ત થશે. અને ત્યારેજ દેશહિત સાધી શકાશે.

બ્રાહ્મણી વંશની એ વીર બેગમે પોતાના શૌર્યથી રણ મેદાનમાં માળવાના સુલ્તાને આશ્ચર્યમુગ્ધ બનાવી દીધો. એક અબળાએ યુદ્ધ ક્ષેત્રમાં પોતાનું પાણી દર્શાવી સ્ત્રીજાતિનું અબળા વિશેષણ ખોટું ઠરાવ્યું. માળવાના સુલ્તાનનું તેની સામે કંઇજ ચાલ્યું નહિ અને કાળું મોઢું લઇ, યુદ્ધ ક્ષેત્રમાં બચી ગયેલા સૈન્ય સાથે તે માળવા પલાયન કરી ગયો.

આ યુદ્ધ અને બેગમના વિજયથી એક વાત સિદ્ધ થાય છે કે એ વખતમાં સ્ત્રીઓને પણ સ્વદેશ પ્રેમ, રાજનીતિ, વીરતા વિગેરે બાબતોનું યોગ્ય શિક્ષણ મળતું હતું. એ વખતમાં સ્ત્રીઓ યુદ્ધવિદ્યામાં પણ નિપુણ બનતી હતી. આજે તો પુરૂષોને પણ અક્ષરજ્ઞાન શિવાય બીજું શિક્ષણ મેળવવાની પુરતી સગવડ નથી તો સ્ત્રીઓની તો શી વાત કરવી?

વીર બેગમે એક આપત્તિ ટાળી ત્યાં તેની ઉપર બીજી આપત્તિ આવી પડી. નવયુવાન સુલ્તાનના લગ્નનો બંદોબસ્ત થઇ ગયો હતો એટલામાં અકસ્માત તેનું મૃત્યુ થયું. બીચારી બેગમ ઉપર આભ તૂટી પડ્યું. તેને આથી ભારે આઘાત થયો પરંતુ તેથી એ ગભરાઇ નહિ. પથ્થરની છાતી કરી તેણે પોતાના બીજા પુત્ર મહમદને ગાદી પર બેસાડ્યો. અને પોતે પ્રજાનું હિત થાય તેવી રીતે રાજ્યકાર્ય કરવા લાગી.

મુખ્ય પ્રધાન અને સહાયક મંત્રી વચ્ચે ચાલતો દ્વેષ આ સ્થિતિમાં પણ ચાલુજ હતો. મહમદ ગવાં સાચો સ્વામીભક્ત, વફાદાર અને સદાચારી હતો. પરન્તુ ખ્વાજા જહાં સ્વભાવથીજ ક્રૂર અને પ્રપંચી હતો. બેગમને આપત્તિમાં આવી પડેલી જોઇ, તકનો લાભ લઇ તેણે પોતાનો છળ પ્રપંચ શરૂ કરી દીધો. મહમદ ગવાં અને બેગમ સ્વભાવથીજ ભલા અને સીધા સ્વભાવનાં હોવાથી શરૂઆતમાં તો તેનો પ્રપંચ ન જાણી શક્યાં પરંતુ અન્તે તો તેનું પરિણામ આવતું જોઇએ તેવુંજ ભયંકર આવ્યું. પ્રપંચી ખ્વાજા જહાંએ શરૂઆતમાં બીદરનો રાજ્ય વહીવટ પોતાના હાથમાં લઇ લીધો અને મહમદ ગવાંને નાદાન દેશોનો વહીવટ સોંપી દીધો. આથી મહમદ ગવાંને વખતો વખત રાજ્યધાનીની બહાર રહેવું પડતું હતું. ખ્વાજા જહાંએ રાજ્યધાનીમાંજ રહી રાજ્ય વહીવટ ચલાવવાનાં તમામ પ્રકારના રાજ્ય અધિકાર પોતાના હસ્તક લેવા માંડ્યા. એ તો પોતાના દિલમાં સ્પષ્ટ સમજતો હતો કે, મહમદ ગવાં પ્રપંચ સમજી જાય તેવો છે, એ તો [illegible] અને [illegible] તો હવે [illegible] શું સમજે! બેગમ તો મહેલમાં પડી રહેનારી તેને તો આ પ્રપંચ [illegible] નોજ નહિં. બીચારાને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે મહાલયમાં રહે છતાં રાજ્યનીતિનું શિક્ષણ પામેલી એ બેગમ સૂક્ષ્મદ્રષ્ટિથી તેનાં કાર્ય પર દેખરેખ રાખતી હતી. બેગમે જોયું કે આ પ્રપંચી પોતાની પાથરતો જાય છે, એટલે પોતાના પુત્ર સુલ્તાનને એ માણસ વિશ્વાસઘાતી છે તેનો ખ્યાલ આપી દીધો અને બીજેજ દિવસે દરબારમાં તેનો નિકાલ લાવવાનું નક્કી કીધું.

બીજેજ દિવસે અગાઉથી નક્કી કર્યા મુજબ અમીર ઉમરાઓની ભરી ખ્વાજા જહાંની વિશ્વાસઘાતની બધી હકીકત પ્રગટ કરવામાં અને સુલ્તાને ઇશારો કરતાં ભર દરબારમાં એ વિશ્વાસઘાતીનું ધડથી જુદું કરી નાખ્યું. આ રીતે બેગમની ચતુરાઇથી બીદરનો મહાન પ્રબળ શત્રુ નાશ પામ્યો. વિશ્વાસઘાત માટે તેને તો [illegible] મળી ગયો. પરંતુ એ સાથે ખ્વાજા જહાંનાં ભર દરબારમાં [illegible] જોઇ તેના પક્ષમાં ભળેલા બેચાર માણસો પણ ડર ખાઇ ગયા અને રીતે રાજ્યવ્યવસ્થામાં ઘુસેલી કુટીલતાનો અંત આવ્યો.

બેગમમાં માણસોની પરીક્ષા કરવાની અજબ શક્તિ હતી. ખ્વાજા જહાંને યોગ્ય સજા કરી પોતાની બુદ્ધિનો ખ્યાલ તો આ હતો પરંતુ એથીએ વિશેષ ખ્યાલ તો તેણે મહમદ ગવાંને હસ્તક સર્વ કારભાર સોંપી રાજ્ય વ્યવસ્થાને વધારે સુંદર પાયા ઉપર ગોઠવીને આખરે નિઃસ્પૃહ બની, માલેકની બંદગી કરવામાં દિવસો ગાળવા લાગી મ ગવાં તો પોતાની કદર કરનાર આ વીર બેગમને પોતાની માતાજ સ[illegible] હતો. એટલે સર્વ રાજ્યકારોબાર તેની સલાહ મુજબજ ચલાવતો મહમદ ગવાંની એ વફાદારી ખરેખર પ્રશંસાપાત્ર છે.

બ્રાહ્મણીવંશની એ વીર બેગમની રાજ્યકાર્યકુશળતાનું વિશેષ સારૂં પ્રમાણ બીજું કયું હોઇ શકે? પતિના મૃત્યુ પછી મા[illegible] સુલ્તાન જેવા પ્રબળ શત્રુને પણ રણ મેદાનમાં જાતે ઘુમી પાછો હઠા[illegible] એક પુત્રનું મૃત્યુ થતાં બીજાને ગાદીએ બેસાડી રાજ્યમાં ચાલતે પ્રપંચ પકડી, તે પ્રપંચ કરનારને યોગ્ય સજા કરી રાજ્યને સુંદર બનાવ્યું.

આજે એ વીર બેગમ આ પૃથ્વી પર આવી હિન્દુસ્થાનની સ્થિતિ જુએ, ફટાકીયાના અવાજથી ડરી ઘરમાં સંતાઇ રહેતા અને સમાએ વીરતાની ડંફાસો હાંકતા અત્યારના યુવાનોને જુએ તો તેને કેટલું દુઃખ આવે? અરે, ભારત સંતાનો જાગૃત થાઓ! સ્વાતંત્ર્ય ખાતર જાન કુરબાન કરવા તૈયાર થાઓ અને વીર બેગમની જગશનો દાખલો લઇ જરા દૌર્બલ્યનો ત્યાગ કરી, પરાધીનતામાં જીવવા કરતાં કુરબાનીને બહુ ઘણી સમયાનુકૂલ કાર્યપ્રદેશમાં ઝુકાવો.

---

**શેઠાણી**—(દુધવાળા ભૈયાને) ભગવાનદીન, તારૂં દુધ હું બંધ કરીશ; કારણકે, આતું પાતળું પાણી જેવું દુધ—

**ભગવાનદીન**—બાઇ સાહેબ, તેમાં હું પણ શું કરૂં? હાલ ભેંસોને માટે સારો ચારોજ મળતો નથી! મારી ગાય તથા ભેંસો તમારીજ માફક ઘાસ ખરાબ લાગે છે!

દીવાલો ઉપર ઉનના પડદા ટીંગાડેલા હતા પણ તે એટલા બધા જીર્ણ થઇ ગયેલા અને ધુળથી ઝાંખા પડી ગયેલા હતા કે તેનો મૂળ રંગ તથા ઉપરના ભરત કામનો ખ્યાલ ભાગ્યેજ જોનારને આવે. લ્હોડાના સળીઆવાળી બે નાની બારીઓ હતી. તેના બારણાં કાચના હતા. પણ તે એટલી બધી ઉંચી હતી કે લાંબા માણસનો હાથ પણ તેના નીચલા ભાગને ભાગ્યેજ અડકી શકે. બીજી જોડેની ઓરડી પણ આટલીજ સગવડવાળી હતી.

થોડાજ વખતમા રખવાળની સ્ત્રી એક હાથમા ખાવાનું અને બીજા હાથમાં થોડા લાકડાના કકડા લઇને આવી. ઓરડામા ઠંડક તથા ભેજ એટલા બધા હતા કે તે ઉડાવવાને દેવતાના તાપની ખાસ જરૂરી હતી

થોડીજ વારમા તે સ્ત્રીએ દેવતા સળગાવ્યો અને તેની ગરમીથી બન્ને મુસાફરો સ્વસ્થ થયા પછી તેઓએ ખોરાક લીધો એટલામાં થોડા વધારે લાકડા અને પીવાનુ પાણી લઇને રખવાળ આવ્યો. પ્રસન્ન રખવાળની સ્ત્રીને એ કન્યાઓ સંબંધી કાંઈક પૂછવા જતો હતો, એવામાં અણચિંતવ્યા એના રખવાળને જોઈ કચવાતે મને તેને તે વાત રહેવા દેવી પડી

' ભાઇ મારાથી બનતી બધી સગવડ મે તમને આપી છે " તે રખવાળે કહ્યું. "અને મને ખાત્રી છે કે તમને આજની રાત સારો આરામ મળશે. મારા ધારવા પ્રમાણે અહીં ઉતરેલા સ્ત્રી મુસાફરો સવારે વિદાય થશે અને પછી પરથી હરવા ફરવામાં તમને જરાપણ અંતરાય થશે નહિ. પણ કદાચ તેઓ થોડો વખત વધારે રોકાય તો તમે મને વચન આપ્યુ છે તે પ્રમાણે મૈરબાની કરીને અહીંથી બહાર ચાલવાનું જોખમ ન ખેડશો."

" મારા ભલા દોસ્ત, અમે તારી સ્થિતિ પણ સારી રીતે સમજીએ છીએ અને તેથી અમે તને જરા આંચ આવવા દઇશું નહિં. પણ તારૂં નામ શું છે ? પોતાના જીવને જોખમે અમારી આગતાસ્વાગતા કરનારનું અમને હંમેશાં સ્મરણ રહે એટલા માટે અમારે જાણવુંજ જોઇએ."

" જી, મારૂં નામ ભીમસિંગ છે," રખવાળે જવાબ વાળ્યો. " અને મારી જાતને આ દેશના રહેવાસી તરીકે ઓળખાવવાને હું મગરૂર છું. જે મુસલમાનોએ અમારી આ માતૃભૂમિને પાયમાલ કરીને તેના ઉપર પોતાની સત્તા બેસાડી દીધી છે તેમનો હું કટ્ટો દુશ્મન છું. આ મારી સ્ત્રી પણ આજ દેશની છે."

"અને ભીમસિંગભાઇ," પ્રસન્ને આતુરતાથી પૂછ્યું; " આ કિલ્લાના માલિક કોણ છે ? "

" તે એક મોટા જાગીરદાર છે" તેણે જણાવ્યું. "પણ તેઓ અહીં રહેતા નથી: અને છેલ્લાં કેટલાએક વર્ષ થયાં તો તેમણે અહીં પગ પણ મૂક્યો નથી. તેઓ મોટે ભાગે મ્હાલપુર રહે છે, કારણ કે આ પ્રદેશના રાજા પણ ત્યાંજ રહે છે. આ કિલ્લાનો બધો કબજો મારાજ હાથમાં છે; અને હું મારી સ્ત્રી તથા એક પુત્ર સાથે હંમેશાં રહું છું."

" ત્યારે તો આજના આટલા બધા મહેમાનોનું આગ તમને માટે લેવી પડતી તકલીફ તમને તો રૂચીકર નહિ જ હોય." એનો ભેદ જાણવાની જીજ્ઞાસાથી પ્રસન્ને ધીમે ધીમે જાળ પાથરવા

" શું આજે અહીં ઉતરેલી કન્યાઓ માટે તમે કહો પ્રસન્નનો અંતિમ હેતુ સમજી જઇ રખવાળે કંઠે પેટે કહ્યું, " મને તરફની જરા પણ તકલીફ નથી. તેમની સાથે પુરતા નોકરો અને સામાન છે. પણ હવે હું રજા લઇશ."

આટલું કહી તરતજ તેની સ્ત્રી સાથે તે ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૩ જું.

### મનોરમાનું સાહસ અને ધૈર્ય

પરદેશી સન્જોડું હવે એકલું પડયું. પ્રસન્ન પથારી તરફ ગયે જેવો સુતો કે તરતજ ઘણા થાક ને લીધે તેની આંખો ઘેરાવા લાગી થોડીજ વારમાં તે ગાઢ નિદ્રામાં પડયો પણ આટલો થાક લાગેલો મનોરમાને જરા પણ ઉંઘ ન આવી. તેમજ તેની ઇચ્છા પણ ન થઈ કાંઈ પણ અનિષ્ટ બનવાનું હોય, કાંઈ ભયંકર ભેદનો પડદો તેની આગળ ખુલ્લો થવાનો હોય એવી ન કળી શકાય એવી લાગણી તેણીના હૃદયને ઉભરાવા મુકયું.

સગડીમાં લાકડાં જોસથી બળી રહ્યાં હતાં; અને મેજ દીવાનો પ્રકાશ આસપાસ ફેલાઇ રહ્યો હતો. પ્રસન્નના નિદ્રાવશ થયા મનોરમાએ થોડીવાર સુધી અનિમિષ નજરે ઉદાસિનતાથી અગ્નિ જોયાં કર્યું પછી ધીમે ધીમે આસપાસની ગંભીર શાંતિથી તેનું આકુળ વ્યાકુળ અને ભયગ્રસ્ત થતું ગયું.

આ સ્થિતિમાંથી મુકત થવાને તેણીએ થોડીવાર તે ઓરડીમાં તેમ ફર્યા કર્યું. પછી તે બિછાના પાસે ગઇ અને નિદ્રાધિન થયેલા તરફ એકી નજરે જોઇ રહી.

જો કે પ્રસન્ન નિદ્રામાં ઘેરાએલો હતો, તેની આંખો મીચેલી હતી આરસ જેવી સફેદ મુખમુદ્રા ઉપરની કાળી ભમરો સ્પષ્ટ દેખાતી હતી તેથી તે ચેતના રહીત અથવા તો બેભાન અવસ્થામાં પડેલો હોય ખ્યાલ સરખો પણ કોઇને આવે નહિ. કારણ કે તેની ઉદાર ભ્રુકુટી નિખાલસ મુખમુદ્રા બુદ્ધિ અને જ્ઞાનની દિવ્ય પ્રભાથી ચળકી રહી

અત્યાર સુધી ઉદાસ દ્રષ્ટિએ તાકી રહેલી મનોરમાનુ તેના તરફના સ્નેહથી ક્રમશઃ ખીલવા લાગ્યું. પ્રસન્ન ઉપરનો પ્રેમમય ભકિતભાવ અગાધ, અપાર અને અનુપમ હતો બન્નેના જુદાં પણ હૃદયો ઓતપ્રોત મળી ગયાં હતાં.

[ આ રસિક વાર્તાના હવે પછીના ભાગ જુઓ તા૦ ૨૭-૪-૨૪ નો અંક.]

# મોજ-મજાહ.

રવિવાર તારીખ ૨૭ મી એપ્રીલ સને ૧૯૨૪.

## રાધાનું સ્વપ્ન.

લખનાર—શ્રીયુત વસન્ત.

શીળી સમીરની લહરી સૃષ્ટિ સુષુપ્તિમાં ભમે,
સરિતા તટે મંજુલ તરંગો પુલીનપટ ઉપર રમે
વ્રજ કુંજ વિરલ વિહગ વિનોદે વિરમ ગતિરસ આસમે.
રસસ્નિગ્ધ રાધા હૃદય રતિરમ રમણના જપમાં રમે.

*　　*　　*

અહા મોહમયી મથુરાંપુરી ત્યાં વૃષભાનુ દુલારીની દૃષ્ટે પડી;
યમુના જળધાર વિહારમાં નાર ત્યાં આંખની સ્હામે એ ખડી.
સુકુમાર હજાર એ નારમંડી એક ક્હાનની કામની દૃષ્ટિ પડી,
ધરી સોળ શૃંગાર વિહાર કરી, વ્રજ ગહ્વરી ગોપીની તેને પડી!

*　　*　　*

ભુલી ગયો હરિ ભુલી ગયો, નિજ આત્માની જ્યોતિને ભુલી ગયો;
જ્યમ પ્રાણને દેહ ભુલી વિચરે, ત્યમ કૃષ્ણ ભુલીને નમેરો થયો
રસરંગને રૂપમાં મુગ્ધ બની, મદ મોહ માયામાં ડુલી ગયો;
નિસંગ છતાં ઉપરાગના અંગના, અંગના જંગમાં ઝુલી રહ્યો.

*　　*　　*

નમેરો થયો હા નિષ્ઠુર થયો, શુદ્ધ સ્નેહની વાત વિસારી ગયો,
સાકાર નિરાકારી નયન ઝલકમાં પલક પ્રાણ વિસારી થયો
ભુલી ગયો હાય ભુલી ગયો રે, નંદનો નંદન ઝુલી રહ્યો.
મંજુ મંડપ રાજ મહાલય રંગ તરંગની જાળ ફસાઈ ગયો.
પદ્મ પાંખડી પ્રેમ ઉષા મહીં પુષ્પ પ્રભાકર મંદુર રૂપ થયો;
કીટ પતંગનું ધ્યાન ધરી જ્યમ રંગ પતંગે રંગાઈ ગયો.
ચળ પ્રકૃતિ રંગ ભરી અધરે ધરી અંચળ ચંચળ કેમ થયો?
શત લક્ષ રમે રમણી કુળ ત્યાં વિરતિ રત ચેતન વિરમી રહ્યો.
અહા, અર્જુન કાળ બજે અહીં આજ સુધારાના ચરણોને ચુમી રહ્યો

*　　*　　*

ભુલી ગયો હાય ભુલી ગયો, ક્હાન પ્રેમના મહિમાને ભુલી ગયો;
ઝુલી રહ્યો મહમોહે વહ્યો રે, નંદનો નંદન નઠોરો થયો;
જે જગ્ન જાગી અભાગીને ત્યાગી વિરાગી સુહાગી બહુરાગી થયો;
એક પ્રેમને નેમ એક દેવ એક દેહ એક મન મહામુન શું ભુલી ગયો!

પ્રેમીને એક છે એકમાં અનેક છે અચળ એ ટેક છે ક્યાં પ્રેમના ઉદ્રેક છે!
ક્યાં વિરેચ છે ક્યાં રમ રેખ છે ક્યાં એકનો આ અનેક છે!

(સાખી.)

શશિને કુમુદ અનેક પણ, કુમુદ પ્રાણ શશિ એક;
પ્રાણ હજાર ત્યજે છતાં, કુમુદ ત્યજે નહિ ટેક.

*　　*　　*

હું સાચી છતાં તું છે ખોટો માટીનો વખોડો પાણીનો પરપોટો;
વાહ મ્હોટો ગાજ્યો કહે છે છતિ મ્હોટો ખરે મ્હોટો છે મ્હોટો.
નથી જોટો નથી ત્રોટો છતાં કહું છું છચોક તું છે ખોટો;
એક તાન એક ધર્મ એક હૃદય એક મર્મ એક પરમ કર્મ
એક દેહ એક વર્ણ શશિ રવિ રમ જે કરે છે
એકનાં અનેક ભુલી ટેક બની ખોટો, ભલે શાસ્ત્ર કહે મ્હોટો
છે મ્હોટો નથી ત્રોટો, છતાં હું છચોક કહું ખોટો!

*　　*　　*

જો તમને નથી કંઈ યાદ અમારે શાને ગાઉં!
પણ માને ના પાપીડું દિલ તમારે કાજે દહે.
રવિ દગ્ધ કરે દળ કમળ છતાં યે રવિ જ ગમે;
ભલે બાળી બનાવે ખાક એ ખાક તો ચરણે શમે.
શશિ હમી લગી ખસતો જાય કુમુદ મન ત્યાંજ ભમે.
પતિ બાળ સરસ મની કાથ, છતાં પતિ ચરણ ચુમે.
અતિ અટપટી રતિપતિ રીત ગતિહીન કેમ કરે?
કીનો પુગીએ તાબુત સંગ શિરે ધરી કરવતને;
ચઢયો શુળી ઉપર મનસુર પુકારી અનલ હકને.
પતિ નયન ઇંગિતને જોઈ સતી પડી પાવકમાં
બળી ઝળી બની સીતા ખાક મળીને અલખ લખમાં.
એ લક્ષ્ય અલક્ષ્યના ભેદ ચમકતા પાવકમાં
જે ભક્ષે પાવક પાન કરીને હલાહલમાં.
જે જીવતા અલૌકિક સ્વાદ મૃત્યુનો માણી શકે;
તે જાણે પ્રેમના ભેદ, બીજા તે કેમ ટકે?
જુદો થયો હાય ભુલી ગયો રે હૃદય સુનો કાનુડો અમને ભુલી ગયો નઠોરો થયો.

*　　*　　*

સ્વપ્નમાં સંતાપ કરતી રાધિકા રડતી હતી;
નયન ઉન્હાં અશ્રુઓની ધાર ઘન ઝરતી હતી.
ડુમો ભરાયો છાતીએ રૂંધાતી કંઠે ભાવના;
સમજાય ના શું થાય છે શી આ વિષમ વિભાવના!
રાધા રડે ને કૃષ્ણ હસતો રમણી કુળના સંગમાં;
રાધા હૃદયમાં કૃષ્ણ એકજ પણ કૃષ્ણ તો મદુ રંગમાં.
કોટી પ્રજા જન એક નૃપતિ ચરણની પુજા કરે;
પણ એક નૃપતિ સકલ સંતતિ માય ઐક્ય ઉરે ધરે.
એકજ રવિ વિકસાવતો કોટી કુસુમને સૃષ્ટિમાં
ટો સુમન કોટી અનંત પણ છે અરુણ એકજ વિશ્વમાં.

હસી હસીને મારે તીરે કૃષ્ણમુખ રવિ કિરણે;
તિમિરાચ્છન્ન રાધા હૃદય વિકાસે આભરણે.
ત્યજ ત્યજ ઘેલી છળ મોહ પડી શું આવરણે!
શું છેકજ ભુલી ભાન સ્નેહદધિ સંતરણે!
મહા વિકટ પ્રેમનો પંથ વસે છે પ્રભુ ચરણે;
એ અગાધ સિંધુ તરંગ ન ભાસે નદી ઝરણે;
તું ગગન વિહારી જ્યોતિ ગ્રહિ મન્મથ ગ્રહણે;
મદ મોહ ન છાજે છબિલી પ્રેમદ્યુતિ તુજ ચરણે.
કંઈ જો જો પ્રેમના ભેદ, સમજ રસ મહિમાને.
એ અકળ પ્રીતિના પંથ રૂપિ મુનિઓ માને.
છે દીન બીચારા વેદ, નેતિ નેતિ કહી વિરમે;
નથી ગોચર દીન કે વચને, દીન જન શું જાણે!
પશુ બાવે પૃથ્વી લોક રચી રહે વિષયોમાં;
પણ પ્રેમ રવિ ન છુપાય ઉદય કે પ્રલયોમાં.
છે અચળ પ્રેમનાં રાજ્ય, પાર ત્રણ લોકોની;
શું જાણે જગતના લોક, એ મર્મ વિલોકોની.

( સાખી. )

ચમાર સુધી ચર્મને પ્રણયી ન્હાયે પ્રેમ;
મૃત્યુમાં જીવન ઉગે અકળ પ્રેમની નેમ.

ઇચ્છે નહિ બદલો કદિ, કુસુમ સમર્પિ સુવાસ;
પ્રેમી અર્પે પ્રાણ પણ નથી બદલાની આશ.

રવિ ઘુમે બનીને મસ્ત અનંત ગગન તળમાં;
છબી ચુમે રહીને દૂર સૂર્યમુખી ભૂતળમાં.
ભમતું નિત્ય ભાનુ સાથ પૂર્વને પશ્ચિમમાં;
ફરે જ્યાં જ્યાં રવિનું વદન સદન અગ્નિ હિમમાં
છે સુખદુઃખ એક સમાન સદાય શીતા તપમાં
છે ગરલ પીયૂષ સમાન મરણ કે જીવનમાં.
કદિ કોટિ શતધા ખંડ કરે તુચ્છ તનમનના;
પણ અરસે નહિ કદિએ રંગ ચઢ્યા જે ચેતનના.
ન બાળે શસ્ત્ર સહસ્ત્ર, પ્રજાળે ન અગ્નિ શિખા;
નહિ શોષે મારૂત જ્વાળ દવ બળ વ્યર્થ સખા.
કહે લોકો પ્રેમ પતંગ અખંડ અનેરો છે;
હસે દીપક તોય સદાય બળે મદઘેલો છે.
પણ નિર્વાણોન્મુખ દીપ પતંગ નથી ન્હાતો;
બુઝાયા દીપક, પ્રાણ પતંગ નથી વ્હાતો.
છે અજબ પ્રીતિનો રંગ બુઝાયેલ દીપકમાં;
કરે પ્રાણ સમર્પણ પ્રેમી પડી શી પાવકમાં.
મૃતપતિને ધરીને અંક સતી હસી બળી મરતી;
કહે ભોળા પ્રેમ પતંગ શું પ્રીતિ નથી કરતી!
કર્તુમ્ અકર્તુમ્ તેમ અન્યતાકર્તુમ્ જે;
છે સમર્થ હરિ જગદીશ એ પ્રેમનું રૂપ જ છે.

કરે વિષનું અમૃત, નિત્ય દિવસની રાત કરે;
ધરી ધુરી ધરાની નિત્ય કાળની ટોચે ફરે.
છે અગમ અગોચર રૂપ અતીત દિશા દશથી;
ત્રણ કાળ અતીત એ નિત્ય અભિન્ન છે જગદીશથી.
કહે મુર્ખ છે પ્રેમ તો અંધ, અંધ શું અન્ય કહે?
પણ પ્રેમ તો નિત્ય પ્રકાશ ત્રિલોકનાં તિમિર દહે.
એ પ્રણય ત્રિશુળધર નયન તૃતીય જ્યાં અગ્નિ ઝરે;
પામર જન પામે ન પાર સમીપથી ત્યાંજ મરે.
હિમ્યાંશી પ્રેમ નિધાન, પ્રેમીજન જે ઉતરે;
તે પુનિત પ્રભુના અંશ, અભય બની ત્યાં વિચરે.
સખિ રાધે આવો પ્રાણ! ઉભય ઉર એક કરે;
એ પ્રેમી પીયૂષનાં પાન કરો જ્યાં હૃદય ઠરે.
આવો રચીએ રાસ અખંડ શરદની ચાંદનીએ;
જ્યાં શીતળ જ્યોત્સ્ના સ્નાન જગતનાં વિષ ઉતરે.
લલિતાએ રવિ ષડ્ માસ પુર્યો તો પ્રતિલોમે;
ઝીલ્યો શુદ્ધ પ્રેમનો લ્હાવ ભરી રસ પ્રતિ રોમે.
એ ષડ્ માસી સુખરાત્રિ, પડગે વ્યાપી રહે;
ત્યાં કાળ બીચારો દીન, ચરણે રજ હૃદય ધરે.
ત્યાં પ્રભુ પણ બનીને દાસ, ભક્તની સેવ કરે;
છે ભક્ત અધિપતિ ખાસ, સ્વામી ગુલામી કરે.
એ ઉલટી અટપટી રીત, પ્રિતની નિત્ય ગ્રહો;
બની આંતર બાહિર એક, અચળ સુખવાસ ચહો.
જય જય હો પ્રેમના મંત્ર, વિજય એ દેશ રહો;
જ્યાં પ્રેમ તણું સામ્રાજ્ય, વસંત નિત્ય વહો.

(સાખી.)

સ્વપ્ન ઉડ્યું સુષુપ્તિ વીતી, ઉગ્યું રક્ત પ્રભાત.
પ્રેમ પ્રકાશ પ્રસારતી, કહી 'પ્રણયીની' વાત.

## દુનિયાના દરેક માણસ કરોડપતિ છે!

કોઈ બે મિત્રો ચોપાટી હવા ખાવા ગયા. એટલામાં કોઈ લક્ષાધિપતિની મોટર ત્યાંથી નીકળી ત્યારે તેના મીત્રે કહ્યુ.—"જો, પેલી મોટર જાય છે. તે લક્ષાધિપતિની છે!" ત્યારે તેના મિત્રે હસીને જવાબ આપ્યો.—"ભાઇ, ભલે તે લક્ષાધિપતિ ગયો. પણ હું તો શું પણ દુનીયામાંનાં દરેક માણુસ કરોડપતિ છે!"

બીજા મિત્રે કહ્યું:—"વાહ! તું પણ બરો ઘોંસામાર જણાય છે! તારી પાસે કે મારી પાસે એક હજાર રૂપીયા પણ નથી!"

પહેલાએ જવાબ આપ્યો:—"ભલે, રૂપીયા નથી તો શું થઈ ગયું? શું પૈસાથીજ કરોડપતિ થવાય છે? ભલા માણુસ, દરેક માણુસના વાંસામાં કરોડ હોય છે! તો શું તે કરોડપતિ ન કહેવાય?"

બીજો મિત્ર ચુપ બેસી ગયો. કે. એમ. વોરા.

# મુંબાઈનું રાત્રિ–રહસ્ય.

( લખનાર—ગુપ્તદૂત.)

( તા. ૨૦–૪–૨૪ ના અંકથી ચાલુ.)

### કૅાર્નર ચાન્ટરોડ.

વર્તમાન કાળમાં જો કોઈપણ જાત વિશેષ અધમ સ્થિતિ ભોગવતી હોય તો તે કાઠિયાવાડની ખવાસ જાતિ છે. એ જાતિનાં ઘણાં ખરાં માણસો મનુષ્યત્વને, નીતિને તથા સદાચારને ઠોકરે મારી નિર્લજ્જતાથી પાપકાર્યમાં- વ્યભિચારમાં અને વ્યસનમાં રચ્યાં પચ્યાં રહે છે. અભક્ષાભક્ષ, મદ્યપાન, વ્યભિચાર વગેરેનું વિશેષ અસ્તિત્વ હિંદુ જાતિઓની અંદર કેવળ ખવાસ જાતિમા વિશેષ જોવામાં આવે છે. જુગારખાનાના માલિક શ્યામસુંદરની જે રખાતનો અમે પરિચય કરાવ્યો છે, તેનું નામ રતન હોઈ તેનો જન્મ જામનગરમા થયો હતો તે જાતે ખવાસણ હતી. ખવાસ જાતિની સ્ત્રીઓનું શારીરિક સૌન્દર્ય સ્વાભાવિક રીતેજ વિશેષ હોય છે. કાઠિયાવાડી રાજદરબારના રંગમહાલયોમાં ખૂબસૂરત ખવાસણોનું અસ્તિત્વ વિશેષ પ્રમાણમાં હોય છે. પોતાની ખૂબસૂરતી વેચીને એ સુંદરીઓમાંની કેટલીક તો રાજા મહારાજા કિંવા ઠાકોર દરબારની કૃપા પ્રાપ્ત કરી સમસ્ત મોજ શોખ તથા વિલાસ વિભવમાં પસાર કરે છે. જે સુંદરીઓ એવા સૌભાગ્યથી વિમુખ હોય છે તેઓ પોતાના ધણીના દેખતાં પરપુરૂષની સાથે પ્યાર કરે છે. રતન ઘણી ખૂબસૂરત હતી, તેની માતાની દેખાદેખીથી ચૌદ પંદર વર્ષની ઉમ્મરથીજ તે વ્યભિચાર કરતાં શીખી હતી. તથા એ વ્યભિચારને પરિણામે તે અભક્ષાભક્ષ તેમજ સુરાપાન કરતાં શીખી હતી. જે છોકરા સાથે રતનનું લગ્ન કરવામાં આવ્યું હતુ એ છોકરો ઉમ્મરે- રતનથી ચારેક વર્ષ ન્હાનો હોઇ મૂર્ખમતિ હતો. સંસાર વ્યવહારનું તથા સ્ત્રીને વશ રાખવાનું તેનામાં બિલકુલ જ્ઞાન નહોતું. રતન તેને સારાં સારાં કપડાં ખરીદવાને તથા ખાવા પીવાને વારંવાર પૈસા આપતી હોવાથી તે રતનના કોઈપણ કાર્યમાં દરકાર કરી શકતો નહોતો. મોહનસિંહ નામના ત્રિસેક વર્ષની ઉમ્મરના હૃષ્ટપુષ્ટ તથા દેખાવડા તરૂણની સાથે રતન પ્યારમાં પડી હતી તથા તેમનો એ સંબંધ ઘણાં ખરાં માણસોના જાણવામાં આવ્યો હતો. મોહનસિંહના પિતાએ ધાગધ્રા સ્ટેટમાં નોકરી કરી સારો પૈસો એકઠો કર્યો હતો તથા છેવટે કોઈ કારણને લીધે ઠાકોર સાહેબની તેના ઉપર ઈતરાજી થવાથી તેને ધ્રાંગધ્રાનો ત્યાગ કરી જામનગર જઇ રહેવું પડયું હતું. પિતાના સ્વર્ગવાસ પછી દુર્ભાગ્યવશાત મોહનસિંહ પોતાનાં સઘળાં સગાંઓને ગૂમાવી બેઠો હતો. મોહનસિંહનો પિતા સદાચારી હતો પરંતુ પુત્ર સાક્ષાત શયતાનનો અવતાર હતો.- ત્રીસ વર્ષની ઉમ્મર થવાં છતાં તેણે લગ્ન કર્યું નહોતું. નવી નવી વિલાસવતી નવયુવતીઓનું ચિત્ત આકર્ષવાનો તેમનો હમ્મેશાંનો વ્યવસાય હતો. પૈસો હોવા છતાં તેણે પોતાના પાપાચારથી પ્રતિષ્ઠા ગૂમાવી હતી. રતન મોહનસિંહને ત્યાં રાતના વખતે સાસરે જવાનું નિમિત દર્શાવી ચાલી જતી હતી તથા સ્હવાર થતાં ન થતાંમાં તો પાછી માતા પાસે ઉપસ્થિત થતી હતી.

પરિણામે ગામમાં બન્ને જણાની ઘણી નિંદા થવા લાગી એટલે 'ખાવો ઉઠયો, બગલામાં હાથ' એવી રીતે રતનને આડું અવળું સમજાવી મોહનસિંહ છુપી રીતે તેને સાથે લઈ મુંબાઇ આવ્યો બન્ને જણાં મુંબાઈ આવી ગોળપીઠના લત્તામાં રહેવા લાગ્યાં. મોહનસિંહને પ્રથમથી જુગાર રમવાની ટેવ હતી મુંબાઈમાં આવ્યા પછી તે અઠંગ જુગારી બન્યો. થોડા દિવસમાંજ શ્યામસુંદર સાથે તેની ઓળખાણ થઈ. સમાન પ્રકૃતિના માણસો વચ્ચે સંબંધ બંધાતા વાર લાગતી નથી. થોડા દિવસમાજ મોહનસિંહ અને શ્યામસુંદર વચ્ચેનો સંબંધ વધી ગયો. એ સંબંધને લીધે શ્યામસુંદર મોહનસિંહને ત્યાં આવતો જતો થયો. શ્યામસુંદર ધુર્ત તથા કપટી હતો રતનનું પ્રથમ દર્શન થતાંજ તેના અંગમાં કામની જ્વાળા સળગી ઉઠી. આ વિષયનુ વર્ણન કરવા જેટલું સ્થાન ન હોવાથી અમે સંક્ષેપમાંજ રતનની હકીકત લખીએ છીએ. મોહનસિંહે પોતાની પાસેની ઘણીખરી મિલકત શ્યામસુંદરના જુગારખાનામાં જુગાર રમવામાં ઉડાવી દીધી તેનો સ્વભાવ ચીડીઓ બન્યો તથા રતન ઉપર તેનો પ્રથમ જે મોહ હતો તે પણ ઘણે અંશે ઓછો થઈ ગયો આ પ્રસંગનો શ્યામસુંદરે લાભ લીધો તથા રતનને તેણે પોતાની અંકશાયિની બનાવી. રતન શ્યામસુંદરની ઈચ્છાને આધિન થઇ એક રખાત તરીકે તેના મકાનમા જઈ રહી. આ બનાવથી શ્યામસુંદર અને મોહનસિંહ વચ્ચે ભયંકર દુશ્મનાવટ ઉભી થઈ. બન્ને જણા એકબીજાનું કાટલું કાઢવા તૈયાર થયા મોહનસિંહ પોતાના જુગારખાનાનાની પોલિસને બાતમી આપી દુશ્મનાવટ દર્શાવશે એવા ભયથી શ્યામસુંદરે થોડા દિવસ માટે જુગારખાનું બંધ કર્યું તથા તે પોતાના શત્રુનો નાશ કરવાના પ્રયત્ન આદરવા લાગ્યો. શ્યામસુંદરનો ઘણા પઠાણો સાથે પરિચય હતો. એ લોકોને વારંવાર પૈસાની મદદ કરી તે પોતાનાં ધારેલાં કામ પાર પાડતો હતો એ વિશ્વાસપાત્ર પઠાણોને એક હજાર રૂપિયા આપી તેમની માર્ફત તેણે મોહનસિંહનું ખૂન કરાવ્યું તથા તેનો મૃતદેહ એવી સફાઈથી ગૂમ કરી દેવામા આવ્યો કે પોલિસને એ વિષયની કાંઇ ખબર પડી નહિ. મોહનસિંહને જહન્નમનો મુસાફર બનાવી દીધા પછી શ્યામસુંદર પાછું જુગારખાનું ચલાવવા લાગ્યો.

જુગારખાનામાં બેઠેલા માણસો અને એ સ્થળનું અમે વર્ણન કરી ચુક્યા છીએ. એ માણસોમાં અમદાવાદનો મદનલાલ નામનો એક ઘાંચી હતો તે શરીરે ઘણો જાડો હતો. તેણે ડકનો લાંબો કોટ પહેરેલો હોઈ કોટને સોનાના બટન હતાં. માથા ઉપર બેંગલોર ટોપી હતી. આજે તેનું મ્હોં ઉતરી ગયું હતું આઠ દિવસથી લાગ લાગટ

આ જુગારખાનામાં આવી જુગાર રમવામાં તેણે લગભગ પાંચ છ હજાર રૂપિયા ગૂમાવ્યા હતા. અમદાવાદમાં તેના ઉપર ઘણું દેવું થઈ ગયું હતું. પોતાની લગભગ પચીસેક હજારની મિલ્કત જુગારમાં ઉડાવી દઈ તે દેવાદાર બની ગયો હતો; આમ છતાં તેણે જુગાર રમવાની બુરી ટેવ છોડી નહોતી. મદનલાલ શરીરે મજબૂત દેખાતો હોવા છતાં પુરૂષત્વહીન હતો. તેના સંસારનું ચિત્ર રાજનગર રહસ્યમાં આલેખવાનું હોવાથી અત્રે તેનો વિશેષ ઉલ્લેખ કરવાની જરૂર નથી.

'હાર્યો જુગારી બમણું રમે' એ લોકોક્તિ ખોટી નથી. ડુબતો તરણાને પકડવાનો પ્રયત્ન કરે એ સિદ્ધાંતાનુસાર મદનલાલ દેવાની જંજાળમાંથી છુટવા ઉપરા ઉપરી દાવ લગાવતો હતો તથા અંતે જ્યારે હારી જતો ત્યારે પુષ્કળ મદ્યપાન કરી મનના દુઃખને ભૂલી જવાનો પ્રયત્ન કરતો હતો. શ્યામસુંદર પાસેથી બે દિવસ માટે હાથ ઉછીના લીધેલી એક હજાર રૂપિયાની રકમ પણ જુગારમાં ઉડી ગઈ હતી. ઘેરથી પૈસા મંગાવવાનો તાર કર્યો હતો તેનો ઘેરથી એવો ઉત્તર તારથી આવ્યો હતો કે, 'તમે ઘરમાં શું રાખ્યું છે કે મોકલીએ? જલ્દી ઘેર આવો.' આ ઉત્તર મળ્યા પછી મદનલાલની ચિંતાનો પાર રહ્યો નહોતો. શ્યામસુંદરના સ્વભાવને તે થોડે અંશે જાણતો હતો. તે જેવી રીતે ઉછીના પૈસા આપવામાં ઉદાર હતો તેવીજ રીતે વસુલ કરવામાં નિષ્ઠુર હતો.

રાતના ત્રણ વાગ્યા સુધી જુગાર ખેલવાનો ધંધો ચાલ્યો. ત્યાર પછી આવેલા માણસો એકેએક ઘર તરફ જવા લાગ્યા. શ્યામસુંદરની સૂચનાથી મદનલાલ રોકાયો. સહુના વિદાય થયા પછી તેમની બન્નેની વચ્ચે સુરાપાનસહ વાતચિત ચાલુ થઈ. શ્યામસુંદર હિંદુસ્તાની ભાષામાં વાત કરતો હતો તથા મદનલાલ અર્ધું હિંદી તેમજ અર્ધું ગુજરાતીના મિશ્રણથી બનેલી ઢંગધડા વગરની ભાષામાં ઉત્તરો આપતો હતો. અમે તેમના ઉભયની વાતને શુદ્ધ ગુજરાતી ભાષામાં અત્રે ઉતારીએ છીએ. શ્યામસુંદરે કહ્યું:—"મદનલાલ! આ વખતે તમે ઘણી રકમ હારી ગયા છો તેથી નિરાશ બની જવાની જરૂર નથી. હારજીતનો તો આપણો ધંધો છે. વળી કોઈ વખત એવા સરસ દાવ લાગશે કે જેથી પુષ્કળ નફો થશે."

મદનલાલે ચિંતાતુર મુખે કહ્યું:—"તમારૂં કહેવું ખરૂં છે; પરંતુ હું જે રૂપિયા ઘેરથી લઈ આવ્યો હતો તે બધા ગૂમાવી બેઠો છું. તમારી પાસેથી ઉછીના લીધેલી રકમ પણ હારી ગયો છું. ઘેર જઈ આવ્યા સિવાય બીજી કોઈ રીતે હું પૈસાની જોગવાઈ કરી શકું તેમ નથી. તમે આઠ દશ દિવસ સુધી તમારી રકમ વિના ચલાવી શકશો?"

શ્યામસુંદરે કહ્યું:—"ભાઈ! આજકાલ હું પણ હારમાં છું; પરંતુ તમારા ઉપર મ્હને પ્રેમ હોવાથી હું આઠ દસ દિવસ ખુશીથી ચલાવી શકીશ. તમે મ્હને પાંચ હજાર રૂપિયાની હેન્ડ નોટ લખી આપો. તમે હજાર રૂપિયા આપશો એટલે હું તમારી હેન્ડ નોટ તમને પાછી આપીશ."

મદનલાલે વિસ્મિત બની જઈ કહ્યું:—"એક હજાર રૂપિયાને બદલે પાંચ હજાર રૂપિયાની હેન્ડ નોટ લખી આપું?"

શ્યામ સુંદરે કહ્યું:—"એમાં હરકત જેવું શું છે! મ્હારા ઉપર તમને વિશ્વાસ નથી કે? જો વિશ્વાસ ન હોય હોય, મ્હારો કાંઈ આગ્રહ નથી. તમે મ્હને મ્હારી રકમના સગવડ કરી આપી બેલાશક અમદાવાદ ચાલ્યા જાઓ."

મદનલાલ નિરૂપાય હતો. તે ધુર્ત શ્યામસુંદરની સોનેરી જાળમાં સર્વાંશે સપડાયો હતો. તેણે લાચારીથી પાંચ હજાર રૂપિયાની હેન્ડ નોટ અથવા કાળું કાગળીયું લખી આપી છુટકારો મેળવ્યો.

એકલા મદનલાલનેજ નહિ પરંતુ જુગારખાનામાં આવતા હરેક માણસને તેમની આસપાસની પરિસ્થિતિ છુપી રીતે જાણી લઈ શ્યામસુંદર પૈસા ધીરતો હતો તથા કાળાં કાગળીયાં લખાવતો હતો. જો કોઈ માણસ પૈસા આપવાનો ઇન્કાર કરતો તો કાયદાની મદદ લઈ તે લખાવેલી રકમ મેળવતો. સાચું ખોટું ઇશ્વર જાણે પરંતુ લોકવાયકા એવી છે કે, આવાં જુગારખાનાંની હયાતી પોલિસના જાણવામાં હોવા છતાં વીસમી સદીના ઈશ્વર સ્વરૂપ બની બેઠેલા પૈસાના પ્રભાવથી, તેમનું કામકાજ ધમધોકાર ચાલે છે. સરકારી અદાલતોમાં કેટલાંક જુગારખાનાના વહીવટદારો પકડાયેલાં હોઈ, તેમના કેસ ચાલેલા એ સંબંધની હકીકત પણ મુંબાઇવાસીઓએ અમારા સહયોગી ભાઇબંધોના પત્રોમાં વાંચી હશે. આવાં જુગારખાનાં મુખ્યત્વે કરીને ખરાબ લત્તાઓમાં અર્થાત્ કામાટીપુરા, ફોરાસ રોડ, ગોળપીઠ, ચર્નીરોડ જંક્શન વગેરે સ્થળોએ આવેલાં હોય છે. કેટલાક માણસોનું એમ પણ માનવું છે કે મુંબાઈનાં સારાં ખોટાં ઘણાં સ્થળોએ ઘોડાઓની શરતના દિવસોમાં ખાનગી બેટીંગો લેવાય છે. આગળના ભાગમાં કપડાંની કે ગાંધીના મરી મસાલાની દુકાન રાખી ઘોડાઓનાં નામ નોંધવાનો તથા પૈસાનો લેણદેણ કરવાનો હિસાબ પાછલા દરવાજે થાય છે. ઘોડદોડના વિષયને રાત્રિ રહસ્ય સાથે સંબંધ નથી તેથી અત્રે તેનો વિશેષ ઉલ્લેખ કરવાની જરૂર નથી.

[ આ અદ્ભુત લેખનો આગળનો ભાગ આવતા તા૦ ૪–૫–૨૪ ના અંકમાં વાંચો. ]

---

શેઠાણી—રામા, હું મારા પીયર ગઇ, ત્યારે પોપટની અને મીનીની બરાબર કાળજી રાખી હતી કે?

રામો—હા, બાઇ સાહેબ! માત્ર એક દિવસે મીનીને ખાવાનું નાખવાનું હું ભુલી ગયો હતો!

શેઠાણી—અરે રે! બિચારી તે દિવસે ભુખથી બહુ હેરાન થઈ હશે!

રામો—શેની હેરાન થાય બાઈ સાહેબ! તે દિવસે પોપટનેજ તે ખાઇ ગઇ હતી!

ઘાએ કરવાના જુદા જુદા સંચાએ વિષે મનોરમાએ ઘણું વાંચ્યું હતું, તેને કેમ બનાવવા અને વાપરવા તેનો પણ તેણીએ ઉંડો અભ્યાસ કર્યો હતો. અને મનુષ્ય જાતે, આવી શોધખોળો પાછળ પોતાની બુદ્ધિ અને અમૂલ્ય સમયનો કેટલો ભોગ આપ્યો તેને માટે તેણીને પારાવાર ઘૃણા ઉત્પન્ન થઈ હતી. પણ તે સાધનો-સંચાઓને પ્રત્યક્ષ જોવાનું ભાગ્ય આજે દિવસ સુધી તેણીને પ્રાપ્ત થયું ન હતું.

પ્રથમ તો અહીંઆ એક ઉભું લોઢાનું પૈડું હતું અને તેને ઝીણા અણીદાર દાંતા હતા. જે નિરાધાર અને કંગાલ મનુષ્ય આ કિલ્લાના નીચ અને ઘાતકી માણસોનો ભોગ થઈ પડતો તેને આ પૈડાં નીચે સુવાડી પછી ફેરવવામાં આવતું. આથી તે માણસના શરીરના આંતરડાં અને હાડકાંના ટુકડે ટુકડા થઈ જતા.

વળી ધોબીની અસ્ત્રીને મળતો એક આડો મનુષ્યવધને માટે તૈયાર કરેલો સંચો પડયો હતો. તેની અંદર બધી બાજુએ નાના નાના ઝીણા ખીલા હતા. નિર્દય માણસો તેમના બળિદાનને તેનું બારણું ઉઘાડી અંદર પુરતા. પછી તે સંચો ચલાવવામાં આવતો. બધા ખીલાઓ વારા ફરતી તે માણસના શરીરમાં પેસી જતા. આ પ્રમાણે તે સંચો થોડીવાર ચાલુ રહેવાથી તેનું એકેએક અંગ છુટું પડી જતું.

મનુષ્યને ગુંગળાવીને મારી નાખવા માટે એક ખુરસી હતી જેના ઉપર જેને બેસાડી તેના હાથ પગ લોઢાની બેડીથી મજબુત બાંધી રાખતા. પછી લોઢાની એક ગોળ ચીપ તેના ગળામાં પહેરાવી તે ચીપના વાળેલા બે છેડામાં સ્ક્રુ નાખી તેને એકદમ મજબુત કરી દેતા. આથી તેનો શ્વાસ રૂંધાઈ જવાથી તે મરણ શરણ થતો

આ ઉપરાંત અંગુઠાને માટે સ્ક્રુ, પગને માટે લોઢાના જોડા, હાથ તથા શરીર ઉપર પહેરાવવાનું બખ્તર વિગેરે નિરપરાધી માણસોને દુખ દેવાનાં હથિઆરો હતાં. બધામાં સંકોચાવાની યોજના કરી હતી. આથી અપાર પીડાનો અનુભવ થતો અને નિર્બળ મનના કેદીઓ વશ થઈ જતા.

દીવાલો ઉપર જુદી જુદી જાતના બખ્તરો અને લડાઈમાં વાપરવાનાં હથિઆરો લટકાવેલાં હતાં. તેઓ જો કે સારાં હતાં પણ મનોરમાએ ધાર્યું કે તેમાં કાંઈ નવીનપણું હોવા વગર આ ભયંકર જગ્યાએ તેમને મુકવામાં આવેલ નહિ.

આ સિવાય મનુષ્ય જાતની કારીગરી અને કળાના ઉત્તમોત્તમ આશ્ચર્યકારક નમુનાઓ વચ્ચોવચ્ચ પડેલા એક મેજ ઉપર ગોઠવવામાં આવ્યા હતા; જેવા કે જુદા જુદા આકારે ઘાટની ઉત્તમ સુગંધીદાર અત્તરથી ભરેલી શીશીઓ. હાથીદાંત કે સુખડમાંથી બનાવેલી નમુનેદાર કોતરણીવાળી સુગંધીદાર પાઉડરથી ભરેલી ડબીઓ, હીરા, પોખરાજ, પાચ માણેક વિગેરે જડેલી સોનાની માળાઓ, એરીંગ વીંટીઓ, બાલીઓ, વિગેરે સુંદર રમણીઓની શોભામાં વધારો કરે એવી મોહક ચીજોનો સમુચ્ચય અહિં ગોઠવેલો હતો.

ક્રમ.આગે ઉપાજરે એવા આ સ્થાનમાં આવી સુંદર વસ્તુઓનો સંગ્રહ જોઈ મનોરમાને પહેલીજ અજાયબી ઉપજી વળી તેણીને વધારે અચંબો તો એ થયો કે કોઈપણ વસ્તુ ઉપર નહોતો ચડયો જરાપણ કાટ કે નહોતી જામી રજ પણ ધુળ. પણ એથી ઉલટું કોઈ સુંદર સ્ત્રીના ઉપયોગને માટે ખાસ તૈયાર રાખ્યા હોય એવા સુશોભીત અને અને ચળકતા હતા. વળી ઝીણી નજરે જોતાં મનોરમાને એ પણ જણાયું કે કોઈપણ હથીઆર કે બખ્તર કે મનુસ્યઘાતક કે સંચા ઉપર જરાપણ કાટ નહોતો. તેમને રોજ ઘસીને સાફ રાખવામાં આવતા હોય એવું લાગતું હતું. વળી આ ઓરડામાં જરાપણ ભેજ કે અવાવરાપણું દેખાતું ન હતું.

શું ત્યારે જે વૃદ્ધ પુરૂષને મનોરમાએ થોડાજ સમય પહેલાં તે ભીંતનો પડદો ઉંચકીને ઉભેલો જોયો હતો તેજ આ બધી ત્રાસદાયક તેમજ આકર્ષક વસ્તુઓની દેખરેખ રાખતો હશે? પણ જ્યારે મનોરમા આ બાબતના ઉંડા વિચારમાં ગરકાવ થઈ ગઈ હતી એટલામાં તેની નજર તે ઓરડાને છેડે આવેલા એક બારણા ઉપર પડી. તેણીએ પોતાની તપાસ આગળ ચલાવવાનો નિશ્ચય કર્યો. બારણા પાસે પહોંચતાંજ તેની તડમાંથી બહારની બાજુએ આવતું અજવાળું જોતાંજ તે જરા ખંચાઇ. બહાર કોઇ છે કે નહિ તેની ખાત્રી કરવા તે થોડીવાર કાન માંડીને ઉભી રહી. પણ અહીંની સ્મશાનવત્ શાંતી અભેદ્ય રહી શરીરની બધી હિંમત એકઠી કરી તેણીએ બારણું ઉઘાડી નાંખ્યું.

ઓ પ્રભુ! કેવો વિચિત્ર દેખાવ તેણીની નજરે પડયો. તે જડવત્ બની થંભી ગઈ, તેની નસોમાં ફરતું લોહી અટકી રહ્યું અને તેનું એકેએક અવયવ એવું શિથિલ થઇને ધ્રુજી ઉઠયું કે બધથી તેણીના હાથમાંથી પડી જતો દીવો તેની અસરથી તેના આંગળા વચ્ચે જોરથી દબાઈ રહ્યો.

## પ્રકરણ ૪ થું.

### ત્રણ હાડપિંજર.

પહેલા જેવાજ આકાર અને ઘુમટવાળી એક ઓરડીની મધ્યમાં લટકાવેલા એક દીવાનાં કિરણો મનુષ્ય જાતના ત્રણ હાડપિંજરો ઉપર પડતાં હતાં, અને જાણે કે તેમની નિર્જીવ આંખોના ડોળા મનોરમા તરફ ટીકી ટીકીને જોઈ રહ્યા હતા. આ વિકાળ આકૃતિઓને એક બાજુએ સાથે સાથે ઉભી રાખવામાં આવી હતી અને તેમના ઉપરના પડદા ઉંચા કરી નાખવામાં આવ્યા હતા

જે અદ્ભુત અને હિંમત દેખાવ મનોરમાએ થોડા વખત પહેલાં જોયું હતું તેની ચોકી કરવાને ઉભેલા આ ત્રણ સાક્ષાત્ યમદૂતોજ હોય એવો ભ્રમ થતો હતો. વળી આ ત્રણમાંના વચલાની માંસ વગર ચીમળાઈ ગયેલી આંગળીઓમાં એક ખંજર પકડાવેલું હોવાથી આ દેખાવની ભયાનકતાની પૂર્ણાહુતી થતી હતી.

આ દૃશ્ય જોતાં વારજ મનોરમા ઉંબરા ઉપર સ્થિરવત્ થઇ ગઇ. આ ચમત્કારિક દેખાવ જોઇને પોતાની નજર ત્યાંથી પાછી ખેંચી લેવાની પણ હિંમત ન રહી. પણ ધીમે ધીમે તે ભાનમાં આવી. તે હાડપિંજરો હમણાં બોલશે અથવા તો ચાલશે એવી ભ્રમણામાં તેણીએ અતુલ ગભરાટમાં માની લીધું કે હમણાંજ આ યમદૂતો તેણીને મોતનો પેગામ સંભળાવશે અને તે માંસ અને રુધિર

રાવણ—ત્યારે હવે ખુલાસો કેમ થાય?

ગોબર—જૂઓ મહારાજ, સ્હામેથી ગુરૂજીજ આવે છે.

રાવણ—પધારો, પધારો, ગુરૂજી.

ગોબર—ગુરૂજી, આ સામેની બંગલી તો ખોલાવો, એમાં કયો પુસ્તક ભંડાર ભર્યો છે એ તો બતાવો, હમે ક્યારના તમારી વાટ જોઇએ છીએ હાં-તમારા પેલા ત્રણ ટકોરા લગાવો.

ગુરૂ—(સ્વગત) પૂરા ફસાયા (પ્રકટ) હં હં હં હં એમાં તો કંઈ નથી-એમાં તો જૂનો સામાન ભર્યો છે.

ગોબર—પણ આ બગલમાં સાનો વીંટો ધર્યો છે?

(ગુરૂ ગભરાઈ લપેટેલા છોકરાને વધારે છુપાવે છે. રાવણને વ્હેમ આવે છે. છોકરો દબાતાં રડવાનો અવાજ આવે છે.)

રાવણ—ઓહો! આ તો વેદમાં જીવ આવ્યો જણાય છે. ગોબરીયા, એ હાથમાંનું પુસ્તક લઈ લે આજે તો મને પણ વેદ વાંચવાનું મન થાય છે!

(ગોબર વીંટો લે છે વીંટામાંથી છોકરું નીકળે છે.)

રાવણ—શું જોય છે ગોબરીયા, બારણું ઉઘડાવ અને બંગલીમાં તલાસ ચલાવ જે હોય તેને બહાર લાવ.

(ગોબર ટકોર મારે છે બારણું ઉઘડે છે મંદારિકા બહાર નીકળી ગોબરીયાને ઓળખ્યા વીના ગળે લગાવે છે.)

મંદારિકા—આટલી બધી વાર (તેને ઓળખતાં) અરરરર આ તો એ નહીં.

રાવણ—કેમ ગુરૂજી, આ કોણ છે? બ્રહ્મચારીજી, આજ તમારૂં બ્રહ્મચર્ય કે?

ગુરૂ—મ-મ-મ-મ મહારાજ.

રાવણ—બસ, એક બોલ પણ નહીં, તમારા જેવા ઢોંગીને મોઢામાં મોટી સજા થવી જોઇએ.

મોહજીત—પણ પીતાજી—

રાવણ—હું જાણું છું કે તારા ગુરૂ છે માટેજ હું દયા કરી તેને જીવતદાન આપું છું પણ તેણે આ સ્ત્રી જોડે જાહેર રીતે લગન કરવાંજ પડશે.

મોહજીત—અરે પણ મ્હારા બે બોલ—

રાવણ—એક પણ નહીં. હું એકજ સવાલ કરવા માંગું છું કે આવી નીરપરાધ સ્ત્રી અને આ નિર્દોષ બાળકને કલંકિત રીતે જીવતાં રાખવાનો તેને કંઈ અધિકાર નથી. અરે તે તો તે પણ જો મારા દીકરાએ તે અપરાધ કર્યો હોય તો હું તેને પણ તેજ ફરજ પાડું અથવા તો જાનથી મારૂં.

ગુરૂ—ત્યારે ભલે લગ્ન તો થઇ ચુક્યાં છે. અને હમણાં સુધી મને ઉપદેશ કર્યો તે તમારા પુત્રને કર્યો હોત તોજ વધારે યોગ્ય હતો!

રાવણ—એટલે?

ગુરૂ—એ તમારી પુત્ર વધુ અને તમારા મોહજીતની સ્ત્રી છે!

રાવણ—શું કહ્યું?

મોહજીત—માફ કરો પીતાજી.

મંદારિકા—ક્ષમા કરો સસરાજી.

ગુરૂ—હવે આ બાળકને તમે સંભાળો રાજાજી.

રાવણ—અફસોસ! મારી બધી મહેનત ધુળમાં મળી. કોઈ અખંડ બ્રહ્મચારી હોય તોજ જીતી શકે એ આશાથી મેં મોહજીતને બ્રહ્મચારી બનાવવા ધાર્યો—

ગુરૂ—પણ આપના લોહીના ગુણે તેને પ્રેમ પંથપર વાળ્યો!

ચંડી—(મોહજીતને) સાહેબ મારૂં ઈનામ?

મોહજીત—ચાલ રાજધાનીમાં મળી જશે.

ચંડી—(ગુરૂને) ગુરૂજી, મને મોસાળાનાં દામ?

ગુરૂ—મોસાળામાં ખાલ તો પાડી નાખી હવે શું બાકી છે! પણ કંઇ નહિ થઈ રહેશે.

ગોબર—(રાવણ) પણ સાહેબ મેં આ ચોર પકડયો તેનું ધ્યાન.

રાવણ—એજ કે આજથી તારાં અને ચંડીનાં લગ્ન થશે, અને તેને ઘર બેઠે વરસાસન મળતું રહેશે.

ગોબર—સાહેબ લગ્નની તકલીફ ઉઠાવવાની કંઇજ જરૂર નથી. તેતો હમે સમજી લીધું છે બાકી હા—

મહેનત માથે પુજા મૂકી ધરે મલે પકવાન,
તો મહેનતજે કરે તે મૂરખા, એજ આપણું ધ્યાન.
બમ બમ માર દમપે દમ કમાયેંગી દુનિયા ઔર ખાયેંગે હમ.

(રાવણ, મોહજીત અને મંદારિકા તથા ગોબર અને ચંડીના હાથ મેળવે છે.)*

(સમાપ્ત.)

* વાંચકો જાણીને ખુશ થશે કે, રા. દિવાનાનો આ ફાર્સ આ અંકમાં ખલાસ થાય છે. હવે પછી અમો તેમનીજ કલમથી લખાયેલી કળીયુગની સતિ એ નામની વાર્તા પ્રગટ કરવાના છીએ.

# ગીરગામની ગુલાબ.

લખનારઃ—ગુલાબ પોતે.

પુનમનો ચાંદ આકાશમાંથી અમી વરસાવી રહ્યો હતો. ચંદ્રની આસપાસ અનેક સફેદ વાદળીઓ ફુદતી ફરતી હતી. નીલ આકાશપરના તારલા ઝાંખા ઝાંખા કોઈ મદમસ્ત મુગ્ધાની વાદળી સાડીપરની રૂપેરી ટીપકી જેવા ઝગમગી રહ્યા હતા અને હું મારા ઘરની અગાશી પર હાથમાં સીતાર લઈ બેઠી હતી. સીતારના તારપર વીજળીક વેગે ફરતી મારી આંગળાઓમાંથી નવી ફુટતી જુવાનીનું ગરમ ખૂન વહેતું હતું. સંગીત વેળા મારા જીગરમાં કોઈ અદ્ભુત કનૈયો મસ્તી જગાવી રહ્યો હતો અને મારા કોમલ સુરીલા કંઠમાંથી મધુર ગાયન ઝરતું હતું.

રાગ—સોરઠ.

તારાં નયનાં કાળાં ભોર
　　　　સખી તુજ નયનાં કાળાં ભોર.
દીલ ચોરંત નયન ચકોર
　　　　પ્રિયે તુજ નયનાં કાળાં ભોર……
　　　　અહો તુજ નયનાં કાળાં ભોર
અરે કંઇ જાદુ સખી અણમોલ
　　　　પ્રિયે! તુજ નયનાં કાળાં ભોર……

છેલ્લી કડીઓ મેં ઉલટાવી ઉલટાવીને તાન લઇ ગાઇ. વાતાવરણ સંગીતની કેફથી ઉભરાઈ ગયું. મારૂં યુવાનીને આંગણે નાચતું હૃદય પણ કેફી બન્યું હતું.

ગાયન પૂરૂં થયું. વસંત ખીલી હતી. બગીચામાંથી મોગરાના ફુલોની મધુર સુગંધ શીળો સમીર ખેંચી લાવતો હતો ને મુઓ તોફાની અનિલ મારી સાડીની કોર સાથે મસ્તી કરી મારી ચોળીમાં મેં જેમ તેમ કેદ કરી રાખેલાં મારાં અર્ધ વિકસીત સ્તનોને સ્પર્શવાને ફાંફાં મારી રહ્યો હતો. મેં સતાર બાજુએ મુકીને ઉંચે આકાશમાં વાદળીઓ ને તારલીઓ સાથે નિર્લજ્જ રમત રમતા ચંદ્રપર નજર ફેરવી. મારાથી એક ઉંડો નિસાસો નખાઈ ગયો.

કેમ? શું હું દુઃખી હતી? નહિ. મારા પિતાએ મને વ્હાલથી ઉછેરી હતી. મેં બાળપણથી મારી માતા ગુમાવી હતી પણ તેની ખોટ મારા પિતાએ મને લાગવા દીધી નહોતી. વીસમી સદીની મને કેળવણી મળી હતી. મારી ભાવનાઓ આકાશમાં ઉડતી હતી. શેલી ને બાયરન, પેલો રડતો કીટસ ને કલાપી એ મારા રોજના સ્નેહીઓ હતા. કાલીદાસની શંકુતલા ને ભવભૂતિની સીતા મારી સાથે રોજ રમવા આવતી ને પ્રણયનાં કેઇક મીઠાં-કરૂણ ગીતો સંભળાવી ચાલી જતી. મારી વય સત્તર વર્ષની હતી. અત્યાર સુધી મારૂં જીવન રમતગમતમાંજ વહી ગયું હતું. મારા પિતા તરફથી મને કોઈ જાતનું દુઃખ ન્હોતું. હું હમણાંજ મેટ્રીકમાં પાસ થઇ હતી અને હવે મેંજ મારી મરજીથી અભ્યાસનો ત્યાગ કર્યો હતો. ત્યારે મેં નિસાસો કેમ નાંખ્યો? વાંચનાર, આ પ્રશ્ન તું ન પૂછે તો સારૂં……ને છતાં આજે એ બધી વાત તને કહી નાખ્યા વિના ચેન પડવાનું નથી. હું સત્તર વર્ષની કુસુમ કલિ-પ્રભુના મનમોહક બગીચાનું રમ્ય સુગંધમય ફુલ—હિંદુ સમાજમાં બાળ વિધવાને નામે ઓળખાઉં છું. મારા વ્હાલા પિતાનું એક માત્ર દુઃખ એજ છે કે હું વિધવા છું. સમાજના રિવાજને લીધે-સગાવ્હાલાંના દબાણને લીધે બાર વર્ષની નાદાન વયે મારૂં લગ્ન થયું હતું અને ઢીંગલા ઢીંગલી રમતની પેઠે હિંદુ સમાજે મારે માથે એક અજાણ્યા યુવાનની માલીકીનો સીક્કો માર્યો હતો. હું તેર વર્ષની થઇ ત્યારે મારો એ પતિ મરકીથી મરણ પામ્યો ને ત્યારથી હું વિધવા ગણાઉં છું. મારા પિતાના પ્રેમથી મારે ખુણો પાળવો પડતો નથી. હું સારાં સારાં વસ્ત્રાલંકારો સજી ગમે ત્યાં ફરી હરી શકું છું. એજ પિતાની ઉદારતાથી હું ભણી ગણીને આજે રસિક બની છું. પણ હાય! એ રસિકતા, આ મધુર યૌવન, આ ખીલતા હૃદયનો ભોગી મધુકર ક્યાં છે? હિંદુ સમાજના કોઈ ક્રૂર દેવે એવી આજ્ઞા કરી છે કે બાળ વિધવાથી સ્નેહનું નામ પણ ન લેવાય. જો તે પ્રેમની વાંછના કરે તો તેનો દેહ અને આત્મા રૌરવ નર્કે જાય. જો પ્રભુ જેવો કોઈ જગતનો શાસક હોય તો તેને હું પૂછું છું કે કોમળ ઉગતી જુવાનીને કચડી નાખનાર આ કઠોર સ્મૃતિની આજ્ઞાને અરબી સમુદ્રના ધસમસતા પ્રવાહમાં ફેંકી દેવામાં શું ખોટું છે!

(૨.)

મારા ગામનું નામ મધુપુર. મારા પિતા કેશવલાલ ત્યાંના પ્રતિષ્ઠિત વણિક વેપારી ગણાતા. પણ મારા પિતાએ અમારૂં ઘર વેપારીની નજરે નહિ પણ કવિની નજરે બંધાવ્યું હતું. બે માળની અમારી સુંદર હવેલીની પાછળ સુંદર બાગ હતો. એ બગીચામાં પહેલા માળપરની અગાશી પડતી ને એ અગાશીમાંથી સૃષ્ટિ સૌન્દર્ય જોવાનો મને હંમેશ લ્હાવો મળતો.

મારા ઘરની બાજુમાં થોડાક દિવસ પછી નવા મામલતદાર આવી વસ્યા. એ જાતના નાગર હતા. એમના કુટુંબ સાથે અમને તરતજ ગાઢ મિત્રતા બંધાઈ ગઈ. મામલતદાર હર્ષદરાયની પુત્રી ઉષા મારી સખી થઈ. એ પણ મારીજ વયની હતી પણ હજુ કુમારી હતી. હિંદુસ્થાનની ગરમ હવાએ એની જુવાનીમાં કંઇ ઉલ્કાપાત ન્હોતો કરી નાખ્યો. હસતી રમતી, નાચતી, કુદતી ઉષાને જોઈ મને અદેખાઈ આવવા લાગી. એ પોતાનો જીવનસાથી પસંદ કરવાને સમ્પૂર્ણ સ્વતંત્ર હતી. હું તો વિધવા! મારા પિતાની ભલાઇ, એમનો સ્નેહ, એમની લાગણી મને સુખી કરે એમ ન્હોતું. ઉપરથી પરમાત્મા નીચે આવે તો પણ એક વણિક વિધવાને પુનર્લગ્ન કરવાની સમાજ છુટ આપવાની ન્હોતી.

હું મનમાં ને મનમાં બળવા લાગી. મારી આશાનો મોર કરમાવા લાગ્યો. મારા પિતા મારી મનોવ્યથા લાચારીથી જોઈ બળી રહેતા. જો તેમનું ચાલતું હોત તો તે મને સુખી કરત પણ તેમને

સમાજની–નાત બહારની લાંબી ડાંગની બહુજ બીક હતી.

વસંત ગઈ ને ગ્રીષ્મ આવી. ઉન્હાળાનો ધીખતો તાપ પડવા લાગ્યો. મારા બગીચામાં બટ્-મોગરાનાં ફુલો ખીલવા લાગ્યાં. સ્હવારે કળી હોય, સાંજે સુંદર ફુલ થાય ને પછી કરમાઈ જાય! જીવનની પણ આબાદ એજ દશા છે! પણ મારે તો ખીલવાનુંય નહિ. હું ખીલું તે પાપ ગણાય. વિધવાની જુવાની ખીલવવામાં પ્રભુ પણ પાપ કરતો હશે? આ સવાલનો જવાબ કોઈ વેદીઆ સ્મૃતીવાદીની જુવાન ને વિધવા પુત્રીને પૂછી જોજો.

ઉન્હાળામાં મને એક નવો મિત્ર મળ્યો. તે ઉષાનો ભાઈ રમણ! મામલતદારનો પુત્ર રમણ ઉન્હાળાની રજામાં માતપિતાને મળવા આવ્યો હતો. તે મુંબઈમાંની કોઈ કૉલેજમાં ભણતો હતો. એ આવતાં વાર મારો મિત્ર થયો. ઉષાએ મારી પીછાન કરાવી. મારા સંસ્કારથી એ ખુશ ખુશ થઇ ગયો. દરરોજ અમે સાથે બેસીને કલાપી ને ન્હાનાલાલ વાંચવા લાગ્યાં. અમે સાંજે સાથે ફરવા જતાં. ગામમાં અમારી ચર્ચા થવા લાગી પણ મારા પિતા ચુપ રહ્યા. તેમણે મને નાહક દુઃખી ન કરવાની પ્રતિજ્ઞા લીધી હતી.

"ગુલાબ!—" એક સાંજે તેમણે મને ગંભીર સ્વરે કહ્યું.

"શું કહો છો, બાપુજી!—"

"આજે હું તને એક વાત સ્પષ્ટ કહી નાખવા માગું છું."

"શું?"

"જો તારી મરજી હોય તો હું તારા પુનર્લગ્ન કરાવી આપીશ.

"નાત જાત—"

"નાત જાત જહન્નમમાં જાય! મારી કુમળી કળી જેવી દીકરીનું જીવતર નાતના જંગલી રીવાજ કરતાં વધારે કીમતી છે."

હું કંઈ ન બોલી. મારી છાતી આનંદથી ઉછળી રહી. હું મારા પિતાને વ્હાલથી વળગી રહી ને તેમના રૂપેરી વાળ પર હાથ ફેરવવા લાગી.

૩

રમણ એક મહિનો રહેવાનો હતો. અમારા દિવસો પાણીના પ્રવાહ પેઠે વહી જવા લાગ્યા. અમે કલ્પનાના મધુર વાતાવરણમાં ઘુમતાં હતાં. બન્નેનાં દિલમાં કંઇક છુપી લાગણી ગીલગીલીયાં કરી રહી હતી. હું શરમથી કંઈ બોલતી નહિ. એ કોણ જાણે કેમ મુંગો રહેતો હતો!

"કુમારાને તો કરમાવાનું
પછી હોય શું પુરૂષ કે શું સુંદરીની વેલ!"

"નાનાલાલની આ વાત ખરી છે ને, રમણ?" મેં તેને પુછ્યું. અમે મારા બગીચામાં એક લતા મંડપ નીચે બેસી વાત કરતાં હતાં.

"હા—" તેણે ટુંકામાં જવાબ વાળ્યો.

હું શરમથી અંગુઠા વડે ભુમી ખણવા લાગી."

"ગુલાબ!–" ધ્રુજતો થરથરતો રમણનો અવાજ આવ્યો. મેં તેના તરફ સ્નેહભીની નજરે જોયું.

"ગુલાબ! તું મારી થઇશ?—"

હું કંઈ જ બોલી નહિ, હું તેના પર જીવન ન્યોછાવર કરી નાખવાને તૈયાર હતી. તેણે મને વ્હાલથી આલીંગન દીધું ને અછૂત અધરો ચુમી લીધા. અહા! કેવી મોંઘી–કેવી મધુર પળ હતી એ! પ્રિયતમની પ્રથમ ચુમી, સ્નેહનો પ્રથમ ઉચ્છવાસ, જીવનની એ મોંઘામાં મોંઘી ઘડી–કેટલાય મનુષ્યો નર્કની બદબોથી ભરી દેતા હશે! રમણને હું ચાહતી હતી. એ મને ચાહતો હતો એમ હવે મને લાગ્યું. ત્રિભુવન પર મારા જેવી સુખી સ્ત્રી કોઇ જ નથી એવો મને ભાસ થયો.

"રમણ! વ્હાલા! આપણે કેવાં સુખી છીએ?"

"જગતની સલતનત આપણા સ્નેહ આગળ તુચ્છ છે, ગુલાબ!"

તે બોલ્યો ને મેં તેની છાતી પર માથું ઢાળી દીધું.

૪

વાંચનાર, હવે એવી વાત સાંભળવા તૈયાર થા કે જે સાંભળીને સેતાનો ખડખડ હસી પડશે, પ્રેમીઓના જીગર પર આઘાત થશે ને નિર્દય પુરૂષો ભયંકર હાસ્ય કરશે!

હું રમણના પ્રેમમાં રસબસ થઇ ગઇ. એ પણ પાગલ થઈ ગયો. સત્તર વર્ષની મારી ખીલતી જુવાનીનો એ ભોગી હિવાનાની પેઠે દુનિયાનું ભાન ભૂલી ગયો. હું પ્રેમની પ્રથમ મસ્તીમાં સારા સારા; ધર્મ અધર્મ સર્વ ભૂલી ગઇ. મારા પિતાએ ઉદારતાથી મને જે સ્વતંત્રતા આપી હતી તેની ગંભીર જવાબદારી હું ન સમજી. મેં રમણને મારા શયનગૃહમાં આવવાનો બીનશરતી પરવાનો આપી દીધો. એ દરરોજ રાતે આવતો ને સ્હવારે ચાર પાંચ વાગે હું એને બગીચામાંથી રવાના કરી દેતી. હું ખાત્રીથી માનતી હતી કે એ મારો જ છે. મારા નામને એ કદી પણ કલંકિત ન થવા દે એવાં અનેક વચનો એણે કસમ ખાઇને આપ્યાં હતાં. એ રાતે આવતો ત્યારે હું તેને મારી સાથે પુનર્લગ્ન કરી નાખવાને વિનવતી અને એ મધુર હાસ્ય કરી, "હા–હા–જરા થોભી જોને–" એટલું કહી વાત ઉડાવી દેતો. હું વિશ્વાસમાં રહી. મધુર રસ ચાખવા સિવાય એ બીજું કંઈ કરવા માગતો ન્હોતો એ હું ન સમજી. આખરે મારા પિતાએ મને ચેતાવી.

"બ્હેન! હું તારો પિતા અને મિત્ર છું. આપણી સમાજમાં કોઇ ન આપે એવી સ્વતંત્રતા મેં તને આપી છે—"

"ને તે માટે હું તમારી બહુ આભારી છું, બાપુજી!"

"દીકરી! તું સમજુ છે. હું તને એક જ વાત કહેવા માગું છું. પુરૂષોનાં દિલ કેવાં દગલબાજ અને કપટી હોય છે તે તું જાણતી નથી. આજકાલના યુવાનો સાગરની ભરતીના પાણીની પેઠે પ્રેમ કરવા આવશે ને પોતાની વાસનાની તૃપ્તિ થયા પછી સામા હૃદયના તડફડાટની પરવા કર્યા વિના પાછા ચાલ્યા જશે. માટે દીકરી! જે જે કરે તે ખુલ્લેખુલ્લું કરજે. છુપાં કામ પ્રભુને પ્રિય નથી......"

હિંદુ સમાજમાં કોઈ પણ પિતા જેટલી ઉદારતા ન બતાવે એવી ઉદારતા મારા પિતાએ બતાવી હતી. તેમની ચેતવણી મારા મનમાં વસી ગઇ. એ જ દિવસે રમણ મને મળ્યો ત્યારે મેં તેને કહ્યું:–"તમે તમારા પિતાની રજા લીધી?"

"શા માટે?" જાણે કંઈ જાણતોજ ન હોય તેમ તે અજાણ્યો થઈ બોલ્યો.

"આપણા લગ્ન માટે—"

"અરે! ગાંડી! તું વણિક-અમે નાગર—આપણાં લગ્ન થાય ખરાં?—"

"શા માટે ન થાય? મારા પિતાને કંઈ વાંધો નથી—"

"પણ મારા પિતાને વાંધો છે ને?"

"ત્યારે તમે મને ફસાવી? મને દગો દીધો? તમે મને ચાહતા નથી?" હું ગુસ્સાથી બોલી.

"ચાહું છું."

"તમારી વાસનાના અગ્નિને શાંત પાડવા માટે—મારે માટે નહિ." મારી આંખમાંથી અગ્નિ ખર્યો.

"નાહક શા માટે લાલ પીળી થાય છે? મારા પ્રેમમાં તને કંઈ ફેરફાર જણાય છે?"

"રમણલાલ! તમારાપર મેં જે વિશ્વાસ મુક્યો તેનું પરિણામ કેવું ગંભીર આવ્યું છે તે તમે જાણો છો? હું ગર્ભવંતી છું. એક મહિનાની રજાને બદલે તમે ત્રણ ત્રણ મહિના અહિં ગાળી નાખ્યા. હું ભોળી સમજી કે તમે મારાજ છો. ઓ રામ! મારૂં શું થશે?" હું નવધાર આંસુ રેડવા લાગી. તે પણ ગંભીર થયો. તેણે મને મીઠી મીઠી વાતોથી સમજાવવા માંડી. પણ હવે હું તેને ઓળખી ગઈ. તે ઠીચકારો કામી હતો. આજકાલના સુધારક હોવાનો દંભ કરતા બધાય શિક્ષિત જુવાનો એવાજ હોય છે. નીચ વાસનાની બે ઘડીની ક્ષણિક તૃપ્તિ માટે ભોળી, સ્નેહાળ સ્ત્રીઓનાં ખૂન કરતાં આવા પાપીઓ અચકાતા નથી.

"રમણલાલ! હું તમને છેલ્લીવાર પૂછું છું. તમે મારી સાથે છડે ચોક સીવીલ મૅરેજ કરવા તૈયાર છો?" મેં દૃઢ નિશ્ચયથી પૂછ્યું.

"જો ગુલાબ! આમ આકળી ન થા. સમાજની સામે બંડ કરીને સીવીલ-મૅરેજ કરવાં એ ખાવાના ખેલ નથી—"

"ત્યારે મારા શયનગૃહમાં આવવામાં ખાવાના ખેલ હતા કેમ?—" તિરસ્કારથી આટલા શબ્દો બોલી હું તેને છોડી ગઈ ને મારા ઓરડામાં જઈ ચોધાર આંસુએ રોવા લાગી

- તેજ દિને એ પાપી મધુપુર છોડી મુંબઈ ચાલી જવાની મને ખબર મળી.

૫.

મારી દશા દયાજનક થઈ પડી. મારો બેવફા અને ઠીચકારો પ્રેમી મને છોડી ગયો. ગામમાં મારી નિંદા થવા લાગી. મારા પિતાની ચિંતા વધી. એમના વદનપર છવાયલી ગંભીરતા જોઈ મારી છાતી ચીરાઈ ગઈ. શું કરૂં? ક્યાં જાઉં? મારા કુટુંબપર-મારા નામપર કલંક લાગવાનો ભય હતો. મારી આંખો રડી રડીને લાલ થઈ ગઈ. મારી બુદ્ધિ લોપ થઈ ગઈ. મારૂં હૃદય નિરાશાથી છિન્ન વિછિન્ન થઈ ગયું. પણ વિધિ એટલાથીજ ધરાયો નહિ. અમને સમ્પુર્ણ પાયમાલ કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો

રમણ ગયા પછી પંદર વીસ દિવસ પછી મારા પિતાને મુંબઈના આડતીઆ તરફથી વેપારમાં મોટી ખોટ જવાની આફતકારક ખબર મળી. મારા ટેકીલા પિતાએ આબરૂ બચાવવા માટે સઘળું ફના કરી નાખ્યું ને માગનારાઓની પાઈએ પાઈ ચુકવી દીધી. અમે ગરીબ-કંગાળ થઈ ગયાં. અમારૂં ઘર છોડી એક નાના ઝુંપડાં જેવાં ઘરમાં વસવા જવાની અમને ફરજ પડી. આ આફત મારા પિતા સહી શકત. પૈસા તો મનુષ્ય કમાય છે ને મનુષ્ય ગુમાવે છે પણ મારી ભયંકર ભુલ એમનું દીલ કોરી ખાતી હતી. એ દેવ જેવા પિતાએ પોતાની મનોવ્યથા પોતાનાજ દીલમાં શમાવી દીધી-એમને તાવની વ્યાધી લાગુ પડી-તાવમાંથી સન્નિપાત થયો હું એકલી નિરાધાર સત્તર વર્ષની છોકરી શું કરૂં? નાતજનના માણસોએ અમારે ત્યાં આવવાના સોગન લીધા હતા. મારી પાસે એકાદ બે દાગીના હતા તે પણ પિતાની માંદગીમાં વેચાઈ ગયા પણ કારમા કાળને મારી દયા ન આવી. સાતમે દિવસે મારા પિતાને ૧૦૫ ડીગ્રી તાવ આવ્યો તે સાંજે "દીકરી! ગુલાબ! તેં ખોટું કર્યું-પ્રભુ તને માફ કરે—" આટલા શબ્દો બોલી તે તે જગાએ ચાલી ગયા કે જ્યાંથી કોઈ પાછું આવતું નથી. હું ગેલ રડી-નિરાધાર થઈ ગઈ-રોઈ કકળી પણ રોવાથી કોઈના મરી ગયલા સ્નેહીઓ સજીવન થાય છે?

૬.

હવે મારો કસોટી કાળ આવ્યો. ૭ મહિના થતાં મારા શરીરની દશા વિચિત્ર થઈ પડી. નાતજાતમાં હું કાળા મોંની ગણાઈ. નાતના પ્રતિષ્ઠિત ગણાતા ઘરના બે ત્રણ જુવાનોની મારાપર નજર હતી. તેઓએ મારા પ્રેમની ભીખારી પેઠે ભીખ માગી મને ગર્ભપાત કરાવી બચાવી લેવાની ખાતરી આપી. પણ નહિ હું મારા બાળકનું

ખુન કરવા માગતી ન્હોતી. મારા બાળકનો હીચકારો પિતા તેને છોડી ગયો હતો. પણ હું માતા તેમ કરી શકી નહિ. મેં નાતના જુવાનીઆઓની નીચ માગણીનો ધીક્કારથી ઇન્કાર કર્યો એટલે તેઓ વીફર્યા ને હું નાત બહાર મુકાઇ.

મારી પાસે પૈસા ન્હોતા. કોઈ મિત્ર કે સલાહકાર ન્હોતો. વાંચનાર, આવી દશામાં એક વિધવા શું કરે ? જે સમાજ જુવાનીની એક ભૂલ પણ ન માફ કરી શકે-અરે! જે સમાજ એક લાચાર વિધવાને સતાવવામાં "ધર્મ" સમજે તે સમાજને વરૂની પેઠે ફાડી ખાવી એ પ્રભુનું ભજન છેઃ—

પણ આ સમય સમાજની ચર્ચા કરવાનો નથી. હું મારી કર્મ કથાજ આગળ ચલાવું.

મધુપુરમાં રહેવું મારે માટે અશક્ય થઇ પડ્યું. મારી છેલ્લી પુંજી વીસ રૂપીઆની હતી તે લઇ હું વગર વિચારે મુંબઇ આવી. આ ઝેરી શહેરના પ્રપંચોની મને ખબર ન્હોતી. અહિંની બાર લાખની વસ્તીમાં હું કોઇ ખુણામાં જેમ તેમ જીવન પુરૂં કરીશ એવી મને આશા હતી પણ નહિ. મારે નસીબે પ્રમાણિક રોટલો લખ્યોજ ન્હોતો.

મુંબઇમાં મારા પિતાના સ્નેહી મણીલાલ રહેતા હતા. મણીલાલ વિધવા સહાયક સમાજના મંત્રી હતા. તેમને ત્યાં હું ગઇ.

"કોણ! ગુલાબ !—" મણીલાલ મને જોઈ બોલ્યા.

"હા. કાકા! બાપુજી ગુજરી ગયા—"

"બહુ ખોટું થયું. બહુ ખોટું થયું."

"મરતી વખતે એમણે આ પત્ર તમારાપર લખ્યો હતો—" એમ કહી મેં મણીલાલને મારા પિતાએ મરણ પહેલાં લખેલો પત્ર આપ્યો. એ પત્રમાં મારા ઉદાર પિતાએ કરૂણ ભાષામાં મારી સંભાળ લેવાની મણીલાલને અરજ કરી હતી. મારી ગંભીર સ્થિતિ પણ ચીરાતે હૃદયે મારા પિતા લખતા ગયા હતા. મણીલાલ એ પત્ર વાંચી ગંભીર થઈ ગયા.

"કાકા! મને તમારે ત્યાં આશરો મળશે?"

"મારે ત્યાં તો નહિ! પણ હું તને આશ્રમમાં રાખીશ."

"ગમે ત્યાં. મને કંઇક નોકરી અપાવશો તો હું મારૂં પેટીયું ભરી લઇશ." -

"અરે બહેન! તું નાદાન છે. તારી આવી દશામાં તને કોણ નોકરીએ રાખશે ?"

"મુંબઇમાં વિધવાઓની દયા ખાનારા ઘણા પડ્યા છે."

"કહેવાનું-કરવાનું કંઇ નહિ. તું મારી દીકરી જેવી છે છતાં જો તારી કાળીને તારી વાતની ખબર પડે તો મારો જીવ ખાઇ જાય. ગુલાબ! હજુ આપણી સમાજની બંધ આંખો ઉઘડી નથી—" વિધવા સમાજના મંત્રીએ અનુભવના ઉદ્‌ગાર કાઢ્યા. મારી આંખમાં આંસુ આવ્યાં.

"તું ગભરે ના. તને છુટા છેડા થાય તે પહેલાં જો બને તો હું તારાં લગ્ન કરાવી આપીશ. મારી પાસે એ ત્રણ અરજીઓ છે—" તેણે ટેબલનું ખાનું ખોલી એ ત્રણ ફોટા કાઢ્યા.

"જો આ ત્રણ જવાનોમાંથી કોઇ પસંદ છે ?"

"કાકા! હું સ્વતંત્ર રીતે ગુજરાન ન કરી શકું ? હું પુરૂષોથી ધરાઈ ગઇ છું. તેમાંય આ તદ્દન અજાણ્યા માણસો સાથે કેમ પાનું પાડું ?" મેં રડતાં રડતાં કહ્યું.

"ઠીક છે હમણાં તો તું ખાઇ લે. પછી આપણે વિચાર કરીશું. લલિતા !—" મણીલાલે પોતાની પુત્રીને બુમ પાડી.

બે ત્રણ પલમાં લલિતા આવી.

"તારી બાને કહે કે આ બ્હેન આપણી મહેમાન છે. એને કંઇ ઓછું ન આવે હો—" મણીલાલ બોલ્યા.

"ચાલો બહેન!—" મારી આંગળી પકડી લલિતા મને ઘરમાં લઈ ગઈ.

* * * *

મુંબઇમાં આવ્યા પછી જીવનનો મને કેવો અનુભવ મળ્યો ને આખરે હું ગીરગામની ગુલાબ કેમ બની ? તેનો કરૂણ ઇતિહાસ જાણવા માટે, વાંચનાર! આવતા રવિવાર સુધી રાહ જોવાની કૃપા કરજે.

( આવતા અંકમાં આ વાર્તા જરૂર ખતમ થશે. )

આ પત્ર શંકર વિઠ્ઠલ પતકીએ મુંબઇ નં ૪ ગીરગામ ખટાવ બીલ્ડીંગમાં " લોક સેવક પ્રેસ " ની અંદર છાપ્યું અને તેજ સ્થળેથી તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ પ્રસિદ્ધ કર્યું છે.

# મોજ-મજાહ.

શનિવાર તારીખ ૮ મી મે સને ૧૯૨૪.

## સખી ! આજે—

(લેખક —રા. ન્હાનાલાલ દલપતરામ કવિ)

સખી ! આજે મૃગનયન સાજે શિરે શી ઝાંજે વિરાજે વસન્તના
વેણુ વાજે, સ્નેહ પાજે,
લ્હારે કાજે, કુંજ ગાજે,
સખી ! આજે વિ વિ

બેઠી બાના વિથાના ઉમંગમાં
વાગ્ય જેની કપોતી શી અંગના

પન્થ ભાવે નિહાળે છે મન્થના હમન્ત આ દિગન્તમાં
વેણુ વાજે સ્નેહ પાજે
લ્હારે કાજે, કુંજ ગાજે
સખી ! આજે વિ વિ

## ક્યહાં છે વફા ?

લેખક—રમણીક ડીગનલાલ મહેતા

ગઝલ

કહો કોઇ ફિરસ્તાઓ જહાંમાં શુ 'વફા' છે ના?
હમો ના કોઈ તો બોલો 'વફા' શુ કહેવાય પણ છે ના?
જગતમા કેટલા મજનૅ સમા દિલથી બની આશક,
હમેં જલતા બની પાગલ? છતા યે બેવફા માશુક
અરેરે! કેવા શયદા સનમની ચરમ ખંજર પર.
ઝૂકાવે શિર છતા આખિર, બને એ બેકદર દિલબર
અરેરે! કેવા ભોળા બને મિસ્કીન મનમ પાછી
છતા એ બેદયા કાતીલ હલાવે દિલમા ખંજર
બતાવો કો ફિરસ્તાઓ! જહાંમા શુ 'વફા' છે ના?
સહુ છે બેવફા શુ હા? વફા' શુ કહેવાય પણ છે ના?

## ૧૦,૦૦,૦૦૦.

(દશ લાખ)

(એક ડીટેક્ટીવ વાર્તા.)

લેખક—રા. રમણીક એ મહેતા

એ બનાવ બન્યાને ઘણા વર્ષો થઈ ગયાં, પરન્તુ હુ તે હજી વિસરી ગયો નથી ઇ સ ૧૯૧૧ મા દીલ્હી દરબારમા જવા માટે 'નોર્ધન એક્સપ્રેસ'મા મુબઇથી નીકળ્યો સેકન્ડ ક્લાસમા મારી બર્થ રીઝર્વ કરાવ્યો હતો મારી પાસે સામાન ઝાઝો ન હતો પ્હેરવાના સુટ, ટાઇ, કોલર, ટોઈલેટનો સામાન, એક ચામડાની ટ્રંકમા હતો તે સિવાય એક ગ્લેડસ્ટન બેગ, શીતનિવારણ માટે ગરમ ઓઢવાના, એક કેમલહેર રગ અને બેડીંગ હતુ મુસાફરીનો સમય વ્યતિત કરવા કેટલાક અંગ્રેજી માસિકો અને મેમોરીઓની નવલકથા હતી. સુરત સુધી કમ્પાર્ટમેન્ટ ખાલી હતો સુરતથી એક ગૃહસ્થે આવી મારા કમ્પાર્ટમા જગા લીધી અને વડોદરેથી એક જોડુ મારા ડબ્બામા ગુચાયુ રતલામ આવ્યુ નાસ્તો કરી હુ એલામ નાતે 'દુશ્મીએ નં० ૧૩ વાચતો હતો ઘડીક આમતેમ નજર પણ ફેરવતો હતો સુરતથી જે ગૃહસ્થ મારા ડબ્બામા આવી બેઠો હતો, તે મારી તરફ કોઈકવાર ગીરી ગીરીને જોતો હતો તેનો જોવાનો પ્રકાર કઇ વિલક્ષણ હતો જેમ કોઇ ઇરાદાપૂર્વક આપણાપર છુપી રીતે નજર રાખતો હોય તેમ તેનુ જોવાતુ હતુ તેના દષ્ટિપાતમા માણસના મનના ઊંડાણમા જવાની શકિત જણાતી હતી અને જાણે દરેક ચીજની બારીક નોધ લેતો ન હોય તેમ તેનુ જોવુ હતુ હુ આમ તેની નિરીક્ષા કરતો અને વળી વાચનામાં પ્રેરાતો હતો આમ કેટલોક વખત વિત્યા બાદ તેણે મને પુછ્યુ —

'Are you fond of reading detective novels?' અર્થાત્ કે તમને ડીટેક્ટીવ નવલકથાઓ વાચવાનો શોખ છે?'

મે કહ્યુ "હાજી, ખાસ કરીને મુસાફરીના વખતે આ સ પ્રકારના વાચનથી સમય ક્યા જાય છે તે જણાતું નથી"

આમ વાતચીતનો પ્રસગ થતા મારુ મન સ્વાભાવિક રીતે તેની તરફ આકર્ષાયુ. તે માણસમા કઇક સાધારણ માણસોના કરતાં વિલક્ષણ પ્રકારનુ આકર્ષણ હતું બપોરના અમે 'રેસ્ટરાં કાર'મા ચાહ પીતી મે વાત વાતમા કહ્યુ કે 'આપણે ત્યા યૂરોપના જેવા બાહોશ ડીટેક્ટીવો' નથી આપણે ત્યા ગુન્હાની શોધને માટે માર કે બળાત્કાર સિવાય બીજો માર્ગ અહિના પોલીસ ખાતાના માણસો લેતા હોય એમ જણાતુ નથી"

"આપણા ચોરો પણ ત્યાના જેવા નથી" તે ગૃહસ્થે જવાબ આપ્યો

"તેથી શું?" મેં પુછ્યું.

"એ કે યુરોપની રીતે જો અહીં કામ લેવામાં આવે તો ગુન્હા આગ્યેજ પકડી શકાય. આથી કરીને હું એમ કહેવા નથી માગતો કે મારફાડ કે બળાત્કાર વગર ગુન્હા પકડી શકાતા નથી. તમે માત્ર પુસ્તક વાંચી તમારા વિચાર જણાવો છો જ્યારે મને આ વિષયનો જાતિ અનુભવ છે."

"આપ શું છુપી પોલીસમાં છો?"

તે ગૃહસ્થે જવાબમાં ડોકું ધુણાવ્યું.

"તમે ગમે તેમ કહો પણ એટલું તો ખરૂં કે આપણે ત્યાં ગુન્હા પકડવાની પદ્ધતિ ઘણી પૂરાણી છે અને અકકલનો ઉપયોગ કે તર્કથી ગુન્હા શોધી કાઢે તેવા માણસો નથી."

"એ કબુલ, પરંતુ એવા માણસો આપણે ત્યાં નથી એમ નથી. મને યૂરોપનો પણ અનુભવ છે. મને ત્યાંની ગુન્હા પકડવાની રીત શિખવા માટે 'સ્કૉટલેન્ડ યાર્ડ'માં અનુભવ લેવા મોકલવામાં આવ્યો હતો. મેં ફ્રાન્સમાં પણ કેટલોક સમય ગાળ્યો છે. સ્વીટ્ઝર્લેન્ડમાં રહી આવ્યો છું, અને અહીંનો પણ અનુભવ છે. તમારા પેલા મશહુર 'મહંત મર્ડર કેસ'માં એક ડીટેક્ટીવે ઘણી બાહોશીથી કામ કર્યું હતું. હું દીલ્હીમાં ખાસ દરબારના પ્રસંગે અમુક બંદોબસ્તને માટે જાઉં છું."

"આપનું નામ?" મેં પૂછ્યું.

"મનંતરાય."

"આપ સર ચાર્લ્સ ક્લીવલેન્ડના હાથ નીચે સીમલા ડીપાર્ટમેન્ટમાં કામ કરો છો નહિ વારૂ?"

"હા, તમે શી રીતે જાણ્યું?" તેણે પૂછ્યું.

"તે કહીશ, પરંતુ આપ કોઈ યૂરોપના નામાંકિત ડીટેક્ટીવના સંગમાં આવ્યા હતા ખરા?"

"હા, કેટલાક સ્કૉટલેન્ડ યાર્ડના મશહૂર ડીટેક્ટીવોના પરિચયમાં આવ્યો છું. ફ્રાન્સના એકાદ બેના પ્રસંગમાં આવ્યો હતો પણ બધામાં મને રૂશિયાના એક બાહોશ ડીટેક્ટીવ માઇકલ ડેનીવીચનું સ્મરણ આવે છે. હું યૂરોપમાં અને જ્યારે તે સીલોન આવ્યો હતો ત્યારે મળ્યો હતો. તેણે ઝારની જાન લેવા જે કાવત્રાં કરવામાં આવ્યાં હતાં. તેના ગુન્હેગારોને બાહોશી પકડી પાડયા હતા. તે સિવાય તેણે ઘણા ગુન્હા ચાલાકીથી અને બુદ્ધિબળથી પકડ્યા હતા. તેનું નામ આખા યૂરોપમાં મશહૂર છે. દીલ્હીમાં તમે તમારો ઉતારો મારી સાથે રાખજો. હું તેના પરાક્રમો તમને સંભળાવીશ."

મેં મારો ઉતારો મનંતરાયની સાથે રાખ્યો. દરરોજ તેઓ કામથી પરવારે અને હું જ્યારે રાતે ફરીને આવું ત્યારે તેઓ મને ડેનીવીચનાં પરાક્રમો સંભળાવતા હતા.

૧.

એક સમયે ઉન્હાળાના દિવસોમાં રૂશિયાના તિજોરી ખાતાના ચાર મોટા ઓધ્ધેદારો સરકારની તીજોરીનો ખજાનો મોસ્કોથી સેંટ-પીટર્સબર્ગ લઈ જવા માટે નીકળ્યા. તેઓની સાથે જે ખજાનો હતો તેમાં કેટલોક ભાગ રોકડ નાણું હતો અને મોટા ભાગની નોટો હતી આ સર્વ રકમ સેંટપીટર્સબર્ગ લઈ જવાનો હતો અને આ કામને માટે જે અધિકારીઓને પસંદ કરવામાં આવ્યા હતા તે સર્વ વિશ્વાસને પાત્ર હતા. તેઓ રાજ્યસેવામાં ઘણા વર્ષોથી કામ કરતા હતા અને જે ખાતામાં તેઓ કામ કરતા હતા તેના મોટા ઓધ્ધેદારનો તેમનાપર પૂરતો ઈતબાર હતો. જે માણસોના શીરપર આ કામનો બોજો હતો તેમાં તેમનો ઉપરી ૭૦ વર્ષની ઉમરનો હતો. અને તે ચાલીશ વર્ષથી સરકારી નોકરીમાં જોડાયેલો હતો. એનું નામ પોપોફ હતું. એનાથી ઉતરતો હતો તેનું નામ ઇવાન બેસીલોવીચ હતું, જે ત્રીશ વર્ષથી તીજોરી ખાતામાં કામ કરતો હતો. ત્રીજો અમલદાર જેનું નામ સ્ટ્રોગેનોફ હતું જેની ૨૮ વર્ષની લાંબી કારકીર્દિ હતી. આ ત્રણ સિવાય એક યુવાન અધિકારી હતો જે પંદર વર્ષથી તારીફ લાયક કામ કરતો હતો. આ અમલદારનું નામ ઓરાઝ્મા હતું. આ ચાર અમલદારો ઉપરાંત એક પોલીસની ટુકડી હતી જે ખાસ પહેરો રાખતી હતી. આ સર્વ જણા ઓર્ડીનરી ટ્રેનમાં જવા નીકળ્યા હતા પરંતુ ટ્રેનમાં એક સ્પેશીયલ ડબ્બો જોડવામાં આવ્યો હતો. આ ડબ્બાને છેડે બન્ને બાજુએ દરવાજા હતા. અને તે ખાસ બનાવટના તાળાથી બંધ કરવામાં આવ્યા હતા. રોકડ નાણાંને એકની મજબૂત પેટીમાં મૂકવામાં આવ્યું હતું અને તેનાપર લોખંડની પટ્ટીઓ જડવામાં આવી હતી. નોટોના બંડલને ચોખંડી નાની પેટીમાં બંધ કરી ઉપર કેન્વાસ સીવી લીધું હતું. તેના પર દોરી બાંધવામાં આવી હતી. આ દોરી ખાસ સરકારી કામને માટે બનાવવામાં આવતી હતી અને એ દોરી બાંધ્યા પછી દરેક પેકેજ પર સરકારી સીલ મારવામાં આવી હતી. આ સીલ તોડવી એ ભયંકર ગુન્હો હતો અને તે ગેરકાયદેસર તોડનારને દેશનિકાલની સજા કરવામાં આવતી હતી.

ટ્રેન સેંટપીટર્સબર્ગ પહોંચી. ટ્રેનમાંથી નીચે ઉતારતાં દરેક પેકેજ ફરીથી ગણી જોવામાં આવ્યાં અને બરાબર માલમ પડ્યાં એટલે તેને ફરીથી ગણી તપાસી બેલ ગાડીમાં મૂકવામાં આવ્યાં અને તે ગાડી સિપાઈના પહેરા નીચે અધિકારીઓ તેને તીજોરી ખાતાની ઓફિસમાં લઈ ગયા. અહીં નાણાં ખાતાના પ્રધાનની સમક્ષ તે તીજોરી ખાતાના અધિકારીને સોંપવામાં આવ્યાં. તેણે તે પેટીઓ અને પેકેજો તપાસી ગણી જોઇ. સીલ તૂટી નથી તેની ખાત્રી કરી પહોંચ લખી આપી. સિપાઇઓ અને અમલદારો પોતપોતાને ઘેર ચાલી ગયા.

આ બનાવ બન્યાને બીજેજ દિવસે ડેનીવીચને પોલીસ ખાતાના મુખ્ય અમલદાર તરફથી તાર મળ્યો કે:—

**"એક મીનીટ ગુમાવ્યા વગર આ તાર દેખતાં આવીને મળી જાઓ."**

તાર લખનારની ધાર ડેનીવીચ પોલીસ ઓફિસમાં હાજર થયો. ત્યાં જતાંજ તેને જણાયું કે તેની મુંઝવણ પાર વિનાની હતી. તેના ગંભીર અને ગભરાયલા ચ્હેરાપરથી ડેનીવીચ તાડી શક્યો કે કે અસાધારણ બનાવ બન્યો હોવો જોઇએ. તે અમલદારે કહ્યું કે:—

"મોસ્કોથી સેંટપીટર્સબર્ગ જે ખજાનો રવાના કરવામાં આવ્યો હતો, તે ત્યાં સહિસલામત પહોંચ્યો. પહોંચ્યાની રસીદ આપી દીધી.

"કારણ યોગ્ય વખતે જણાવીશ." એટલું કહી ડેનીલીચ ત્યાંથી ચાલી નીકળ્યો. તેણે ખજાનો લઇ જનાર માણસો પર ખાનગી તપાસ રાખી હતી, અને તેમની હીલચાલપર નજર રાખતો હતો.

આ વાતચીત થયા બાદ એક દિવસે એક વૃદ્ધ સ્ત્રી સેંટપીટર્સબર્ગથી મોસ્કો જતી ગાડીમાં બેઠી. તેણે મોસ્કોની ટીકીટ લીધી નહિ પરંતુ બે સ્ટેશન વચ્ચે આવેલા વીસ્ની વોલ્ટશોકની ટીકીટ લીધી. દેખાવે તે ખેડુતની સ્ત્રી જેવી હતી. શરીરે ભારે હતી. મેલાં કપડાં, અને માથે ઉનની ટોપી હતી. તે ફેરીનો ધંધો કરતી હોય તેમ જણાતી હતી કારણ કે તેની પાસે ટોપલી હતી. અને તેમાં ઉનનાં ઝભલાં, બુટ અને સ્લીપરો હતી. તે સ્ટેશનપર ઉતરી અને ગામમાં જવા લાગી. સિમાડાના ખેતરમાં એક મકાન હતું ત્યાં જઇ તે નોકરો સાથે વાતચીતમાં ભળી. આ ઘર ધ્વાન લીન ગોલોવનીન નામના મોટા ખેડુતનું હતું. જ્યારે તે ઘર આગળ આવી પહોંચી ત્યારે લગભગ રાત પડવા આવી હતી. તે બુઢ્ઢી સ્ત્રી ત્યાં આવી કહેવા લાગી કેઃ—

"બાપુ, હું અહીં ફેરી કરવા આવી હતી, પણ રાત પડી ગઇ. મને રસ્તામાં એકાદ બે ઉલ્ટીઓ થઇ અને મારી તબિયત ગભરાઇ ગઇ છે. મને અહીં આજની રાત પડી રહેવા દેશો તો તમારો પાડ માનીશ."

રશિયામાં આવા ઉતારા આપવા સામે વાંધો નથી. નોકરોએ ને પડી રહેવા દીધી. બીજે દહાડે તેની તબિયત સુધરેલી જણાઇ હિ. અને એમ કરતાં તે ત્યાં ત્રણ દિવસ પડી રહી. ત્રીજે દિવસે જ્યારે બજારમાં ગઇ ત્યારે જતાં જતાં ઘરના ત્રણ નોકરોને એક એક જોડી બુટનું ઇનામ આપ્યું. બાદ બજારમાં જઇ સામાન વેચ્યો.

આ બીના બન્યાને બે દિવસ થયા બાદ ફરીથી ડેનીલીચને પોલીસના અમલદારે બોલાવી મંગાવ્યો અને અને ડેનીલીચને જણાવી દીધું કે જો ચોવિશ કલાકમાં આ કેસની બાબતમાં કંઇ પત્તો કે સુગ નહિ મળે તો આ કેસ બીજાના હાથમાં મુકીશ."

ડેનીલીચની નામના ભારે હતી. ખુદ ઝાર સુદ્ધાં તેને ઓળખતા હતા એટલું નહિ પણ તેની ખ્યાતિ અને કામથી વાકેફ હતા. એટલે તેણે દડે પેટે જણાવી દીધું કે "જો ચોવીશ કલાકમાં કંઇ જાણવા જેવું હશે તો જણાવીશ બાકી જો તમારે બીજાના હાથમાં કેસ મુકવો હોય તો મને વાંધો નથી. તમને યોગ્ય લાગે તો તેમ કરજો. પણ એટલું હું કહેવાની રજા લઉં છું કે ભલે આપને મારી યોજના ઓછી લાગતી હોય, પરંતુ દરબારમાં ઘણા માણસોને તેમ લાગતું નથી. પણ તેઓ તમારાથી ઉલટો અભિપ્રાય ધરાવે છે."

ડેનીલીચના જવાબથી નાખુશ થઇ પોલીસનો અધિકારી નાણા ખાતાના પ્રધાનને મળ્યો અને ડેનીલીચના હાથમાંથી કેસ લેઇ બીજા માણસને સોંપવા માટે કહ્યું. વધારામાં તેણે જણાવ્યું કે હજી સુધી નાણાંનો પત્તો લાગતો નથી. વખત જાય છે. અને કદાચ પૈસા લઇ ચોર રશિયા છોડી ચાલી જશે. માટે મારો વિચાર આ કેસ બીજાને સોંપવાનો છે.

"પણ તેમ કરવાથી ફાયદો શો?" પ્રધાને પૂછ્યું.

પોલીસના અમલદારે ટુંકમાં કારણો રજૂ કર્યાં જે નાણા ખાતાના પ્રધાનને બંધ બેસતાં જણાયાં નહિ. તેથી તેણે થોડો સમય હજી શું થાય છે તે જોવા કહ્યું. પોલીસનો અમલદાર આ સાંભળી ઉઠવા લાગ્યો. જતાં જતાં નાણાખાતાના પ્રધાને કહ્યુંઃ—

"અરે આવતા ગુરૂવારે વીશનીમાં એક લગ્ન થનાર છે. અમારા નાણાખાતામાંના એક મદદનીશની બ્હેનનાં લગ્ન થનાર છે. પરણનાર માણસ તે ગામનો એક મોટો જમીનદાર પીટર ગોલોવનીન નામનો માણસ છે. મને ડેનીલીચે આ બીનાની ખબર આપી હતી. મને કંઇ એ વાતની ખબર ન હતી. આશ્ચર્યની વાત એ છે કે મારા મદદનીશે મને આમંત્રણ આપ્યું નથી. એ જાણી ડેનીલીચને આશ્ચર્ય લાગ્યું. મને એની અજાયબીમાં કંઇ હેતુ જણાય છે. તમને લાગે છે કે તેમાં કંઇ હશે?"

તે પોલીસના અમલદારે જવાબ આપ્યો નહિ પણ પુછ્યું.

"તમે તે લગ્ન પ્રસંગે જવાના છો?"

"હા મારો જવા વિચાર છે."

(અપૂર્ણ.)

વાંચક! આ દશ લાખની ચોરી મળી કે નહિ? એ જાણવા માટે અમારો તા૦ ૧૧-૫-૨૪ નો અંક વાંચો.

# એક સુંદરીનાં સાહસ કર્મો !

લખનાર:—રા. મંજુલાલ ગોપાળરાય દેશાઈ.

(તા૦ ૨૭-૪-૨૪ ના અંકથી ચાલુ.)

## પ્રકરણ ૫ મું.

### યુવતીની હૃદયભેદક કથા.

પડદા પાછળથી છૂપી રીતે જોતી મનોરમા આ યુવતીની કાંતી અને શોભાને સંપૂર્ણરીતે જોઈ શકી નહિ, તોપણ અમે તેણીનું યથાર્થ ચિત્ર અમારા વાચકવૃંદ સમક્ષ રજુ કરીશું.

તેણીની ઉમર આશરે સત્તર વર્ષની હશે. તેણીનું શરીર ઉંચું અને એક સરખું વધેલું હતું. તેણીનું અંગ ટટાર, કમર છાતીના ભારથી લચી ગયેલી અને ગરદન જરા વાંકી હતી. આથી તેણીનું આખું અંગ મોજાની માફક હાલ્યા કરતું હતું.

સ્ત્રી જાતીને યોગ્ય કોમળતા, વિવાહિતા કન્યાને યોગ્ય ગૌરવ, અને નૈસર્ગિક રસિકતાનું અપૂર્વ સંમેલન તેણીના મુખ ઉપર પ્રત્યક્ષ થતું હતું. તેણીના શુદ્ધ અને પવિત્ર આત્માને નમ્ર અને મળતાવડા સ્વભાવ સાથે સંયુક્ત કરાવતા તેણીના અવર્ણનીય માધુર્યે જ્વલંત અને ઉત્કૃષ્ટ સ્નેહને પ્રદાન કર્યો હતો.

તેણીના વાળ કાળા અને રેશમ જેવા સુંવાળા, મખમલ જેવા ચળકતા અને એટલા બધા લાંબા હતા કે તેથી પાછળનો ભાગ છેક કમર સુધી ઢંકાઈ ગયો હતો. તેની મોટી આંખો કાળી અને સ્નેહાર્દ્ર હતી. તેમાં નમ્રતા અને ગંભીરતાનું ઓજસ હતું. તેણીના ભવ્ય ચક્ષુદ્વયમાંથી બહાર આવતાં નિર્મળ કિરણો આસપાસના વાતાવરણને અતિ પવિત્ર અને શુદ્ધ બનાવતા હતા-નિખાલસ ભાવનામય આદર્શ વિચારોને સ્ફુરાવતા હતા.

તેણીનો ચહેરો નાજુક હતો. વદન ઉપર ખીલતા યૌવનની લાલી દેખાતી હતી. તેણીનું મુખારવિંદ ઉત્સાહથી ભરેલું હતું મુગ્ધાને યોગ્ય શરમાળપણાની પાછળ મધુર હાસ્ય ચમકતું હતું. ભમરો ચમતુસ જેવી કાળી પણ આકર્ષક રીતે વક્ર હતી. નાક સીધું અને લાંબુ હતું. માણેક જેવા લાલ હોઠ મોતી જેવી ચળકતી સફેદ દંત પંક્તિઓ સાથે સ્પર્ધા કરતા હતા. સુંદર ગોળ હડપચી અંડાકાર લલાટ અને મસ્તકની સાથે મળી જતી હતી.

તેણીના ઘાટમાં ખામી ન હતી, અંગમરોડમાં ઉણપ ન હતી. અવયવો ખીલતા જતા હતા—સૌન્દર્યને ખીલાવતા જતા હતા. મુગ્ધાવસ્થા અને યુવાવસ્થા વચ્ચે તે ઝોલા ખાતી હતી. તેણીનો પહેરવેશ સાદો પણ સુશોભીત હતો; અને તેથી તેણીનું કુટુંબ ધનવાન નહિ પણ મધ્યમ વર્ગનું હશે એવું પુરવાર થતું હતું.

આવું કાંતીવાન સ્ત્રી રત્ન ભયથી ધ્રુજતાં પગલાં ભરતું જે ઓરડામાં મનોરમા સંતાઈ હતી ત્યાં પેઠું. તેણીનું મન અશાંત હોય એવું દેખાતું હતું. ઓરડામાં પેઠા પછી તેણી અટકી અને આજુબાજુ વ્યાકુળ દૃષ્ટિએ જોવા લાગી. એજ વખતે બહારથી વસાયેલા તાળામાં ફરતી કુંચીનો અવાજ તેણીના કાનમાં અથડાયો, અને તેણીનાથી ભયની એક ચીસ પડાઈ ગઈ. તેણી નજીક પડેલી ખુરસી ઉપર ધબ લઈને બેસી ગઈ; અને આવા વખતે પણ સાવચેતીથી પકડી રાખેલો દીવો બાજુએ પડેલા એક મેજ ઉપર મૂકી દીધો.

આ દીવાનું અજવાળું બરાબર તેણીના મુખ ઉપર પડતું હતું; અને તેથી તેણીનું આખું શરીર અને ચહેરો મનોરમાથી આબાદ જોઈ શકાતો હતો. સૌન્દર્યની બાબતમાં એક સ્ત્રી બીજી સ્ત્રીનું આધિપત્યપણું ભાગ્યેજ કબુલ કરે. તોપણ મનમોહક લાવણ્યનો આ અલૌકિક નમુનો જોઈને પડદા પાછળ ઉભેલી મનોરમા દિંગમુઢ થઈ ગઈ, તેની આંખો અંજાઈ ગઈ અને તેણીના હૃદયમાં પારાવાર આનંદની છોળો ઉછળી રહી. વળી વધારામાં આ સ્ત્રીને જોઈને તેણીના હૃદયમાં તેના પ્રત્યે દયાભાવ ઉત્પન્ન થયો; કારણ કે ગંભીર વિચારમાં થોડી વાર ગરકાવ થઈ રહ્યા પછી દુઃખના આવેશમાં તે સ્ત્રીએ મોટેથી બોલવા માંડયું :—

"અહો ! દુઃખી, હતાશ થયેલી કંચન," વારંવાર ડુસકાં ખાતાં ખાતાં પોતાની જાતને ઉદ્દેશીનેજ તેણી બોલવા લાગી, "અહીંથી નાસી છુટવાનો પ્રયત્ન કરવામાં તું કેટલી બધી ગંભીર ભૂલ કરે છે. તું સમજતી નથી કે એમ બનવું તદ્દન અશક્ય છે. ખરેખર તને ઘેલછા લાગી છે. પણ જે દુઃખમાં તું આવી પડી છે તે દુઃખ ગમે તેવા મજબુત મનવાળાને પણ ઘેલું કરે એવું નથી? કિરણસિંહ! મારા આધાર, તું ક્યાં છે? શું આપણને હમેશને માટે છુટા પાડવામાં આવ્યા છે? તારી કંચનને ફરીથી જોવાની બધી આશાઓ તેં છોડી દીધી છે? અથવા તો પ્રત્યક્ષ મૃત્યુથી પણ વધારે ભયંકર આ કલંક-અધમ અપમાનમાંથી તેણીને છોડાવવાને તું કોઈપણ પ્રયાસ કરશે?" આટલું બોલતાં છાતી ભરાઈ આવવાથી તેણીએ રડી દીધું અને પછી થોડીવાર સુધી તેણીએ મોટેથી નીસાસા મુક્યા.

મનોરમાની આંખમાંથી પણ અશ્રુ વહેવા લાગ્યાં. આ યુવતીના દુઃખથી તેણીને બહુ લાગી આવ્યું હતું. તેની પાસે જઈ આશ્વાસન આપી શાંત પાડવાની ઇચ્છા થઈ આવી; પણ ભીમસિંગને આપેલું વચન અને પોતે લીધેલી પ્રતિજ્ઞા યાદ આવવાથી તે અટકી પડી.

એટલામાં કંચન કુમારી કે જેણીનું લાવણ્ય અને અવાજ તેણીના નામ જેટલાજ મધુર હતા તે એકદમ ઉભી થઈ અને પોતાની નાજુક આંગળીઓથી તેણીએ દીવો પકડયો.

"ભલે જે થવાનું હોય તે થાય પણ આ સાહસ ખેડવામાં હું પાછી તો નહિજ પડું;" તેણી મોટેથી બોલી. પણ તેણીના ગંભીર અને ઉતાવળા અવાજમાં નિરાશા અને નબળાઈ જણાતાં હતાં.

પણ કંચન ભાગ્યેજ આ શબ્દો બોલી રહી હશે એટલામાં જોડેના ઓરડાનું બારણું ઉઘડયું અને એક વૃદ્ધ પુરૂષ બહાર આવ્યો.

કંચને કારમી બૂમ પાડી પણ વૃદ્ધ પુરૂષ તરતજ બોલી ઉઠયો—

"પુત્રી, ગભરાઈશ નહિ, જરાપણ બ્હીશ નહિ;" અને કંચનનું અશાંત મન આથી શાંત થયું. મનોરમાએ તે વૃદ્ધ પુરૂષને તરતજ ઓળખ્યા. તેણીએ થોડા વખત પહેલાં ઉપર જોયેલા તેજ એ હતા. દેખાવથીજ તેઓ ઘણા માનને યોગ્ય લાગતા હતા. તેમનો કાળો લાંબો ઝભ્ભો, છેક છાતી નીચે લટકતી સફેદ દાઢી તેમની મહાનુભાવતામાં ઓર વધારો કરતાં હતાં. તેમના આખા માથામાં ટાલ પડેલી હતી. તેઓ એક લાકડીને ટેકો દઇને કંચન તરફ આવતા હતા. પણ તેમના પગલામાં દૃઢતા દેખાતી હતી. કંચનકુમારી કંઇક ભાન અને કંઇક આશાથી તેમને નિહાળી રહી.

"મારા તરફથી જરાપણ ભય ન રાખીશ," તે અનુભવી વૃધ્ધે ફરીથી તેણીનું સાંત્વન કરતાં કહ્યું. તારા દુઃખના ઉદ્‌ગારો અને હૃદયના ઉભરા મેં સાંભળ્યા; પણ આ કિલ્લામાંથી કોઈપણ રીતે નાસીને છુટકારો મેળવવો એ તદ્દન અશક્ય છે એવું તેં જે કહ્યું તેમાં કાંઇપણ શક જ નથી."

"શું અશક્ય?" કંચને કંપતા અવાજે કહ્યું. તેણીની સઘળી આશાઓને સખત ફટકો વાગતો હોય, હૃદય બંધ પડી જતું હોય એવું તેણીને લાગ્યું. તે બોલી, "અરે માનવંતા દયાળુ પુરૂષ! ઘર અને કુટુંબથી જોર જુલમથી વિખુટી પડાએલી એક નિરાધાર નિર્દોષ અબળા ઉપર કાંઇક તો દયા લાવો--"

તે વચ્ચે બોલી ઉઠયો, "તારી સ્થિતિ હું સારી રીતે સમજું છું. પણ હમણાં તું કિરણસિંહ નામના પુરૂષને ઉદ્દેશીને કાંઇક બોલતી હતી અને—"

"આ કિલ્લાના માલિકના પુત્ર," કંચને તરતજ જવાબ આપ્યો પણ તેણીની શરમાળ આંખો ઢળી પડતી હતી અને મુગ્ધાવસ્થાને યોગ્ય પ્રેમની રતાશ તેણીના મુખમંડળ ઉપર છવાઇ જતી હતી.

"ખરેખર, હું પણ એમજ ધારતો હતો," વૃધ્ધે ઉદ્‌ગાર કાઢયો, અને આ શબ્દો બોલતી વખતે તેના ચહેરા ઉપર વિચિત્ર પ્રકારનો ફેરફાર થયો, પણ તેનો કાંઇ પણ ભેદ સમજવો એ ઘણું મુશ્કેલીભર્યું હતું; પણ તરતજ તેમનો ચહેરો હતો એવો ગંભીર થઇ ગયો અને ધીમે અવાજે કહ્યું, "અને આ કિલ્લાના મગરૂર જાગીદારના બહાદુર અને યુવાન પુત્ર કિરણસિંહને તું ચ્હાય છે?"

કંચને કાંઇ પણ પ્રત્યુત્તર ન આપ્યો. આ વૃદ્ધ પુરૂષને શત્રુ કે મિત્ર ગણવા તેની સમજ નહિ પડવાથી નિર્દોષ પણ વ્યાકુળ ચહેરે તેમના તરફ તાકીને જોઈ રહી.

"કંચન, મારા ઉપર વિશ્વાસ મૂકતા તું અચકાય છે? પણ તું સાવધ રહે તેને માટે હું ઠપકો નહિ આપું; અને તું મારા તરફ શંકાની નજરથી જુએ તેમાં મને આશ્ચર્ય નહિ લાગે. તારા ઉપર દુઃખનું વાદળ તુટી પડયું છે; અને વિપત્તિ એવી વસ્તુ છે કે જેથી યુવાન પ્રેમી હૃદયોના ઉદાર ભાવ અને વિશ્વાસ સંકુચિત દશાને પામે છે. પણ ખાત્રી રાખજે કે તને નુકશાન કરવાથી મારો કોઈ પણ હેતુ સરે એમ નથી; તેથી ઉલટું તારા દુઃખે મારા મન ઉપર સચોટ અસર કરી છે અને મારાથી બનશે તેટલી મદદ તને કરવાને હું મહેનત કરીશ."

ઉપકારથી દબાતું હસતું મુખ જરા ઉંચું કરી તે બોલી, "ઉદાર પુરૂષ, તમારામાં વિશ્વાસ મૂકવા માટે એક ક્ષણ પણ મને શંકા આવી તો માફ—"

"મેં કહીજ દીધું છે કે આ બાબતમાં મને કાંઈ પણ માઠું લાગવાનું નથી. પણ આપણે નકામી વાતોમાં વખત ગુમાવવો જોઇએ નહિ. તું મને થોડા પ્રશ્નોનો જવાબ આપશે?"

"ઘણીજ ખુશીથી," આનંદી અને ઉત્સાહી આંખો ફેરવતાં તેણી બોલી.

"પ્રથમ તો મને કહે કે તું કોણ છે," વૃધ્ધે ચલાવ્યું.

"મારૂં નામ કંચન કુમારી છે," તેણીએ જવાબ આપ્યો; "મારી માતાનો થોડા વર્ષ પહેલાં સ્વર્ગવાસ થયો છે. પણ મારે દુઃખે દુઃખી થનારા બાપ હયાત છે અને તે માલપુરમાં રહે છે."

તેણીના પોશાક ઉપરથી તેણીને મધ્યમ વર્ગની સ્ત્રી ધારીને વૃધ્ધે પૂછ્યું, "તારા પિતા શું ધંધો કરે છે?"

"તે ચોકશીનો ધંધો કરે છે," નીચી નજરે કંચને કહ્યું અને તેણીના ગાલ ઉપર શરમના શેરડા પડી રહ્યા.

"છોકરી, ત્યારે તો મેં તને ઓળખી." વૃધ્ધે કહ્યું અને ફરીથી વિચિત્ર પ્રકારના વિચારોથી તેની મુખરેખાઓ બદલાઇ ગઇ. "ખુલ્લા શબ્દોમાં કહીએ તો તારો પિતા પૈસાદાર છે અને વ્યાજે નાણાં ધીરે છે," થોડીવાર વિચાર કરીને તે બોલ્યા; "અને આજ કારણથી લોકો તેના તરફ માનની નજરે જોતા નથી ખરૂંને?"

(અપૂર્ણ.)

# મુંબાઈનું રાત્રિ-રહસ્ય.

(લખનાર:—ગુપ્તદૂત.)

( તા. ૨૭-૪-૨૪ ના અંકથી ચાલુ.)

૩.

વાંચક! નવી રાત શરૂ થાય છે. હવે આપણે ગ્રાંટરોડ ઉપર આવેલી એક નાટક કંપનીમાં જવાનું છે. જે કવિરાજને આપણે પ્રથમ વિભાગમાં જોઈ ચૂક્યા છીએ, તે કવિરાજ મહાશય શ્રીમાન્ ચક્રમે પૈસાને અભાવે દેશી રમ દારૂની આખી બાટલીને પેટમાં પધરાવી સ્ટેજ ઉપર વીંગની એક આરામ ખુરશીમાં આડા પડી પોતે લખેલા "વિશ્વ-દર્પણ" નામક નાટકની શરૂઆતની તૈયારી જોતા હતા. સ્ટેજના ખૂણા પાસે એક દરવાજો હતો. દરવાજા પાસે એક આયના-વાળું ટેબલ હોઈ તેના ઉપર ચીફ એક્ટરોને પાઉડર કરવાનાં સાધનો પડેલાં હતાં. નજીકમાં બીજી બે ત્રણ ખુરશીઓ પડી હતી. તેમાંની એકના ઉપર કંપનીનો ડાયરેક્ટર હીરાલાલ બેઠો હતો. તે શરીરે જાડો, કદે ઠીંગણો અને મશકરો હતો. નાટ્યકલાનું મુખ્ય અંગ જે અભિનય ગણાય છે, તેમાં તે વિશેષ કુશળ હતો અને તેનો અવાજ થીએટરને ભેદી આસપાસની ચાલીઓમાં પહોંચી શકે એવો બુલંદ હતો. જો કે તે બરાબર ગાઈ શકતો ન હતો, પરંતુ મોટા બરાડાથી એક બે ગઝલો લલકારી વિલાસી હાજરાથી સંગીત વિદ્યાર્થીઓનાં દિલ બહેલાવતો હતો. તેની ઉમ્મર લગભગ ચાળીસેક વર્ષની હતી. તેની પાસેની ખુરશીપર લગભગ બાવીસ વર્ષની ઉમ્મરની એક સુન્દર રમણી બેઠી હતી. એ રમણીએ પોતાના મુખ ઉપર પાઉડર તથા અભિનય કરવા માટે એક શ્રીમંત ગૃહસ્થની પુત્રીના જેવો મુલ્યવાન પોશાક પહેરેલો હોવાથી તેનાં સ્વાભાવિક સૌન્દર્યની સમીક્ષા કરવાનું લખનાર માટે દુર્ઘટ છે. તેમાં પણ આજકાલની ઘણી ખરી નાટક કંપનીઓમાં સ્ત્રીના પાઠો પુરુષો પાઉડરનો ઉપયોગ કરતા હોવાથી તેમની સુરત મરેલી જેવી કદરૂપ છે કે બેહસ્તની હુરી જેવી ખૂબસુરત છે તેનો નિર્ણય થઈ શકે તેમ નથી. જ્યાં એટલું તો ખરું કે જો નાટક કંપનીના જે એક્ટરો અને એક્ટ્રેસો રાત્રે પાર્ટમાં ઉતરે છે તેમને દિવસે જોઈએ તો આપણને કોઈ અનાથાશ્રમની યાદ આવે: કુટેવ અને પરપુરુષગામી થએલા કેટલાક છોકરાઓના ફીક્કા રડતી સુરત જેવા જોવામાં આવે અને કોઈ બાદશાહી મહેલની રાજરાણી જેવી દેખાતી નટીનો ચહેરો સફેદ ગેરુ કિંવા જેલના બીછાનામાં બેઠેલી કોઈ વેશ્યા જેવો જણાય! છતાંય આવી નટીઓ ઉપર આશક થઈ જનારા ઉલ્લુઓની આ જમાનામાં કમી એછ નથી. કંપનીના માલિકથી માંડી ડાયરેક્ટર અને ચીફ એક્ટરો તેની ખુશામદ કરવા તૈયાર હોય છે.

ડાયરેક્ટર હીરાલાલની પાસે બેઠેલ એક્ટ્રેસનું નામ ગંગા હતું. એ બાવીશ વર્ષની હોવા છતાં અત્યારે સોળ વર્ષની સુંદરી જેવી દેખાતી હતી. તેના માટે તો એટલુંજ કહેવાનું બસ થશે કે—

હર અદા મસ્તાના, સરપે પાંઉતક છાઈ હુઈ—
ઉફ! તેરી કાફર જવાની જોશપર આઈ હુઈ.



ગુજરાતીમાં કહીએ તો—

વિના વાદળી ચંદ્ર જ્યમ,
ચમકે છે આકાશ;
તેવી રીતે યુવતીનાં,
પામે રૂપ પ્રકાશ.

એનાં નયનોમાં કામદેવની ક્રીડા હતી, એના બન્ને પયોધર અનેક પુરુષોને પાયમાલ કરી બીરાગીક બન્યા હતા. તેના ચરણોની ચાલ ભલભલા જોગીઓને અને ગોપીઓને ચલાયમાન કરવાને સમર્થ હતી. તેનાં નખરાં ચંચળ પ્રકૃતિના પુરુષોને પાયમાલીના માર્ગમાં પરોવે તેવાં હતાં. તેના હાવભાવ લલનાસુલભ લજ્જાને દેશવટો આપી વિલાસિતાના ક્ષેત્રમાં થનથન નાચ કરતાં હોય, એવા લાગતાં હતાં. તેનો કંઠ સ્વર મધુ-મધુર પરંતુ કૃત્રિમ હતો.

ટેબલની ઉપર પડીઆલની પાસે ગ્લીપ બોર્ડ હતું. નજીક પડેલી એક બેંચપર પોતાના પાઠનાં વસ્ત્રો પહેરી કેટલાક છોકરા અને પુરુષો એવા તો મેળામાં સજ્જ થઈને આવ્યા હતા કે તેઓની જાતી ઓળખવાનું કામ સામાન્ય જોનાર માટે મુશ્કેલ થઈ પડે.

કેટલાક નાની મોટી ઉમ્મરના નર જાતિના એક્ટરો નારી જાતિનું કામ કરી એવા વિચિત્ર હાવભાવને વશ થઈ ગયા હતા, કે તેમને જોતાંજ કેવી ઉપમા આપવી એ લેખકને માટે અશક્ય છે.

ડાયરેક્ટર હીરાલાલે નટી ગંગાને ઉદ્દેશીને કહ્યું:— 'વાહ! આજે તો તમે બહુ ખૂબસુરત દેખાઓ છો!"

હીરાલાલના મનોભાવને રાધા જાણતી હતી. તે જો કે, અનેક પુરુષગામિની હોવા છતાં આ ડાયરેક્ટરના સ્થૂળ શરીર ઉપર તેને અભાવ હતો. કેવળ સ્વાર્થની પુતળી બની, તે તેની સોનેરી જાળ ધવાં છતાં ખૂબસુરત ખિલ્લા બની ભૂલનો ભોગ થઈ નહોતી. કાદવમાં ઉત્પન્ન થવા છતાં એ સરોજિની, આપનાં આપથી મુક્ત રહી કળીયુગની સતી દ્રોપદીની માફક, સંસાર લીલાનું રહસ્ય સમજતી અને અનુસરતી હતી. અરુણોદયના પ્રકાશથી અબજોનાં બંધનમાંથી છુટી તે એ ચારના બંધનમાં લપટાઈ હતી!

તેણે કહ્યું:—"ખૂબસુરતીનો તો અમારો ઇજારો છે! જો અમે ખૂબસુરતી ન બનાવીએ, નખરાં કરી નફ્ફટોને ન નચાવીએ તો માલીકનાં ખીસાંની પાયમાલી અમારો પગાર વધવાના માર્ગમાં કંટકરૂપ થઈ પડે અને અમારી પાછળ નાચનારા તમારા જેવા તબલાના તબલામાં પણ કાણાં પડે. પણ જો જો, આ ખૂબસુરતીની આગપર દીવાના બની પતંગરૂપે બળી મરવામાં સાર નથી."

હીરાલાલે ગંભીર ભાવથી કહ્યું:—"વાહ! સતી સાવિત્રી! વાહ સતી તોરલ! પાંચ પતિની સતી દ્રોપદી પદ્મિનીનો જમાનો હવે ચાલ્યો ગયો છે. ધર્મનાં ધતીંગ અને નીતિનાં પોથાં બાજુએ મુકી મોજ-મજાહ માણવાનો વખત આવ્યો છે. પણ હાં, એ વાતનું વિવેચન કરવાની હમણાં જરૂર નથી. ફુરસદે એ ઘડી ગોષ્ઠિ વિનોદ કરીશું."

નંદકુમાર નામનો એક ચીફ એક્ટર એટલામાં ફર્યા કરતો હતો. તે દેવી મહાલક્ષ્મીના નામપર લેવાતી શરતોનો શોખીન અને કળીયુગની દેવી સુરાનો પરમ પુજારી હતો. વીશેક વર્ષનો એ તરુણ શરીરે પાતળો અને વાંકી ચાલવાળો હતો. તેના હાથ ઉપર એક રીસ્ટ વૉચ હતું. હમણાં તે એક શ્રીમંતના પુત્રના પોશાકમાં પાઠ કરવા સજ્જ થઈ આવેલો હોવાથી તેના યથાર્થ પહેરવેશ વગેરેનું વર્ણન કરવું અનુચિત છે.

રાધા નંદકુમારની રાસલીલાનું રહસ્ય હતી. બન્ને જણ બનતા સુધી એકજ કંપનીમાં સાથે નોકરી કરવાનો કોન્ટ્રેક્ટ કરાવતાં હતાં. રાધાની સાથે હીરાલાલને વાત કરતો જોઈ નંદકુમારનાં નેત્રામાં ઈર્ષા ભરાઈ આવી. એ ઈર્ષાનું દર્શન કરીને રાધાએ હીરાલાલ પાસેથી ઉઠી સ્ટેજપર આંટા મારવા માંડયા.

વાંચક, હવે ચાલો સ્ટેજના પાછલા ભાગમાં જઈએ. છેક છેવટના ભાગમાં ચાર ઓરડીઓ આવેલી હતી. તેમાંની એક પેઈન્ટીંગના કામમાં આવતી હતી. બીજી ડ્રેસીંગરૂમ હતી. ત્રીજી રૂમ ડાયરેક્ટર સારૂ ઘાસલેટ પીવાને માટે રીઝર્વ્ડ હતી. અને ચોથી ઓરડી એક્ટરોને વિશ્રામ લેવાને માટે બેસવાની હતી. એ વિશ્રામ લેવાની ઓરડીમાં પોતાના પાર્ટને અનુકુળ વસ્ત્રો પહેરી હમણાં બે ત્રણ બારથી સોળ વર્ષની અંદરની વયના છોકરાઓ અને પચ્ચીસથી ત્રીસ વર્ષની ઉમ્મરના બે પુરુષ પાર્ટના એક્ટરો બેઠા હતા. બેઠેલા છોકરાઓમાં ચૌદ વર્ષની ઉમ્મરના છોકરાનું નામ નલિનીકાંત હતું. તે દેખાવડો હતો. છોકરી બનાવતાં બ્રહ્માએ ભાંગ પીને ભૂલથી તેને છોકરી બનાવી દીધો હોય એવો. તેના ચેનચાળા ઉપરથી ભાસ થતો હતો. ઉભા રહેલા બે મોટા પુરુષ એક્ટરો તેની સાથે બિભત્સ શબ્દોમાં રસાલાપ તથા આલીંગન મર્દન કરતા હતા. રૂપાળી અને ખલકનંદા વચ્ચે જાણે મેરૂલો ઉભો હોય એવો એ ખેલ હતો. નલિનીકાંત (એના બાપે જો એનું નલિનકાંતને બદલે નલિની પાડયું હોત તો સારૂં શોભત) એ સ્પર્શન અને ઘર્ષણથી જાણે અલૌકિક સ્વાદ અનુભવતો હોય એવી રીતે તેનો ચ્હેરો ખીલી નીકળતો હતો.

[ આ અદ્‌ભુત લેખનો આગળનો ભાગ આવતા તા૦ ૧૧-૫-૨૪ ના અંકમાં વાંચો. ]

---

પત્ની—ત્યારે મને તમે ખાદીની સાડી ક્યારે લઈ આપશો?

પતિ—આવતી કાલે!

પત્ની—વાહ! કાલ કાલ કરતાં તો વર્ષોનાં વર્ષ વીતી ગયાં. ગઈ કાલે પુછ્યું, તો કહે કાલે. આજ પુછ્યું તોપણ કાલ!

પતિ—હા, ખરી વાત છે, હું ક્યાં ના કહું છું. આવતી કાલે પણ હું તને તેમજ કહેનાર છું. હું એકવચની છું. આજે એક કાલે બીજું કહેનારો હું નથી!

---

# વાર્તા-વિલાસ ગ્રંથમાળાના ગ્રાહકોને વિનંતિ.

વાર્તા-વિલાસ ગ્રંથમાળાના ગ્રાહકોને વિનંતિ કરવામાં આવે છે કે, કેટલાક ગ્રાહકોની ખાસ ફરમાસથી અમોએ ગ્રંથમાળાને બદલે મોજ-મજાહ નામનું વાર્તા, નાટક અને સીનેમાના સાહિત્યને લગતું અઠવાડીક તા૦ ૧૩-૪-૨૪ થી દર રવિવારે પ્રસિદ્ધ કરવાનું શરૂ કર્યું છે. માટે તેઓના પર અમારો પાંચમો અંક, ભેટના પુસ્તક ગુલબદન સાથે અમો વી. પી. કરીશું તે તેઓ સ્વીકારી લેશે એવી આશા છે. મુંબાઈના સ્થાનીક ગ્રાહકોને અમારી ઓફીસમાં લવાજમ ભરી ભેટનું પુસ્તક લઈ જવાની વિનંતિ કરવામાં આવે છે. ગ્રંથમાળાની પ્રવેશ ફીના જે આઠ આના અમોએ લીધા છે, તે "મોજ-મજાહ" ના લવાજમમાં કાપી આપવામાં આવશે. જે ગ્રાહકોને "મોજ-મજાહ" ના ગ્રાહક થવાની ઈચ્છા ન હોય, તેઓ અમોને પંદર દિવસની અંદર જણાવશે તો તેમના આઠ આના પોસ્ટદ્વારા અમો પાછા મોકલી આપીશું.

મેનેજર, "મોજ-મજાહ"

ખટાવ બીલ્ડીંગ, ગીરગામ ચર્ચ સામે મુંબઈ નં. ૪

# ગીરગામની ગુલાબ.

લખનારઃ—ગુલાબ પોતે.

(૭)

બીજે દિવસે મણીલાલે મને આશ્રમમાં રહેવા મોકલી. આશ્રમમાં ...દર વિધવાઓ રહેતી હતી. મને તેમની સાથે ઠીક ગમી ગયું પણ ...મમા દળગમના રોટલા ખાવા મને ન ગમ્યા.

"કાકા' મને આ મહેનત નથી ગમતુ—" મણીલાલ બે ચાર ...સ પછી મને મળવા આવ્યા ત્યારે મેં કહ્યુ.

"ત્યારે લગ્ન કરી નાખ."

"પેલા ભોગીલાલ નામના શખ્સનો ફોટો છે એને મળવા બોલા—" પાંચ ૭ દિવસના વિચાર પછી મેં આખરે પરણવાનો ...ાર કર્યો.

બીજે દિને સવારે મણીલાલ ભોગીલાલને લઇને આશ્રમમા આવ્યા. ...ીમાલે ચાલ્નો રીલ્કનો ડગલો, પમ્પશુઝ, બંગાળી ધોતર ને ઍંગલોર ...પહેર્યા હતા. તેનો બાંધો મધ્યમસરનો અને દેખાવ સામાન્ય હતો. ...ાત પરથી તે કોઈ વેપારીની પેઢીમાં સો રૂપીઆના પગારથી નોકરી ...હતો એમ જણાયું. મણીલાલ અમને જરા વધુ છુટ આપવાના ...ાથી આશ્રમની બીજી વિધવાઓ પાસે ગયા.

"તમે મારી સાથે પુનર્લગ્ન કરશો?" મે ભોગીલાલને પૂછ્યુ.

"હા, હું મારા વિચારો પ્રમાણે વર્તવા માગુ છું."

"હું તમને છેતરવા માગતી નથી. હું એક ગંભીર ભુલનો ...ભોગ થઇ બેઠી છું." મે હિમ્મતથી કહી દીધુ.

"શું?"

"હું એક બદમાસની જાળમાં ફસી પડી હતી ને હાલમાં ...વતી છું."

...તે ચમક્યો—થોડીક વાર વિચાર કરીને તે બોલ્યો.

"કંઈ ફીકર નહિ. એ નિરાધાર બાળકનો હું પિતા થઇશ."

"ખરેખર?—" ફરીથી આનંદનાં કિરણો મારા વદન પર ચમકવા ...ર્યાં.

"ખરેખર, ગુલાબ! તમારી ભોળપણની ભુલનુ પરીણામ ભોગવ...માં હું તમારો સાથી થઇશ."

મને તેના પર વ્હાલ છુટ્યુ—તેણે મને ચુમી લીધી ને થોડા ...સ પછી અમારા લગ્ન થયાં. સીવીલ મૅરેજ ઍક્ટ પ્રમાણે અમારૂં ...ન રજીસ્ટર કરવામાં આવ્યું. વિધવા મટી સધવા થઇ ને ત્રણ ...ના પછી એક સુંદર બાળકની માતા બની.

(૮)

ભોગીલાલ સાથે "હું સીવીલ મૅરેજ ઍક્ટ" પ્રમાણે પરણી. એ ...રો ભલો માણસ હતો. ૩૫ વરસ સુધી એણે પોતાની ન્યાતના કોઇ ...દીકરીવાળાની દયાની રાહ જોઇ અને અત્યારે પોતાની દીકરીને ચલણી નોટનું બંડલ માનનારા એની જાતવાળાઓએ એનું ઘર માંડવાની ચિંતા ન બતાવી ત્યારે એ મને—એક ગર્ભવતી વિધવાને—પોતાની સ્ત્રી બનાવી બેઠો. મારૂં લગ્ન થતાંજ પરવારતા સનાતની પત્રો ખળભળી ઉઠ્યાં. મારો આગલો પાછલો ઇતિહાસ બહાર આવ્યો અને મારા જેવી પાપી, દુરાચારી વિધવાને પરણીને ભોગીલાલે પોતાના સઘળા પુર્વજોને રૌરવ નર્કમાં મોકલી દીધા છે એવી એ સનાતની પત્રોને સ્વર્ગમાંથી વાયરલેસથી ખબર મળી ગઇ.

પુરે માસે મેં એક પુત્રીને જન્મ આપ્યો. અત્યાર સુધી ભોગીલાલ મારી સાથે અતિ પ્યારથી વર્તતો હતો. તેને મહા મહેનતે એક સુંદર રમણી મળી હતી. તેનું હૃદય પણ સારૂં હતું. શરૂઆતમાં મારા યૌવન અને સૌન્દર્યની કેફમાં તે મારા જીવનનો ઇતિહાસ ભુલી ગયો. મે તેને છેતર્યો ન્હોતો. બધી વાત પ્રથમથીજ કહી દીધી હતી અને તેણે જાણ્યા પછી મારી સાથે લગ્ન કરવાથી હું તેને ઉપકાર ગુનનો સમજી બેઠી હતી. પણ નહિ, મને પુત્રીનો પ્રસવ થયા પછીજ ખબર પડી કે ભોગીલાલ મારી જુવાની અને ખુબસુરતીની કેફમાં મસ્ત થઇ પોતાના ક્ષણીક આનંદને ખાતરજ નામની ઉદારતા બતાવવા તૈયાર થયો હતો. મારી સુવાવડ પછી તેનું વર્તન બદલાઇ ગયું. મારી નાની પુત્રીને જોઇને હું મલકાવા લાગી પણ એ નિર્દોષ બાળકી ભોગીલાલને પોતાના પ્રેમની ભાગીદાર જેવી જણાઇ. એણે મારી સાથે "ખાડૂંકરડું" વલણ ધારણ કરી—મને વારંવાર તાણા મારવા માંડ્યા—મારી નાદાન બાળકીને નાહક સતાવવા માંડી—દિવસે દિવસે રાજેશ્રીએ પોતાનું પોત પ્રકાશવા માંડ્યુ ને મે જીવન સંગ્રામમા ઝુકાવવાની તૈયારી કરવા માંડી.

વાંચનાર, તું એકદમ ક્રૂર ન્યાય ના છળીશ. ભોગીલાલને મારી પુત્રી જોઇને શું થયુ હશે તે હું સમજી શકું છુ. અમે સ્ત્રીઓ સ્વાભાવિક રીતે ઇર્ષાળુ હોઇએ છીએ. અમને અમારા પ્રેમમા કોઇની ભાગીદારી ગમતી નથી. ભોગીલાલ મારી પુત્રીને જોતાંજ મારા પ્રથમ આશકના સ્મરણથી બળીને ખાખ થઇ ગયો. હશે એ હું જાણું છુ. મેં તેનુ એ દુઃખ ભુલાવવા માટે બન્યો તેટલો પ્રયાસ કર્યો. હિંદુ સમાજ સ્ત્રીને આત્સની પુતળી યા ઢોરી ગણે તે સામે પ્રથમ હુ બંડ જગાવતી હતી પણ ભોગીલાલની ઉદારતા ધ્યાનમાં લઇ હું તેને રાજી રાખવાને તેની દાસી બની ગઇ. તેને રીઝવવા મેં અનેક વિલાસી ચેનચાળાઓ અજમાવ્યા. પણ પ્રેમ અને કામ એ જુદી વસ્તુ છે. પ્રેમ કદિ તૃપ્ત થતો જ નથી. કામની તૃપ્તિ થતાંજ તામી ઠંડો થઇ જાય છે. ભોગીલાલનુ તેમજ થયુ. હું તેને નહોતી મળી ત્યાં સુધી તે મારો ગુલામ થવાને તૈયાર હતો પણ મારા પર તેનો કાયદાસર હક થયા પછી તેનો મોહ ઉતરી ગયો. આ સુક્ષ્મ ભેદનુ પ્રથક્કરણ કોણ કરી શકશે? સ્ત્રી સ્વભાવ આપી જાણે છે. તે ચાહે છે પણ સમ્પુર્ણ પ્યારથી અને ધિક્કારે છે પણ તેટલાજ જુસ્સાથી! પુરૂષની લાગણી ક્યાંય સ્થિર હોતીજ નથી. તે મોહઘેલો પાગલ થઇને આવે છે ને તૃપ્ત થઇને યા નિરાશ થઇને ચાલી જાય છે. તેનામા સ્ત્રીના જેવી ઉકળતી લાગણીઓ નથી પણ ઠંડા ગણિતશાસ્ત્રી જેવી નિરસતા છે.

"ગુલાબ! મારાથી આ બલાનુ મ્હોં નથી જોઇ શકાતું—" આખરે તેણે પોતાના મનમાં ધુંધવાતો અગ્નિ બહાર કાઢ્યો.

"કેમ? એમાં એ બિચારીનો શો વાંક? જો કંઇ વાંક હોય તો તે મારો છે—" મેં શાંતિથી હસીને જવાબ આપ્યો. "મેં તમને છેતર્યા નથી. તમે જાણીજોઇને આ નબાપી દીકરીના બાપ થવા તૈયાર થયા હતા."

"હા. તે વખતે મને એની દયા આવી હતી—"

"એમ ના બોલો. દમ્ભી પ્રભુને પ્રિય નથી. એમ કહો કે તમને એની દયા ન્હોતી આવી પણ તમારી કામી નજર મારા સુખમદન પર મ્હોહી હતી—"

આ તાણો તેને વજ્ર પ્રહાર સમો લાગ્યો.

"તને ખબર છે કે તારે માટે મેં કેવા ભોગ આપ્યા છે?" તેના સ્વરમાં ગુસ્સાની છટા આવી.

"કેવા?—"

"મારી નાતજાત—"

"તમારી નાતજાત તજી દેવાનું તમને કોણે નોતરૂં દીધું હતું!— વિધવા આશ્રમના સેક્રેટરીને અરજ કરવા તો તમેજ ગયા હતા?"

"કેમ! બહુ હુંશી ચલાવે છે!—" આખરે તેનો મીજાજ ફાટયો. તે હિંદુ પતિની સત્તા મારાપર ચલાવવા તૈયાર થયો. હું તેની છેક નજીકજ ઉભી હતી. મારા હાથમાં મારી નાની બાળકી હતી.

"હું કંઇ ખોટું કહું છું?"

"ચુપ મર—"

"શા માટે?"

"અરે! રાંડ! ચુપ મરને, નહિ તો બે લપડાક ખાઇ જશે."

"કોણ તમે મને લપડાક મારશો? મી૦ ભોગીલાલ! તમને ખબર છે કે સીવીલ મૅરેજ ઍક્ટમાં છુટાછેડાની પણ કલમ છે—"

હું કાયદાની કલમો જાણતી હોઇશ એ તે જાણતો ન્હોતો. તે મુંઝાયો.

"મેં તારા જેવી બલાને ગળે વળગાડવામાં ભુલ કરી—"

"તો હવે ભુલ સુધારો." મેં તડ ને ફડ જવાબ આપી દીધો.

હું તેને છોડી દેવાને તૈયાર છું એ બીના જાણતાં તે ઢીલો પડયો. થોડી વાર પછી તે પુનઃ મારા પર મુગ્ધ થયો—પોતાના વર્તન માટે માફી માગી અને એમ થોડાક દહાડા જેમ તેમ વહી ગયા. મારી દશા પેટીઆ ચોર એની રાખ અને દાસી જેવી હતી. એને એક સોંઘી મજુરણ અને કામયલાઉ પત્ની મળી હતી. મને એક નામનો આશ્રયદાતા અને શિરછત્ર સાંપડ્યો હતો. આવી અસહ્ય દશામાં મારા જેવી ભાવનાવાળી સ્ત્રીથી કેટલા દહાડા જીવાય?

(૯)

અમારો સંસાર દિનપ્રતિદિન બગડતોજ ગયો. મારી નાની, નિર્દોષ, નિરાધાર ગરીબ ગાય જેવી બે મહિનાની દીકરી શાંતા મારા પ્રથમ પ્રેમનું સ્મરણ હતું. જેણે મને ગમે તેવો ભયંકર અને અમાનુષી દગો દીધો હતો છતાં મેં તેને ચાહ્યો હતો. એ પ્રેમના મધુર પુષ્પસમી મારી શાંતાને હું ભોગીલાલના રોટલાના ટુકડા માટે ફેંકી દેવાને તૈયાર ન્હોતી.

"જો ગુલાબ! હું તને છેલ્લીવાર કહી દઉં છું. મારા હરીફની આ પુત્રીનું કાળું મ્હો હું જોઇ શકવાનો નથી—" તેણે ફરીથી એ વાત ઉપાડી.

"તો છુટા છેડા લો—" મેં સાફ જવાબ આપી દીધો.

"નહિ હું તને છોડવા માગતો નથી."

"એ સંપ કયાંથી કેમ જશે ગીધા!—" મેં જરા વ્યંગમાં

"આપણે આ છોકરીને અનાથાશ્રમમાં મુકી આવીએ તો નહિ પડે—" તે મને સમજાવવાનો પ્રયાસ કરતો બોલ્યો.

"એને દુઃખ પડે કે નહિ પડે તે તો હું જાણતી નથી વાત જાણું છું કે એને ત્યાં માતાનો પ્રેમ નહિ મળે—"

"દુરાચારથી ઉત્પન્ન થયેલી છોકરીને માતાના પ્રેમનો શો છે?"

"ત્યારે લાલાજી! આપણાં એકબીજાની સગવડ ખાતર લગ્નમાં તમને આટલી બધી ખટપટ કરવાનો શો હક છે?" કાતિલ તીર છોડ્યું.

"તું નહિજ માને?"

"નહિ. કાલાંતરે પણ નહિ."

"રખડી મરીશ."

"તેની તમે ચિંતા ન કરો. હવે હું છેકમે પાટલેજ બેસી રોટલાના વાખા પડવાના નથી."

"મારા જેવો ઉદાર પતિ નહિ મળે."

"ઓહ! શરીર ભુખ્યા વાંદરાઓ ઘણા મળી રહેશે." સત્યે ભોગીલાલની છાતી ભેદી નાખી. તે ગુસ્સાથી લાલપીળો ક્રોધના આવેશમાં તેણે મને બે તમાચા જોસથી ચ્હોડી કાઢ્યા આંખમાંથી અગ્નિ ખર્યો. અને મને તેના પર અત્યંત તિરસ્કાર

"બસ કરો. જો ત્રીજી લપડાક લગાવી તો હું તમને વગર કોટડીમાં બેસાડીશ" દૃઢ સ્વરે હું બોલી અને તે દબાઇ ગયો.

તેજ દિવસે મેં તેની હરામ ખાવા છોડી દેવાનો નિશ્ચય કર્યો. પાસે ફુટી બદામ પણ ન્હોતી. ભોગીલાલ રહેવારે કમાઇને સાંજે નારો માણસ હતો. મુંબઇમાં સરકારી અને આબરૂદાર ગણાતા યુવાનો "બે શુટ"ને વારવાર બદલી ખોટી ખાનદાની બતા કરે છે. ભોગીલાલની સ્થિતિ પણ એવીજ હતી. ૧ લી તારી આવ્યા પછી કણીઆ ને ભાડાવાળાના બીલ ચુકવતાં એની પા ૧૫ રૂપીઆ બચતા ને એટલામાં આખો મહિનો પસાર કરતાં માથે પાણી મોભે ચઢી જતા. આવી સ્થિતિ ફક્ત હિંદુ અને છતાં બહાદુર હિંદુ પતિઓ માને છે કે તેઓ તેમની ટક ભોજન, આપવામાં દિવ્ય આત્મભોગ આપી રહ્યા છે.

મારા અપમાનથી મને બહુજ લાગી આવ્યું ભોગીલાલ "બઇરાંની જાત! એની મેળે ઠેકાણે આવી જશે" એમ માનીને ચાલી નગો. પણ એ મને ઓળખતો ન્હોતો. મારી જીંદગીની ૫ થવામાં હવે શું બાકી હતું? ભોગીલાલની ગુલામગીરી મારે કર્યા કરવી? મારી વ્હાલી પુત્રીને મારે શા માટે ગાળ ખાવા દેવા માથું ઘુમી ગયું—થોડીક વાર મારા પિતાને સંભારીને હું રોઇ—મને જોઇ મારી નાદાન પુત્રી પણ રોઇ—મને મારી જાતપર તિરસ્કાર હું મોહમાયા છું, શા માટે મારી જાદુભરી શક્તિથી પુરુષોને માર

બનાવું ? આ ભયંકર વિચાર આવતાંજ હું ધ્રૂજી. હું ઓ મારી યોગમાયા-મહામાયા બની. તરતજ મેં માગ બેકદર આશ્રયદાતાનું ઘર છોડવાની તૈયારી કરી અને ભોગીલાલને એક ચીઠ્ઠી લખી ફક્ત પહેરેલે કપડે મારી શાંતાને લઇ હું ખોલીમાંથી બહાર નીકળી ગઇ.

ક્યાં જાઉં ? શું કરૂં ? શું કરીશ ? મારી આખી જીંદગી કેમ જશે ? મને કોણ આશરો આપશે ? સમાજ-હિંદુ સમાજના તેત્રીસ કરોડ દેવના ભક્તો જેઓના પડછાયાથી અભડાઇ જાય છે તો પછી સમાજ મને શાની આશરો આપે ? સ્મૃતિ ને શાસ્ત્રો, કાયદો ને રિવાજ-બધા મારી વિરૂદ્ધ હતાં. હું ભારે દીલે, કંઇ પણ નિશ્ચય વિના ચોપાટી તરફ ગઇ ને એક બાંકપર જઈ બેઠી. બાંકપર બેસતાંજ મારી આંખો અસ્ખલિત આંસુની ધારા વહાવી રહી. આમને આમ કેટલો વખત ગયો તેની મને ખબર ન પડી. અચાનક એક અવાજે મને ચમકાવી.

"કેમ, બહેન ! તું રૂએ છે ?" એક આધેડ વયની બાઇએ મારી પાસે આવી માયાભર્યા સ્વરે પુછ્યું.

"કંઇ નહિ, અમસ્તીજ." મેં લુગડાના છેડાથી આંસુ લુછવાનો યત્ન કરતાં કહ્યું.

"એ બહેન ! એમ રડવાથી કંઈ વળશે ? તું મને તારી બહેન ગણીને વાત ન કરે ?"

એ બાઇના અવાજથી હું છેતરાઇ. મેં તેને બધી વાત કહી દીધી. સાંભળી રહ્યાથી બોલી.

"તું મારે ઘેર આવીશ ?"

"તમે મને આશરો આપશો ?"

"હા."

"ઓહ ! તમારો કેવો આભાર !–" હું તેને વળગી પડી. તેણે તરતજ વિક્ટોરીઆ ભાડે કરી અને મને કેનેડી બ્રીજ પરના એક શાંત મકાનમાં લઇ ગઈ.

હું તેને ત્યાં એક દિવસ જ રહી એટલામાં હું એ ભયંકર નર્ક સ્થાનને ઓળખી ગઇ. મારા કીસ્મતેજ મને ભુલાવી હતી. હું વેશ્યાખાનામાં આવી પડી હતી. એ બાઇએ ઉપરથી દયા બતાવવાના ડોળ સાથે મારા પર સખત ચોકી પહેરો રાખ્યો હતો. પણ એવા ચોકી પહેરાની જરૂર નહોતી. મારે ઘેર ન્હોતું, સગાવ્હાલા ન્હોતા, કોઇની અમી ભરી નજર મારાપર પડવાની ન્હોતી. નિરાધાર-એકલી અટુલી હું જીંદગી જેમ તેમ પુરી કરવા માંગતી હતી.

હું મારા સંજોગોને વશ થઈ ને પેલી બાઇ-ન્હાણી કુટણીના આનંદનો પાર રહ્યો નહિ મારો પહેલો ગ્રાહક મહિને ત્રણસો રૂપીઆ આપવા તૈયાર થયો. બસ, વાંચનાર, હવે આ લોહીના વેપારની કથા આગળ લખાવવામાં સાર નથી. હું મધુપુરના કુળવાન વણીક કુટુંબની બાળા આખરે ગીરગામની ગુલામ થઈ એ શાને લીધે ? જો સમાજે બાળ વિધવાઓપર અકુદરતી પ્રતિબંધ ન મુક્યો હોત તો મારી આવી દુર્દશા થાત ખરી ? આ બાબત પર ફુરસદે વિચાર કરી જોજો વાંચનાર !

(અપૂર્ણ.)

# જહાનઆરા.

અનુવાદક—લલિતરાય બાલકૃષ્ણ વ્યાસ.

મોગલ સમ્રાટ શાહજહાંના નામથી ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે. તેનાજ અમલ દરમ્યાન મોગલ સામ્રાજ્યની જાહોજલાલી અંતિમ હદે પહોંચી હતી. તેનું રત્નજડીત મયુરાસન અને આજે પણ સારી દુનિયાને એ વખતની દોલતનો ખ્યાલ આપતો તાજ મહાલ એ બન્નેના અમલ દરમ્યાનજ થયાં હતાં. એજ મોગલ શહેનશાહની સૌથી મોટી પુત્રી જહાનઆરાની કથા અહિં રજુ કરવામાં આવે છે. એ ગુણપુત્રીએ પિતા તરફની અપુર્વ ભક્તિ બતાવી હતી.

શાહજહાંએ શરૂઆતથીજ જહાનઆરાને સારી કેળવણી આપી હતી મુમતાજઉન્નિસાના મરણ પછી શાહજહાંનાં દુઃખ દુઃખમાં ભાગ લેનારી જહાનઆરાજ હતી. એ પુત્રીના સુંદર સ્વભાવથી, મીઠી મીઠી વાતોથી અને પોતા તરફના ભક્તિભાવથી શાહજહાંના ઘણાં માનસિક દુઃખો વિસારે પડયાં હતાં. એટલુંજ નહિ પરંતુ એ પુત્રી શાહજહાંને રાજના કારોબારમાં પણ મદદ કરતી હતી. ઉત્તમ કેળવણી અને તેથી ખીલેલા અદ્ભુત ગુણોથી શાહજહાં એ પુત્રીને ઘણોજ ચાહતો હતો. તે તેની ખાતર સારી શહેનશાહતનો પેમે કુરબાન કરવાને પણ તૈયાર હતો.

શાહજહાંની પોતાની એ પુત્રી જહાનઆરા પરની પ્રતિનો એક દાખલો છે. ૧૬૪૪ ના માર્ચની ૨૬ મી તારીખે સાંજને વખતે જહાનઆરા પિતા પાસેથી નીકળી પોતાના નિવાસ સ્થાને જતી હતી તેટલામાં એક દીવાથી તેનાં કપડાં સળગી ઉઠયાં. બારીક વસ્ત્રોને સળગતાં શી વાર ! આખા શરીરપરનાં કપડાં સળગી ઉઠયાં, દાસીઓ દોડી અને કોઈપણ રીતે એ ભડકો છેવટ હોલવ્યો. પરંતુ જહાનઆરા અને દાસીઓ સારી રીતે દાઝી ગઇ. આ બનાવથી શાહજહાંને બહુજ દુઃખ થયું. ઘણીજ કાળજીપૂર્વક શાહજાદી જહાનઆરાની સારવાર થવા લાગી. દેશોદેશના હકીમો અને વૈદ્યો શાહજાદીની સારવાર માટે તનતોડ મહેનત કરવા લાગ્યા. શહેનશાહ તો એ બીમારીથી એટલા ઉદાસ અને ચીંતાતુર થઇ ગયા હતા કે તેને કંઇપણ કામકાજ સુઝતું નહિ. રાતદિવસ એ તો પુત્રી પાસેજ બેસી રહેતા. પોતાનેજ હાથે મલમપટી કરતા, દવા પણ જાતેજ પીવરાવતા અને ખાવાનું પણ જાતેજ ખવરાવતા. દરબારમાં તો ભાગ્યેજ જાય ! પરંતુ જરુર પડે તો બે ચાર મીનીટથી વધારે ન જ રોકાય. દરહમેશ શાહજાદી પાસે રાતે રૂા ૧૦૦૦ ની થેલી રાખતા અને સવારમાં એ રૂપીઆ ગરીબ, દુઃખી માણસોને વેંચી આપતા હતાં. શાહજાદીની બીમારી ચાર મહિનાથી પણ વધારે ચાલી. પરંતુ કંઇ સુધારો થયો નહિ. શાહજાદીને બચાવવા જતાં દાઝી ગયેલી બે દાસીઓ મરણ પામી અને જહાનઆરાની પણ બચવાની આશા જતી રહી પરંતુ સદ્ભાગ્યે બીમારીને પાંચમે મહિને એક સખાવત આપનારની દવાથી જહાનઆરાની તબીયત સુધરી ગઇ. જે પિતાએ આખી આખી રાત સુધી મહિનાઓ સુધી પુત્રીના આરોગ્ય માટે આંખમાં આંસુઓ સાથે બંદગી કરી હોય તેની બંદગી સફળ થતાં ખુશ થતી થી હદ રહે !

નેમ્બરની ૨૫ મી તારીખે ભારે ધામધુમથી ઉત્સવ ઉજવવામાં આવ્યો. જહાનઆરાને રૂ. ૧૦ લાખનાં ઘરેણાંઓ આપ્યાં. દરેક અમલદાર અને રાજદરબારીને ઇનામો અપાયાં. બે લાખ રૂપિયા ફકીરો ગરીબોમાં વેંચ્યા. એ ખુશાલીમાં ઔરંગઝેબનો ગુન્હો પણ માફ કર્યો.

શાહજહાંને ચાર પુત્રો હતા. દારા, સુજા, ઔરંગઝેબ અને મુરાદ. ચારે પુત્રોમાં ઘણી યોગ્યતાઓ હતી. પરંતુ ઔરંગઝેબ વિદ્વાન, ચતુર, સમજદાર, ધર્મિષ્ઠ અને રાજકાર્યકુશળ હોવા સાથે એટલોજ ક્રૂર અને સ્વાર્થી હતો. તે હમેશાં પોતાના બે મોટા ભાઇઓનો રાજ્યહક્ક ડુબાવી બાદશાહ બનવાની ઇંતેજારી હતો, છતાં બહારથી તો પોતે પોતાને રાજ્ય-લોભ દુરનો એટલુંજ નહિ પણ કેવળ ફકીર દેખાવાનો પ્રયાસ કરતો હતો. તેના રાજ્યલોભથી રાજદરબારમાં બે પક્ષ પડી ગયા હતા. મુખ્ય મંત્રી મીરજુમલા અને જહાનઆરાની નાની બેન રોશનઆરા ઔરંગઝેબના પક્ષમાં હતાં. રોશનઆરા બેગમોના નિવાસમાં તો ઘણીરાણીજ હતી. રાજ્યદરબારમાં પણ તેને મોટા મોટા અધિકારો હતા. પરંતુ તેણે કોઇને નુકશાન કર્યું ન્હોતું. તેમજ રાજ્યગાદીના પ્રથમ હકદાર દારા તરફ તેને ઘણું માન હતું. જહાનઆરા તો દારાને પોતાનો ગુરુ માનતી હતી. બન્નેના ધાર્મિક વિચારો એકબીજાને મળતા હતા. બન્નેયે મળીને પોતાના ગુણોથી તેમજ પિતાની ભક્તિથી શાહજહાને પોતાનોજ બનાવી લીધો હતો.

છેવટે ઔરંગઝેબની ઇચ્છા પાર પડી. ૧૬૫૮ માં વૃદ્ધ બાદશાહ શાહજહાં બીમાર પડ્યો. શામગઢના યુદ્ધમાં દારાને ઔરંગઝેબે હરાવ્યો. ત્યાર પછી નરાધમ ઔરંગઝેબે પોતાનાજ સગાભાઇઓને પરીવાર સહિત મારી નંખાવ્યા. ઔરંગઝેબની અધમતા એટલેથીજ અટકી નહિં, તેણે તો પોતાને પેદા કરનાર અને પાળીપોષી આટલી હદે શક્તિવાળો બનાવનાર પિતાનેજ કેદ કર્યા.

શાહજહાંની એક તો ૭૦ વર્ષની વૃદ્ધ અવસ્થા, વળી બીમાર, તેથી નિર્બળ તો અસંત થઇ ગયો હતો. પોતાની પ્રિય બેગમ મુમતાજના મરણનો ખેદ તો તેને હતોજ તેમાં પુત્રનાં આ અધમ કૃત્યથી તેના દિલને ભારે આઘાત થયો. એ ભારત સમ્રાટને આ રીતના ઉપરા ઉપર દુઃખો પડવાથી મુર્છા આવી ગઈ. એ વખતે તેની સેવા કરવાવાળી, તેનું ધ્યાન રાખનારી, એકજ મા વગરની પુત્રી, બાદશાહની આંખની કીકી, જહાનઆરા હતી.

ઔરંગઝેબના આ જુલમથી તેને અસાધારણ ક્રોધ થયો અને કંઇ કંઇ કડવાં વચનો તેણે ઔરંગઝેબને કહ્યાં. જ્યારે પોતે એ રીતે કંઇ ન કરી શકી ત્યારે તેણે ઔરંગઝેબને પિતાની ભક્તિનો ઉપદેશ આપવા માંડ્યો, સુલેહ કરવા ખુબ સમજાવ્યો, રાજગાદી ચારે ભાઇઓને વેંચી આપવાની વાત કરી પરંતુ ઔરંગઝેબ અંશમાત્ર પણ પીગળ્યો નહિં. તેણે જબરજસ્તીથી જહાનઆરાને પિતાથી જુદી પાડી અને વૃદ્ધ તેમજ મુર્છામાં પડેલા પિતાને કેદખાનામાં પુરી દીધા. કૃતઘ્નતા, નિર્લજ્જતા, નિર્દયતા અને સ્વાર્થની પરાકાષ્ઠા આથી બીજી કઇ હોઇ શકે! છેવટે પિતાની સેવા કરવા જહાનઆરાએ ઔરંગઝેબની પરવાનગી મેળવી પરંતુ ઔરંગઝેબે તેને પણ સાથેજ કેદી બનાવી. જહાનઆરાએ પિતાની સેવા માટે કેદમાં જતી વખતે પોતાનો રાજસી પોષાક અને પોતાનાં ઘરેણાંઓ ગરીબોને દાનમાં આપી દીધાં અને એક ગરીબ દાસીનો પહેરી લીધો.

૧૬૬૬ની જાન્યુઆરી માસની ૨૨મી તારીખે શાહજહાંનું . એ વખતે પિતાનો મરણકાળ નજીક જોઇને રડતી જહાનઆરાને શા કુરાન વાંચી સંભળાવવા કહ્યું અને થોડાજ વખતમાં આ તે ફાની છોડી ચાલ્યો ગયો. જહાનઆરાએ પિતાની છેવટની ક્રિયા શાહી ઠા થાય એવી ઇચ્છા દર્શાવી પરંતુ એક કેદી સ્ત્રીનું કોણ સાંભળે?

જહાનઆરાના હૃદયમાં દુઃખી લોકો માટે બહુ દયા હતી. ઉદારતા પણ ભારે હતી. કેદખાનામાં શાહજહાંને પગે પડીને તે વખત તો ઔરંગઝેબના ગુન્હાઓ માટે તેને માફ કરવાની વિનં હતી. આ હૃદયની મહત્તા સાંપડવી દુર્લભ છે. ત્રીજી વખતની પછી શાહજહાંએ ભાંગ્યા તુટયા શબ્દોમાં ઔરંગઝેબને માફી બક્ષ જહાનઆરાએ પિતાની ભક્તિમાંજ પોતાનું જીવન વ્યતીત કર્યું હ પિતાના મરણ પછી થોડા વખતમાંજ એ પોતે પણ મરણ પામી હ

જહાનઆરા બીમાર હતી અને તેનામાં ઉઠવા બેસવાની પણ ન્હોતી ત્યારે એક વખત ઔરંગઝેબ તેની ખબર કાઢવા ગયો હ વખતે મોગલ સમ્રાટ શાહજહાંની વહાલામાં વહાલી પુત્રી, જેને ઉઠાવવા એક વખત મહારાણીઓ પણ હાથ જોડીને હાજર રહેતી નિરાધારની માફક એક તુટેલા ખાટલામાં મુંગી મુંગી દુઃખ રહી હતી જેનું સહજ માથું દુઃખે તો હકીમ અને વૈદોનાં ટોળાંઓ લઇ હાજર થતાં એજ જહાનઆરા મોત આવવાની રાહ જોતી પડી તેના શરીરપર માંખીઓ ગણગણતી હતી. આ દૃશ્ય જોઇ ર જેવાની આંખમાં પણ આંસુ આવી ગયા તે બેનની બાજુમાં બેસ અને ગદ્‌ગદ્ કંઠે બેનને બોલાવી પોતાના અપરાધોની ક્ષમા માગી. આરાએ આકાશ તરફ આંગળી કરી સુચના કરી કે ખુદાને યાદ એજ બધાના ગુન્હાઓ માફ કરે છે. એ રીતે ખુદા યાદ જહાનઆરા આ ફાની દુનિયા છોડી ગઈ. ઔરંગઝેબે ૩ દિવસ સુ માટે રાજદરબારમાં શોક પળાવ્યો.

મરણ થતાં પહેલાં જહાનઆરાએ ઔરંગઝેબ પર એવી લખની કવિતા લખી મોકલી હતી કેઃ—"મારા મરણ પછી કબર ઉપર કેવળ ઘાસ શિવાય બીજું કંઇ ન જોઇએ, ગરીબની ઉપર એટલું ઘણું છે."

એ જહાનઆરા માટે એમ પણ કહેવાય છે કે, શા મરણ પછી ઔરંગઝેબે તેનો દરજ્જો વધાર્યો હતો અને ફરીથી બેગમ નિવાસની ઉપરી બનાવી હતી. દરબારી અમલદારોએ અ કીલ્લામાં બહારથી જહાનઆરાને સલામ કરવાનો હુકમ થયો જહાનઆરાને વાર્ષિક રૂ. ૧૭ લાખ આપવાનું ફરમાન થયું હતું. જહાનઆરા તો પોતાનુ જીવન એક સાધારણ માણસ તરીકેજ કરતી હતી. ૧૬૬૬ ના ઓકટોબર માસમાં જહાનઆરા આગ્રાથી આવી હતી. ઔરંગઝેબ તેને મળવા જતો અને કલાકો સુધી રાજ સંબંધી વાતો કરતો. જહાનઆરા તેને ઉપદેશ પણ આપતી. જહાનઆરાએ દારા અને મુરાદનાં બાળકોનું પાલન પોષણ કરી લગ્ન પણ કરી દીધાં અને પછી મરણ પામી.

જહાનઆરાએ પિતૃભક્તિનો આદર્શ જનતા આગળ રજુ કર્યો

# WE ARE SOLE AGENTS FOR

THE CELEBRATED

# QUICKWAY BETHLEM SOCKET WRENCHES.

***General Utility Sets For All Purpose.***

*Turned from solid Bar. Accurately, Broached, Cynade, & Hardened.*

## QUICKWAY SOCKET WRENCH SET (Set B.)

'Special for FORD



A general utility set Just like (Set C) with handle but with 6 sockets only This set takes care o most Nuts & Bolts on Ford car A compact and powerful tool that will fit into the hard to get at spot with a minimum of trouble Strong Hexagon handle gives great liverage

Neatly packed in a neat & durable leather bag

Price per set Rs. 7-8-0

## QUICKWAY SOCKET WRENCH SET (Set C.)



A larger set (with handle like Set B) covering a wider range of sizes, packed in individual tin box ready for immediate delivery Eight sockets, 5/16', ⅜', 7/16", ½", 9/16", ⅝', 11/16, ¾

This general set at popular prices sells on sight to mechanics, garrages and Car owners

Price per set Rs. 10-8-0

## QUICKWAY SOCKET WRENCH SET (C. Special.)



**SOCKET WRENCH SETS**

Complete with Ratchet handle, and Extention Bar, a wonderfully fast selling set for the car owner, for private work Eight sockets 5/16", 3/8", 7/16", 5/8', 11/16", 3/4' packed in a tin box

Price per set Rs. 15-8-0

## QUICKWAY SOCKET Wrench SET (Set D.)



The most practical mechanics set. Takes care all assembly adjustment operations. Twenty three sockets, of type, ranging from 9/32 to 30/32 — by thirty seconds Covers greatest range of nut and bolt heads. Regular bent handle T-handle for smaller sockets, universal extention bar and Bethlehem drop-forged ratchet wrench. Complete set, highly finished in oxidized and beautyfully mounted in real hard-wood box to withstand abuse. The practical set ever offered to the mechanic.

Price per set Rs. 40-0-

# LAXMIDAS & DWARKADAS.

Ismail Building, No. 1 Charni Road, BOMBAY No 4

આ પત્ર શંકર વિઠ્ઠલ પતકીએ મુંબઇ નં ૪ ગીરગામ ખટાવ બીલ્ડીંગમાં "લોક સેવક પ્રેસ" ની અંદર છાપ્યું અને તેજ સ્થળેથી તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ પ્રસિદ્ધ કર્યું છે

દર રવિવારે પ્રગટ થતું સાપ્તાહિક. Registered No. B. 1829

# મોજ-મજાહ

[ પુ. ૧ લું. ]

[ અંક ૫ મો. ]



[મારી ચંચળ [પૃ. ૧૨]

વાર્ષિક લવાજમ રૂ. ૪-૦-૦

છુટક નકલ મુંબઈમાં ૧ આનો.
બહાર ગામ સવા આનો

આજના લેખોનો ક્રમ.


સખા ! આજે– ( રા. દિવાના )...................... ૩
મુંબાઈનું રાત્રિ–રહસ્ય ( રા. ગુપ્તદૂત )............. ૩
૧૦,૦૦,૦૦૦ [ દશલાખ ] (રા. રમણીક અ. મ્હેતા) ૫
એક સુંદરીનાં સાહસ કર્મો (રા. મં. ગૌ. દેસાઈ)......૧૧
મારી મીસીસનું પહેલું ભાષણ (રા. મસ્ત ફકીર......૧૨
મુંબાઈના સીનેમાઓ ( રા. વિશ્વદ્રષ્ટા ) ...........૧૪


મે સુધીમાં લવાજમ ભરી ગ્રાહક થનારને ૩૦૦ પાનાની "ગુલબદન" નામની નવલકથા ભેટ આપવામાં આવે છે.

# મોજ-મજાહ

રવિવાર તારીખ ૧૧ મી મે સને ૧૯૨૪.

## સખા ! આજે-

લેખક:-દિવાનો

સખા! આજે ઘોંઘાટીયા અવાજે,
ભેરી'ને ઢોલ ગાજે, જો બાજે લડાઇના:
હવે ધાજે, ખાદી સાજે:
કે સમાજે, ગુણુ ગાજે:
સખા આજે-વિ. ૧ર.

ગીત એવાં શું ગાવાં જે ગાયેલાં:
વ્હાલા વ્હાલીનાં થયાં બહુ રાહેલાં:

શબ્દજાળોને તોડી અનંતમાં ઉડી હવે દીગંતમાં

હવે ધાજે, ખાદી સાજે:
કે સમાજે, ગુણુ ગાજે:
સખા આજે-વિ. વિ.

ઉભી વાટયો જોતી માડી ગુર્જરી:
ફરે વાણી તારીએ આમાં જરી:

છોડી મોટા શબ્દો ખોટા મંથના ભળો સાચા પંથમાં:

હવે ધાજે, ખાદી સાજે:
કે સમાજે, ગુણુ ગાજે:

સખા આજે-વિ. વિ

## મુંબાઈનું રાત્રિ-રહસ્ય.

(લખનાર:—ગુપ્તદૂત.)

તા. ૪-૫-૨૪ ના અંકથી ચાલુ.

(૪)

વાંચકો! નાટ્યશાળાના અંતરંગનું દર્શન કરી આસો હવે આપણે થીએટરની બહાર દૃષ્ટિ દોડાવીએ. અમોએ પહેલેથીજ કહ્યું છે કે આજે "વિશ્વદર્પણ" નામનો નવિન નાટક ભજવી બતાવવાનો હતો એટલે પ્રેક્ષકોનાં ટોળે ટોળાં સાત વાગેથી નાટકશાળાની પાસ એકઠાં થવા લાગ્યાં હતાં. રસ્તેથી ગાડી ઘોડા તેમજ મોટરો ચાલવાની પણ જગા નહોતી. શ્રીમંત-ગરીબ આશી-મવાલી દરેક જણે ટીકીટોપર હરોરો પાડ્યો હતો. તેઓના આ ધસારાને પહોંચી વળવા માટે અને મારામારી કિંવા ખૂનામરકી ન થાય એટલા માટે કંપનીના માલીકે પોલીસ કમીશનર સાથે અગાઉથી બંદોબસ્ત કરી પોલીસની એક ટુકડીને હાજર રખાવી હતી તથા દરેક ડોરપર એક એક ગોરા મોલ્જરને પહેરો ભરતો ઉભો રખાવ્યો હતો. વળી ખુદાબક્ષ ટીકીટો આપી પોતાના તરફથી પણ કેટલાક મવાલીઓને રોકયા હતા.

આ બાજુ ટીકીટો વેચવાવાળાઓના બૂમ બરાડાથી આખો રસ્તો ગાજી રહ્યો હતો. આઠ આનાનો દોઢ રૂપિયો, રૂપિયાના ત્રણ, બે રૂપિયાના આઠ અને ઓરચેસ્ટ્રાના દશ દશ પંદર પંદર અને કોઇ સારી સીટ માટે પચાશ રૂપિયા સુધી ભાવ બોલાતા હતા. એક બાજુ સરકાર માબાપની મહેરબાનીથી રમત ગમતનાં સાધનો ઉપર ટૅક્સ પડવાથી નાટકશાળાના માલેકોએ ભાવ વધારી દીધા હતા, તે ઉપરાંત બહાર વેચનારાઓનો ટૅક્સ ચાર-ચાર છ-છ ગણો વધુ પ્રેક્ષકોનાં ખીસ્સાં ઉપર કાતર મૂકતો હતો. આંખના અંધા અને ગાંઠના પૂરા-બાપની કમાઇપર તાગડધીના કરવાવાળા તેમજ શૅર બજારના સટ્ટામાંથી કમાયેલા કિંવા મહાલક્ષ્મીની રેસના ઘોડા દોડાવી હરામના પૈસા મેળવેલાઓ એક એક ટીકીટના પચાસ રૂપિયા આપવાને પણ અચકાતા નહોતા!

આવા ટીકીટના સખ્ત ભાવ હોવા છતાં થીએટર ચીકાર ભરાઇ ગયું હતું. ફોરાસ રોડ અને ગિરગામમાં નિવાસ કરતી વારયોષિતાઓ પણ નાટક જોવા આવી હતી. તેઓનાં આગમનથી પ્રેક્ષકોનાં દિલ પાણી પાણી થઇ જતાં હતાં અને આ ફલાણી-આ ફલાણી એમ આંગુલી નિર્દેશ કરી એક બીજાને બતાવતા હતા. તેઓ મદભરનયનથી આસપાસમાં બેઠેલા કેટલાક શોખીન યુવકો તરફ જોતી હતી પીટ તથા થર્ડ ક્લાસમાં બેઠેલા ચાગરા પ્રેક્ષકો વારંવાર તાળીઓ પાડતા હતા અને સીસોટીઓ વગાડતા હતા. એ સઘળો કોલાહલ શૅર બજાર-કિંવા મચ્છી બજારની

કેટલી નોટો છે તે કહી શકી હોત. પરંતુ જવા દો એ વાત. જો આ વખતે તે બરાબર નહિ કહે તો ચાબકે ચાબકે એના વાંસાનું ચામડું ઉતેડી નાંખીશ."

તે બાઇએ આ બોલવા પર ધ્યાન આપ્યું નહિ. તે પોતાનું કામ કરવા લાગી. તેણે પાંચ નોટો ટેબલ પર હારબંધ મૂકી. પછી ચાર નોટ નીચે ચાર ગુલામો મુકયા અને પાંચમી નોટ નીચે રાણી મૂકી. લોકો એકી ટશે તેના તરફ જોઇ રહ્યા હતા. કેટલાક તો તે નોટો ગુલ ન કરે તેને માટે ધ્યાનથી તે શું કરે છે તે લક્ષપૂર્વક જોતા હતા."

"આમાં કંઇક લુચ્ચાઇગીરી જણાય છે ગંભીર સ્વરે તેણે કહ્યું:— "આ રાણી આ નીચ ગુલામના હાથમાં સપડાઇ છે અને તેમનો ભોગ થઇ પડી છે. હું ધારૂં છું કે નક્કી તે દુઃખી થશે."

"રાણી એટલે કોણ ?" કોઇએ પૂછ્યું.

"કન્યા, બીજું કોણ ?"

આટલા શબ્દો તેના મોમાંથી નીકળ્યા એટલામાં લોક એકઠા થયેલ હા હો કરવા લાગ્યા. પીટર ગોલોવનીને નોટો લઇ લેવા હાથ ટેબલ ભણી લાંબો કર્યો પણ તે વૃદ્ધાએ ઝટ નોટો એકઠી કરી કહ્યું:—

"એક ક્ષણ થોભી જાઓ. જો નોટોને હાથ અડાડયો તો મેલો અંતરાય દૂર થવા માંડયો છે તે દૂર નહિ થાય" પછી એકાએક નોટો પકડી આંખો બંધ કરી આંખો અગાડી ધરી ઉમેર્યું, "આ નોટો બનાવટી છે અને તેથીજ હું શુકન કાઢી શકતી નથી."

આ કહેતાની વાર ભારે હા હો મચી-કેટલાક નોટો લઇને ડોસી નાસી ન જાય માટે પકડવા ગયા પણ તે વૃદ્ધા તેમને તડ-છોડી કાઢી નાણાં ખાતાના પ્રધાન તરફ વળી અને બોલી.—

"હું જાણું છું કે આપ નામદાર નાણાંખાતાના પ્રધાન છો. તમેજ જૂઓ કે આ નોટો બનાવટી છે કે સાચી છે. હું તે તમને સોંપુ છું. આપ નામદાર રાજ્યના એક મોટા અધિકારી છો અને આ માણસ પોતાના પાકીટમાં આવી બનાવટી નોટો શા માટે રાખે છે, તે પુછવાનું આપનું કામ છે. તેનો ખુલાસો મેળવવાનો આપને અધિકાર છે."

નાણાંખાતાના પ્રધાને નોટો હાથમાં લીધી પણ તેનો ચ્હેરો ગ્લાન જણાયો.

આ ડોકરી જૂઠી છે. એ શંઠનું આવી બન્યું લાગે છે. બીઆઝગા, જો તમને મારે માટે, મારા કુટુમ્બને માટે અને તમારી બ્હેનને માટે માન અને લાગણી હોય તો આ જૂઠી બદમાશને માર મારી હાડકાં ભાગી નાખો—" વરરાજા ગર્જના કરી ઉઠયો. ત્યાં હાજર રહેલામાંના કેટલાક તો આમ કરવાને તૈયાર હતા, અને પોતાના હાથનો સ્વાદ તે ડોસીને ચખાડયો હોત, પરંતુ એટલામાં નાણાં ખાતાના પ્રધાને હાથ ઉંચો કરી કહ્યું:—"સન્નારીઓ અને સદ્‌ગ્રહસ્થો! જરા શાંત થાઓ. આ બાઇનું કહેવું તદ્દન સાચું છે અને આમાંની દરેક નોટ બનાવટી છે! પણ આપણે ઉમેદ રાખીશું, કે પીટર ગોલોવલીન મહાશય, આ નોટો તેમના હાથમાં શી રીતે આવી તેનો ખુલાસો આપશે.

"આ નોટો મને મારા પિતાએ આપી હતી અને તે ખોટી હોવાનો સંભવ નથી. અને જો તે ખોટી હોય તો નિશ્ચય વાત કે કોઇએ મારા પિતાજીને ઠગ્યા છે અને જો આ વાત તેઓ જાણશે તો તેમનું હૈયું તુટી પડશે."

"આ નોટો બનાવટી છે એમાં તો કંઇ શકજ નથી," નાણાંખાતાના પ્રધાને કહ્યું "પણ આવી ભારે રકમની નોટો તમારા પિતા પાસે શી રીતે આવી એ આશ્ચર્યની વાત છે."

"હું આપને આજીજી કરૂં છું કે તે નોટો મને પાછી આપો" ઉડી ગયેલા ચ્હેરે, દિલગીર સ્વરે વરરાજાએ કહ્યું. વરરાજાની જ્યારે આવી સ્થિતિ હતી ત્યારે તેની પત્નીની સ્થિતિ આથી વધારે વિષમ હતી. તેનું શરીર ધ્રુજતું હતું તેના ચ્હેરા ઉપર ગમગીની છવાઇ હતી. આ શું હશે તેની તેને કલ્પના પણ ન હતી. તેની નીર તેજ આંખો પોતાના સ્વામીના વદન પરથી તેના ભાઇના તરફ વળતી અને દયામણા વદને તે પ્રધાનના પર ઠરવા દેતી. અને જાણે અમુક ભાષામાં તેના લગ્નના દિવસનું મહુર્ત નષ્ટ ન કરવા પ્રાર્થના કરતી હોય તેમ જણાતી હતી. પ્રધાનની પણ સ્થિતિ વિલક્ષણ હતી. તે બનાવટી નોટો પાછી આપવી એ અસહ્ય હતું. વળી આ રંગનો ભગ થતો જોઇ અને તે નિર્દોષ બાળાનું સુખ માટીમાં મળતું જોઇ તેને ખેદ થતો હતો. તેણે કહ્યું:-

"આ નોટો મારાથી પાછી આપી શકાય નહિ. તમારા પાકીટ-માંની બીજી નોટો સાચી કે બનાવટી છે તે જોવા દો."

પણ તેની ખાતરી ન હોય કે નોટો ખરીજ હોવી જોઇએ એવા ડોળથી પીટરે નોટો કાઢી પ્રધાનના હાથમાં મૂકી. તેણે તપાસી જોઇ અને કહ્યુ. એકે એક બનાવટી છે.

મંડળીમાંના દરેક જણના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. હાહા-કાર મચી રહ્યો. નવવધૂ મુર્છા ખાઈ જમીન પર પડી ગઇ.

"ખરેખર, નામદાર, આમાં કંઇક ભૂલ હોય એમ જણાય છે." ફિક્કા ચ્હેરે, દુઃખદ સ્વરે, બીઆઝગાએ કહ્યું.

"જરૂર ભૂલજ છે, પીટર ગર્જી ઉઠયો. "મારી ખાત્રી છે કે એકેએક નોટ સાચી છે. મને તો લાગે છે કે નામદારની કંઇક શરત ચૂક થતી હોય એમ જણાય છે."

"બીઆઝગા!" પ્રધાને કડક સ્વરે કહ્યું. "ત્રીજોરી ખાતામાં ઘણી નોટો તારા હાથ નીચે આવી ગઇ છે અને સાચી અને બનાવટી નોટો પારખી કાઢવી એ તારે માટે કંઇ મુશ્કેલ વાત નથી. આ નોટો જો, અને તારો પ્રમાણીક અને ખરેખર અભિપ્રાય મને જણાવ."

ખીઆઝગાએ ધ્રુજતે હાથે નોટો લીધી ને અજવાળામાં ધરી તેની કોઠ મરડી દરેક નોટ બારીકાઇથી તપાસવા લાગ્યો. જ્યારે આમંત્રીત પરોણાઓ શું થાય છે તે જોવાની ઉત્સુકતામાં મંત્રમુગ્ધ ઠેરને ઠેર ઉભા રહ્યા. ખીઆઝગાએ એકેએક નોટ તપાસી, બારીકાઇથી તપાસી અને જ્યારે તપાસી રહ્યો ત્યારે બોલ્યો:—

"નામદાર, મારે કબુલ કરવું જોઇએ કે એકેએક ખરી નોટની આબેહુબ નકલ છે. મને લાગે છે કે મારા બનેવી કોઇના કાવાદાવાના કે-કાવત્રાંના ભોગ થઇ પડયા હોવા જોઇએ અને આનો સંતોષકારક ખુલાસો જરૂર મળી આવશે."

"ખચીતજ આ બીનાની તપાસ થવી જોઇએ. હું આ બનાવટી નોટો મારી સાથે લઇ જઉં છું. આ બાબત કંઇ ન્હાની સૂની નથી. મારે જઇને પોલીસના અમલદારોને શાં પગલાં લેવાં તેને માટે પૂછવું જોઇશે. પ્રધાને ગંભીર ચહેરે કહ્યું.

પીટર ગળગળો થઇ ગયો અને પ્રધાનની વિનવણી કરવા લાગ્યો. "નામદાર! આપ દયાળુ છો. મેં કોઈ પણ જાતનો ગુન્હો કર્યો નથી. આજ મારા લગ્નનો દિવસ છે અને આપ કૃપા કરી આ સર્વ તહકુબ રાખો. એમાં માત્ર મારી આબરૂનો સવાલ નથી. મારી આ પત્નીનું એથી મોત નીપજશે. મારા માબાપ ઝુરી ઝુરી મરશે. હું આપને આપની તપાસ જરા થોભાવવા પગે પડું છું. મને જાતે આ બાબતની તપાસ કરવા દો—મારી ખાત્રી છે કે મારા પર કોઇએ ભયંકર કાવતરું રચ્યું છે. હું સોગનપૂર્વક કહું છું કે જ્યારે હું ઘેરથી નીકળ્યો ત્યારે ખરી નોટો પાકીટમાં નાંખી નીકળ્યો હતો—તો કદાચ તે ભવિષ્ય કહેનારી ડાકિણીએ કંઇ કપટ કર્યું હોય એમ લાગે છે." સર્વ જણ તે બુઢ્ઢી ક્યાં ગઇ તે પુછવા અને શોધવા લાગ્યાં, પણ તે તો ક્યાંની ક્યાં પસાર થઇ ગઇ હતી.

"હું ઘણો દિલગીર છું," પ્રધાને કહ્યું "પણ મારે મારી ફરજ બજાવ્યા વગર છુટકો નથી. તમે કહો છો તેમ બનવા જોગ છે પણ એ સર્વનો ખુલાસો તમે યોગ્ય વખતે કરજો. હું મારી બનતી મદદ કરીશ. પણ મારાથી આ નોટો અહીં રાખી શકાય નહિ. તેમજ પોલીસના અધિકારીઓને ખબર આપ્યા વગર રહેવાય નહિ. આ કઠોર કર્તવ્ય મારે કર્યા વગર છુટકો નથી."

એટલું કહી, મંડળીની વિદાય લઇ પ્રધાન ત્યાંથી ચાલી ગયો. તે પોતાના સરકારી મથક પર ગયો. ત્યાં જતાં તેને એક પત્ર નોકરે હાથમાં મૂક્યો. એ પત્ર ડેનીવીચે લખેલો હતો અને તે નીચે મુજબ હતો—

"નામવર,

મને સેંટપીટર્સબર્ગથી એકાએક કામના અવરોધે જવું પડ્યું છે અને ત્રણ દિવસની અવધિએ પાછો ફરીશ. મને જણાવવાને અનિહદ થાય છે કે તીજોરીના ગુમ થયેલાં બધળાં નાણાં પુરેપુરાં હું પાછાં આણી આપીશ. હું આશા રાખું છું કે ખીઆઝગાને ત્યાં લગ્નના દિવસે આપને મોજ મળી હશે"

પ્રધાનની અજાયબીને પાર રહ્યો નહિ. ને જાણતો હતો કે ડેનીવીચ કદાપિ કાળે અસંભવિત તો શું અચોક્કસ વાત કરે તેમ ન હતો છતાં આની ગુંચ ઉકેલવા પોલીસના વડા અમલદારને બોલાવવા મોકલ્યો. તે આવતાની વાર તેણે કાગળ તેના હાથમાં મૂક્યો પણ તે પણ એનું રહસ્ય સમજાવી શક્યો નહિ એટલુંજ નહિ પણ તેણે ડેનીવીચ પર આરોપ કરવા માંડ્યા અને તે પૈસા કદાપી મેળવી શકશે નહિ એમ કહ્યું.

પ્રધાને જવાબ આપ્યો કે તે લખે છે તે પ્રમાણે જરૂર કર્યા વગર રહેશે નહિ, એવી મારી પકકી ખાત્રી છે. જો કે તે મને ઘણી વાર ગુંચવાડામાં નાખે છે પરંતુ તેનું કામ ચોક્કસ હોય છે એમાં વાંધો નહિ."

આ સાંભળી પોલીસ અમલદારે રજા લીધી.

ત્રણ દીવસ પછી ડેનીવીચ વચન પ્રમાણે હાજર થયો અને બધાની અજાયબી વચ્ચે તેણે ગુમ થયેલાં દશ લાખનાં નોટનાં બંડલ રજુ કર્યાં. એટલુંજ નહિ પણ ચોક્કસ હકીકત રજુ કરી કે જેથી, ઇવાન, પીટર, અને ખીઆઝગાને કેદ કરવામાં આવ્યા.

ઇવાન ગોનોવલીન વિશની વોલોચેકમાં રહેતો હતો; તેની થોડી ઘણી જમીન હતી. તેની પહેલી વારની બાઇડીના મરણ પછી તેણે બીજીવાર લગ્ન કર્યું હતું. પહેલી બાઇડીનો તેને બ્હોળો વિસ્તાર હતો પણ સઘળા જૂદા જૂદા થઇ ગયા હતા અને કામે લાગી ગયા હતા. છોકરીઓ પરણી સાસરે ગઇ હતી. બીજી વારના લગ્નથી તેને પીટર નામે છોકરો થયો હતો. સેંટપીટર્સબર્ગમાં એક સ્ટોરમાં મેનેજીંગ કલાર્કનું કામ કરતો હતો. તેને ખીઆઝગાના કુટુમ્બ સાથે પીછાન થઇ. ઓલ્ગા પીટર સાથે પ્રેમમાં પડી પણ તેની શારિરીક ખોડને લઇને પીટરે તેના પ્રેમને પ્રોત્સાહન આપ્યું નહિ. ખીઆઝગા પોતાની બ્હેનને ઘણો ચ્હાતો હતો અને તેને સુખી કરવા ઇચ્છતો હતો. પીટર ઓલ્ગાની માગણી ન સ્વીકારતો હોવાથી તે ઝુરી મરતી હતી આથી તેણે જો પીટર ઓલ્ગા સાથે લગ્ન કરે તો તવંગર બનાવવાની લાલચ આપી. પીટર કબુલ થયો અને ત્રાગડો રચાયો. જેમાં પીટર, પીટરનો બાપ ઇવાન અને ખીઆઝગા સામેલ થયા. ખીઆઝગાને માટે એટલું કહેવું જોઇએ કે તેણે તેમાંથી ફુટી બદામ રાખવાની ના પાડી હતી. ખીઆઝગાને મોસ્કોની તીજોરીનાં નાણાં ભરવા સેંટપીટર્સબર્ગ જવું પડતું હતું તે તે જાણતો હતો અને અઠવાડિયા અગાઉ તેને ખબર મળતી હતી. ખીઆઝગાએ પીટરને જણાવ્યું કે તીજોરીનાં નાણાં સેંટપીટર્સબર્ગ લઈ જવાનાં છે. પીટરે બરાબર કદની બે પેટીઓ બનાવી અને દશ લાખની નોટો મુકતાં પેટીઓનું વજન થાય તેટલું વજન કોરા કાગળ ભરી કર્યું. પેટી બાંધવાની દોરી ખોટા સીલ ખીઆઝગાએ પૂરાં પાડ્યાં. ટ્રેન મોસ્કોથી ઉપડી તે વીશનીવોલોચેક આવી. ત્યાં દરેક ગાડી વધારે વાર થોભતી

હતી. કારણ કે તે સ્ટેશને ઉતરી લોકો રાતનું ખાણું ખાતા કરતા હતા. વળી કુદરતે પણ યારી આપી કે ચોરી જે રાતે કરવાની હતી, તે રાત અંધારી ઘોર હતી. વીશની સ્ટેશને ચાર ચાર ટુકડી વારા ફરતી નાસ્તો કરવા જતી પહેલી ચારમાં ક્ષીઆઝગા હતો. તે અને તેના સાથેના અમલદારો નાસ્તો લઇ ડબ્બા બહાર બીડી તાણતા હતા. તેવામાં મારી સીગારેટનું કેસ રહી ગયું છે તે લઇ આવું કહી ક્ષીઆઝગા ડબ્બામાં ગયો અને દશ મીનીટથી વધારે ભાગ્યેજ તે અંદર રહ્યો હશે. પણ એટલામાં તેણે એક તરફનું બારણું ઉઘાડી બે પેટીઓ પીટર જે બનાવટી લઇને ઉભો હતો તેને આપી અને બનાવટી અંદર મુકી દીધી. આ હકીકત પોલીસે કબુલ કરાવી હતી.

હવે જ્યારે આ કેસ ડેનીવીયના હાથમાં મુકવામાં આવ્યો ત્યારે તે તાડી શકયો કે સિપાઇઓમાંના કોઇનું એ કામ હોઇ શકે નહિ. હવે અમલદારોમાં જોઇએ તો જેણે ચોરી કરી હોય તેનો કોઇ મળતીઓ વિશનીમાં હોવો જોઇએ. આની તપાસ શરૂ કરી તો તેને જણાવ્યું કે ક્ષીઆઝગા અને ગેનોવલીનો સાથે પરિચય હતો.

ડેનીવીયની ખ્યાતિ હતી કે તે પોતાનો વેષ અને કંઠ એવી રીતે બદલી શકતો હતો કે તેને રોજનો જોનાર પણ ભાગ્યેજ ઓળખી શકે. તે બુઢ્ઢી ઓરતનો વેષ એવી ખુબીથી લેતો કે બહુરૂપી પણ તેમ ન કરી શકે. ફેરીવાળીના વેષે ગેનોવલીનને ત્યાં જઇ તેણે શોધી કાઢ્યું કે પીટર દિવસમાં ઘણીવાર ઘેરથી તેની વાડીમાં આવજાવ કરતો હતો. વાડી ઘરથી દોઢેક માઇલ દૂર હતી. તે શા માટે એમ કરતો હશે તેની શોધ કાઢવાની ઇચ્છા થઇ. તપાસ કરતાં જણાયું કે વાડીના એક ઝાડ નીચે ખાડામાં બે પેટીઓ સંતાડી હતી અને તેના પર કેટેર નાંખ્યું હતું. પેટીઓ ઉઘાડી હતી. અર્થાત કે સીલ બીલ કાઢી નાખી ઉઘાડી હતી પણ તેમાં નોટો રાખી મુકી હતી. આટલો પત્તો મળ્યો એટલે તેણે જણાવ્યું કે પીટર અને ઇવાન આ કામમાં સામેલ છે પણ બીજા છટકી ન જાય એવી યુક્તિથી કામ લેવું જોઇએ. ઓલ્ગાના લગ્નનો દિવસ તે કામને માટે ઠીક લાગ્યો. તેણે બુઢ્ઢી જીપ્સી-ભવિષ્ય કહેનારના વેષે પોતાનું કામ સાધ્યું. ડેનીવીએ સંતાડેલી પેટીમાં બનાવટી નોટો રાખી ખરી નોટોનાં કેટલાંક બંડલ કાઢી લીધાં હતાં. આ બનાવટી નોટો પોલીસના થાણામાં હતી કારણ કે એક બનાવટી નોટો બનાવનારને પકડતાં તે મળી આવી હતી. આ નોટો તેણે સંતાડેલી પેટીમાં મૂકી દીધી. કારણકે તે જાણતો હતો કે લગ્નને દિવસે પીટર ખર્ચ કરવા થોડી ઘણી કાઢશે. તેનું અનુમાન ખરૂં પડયું અને તેણે પીટરને સીફતથી સપડાવ્યો.

ત્રણે ગુન્હેગારોને રાજ્ય વીરૂદ્ધ કાવત્રા માટે સાઇબીરીયામાં દેશનીકાલ કરવામાં આવ્યા. ઓલ્ગા પોતાના પતી સાથે સાઇબીરીયા ગેઈ.

---



---

સુધારોઃ—પાનાં ૧૪ ઉપર મથુરાં અને મુંબાઇના ફરનીચર એકજ છે, એમાં દષ્ટિદોષ થયેલ છે. બન્નેના ફરનીચર જુદાં જુદાં છે.

# એક સુંદરીનાં સાહસ કર્મો.

લખનારઃ—મંજુલાલ ભોપાળરાય દેસાઇ.

(તા૦ ૪-૫-૨૪ના અંકથી ચાલુ.)

## પ્રકરણ ૫ મું. (ચાલુ)

"મહાપુરૂષ, તમારૂં અનુમાન તદ્દન ખરૂં છે," કંચને મગરૂરીથી જવાબ વાળ્યો. અશ્રુનું એક બિંદુ તેના ગાલ ઉપર સરી પડ્યું અને તેણીના પિતાની હકિકતથી તે વૃદ્ધ પુરૂષ ઉપર શી અસર થઇ તે જાણવાને તેણીએ તેમના તરફ એક તિક્ષ્ણ નજર ફેંકી.

"લોકો તારા બાપના ધંધા તરફ ગમે તેવી કરડી નજરે જોતા હોય, કંચન," તે વૃદ્ધે માયાળુ અને ખાત્રીભર્યા અવાજે જણાવ્યું, "પણ તેનો દોષ તારા ઉપર મૂકવાની ધૃષ્ટતા હું કદાપિ ન કરૂં તે કારણથી તારા ઉપરની મારી લાગણી જરા પણ ઓછી નહિ થાય. હવે મારો બીજો પ્રશ્ન. હું ધારૂં છું કે તું કિરણસિંહને ચાહે છે. તે વિષે આ કિલ્લાના માલિક તો કંઇપણ જાણતા નહિજ હોય!"

શરમાઇ જતાં કંચને કહ્યું, "જરા પણ નહિ."

"પણ કિરણસિંહે તારી સાથે લગ્ન કરવાનું ગોળ્યશપણે કબૂલ કર્યું છે?"

"પૂજ્ય પુરૂષ, જો કે મારો જન્મ મધ્યમ કુળમાં થયો છે," મગરૂરીથી માથું ઉંચું કરતાં કંચન બોલી, તેણીની તેજસ્વી મુખાકૃતિ ઉપર લાલી ચડી આવ્યું હતું, "અને જો કે એક ચીરશા બાજખાઉ મારવાડી જેવો ધંધો કરવા માટે મારા બાપની નિન્દા કરવામા આવે છે, તેને મ્હેણા મારવામાં આવે છે, અને તેના ઉપર જુલમ પણ કરવામાં આવે છે તોપણ આ આખા પ્રદેશમાં જે જે વીર શ્રેષ્ઠ પુરૂષો અને અભિમાની પૈસાદારોએ મારી સાથે લગ્નની માગણી કરી છે તે બધાઓમાં જે કોઇકારથી મારૂં સ્વમાન અને પ્રતિષ્ઠા જળવાઇ રહે તે સિવાયના બધાઓને મેં ધિક્કારપૂર્વક ધુતકારી કહાડયા છે."

આ સાંભળી વૃદ્ધે કહ્યું, "પુત્રી, તને માઠું લગાડવાનો કે તારી લાગણી દુઃખવવાનો મારો જરા પણ ઉદ્દેશ નથી."

"તે હું સારી રીતે સમજી શકું છું;" કંચને ઉત્તર વાળ્યો. "પણ તમે મને પિછાનતા નથી અને તેથી મારૂં ચરિત્ર, સિદ્ધાંત અને સ્વભાવને તમે સમજી શકતા નથી."

"પણ હવે તો જાણે કે તમારા જન્મથીજ તમને ઓળખતો હોઉં એમ બધી બાબતોથી સંપૂર્ણપણે જાણીતો થઇ ગયો છું," માનપૂર્વક એ રમણીને નિહાળતાં વૃદ્ધે કહ્યું, "અને તમારા પવિત્ર અને ઉમદા હૃદયની જે માહિતી મને મળી છે તેથી તમને મદદ કરવાની મારી ઇચ્છા વધારે દૃઢ થઇ છે. પણ હવે ફક્ત એકજ પ્રશ્ન—તમારા બાપ પાસેથી તમને જોર જુલમથી લઇ જવામાં આવ્યા છે તેની કિરણસિંહને ખબર છે કે?"

"તે વખતે તો તે જાણતા ન હતા," કંચને દિલગીરીથી જણાવ્યું. "ફક્ત ત્રણ દિવસ પહેલાજ આ ભયંકર કૃત્ય કરવામાં આવ્યું અને મને ખાત્રી છે કે મારા પિતાએ આ ખેદકારક સમાચાર કિરણસિંહને કહ્યા હશે."

"અહા, ત્યારે તમારા પિતા પણ તમારા પ્રેમપાત્રથી જ્ઞાત છે." વૃદ્ધ મોટેથી બોલી ઉઠ્યા; પણ ઉત્તરની રાહ જોયા સિવાય તેમણે આગળ ચલાવ્યું, "તેં મને જે જુદી જુદી માહિતી આપી છે તે ધ્યાનમાં રાખીને ભવિષ્યમાં કેમ કામ લેવું તેનો હું હવે ચોક્કસ નિર્ણય કરી શકીશ. તારા પ્રેમપાત્રના મગરૂર પિતાના કિલ્લામાં આજની રાત ગાળવાનો અણચિંતવ્યો યોગ તને પ્રાપ્ત થયો છે. પણ તમારી મુસાફરી તમને આનંદદાયક તો ક્યાંથીજ લાગે તેથી દુઃખી બાળા, તું નાસી છુટવાનો પ્રયત્ન કરે એમાં જરા પણ નવાઇ નથી. પણ મેં તને પહેલાથીજ કહ્યું છે કે આ પ્રયાસ તદ્દન નકામો છે. પણ પુત્રી તું સાચું કહેજે. તેં જ્યારે આટલી બધી હિંમત ભીડી ત્યારે શું બહાર જવા માટેના કોઇ છુપા રસ્તાથી તું વાકેફ હતી, અથવા તો ફક્ત તારા સાહસ ઉપરજ આધાર રાખીને તું અહીં સુધી ચાલી આવી હતી?"

કંચને જવાબ આપ્યો, "કિરણસિંહ સાથે આ કિલ્લા સંબંધી ઘણી ઘણી વાતો મેં કરી છે અને તેને વિષે ઘણું જાણવાનું મને મળ્યું છે. તે વખતે હું જાણતી પણ ન હતી કે આવી દુઃખી સ્થિતિમાં મારે આ કિલ્લાની મુલાકાત લેવી પડશે." એક નિશ્વાસ નાખીને તેણી આગળ બોલી, "આ કિલ્લા સંબંધી કેટલીક ભયંકર ઐતિહાસિક ઘટનાઓ કિરણે મને કહી હતી; અને તે બધી વાતોમાં વારંવાર છૂપા ભોંયરાં, બારણાં અને જમીનની નીચેના છેક જંગલમાં નીકળતા ભેદી રસ્તાઓની હકીકતો આવતી હતી."

દયા ભીના હદયે પણ જરા હસતાં વૃદ્ધ બોલી ઉઠ્યા, "ભોળી છોકરી, આ બધી દંતકથાઓમાં વિશ્વાસ રાખીને તારી સાથેની કન્યાઓને ઉંઘતી છોડી જંગલમાં નાસી જવાના હેતુથી એકાદ ભેદી માર્ગ શોધવા તું છુપાતી છુપાતી અહીં સુધી આવી ચ્હડી! પણ યાદ રાખજે કે આ કિલ્લાના છૂપા ભોંયરાંઓ અને બહાર જવાના ભેદી રસ્તા બધા ગપોડાની વાતોમાંજ છે. અદ્યાપિ મને તે જણાજ નથી; કંચન!" દુઃખથી ભાર મૂકીને બોલતાં તે પ્રકાશે કહ્યું, "જો મને એકાદ પણ એવો રસ્તો જડ્યો હોત તો આજે હું મને અહીંયા તારી સામે ઉભેલો જોઇ શકતજ નહિ."

"શું તમે પણ અહીંઆ એક કેદીની અવસ્થામાં છો!" વિસ્મયતા અને અનુકંપામિશ્રિત ભાવથી પોતાના સલાહકારનું બારિક નજરે નિરીક્ષણ કરતી, કંચન બોલી ઉઠી. "અરે પ્રભુ,

"મી૦ કબાટ, બહેન ખુરશીઓ; ગાદલાં, ગોદડી ને હાંડીઓ, આજે તમારી સમક્ષ કાઠીઆવાડનાં જાણીતાં વકતા બહેન ચંચળ—"

"અરે એ શું બોલ્યા? જીભ કરડો—" મીસીસ "બહેન" સાંભળી છેડાઈ પડ્યાં.

"આમ વચમાં ના બોલ. ભાષણ થાય છે."

"તમારે એવું એવું બોલવું હોય તો મારે એ બેસ નહિ જોઈએ."

"ઠીક, કંઇ નહિ. મીસીસ ચંચળ કહેશું."

("દાઢી રાખો," "એક આનામાં બાદશાહી" "બોડકું માથું" વગેરે અદ્દભુત હાસ્યરસના લેખોના પ્રખ્યાત લેખક રા. મસ્ત ફકીરનો આ અદ્દભુત સ્કેચ આવતા અંકમાં આગળ ચાલશે.)

---

# મુંબઈના સીનેમાઓ.

લેખક—વિશ્વદૃષ્ટા.

મુંબઈમાંજ કેટલીક દેશી ફીલ્મો તૈયાર કરનારી કંપનીઓ ઉભી થઈ છે તેમાં મેજેસ્ટીક ફીલ્મ કંપનીએ પોતાનું પહેલ વહેલું સામાજીક ચિત્ર "પાપનો ફેજ" હમણાંજ મુંબઈની પ્રજા પાસે રજુ કર્યું છે. વિદેશી ફીલ્મો સાથે સરખાવતાં દેશી ફીલ્મોમાં રહી જતા અનેક દોષો ક્રમશઃ દૂર થવા લાગ્યા છે તે એ ચિત્ર પરથી સ્પષ્ટ થાય છે વૃદ્ધ અવસ્થામાં યુવાન કન્યા પરણવાથી, એ નવ વધૂ બીજાનો પ્રેમ શોધતી ફરે અને પરિણામે એ પ્રેમી ખાતર પતિ સુદ્ધાંનું ખુન કરતાં ન અચકાય, તેમજ એક વખત ખરાબ માર્ગે ચડેલો માણસ કેટલે સુધી ખરાબ થઇ જાય છે તેનો તે ચિત્રમાં અચ્છો ખ્યાલ આપ્યો કહી શકાય. સામાન્ય રીતે લોકો સીનેમા વિગેરે મોજ-મજાહ તરફ કેવળ આનંદ મેળવવા અને ઘડી ભર દિલને બહેલાવવાજ વળે છે. તેઓ કંઇ નીતિ અનીતિના પાઠ શીખવા નથી જતાં, અનાયાસે આનંદ સાથે ઉપદેશ મળી જાય તેવી ચિત્રની યોજના કરવી તે ચિત્રો તૈયાર કરનારાઓની નૈતિક ફરજ છે. આ ચિત્રમાં બંને ઉદ્દેશો સચવાયા છે એમ કહી શકાય. લોકોને આકર્ષી દિલરંજન કરનારા દેખાવોમાં બગીચાનાં સુંદર દશ્યો, રેઇસકોર્સ, કોટન બજાર, મોટરોનું દોડવું, પીસ્તોલબાજી, અને છેલ્લી ઘડીએ મોતના પંજામાંથી પણ છટકવાનો પ્રયાસ એ ગણી શકાય. બે ઘડી લોકોના મનને એ દેખાવો ચિત્ર તરફ ખેંચી રાખે છે. દેશી ચિત્રોનો ધંધો નવોજ શરૂ થયો છે. હજુ તો બાળકજ ગણાય તેમાં દોષ તો રહેજ પરંતુ વિદેશી ચિત્રો હિન્દી ચિત્ર લેતાં જેવી ભયંકર ભૂલો કરે છે તેવી તો નજ થાય. એક વિદેશી હિન્દી ચિત્રમાં જનાનામાં રાખવામાં આવતા નાજર ને (હીજડાને) આયા તો ધણી છે એમ લખ્યું છે એ કેટલું હાસ્યાસ્પદ છે એ સહજ સમજાય તેવું છે. મેજેસ્ટીકના "પાપના ફેજ" નામક ચિત્રના હવે થોડા દોષો પણ જોઈ લઇએ. દશ્યો (Lacations) ઘણાં સુંદર છે પરંતુ આખું ચિત્ર અસ્વાભાવિકતાથી ભર્યું છે. વૃદ્ધ શેઠની યુવાન પત્નિ એક વખત રૂપાળા યુવાનને જુવે કે તુર્તજ તેને નોતરું આપી દે. અને પોતાનોજ પિત્રાઇ ભાઇ તેમાં સડવડ કરી જાય, જેરામ કેવળ પોલીસ બનાવીનેજ છટકી જાય, અને મોટરોની દોડાદોડ થાય, રેલવેમાં ચઢી જાય એ બધું વિદેશી ચિત્રોનું અંધ અનુકરણ હોઇ અસ્વાભાવિક લાગે છે. કોર્ટવાળું દૃષ્ય કંટાળો આવે એટલું લંબાય છે. મુંબઇ અને મથુરાં બંન્ને સ્થળે એકજ ઓરડો અને એકજ ફરનીચર રજુ થાય છે. મધરાતે ચોર ખાતર પાડે અને પતરાં પર તડકો દેખાય એ દૂર થઇ શકે તેવી ભૂલો અને બેદરકારી બતાવે છે. દેશી ચિત્રો તૈયાર કરતી કંપનીઓ ચલાવી લેવાની વૃત્તિ છોડી દે તો ઘણું સારૂં કામ કરી શકે એમ આ ચિત્ર બતાવે છે.

પૃથ્વીરાજ ચૌહાણ પણ દેશી કંપનીનું ચિત્ર છે અને નોવેલ્ટીમાં બે અઠવાડીયાં ચાલ્યું છે. ચિત્રોની કિંમત તે કેટલાં અઠવાડીયાં ચાલે છે તેની ઉપર અંકાવા લાગી છે એ રીતી ઠીક નથી. કેટલીક વખત સીનેમાવાળાઓ આ રીતની પ્રતિષ્ઠા મેળવવા ખોટે નફે પણ ફીલ્મ ચાલુ રાખે છે. એ સાથે મુંબઇનો અશીક્ષીત વર્ગ હજી ચિત્રપટને પુરતો ઓળખતાં શીખ્યો નથી એમ કહેવું એ કંઇ ખોટું નથી. અને એજ કારણથી કળાની દૃષ્ટિએ તેમજ ચિત્ર તરીકે પણ સીનેમા સ્ક્રીનને લજાવે એવાં ચિત્રો કેટલીક વખત ધમધોકાર ચાલે છે. પૃથ્વીરાજનું ચિત્ર ખરેખર સ્ક્રીનને લજાવે છે. ઐતિહાસીક ચિત્રો રજુ કરનારે પ્રથમ કોલ્હાપુરની મહારાષ્ટ્ર કંપનીનાં ચિત્રો જોવાં અને તેઓ ભૂતકાળની પ્રતિષ્ઠા કેટલી જાળવી રાખે છે તે ધ્યાનમાં લેવું અને એ રીતે ઇતિહાસનાં પાત્રો સ્ક્રીન પર એક નટ ન બની જાય અને દુનિયા આગળ હાસ્યાસ્પદ ન બને એ ખ્યાલ રાખવો જરૂરનો છે.

## વીર દુર્ગાદાસ સામે અટકાવ.

વીર દુર્ગાદાસ મેજેસ્ટીક સીનેમામાં બે અઠવાડીયાં ચાલી હતી. તેમાં ગુલનાર બેગમને વીર દુર્ગાદાસ ઉપાડી જાય છે એવું દસ્ય રજુ થાય છે તે સામે ખીલાફત કમીટીએ કેટલોક ઉહાપોહ કર્યાનું કહેવાય છે. પરંતુ બોર્ડ ઓફ સેન્સરે એ ચિત્રપટ જોઈ તેમાં કશુંએ વાંધાભર્યું ન હોવાનું જણાવ્યું કહેવાય છે. ઇતિહાસ એવો છે કે ગુલનાર એ એક સામાન્ય ગુલામ બાંદી હતી પરંતુ તેની એટલી બધી સત્તા હતી કે તે બેગમ તરીકે અસાધારણ અધિકાર ભોગવતી હતી. મેજેસ્ટીકવાળાઓએ અનેક ઐતિહાસિક પુસ્તકોને આધારે એ ચિત્ર તૈયાર કર્યું હોવાથી સરકારને તે બંધ કરાવવા જેવું લાગ્યું નહિ. એ ચિત્ર મુંબઇથી કરાંચી ગયું ત્યાં મુસ્લીમ ભાઇઓએ સીનેમા પર પીકેટીંગ કર્યાના ખબર મળ્યા છે અને હાલમાં તે (સીંધ) હૈદ્રાબાદ ગયું છે ત્યાં પણ તેને અટકાવવામાં આવ્યું હોવાના ખબર મળ્યા છે. મુસ્લીમોની આ અણછાજતી અસહિષ્ણુતાનુંજ પરિણામ છે. અંગ્રેજી ફીલ્મોમાં યુરોપીઓએ મુસ્લીમ સ્ત્રીઓના ઉપાડી જવાના યા મુસ્લીમ સ્ત્રીઓ ગોરા ઉપર આશક થયાનાં ચિત્રો રજુ થાય છે તે સામે કંઈ પણ વાંધો લેવામાં આવતો નથી પરંતુ દેશી કંપનીએ તૈયાર કરેલા આ ઐતિહાસીક બનાવ સામે, વિરોધ દર્શાવવામાં આવે છે એ આશ્ચર્ય છે. ગયા અઠવાડીમામાંજ એક સીનેમામાં ચાલતી એક કોમીક ફીલ્મમાં મુસ્લીમો તો જાણે કેમ કંઇ સમજતાજ ન હોય. એમ દર્શાવી એક ગોરા પાસે મુસ્લીમ સ્ત્રીનું હરણ કરાવવામાં આવ્યું છે. એ હાસ્યરસ પ્રધાન્ય હોવાથી કદાચ ચલાવી લેવાય તેમ હશે!

આ પત્ર જાદવજી પીતાંબર ઠક્કરે મુંબાઇ નં ૩ ચીંચપોકલી પરેલ રોડપર લેડી નૉર્થકોટ હિન્દુ ઓર્ફનેજ કે એન. સેંટર પ્રેસમાં છાપ્યું છે અને તંત્રી જયશંકર મોતીરામ દ્વિવેદીએ મુંબાઇ નં ૪ ગીરગામ ખટાવ બીલ્ડીંગમાંથી પ્રસિદ્ધ કર્યું છે.

વાર્તા, નાટક અને સીનેમાના શોખીનો માટે દર રવિવારે પ્રગટ થતું સાપ્તાહિક Registered No. B. 1829

# મોજ-મજાહ

[ પુ. ૧ લું. ]

[ અંક ૬ ઠ્ઠો. ]

પરલોકના પથે.



અપૂર્વ શાન્તિથી ભગ્નહૃદયે ઉમા રામરાવને વિદાય આપતી જોઇ રહી. [પૃ ૧૩]

વાર્ષિક લવાજમ રૂ. ૪-૦-૦

છુટક નકલ મુંબઇમાં ૧ આનો. બહાર ગામ સવા આનો

આજના લેખોનો ક્રમ.

નવ્યાબનન્દિની કે સંન્યાસિની ? (રા. વ્રજલાલ જાદવજી ઠક્કર)............... ........ ૩
એક સુંદરીનાં સાહસ કર્મો (રા. મં. ગો દેસાઇ)...... ૯
મુંબાઇનું રાત્રિ-રહસ્ય (રા. ગુપ્તદૂત)............૧૧
પરલોકના પથે (રા. રમણીક મીઠાલાલ મહેતા). ૧૩

વાર્તા, નાટક અને સીનેમાના શોખીનો માટે દર રવિવારે પ્રગટ થતું સાપ્તાહિક Registered No. B. 1829

[ પુ ૧ લું. ]

[ અંક ૬ ઠ્ઠો. ]

## પરલોકના પથે.



અપૂર્વ શાન્તિથી ભગ્નહૃદય ઉમા રામરાવને વિદાય આપતી જોઈ રહી [પૃ ૧૩]

વાર્ષિક લવાજમ રૂ ૪-૦-૦

છુટક નકલ મુંબઈમાં ૧ આનો
બહારગામ સવા આનો

આજના લેખોનો ક્રમ

નવાબનન્દિની કે સંન્યાસિની? (રા. નજપાત જાદવજી ઠક્કર) .. ૩
એક સુંદરીના સાહસ કર્મો (રા. મં. ગો. દેસાઈ) . ૮
મુંબાઈનું રાત્રિ-રહસ્ય (રા. ગુપ્તદૂત) ...... ૧૧
પરલોકના પથે (રા. રમણીક કીશનલાલ મહેતા) ૧૩

# મોજ-મજાહ

**રવિવાર તારીખ ૧૮ મી મે સને ૧૯૨૪.**


## નવ્વાબનન્દિની કે સંન્યાસિની ?

(કવિસમ્રાટ:—રવીન્દ્રનાથ ટાગોર)

[ અનુવાદક:—વ્રજલાલ જાદવજી ઠક્કર. ]

દાર્જીલિંગ જતાં મેઘ અને વૃષ્ટિથી દશે દિશાઓને આચ્છન્ન થએલી જોઇ, બ્હાર નીકળવાની ઇચ્છા થતી નહોતી તથા ઘરમાં ભરાઇ રહેવા માટે વિશેષ નારાજી ઉપજતી હતી.

હૉટેલમાં પ્રાત:કાળનો નાસ્તો કરી લઇ, પગમાં મ્હોટા બૂટ તથા પગથી માથા સુધી વૉટરપ્રુફ ઓવરકોટ પહેરી હું ફરવા નીકળી પડ્યો. હરેકક્ષણે ટપટપ કરતી વૃષ્ટિ પડતી હતી અને સર્વત્ર પુષ્કળ વાદળીઓથી છવાઈ રહેલો અંધકાર જોતાં જાણે કે વિધાતાએ હિમાલય પર્વતસહ સઘળું વિશ્વચિત્ર રબ્બરથી ઘસી સાફ કરી નાખવા માંડયું હોય એવો ભાસ થતો હતો.

નિર્જન કલકત્તા રોડ ઉપર એકલો ફરતાં ફરતાં હું વિચારતો હતો કે, "અવલંબન વગરના મેઘ રાજ્યમાં હવે ગમતું નથી; શબ્દ સ્પર્શરૂપમયી વિચિત્ર પૃથ્વી માતાને પુન: પાંચ ઇન્દ્રિયથી પકડી રાખવા માટે પ્રાણવ્યાકુળ બની જાય છે."

એવામાં નજીકમાંથી રમણીકંઠના રૂદનનો ગુંજનધ્વનિ હું સાંભળી શકયો. રોગ, શોક અને દુ:ખથી ભરેલા સંસારમાં રૂદનધ્વનિ સાંભળવામાં આવે એમાં કાંઇ નવાઈ નથી જો સ્થળ અને સમય બીજો હોત તો એ તરફ ધ્યાન આપત કે કેમ એ કહી શકતો નથી, પરંતુ આ સીમા વગરના મેઘ રાજ્યમાં એ રૂદને સઘળા લુપ્ત જગતના રૂદનની માફક મ્હારા કાનમાં પ્રવેશ કર્યો. તુચ્છભાવથી હું એ તરફ દુર્લક્ષ્ય કરી શકયો નહિ.

જે તરફથી અવાજ સંભળાતો હતો તે તરફ જતાં એક ભગવાં વસ્ત્રો પહેરેલી નારી મ્હારી નજરે પડી. તેનો જટા ભાર તેના મસ્તક ઉપર શિખરના સ્વરૂપે બંધાઇ રહેલો હતો. રસ્તાની બાજુએ એક પાષાણ શિલા ઉપર બેસી તે મૃદુસ્વરે રૂદન કરતી હતી. એ તાત્કાલિક શોકનો વિલાપ ન હોતો; પણ ઘણા દિવસથી ભરાઇ રહેલો ડુમો અને શોક આજે આ મેઘના અંધકારની નિર્જનતાના ભારથી બ્હાર નીકળી પડ્યો હતો.

મ્હેં મનમાં ને મનમાં વિચાર્યું, "આ બરાબર થયું. જાણે કે ગૃહરચિત વાર્તાના જેવી શુરૂઆત થઇ. પાષાણ શિલા ઉપર બેસી સંન્યાસિની રૂદન કરે એ દેખાવ જોઇ શકવાની કલ્પના મ્હારા મનમાં કદાપિ ઉપજી નહોતી."

એ સ્ત્રી શી જાતની હતી તે હું નક્કી કરી શકયો નહિ. હિંદી ભાષામાં મ્હેં તેને પૂછ્યું, "તમે કોણ છો અને તમને શું થયું છે ?"

પ્રથમ તેણે ઉત્તર આપ્યો નહિ મેઘની અંદરથી આંસુથી ભીંજાયલાં ઉજ્વળ નયનથી એક વખત તેણે મને જોઇ લીધો.

મેં ફરી કહ્યું:–"મારો ભય રાખશો નહિ. હું ગૃહસ્થ માણસ છું."

આ શબ્દો સાંભળી હસીને હિંદુસ્તાની ભાષામાં તેણે કહ્યું:–"ઘણા દિવસથી ભયને હું ગળી ગઇ છું. મને લાજ શરમ પણ નથી. બાબુજી, એક વખતે હું એવા જનાનામાં હતી કે જ્યાં પ્રવેશ કરવા માટે મારા ભાઇને પણ રજા લેવી પડતી હતી. આજે વિશ્વસંસારમાં મને પર્દો નથી."

પ્રથમ મને થોડો ક્રોધ ઉપજ્યો. મારી સઘળી ચાલચલગત સાહેબી હોવા છતાં એ હતભાગિનીએ સહજ પણ સંકોચ સિવાય મને બાબુજી કહીને કેમ બોલાવ્યો ! આ સ્થળેજ મ્હારી વાર્તા પૂર્ણ કરી વિરકત બની ગયેલા સાહેબની માફક નાકનું ટીચકું ચઢાવી ઝડપથી ગર્વ સહિત ચાલ્યા જવાનો એક વખત મ્હેં વિચાર કર્યો; પરંતુ છેવટે કૌતૂહલનો જય થયો. મ્હેં ડોક નમાવી પૂછ્યું:—"હું કાંઇ તમને મદદ કરી શકું તેમ છું ? તમારે કાંઇ કહેવું છે ?"

એ સ્ત્રીએ ક્ષણકાળ સુધી સ્થિર ભાવથી મ્હારા મુખનું નિરીક્ષણ કર્યા પછી કહ્યું:—"હું વંદાવનના નવ્વાબ ગુલામ કાદરખાનની પુત્રી છું."

વંદાવન કયા પ્રદેશમાં આવ્યું, નવ્વાબ ગુલામ કાદરખાન કોણ હશે, તથા તેની પુત્રી શા દુ:ખે સંન્યાસિનીનો વેશ ધારણ કરી દાર્જીલિંગના કલકત્તા રોડ ઉપર બેસી રુદન કરતી હશે એમાંનું કાંઈ હું સમજી શકયો નહિ. મ્હેં વાત બરાબર જામતી હોવાથી તેના રસનો ભંગ નહિ કરવાનો વિચાર કર્યો.

તત્કાળ ગંભીર મુખે કુરનિસ બજાવી મ્હેં કહ્યું:—"બીબી સાહેબ ! હું તમને ઓળખી શકયો ન હોતો એ માટે મ્હને માફી આપજો."

એ બીબીને હું ઓળખી ન શકું એના અનેક કારણ હતાં એમાં સહુથી મુખ્ય કારણ એ હતું કે, મ્હેં પહેલાં તેને કદાપિ જોઈ ન હોતી તથા ધુમ્મસનું પ્રમાણ એટલું બધું હતું કે પોતાના હાથ પગને પણ ઓળખી શકાય નહિ.

બીબી સાહેબે મ્હારા અપરાધ તરફ દુર્લક્ષ્ય કરી સંતુષ્ટ થઇ જમણા હાથના સંકેતથી નજીક પડેલી એક પાષાણ શિલા બતાવી કહ્યું:—"બેસીએ."

એ રમણીમાં હુકમ કરવાની શકિત હતી. હું અકળથી ભીંજાયલી પાષાણ શિલા ઉપર બેસવાની રજા મેળવી મ્હને ધન્ય સમજવા લાગ્યો. વંદાવનના ગુલામ કાદરખાનની પુત્રી નુરઉન્નીસા, મેહેરઉન્નીસા અગર તો નુરઉલ્મુલ્ક મ્હને દાર્જીલિંગના કલકત્તા રોડ ઉપર પોતાની પાસેના આસન ઉપર બેસવાની રજા આપે એ કાંઈ જેવો તેવો પ્રકાર ગણાય કે ! હૉટેલમાંથી બ્હાર નીકળતી વખતે આવો દેવદુર્લભ બનાવ બનશે એવી કલ્પના સુદ્ધાં મ્હારા મનમાં ઉપજી નહોતી.

હિમાલયના વક્ષ ઉપર એકાન્તમાં પાષાણશિલા ઉપર બે પ્રવાસી નરનારીનો રહસ્યાલાપ કવિની કાવ્યકથા જેવો લાગવાનો સંભવ છે. પાઠકના હૃદયમાં, દૂર આવેલી ગિરિગુફામાં પડતા ધોધનો ધ્વનિ તથા કાળિદાસ રચિત મેઘદૂત કુમાર-સંભવનો વિચિત્ર સંગીત ધ્વાન જાગ્રત થાય એમ છે; પરંતુ તે સાથે એ વાત પણ પાઠકને કબૂલ કરવી પડશે કે, બૂટ અને રેઇન કોટ પહેરી કલકત્તા રોડ ઉપર એક કાદવવાળા પત્થર ઉપર અનાથિની હિંદુસ્થાની રમણી પાસે બેસી સંપૂર્ણ આત્મગૌરવ અનુભવી શકે એવા નવ-યુવક ઘણા થોડા છે; પરંતુ એ દિવસે દશે દિશાઓમાં મેઘનો અંધકાર તથા ધુમ્મસ છવાયલાં હતાં. સંસારમાં શર્મ આવે એવા કોઇ વિષયનું અસ્તિત્વ ન હોતું. કેવળ અનંત મેઘરાજ્યની અંદર વૃંદાવનના નવ્વાબ ગુલામ કાદરખાનની પુત્રી અને હું—એક નવીન બંગાળી સાહેબ—બે પાષાણશિલા ઉપર, વિશ્વ જગતના પ્રલયના બે ખંડની માફક બેઠાં હતાં. આ વિચિત્ર સંમિલનનો પરમ પરિહાસ કેવળ અમારું અદૃષ્ટ જાણતું હતું. એ પરિહાસ બીજું કોઇ જાણી શકે તેમ નહોતું.

મ્હેં પૂછ્યું:—"બીબી સાહેબ! તમારી આવી હાલત કોણે કરી?"

વૃંદાવન કુમારીએ કપાળ ઉપર હાથ ઠોક્યો. તેણે કહ્યું:—"આ સઘળું કોણ કરાવે છે એ કેવી રીતે જાણી શકાય!" આવા મ્હોટા કઠિન હિમાલયને કોણે સામાન્ય ધુમ્મસમાં છુપાવી રાખ્યો છે?"

કોઇ પણ પ્રકારનો દાર્શનિક તર્ક નહિ કરતાં મ્હેં સઘળું કબૂલ કર્યું. પછી કહ્યું:-'એ ખરું છે. ભાગ્યદેવતાનું રહસ્ય કોણ જાણી શકે છે! આપણે તો કીટમાત્ર છીએ!"

આ પ્રસંગે હું તર્ક કરી મ્હારા જ્ઞાનનો પરિચય કરાવત અને બીબી સાહેબને સહેલાઇથી મુક્તિ આપત નહિ, પરંતુ ભાષા ઉપર કાબૂ નહિ હોવાથી મ્હારે વાત ટુંકાવવી પડી. દરવાન અને નોકરના સહવાસથી હિંદી ભાષાનું મ્હને જે જ્ઞાન મળ્યું હતું એ જ્ઞાનથી કલકત્તા રોડ બેસી વૃંદાવન અથવા બીજા કોઇ સ્થળના કોઇ નવ્વાબની છોકરી સાથે અદૃષ્ટવાદ અને સ્વાધીન ઇચ્છાવાદ સંબંધી સ્પષ્ટ રીતે આલોચના કરવાનું કાર્ય મ્હારે માટે અશક્ય હતું.

બીબી સાહેબાએ કહ્યું:-"મ્હારા જીવનની અદ્ભુત કથા હમણાંજ સમાપ્ત થઇ છે. જો આજ્ઞા હોય તો કહી સંભળાવું?"

મ્હેં ચંચળ બની જઇ કહ્યું:-"આપને હું આજ્ઞા કરું! ના ના, જો કૃપાકરી એ વાત સંભળાવો તો હું મ્હારા કાનને સાર્થક કરું!

આ વાક્ય હું સ્પષ્ટ હિંદુસ્તાની ભાષામાં બોલ્યો હોઉં એવું સમજવાનો ભ્રમ કોઇએ કરવો નહિ. રમણી જ્યારે વાત કરતી હતી ત્યારે મ્હને એમ લાગતું કે, જાણે આકળથી ધોવાયલા લીલાછમ છોડવાઓ ઉપર મૃદુમધુરવાયુ વિહાર કરે છે. એ રમણી વાત કર્યે જતી હતી અને બાહુક બની જઇ હું વચ્ચે વચ્ચે ભાંગ્યા તુટ્યા ઉત્તરો આપતો હતો. એ રમણીનો હિંદુસ્તાની ભાષા ઉપર ઘણો સરસ કાબૂ હતો. આજે હું પહેલવહેલોજ મ્હારા આચરણની દીનતા સમજી શક્યો.

તેણે કહ્યું:—'મ્હારા પિતૃકુળમાં દિલ્હીના સમ્રાટવંશનું લોહી સરસ વહેતું હતું. એ કુળગર્વનું રક્ષણ કરવા જતાં મ્હારે માટે યોગ્ય પાત્ર મેળવવાનું અશક્ય બની ગયું હતું. લખનૌના નવ્વાબે મ્હારી સાથે શાદી કરવાની ઇચ્છા દર્શાવી હતી તથા એ માટે પિતા નારાજ હતા. એવામાં સિપાહીઓનો બળવો કિંવા ૧૮૫૭નો વિદ્રોહ શુરૂ થયો. સિપાહીઓની સાથે સરકાર બહાદૂરની લડાઈ ચાલૂ થઇ અને તોપોના ધુમાડાથી હિંદુસ્તાનમાં અંધકાર ફેલાઇ ગયો."

એક કુળવાન સ્ત્રીના મુખે મ્હેં કદાપિ હિંદુસ્તાની ભાષા સાંભળી નહોતી. આજે એ ભાષા સાંભળી હું સ્પષ્ટ સમજી શક્યો કે એ અમીરી ભાષા છે. એ ભાષાના આગલા દિવસો હવે રહ્યા નથી. આજે રેલ્વે, ટેલિગ્રાફ, અદાલત વગેરે સ્થળો પાશ્ચાત્યોના વિલાપથી જાણે કે રૂદન કરે છે. કેવળ નવ્વાબ-જાદીની ભાષા સાંભળી, દાર્જીલિંગના એ મેઘાંધકારમાં મારા માનસ નેત્રો સમક્ષ મોગલ શહેનશાહની માનસપુરી માયાબળથી જાગ્રત થવા લાગી. આસમાનને ભેદની આરસ પત્થરોથી બનેલી મોટી ઇમારતો, એ ઇમારતોનું જગવિખ્યાત શિલ્પકાર્ય, ઘોડાઓ ઉપરનો મછલન્દનો સાજ, હાથી ઉપરના રત્નજડિત હોદા, નગરજનોના માથા ઉપરના રંગબેરંગી ફેંટા, રેશમી મજલિનના જામા પાયજામ, જરી ભરેલા જોડાઓની વાંકી ચાંચો, કમર બંધ સાથે લટકતી વાંકી તલ્વારો વગેરેનું હું મ્હારાં કલ્પના ચક્ષુથી દર્શન કરવા લાગ્યો.

નવ્વાબનન્દિનીએ કહ્યું:-"અમારો કિલ્લો યમુનાના તીર ઉપર આવેલો હતો. એક હિંદુ બ્રાહ્મણ અમારા લશ્કરનો સરદાર હતો. તેનું નામ કેશરલાલ હતું."

રમણીએ આ કેશરલાલ શબ્દ ઉપર પોતાના નારી કંઠનું સઘળું સંગીત એક ક્ષણમાં જ ઢાળી દીધું. હું લાકડી જમીન ઉપર મૂકી બરાબર ટટાર થઇને બેઠો. તે કહેવા લાગી:—

"કેશરલાલ પરમ હિંદુ હતો. તે હમેશાં પ્રભાતકાળે યમુનાના જળમાં છાતી સુધી ઉભો રહી પ્રદક્ષિણા કરતાં કરતાં બન્ને હાથ જોડી ઉંચું જોઇ બાલ સૂર્યને ઉદ્દેશી અંજલિ આપતો હતો. પછી ભીંજાયલા વસ્ત્રે ઘાટ ઉપર બેસી એકાગ્ર મનથી જપ કરી મૃદુ, મધુર કંઠે ભૈરવી રાગથી ભજન ગાતો ગાતો ઘેર જતો હતો. હું હમેશાં જનાનખાનાની ગચ્ચીમાં ઉભી રહી એ સઘળું જોતી હતી.

"હું મુસલમાન બાળિકા હતી; પરંતુ મેં કદાપિ સ્વધર્મની વાત સાંભળી નહોતી. સ્વધર્મને યોગ્ય ઉપાસનાનો વિધિ પણ મારાથી અજ્ઞાત હતો. એ દિવસોમાં વિલાસ, મદ્યપાન તથા સ્વેચ્છાચારથી અમારી જાતિના પુરૂષોનું ધર્મબંધન શિથિલ થઇ ગયું હતું, તથા અંતઃપુરના પ્રમોદભવનમાં પણ ધર્મ સજીવ ન હોતો.

"વિધાતાએ સ્વભાવથી જ મ્હારા મનને ધર્મ તરફ વાળ્યું હતું તેથી કે કોઈ બીજા કારણથી, હમેશાં સુંદર પ્રભાતકાળે બાળ સૂર્યના પ્રકાશમાં આસમાની યમુનાના સફેદ સોપાનતટ ઉપર કેશરલાલને પૂજા અર્ચના કરતો જોઇ મારૂં અંતઃકરણ એક પ્રકારે અવ્યક્ત ભક્તિમાધુર્યથી ભરાઇ જતું હતું.

"કેશરલાલ શુદ્ધ ચરિત્રનો સયમી યુવક હતો. તેનું ગૌર વર્ણનું શરીર તપાવેલા સુવર્ણ જેવું તેજસ્વી હતું. એ બ્રાહ્મણના પુણ્યનું માહાત્મ્ય અપૂર્વ શ્રદ્ધાથી આ યવન દુહિતાના મૂઢ હૃદયને નમ્ર બનાવી દેતું હતું.

"મ્હારી એક હિંદુ બાંદી હતી. તે હમેશાં કેશરલાલ પાસે જઈ તેને પ્રણામ કરી તેની ચરણરજ લઇ આવતી હતી. એ જોઈ મારા હૃદયમાં આનંદ તથા ઇર્ષા ઉપજતાં હતાં. કોઇ કોઇ દિવસે પૂજા પર્વણીના નિમિત્તથી એ હિંદુ બાંદી બ્રાહ્મણ ભોજન કરાવતી હતી. હું પોતે તેને દ્રવ્યની મદદ કરી એમ કહેતી હતી કે, "તું કેશરલાલને નિમંત્રણ નહિ કરે કે?" ઉત્તરમાં બાંદી કહેતી, "કેશરલાલ કોઈનું અન્ન અથવા દાન સ્વીકારતા નથી."

"આવી રીતે પ્રત્યક્ષ કિંવા પરોક્ષણભાવથી હું કેશરલાલને કોઇ પણ રીતે મારો ભક્તિભાવ દેખાડી શકતી ન હોતી તેથી મારૂં ચિત્ત જાણે કે ક્ષુબ્ધ તથા ક્ષુધાતુર રહેતું હતું.

"અમારા પૂર્વજોમાંથી કોઇ એક જણે એક બ્રાહ્મણ કન્યા સાથે બળપૂર્વક વિવાહ કરી તેને જનાનામાં આણી હતી હું જનાનાના ખુણામાં બેસી તેના લોહીના પુણ્ય પ્રવાહને મારી નસોમાં અનુભવતી હતી તથા એ રક્તસૂત્રથી કેશરલાલ સાથે એકપના એક સંબંધની કલ્પના કરી કાંઇક અંશે તૃપ્તિ અનુભવતી હતી.

"હું મ્હારી હિંદુ દાસીને મુખે હિંદુ ધર્મના સઘળા આચાર વ્યવહારની, દેવદેવીઓની તથા રામાયણ મહાભારતની સઘળી આશ્ચર્યજનક હકીકત સાંભળતી હતી. હકીકત સાંભળવામાં આવતાં કેદખાના જેવા જનાનામાં મારા મન આગળ હિંદુ જગતનું એ અપૂર્વ દશ્ય તરી આવતું હતું. મૂર્તિ પ્રતિમૂર્તિ, શંખઘંટાઓનો સુગંભીર ધ્વનિ, સુવર્ણ કલસવાળાં દેવાલય, સુગંધિત ધૂપ પુષ્પમાળાઓની સુગંધ, યોગી સંન્યાસીઓની અલૌકિક શક્તિ, બ્રાહ્મણનું દૈવી માહાત્મ્ય, માનુષનો બનાવટી વેશ ધારણ કરનાર દેવતાઓની વિચિત્ર લીલા એ સઘળું એકઠું થઇ મ્હારી આગળ એક અતિ પુરાતન, અતિ વિસ્તીર્ણ માયાલોક ઉત્પન્ન કરતું હતું—મ્હારૂં ચિત્ત જાણે કે, આશ્રય સ્થાનથી શૂન્ય થયેલા એક પંખીની માફક ભિન્ન ભિન્ન સ્થળે ઉડતું હતું.

"એવા સમયે કંપની સરકાર સાથે સિપાહી લોકની લડાઇ જામી. અમારા વંદ્રાવનના ન્હાના કિલ્લામાં પણ બળવાના તરંગ જામી ઉઠ્યા.

"કેશરલાલે કહ્યું, 'આ વખતે ગોમક્ષક ગોરા લોકને આર્યાવર્તમાંથી દૂર કરી દઇ પુનઃ એક વખત હિંદુસ્તાનમાં હિંદુ-મુસલમાનો રાજ્ય સ્થાપવાની શુતરીઓ રમશે."

"મ્હારા પિતા ગુલામ કાદરખાન સાવધાન પુરૂષ હતા. ઇંગ્રેજ જાતિ તરફ ઘણી આસ્થા દર્શાવી તેમણે કહ્યું, 'એ લોકો અશક્યને પણ શક્ય બનાવે છે; હિંદુસ્તાનના લોક એમને પહોંચી વળશે નહિ. અનિશ્ચિત આશાને અંતરમાં સ્થાન આપી હું મ્હારો ન્હાનો કિલ્લો ગૂમાવા ઇચ્છતો નથી. હું કંપની સરકાર સાથે લઢીશ નહિ."

"જ્યારે હિંદુસ્થાનના સઘળા હિંદુ મુસલમાનોનું લોહી ગરમ થઇ ગયું હતું ત્યારે મ્હારા પિતાની વણિકના જેવી સાવધાનતા જોઈ અમારા સહુના મનમાં તેમને માટે ધિક્કાર ઉપજ્યો. મ્હારી બેગમ માતાઓ સુદ્ધાં ચંચળ બની ગઇ.

"એવામાં લશ્કર લઇ હથિયાર બંધ કેશરલાલે મ્હારા પિતા પાસે આવી કહ્યું" 'નવાબ સાહેબ! જો તમે અમારા પક્ષમાં નહિ ભળો તો જ્યાં સુધી લડાઇ ચાલશે ત્યાં સુધી તમારે કેદી તરીકે રહેવું પડશે. કીલ્લાના સત્તાધીશનો ભાર હું ઉપાડી લઇશ.

"પિતાએ કહ્યું, 'એટલી બધી ધમાલ કરવાની કાંઇ જરૂર નથી; હું તમારા પક્ષમાંજ રહીશ.'

"કેશરલાલે કહ્યું:-"ખજાનામાંથી થોડું દ્રવ્ય બ્હાર કાઢવું પડશે."

પિતાએ એ વાતને ઉડાવી દેતાં કહ્યું, 'જ્યારે જરૂર પડશે ત્યારે હું જોઇતું દ્રવ્ય આપીશ.'

"મ્હારા શરીર ઉપર માથાથી પગ સુધી જે અલંકારો હતા તે સઘળા એક વસ્ત્રમાં બાંધી પેલી હિંદુ દાસીદ્વારા મ્હેં કેશરલાલને મોકલી આપ્યા. એ અલંકારોનો તેણે સ્વીકાર કર્યો. અલંકાર વગરનું મારૂં સર્વાંગ આનંદાવેગથી રોમાંચિત થયું.

"કેશરલાલ કિલ્લામાંના સઘળાં હથિયારોને સુધરાવવા લાગ્યો. એવામાં એક દિવસે એકાએક જીલ્લાના કમિશનર સાહેબ ગોરાઓનું લશ્કર લઇ આકાશમાં ધૂળ ઉડાવતા કિલ્લાની અંદર આવી પહોંચ્યા. મ્હારા પિતા ગુલામ કાદરખાને છુપી રીતે તેમને વિદ્રોહના સમાચાર પહોંચાડ્યા હતા.

"વંદ્રાવનના સૈન્ય ઉપર કેશરલાલનો એટલો બધો કાબૂ હતો કે સૈનિકો ભાંગેલી બંદુકો અને કટાઇ ગયેલી તલવારોથી લડાઇ કરી મરી જવા તૈયાર થયા.

"વિશ્વાસઘાતક પિતાનું ઘર મ્હને નરક જેવું લાગવા માંડ્યું. ક્ષોભ, દુઃખ, લજ્જા અને તિરસ્કારથી મ્હારૂં હૃદય ફાટી જવા લાગ્યું; છતાં આંખોમાંથી એક પણ અશ્રુબિંદુ બ્હાર નીકળ્યું નહિ. મ્હારા બ્હીકણ ભાઇનો પોષાક પહેરી છૂપા વેશમાં હું જનાનાની બ્હાર નીકળી. કોઇ મ્હને જોઇ કિંવા ઓળખી શક્યું નહિ.

"એ વખતે ધૂળ અને દારૂગોળાનો ધુમાડો, સૈનિકોની બૂમો તથા બંદુકોના અવાજ વગેરે બંધ થઇ ગયું હતું. મૃત્યુની ભયંકર શાન્તિએ જળ સ્થળ અને આકાશને ઘેરી લીધું હતું. યમુનાના જળને લોહી જેવું રંગીન બનાવી સૂર્યદેવ અસ્ત થયા હતા. સંધ્યાનું આકાશ પરિપૂર્ણ જ્યોત્સ્નાથી પ્રકાશતું હતું.

"રણક્ષેત્રમાં મૃત્યુનું ભયંકર દશ્ય દેખાતું હતું. જો બીજો વખત હોત તો દયાથી મ્હારું હૃદય દુઃખી બની જાત; પરંતુ તે દિવસે હું જાણે કે સ્વપ્નમાં હોઉં એવી રીતે ફર્યા કરતી હતી. કેશરલાલ ક્યાં છે એની હું શોધ કરતી હતી. કેવળ એ એક લક્ષ્ય સિવાય બીજું સઘળું મ્હને અસત્ય લાગતું હતું.

"શોધતાં શોધતાં બીજા પ્રહરના ઉજ્વળ ચંદ્રપ્રકાશમાં, રણક્ષેત્રની નજીક આવેલા યમુનાના તીર ઉપરના આંબાવાડીઆની છાયામાં કેશરલાલ તથા તેના પ્રમાણીક નોકર દેવકીનંદનના મૃત દેહને પડી રહેલા હું જોઇ શકી. મરણતોલ ઘાયલ થયા પછી નોકરે માલીકને અથવા માલીકે નોકરને રણક્ષેત્રમાંથી આ નિર્ભય સ્થળે ઉંચકી લાવી શાન્તિથી મૃત્યુના હાથમાં સમર્પણ કર્યો હોય એમ મને લાગ્યું.

"પ્રથમ તે મ્હેં ઘણા દિવસથી ક્ષુધાતુર બની ગયેલી મારી ભક્તિવૃત્તિને સંતુષ્ટ કરી. કેશરલાલનાં ચરણોમાં નમી પડી, લાંબો ચોટલો છુટો કરી નાખી વારંવાર મ્હેં તેની ચરણુજ લીધી—મ્હારા ગરમ લલાટ સાથે મ્હેં તેના બરફ જેવા ઠંડા પાદપદ્મનો સ્પર્શ કર્યો. તેના ચરણોને ચુંબન કરતાંની સાથે ઘણા દિવસનો રૂંધાઈ રહેલો અશ્રુજળનો ઉછાળો બહાર ઉછળી આવ્યો.

"એવામાં કેશરલાલનો દેહ સહજ હાલ્યો—તથા તેના મુખમાંથી વેદનાનો અસ્પષ્ટ આર્તસ્વર સાંભળી હું ચમકીને તેના પગ પાસેથી ઉઠી ગઈ. આંખો મીંચેલી રાખી શુષ્કકંઠે તેણે એક વખત કહ્યું. "પાણી."

"હું ઝડપથી દોડી યમુનાના જળમાં પહેરેલું વસ્ત્ર ભીંજવી આવી પછી એ વસ્ત્ર નીચોવી હું કેશરલાલના સહજ ખુલ્લા ઓષ્ઠાધરમાં પાણી રેડવા લાગી. ડાબી આંખનો નાશ કરી તેના કપાળમાં જે ભયંકર ઘા થયો હતો એ ઘા ઉપર મ્હેં ભીંજાયલા વસ્ત્રનો કકડો ફાડી બાંધી દીધો.

"એવી રીતે કેટલીક વખત યમુનાનું જળ લઇ આવી મ્હેં તેના મુખમાં રેડ્યું એટલે ધીમે ધીમે તે શુદ્ધિમાં આવ્યો. મ્હેં પૂછ્યું, "વિશેષ પાણી પાઉં કે?", કેશરલાલે કહ્યું, 'તમે કોણ છો? હવે હું સ્થિર રહી શકી નહિ. મ્હેં કહ્યું, 'હું આપની ભક્ત સેવિકા છું. હું નવાબ ગુલામ કાદરખાનની કન્યા છું.' મ્હેં એમ વિચાર્યું હતું કે કેશરલાલ તેના અંતકાળે પોતાના ભક્તનો છેલ્લો પરિચય સાથે લઇ જશે તથા એ સુખથી મ્હને કોઈ વંચિત કરી શકશે નહિ.

"મ્હારી ઓળખાણ મળતાં કેશરલાલે સિંહના જેવી ગર્જના કરી સહજ બેઠા થઇને કહ્યું, 'બેઇમાનની કન્યા! મૃત્યુકાળે ત્હેં યવનનું પાણી પાઇ મ્હારા ધર્મનો નાશ કર્યો!' આમ કહી પુષ્કળ બળથી તેણે મ્હારા કપાળમાં જમણા હાથની મુક્કી મારી. હું લગભગ બેહોશ જેવી બની જઇ આંખોએ અંધકાર જોવા લાગી.

"એ વખતે મ્હારી ઉમ્મર સોળ વર્ષની હતી. જનાનામાંથી હું તે દિવસે પહેલ વહેલીજ બ્હાર નીકળી હતી. બ્હારના આકાશના લુબ્ધ ગરમ સૂર્યકરે એ દિવસ સુધી મ્હારા સુકુમાર કપોળની લાવણ્યજ્યોતિને હરી લીધી નહોતી. બ્હારના સંસારમાં પગ મૂકતાંની સાથેજ સંસાર તરફથી—મ્હારા સંસારના દેવતા તરફથી એ પ્રથમ સંભાષણ હું સાંભળી શકી."

હું મોહમુગ્ધ બની જઇ પુતળાની માફક બેસી રહ્યો હતો. સિગારેટ બુઝાઈ ગઇ હતી. વાત, ભાષા કે સંગીતમાંથી હું શું સાંભળતો હતો તે જાણતો નથી—હું ચુપ બની ગયો હતો. આટલા વખત પછી હું સ્થિર રહી શક્યો નહિ. મ્હેં કહ્યું,— "જનાવર"

નવ્વાબજાદીએ કહ્યું, 'કોણ જનાવર? મૃત્યુકાળે જનાવર મ્હોં પાસે આવેલા જળબિંદુનો ત્યાગ કરી શકે ખરું કે?"

મ્હેં ચંચળ ભાવથી કહ્યું, "ખરું છે એ દેવતા હોવો જોઇએ.

નવ્વાબજાદી બોલી:–" દેવતા શાનો! દેવતા ભક્તના એકાગ્ર ચિત્તની સેવાનો તિરસ્કાર કરી શકે ખરા?"

મ્હેં કહ્યું, "એ વાત પણ ખરી છે!" પછી હું ચુપ જ રહ્યો.

નવ્વાબનન્દિની કહેવા લાગી," પ્રથમ તો મને ઘણું ખોટું લાગ્યું. "જાણે કે આખું જગત્ મારા માથા ઉપર તુટી પડ્યું હોય એવો મને ભાસ થયો. ક્ષણ કાળમાંજ શુદ્ધિમાં આવી કઠોર કઠિન નિષ્ઠુર નિર્વિકાર પવિત્ર બ્રાહ્મણના ચરણોને દૂરથી પ્રણામ કર્યા. પછી મનમાં ને મનમાં કહ્યું, હે બ્રાહ્મણ! તમે અધમની સેવા, પારકું અન્ન, ધનવાનનું દાન, યુવતીનું યૌવન, રમણીનો પ્રેમ–કાંઇ સ્વીકારતા નથી. તમે સ્વતંત્ર, એકલા, નિર્લિપ્ત અને સહુથી દૂર છો. તમારી પાસે આત્મસમર્પણ કરવાનો પણ મ્હને અધિકાર નથી."

"નવ્વાબનન્દિનીને સાષ્ટાંગ પ્રણામ કરતી જોઇ કેશરલાલે શું ધાર્યું તે હું કહી શકતી નથી, પણ તેના મુખ ઉપર આશ્ચર્ય અગર બીજો કોઇ ભાવ જોવામાં આવ્યો નહિ. શાન્ત ભાવથી તેણે એક વખત મારા મુખ તરફ જોયું, પછી ધીમે ધીમે તે ઉઠી ઉભો થયો, મેં વિસ્મીત બની આશ્રય આપવા માટે મારો હાથ લંબાવ્યો–તેણે ચુપકીદીથી મ્હારા હાથને પાછો વાળ્યો. ઘણી મહેનતે યમુનાના ઘાટ ઉપર જઇ તે પાણીમાં ઉતર્યો. ત્યાં એક ન્હાની નૌકા બાંધેલી હતી. આસપાસમાં એક પણ માણસ હાજર નહોતું. કેશરલાલે એ નૌકામાં બેસી તેનું બંધન છોડી નાખ્યું. નૌકા ધીમે ધીમે પ્રવાહ વચ્ચે જઇને અદ્રશ્ય થઇ ગઈ. સઘળો હૃદયનો ભાર, યૌવનનો ભાર, તિરસ્કૃત થયેલી ભક્તિનો ભાર લઇ એ અદ્રશ્ય નૌકા સ્હામે જઇ બન્ને હાથ જોડી, એ નિસ્તબ્ધ રાત્રે ચંદ્રપ્રકાશથી હસતી તરંગશૂન્ય યમુનાની અંદર, અકાળે ખરી પડેલી પુષ્પમંજરીની માફક આ વ્યર્થ જીવનનો ત્યાગ કરવાની મને ઇચ્છા થઇ આવી, પરંતુ હું મ્હારી એ ઇચ્છા પાર પાડી

શકી નહિ. આકાશના ચંદ્રે, યમુના તટની શ્યામવર્ણ વનરેખાએ, કાલિન્દીના આસમાની જળરાશીએ તથા આંબાવાડીઆથી પણ ઉંચાઇએ આવેલા, ચાંદનીમાં પ્રકાશી રહેલા કિલ્લાએ એક તાનથી મૃત્યુનું ગાન ગાયું. ગ્રહ ચંદ્ર તારકાદિથી શોભી રહેલાં ત્રણે ભુવનોએ એક વાક્યથી મ્હને મરી જવાનું કહ્યું. કેવળ તરંગશૂન્ય શાન્ત યમુનાના વક્ષ ઉપર ચાલી જતી એક અદૃશ્ય જીર્ણ નૌકા, એ ચાંદનીના સૌમ્ય સુંદર શાન્ત અનંત ભુવન મોહન મૃત્યુએ ફેલાવેલા આલિંગન પાશમાંથી છુટી કરી મને જીવનને માર્ગે ખેંચી જવા લાગી. મોહના સ્વપ્નને વશ થઇ હોઉં એવી રીતે હું યમુનાના તટ ઉપર, વન જંગલ ઉપર તથા મરૂભૂમિ ઉપર ચાલી જવા લાગી."

નવ્વાબનન્દિની થોડો વખત ચુપ રહી પુનઃ કહેવા લાગી:—"ત્યાર પછીના બનાવો ઘણા ગુંચવાડા ભરેલા છે. એ બનાવોનું યથાક્રમે સ્પષ્ટતાથી કેવી રીતે વર્ણન કરવું એ હું જાણતી નથી. હું એક ગહન અરણ્યમાંથી ચાલી જતી હતી. ક્યારે કયા માર્ગેથી ચાલતી હતી તે હમણાં બરાબર કહી શકું તેમ નથી. કયા બનાવનું પ્રથમ વર્ણન કરૂં, કયા બનાવનું પછી વર્ણન કરૂં તથા કયા બનાવની વાત છોડી દઉં એ હું વિચારી શકતી નથી. અસંભવ જેવું કાંઇ નથી એમ હવે હું જાણી શકી છું. નવ્વાબના જનાનાની બાળિકા માટે બ્હારનો સંસાર સર્વ પ્રકારે દુર્ગમ લાગે ખરો, પરંતુ એ ભાવ કાલ્પનિક છે. એક વખત બ્હાર નીકળી પડયા પછી ચાલવાનો માર્ગ મળીજ આવે છે. એ માર્ગ નવ્વાબી માર્ગ હોતો નથી—એ માર્ગ દુઃખ અને વિઘ્નોથી પરિપૂર્ણ હોવા છતાં પણ માર્ગ તો છેજ.

"જે માર્ગ સાધારણ માણસો માટે છે એ માર્ગ ઉપરનું એક નવ્વાબનન્દિનીનું પ્રવાસવર્ણન સાંભળવું ગમે એવો સંભવ નથી અને જો કદાચ ગમે તેમ હોય તો પણ તે કહી સંભળાવવાનો મને ઉત્સાહ નથી. ટુંકામાં એટલુંજ કે, મેં દુઃખ, કષ્ટ તેમજ ઘણો તિરસ્કાર વેઠ્યાં છે, છતાં જીવન અસહ્ય થયું નથી. આતસ બાજીની માફક વિશેષ બળીને મેં વિશેષ ઉદ્દામગતિ મેળવી છે. જ્યાં સુધી વેગથી ચાલતી હતી ત્યાં સુધી હું સળગતી હોઉં એવું મને લાગતું નહોતું. આજે એકાએક એ પરમ દુઃખના સુખની શિખા બુઝાઇ ગઇ છે તથા હું રસ્તાની ધૂળ ઉપર જડપદાર્થની માફક પડી રહી છું. આજે મ્હારા પ્રવાસનો અંત આવ્યો છે. આ સ્થળેજ મ્હારી વાત સમાપ્ત થાય છે."

આટલું બોલી નવ્વાબનન્દિની ચુપ થઇ ગઇ. મેં મનમાં ને મનમાં માથું હલાવ્યું. આ સ્થળે વાતનો અંત કોઇપણ રીતે ન જ આવે એમ મને લાગ્યું. થોડા સમય સુધી ચુપ બેસી પછી ભાગી તુટી હિંદી ભાષામાં મેં કહ્યું, "મારી બેઅદબી માટે મને માફી આપજો. છેવટની વાત જો સહજ સ્પષ્ટતાથી કહો તો આ સેવકની વ્યાકુળતા કાંઇક અંશે ઓછી થાય."

નવ્વાબનન્દિનીએ હાસ્ય કર્યું. મ્હારા ભાંગ્યા તુટયા હિંદી શબ્દોનું કાંઇ પરિણામ નિપજ્યું હોય એમ મ્હને લાગ્યું. જો હું શુદ્ધ હિંદીમાં વાત ચલાવી શક્યો હોત તો મ્હારી પાસે કદાચ તેની લજ્જા દૂર થાત નહિ. હું એની માતૃભાષાનું ઘણું નજીવું જ્ઞાન ધરાવતો હતો એજ અમારી બન્નેની વચ્ચેનું મ્હોટું વ્યવધાન હતું—એજ એક આશરૂ હતી.

પુનઃ તે કહેવા લાગી:—"વારંવાર મ્હને કેશરલાલના સમાચાર મળતા હતા; પરંતુ કોઇ પણ રીતે હું એની મુલાકાત કરી શકતી નહોતી. તે તાતીઆ ટોપીના પક્ષમાં ભળી એ બળવાથી છવાઇ ગયેલા આકાશ નીચે કવચિત પૂર્વમાં, કવચિત પશ્ચિમમાં, કવચિત ઇશાનમાં, અને કવચિત નૈઋત્યમાં એકાએક વજ્રપાતની માફક તુટી પડી ક્ષણુ કાળમાંજ અદૃશ્ય થઇ જતો હતો.

"એ વખતે હું યોગિની બની કાશીના શિવાનંદ સ્વામીને પિતા માની તેમની પાસે સંસ્કૃત શાસ્ત્રનો અભ્યાસ કરતી હતી. ભારત વર્ષના સઘળા સમાચાર તેમની પાસે આવતા હતા. હું ભક્તિપૂર્વક શાસ્ત્રનો અભ્યાસ કરતી હતી તથા આંતરિક ઉદ્વેગ સહિત યુદ્ધના સમાચાર મેળવતી હતી.

"ક્રમે બ્રિટિશરાજે હિન્દુસ્તાનનો વિદ્રોહાગ્નિને પગ નીચે દબાવી બુઝાવી નાખ્યો. પછી એકાએક કેશરલાલના સમાચાર મળતા બંધ થયા. પ્રલયના ભયંકર પ્રકાશના રક્ત કિરણોમાં ભારતવર્ષનાં ભિન્ન ભિન્ન સ્થળોની જે વીર મૂર્ત્તિઓ ક્ષણે ક્ષણે જોવામાં આવતી હતી એ સઘળી એકાએક અંધકારમાં છુપાઇ ગઇ.

"પછી હું શાન્તિ ધારણ કરી શકી નહિ. ગુરૂના આશ્રયનો ત્યાગ કરી ભૈરવીના વેશમાં હું પાછી બ્હાર નીકળી પડી. અનેક રસ્તાઓ ઉપર મઠમંદિરોમાં તથા તીર્થ ક્ષેત્રોમાં હું ફરી; છતાં કોઇ પણ સ્થળે કેશરલાલનો પત્તો લાગ્યો નહિ. એક બે માણસો કે જે તેનું નામ જાણતા હતા તેમણે કહ્યું, "તે યુદ્ધમાં માર્યો ગયો હશે અગર તો કેદ પકડાઇ શત્રુઓને હાથે તેનો જીવ ગયો હશે.' મ્હારા અંતરાત્માએ કહ્યું, 'ના એમ બનેજ નહિ. કેશરલાલનું મૃત્યુ થયું નથી. એ તેજસ્વી નિડર બ્રાહ્મણ નિર્વાણ પામ્યો નથી. મ્હારા આત્માની અહુતિ સ્વીકારવા તે હજી પણ કોઇ દુર્ગમ નિર્જન યજ્ઞવેદી ઉપર ઉજ્વળ શિખા રૂપે બેસી રહેલો હોવો જોઇએ.

"જ્ઞાનદ્વારા તથા તપસ્યાદ્વારા શૂદ્ર બ્રાહ્મણ થયાના દાખલા હિંદુશાસ્ત્રમાં છે—મુસલમાન બ્રાહ્મણ થઇ શકે કે નહિ તેનો કાંઇ ઉલ્લેખ એ શાસ્ત્રમાં નથી. એ વખતે મુસલ્માનો નહોતા તેથીજ તેમનો ઉલ્લેખ હિંદુશાસ્ત્રમાં નહિ હોય. કેશરલાલ સાથે મ્હારૂં મિલન થવાને ઘણો વિલંબ હતો એ હું જાણતી હતી; કેમકે પ્રથમ મ્હારે બ્રાહ્મણ થવું જોઇતું હતું. એક પછી એક ગણતાં ત્રીસ વર્ષ વીતિ ગયાં. હું મન વચન અને કર્મથી બ્રાહ્મણ બની ગઇ. મ્હારી પેલી બ્રાહ્મણ પિતામહીના લોહીનું પવિત્ર તેજ મ્હારા સર્વાંગમાં પ્રવાહિત થયું. મ્હેં મનમાં ને મનમાં મ્હારા

યૌવનના આરંભ કાળના એ બ્રાહ્મણ, મ્હારા ત્રિભુવનના કેવળ એક માત્ર બ્રાહ્મણના ચરણોમાં મને પ્રતિષ્ઠિત કરી. એમ કરી મેં એક પ્રકારની અપૂર્વ જ્યોતિ મેળવી.

યુદ્ધ વિષયમાં કેશરલાલે દર્શાવેલા વીરત્વની ઘણી વાતો મેં સાંભળી હતી—પરંતુ એમાંની કોઇ વાત મ્હારા મનમાં મુદ્રિત થઇ નહોતી. પેલી ન્હાની નૌકામાં બેસી કેશરલાલ યમુનાના પ્રવાહમાં ચાલ્યો ગયો હતો એજ ચિત્ર મ્હારા મનમાં સ્પષ્ટભાવથી અંકિત થયેલું હતું. કોઇ સોબતી વગર, સેવક વગર, જાણે કે કોઇ પણ પ્રકારની જરૂર ન હોય એવા ભાવથી એ નિર્મળ આત્મનિમગ્ન પુરૂષને નિર્જન પ્રવાહમાં રાત દિવસ કોઈ અજ્ઞાત મહા રહસ્ય તરફ દોડી જતો હું હમેશાં જોતી હતી. આકાશના ચંદ્ર તારા તેનું જાણે કે ચુપકીદીથી દર્શન કરતા હતા.

"એવામાં કેશરલાલે નેપાળ તરફ પલાયન કરી જઇ આશ્રય લીધો છે એવી મને ખબર મળી. હું નેપાળમાં ગઇ, ત્યાં જતાં એવી ખબર મળી કે, કેશરલાલ ઘણા કાળથી નેપાળનો ત્યાગ કરી કોઇ અજાણ્યા સ્થળે ચાલ્યો ગયો છે.

"ત્યાર પછી હું પાછી પહાડો ઉપર અને જંગલમાં ભટકવા લાગી. આ હિંદુઓનો દેશ નથી—ભુતીઆ લેપ્ચાઓ અર્થાત મ્લેચ્છોનો દેશ છે. એમના વ્યવહારમાં આચાર વિચાર હોતા નથી. તેમના દેવતાઓ તથા પૂજાની વિધિ પણ ભિન્ન પ્રકારની છે. ઘણા દિવસની સાધનાથી જે શુદ્ધિ મેળવી હતી તેના ઉપર અશુધ્ધિની એક પણ રેખા પડે નહિ એ માટે હું ઘણી સાવધાન રહું છું. અનેક પ્રયત્નોથી સર્વ પ્રકારની મલિન વસ્તુઓથી હું મ્હારૂં રક્ષણ કરૂં છું મને એમજ લાગતું કે, મ્હારી નૌકા કિનારે આવી પહોંચી છે—મ્હારા જીવનનું ઇચ્છિત તીર્થ નજીકજ છે.

"પછી હું શું કહું! હવે કાંઇ વિશેષ કહેવા જેવું નથી. દીવો બુઝાય છે. એ વાતનું વિસ્તારથી વર્ણન કરવાની શી જરૂર છે! આડત્રીસ વર્ષ પછી આ દાર્જીલિંગમાં આવી આજે પ્રાતઃકાળે હું કેશરલાલને જોઇ શકી છું."

આ સ્થળે નવ્વાબનન્દિનીને ચુપ થયેલી જોઇ ઉત્સુકતાથી મેં કહ્યું:—"તમે શું જોયું?"

નવ્વાબનન્દિનીએ કહ્યું:—"એજ કે, વૃદ્ધ કેશરલાલ ભુતીઆ લોકોના મહોલ્લામાં ભુતીઆ સ્ત્રી તથા તેનાં પૌત્ર-પૌત્રી લઇ મલિન વસ્ત્રે ભુટ્ટામાંથી અનાજ એકઠું કરતો હતો."

વાર્તા સમાપ્ત થઇ. મેં વિચાર્યું કે, સાંત્વનાના બે શબ્દ કહેવાની જરૂર છે. મેં કહ્યું—"પ્રાણના ભયથી આડત્રીસ વર્ષ સુધી જેને વિધર્મીઓની સોબતમાં રહેવું પડયું છે તે કેવી રીતે પોતાના આચારનું રક્ષણ કરી શકે?"

નવ્વાબનન્દિનીએ કહ્યું:—"એ વાત હું ન સમજતી હોઉં એમ તમને લાગે છે! એટલા દિવસ સુધી હું કેવા મોહને વશ થઇ ભટકતી હતી! જે બ્રાહ્મણ્યે મ્હારા કિશોર હૃદયને હરી લીધું હતું એ બ્રાહ્મણ્ય કેવળ સંસ્કાર છે એમ હું એ વખતે જાણતી હતી કે? હું એમજ જાણતી હતી કે, એ ધર્મ છે, અનાદિ અને અનંત છે. જો મ્હારી ધારણા એવી ન હોત તો સોળ વર્ષની ઉમરે હું પહેલ વહેલી પિતાના ઘરની બ્હાર નીકળી, પેલી ચાંદની રાત્રે મ્હારા વિકસતા ભક્તિના વેગથી કંપતા દેહ મન અને પ્રાણના પ્રતિદાનમાં બ્રાહ્મણના જમણા હાથથી જે અસહ્ય અપમાન મેળવ્યું હતું એ અપમાનને ગુરૂના હાથની દીક્ષા માફક ચુપકીદીથી ભક્તિભાવપૂર્વક શા માટે મસ્તક ચઢાવી લેત! હાય બ્રાહ્મણ! ત્હેં તો ત્હારા એક અભ્યાસને બદલે બીજો એક અભ્યાસ મેળવ્યો છે; હું મ્હારા યૌવન અને જીવનના બદલામાં બીજું યૌવન અને જીવન ક્યાંથી મેળવી શકીશ!

આટલું બોલી રમણીએ ઉઠી ઉભી થઇ કહ્યું:—"નમસ્કાર બાબુજી!"

ક્ષણ કાળ પછી જાણે શબ્દોમાં સુધારો કરી તેણે કહ્યું—"સલામ બાબુ સાહેબ!" આ મુસલમાની અભિવાદન કરી તેણે જાણે કે પોતાના ભાંગીતુટી જતા બ્રહ્મણ્ય પાસેથી છેલ્લી વિદાય લીધી. હું કાંઈ બોલું એટલામાં તો એ રમણી હિમાદ્રી શિખરના ધુમ્મસના અંધકારમાં મેઘની માફક ભળી ગઈ.

ક્ષણકાળ માટે નેત્રો મીંચી સઘળા બનાવોની છબી હું માનસપટ ઉપર જોવા લાગ્યો. મછલન્દના આસન ઉપર યમુના તીરની અગાશીમાં બેઠેલી મોજથી નવ્વાબનન્દિનીને, તીર્થમંદિરમાં સંધ્યાની આરતી વખતે ભક્તિથી ગદ્ગદ બનેલી તપસ્વિનીને તથા દાર્જીલિંગમાં કલકત્તા રોડ ઉપર બેઠેલી-ભાંગી ગયેલા હૃદયવાળી, નિરાશામાં નિમગ્ન બનેલી પ્રવીણાને મ્હેં જોઇ.

નેત્રો ખુલ્લાં કરી જોયું તો મેઘમાળા દૂર થઇ જઇ સ્નિગ્ધ રૌદ્રથી નિર્મળ આકાશ પ્રકાશી રહેલું દેખાયું. ઠીકા ગાડીમાં બેસી ઇંગ્રેજ રમણીઓ અને ઘોડા ઉપર બેસી ઇંગ્રેજ પુરૂષો હવા ખાવા જતાં નજરે પડયાં વચ્ચે વચ્ચે ગલપટ્ટાથી બંધાયલા મુખ મંડળવાળા એક બે બંગાળીઓ મ્હારા તરફ કૌતુકથી કટાક્ષ કરતા ચાલ્યા જતા નજરે પડયા.

હું ઝડપથી ઉઠી ઉભો થયો. આ સૂર્યના પ્રકાશથી પ્રકાશી રહેલા વિશ્વના દેખાવમાં મેઘ અને ધુમ્મસના અંધકારથી ઢંકાયલી એ વાત ખરી હોય એમ મ્હને લાગ્યું નહિ. પર્વતના ધુમ્મસની સાથે સિગારેટનો ધુમાડો પુષ્કળ પ્રમાણમાં ભેળવી એક કલ્પનાખંડની મ્હેં રચના કરી હોય એમજ મને લાગ્યું.—એ યવન બ્રાહ્મણી, એ વિપ્રવીર, એ યમુના તીર ઉપર આવેલો કિલ્લો વગેરેમાંનું કાંઇ ખરૂં નહોતું.

સંપૂર્ણ.

# એક સુંદરીનાં સાહસ કર્મો.

લખનારઃ—મંજુલાલ ગોપાળરાય દેસાઇ.

(તા૦ ૧૧-૫-૨૪ના અંકથી ચાલુ.)

## પ્રકરણ ૬ ઠું

### ભેદી હસ્તલેખ.

મનોરમા હવે પડદા પાછળથી નીકળીને બહાર આવી. અત્યાર સુધી તેણીએ કંચન અને તે વૃદ્ધ પુરૂષ વચ્ચેની વાતચીત છુપી રીતે ધ્યાનપૂર્વક સાંભળ્યા કીધી હતી. હવે આ ઓરડામાં તદ્દન અંધારૂં હતું. ચંદ્ર વાદળાંઓથી ઢંકાઇ ગયો હતો. થોડી થોડીવારે વાદળાંઓના ગર્જનાના અવાજ સંભળાતા હતા, અને સામી બાજુની અગાશી તરફથી તેના પડઘાઓ ગમરાવતા હતા.

હવે શું કરવું તેના વિચારમાં એક તાર થઈ ગયેલી આપણી નાયિકા હોઠ ઉપર એક આંગળી રાખી સ્તબ્ધ બની ઓરડાની મધ્યમાં ઉભી રહી.

શું તેણીએ તે વૃદ્ધ પુરૂષને મળવું અને તે લાવણ્યવતી કંચનને મદદ કરવાને પોતે તૈયાર છે એમ કહેવું અથવા તો જરા પણ ઢીલ કર્યા વગર પોતાની ઓરડીમાં પાછા જઇ સૂઈ જવું !

તે યુવતીની દુઃખદ કહાણી સાંભળી એક તરફથી તેણીને મદદ કરવા તેનું હૃદય પ્રેરાતું તો બીજી બાજુએ વખતે ભીમસિંહ જોખમમાં આવી પડે તેથી તેણીને પાછા જતા રહેવાનું મન થતું હતું.

વળી તેણીને બીજો વિચાર એવો પણ આવ્યો કે તેણી અને પ્રસન્ન આ કિલ્લામાં આવ્યાં છે એવું તો તે વૃદ્ધ પુરૂષ જાણે છે. કારણ કે તે છેક ઉપર સુધી આવ્યા હતા અને પડદો ઉંચો કરીને અમે પ્રત્યક્ષ નિહાળી ગયા હતા. માટે મનોરમા તેમને મળે કે ન મળે તો પણ અમને છુપી રીતે આ કિલ્લામાં દાખલ કરવાથી કાંઇ પણ નુકશાન તે વૃદ્ધ પુરૂષની મારફત જો ભીમસીંગને થવાનું હશે તો ચોક્કસ થશે. વળી તેણીને બીજો વિચાર એ થયો કે ભીમસીંગને જે વધારે ડર હતો તે આ વૃદ્ધ પુરૂષ મહેમાનોને દેખે તે નહિ પણ તેથી ઉલટું મહેમાનો આ વૃદ્ધને જોઇ તેની સ્થિતિ જાણી જાય એ હતું; અને આ વિચારને એ બિનાથી વધારે પુષ્ટી મળતી હતી કે તે વૃધ્ધે કંચનને ખાસ સૂચના આપી હતી કે આ કિલ્લામાં તે એક વૃદ્ધ પુરૂષને મળી હતી એવું કદાપી કોઇની પાસે બોલવું નહિ.

આ બધી બાબતોનો વિચાર કરી મનોરમાએ પોતાની ઓરડીમાં જ્યાં પ્રસન્ન સુતો હતો ત્યાં પાછા જવાનો નિશ્ચય કર્યો.

પણ અત્યારે તેણી એક તદ્દન અંધારા ઓરડામાં ઉભી હતી; અને તે હાડપિંજરવાળા ઓરડામાં પાછા જવા માટેનું બારણું કઈ બાજુએ હતું તેનો તે વિચાર કરી રહી હતી.

જે પડદા પાછળથી તેણી થોડા વખત પહેલાં બહાર આવી હતી તે પડદા પાસે ફરીથીજ જઇ ત્યાં ઉભા રહી તેજ બારણું શોધી કહાડવાનો તેણીએ નિશ્ચય કર્યો; પરંતુ પડદામાંથી બહાર આવ્યા પછી વિધવિધ વિચારો કરતી વખતે તેણી આમથી તેમ ચોતરફ ફરી હતી. આથી અત્યારે તેણીનું મુખ પડદા તરફ કે બારી તરફ કે જે રસ્તે આવી હતી તે બારણા તરફ અથવા તો જે બારણામાં થઇને તે વૃદ્ધ પુરૂષ ગયા તે તરફ હતું તે તેણી સમજી શકી નહિ.

આ પ્રમાણે જ્યારે તે ગુંચવાડામાં પડી હતી ત્યારે વિજળીના ચમકારાનું અજવાળું બારીના પટપટીઆમાંથી અંદર આવ્યું; અને ઓરડો તેનાથી ક્ષણભર ઝળકી રહ્યો પણ આથી તો પહેલા કરતાં પણ વધારે અંધકાર ત્યાં છવાઇ રહ્યો હતો.

પરંતુ વિજળીના અજવાળાથી બારી કઇ બાજુએ હતી તે તેણી જાણી શકી અને બારી ઉપરથી તેણીએ બારણાની દીશા નક્કી કરી; તેણી તે દીશા તરફ ચાલી અને તેણીના ધારવા પ્રમાણે બારણા પાસે પહોંચી.

રખે ભુલ થતી હોય એવી બીકથી તેણીના પગ પાછા પડતા હતા. છતાં તેણીએ જરાક બારણું ઉઘાડયું. અંદર દીવો બળતો દેખાયો. વળી વાળેલી કમાનો દેખાઇ. તેણીને ખાત્રી થઈ કે આ હાડપિંજરોવાળો ઓરડો છે.

તેથી વધારે હિંમતથી તેણી અંદર દાખલ થઇ. પણ બરાબર જોતાં તેણીને લાગ્યું કે વધારે સાવચેતી રાખતાં તેણી વધારે છેતરાઇ હતી. પણ હાડપિંજરોવાળા ઘુમટદાર ઓરડાને બદલે તેણીએ એક નાના મંદીરવાળી ઓરડી જોઇ.

ત્યાં એક દીવો બળતો હતો. શાંતિ અપૂર્વ હતી. કોઇ પણ મનુષ્ય તેણીના સિવાય ત્યાં ન હતું. ઓરડી તદ્દન નાની હતી. એકજ દૃષ્ટિએ સઘળું જોઈ લેવાય. ત્યાં મુર્તિઓ પણ ત્યાં ન હતાં. ભીંતમાં એક ગોખલો હતો અને તેમાં વચ્ચે એક આરસનો પત્થર જડેલો હતો કે જેના ઉપર એક માગધી ભાષામાં લેખ કોરેલો હતો. આ ઉપરાંત તે ગોખલા નીચે એક મજબુત મેજ પડેલું હતું.

આપણી નાયિકા વિધવિધ ભાષાઓના જ્ઞાનમાં પારંગત હતી તેથી વગર મુશ્કેલીએ તેણીએ તે વાંચવાનું શરૂ કર્યું. તે લેખ નીચે પ્રમાણે હતોઃ—

"અહીં આ પ્રદેશના રાજા માનસિંહને દાટવામાં આવ્યા છે, કે જેણે મુસલમાન રાજા સાથે "સો કન્યા" વાળી કલંકીત સલાહ કરી હતી, જેને માટે પદભ્રષ્ટ કરી અજયગઢમાં કેદ કરવામાં આવ્યા હતા અને જે અહીંજ મરણ પામ્યા."

જેવી મનોરમા આ લેખ વાંચી રહી કે તરતજ તેની આંખો ફાટી રહી. તે બબડી ઉઠી, "વળી પછી સો કન્યાઓની હકિકત. ખરેખર આ ઉપરથી સો કન્યાઓમાંની એક હોવું . તે ઘણું નામોશી ભર્યું અને ભયંકર લાગે છે; અને બીચારી કંચન તેમાંનીજ એક છે."

જ્યારે તે આ પ્રમાણે વિચારમગ્ન હતી ત્યારે તેના હાથ ટેબલ ઉપર હતા. ત્યાં કંઈક હોય એવું તેણીને લાગ્યું. બારિક તપાસ કરતાં ત્યાં એક ખાનું જણાયું. સ્વભાવથીજ જીજ્ઞાસુ હોવાથી તેણીએ તે ઉઘાડયું. ટીપણાની માફક વાળેલા કાગળનો એક બીડો અંદર પડેલો હતો. તે સારી સ્થિતિમાં હતો. તેના ઉપર જરાપણ ધુળ ન હતી. તેની અંદર શરૂઆતમાં આ પ્રદેશના પહેલાના રાજા અને મુસલમાનો વચ્ચે જે ખુનખાર લડાઇ થઇ હતી તેનાં ચિત્રો હતાં; અને નીચે માગધી ભાષામાં તેનું યથાસ્થિત વર્ણન કરેલું હતું.

આવો જુના વખતનો લેખ જોઇ આપણી નાયિકાના હૃદયમાં આનંદનો પાર ન રહ્યો. જ્ઞાન સંપાદન કરવાની તેણીની તૃષ્ણા કદાપી મટતીજ ન હોતી. કોઇપણ જમાનાનું ગમે તે ભાષાનું જ્ઞાન મેળવવામાં તેણીને એટલો બધો રસ પડતો કે તેમાં આડે આવતા ભયની જરાપણ પરવા કરતી નહિ. તેથી જુના વખતના લેખના કાગળો અચાનક તેણીના હાથમાં આવ્યા એટલે તે એટલા બધા આનંદમાં આવી ગઈ કે ક્ષણભર ભીમસિંગને આપેલું વચન અને તેના હાનીકારક પરીણામને તે વીસરી ગઇ અને તે અથથી ઇતી વાંચી જવાના નીર્ણય ઉપર આવી. તે લેખ નીચે મુજબ હતો:—

"મોરારપાલ નામનો રાજા આ પ્રદેશ ઉપર રાજ્ય કરતો હતો. તે પોતાના એક બહાદુર સરદાર રામસિંહની પુત્રી રૂપસુંદરીની સાથે પ્રેમમાં પડયો. તેણીને પરણવાનું રાજાએ વચન આપ્યું. દુર્ભાગ્યે લગ્ન પહેલાં રૂપસુંદરીને એક પુત્રનો જન્મ થયો. આ બાળકને છુપી રીતે ધવલગિરિના જંગલમાં રહેતા એક ખેડુતને ત્યાં મૂક્યો. પાછળથી રાજાએ રૂપસુંદરી સાથે લગ્ન કરવાની ના પાડી. આથી સરદાર રામસિંહને બહુ ગુસ્સો ચઢયો; અને પોતાનું વેર કેમ વાળવું તેની તજવીજ કરવા લાગ્યો. છેવટે તે મુસલમાન રાજા પાસે ગયો અને રાજાએ જે કલંક તેને તથા તેની પુત્રીને લગાડયું હતું. તેનું વેર વાળવા તેની મદદ માગી. મુસલમાન રાજાએ પોતાના એક બહાદુર સરદારને મોટું લશ્કર આપી તેની સાથે મોકલ્યો. આ બાજુ મોરારપાલને તેની ખબર પડવાથી તેણે પણ પોતાનું લશ્કર એકઠું કર્યું. બન્ને લશ્કરો વચ્ચે એક મોટી ખુનખાર લડાઈ થઈ.

"આ લડાઇમાં મોરારપાલના લશ્કરની સજ્જડ હાર થઇ તેના સારા સારા ઉમરાવો અને સરદારો મરાયા. રાજા પોતે ઘાયલ થયો અને રૂપસુંદરી સાથે નાસીને ધવલગિરિના જંગલોમાં ભરાઇ ગયો. અહીંજ તેમણે પોતાનો બાળક એક ખેડુતને ત્યાં મૂક્યો હતો. તેઓ બન્ને થોડો વખત ત્યાંજ રહ્યા પણ પછીથી અજયગઢમાં આવીને ત્યાંજ આશ્રય લીધો.

"આટલા સમયમાં રામસિંહને પોતાના ભયંકર કૃત્ય માટે અને પોતાની જન્મભૂમિની જે દુર્દશા તેણે કરી હતી તે માટે સખત પશ્ચાતાપ થવા લાગ્યો અને મુસલમાની છાવણીમાંથી છુપા વેશે તે નાસી ગયો; અને પોતાને હાથે દેશની અને પ્રજાની કરેલી દુર્દશા માટે શોક કરતો અહીં-તહીં ભટકવા લાગ્યો. ફરતો ફરતો તે ધવલગિરિ પર્વતમાં આવી ચઢયો. મુસલમાન લોકોનું લશ્કર હજી આટલે સુધી આવી પહોંચ્યું ન હતું. અહીં લોકોએ તેને ઓળખી કહાડયો અને તરતજ પકડીને રાજા પાસે અજયગઢ મોકલી આપ્યો.

"આ પ્રમાણે મુસલમાન સરદારને હાથે પદભ્રષ્ટ થયેલો રાજા મોરારપાલ, દેશદ્રોહી રામસિંહ અને તેની પુત્રી રૂપસુંદરી એકજ જગ્યાએ એકઠા થયા. રૂપસુંદરીએ ગમે તેટલી આજીજી કરી તોપણ તેને ન ગણકારતાં રામસિંહને મારી નાખવામાં આવ્યો આથી તેની પુત્રી પણ તેની પછવાડે મરી ગઈ. રાજાને લડાઇમાં જે ઘા પડયા હતા તેથી તે પણ મરી ગયો. આ પ્રમાણે જે ત્રણ દુષ્ટ વ્યક્તિઓને લીધે દેશની અધોગતી અને પ્રજાની પાયમાલી થઇ હતી તેમનો વિચિત્ર રીતે અંત આવ્યો."

અહીંઆ કોઈ બારણું બંધ થવાનો અવાજ મનોરમાના કાન ઉપર પડયો અને તેથી તે ચમકી ઉઠી અને તેણીનું શરીર ધ્રૂજી ઉઠયું પણ કોઇ મનુષ્ય દેખાયું નહીં. ઓરડીનું બારણું હાલતું ચાલતું ન હતું. આ તેણીને કેવળ માનસિક ભ્રમ લાગ્યો. તેણીએ પાછું આગળ વાંચવાનું શરૂ કર્યું:—

"જે ઉમરાવો અને તેમનું લશકર લડાઈમાં બચ્યું હતું તેઓ થોડાક વખત સુધી ધવલગિરિના જંગલ અને ખીણોમાં ભરાઇ રહ્યા. પણ મુસલમાન લોકોએ મોટા મોટા શહેરો તથા અગત્યના કિલ્લાનો કબજો લઈ લીધો હતો. ફકત ગણ્યા ગાંઠયા શહેરો અને કિલ્લા મુસલમાન લોકોના હુમલા સામે ટકી રહ્યા.

"આ મજબુત કિલ્લાઓમાંનો એક અજયગઢ હતો; અને બધા દેશપ્રેમી સરદારોએ ત્યાં ભેગા થઇ પોતાનામાંથી એકને રાજા બનાવવાનો વિચાર કર્યો. આખરે તેઓએ સર્વાનુમતે ધીરસિંહ નામના એક બહાદુર સરદારને પસંદ કર્યો. થોડાજ વખતમાં ધીરસિંહની સરદારી નીચે એક લશ્કર એકઠું થયું અને તેણે મુસલમાનોને થોડા ભાગમાંથી પાછા હાંકી કાઢયા; અને થોડા પ્રદેશ ઉપર પાછી પોતાની સત્તા સ્થાપી.

"આ પ્રમાણે જે પ્રદેશ ઉપર ધીરસિંહે ફરીથી સત્તા બેસાડી તે અજયગઢ અને તેની આસપાસનો પ્રદેશ હતો, અને તેનો પહેલો રાજા ધીરસિંહ થયો. તેના ઉપર પ્રજાનો ઘણો ભાવ હતો. તેના પછી થોડા થોડા વર્ષ તેના બે વંશજોએ રાજ્ય કર્યું જ્યારે ધીરસિંહનો પૌત્ર ગાદી ઉપર હતો ત્યારે એક વિચિત્ર ઘટના બની આવી.

અપૂર્ણ.

---

# મુંબાઈનું રાત્રિ-રહસ્ય.

( લખનાર—ગુપ્તદૂત )

( તા. ૧૧-૫-૨૪ ના અંકથી ચાલુ )

રાત્રિના અગીયાર વાગ્યા હતા મદનમોહન પોતાના ગીરગામ બેંકરોડ પર આવેલા મકાનના સુસજ્જિત દિવાનખાનામા બેઠો હતો એટલામા તેનો ચાકર લક્ષ્મણ બારણું ઉઘાડીને ત્યા દાખલ થયો મદનમોહને તેને પૂછ્યુ—“કેમ, શું કામ છે ?”

લક્ષ્મણે નીચુ મસ્તક રાખી મૃદુ-મધુર કંઠે કહ્યુ—શેઠ, ત્રીકમદાસ શેઠ આવ્યા છે

“વારૂ, જા, તેમને અહિં તેડી લાવ”

લક્ષ્મણ તરતજ ત્રીકમદાસને મદનમોહનના દિવાનખાનામા લઈ આવ્યો ત્રીકમદાસ ગર્ભ શ્રીમંત ગુણવાન માણુસ હતો ઉમ્મર આશરે છત્રીસ સત્તાવીશ વર્ષની હતી કાવ્ય, સાહિત્ય, નાટ્ય અને ચિત્રકળાનો તે ઘણોજ ઉપાસક હતો સંગીત વિદ્યામા તે પ્રવીણ હતો અને ચિત્રકળા તો તેને એટલી હસ્તગત થઇ ગઇ હતી કે, મુંબાઇ શહેરમાં તેના જેવો ભાગ્યેજ કોઇ બીજો આર્ટીસ્ટ મળી શકે! મદનમોહન અને ત્રીકમદાસ ઉભય એકજ પ્રકૃતિના ઉપાસક હોવાથી બન્નેમા સારી મૈત્રી જામી હતી. મદનમોહનની અભિનય કળાનો તે ઘણો પ્રશંસક હતો અને તેના અભિનય ઉપરથી અનેક ચિત્રો ઉપજાવી તે પોતાની કીર્તિ મેળવી શકયો હતો

બન્ને મિત્રો ઘણા દિવસે મળેલા હોવાથી ઉભય હસ્તાંદોલન કરી એક કોચ ઉપર ચર્ચા કરતા બેઠા એટલામા લક્ષ્મણ પુન ત્યા આવ્યો અને એક પત્ર પોતાના શેઠના હાથમા મૂકી ચાલ્યો ગયો

મદનમોહને પત્ર ફોડી જોયો અને બોલ્યો—“ઓહો! આમા તો આપણી હરીફ કંપનીના નવા ખેલની ટીકીટ છે!” એટલુ કહી તે પત્રનું કવર ઉલટાવી ઉલટાવીને જોવા લાગ્યો

ત્રીકમદાસે જીજ્ઞાસાપૂર્વક કહ્યુ—“શુ આમા બીજુ કાંઇ લખેલુ નથી ?”

મદનમોહને જવાબ આપ્યો—“નહિ” એટલુ કહી પત્રપરના શિરનામાના અક્ષરો બરાબર ધ્યાનપૂર્વક તપાસતો તે બોલ્યો—

“વાહ! ઘણી સફાઇથી અક્ષરો લખ્યા છે! કોના હસ્તાક્ષર હોવા જોઇએ એ ઓળખી શકાતુ નથી, તેમ અનુમાન પણ થઇ શકતુ નથી!”

ત્રીકમદાસે પત્ર પોતાના હાથમા લીધો અને કહ્યુ—‘આ તો સ્ત્રીના હસ્તાક્ષર જણાય છે! અક્ષરો પકડાઇ ન જાય માટે ખાસ વાંકાચુકા લખ્યા હોય એમ જણાય છે! ખરેખર આમા કાંઇ ભેદ જણાય છે”

અક્ષરો ઉપર તીક્ષ્ણ દૃષ્ટિ રાખી મદનમોહન બોલ્યો—“આશ્ચર્ય!—આશ્ચર્ય!! નિશ્ચય સ્ત્રીનાજ અક્ષરો છે! પરંતુ પોતાના અક્ષરો પકડાઈ ન જાય એટલા માટે તેણે કંપતા હાથે અવળા લખ્યા જણાય છે!”

ત્રીકમદાસ સહજ મુખમા હસી બોલ્યો—“મદન! તારી મનમોહનમૂર્તિએ કોઇ રમણીના ઉપર જાદુ ચલાવ્યુ હોય એમ જણાય છે! આ રમણી પ્રેમના ફંદામા ફસાઈ પડી છે અને તને મળવા માગે છે વારૂ, પણ લક્ષ્મણ કેમ પાછો આવ્યો!”

ખરેખર, બન્ને જ્યારે ખાનગી ગુફતગુ કરતા હતા એટલામાં લક્ષ્મણ ત્યા છાનોમાનો આવી તેઓની વાતો સાંભળતો હતો ત્રીકમદાસે તેને સહજ કૌતુકભર્યા સ્વરે કહ્યુ—“કેમ, અહિં શા માટે આવ્યો છે ?”

કંપિત સ્વરે મદનમોહન તરફ જોઈ લક્ષ્મણે કહ્યું—“શેઠ, પેલા પત્ર સાથે આ બંડલ આવ્યુ હતુ, તે હું આપવા વિસરી ગયો હતો એટલે લઈ આવ્યો છુ.’

મદનમોહને પૂછ્યુ—“આ ચીઠ્ઠી અને બંડલ કોણ લાવ્યુ ?”

લક્ષ્મણે ઉત્તર આપ્યો—“એક ભૈયો આ બન્ને જણસો આપી તરતજ ચાલ્યો ગયો” એટલુ કહી લક્ષ્મણ દિવાનખાનુ છોડી બહાર ચાલ્યો ગયો ત્રીકમદાસ સ્થિર દૃષ્ટિએ તેના તરફ જોઈ રહ્યો

મદનમોહને તે બંડલ છોડી જોયુ તો બન્નેની અજાયબી વચ્ચે તેમાથી એક લાલ રંગનો સાફો નીકળ્યો થોડો વખત બન્ને જણ ચિત્રવત્ એક બીજાના સામુ જોઇ રહ્યા અને આ સાફાનો ભેદ પામી શક્યા નહિ આખરે મૌન ભંગ કરતા ત્રીકમદાસે કહ્યુ—“મદન! જે રમણીના મનની તે ચોરી કરી છે, તેણેજ આ સાફો બાંધી તું નાટક જોવા જાય ત્યારે તને બરાબર ઓળખી શકાય માટે મોકલાવ્યો હોય એમ જણાય છે! ખરેખર, આ સ્ત્રી બહુ ચાલાક હોવી જોઇએ મને તો જણાય છે કે આ સ્ત્રી કોઇ સભ્રાન્ત કુલશીલા હોવી જોઇએ”

મદનમોહન બેદરકારી બતાવી બોલ્યો—“જેમા આવો બધો ભેદ ભરમ ભરેલો છે, ત્યા હું તો જઈશ નહિ”

ત્રીકમદાસ આશ્ચર્યચકિત થઈ બોલ્યો—“કેમ? આવુ સરસ આમંત્રણ અને તેનુ તું અપમાન કરે છે? ક્યારથી તું સન્યાસી થયો? સ્મશાન વૈરાગ્ય તો નથી આવ્યો? જે સ્ત્રી તારાપર આટલી બધી મરી ફીટે છે તેનો આવો તીરસ્કાર? શું પાર્વતી બ્હેનને હું આ વાત કહી દઇશ એમ તું ધારે છે? મારામા તું આટલો બધો અવિશ્વાસ ધરાવે છે ?”

મદનમોહન બોલ્યો—નહિ તું ધારે છે એમ નથી નાટકનો તો આપણો ધંધો છે એટલે કોઇ પણ નવો ખેલ હોય તો અમારે જાણુજ જોઇએ, પરંતુ આ ખેલમા હું જઈ શકીશ નહિ પાર્વતી મને દેવતુલ્ય માને છે તેના આત્માને કિંચિત પણ આઘાત પહોંચે એવુ કાર્ય હું કરવા માગતો નથી માટે જો તું મારો ભાઈ હોય—મારૂં શુભ ઇચ્છતો હોય તો આ વાતમા મને ઉત્તેજન મળે એવું કરીશ નહિ”

ત્રીકમદાસ બોલ્યો—ભાઈ, આપણે તો કળાના ઉપાસક એટલે

જગતની દરેક સારી ખોટી બાબતો આપણે જાણવીજ જોઈએ. તારી જગ્યાએ જો હું હોઉં તો આ સ્રીનો ઉપભોગ કર્યા સિવાય રહું નહિ. તારી જો ઇચ્છા હોય તો તારે બદલે હું આ સાફો બાંધી નાટકમાં જઉં."

મદનમોહન ગંભીર સ્વરે બોલ્યો:–"ભાઈ, તારા જેવાએ આવું સાહસ કરવું એ ઉચિત નથી. શું તું એમ ધારે છે કે, મારા બદલે તું જઈશ તો તે સ્રી તારાપર પ્રસન્ન થશે ?"

વિરકત ભાવે હોઠ દબાવી ત્રીકમદાસ બોલ્યો:–"નહિ, નહિ. હું તો તારી મશ્કરી કરૂં છું. શું હું આવું કામ કરૂં એવો છું ? વારૂ, પણ તારૂં મુખ કેમ મ્લાન જણાય છે ! તારા મનમાં શી વિચારમાળા ચાલી રહી છે ?"

મદનમોહન બોલ્યો:–"ભાઈ, મારા હૃદયની વાત હું તારી આગળ કોઇ દિવસ છુપાવી રાખતો નથી. ગયા શનીવારે અમારી કંપનીનું 'વિશ્વદર્પણ' નામનું નવું નાટક હતું. તે વખતે એક અદ્ભુત ઘટના બની હતી. આજની માફક તે દિવસે પણ એક સ્રી તે ઘટનાની નાયિકા હતી. હું તો ધારૂં છું કે તે દિવસે જે રમણીએ અદ્ભુત પાઠ ભજવ્યો હતો, તેની તરફથીજ આ ટીકીટ અને સાફો આવેલ હોવો જોઇએ."

ત્રીકમદાસ કૌતુહલ ઉદ્દીપ્ત થઈ બોલ્યો:–"ગયા શનીવારે શું બન્યું તેની હકીકત તને કોઈ જાતની હરકત ન હોય તો મને જણાવ, તે સાંભળવાને મારૂં મન બહુ ઉત્સુક થઈ રહ્યું છે."

મદનમોહન બોલ્યો:–"કહેવાને મને કોઈ જાતનો વાંધો નથી. તે સ્રીનું હું નામ જાણતો નથી, તેનું ઠેકાણું જાણતો નથી એટલે તે અદ્ભુત વૃત્તાંત કહેવાથી તેના સંભ્રમની હાની થવાની સભાવના નથી એટલે તારો આગ્રહ છે તો હું કહું છું. એટલું કહી મદનલાલે કહેવા માંડ્યું:–"ગયા શનીવારે રાતના પહેલો અંક ખલાસ થવા બાદ મને એક અજ્ઞાન રમણી તરફથી ચીઠ્ઠી મળી. આ ચીઠ્ઠીમાંના લખાણના ભાવાર્થ ઉપરથી હું એટલું તો સમજી શક્યો કે, તે મારાપર અનુરકત થઈ હોવી જોઈએ. અર્થાત્ ઘણો લાંબો વિચાર કર્યા પછી હું મારા મનને કાબુમાં રાખી શક્યો નહિ અને ખેલ ખલાસ થવા બાદ તેણે જણાવેલ સંકેત સ્થળે રીપન થીએટરની પછવાડેની ગલીમાં હું ગયો ત્યાં એક કાળા ઘોડાવાળી ઝુમ ગાડી ઉભેલી હતી. મને જોતાંજ કોચમેન મારી પાસે આવ્યો અને મારો હાથ પકડી ગાડી પાસે લઈ ગયો. મંત્રમુગ્ધ નાગને જેમ મદારી નચાવે તેમ હું તેની સાથે ગયો. તરતજ ગાડીનું બારણું ઉઘડી ગયું અને હું તેમાં દાખલ થયો. ગાડીમાં ઘોર અંધકાર હતો. તે અંધકારની અંદર હું જોવા લાગ્યો પણ મને કાંઈ દેખાયું નહિ. ગાડી ચાલવા લાગી. ઘોડાના ડાબલાના ટપટપ અવાજ સિવાય કાંઇ પણ સંભળાતું ન હોતું. અંધકારમાં હું ચુપચુપ બેસી રહ્યો એટલામાં કોઇ સ્રીનાં રેશમી વસ્રોનો સ્પર્શ મારા હાથને થયો. ચમકિત બની હું કાંઇ પુછવા જાઉં એટલામાં નિમિષ માત્રની અંદર એક સ્રીના સુકોમળ આલીંગનમાં હું આબદ્ધ થઈ ગયો. તેના અધરે મારા અધરને સ્પર્શ કર્યો. તેનાં સ્તનયુગલો મારા વક્ષસ્થલ સાથે સંલગ્ન થઈ જરા જરા કંપવા લાગ્યાં. કંપિત અને સુમધુર મૃદુ કંઠે તે સ્રી બોલી:–"ભય પામશો નહિ. હું તમને ચાહું છું !" રમણીનો મધુર સ્વર સાંભળી હું તેને વારંવાર ચુંબન કરવા લાગ્યો. રમણીએ પ્રતિ ચુંબનથી તેનો ઉત્તર વાળ્યો. ત્યાર પછી થોડીકવાર સુધી બન્નેમાંથી કોઇ બોલ્યું નહિ."

ત્રીકમદાસે સ્હેજ હસી પૂછ્યું:–"ત્યારે તો તે બુઠ્ઠી હોવી જોઇએ. નહિ તો આવી રીતે કપટ કરી તારી સાથે આમ વર્તે નહિ!"

મદનમોહન બોલ્યો:–"નહિ, નહિ. બુઠ્ઠી નહિ, પણ નવીના યુવતી હતી ! જો કે ગાડીની અંદર અંધકાર હતો તથાપિ આલીંગનથી હું સમજી શક્યો કે તેનાં પયોધર સમુન્નત હતાં, અને બન્ને બાહુઓ સુલલિત હતા. ચુંબનથી સમજી શકાતું હતું કે, તેના સરળ અધરોષ્ઠ સુધાસિક્ત હતા અને કોમળ કપોળપરથી પદ્મગંધની વાસ આવતી હતી અર્થાત્ તે સ્રી પૂર્ણ રૂપસંપન્ના યુવતી હતી."

વિસ્મિત બની ત્રીકમદાસે પુનઃ કહ્યું:–"આવી અદ્ભુત ઘટના-યુકત વાત મારા જન્મમાં મેં કયારેય સાંભળી નથી. જો તારો અને મારો અકપટ બન્ધુ જેવો સંબંધ ન હોત તો હું આ વાતમાં વિશ્વાસ રાખત નહિ કોઈ નવલકથાની વાત તું મારી પાસે કહી સંભળાવે છે, એમજ હું તો માનત."

મદનમોહન બોલ્યો:"ખરેખર, આજે હું ખરી સત્યઘટનાનીજ વાત કહી સંભળાવું છું."

ત્રીકમદાસ બોલ્યો:–"વારૂ, ત્યાર પછી શું થયું ?"

મદનલાલ બોલ્યો:–"ક્ષણ કાળ સુધી પ્રેમાનંદમાં લીપ્ત થઈ મેં સ્વર્ગ સુખનો ઉપભોગ કર્યો. માણસ જેમ સ્વપ્નમાં સુખોપભોગ ભોગવે છે, તેમજ મેં પણ તેવીજ રીતે સ્વપ્નસુખ અનુભવ્યું. કેટલાક વખત પછી મારાથી રહેવાયું નહિ એટલે મૌન ભંગ કરી હું બોલ્યો:–

"સુંદરી ! તમે કોણ છો, એ હું જાણતો નથી, કિન્તુ પ્રેમમુગ્ધ બનાવી તમે મને સ્વર્ગમાં લંઇ જતાં હો, એમ જણાય છે !"

ત્રીકમદાસે પૂછ્યું:–વારૂ, તે સુંદરીએ શું ઉત્તર આપ્યો !"

મદનમોહન:–"તે સુંદરી કાંઈ પણ બોલી નહિ, પરંતુ પુનઃ પુનઃ ચુંબન કરી મારાં વક્ષસ્થળ ઉપર વક્ષ રાખી રહી. આનંદ સલિલથી અભિષિકત બની મનમાં ને મનમાં મેં પ્રતિજ્ઞા કરી કે, જ્યાં સુધી હું આ સુખભંગ મેળવીશ ત્યાં સુધી આ રમણી જે કાંઈ કહેશે તેનું પાલન કરીશ. ચુંબનો-આલીંગન ચાલતાં હતાં એટલામાં ગાડી ઉભી રહી. રમણીએ મારી આંખપર કાળો રેશમી રૂમાલ બાંધ્યો. ત્યાર પછી કોચમેને આવી ગાડીનું બારણું ઉઘાડ્યું. રમણી મારૂં કાંડું પકડી આગળ ચાલવા લાગી. આ વખતે અનુમાનથી હું સમજી શક્યો કે, ફાટક પાર કરી અમે ઉદ્યાનમાં પ્રવેશ કર્યો હતો. થોડેક દૂર ગયા પછી રમણીએ મારો હાથ છોડી દીધો. ખટકટ શબ્દ થતાંજ એક બારણું ઉઘડ્યું. અમે અંદર દાખલ થતાંજ બારણું બંધ કરી રમણીએ પુનઃ મારો હાથ પકડ્યો. જાણે કે મારા તરફ કેટલોય પ્રેમ-અનુરાગ દર્શાવતી હોય તેમ તે ઘડી ઘડી મારો હાથ દબાવવા લાગી. અમે એક સીડી ઉપર ચડવા લાગ્યાં. આવી રીતે તે મને એક સુગન્ધથી આમોદિત થયેલા ઓરડામાં લઈ ગઈ.

અપૂર્ણ.

[ આ અદ્ભુત લેખનો આગળનો ભાગ આવતા તા૦ ૨૫-૫-૨૪ ના અંકમાં વાંચો. ]

# પરલોકના પંથે.

લખનાર—રા. રમણીક કીશનલાલ મહેતા.

સાત વર્ષ ઉપરની વાત છે. યૂરોપીય મહાસંગ્રામનો આરંભ થઇ ચુક્યો હતો. ભારત વર્ષમાં સર્વત્ર ધરપકડ ચાલી રહી હતી. તે તે સમયે ત્યાં—જે સ્થળની ઘટનાનુ આ વર્ણન છે, પ્લેગ ચાલતો હતો. લોકો શહેરની બહાર મેદાનમા ઝુંપડીઓમાં પડયા રહેતા હતા.

સિપાઇઓની મોટરો દુર્ગન્ધ શોધવા તત્પર બનેલી માખીઓની માફક દોડયા કરતી હતી. આ ઉપરથી અનુમાન થતું હતું કે બ્રિટિશ રાજ્યની ઇમારત ધરાશાયી કરવાને કોઇ ઠેકાણે ગુપ્ત પ્રયત્ન થઈ રહ્યો હતો; અને ત્હેની તપાસને અર્થેજ એટલું બધું પેટ્રોલ બગાડવામાં આવતું હતું. અત્યંત પરિચિત લોકોમા કોઈ કોઈ વાર વાતો થતી હતી કે અમુક અમુક વ્યક્તિઓને જલદી પકડવામાં આવનાર છે; પરન્તુ કોઇ પોલીસ નોકર યા અજાણી વ્યક્તિની છાયા નજરે પડતાજ જેમ લાલ વાવટાને જોઇ આગગાડી બંધ પડે છે, તેમ તે વાત અટકી પડતી. રામરાવને ખબર પડી કે ત્હેને પકડવાનો છે. સરકારી ઑફિસમાંથી આ ખબર કેવી રીતે ફુટીને બહાર આવી ત્હેની કોઈનેય ખબર ન હતી

રામરાવ પોષ્ટ ઑફિસમાં નોકર હતો ત્હેણે પોતાના મહોલ્લામાં એક અખાડો ખોલ્યો હતો, જેમાં બાળકોને લાઠી-લકડી વગેરેના દાવ, તથા કુસ્તી શીખવવામાં આવતાં હતાં સાર્વજનિક શાન્તિનો ભંગ કરનાર આ અપરાધ—જો તે અપરાધ લેખાતો હોય તો—રામરાવે કર્યો હતો. કદાચ સરકારને પોતાના ગુપ્તચર વિભાગ તરફથી ખબર મળી હશે કે તે અખાડામા રાજ્યદ્રોહીઓની સેના તૈયાર કરવામાં આવે છે !

(૨.)

જ્યારે રામરાવને શાન્તિરક્ષાના પોલિસ અમલદારદ્વારા મોટરમાં બેસાડવામાં આવ્યો, ત્યારે ત્હેના જીવનમાં પહેલીજવાર મોટરમાં બેસવાથી ત્હેને સુખ થયુ કે દુ:ખ તે તો પોતેજ જાણે પરન્તુ આ આકસ્મિક વિયોગથી ઉમાની દશા બહુ શોચનીય થઇ.

યશવંતને લઇને ઉમા પગે ચાલતી ચાલતી રાત્રિના બાર વાગે પોલિસ થાણા પાસે પહોંચી. પોલિસની છાયામા યમરાજની વિકાળ પ્રતિકૃતિ જોનાર યશવંત ઉમાએ દબાણ કરવા છતાં યે થાણામાં ન ગયો સંસારના વિષમ માર્ગોથી અપરિચિત ઉમા, તે ચાંદની રાત્રિમાં આગળ વધી. પહેરા ઉપરનો સંત્રી આંખો ખુલ્લી હોવા છતાં સ્વપ્ન અનુભવી રહ્યો હતો રામરાવ નિંદ્રનુ આવાહન કરી રહ્યો હતો, પરન્તુ નિંદ્રાદેવી પોતાના ભક્તને કેવળ કામળપર આળોટતો જોઇને સંકુચિત થઇ રહી હતી.

* * * *

"શું તમને ખાટલો નથી આપવામાં આવતો ?"

"હું સરકારનો જમાઇ થઇને અહિં આવ્યો નથી કે મ્હારો એટલો સત્કાર કરવામાં આવે."

"ઘેરથી ખાટલો અને કપડાં લાવી આપું ?"

"શું તું ગાંડી થઈ છે ? સરકાર મ્હને જે પ્રમાણે રાખે, તે પ્રમાણે મ્હારે રહેવું જોઇએ. મ્હને કોઈ જાતનું કષ્ટ નથી. મ્હારી ચિન્તા ન કરીશ. હું આનંદમાં છું."

'અહિં આનંદમાં છું' એ શબ્દો ઉમાને સંતોષવા અસમર્થ નીવડયા. ત્હેની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી.

(૩.)

બે દિવસ પછી રામરાવને સેંટ્રલ જેલમા લઇ જવામાં આવ્યો, અને કેદીના પોષાકમાં એક એકાંત ઓરડામાં રાખવામાં આવ્યો. થોડા સમય પછી ઉમાને આ વાતની ખબર પડી. આ જેલમાં મળવા જઇ પહોંચવું એ ત્હેના કલ્પનાક્ષેત્રની અંદર પણ વ્યવહારક્ષેત્રની બહાર હતું.

પતિપરાયણ ઉમાએ ઘરનેજ જેલના રૂપમા લાવી મૂક્યું. પોલિસ થાણાથી પાછા ફર્યા પછી ત્હેણે જમીનપર કામળ પાથરી સુવાનો આરંભ કર્યો હતો. હવે ત્હેણે ખોરાકમાં પણ ફેરફાર કર્યો. કેદીઓને જે પ્રકારના આટાના રોટલા આપવામાં આવે છે તેવાજ પ્રકારનું તે ભોજન કરતી

રામરાવપર જે આરોપ મૂકવામાં આવ્યો હતો, ત્હેનું પ્રાયશ્ચિત જન્મ દેશનિકાલ યા તો ફાંસીથી થઇ શકતું હતું. બન્યુ પણ તેમજ. રામરાવને જન્મપર્યન્ત કાળા પાણીની સજા થઇ. ઉમાના દેવી, દેવતા, મિત્રોના પ્રયત્ન અને વકીલોનું કાયદાનું જ્ઞાન રામરાવને બચાવવામાં નિષ્ફળ નીવડયા.

જે વખતે ઉમા પોતાના આરાધ્ય દેવની અન્તિમ મુલાકાત લેવા માટે જેલમાં જઈ પહોંચી, તે સમયનું દૃશ્ય બહુ કરૂણોત્પાદક હતું. નિર્દોષ રામરાવ પ્રતિ જનતાની પ્રબળ ભાવનાઓ ઉછળી રહી હતી મિત્રોના હૃદયપર શોકનું વાદળ છવાઈ રહ્યું હતું. પરન્તુ ઉમાના હૃદયમા અલૌકિક શાન્તિ હતી. ત્હેના ચક્ષુમાં નહોતું એક પણ અશ્રુબિન્દુ, કે નહોતો મુખમાં એક પણ કરૂણાર્દ શબ્દ ! અપૂર્વ શાન્તિથી ભગ્ન હૃદયે ઉમા રામરાવને વિદાય આપતી જોઈ રહી.

જોત જોતામા તો દેવદુર્લભ ભારતભૂમિનો તટ આંખ આગળથી દૂર થવા લાગ્યો રામરાવે ભર્યે હૃદયે અનિમિષ દૃષ્ટિએ તે નિહાળ્યો દેશ સેવાની પવિત્ર ભાવનાઓ પોતાના ઉજ્જ્વળ સ્વરૂપમાં ત્હેના દૃષ્ટિ પથપર ખડી થઈ. હૃદયપટપર સ્નિગ્ધ ભાવ ઉદિત થવા લાગ્યા. અંતર્દૃષ્ટિ પ્રત્યેક ચિરપરિચિત સ્થાન ભુલવા લાગી. પતિપરાયણા ઉમાની એક એક વાત ત્હેને યાદ આવી

પોતે હવે ઉમાને આ સંસારમાં નહિ મળી શકે એ વિચારતાં વિચારતાં રામરાવની દશા જેમ સીતાજીના વિરહથી રામચંદ્રજીની થઈ હતી ત્હેવી થઈ અને તે ગતચેતન થઇ જમીનપર ઢળી પડયો.

મૂર્છા દૂર થયા પછી રામરાવે પોતાને 'મહારાજા' જહાજમાં બેઠેલો જોયો. થોડા સમયમાં રામરાવ જેલજીવનનો અભ્યાસી બની ગયો. મનુષ્ય સ્વભાવજ એવો હોય છે કે તે પોતાને, પોતાની પરિ-

સ્થિતિને અનુકૂળ બનાવે છે; અને ગમે તેટલાં સંકટ પડવા છતાંયે 'આથી યે મહાન્ સંકટ બીજા ઉપર પડે છે' એમ માની તે સંતોષ પામે છે. જેમનાં વસ્ત્ર, ભોજન, સ્થાન, વગેરેપર પહેલાં જે તિરસ્કાર આવતો હતો તે કાળે કરી દૂર થતો ગયો. ત્હેનો બીજા કેદીઓ સાથે સહચાર વધતો ગયો.

(૪.)

દિવસ ઉપર દિવસ વીતવા લગ્યા; અને પૃથ્વી સૂર્યની આસપાસ એક પછી એક ચક્કર પૂરાં કરતી ગઈ. અહિં ઉમાની તપસ્યા પણ સિદ્ધિ સમીપ પહોંચી.

એક દિવસ લોકોએ સાંભળ્યું કે ઉમા ઝુંપડી છોડીને ક્યાંક ચાલી ગઈ છે. પછી પૂછવું જ શું? જેટલાં મ્હોં તેટલી વાતો! 'કુલટા' 'પતિતા' આદિ અનેક વિશેષણો, જેમાંના કેટલાક તો કોઈ શબ્દકોષમાં શોધ્યાયે ન જડે, એવાનો ઉપયોગ ઉમાને માટે કરવામાં આવ્યો. જે લોકો ઉમાનો પક્ષ લેતા હતા, તેઓ આ વખતે કાંઈએ બોલી શકતા નહિ. ત્હેમને પણ લાગ્યું કે ઉમાને સાધ્વી માનવામાં ત્હેમની ભૂલ હતી. મનુષ્ય પોતે પોતાના હૃદયને પિછાની શકતો નથી; નહિ તો તે ભૂલ કરીને પશ્ચાતાપ ન કર્યા કરત; અને ઋષિઓ પણ ઉપદેશ ન આપત કે 'પહેલાં ત્હમારી જાતને ઓળખો.'

કાળા પાણીની જેલમાં રામરાવ પોતાનું જીવન વ્યતીત કરતો હતો; અને ફક્ત આશાના એક કિરણેજ. મહાયુદ્ધ સમાપ્ત થયે સૌ રાજ્યદ્વારી કેદીઓને છોડી મૂકવામાં આવશે એવી ત્હેને આશા આપવામાં આવતી. આશાનો એકજ તંતુ ત્હેને જીવનલોભી બનાવતો. સાથે એક ચિન્તા પણ હતી. આશાનું ધીમું પડતું સંગીત આ ચિન્તાનેજ આભારી હતું. ચિન્તા ત્હેનું હૃદય કોરી ખાતી. એ ચિન્તા એને ગાંડો બનાવતી. એ ચિન્તા ઉમા વિષેની હતી. ત્હેને જે કાગળો મળતા ત્હેમાંના કોઇમાંયે ઉમાના સમાચાર ન્હોતા આવતા.

સ્હવારના ચાર વાગ્યા છે. જેલનો ચાર વાગ્યાનો ઘંટ વાયુમંડળના વક્ષ સ્થળને ભેદીને શાંત થઈ રહ્યો હતો. રામરાવે આંખ ઉઘાડી જોયું તો મૂર્તિમતી ઉમા ત્હેની સમીપ ઉભેલી હતી. રામરાવ આ દ્રશ્ય જોઈ અવાક્ બની ગયો. ઉમાએ કહ્યું, "નાથ, મ્હારો ને ત્હમારો વિયોગ નહિ થાય. હવે હું એવા સ્વરૂપમાં છું કે ત્હમે મ્હને ત્યજી શકશો નહિ. હું ત્હમારી છાયા બનીને અનિક્ષણ ત્હમારીજ સાથે રહીશ." આટલું કહી જેમ વાયુના આઘાતથી ધુમ્રપુંજ છિન્નભિન્ન થઇ જાય છે, ત્હેમ ઉમા અદ્રસ્ય થઈ ગઈ. ભરાયેલા હૃદયે રામરાવ આ ઘટનાપર વિચાર કરવા લાગ્યો.

સ્હવારના હાજરીના વખતે જ્યારે સૌ કેદીઓ એકઠા થયા ત્યારે રામરાવે સાંભળ્યું કે તે દિવસે જે સ્ત્રી આવી હતી તે પોતાના ઓરડામાં ફાંસો ખાઇ મરણ પામી હતી. રામરાવની દ્રષ્ટિ આગળ—કલ્પનાદ્રષ્ટિ આગળ ઉમાની તે શાન્ત મૂર્તિ ફરી ખડી થઈ; અને તુરતજ તે અદ્રસ્ય થઈ. રામરાવે મનમાં કહ્યું, "તો શું ઉમા આ સંસારમાં નથી?"

હૃદયના ઉંડા ખુણામાંથી કોઇએ જવાબ આપ્યો, "ના." વાયુમંડળનો પ્રત્યેક સપાટો ત્હેના અવિશ્વાસુ મનને ખાત્રી આપતો હોય તેમ 'નહીં'નો પ્રતિધ્વનિ કરવા લાગ્યો. રામરાવની આંખે અંધારાં આવ્યાં. ત્હેના જીવનનું પ્રયોજન આ દુનિયા છોડી ચાલી ગયું. કારાગારમાંથી તે મુક્ત થાય તોપણ તેના હૃદયને આકર્ષણ કરે એવું કશુંજ સંસારમાં રહ્યું ન હતું.

તે દિવસે સાંજે જેલના ઉપરી અધીકારીએ રામરાવને બોલાવી એક પત્ર આપ્યો. ઉમાના મરણ પામ્યા પછી ત્હેની પાસેથી એ મળ્યો હતો તેમાં લખ્યું હતું:—

"નાથ! કાળા પાણીએ આવી તમારાં દર્શન કરી શકીશ, એવી આશામાં મ્હેં તમારી ઘણી તપાસ કરી પણ તમારાં દર્શન થવાં મુશ્કેલ હતાં એ જોઇને હું આજે આત્મહત્યા કરૂં છું. મ્હારી પ્રભુને પ્રાર્થના છે કે તે મ્હને માફ કરે; અને જન્મ જન્માન્તરમાં ત્હમારી દાસી બનાવે! ત્હમારી ઉમા!"

આશા દેવીનું મધુર સંગીત ગાતા વીનનો એકનો એક છેલ્લો તંતુયે તુટી ગયો. સંપૂર્ણ.

---

આ પત્ર નરોત્તમ પીતાંબર દ્વારે મુંબઈ નં. ૯૩ ... પરેલ રોડપર શેઠી નોર્થ કોટ હિન્દુ ઓર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં છાપ્યું છે અને તેની વ્યવસ્થાપક ... દ્વિવેદીએ મુંબઈ નં. ૪ ગીરગામ ... બીલ્ડીંગમાંથી પ્રસિદ્ધ કર્યું છે.

# મોજ-મજાક

[ પુ. ૧ લું. ]

[ અંક ૭ મો. ]

રસિલી રાધા



"ના—ના, કોઈ જાણે તો ફજેતી થાય." પૃષ્ઠ ૫

વાર્ષિક લવાજમ, રૂ. ૪-૦-૦

છુટક નકલ મુંબઈમાં ૧ આનો. બહાર ગામ સવા આનો.

આજના લેખોનો ક્રમ.

મુખપત્ર ..........................................૧
એક ગીત! (રા. છોલણુ) ..........................૩
રસિલી રાધા (?) ..................................૪
મારી મિસિસનું પહેલું ભાષણ (રા. મસ્ત ફકીર) ......૭
આજકાલનાં ઐતિહાસિક નાટકો (મિસ ફરવત) ......૮
મુંબાઈનું રાત્રિ-રહસ્ય (રા. ગુપ્તદૂત) ..............૧૦
પાંચા પટેલની પટલાઈ! (રા. સુમન્ત) ..............૧૨
ચાર રોટીયામાં ચોપડે ચરો! (રા. રંદો) ..........૧૩

આ પત્ર ભાઈ... પીતાંબર ઠક્કરે મુંબઈ નં. ૬૩ ચીંચપોકલી પરેલ રોડપર લેડી નૉર્થ કોટ હિન્દુ ઓર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં
છાપ્યું છે અને ...

# રસિલી રાધા

લખનારઃ- ?.

જીવિત આ મ્હને છે થયું કડુ !
મરણની ન કાં ઔષધિ વડે ?
ન મુજ વિશ્વ ને વિશ્વની ન હું,
દિલ ને મૃત્યુથી આ નિવારવું !
કલાપી.

પાઠક ! મ્હારી જીવનકથા બહુ લાંબી નહિ પરંતુ કરૂણાપૂર્ણ છે. હું આત્મકુટુંબમાં જન્મેલી, વૃદ્ધ વરને પનારે પડેલી એક કિશોર કોમળાંગી જેવી રીતે વિલાસવાડીની વારયોષિતા બની એ હેવાલ રજૂ કરવા માટે લાજશરમને દેશવટો આપી દઈ લેખિનીને મેં હાથમાં લીધી છે.

ગરીબ માતાપિતાને ઘેર હું જન્મી હતી. ન્હાનપણથી રસિક પ્રેક્ષકજનો મારા સૌંદર્યની પ્રશંસા કરતાં હતાં. બાર તેર વર્ષની ઉમ્મર થતાં સુધીમાં મેં ગુજરાતી પાંચ ચોપડીઓનો અભ્યાસ કર્યો હતો તથા સ્વાભાવિક રીતે હું વાંચનની રસિયણ બની હતી.

અણસુંઘ્યું ફુલ, નખવડે પણ અણચુંટી કળી, અણવીંધ્યું રત્ન, અણચાખ્યું નવું મધ એ સહુના જેવું મારું સૌંદર્ય કામ વગરનું હતું.

ન્હાની ઉમ્મરમાં સરખી ઉમ્મરની સખીઓ તથા સખાઓની સાથે વરવહુની રમતો રમી ભાવિ જીવનનું મ્હેં એક કલ્પનામય મનોહર ચિત્ર મારા મનમાં અંકિત કરી રાખ્યું હતું.

હું જ્યારે ચૌદ વર્ષની ઉમ્મરની થઈ ત્યારે મારા પિતાએ પચાસ વર્ષ પુરાં કરી વનમાં ગયેલા એક વૃદ્ધ વિધુર સાથે મારૂં લગ્ન કર્યું અને લગ્ન થતાંની સાથે જ સંસારજીવનનું જે રમ્ય કલ્પનામય ચિત્ર મેં મ્હારા મનમાં અંકિત કરી રાખ્યું હતું તેના ઉપર કાળી શાહી ઢળી ગઈ.

મારા પિતા પાંચ હજાર રૂપિયા લઈ કન્યાદાન દઈ ઋણમુક્ત થયા અને હું મ્હારા વૃદ્ધ પતિની સાથે 'અમે ઘડીઓ ગઈ જીત્યાં રે આનંદભર્યાં'નો રમણીકંઠોચ્ચારિત સંગીતધ્વનિ સાંભળતી મુંબાઈ ગઈ.

મારા પતિ મુંબાઈમાં શેરબજારનું તથા રૂનું બીઝનેસ કરતા હતા. ઘરના અંતઃપુરમાં બેસી હું હજારો રૂપિયાની ઉથલપાથલની વાતો સાંભળતી હતી. હું એ ઘરની ત્રીજી ગૃહિણી હતી. પહેલી બે સ્ત્રીઓથી મારા પતિને એક પુત્ર અને એક કન્યા થયેલાં હોઈ એ પુત્રની ઉમ્મર મારા લગ્ન વખતે પચીસ વર્ષની તથા પુત્રીની ઉમ્મર વીસ વર્ષની હતી. પુત્રનું નામ રમણલાલ અને પુત્રીનું નામ કમળા હતું. બન્નેનાં લગ્ન થઈ ગયેલાં હોઈ કમળા સાસરે રહેતી હતી અને રમણ મારા ઘરમાં જ તેની કિશોરી પત્ની વનલીલા સાથે સંસારલીલાના જેમ રમતો હતો.

રમણ અને વનલીલાની સંતાકુકડીની રમત, એકાન્ત ગોષ્ઠી, પ્રેમાલાપ કરવાનો તેમનો પ્રયત્ન અને નવજીવનના રસિકતાથી ભરેલા ઉભરા કોઈ કોઈ વખતે છુપી રીતે હું જોઈ લેતી હતી. એ પ્રકારો જોઈ કોણ જાણે કે શાથી મારાથી અંતરના ઉંડાણમાંથી ગાઢ નિશ્વાસ મૂકી દેવાતા હતા.

ઘરમાં રસોઈઓ તથા નોકર ચાકર હોવાથી મારે ઘરનું કોઈ કામકાજ કરવું પડતું નહોતું. મારા પતિના નિત્યક્રમનું વર્ણન કરી પછી હું મારા નિત્યક્રમનો ઉલ્લેખ કરીશ. તેઓ સવારે સાત વાગે ઉઠી દંતધાવન અને સ્નાનસંધ્યા કરી નવેક વાગે દૂધ પીતા હતા. પછી બે કલાક બહાર ફરી આવી અગીઆર વાગે જમી એકાદ કલાક વામકુક્ષી કરી કોટમાં ચાલ્યા જતા હતા. કોટમાંથી સાંજે સાત વાગે ઘેર આવી જમીને કથા સાંભળવા જતા અને કથામાંથી રાત્રે દશ અગીઆર વાગે ઘેર આવી શય્યામાં સૂઈ રહી બે ચાર ક્ષણમાં જ શબદેહની માફક જાણે કે નિર્જીવ બની જતા હતા !

હું સવારે આઠેક વાગે ઉઠી દંતધાવન કરી ચ્હા પી સ્નાન કરતી હતી. પછી અડધા કલાક સુધી કેશસજ્જન કરી સુંદર વસ્ત્રાલંકારો પહેરી દેવદર્શન કરવા જતી, ગુરૂદેવની ચરણરજ શિરે ચડાવી, ભક્તિપૂર્ણ સેવાથી તેમને સંતુષ્ટ કરી નુપૂરઝંકાર કરતી કરતી હું ઘેર આવી કલાકેક રસિક નવલકથા વાંચતી અને પતિ જમીને વામકુક્ષી કરતા એટલે રસોડામાં જઈ જમતી હતી. પછી પાછી અલગ એકાન્ત ઓરડામાં પલંગ ઉપર બિછાવેલી સ્વચ્છ સુકોમળ શય્યામાં આડી થઈ વાર્તાઓ વાંચતી. ત્રણેક વાગે મળવા આવેલી રીના, રમા, સાવિત્રી વગેરે સખીઓ સાથે બેસી ચ્હા પી વાર્તાવિનોદ કરતી હતી. વનલીલા મારી પાસે ક્વચિત જ આવતી. બનતા સુધી તે મારાથી દૂર જ રહેવાનો પ્રયત્ન કરતી હતી.

પાંચ વાગે હું પુનઃ સુંદર વસ્ત્રો પહેરી, ફણિધર જેવા કેશકલાપ સુવ્યવસ્થિત કરી તેમજ આગળના વાળના ભાગને કામદેવના બાણ જેવા મનોહર બનાવી એકાદ સખીને ઘેર જઈ કલાકેક બેસતી હતી અને પછી દર્શન કરવા જઈ ફરતી ફરતી રાત્રે સાતેક વાગે ઘેર આવી જતી હતી. રાત્રે વૃદ્ધ પતિની સાથે શયનગૃહમાં સૂઈ રહેતી વખતે ઇચ્છા નહિ હોવા છતાં હું એક રામાયણના જીર્ણ પુસ્તકને પલંગ ઉપર મૂકી રાખી પતિદેવને મ્હારી ભક્તિપ્રિયતાનો પરિચય કરાવતી હતી.

રમણ અને વનલીલાને વાર્તાનાં પુસ્તકો વાંચવાનો ઘણો શોખ હતો. રમણ દિવસે કૉલેજમાં જતો હતો ત્યારે વનલીલાના ઓરડામાંથી હું મને ગમતાં પુસ્તકો લઈ આવતી હતી.

ઉમ્મરના વધવા સાથે મારૂં સૌંદર્ય પણ વધવા લાગ્યું. કમળ વિકસિત થવા લાગ્યું; પરંતુ ભોગી મધુકર વનકુંજમાં ક્યાંક છુપાઈ ગયો હતો ! શ્રીમંતાઈનાં સઘળાં સાધનો હોવા છતાં મ્હારી હાલત એક ફકીર કરતાં પણ વિશેષ કરૂણ હોય એમ મ્હને લાગતું હતું. મધ્યાન્હકાળના પ્રખર દિનકર જેવું મારૂં સૌંદર્ય આયનામાં જોઈને હું નિસાસા ઉપર નિસાસા મૂકતી હતી. વર્ષાઋતુનો સરિતાપ્રવાહ જેવા જોરથી સાગર તરફ દોડી જાય તેવા જ જોરથી મારા શરીરનું

સાન્ટાક્રુઝ આવી. ધીમે ધીમે અમારૂં પાપ તે જાણી ગઈ તથા તેણે મને પોતાને ઘેર આવતી બંધ કરી દીધી. સગર્ભા થયા પછી મારી ચિંતાનો પાર રહ્યો નહોતો. મારા જેવી બ્રાહ્મણકુળોત્પન્ન એક વિધવાને સંતાનપ્રાપ્તિ થાય તો લોકો કેવી કઠોર નિન્દા કરે એ હું સારી રીતે જાણતી હતી.

વિધવા થયા પછી લોકલાજને આધીન થઈ મારે મારા અલંકારો કાઢી નાખી શોક પાળવો પડતો હતો. શેરસટ્ટામાં તથા રૂ-બજારની મંદીમાં મારા પતિને એટલી બધી ખોટ આવી ગઈ હતી કે, જોતજોતામાં તેમની સઘળી સ્થાવર અને જંગમ મિલકત વેચી નાખી દેવું ભરવું પડ્યું. રમણે ઘરજંજાળનો સઘળો બોજો શિર ઉપર આવી પડવાથી બી. એ. ની પરીક્ષા આપ્યા સિવાય જ અભ્યાસ છોડી દીધો તથા તેણે એક દેશી સ્ટેટમાં નોકરી મેળવી. મુંબાઈની સઘળી જંજાળમાંથી મુક્ત થયા પછી અર્થાત્ એક મહિનામાં અમારે મુંબાઈનો ત્યાગ કરવાનો હતો.

એ વખતે મારી ખાનગી સિલ્લક—અલંકારો અને રોકડ મળી—આશરે એએક હજાર રૂપિયાની હતી. રમણ તથા વનલીલાનો મારા તરફ પ્રથમથી જ સદ્ભાવ નહોતો એ પ્રકાર વાંચકબંધુઓ જાણે છે. વિધવા થયા પછી મારે એમનો બન્નેનો તિરસ્કાર સહન કરવો પડતો હતો. પિતાનું દેવું ચુકવતાં રમણે મારી પાસે મારી ખાનગી સિલ્લકની માગણી કરી હતી; પરંતુ તે મેં તેને આપેલી નહિ હોવાથી સ્વાભાવિક રીતે જ તે મારા ઉપર વિરક્ત રહેતો હતો. હજી સુધી મારી સગર્ભા હાલતની વાત કોઈના જાણવામાં આવી નહોતી.

અંતે વિઠ્ઠલવાડીમાં રહેતી એક મારી ઓળખીતી પાર્વતી નામની પ્રૌઢા સ્ત્રી એક દિવસે એકાન્ત જોઈ મારી પાસે આવી. પાર્વતી વિધવા હોવા છતાં તેણે પોતાનાં સૌભાગ્યચિહ્નોનો ત્યાગ કર્યો નહોતો. મંદિરમાંથી મારી સાથે તેનો પરિચય થયો હતો. તેની કુટિલ સલાહથી હું વિઠ્ઠલવાડીમાં આવેલા તેના મકાને જઈ એક બે શ્રીમંત પુરુષોના ખાનગી સહવાસમાં આવી હતી. બાવીસેક વર્ષની તારાસુંદરી નામની એક નવયુવતી પાર્વતીને ત્યાં રહેતી હોઈ તે પાર્વતીને પોતાની માતા તરીકે ઓળખાવતી હતી; છતાં હવે હું જાણી શકી છું કે, તારા કાઠિયાવાડની ખવાસણ અને પાર્વતી ગુજરાતની એક વિધવા બ્રાહ્મણી છે. તારા મારફત પાર્વતી પુષ્કળ પૈસા પેદા કરતી હતી.

પાર્વતીએ એકાન્તમાં મને કહ્યું:—"બ્હેન! વિધવા નારીની પરાધીન સ્થિતિ કેવી દયાજનક છે તેનો હજી તમને બિલકુલ અનુભવ નથી. ઈશ્વરે તમને જુવાની તેમજ સૌન્દર્ય આપ્યું છે. જો પ્રયત્ન કરો તો હજી પણ તમે સુખી થઈ શકો તેમ છો."

સારાસારનું કિંવા ધર્માધર્મનું શિક્ષણ મને મળ્યું નહોતું. પાર્વતીનાં આ વચન સાંભળી હું વિચારમાં પડી ગઈ. મારા અંગત જીવનનો ઘણો ઇતિહાસ એ જાણતી હતી. મેં તેને મારી સગર્ભા સ્થિતિની વાત કરી એટલે તેણે કહ્યું:—"જુવાનીમાં એવી ભૂલ ઘણી વિધવાઓથી થઈ જાય છે; પરંતુ કરવામાં આવેલી ભૂલ માટે જો પ્રથમથી સાવધાનતા નથી રાખવામાં આવતી તો જીવનપર્યંત તેનું વિષમ પરિણામ ભોગવવું પડે છે."

આવી રીતે અનેક પ્રકારે સમજાવી પાર્વતીએ મને પોતાના આશ્રયમાં જઈ રહેવાનું કહ્યું. એક રીતે ભાવી ભય મારા મનમાંથી દૂર થયો નહોતો તેથી બીજો કોઈપણ ઉપાય નહિ હોવાથી મેં પાર્વતીનું કહેવું કબૂલ કર્યું.

એક દિવસે રાત્રે રમણ અને વનલીલા નાટક જોવા ગયાં હતાં. હું ઘેર જ હતી. રસોઇઓ, રામો વગેરે સહુ કામકાજથી નિવૃત્ત થઈ ઘેર ચાલ્યા ગયા હતા. આજે રાત્રે જ મેં પાપના માર્ગમાં પ્રયાણ કરવાનો નિશ્ચય કરી રાખ્યો હતો. રાત્રે એકાન્ત મળતાં કપડાંલત્તાં, અલંકારો મારી પાસેની રોકડ સિલ્લક વગેરે બાંધી લઈ હું ઘરની બ્હાર નીકળી પડી. મુખ્ય દ્વારની બે કુંચીઓ હોઈ તેમાંની એક રમણ પોતાની પાસે રાખતો હતો. હું દ્વારને તાળું મારી નીચે ઉતરી ભાડાની વિક્ટોરિયામાં બેસી વિઠ્ઠલવાડીમાં પાર્વતીને ત્યાં ચાલી ગઈ.

પાર્વતી કેવા અધમ વ્યવસાયથી પોતાની આજીવિકા ચલાવતી હતી એ વિષયનું વર્ણન હું કરી ચુકી છું. નિરૂપાયે મારે પણ એ વ્યવસાય સ્વીકારવો પડ્યો.

યથા સમયે મને એક પુત્રીની પ્રાપ્તિ થઈ. પાર્વતી વાલી તરીકે પોતાનું નામ નોંધાવી એ મારી પુત્રીને—મારા પાપના જીવિત ચિહ્નને એક અનાથાશ્રમમાં મૂકી આવી.

સુવાવડમાં મારા સૌંદર્યનો નાશ ન થઈ જાય એ માટે પાર્વતીએ ઇચ્છાપૂર્વક ઘણી કાળજી રાખી. હું સુવાવડમાંથી ન્હાઈ ધોઈને ઉઠી એટલે મ્હારે પાછો પ્રથમનો ઘૃણિત વ્યવસાય ચાલૂ કરવો પડ્યો.

ચાર છ માસ સુધી મારી પાસે રહી અંતે પાર્વતીએ તથા તારાએ મને બરાબર હાથતાલી આપી. મારી પાસેની સઘળી સિલ્લક, અલંકારો વગેરે મેં પાર્વતીને સાચવી રાખવા સોંપ્યું હતું. એ સઘળી મિલકત લઈ પાર્વતી અને તારા એક દિવસે ક્યાં અદૃશ્ય થઈ ગયાં એ હું સમજી શકી નહિ. હું દીવો લઈ કૂવામાં પડી હતી. હવે હું ભિખારિણી બની ગઈ. મારા શરીર ઉપર જે આરસો પાંચસોની રકમના અલંકારો હતા તેજ મારા જીવનના આધાર તરીકે રહ્યા.

પાર્વતી તથા તારાના ગૂમ થઈ ગયા પછી ત્રીજે દિવસે ઉપરોક્ત અનાથાશ્રમમાં જઈ મારી પુત્રીની મેં તપાસ કરી તો વ્યવસ્થાપકે જે ખુલાસો કર્યો તેથી મારા મસ્તક ઉપર જાણે કે વજ્રાઘાત થયો. તેણે કહ્યું કે, 'જે બાઈ એ કન્યાની વાલી હતી તે બે દિવસથી કન્યાને અહીંથી લઈ ગઈ છે.' અનાથાશ્રમમાંથી મને વિશેષ કાંઈ માહિતી મળી નહિ. મારી એ અજ્ઞાન શિશુકન્યાના ભવિષ્યનો વિચાર આવતાં મારાં નેત્રોમાં અશ્રુજળ ભરાઈ આવ્યું. ઘેર આવી મેં ઘણા સમય સુધી રુદન કર્યું.

ઉપરોક્ત બનાવ બની ગયાને ચાર વર્ષ વીતિ ગયાં છે. પાર્વતી, તારા કિંવા મારી પુત્રીમાંથી હું કોઈનો પત્તો મેળવી શકી નથી. હું ઉચ્ચકુળોત્પન્ન એક અબળા આજે વિઠ્ઠલવાડીની રાંડ તરીકે ઓળખાઉં છું અને દેહવિક્રય કરી સુખે દુઃખે જીવનનો નિર્વાહ કરૂં છું. આ કોનો વાંક એ મારે કહેવાની જરૂર રહે છે ખરી કે?

[સમાપ્ત.]

# મારી મીસીસનું પહેલું ભાષણ !

લખનારઃ—રા. મસ્ત-ફકીર.

(તા૦ ૧૧-૫-૨૪ ના અંકથી ચાલુ.)

(૨)

"ઠીક કંઈ નહિ, મીસીસ ચંચળ કહીશું," વળી અમારા કલ્પિત ઓડીઅન્સ તરફ ફરીને "ગૃહસ્થો, કાઠિઆવાડનાં આ જાણીતાં વકતા મીસીસ ચંચળ "સ્ત્રીઓનું કર્તવ્ય" અથવા એવાજ કોઈ મળતા વિષયપર બે બોલ બોલશે તે શાંતિથી શ્રવણ કરશો."

"બે બોલ શું કરવા? હું તો લાંબું લાંબું બોલવાની છું!"

"અક્કલ વગરની, સમજે નહિ ને ડહાપણ શાની ડોળે છે?" હું ચીરડાયો.

"સભામાં પ્રમુખ આમ વકતાને ગાળો ભાંડતા હશે કે?"

"તો મૂર્ખી સમજ, બે બોલ તો કહેવાના, એ શબ્દ તો વિવેક અને વિનય બતાવવા વપરાય છે. બે બોલના નામથી કેટલાક વકતાઓ શ્રોતાઓ ઉંઘી જાય ત્યાં સુધી પીંજણ કર્યા કરે છે. સરભરા અને મહેમાનગીરીમાં જેમ "ફુલ નહીં ને ફુલની પાંખડી" કહેવાય છે તેમ તે ભાષણમાં વકતા ગમે તેટલું બોલે તો પણ બે શબ્દો જ કહેવાય."

"ઠીક, સમજી ગઈ. આગળ ચલાવો પ્રમુખ સાહેબ!"

"હા, શું કહેતો હતો? ગૃહસ્થો! કાઠિઆવાડનાં જાણીતાં વકતા મીસીસ ચંચળ તમારી સમક્ષ બોલશે તો તેમને શાંતિથી સાંભળશો."

પછી જાણે કોઈ ખરેખરી જંગી સભામાં ભાષણ કરવા ઉઠતી હોય એવી અદાથી ડાચકું મ્હોડું રાખી ચંચળ ઉઠતી.

"મુઆ પગ ધ્રુજે છે, અને માથામાં તમ્મર આવે છે."

"કંઈ નહિ, શરૂઆતમાં દરેક વકતાને એમ થાય. મહાવરો પડતાં બધું મટી જશે, હવે ભાષણ આગળ ચલાવ."

ચંચળ ભાષણ શરૂ કરતી:—

"મહેરબાન પ્રમુખ સાહેબ, ભાઈઓ અને બ્હેનો, "સ્ત્રીઓનું કર્તવ્ય" એ વિષયપર હું બોલવાની હતી—અરે! નહિ રે બોલીશ,—અરે! અબધડી બોલું છું. સ્ત્રીઓએ રસોઇ કરવી જોઇએ. પતિની સેવા કરવી જોઇએ, સાસુ સસરાની આજ્ઞા માનવી જોઇએ, નાની નણંદ ને નાની બ્હેન અને મોટી નણંદને મોટી બ્હેન, અને જેઠને સસરા જેવા તથા દીયેરજીને નાના ભાઇ જેવા..."

"તદ્દન હિંદુસ્થાની! એવું કાચરાની સાસનું શું બોલે છે? કંઇ નવું બોલ. નવું. એવા ઝોપીઝૂક વિચારો અને શિખામણની માત્ર જેવાં વાકયોથી આજનું વીસમીસદીનું ઓડીઅન્સ રીઝે નહિ."

"પણ મને બીજું કંઇ આવડતું નથી." ચંચળે નિર્દોષ ભાવથી એકરાર કરી નાંખ્યો.

"હઇ઼ઓ! અજ્ઞાન પ્રગટ કરે છે? દરેક વકતાએ તો પોતાને મહાન્ નેતા જ સમજવો જોઇએ. આપણે અપૂર્ણ છીએ, અધુરા છીએ, આપણામાં ખામી અને ભૂલો ઘણી છે, એ તો સામાન્ય મનુષ્યોએજ જાણવું જોઇએ. ભાષણકર્તાએ તો પ્રથમ પોતાની શક્તિ માટે અભિમાન ધરતાં શીખવું જોઇએ. બીજા બધા મૂર્ખો અને હું એકલો ડાહ્યો એમ સમજનાર વકતા જનસમાજપર છાપ પાડી શકે છે. ઓડીઅન્સથી દબાવું નહિ, તેને ગાડરીઆં સમજવાં અને એમ સમજીને કામ લેવાય તોજ અસર થાય. કંઈ નહિ, ગભરા નહિ. તારૂં મગજ ખાલી છે એટલે શું બોલવું તે તને સુઝ પડતું નથી. તેમાં જાત જાતનાં ભાષણોરૂપી ગાલમસાલો આપણે ભરશું. વારૂ, આજે સવારે છાપામાં આવેલું મીસીસ બેસંટનું ભાષણ મેં તને વાંચવા આપ્યું'તું તે મ્હોડે કર્યું છે?"

"અડધું થયું છે."

"કંઇ ફિકર નહીં, જેટલું યાદ હોય તેટલું બોલી જા."

"પણ એ મારૂં ભાષણ કેમ કહેવાય? એ તો મીસીસ બેસંટનું છે."

"સમજે નહિ ને ડખડખ શાની કરે છે? ભાષણો એમજ થાય. પોતાના વિચારો બોલનારા વકતાઓ તો આંગળીને વેઢે ગણાય એટલા હોય છે, બાકીનાઓ બીજાના વિચારો જ બોલે છે. ધારાસભાના કેટલાક ઓનરેબલ મેમ્બરો પોતાના સેક્રેટરીઓના વિચારો બોલી જાય છે, અરે બોલી જવાનીએ શુદ્ધ હોતી નથી—જેમ તેમ વાંચી જાય છે. ટાઉનહોલ જેવી જંગી સભાઓમાં કેટલાક વકતાઓ અંગ્રેજીમાં ભાષણ કરતાં બર્ક અને મેકોલેના પેરેગ્રાફો બોલી જાય છે. તેમ ઘણા અસહકારી વકતાઓ ગાંધીજીનું નવજીવન કે કોઈ નેશનાલીસ્ટ છાપાનો અગ્રલેખ સભામાં ચટચટ બોલી જઈ સાંભળનારાઓને મુગ્ધ કરી નાંખે છે; એ તો એમજ ચાલે."

પછી બિચારી ચંચળ ચોરી કરવી પડે છે એ ભાવ મનમાં થવાથી શરમાતી શરમાતી મીસીસ બેસંટનું ભાષણ બોલી જાય, અને જ્યાં વચમાં વચમાં તાળીઓ પાડવાનું હોય, 'સાંભળો-સાંભળો' કહેવાનું હોય ત્યાં ઓડીઅન્સની વતી હું પોતેજ તેને ઉત્તેજન આપું.

"જોની ચંચળ, ભાષણ કરતી વખતે એમ સીધાં વાંસડા જેવાં ઉભાં રહીને, ધાણી ફુટતી હોય તેમ નહિ બોલવાનું, વચમાં વચમાં હસતી જા, ગુસ્સે થા, લાલચોળ થા, દિલગીર થા, કોઈની માફક એક પગ આગળ લાવી તાજવાની માફક ધ્રુજ, કાં કોઈની માફક વચમાં વચમાં ટટાર થઈ જઈ, કમ્મરમાંથી જરાક વાંકા વળી નખરાંથી ચારે બાજુ નજર ફેરવ, કાં કાકની માફક વારંવાર સાડીની સોડ તાણી વારે ઘડીએ માથાપર ઓઢ, કિંવા ટેબલપર મુકી પકડ અગર તો દાંત કચકચાવ."

"જાવું, એવાં નાટક જેવાં નખરાં કરવાં હોય તો કોઇ બીજીને શીખવો; હું તો મારે જેમ બોલાય તેમ બોલીશ."

"ઠીક કંઈ નહિ, તારે ફાવે તેમ બોલજે."

આવી રીતે વરસેક દિવસ સુધી રીહર્સલ અને તાલીમ આપી, રાજા રામમોહનરાય, અને નર્મદાશંકરથી માંડી મહાત્મા ગાંધી

સુધીના દરેકે દરેક દેશનેતાઓનાં જુદા જુદા વિષય પરત્વેનાં અને ખાસ કરીને સ્ત્રીઓ સંબંધીનાં ભાષણો ચંચળને મ્હોડે કરાવી, તેને પઢાવી પઢાવી મેં તેને પોપટી બનાવી દીધી. પણ હવે બહાર કેમ પાડવું ?

જાહેર તખ્તાપર.

મારી ચંચળને બહાર પાડવા આ અપ-ટુ-ડેટ જમાનાનાં સંઘમાં અપ-ટુ-ડેટ સાધનો, રીતિ, નીતિ વગેરેનો લાભ લીધો.

પહેલાં તો માસિકોમાં લેખો અને કવિતાઓ હું પોતે લખી તેનાં નામથી મોકલાવી આપતો. કોઈ માસિકના દીવાળીના અંકમાં તેનો ફોટો પણ મૂકાવતો. મારે ગમે તેમ કરીને તેને જાહેર પ્રજાની નજરમાં આણવી હતી. ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ, સેવાસદન, વનિતા વિશ્રામ, રાજકીય સ્ત્રી સભા, જૈન મહિલા મંડળ વગેરે વગેરે મંડળોમાં મેં તેને મેમ્બર બનાવી અમારા વિભાગની કોંગ્રેસ કમીટીમાં પણ તેને દાખલ કરી. પગાર બેંકમાંથી સાડા ત્રણસોનો મળતો હતો, અને અમારાં બેનું ખર્ચ ઓછું; એટલે ચંચળનું માન વધે તે માટે જુદાં જુદાં મંડળોનાં ફંડમાં કોઈ વખત ગજા ઉપરાંત પણ તેની પાસે નાણાં ભરાવતો. એક આગેવાન છાપાના અધિપતિ જોડે દોસ્તી કરી મારી ચંચળ જે સભામાં ભાષણ કરવાની હોય ત્યાં રીપોર્ટર તરીકે બંદાજ હસી જતા અને પછી જોઇ લો બીજા દિવસના પેપરોમાં ચંચળનાં ગુણગાન! કોઈ સ્ત્રીઓનાં મંડળમાં પક્ષાપક્ષી થતાં કે અંદર અંદર બૈરાંઓની વઢવાડ થતાં, જમતાં જમતાં ચંચળને એ બનાવ માટે બે ચાર શબ્દો પૂછી બીજે દિવસે છાપામાં તેનો મસ્સમોટો ઇન્ટરવ્યુ મોકલી આપતો, અને તે આ પ્રમાણે હેડીંગથી પ્રગટ થતો.

**મુંબઇ મહિલા સમાજમાં મારામાર.**
**પ્રમુખ અને સેક્રેટરીનાં કહેવાતાં રાજીનામાં.**
**તેની વાર્ષિક સભામાં લેવાયલાં છાજીયાં.**
**આ બનાવ વિષે જાણીતાં મીસીસ ચંચળ શું કહે છે?**

આવો ઇન્ટરવ્યુ પ્રગટ થતાં ભેમ્બગોળો ફાટતો અને સામા પક્ષ તરફથી હુમલાઓ થતાં મારેજ જવાબ આપવો પડતો.

પહેલું ભાષણ.

હા! પણ વાચક બિરાદરો, મારી મીસીસનું પહેલું ભાષણ કેવું થયું હતું એ તમને કહેતાં હું ભૂલી જ ગયો હતો; લ્યો એ ભૂલ સુધારું.

મારવાડી વિદ્યાલયના વિશાળ ચોગાનમાં પંડિત માલવીયાના પ્રમુખપણા હેઠળ એ એક જંગી સભા મળી હતી. લગભગ ૧૫૦૦ થી ૨૦૦૦ માણસોની મેદની મળી હતી અને બ્હેનો પણ ત્રણસો ચારસો જેટલી હાજર થઇ હતી. હું પોણો કલાક વહેલો બેંકમાંથી ગાપચી મારી રીપોર્ટરોની ટેબલપર બેસી ગયો હતો. બેંકમાં મારા ઉપરી જુદા રસ્તમજી શેઠમાં સ્ત્રી સન્માનની ભાવના અતિ તીવ્ર હતી. એ દિને ચાર વાગે તેમની પાસે જઈ એરંડીયા જેવું મ્હોડું કરી મેં તોપ મારી કે "બૈરી સીક છે તેને માટે દવા લેવા જવું છે."

"કંઈ નહીં કચરાભાઇ, બેલાશક સીધારો; આજે કહેવરાવી દીધું હોત ને નહીં આવ્યા હોત તો બી ચાલતે. કાલે સારૂં થાય તોજ આવશો. હું મોટા સાહેબને કહેવશ."

સભામાં એક પછી એક જાણીતા દેશભક્તો આવવા લાગ્યા. અને હાજર રહેલું લોક તેમને તેમની યોગ્યતા પ્રમાણે વધાવી લેતું હતું.

પંડિતજી આવી પહોંચ્યા. માનનીય પંડિત મદનમોહન માલવીયા, પ્રખર દેશભક્ત પંડિત માલવીયજી, વરસો થયાં એકજ સરખા લાગતા, સફેદ વસ્ત્રમાં શોભતા પંડિતજી પ્લેટફોર્મપર ચડ્યા અને સભામાં પુષ્કળ તાળીઓનો ગગડાટ અને હર્ષનાદ થઇ રહ્યો. પંડિતજી પ્રમુખ સ્થાને બીરાજ્યા. સભામાં સુપારીદ પધરાઈ ત્યાં મહિલા સમાજનાં મંત્રી સાથે મારી ચંચળ આવી પહોંચી, અને પ્લેટફોર્મ પર ચડી. મેં ધાર્યું હતું કે ચંચળને જોઈ સભા તેને તાળીઓથી વધાવી લેશે, પણ અફસોસ એક પણ તાળી તો શું પણ કોઇએ ચપટી સરખી પણ ના વગાડી. બ્હી ગએલી બકરી જેવી આંખ તેમ ડોકી ફરતી મીયાંની મીંદડીની માફક તેણે પ્લેટફોર્મપર પાછળની છેલ્લી હારમાં જગા લીધી.

મુંબઈની જનતા કેવી બેકદર? મારી ચંચળ જાહેર તખ્તાપર પહેલવહેલી હાજર થાય અને તેનું યોગ્ય સ્વાગત નહિ? અફસોસ! કંઇ નહિ; હું તેને જાહેર પ્રજાની જાણમાં લાવવાનો-બસ લાવવાનો.

પંડિતજીનું ભાષણ થયું. બીજા વકતાઓ બોલ્યા અને પછી મુંબઇની મહિલાઓ તરફથી બોલવાને પ્રમુખે મીસીસ ચંચળનું નામ પોકાર્યું. મારી છાતી ધબકવા લાગી, કપાળે પ્રસ્વેદબિંદુ જામ્યાં, જીગરમાં ગીલી ગીલી થવા લાગી. ઓ! આવી! મારી ચંચળ આવી! મારી વ્હાલુડી, આવી! મારી કલેજાની કોર આખરે જાહેર તખ્તાપર આવી! આવી એ આવી!

(અપૂર્ણ.)

(હાસ્યરસના વિખ્યાત લેખકના આ લેખનો આગળનો ભાગ અમારા આવતા તા૦ ૧-૬-૨૪ ના અંકમાં જરૂર આવશે.)

## આજકાલનાં ઐતિહાસિક નાટકો.

લખનારઃ-મિસ કરવત.
સભ્યઃ છાલણ મંડળ.

### મહાદજી શિંદે.

શ્રી "આર્ય નાટક મંડળી" તરફથી "મહાદજી શિંદે". નામક નવીન ખેલ મુંબાઈની રંગભૂમિપર બહાર પડયો છે. એ સંબંધી કાંઈક લખવું અમને પ્રસંગોચિત લાગે છે.

ઉપરોકત ખેલ ઐતિહાસિક છે. ખેલના લેખક (જેમનું નામ

ચોપડી ઉપર છાપેલું નથી) સદાશિવરાવ ભાઉને નેપોલિયન બોનાપાર્ટ સાથે સરખાવે છે! પરંતુ ક્યાં વિરશિરોમણિ નેપોલિયન બોનાપાર્ટ અને ક્યાં ઉતાવળીઓ અવિચારી ભાઉ! લેખકે આ ભૂલ ભરેલી તુલના કરી છે.

પ્રભુસ્તવન થવા બાદ શાહ આલમની કચેરીનો સીન નજરે પડે છે. એ સીન પાછળ કંપનીના માલેકોએ સારૂં ખર્ચ કર્યું છે. મયૂરાસન ઘણા કાળ પૂર્વે ચોરાઈ ગયેલું હોવા છતાં શાહ આલમની કચેરીમાં બતાવવામાં આવે છે એ સ્ટેજ મેનેજરની ખામીનું પરિણામ છે. છતાં કહેવું પડશે કે બીજી કંપનીઓની માફક આ કચેરીમાં ફરનીચર શોરૂમની પેઠે નહિં ગોઠવતાં દીલ્હી દરબારનો દેખાવ યાદ આપે એવી રીતે ગોઠવવામાં ખરેખર કમાલ જ કરી છે!

શાહ આલમ બાદશાહ ખુદાની બંદગી કરતો કરતો દરબારમાં હાજર થાય છે. શાહ આલમના પોષાક માટે કાંઈ પણ લખવું એ વ્યાજબી નથી; કારણ એ દિલ્હીનો છેલ્લો બાદશાહ હતો અને તેનો પોષાક બરોબર ન બને એ બનેજ કેમ?!

શાહ આલમનું કામ કરનાર મિ૦ વિઠ્ઠલરાવ આ સિંહ મંડળીના એક સિંહ હોઈ પોતાના બુલંદ પહાડી અવાજથી પ્રેક્ષકોને સ્તબ્ધ બનાવી દે છે. તેમની ગાવાની કળા અને તાનની ક્રમક આશ્ચર્યક છે. "મહાદજી શિંદે" નાટકમાં ગાવાનું મુખ્ય કામ કરનાર માત્ર મિ૦ વિઠ્ઠલરાવ જ છે. છતાં તેઓ એક ગવૈયા તરીકે જ ગાયન ગાય છે. શાહ આલમના વેશમાં તેઓ અત્યારે ખુદાની બંદગી કરે છે. પાર્ટ કરનારે પોતાનું ખરૂં વ્યક્તિત્વ વિસરી જઈ પોતે જે વેશ ધારણ કર્યો હોય તેનું વ્યક્તિત્વ દર્શાવવા પ્રયત્ન કરવો જોઈએ. શાહ આલમને ઉંધે માર્ગે દોરનાર વેણીમાધવનું પાત્ર ઇતિહાસમાં એકજ વખત નજરે પડે છે. છતાં તેને હાસ્યરસના મુખ્ય પાત્ર તરીકે ગોઠવી દેવામાં લેખકની વિચિત્ર પ્રકારની કુશળતા જણાઈ આવે છે! વેણીમાધવનું કામ કરનાર મિ૦ લાલજી નંદા પોતાની ઓવર એકટીંગથી પ્રેક્ષકોમાં હાસ્ય ઉપજાવી શકતા નથી અને એક જગ્યાએ જ્યારે મહીપત નામનું પાત્ર વેણીમાધવની કન્યાની માગણી કરવા આવે છે ત્યારે તે તદન અસંભવ અને મર્યાદાનું ખૂન થાય એવા શબ્દોમાં ઉત્તર આપે છે.

મહીપતનો ઉત્તરઃ—વસ્તીનો વધારો કરવા.

વેણીમાધવઃ—તમો મને ખોળે બેસારો. મારે ખોળે બે બેરી છે. વગેરે વગેરે.

બીભત્સ અને હલકા શબ્દોનો ઉપયોગ કર્યા સિવાય હાસ્યરસ ન ઉપજાવી શકાય એવી માન્યતા હોય તો તે તદન ખોટી છે તથા ઉપર દર્શાવ્યા છે એવા શબ્દોનો ઉપયોગ કરી હાસ્યરસને કલંકિત કરવો તથા જનસમાજ ઉપર હલકી છાપ પાડવી એ કોઈ પણ રીતે ઇચ્છવા યોગ્ય નથી.

પ્રવેશ ત્રીજામાં લેખકે ઐતિહાસિક પાત્ર લાલનને ખડી કરી છે. એક સાધુની કન્યા હોવા છતાં લેખક ક્ષણમાં તેને તપસ્વિની તરીકે બતાવે છે તો ક્ષણમાં ક્ષત્રિય કન્યા બતાવે છે. વળી અહમદશાહ દુરાની, તે કન્યાને મહાદજી સિંધીઆને સોંપી દે, લાલનને મહાદજીનાં ઘરમાં દાખલ કરવામાં આવે તથા લાલનને મહાદજી સાથે પરણાવવામાં આવે એ બધું ઇતિહાસથી તદન વિરૂદ્ધ છે. જૂઠો ઇતિહાસ પ્રજા સમક્ષ ખડો કરવાનું પાતક લેખકે વ્હોરી લીધું છે. લાલનનું કામ કરનાર મી૦ નાનજી અભિનયની દૃષ્ટિએ જોતાં પોતાની ભૂમિકા આબાદ રીતે ભજવે છે. લાલનનું પાત્ર ઇતિહાસથી તદન ઉલટું ચીતરવામાં લેખકે ગંભીર ભૂલ કરી છે. ઇતિહાસ તપાસતાં મહાદજી સિંધીયા સાથે તે લગ્ન કરારથી બંધાતી નથી.

મહાદજી સિંધીયા આ નાટકનું મુખ્ય પાત્ર છે અને તે ભૂમિકા ભજવનાર મુંબઇના માનીતા મિ૦ પ્રાણસુખ છે. તેઓ પોતાની ભૂમિકાને પૂરતો ઈનસાફ આપી પ્રેક્ષકોનાં મન આકર્ષે છે; છતાં કેટલીક વાર શુદ્ધ ઉચ્ચારો અને પ્રશ્નાર્થ વાકયો બોલવામાં ભૂલ કરતા હોવાથી અર્થનો અનર્થ થાય છે. એકંદરે જોતાં મિ૦ પ્રાણસુખનું કામ ખરેખર જોવા લાયક છે. આ પાત્રને પણ ઇતિહાસથી સર્વાંશે વિરૂદ્ધ ચીતરી લેખક મહાશયે ઇતિહાસનું પોતાનું ભયંકર અજ્ઞાન પ્રદર્શિત કર્યું છે.

વિશ્વાસરાવનું પાત્ર ભજવનાર મિ૦ કેશવલાલ પોતાનું કામ ઠીક કલેજે પાર પાડે જાય છે; પરંતુ એ પાત્રની બાબતમાં પણ કેટલાક પ્રસંગો ઇતિહાસથી વિરૂદ્ધ છે. સ્થળસંકોચને લીધે હમણાં અમે એ બધાં પ્રમાણો આપી શકતા નથી.

પ્રથમ અંક ખલાસ થયા પહેલાં સદાશિવરાવ ભાઉ નજરે પડે છે. એ ભૂમિકા ભજવનાર મિ૦ મુળજીભાઈ આ કંપનીના ડાયરેકટર છે. તેઓ પોતાની ભૂમિકા ભજવવામાં પ્રેક્ષકોની ચાહ મેળવવામાં આબાદ રીતે પાર ઉતરે છે; છતાં અશુદ્ધ ઉચ્ચારો સોનાની થાળીમાં લોઢાની મેખ જેવા લાગે છે. સદાશિવરાવ ભાઉનો પોષાક રોમન લોકના વખતનો બતાવવામાં આવ્યો છે તે ખોટું છે.

ઇબ્રાહીમ ગાર્દીની ભૂમિકા ભજવનાર મી૦ કેખુશરૂને આપણે કોઇ રીતે ભૂલી શકીએ તેમ નથી. તેઓનાં મુખમાંના શબ્દો મધુર લાગે છે. એમનો કંઠસ્વરજ પ્રેક્ષકોને મધુર લાગે તેવો છે. એમનું કામ પ્રશંસાપાત્ર છે. આખા ખેલમાં તેઓ સારામાં સારૂં કામ કરે છે.

વેણીમાધવની નવી સ્ત્રીનો પાર્ટ ભજવનાર મી૦ વિઠ્ઠલ પોતાની ઓવર એકટીંગથી હલકાપણાની છાપ પ્રેક્ષકવર્ગ પર વધારે પાડી શકે છે. આ ખેલ ઐતિહાસિક છે અને તેને જનસમાજ આગળ કેટલીક બાબતમાં ખોટા રજુ કરી ઇતિહાસનું ખુન કરવામાં લેખકે કશું બાકી રાખ્યું નથી. શાહે ખુરાશાનના પાદશાહને આ ખેલમાં દયાળુ દાનો ચીતરવા માટે લેખક પાસે ઇતિહાસનાં પ્રમાણો છે?

આજકાલનાં ઘણાં ઐતિહાસિક નાટકોમાં જેવી રીતે ઇતિહાસનું ખુન કરવામાં આવે છે તેવીજ રીતે આ ખેલમાં પણ ઇતિહાસને બાજૂએ રાખી મનસ્વી વસ્તુસંકલના યોજવામાં આવી છે. એ અત્યંત શોચનીય છે.

# મુંબાઈનું રાત્રિ-રહસ્ય.

( લખનારઃ—રા. ગુપ્તદૂત.)

( તા. ૧૮-૫-૨૪ ના અંકથી ચાલુ.)

ત્રિકમદાસે કહ્યુંઃ-"ઓરડામાં પ્રવેશ કર્યા પછી એ રમણીએ ત્હારી આંખો ઉપર બાંધવામાં આવેલો રૂમાલ છોડી નાખ્યો હતો કે? મ્હને લાગે છે કે, એ વખતે તું ત્હારી એ ભેદી માશુકનું મુખમંડળ જોઈ શકયો હોઈશ ?"

મદનમોહને ઉત્તરમાં કહ્યુંઃ-"એ બેમાંની એક વાત બની હતી. રમણીએ મ્હારી આંખો ઉપરનો રૂમાલ છોડી તો નાખ્યો; પરંતુ હું કાંઈ જોઈ શકયો નહિ. જે ચતુર ચપળાએ બધ ગાડીમાં બેસી છળ કપટથી મ્હને પણ એ ગાડીમાં સાથે લીધો હતો તથા ગાડીમાંથી ઉતરતાં પહેલાં જેણે મ્હારી આંખો ઉપર રૂમાલ બાંધ્યો હતો તે સહેલાઈથી મ્હને પોતાનું મુખ બતાવે ખરી કે ? એમ બનવું સર્વથા અશક્ય હતું. એ ઓરડામાં ઘણો ઉકળાટ થતો હતો. ત્યાં એક પણ બત્તી નહોતી. સઘળાં બારી બારણાં બંધ હતાં. વળી એ રમણીએ પણ પોતાના મુખ ઉપર બુરખો નાખ્યો હતો. એવી હાલતમાં હું કેવી રીતે એ ખુલસુરતનું મુખ જોવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરી શકું ? તેણે મ્હને એક સોફા ઉપર બેસાડયો. સ્હામેના ટેબલ ઉપર દ્રાક્ષાસવની એક બૉટલ અને ગ્લાસ હોઇ એક ગ્લાસમાં થોડો દ્રાક્ષાસવ રેડી પોતાને હાથે મ્હને પાઈ દીધો. ત્યાર પછી એક સુંદર છત્રપલંગમાં અત્યંત સુકોમળ શય્યામાં અમે બન્નેએ શયન કર્યું. એ પ્રસંગે મ્હેં જે સ્વર્ગીય સુખ અનુભવ્યું હતું તે આ જીવનમાં હું ભૂલી શકું તેમ નથી. એ રમણી ઉપર પુષ્પધન્વાએ પોતાનો પ્રભાવ એટલો બધો બેસાડી દીધો હતો કે, તે ક્ષણ કાળ માટે સ્થિર રહી શકતી નહોતી."

ત્રિકમદાસની ઉત્સુકતા ધીમે ધીમે વધતી જતી હતી. તેણે કહ્યું:-"એ બંગલો એનો પોતાનો હતો કે તને સાથે લઈ જવા માટે તેણે ભાડે લીધો હતો ? એ વિષય સંબંધી તું શું ધારે છે?"

મદનમોહન બોલ્યોઃ-"એ સંબંધી હું કાંઇ કહી શકું તેમ નથી. જે કાંઈ બન્યું હતું તે યથાક્રમે હું તને કહું છું. બીજી હકીકત સંબંધી જેવી રીતે તું અજાણ છે તેવી જ રીતે હું પણ અજાણ છું. એ બંગલો તેનો પોતાનો ન હોય એ કદાચ સંભવિત ન હોઈ શકે; પરંતુ એ બંગલાના હરેક ભાગથી તે એટલી બધી જાણીતી હતી કે ત્યાં તેનો ઘણો અવરજવર જરૂર હોવો જોઈએ. જે ઓરડામાં તે મ્હને લઈ ગઈ હતી તેમાં અંધકાર હોવા છતાં હરેક વસ્તુ તે ઘણી સહેલાઈથી શોધી શકતી હતી. એ રમણી કોણ હતી, તે શા માટે મ્હને બંગલામાં લઈ ગઈ હતી, એ બંગલો કયે સ્થળે આવેલો છે એ સંબંધીની કાંઈ હકીકત હજી સુધી મ્હારા જાણવામાં આવી નથી. હું કેવળ એટલું જ ધારું છું કે, મ્હારા તરફ તેને પ્રેમ ઉપજ્યો હશે તથા ઘણી સાવધાનતાથી છુપી રીતે તેણે પોતાની ઈચ્છાનુસાર કાર્ય કર્યું છે. વળી મ્હને એમ લાગે છે કે એ રમણી કોઈ સાધારણ નહિ હોય,-તે ઉચ્ચકુલોત્પન્ન હોવી જોઇએ. તેની શકિત અને સત્તા વિપુલ હોવાં જોઇએ."

ત્રિકમદાસઃ-પરંતુ એ ગાડીનો કોચમેન એ સુંદરીને ઓળખતો હોવો જોઈએ. તેણે રમણીની ગુપ્ત આજ્ઞાનું પ્રતિપાલન કરેલું હોવાથી તે તેના સંબંધીની સઘળી હકીકતથી વાકેફ હોવો જોઈએ.

મદનમોહનઃ-એ સંબંધી મ્હારા મન સાથે મ્હેં પુષ્કળ વિચાર કરી જોયો છે; પરંતુ એ રહસ્યનો સહજ પણ ભેદ હું ઉકેલી શક્યો નથી. જે રમણી એટલી બધી સાવધાનતા રાખે તે કોચમેન કિંવા ભૈયા જેવા નોકરને પોતાનો ગુપ્ત ભેદ જણાવે એ નહિ બનવા જોગ છે. પ્રિય ભાઈ! મ્હારી વાત હજી સર્વાંશે પૂર્ણ થઈ નથી. બે કલાક સુધી હું એ રમણીના સ્વર્ગીય સહવાસમાં રહ્યો હતો. એ વખતે બીજા કોઈ વિષય તરફ મ્હારૂં લક્ષ્ય નહોતું. ઘણી વખત મ્હેં મ્હારા મન સાથે એવો પ્રશ્ન કર્યો હતો કે, એ ઘટના સત્ય હશે કે સ્વપ્ન ? એ ઘટના સત્ય જ હતી. મનુષ્યના જીવનમાં કેવળ એક વખત માટે એવું સ્વર્ગીય સુખ ભાગ્યે જ મળતું હશે એમ હું ધારૂં છું. હમણાં તું કહે છે તેવી રીતે એ વખતે કાંઈ તપાસ કરવા તરફ મ્હારૂં ધ્યાન નહોતું.

ત્રિકમદાસે બંધુના મુખ તરફ તીક્ષ્ણ દૃષ્ટિ સ્થાપન કરી કહ્યું: "જેવી રીતે એ રાત્રે બે કલાક માટે તું એ અદ્ભુત બનાવનો નાયક થયો હતો તેવા નાયક બની વર્ષોનાં વર્ષ સુધી સુખ ભોગવવાની મ્હને ઈચ્છા થાય છે. મ્હને લાગે છે કે, હજી ત્હારૂં કથન સમાપ્ત થયું નથી."

મદનમોહનઃ-હવે મ્હારૂં કથન સમાપ્ત થવા આવ્યું છે. બે કલાક સુધી મ્હેં પ્રેમાનંદ અનુભવ્યો હતો. એ બે કલાક મ્હને બે મિનીટ જેવા લાગતા હતા.

ત્રિકમદાસઃ-એ બે કલાકનો સમય તું કેવી રીતે નક્કી કરી શકયો ?

મદનમોહનઃ-એ બંગલાના બીજા ભાગની અંદર એક ઘડીઆળ આવેલું હોઈ એ ઘડીઆળમાં જ્યારે પાંચ વાગ્યા ત્યારે રમણીએ કહ્યું:-"વખત થઈ ગયો છે."

હું આલિંગનમાંથી મુક્ત થઈ શય્યામાં બેઠો થયો. ઝડપથી મ્હેં મ્હારાં કપડાં પહેરી લીધાં. રમણીએ ફરીથી મ્હારી આંખો ઉપર કાળો રેશમી રૂમાલ બાંધી દીધો. પછી તે મ્હારો હાથ પકડી બગીચા સુધી મ્હારી સાથે આવી. વચ્ચે વચ્ચે, અંતરના આવેગથી તે મ્હારો હાથ દબાવતી હતી. મ્હારૂં શરીર રોમાંચિત થઈ જતું હતું. એ વખત આંખો ઉપર બાંધેલા રૂમાલ પર હસ્તસ્પર્શથી તેણે એવો સંકેત કર્યો કે, એ રૂમાલ મ્હારે છોડી નાખવો નહિ. ખરી રીતે મ્હેં પણ આંખો ખુલ્લી કરવાનો કાંઈ પ્રયત્ન કર્યો નહોતો. રમણી કોણ હતી તથા હું ક્યાં જઈ ચઢયો હતો એ જા-

ણવાની મ્હારી ઇચ્છા નહોતી. મૃદુકંઠે નમ્રતાથી વિનંતિ કરતો હોઉં તેમ મ્હેં કહ્યું, 'પુનઃ આવો અગાધ પ્રેમાનંદ સત્વર પ્રાપ્ત થાય એવી મ્હારી ઇચ્છા છે.' સહજ કંપતા કંઠે રમણીએ કહ્યું, 'પ્રિય મદનમોહન! આપણી મુલાકાત પુનઃ જલ્દી થશે. એનો ઉપાય હું જરૂર નક્કી કરીશ.' પછી અમે બન્ને ચુપ થઇ ગયાં. દરવાજા નજીક અમે જઈ પહોંચ્યાં. તરતજ મ્હને ગાડીમાં બેસાડવામાં આવ્યો. ગાડી મ્હને લઈ જોરથી દોડવા લાગી. હું સ્વર્ગનિવાસની દૂર નીકળ્યો.

ત્રિકમદાસઃ-પછી તેં આંખો ઉપરનો રૂમાલ છોડી નાખી ગાડીની જાળીમાંથી ચારે તરફ જોયું કેમ?

મદનમોહનઃ-ના. મ્હેં રૂમાલ છોડી નાખ્યો નહોતો તથા કોઈ પણ દિશા તરફ જોયું નહોતું. ગાડીમાં બેઠા પછી હું ગંભીર ચિંતામાં પડી ગયો હતો. મોહને વશ થઈ, બની ગયેલા અદ્ભુત બનાવ સંબંધી હું અનેકવિધ વિચાર કરતો હતો. મોહ જ્યારે દૂર થયો, એ વાત ખરી છે એમ મનને લાગ્યું ત્યારે ઝડપથી મ્હેં આંખો ઉપરનો રૂમાલ છોડી નાખ્યો. એ વખતે પણ ગાડીની અંદર નિબિડ અંધકાર હતો. બન્ને તરફની ખડખડીઓ પણ બંધ હતી. તેને ખોલવાનો પ્રયત્ન કરી જોયો; પરંતુ તે ખુલી નહિ. એ વખતે હું કેવો બહાવરો બની ગયો હોઈશ એ તું સહેલાઇથી વિચારી શકે તેમ છે.

ત્રિકમદાસઃ-આ વાત એક ભેદભરેલી અદ્ભુત નવલકથાના જેવી છે. એ સાંભળી મ્હને ઘણો આનંદ થયો છે.

મદનમોહનઃ-અદ્ભુત અને ભેદ ભરેલી હોવા છતાં એ તદ્દન ખરી વાત છે. પછી જે કાંઈ બન્યું હતું તે હું તને ટૂંકમાંજ કહી દઉં છું. યથાસ્થળે ગાડી ઉભી રહી એટલે કોચમેને દ્વાર ઉઘાડ્યું. તેણે માથા ઉપર એવી ખુબીથી ફેંટો બાંધ્યો હતો કે, તેનું મુખ જોઇ શકાય નહિ. વળી જે સ્થળે ગાડી ઉભી રાખવામાં આવી હતી તે સ્થળે પણ પુષ્કળ અંધકાર હતો. એ અંધકારમાં હું કોચમેનનું મુખ બરાબર જોઈ શક્યો નહિ. જે રૂમાલથી મ્હારી આંખો બાંધવામાં આવી હતી તેને સાથે રાખવાનો એક વખત મ્હેં વિચાર કર્યો. એમ કરવાથી એ રમણીનો પત્તો કદાચ મેળવી શકાશે એવું મ્હને લાગ્યું. છતાં એ પ્રકારથી મ્હારી માશુકના મનમાં સંદેહ ઉપજવાનો સંભવ લાગવાથી મ્હેં રૂમાલને ગાડીમાં જ રહેવા દીધો. નીચે ઉતર્યા પછી ગાડીને બરાબર જોઇ લેવાનો મ્હેં પ્રયત્ન કર્યો પરંતુ અંધકારના અસ્તિત્વને લીધે એ પ્રયત્ન સફળ થયો નહિ. વળી મ્હને નીચે ઉતારી કોચમેન ઘણી ઝડપથી ગાડી હાંકી અદ્રશ્ય થઇ ગયો.

ત્રિકમદાસઃ-એ ગાડીનો રંગ કેવો હતો એ તું જાણી શક્યો હોઈશ. ગાડીના ઉપર કોઈ પ્રકારનું ચિહ્ન જોવામાં આવ્યું હતું કે?

મદનમોહનઃ-એ સઘળા પ્રશ્નો પૂછવા હવે વૃથા છે. મ્હારા મનની એ વખતે અસ્થિર સ્થિતિ હતી. ગાડીમાં મ્હારે ઝડપથી બેસવું ઉતરવું પડ્યું હતું. કોઈ પણ વિષય તરફ એ વખતે હું ધ્યાન આપી શક્યો નહોતો. જો મ્હારી સ્થિતિમાં તું કોઈ વખતે મૂકાયો હોત તો મ્હારી આ હકીકતની સત્યતા સમજી શકત છતાં હું એટલું કહી શકું છું કે, એ ગાડીનો રંગ કાળો હતો. કોચમેને જ્યારે મ્હને ગાડીમાં બેસાડ્યો ત્યારે મ્હારૂં ચિત્ત વિભ્રાન્ત બની ગયું હતું. બીજે દિવસે સ્હવારે જે સ્થળે મ્હને ઉતારવામાં આવ્યો હતો એ સ્થળે અંધકાર હતો.

ત્રિકમદાસઃ-ગાડી તને ઉતારી ચાલી ગઈ પછી શું થયું?

મદનમોહને હસીને કહ્યુંઃ-"હવે કાંઈ બહુ કહેવાનું રહેતું નથી. પછી હું ધીમે ધીમે મ્હારે ઘેર આવ્યો હતો. એ બનાવ બન્યાને પંદર મહિના વીતિ ગયા છે; છતાં પુનઃ હું એ સુંદરીને જોઈ શક્યો નથી."

ત્રિકમદાસઃ-એ રહસ્યમયી ભેદ ભરેલી રમણીએ ટૂંક સમયમાં જ તને મળવાનો માર્ગ શોધી કાઢવાનું જણાવેલું હોવા છતાં હજી સુધી તેમ બન્યું નથી કે?

મનમોહનદાસઃ-ના.

ત્રિકમદાસઃ-ઘણી અજાયબીની વાત. હજી સુધી તને પણ એ વાત બરાબર યાદ છે. આજે આ નાટકની ટિકીટ અને લાલ રંગનો સાફો મળતાં એ સઘળી બની ગયેલી વાત તને યાદ આવી છે એ પણ આશ્ચર્યજનક છે. ધાર કે એ ભેદી ઓરત ફરીથી ત્હારી સાથે પ્રેમ કરવા હાજર થાય તો એ આનંદ તું ન લૂટે કે?

મદનમોહનઃ-ભાઇ! હું તને પ્રથમથીજ કહી ચુક્યો છું કે પાર્વતી ઉપર મ્હારો ખરા જીગરનો પ્રેમ છે. તું મ્હને હવે તે દુઃખી થાય એવે રસ્તે લઇ જવાનો પ્રયત્ન કરીશ નહિ.

ત્રિકમદાસઃ-ત્યારે તું લાલ રંગનો સાફો બાંધીને આ નવા ખેલમાં નહિ જાય કે? એ રમણી પુનઃ તને મળવા ઇચ્છે છે એમાં કાંઈ સંદેહ નથી.

મદનમોહનઃ-ના-ના, હું એ ખેલમાં નહિ જ જાઉં. પુરૂષ ભોગી મધુકરની માફક અનેક પુષ્પકળીઓનું મધુ ચુસી લેવાનો પ્રયત્ન કરે એ સારૂં નથી.

ત્રિકમદાસઃ-ભાઈ! બધી સફાઈ જવા દે. ત્હારી કંપનીની વિખ્યાત એક્ટ્રેસ રાધા સાથે તું પ્યારમાં નથી પડ્યો કે?

મદનમોહનઃ-ભાઈ! મ્હારી કોઈ પણ વાત ત્હારાથી ગુપ્ત નથી. અંતઃકરણથી હું રાધાને તિરસ્કારૂં છું. તે અમારી કંપનીના એક મુખ્ય એક્ટર નંદલાલની માશુક હોઈ તેને માટે લોકવાયકા સારી નથી. હું તો તેને દૂરથી જ નવગજના નમસ્કાર કરૂં છું. જો હું તને સાચું કહું છું કે, હું આ સાફો બાંધી નાટક જોવા પણ જનાર નથી. પહેલાં મ્હેં ઘણા મોજશોખ ભોગવી લીધા છે— ભ્રમરની માફક છૂટે હાથે પુષ્કળ પૈસા ઉડાવ્યા છે. હવે હું સંસારી પરણેલો હોવાથી મ્હારે દરેક રીતનો વિચાર કરી વર્તવું જોઈએ. જો કે આ સાફો એ ભેદી રમણીએ મોકલ્યો હશે, અને હું નાટકમાં બેસી જોવા નહિ જાઉં તો તેથી મ્હારૂં મન થોડું દુખાશે તો ખરૂં પરંતુ એ દુઃખ વેઠી લેવાથી જ હું સુખી થઈ શકું તેમ છું.

આમ કહી મદનમોહને આવેલી ટિકીટ ફાડીને ફેંકી દીધી. બીજી જ ક્ષણે તેણે કોલીંગ બેલ વગાડ્યો.

નોકર લક્ષ્મણ ધીમે પગલે એ ઓરડામાં આવ્યો. મદનમોહને પેલો સાફો તેના હાથમાં આપી કહ્યુંઃ-" લક્ષ્મણ! આ

ાફાને હમણાં ને હમણાં લઇ જઈ બાળી નાખ. એને એક ક્ષણ, ાંજ બાળી નાખવાની મ્હારી ઇચ્છા છે."

મદનમોહનનાં આ વાક્ય સાંભળવામાં આવતાં ત્રિકમદાસના નમાં એક નવીન વિચાર ઉપજ્યો. તે ચમકી ઉઠયો. સાફો બાળી નાખવામાં ન આવે એવી ઈચ્છાંથી તેણે લક્ષ્મણના હાથમાંના સાફા તરફ પોતાનો હાથ લંબાવ્યો. તીવ્ર દૃષ્ટિથી ત્રિકમદાસના મુખ તરફ જોઈ લક્ષ્મણે સાફો પકડી રાખ્યો.

ત્રિકમદાસને ઉદ્દેશી મદનમોહને કહ્યું:-"ભાઈ! તું એ સાફો લઈશ નહિ તથા મ્હારા સંકલ્પમાં હરકત કરીશ નહિ. લક્ષ્મણ! તું સાફો લઈ જા. જો હમણાંજ એને બાળી નાખવામાં ન આવે તો કદાચ મ્હારો વિચાર બદલાઇ પણ જાય. મનુષ્યનો સ્વભાવ ઘણો ચંચળ હોય છે."

હવે ત્રિકમદાસ કાંઈ બોલી શકયો નહિ. તેણે છુપી રીતે લક્ષ્મણ તરફ આંખનો એક ઈશારો કર્યો.

સાફો લઈ બાળક ધીમે ધીમે બ્હાર ચાલ્યો ગયો. ત્રિકમદાસ પણ ચાલ્યો જવા માટે ઉઠયો. તે મદનમોહનની વિદાય લઇ બ્હાર નીકળ્યો. જતી વખતે તેણે છેક નીચે રસ્તા ઉપર લક્ષ્મણને હાથમાં એક બંડલ સાથે ઉભો રહેલો જોયો. લક્ષ્મણની લોલુપદષ્ટિનો અર્થ સમજી જઇ તેણે તેના હાથમાં ઝડપથી એક દશ રૂપિયાની નોટ મૂકી પેલું બંડલ લઇ લીધું. એ પ્રકાર ગુપ્ત રાખવાની સૂચના કરી ત્રિકમદાસ ઝડપથી ચાલ્યો ગયો.

અપૂર્ણ

[આ અદ્ભુત લેખનો આગળનો ભાગ આવતા તા૦ ૧-૬-૨૪ ના અંકમાં વાંચો.

## પાંચા પટેલની પટલાઈ!

લખનારઃ-સુમન્ત.

એક શહેરમાં એક વાણીયાભાઇ રહેતા હતા. આસપાસનાં ગામડામાં તે ધીરધાર-કદારાનો ધંધો કરતા હતા અને તેથી ઘેર કરતાં ગામડામાં ફરવાનું તેને વધારે હતું. "ગરજ સમ કોઈ ગણ્યું નહિ" એ નિયમ પ્રમાણે ભોળા પણ નાણાંના ગરજુ ખેડુત (કણબી) બીચારા શેઠ તેમને ત્યાં જાય ત્યારે મેમાનગીરી કરવામાં કંઇ મણા રાખતા નહિ. શેઠ પણ વાણીદ્વારા મોઢાની મોળ ઉતારવામાં તેનાથી સવાઈ કરી બતાવતા. જ્યારે કોઇને ત્યાં પોતાના ધામા હોય ત્યારે સમ-સગરા મારા સમ-તમારા સમ વગેરેમાં તાણુ ખેતાણુ એટલી તો કરી મૂકતા કે ભોળા કણબી ભાઈ તો બિચારા ખુશખુશ અને આભારમાં ડુબી જતા. શેઠ સારી પેઠે સમજતા કે કણબી કાંઈ કામકાજ મૂકી આવનાર નથી જેથી મોઢેથી જમાડવામાંજ તેમને એક પાઇનો પણ ખર્ચ થાય એમ નહોતું.

તે કણબી ભાઇઓમાં પાંચાભાઈ ગામના મુખી પટેલ હતા અને સારી રીતે ખાતા-પીતા હતા. જ્યાં મધ હોય ત્યાંજ માખી જાય એ નિયમાનુસાર શેઠને અને પાંચા પટેલને ઘણોજ ઘરવટ હતો. જ્યારે જ્યારે શેઠ તેમને ત્યાં જાય ત્યારે પટેલ તેમને ભાતભાતની સુંદર રસોઈઓથી જમાડી આનંદ પમાડી આનંદ માનતા. "અતિ સર્વત્ર વર્જયેત" એ નિયમ શેઠના ધ્યાનમાં આવતો તેથી કોઈ કોઈ વાર "વાણીયા તાણ" ખૂબ કરતા અને કહેતા કે એકવાર તો પટેલ મારે ત્યાં જરૂર જરૂર પધારો. મારા સમ ન આવો તો વગેરે.

જગતમાં સૌથી શ્રેષ્ઠ "કસોટી" છે અને તે દરેક મનુષ્યને કોઇ નહિ ને કોઇ બહાને સમયે કસી જાય છે. તે મુજબ દૈવયોગે પટેલને શહેરમાં જરૂરી કામ પડ્યું. પટેલ શેઠને ત્યાં ઉતર્યા. શેઠે મોઢેથી ઘણા આગતા સ્વાગતા કરી અને પાણી પાન બીડી સોપારીની રેલમછેલ કરી મૂકી. પટેલ તો બીચારા ટાઢે પેટે રોટલાની રાહ જોઈ બેઠા.

શેઠે શેઠાણીને બોલાવી કહ્યું:-"સાંભળ્યું? ભાઈ આવ્યા છે. આજ તો મજાના લાડુ કરો. બેચાર જાતનાં શાક રાયતાં, ચટણી પણ કરજો. શેઠાણી "વારૂ" કહી ઘરમાં જતાં રહ્યાં.

મોરનાં ઈંડાં ચીતરવાં ન પડે, તેમ શેઠાણી પણ પાકાં હતાં. કોઈપણ વાતની ના કહેતાંજ નહિ. વળી થોડી વારે શેઠે કહ્યું:-"કાં સાંભળો છો કે? લાડુ ને તો વાર લાગશે જરા લાપસી કરો લાપસી."

શેઠાણીએ કહ્યું:-"વારૂ."

વળી થોડીવારે શેઠે કહ્યું:-"કાં ક્યાં ગયાં? લાપસી કરતાં શીરો કરી નાંખોને કે ઘડીવારમાં થઈ જાય!"

શેઠાણી:-"વારૂ."

એમ વારે ઘડીએ શેઠાણીને બોલાવે ને જુદી જુદી રસોઇનો હુકમ આપે. આ દરમિયાન પટેલ સાથે પણ શેઠ ગામ ગપાટા ચલાવતા જાય. ભોળા દિલનો પટેલ આ બધો તકડી ખેલ બીલકુલ સમજી ન શકતો હોવાથી મનમાં રાજી રાજી થતો અને રસોઇની રાહ જોતો બેઠો હતો. ઘણીવારે આખરે જમવાનું તેડું થયું અને શેઠ તથા પટેલ જમવા ઉઠયા. બને જણા ઘરમાં જરા જરા દૂર જમવા બેઠા અને પાતળ પીરસાયાં: પટેલની ભારે અજાયબી વચ્ચે થાળીમાં સુંદર રસોઇને બદલે ઘુઘરી (ઘઉંને બાફીને બનાવે છે તે) પીરસાણી! પછી શેઠ બોલ્યાઃ-"જુઓને પાંચાભાઈ, આ ઘઉંમાંથી લાડુ, લાપસી, શીરો, રોટલી ભાખરી વગેરે બધી રસોઈ બને! ત્યારે મેં વિચાર કર્યો કે મારા વહાલા ભાઇને બધી રસોઈ એક સાથે જમાડું તો કેમ? એથી ઉજળું શું? ગોળથી ગળ્યું ને સાકરથી મીઠું એમ ધારી આજ તો ઘુઘરી કરી. મેં પણ ઘણા દિવસથી ખાધી નહોતી, મને પણ પુરો ભાવ થયો હતો, ત્યારે મનમાં કહ્યું જે ઠીક છે. એક પંથ દો કાજ. એક તો તમે મારે ત્યાં મ્હેમાન ને વળી મને થયેલો લાંબા વખતનો ભાવ! ઠીક તાલ જામ્યો" વગેરે

વગેરે વાતોથી શેઠ પેટ ભરવા મંડ્યાં. પટેલ કંઇક બે ત્રણ ચોપડી ભણ્યા હશે ખરૂં અગર તો તેમણે શીયાળ બગલાની વાત સાંભળી હશે. જેથી મનમાં લાગ્યું ન લાગ્યું કરી જેવું ભાવ્યું તેવું જર તરા જમી હાવંકું મેં રાખી ઉઠયા અને હળી મળી રજા લઈ ઘેર ગયા. કહે છે કે ચીજ વસ્તુઓ આપેલી મુકેલી ભુલી જવાય છે, પણ પ્રસંગોપાત કહેલા-સાંભળેલાં વચનો જીંદગીભર ભુલાતાં નથી: તેમ આ પટેલને પણ થયું. જેથી તેણે શીઆળ અને બગલાના પાડનો ધડો શેઠને આપવાને મન સાથે નક્કી કર્યું. જગતમાં ઈચ્છા બળવાન છે. તેનાં જેવું બીજું અન્ય નથી. જો માણસ સુદ્રઢી બને તો અવસ્ય તેની ઈચ્છાઓ ફળેજ. એ મુજબ આખરે સમય આવી લાગ્યો.

શેઠના દિકરાનાં લગ્ન લેવાયાં અને હાથ ગરણાને સામે શેઠે પાંચા પટેલપર ખૂબ દબાણ ભરી કંકોતરી લખી. પટેલે વિચાર્યું કે ઠીક તાલ આવ્યો છે. તરતજ ગામમાંથી તમામ ખેડુતોને એકેક ગાડાં સાથે સાથે આવવાને તૈયાર કર્યાં અને લગ્નને દિવસે સોએક ગાડાંનાં સાથ સાથે પટેલ હાજર થયા. શેઠ તો આ જોઈ ખુશ ખુશ થઈ ગયા. મનમાં ધાર્યું કે એકેક પાંચ પાંચનું હાથ ગરણું કરશે તોયે પાંચસેનો તડાકો લાગશે. તેણે સરભરામાં કંઇપણ કસર ન રાખી બીજે દીવસે હાથ ગરણાનો વખત થયો ત્યારે પટેલે કહ્યું કે શેઠ મારા ગામના કણબી તરફથી હું બધાનું સાથે હાથ ગરણું કરીશ. શેઠે વિચાર્યું કે. એ પણ ઠીક, એક ધણીનેજ શોધવો. પટેલે બધાને જમાડી સાથે ભાથાં બંધાવીને વળાવી દીધા. પછવાડે પોતે એકલાજ રહ્યા અને હાથ ગરણું કરવા બેઠા.

માથે બાંધેલ ફેંટામાંથી થોડું રૂ કાઢી કંકુવાળું કરી વરના હાથમાં મુકતાં પટેલે કહ્યું:-"જુઓને શેઠ, જેમ ઘઉંમાંથી બધી જાતનાં પકવાન થાય છે. તેમ આ રૂમાંથી પણ સાડલો, સુંદડી, ઘાઘરો, કાપડું, ધોતીયાં, પીછોડી વગેરે જાતજાતનાં લુગડાં થાય છે, જેમ તમે તે દીવસ વિચાર્યું હતું કે મારા વહાલા ભાઇને એક સાથે બધી જાતની રસોઈ જમાડું તેમ મેં પણ આજ ધાર્યું કે મ્હારા વહાલા ભત્રીજાને બધી જાતની એક સાથે પહેરામણી કરૂં. માટે આ ફૂલ નહિં તો ફૂલની પાંખડી માની લેજો અને હેત મહેરબાની છે તેથી વિશેષ રાખજો કહી પટેલ રજા લઈ ચાલતા થઈ ગયા.

આ પ્રમાણે શેઠને પાંચા પટેલની પટલાઈ ભારે પડી ગઇ, સોપા-ળાની પેઠે હવે શેઠની મતી ઠેકાણે આવી. અને હાથનાં કર્યાં હૈયે વાગ્યાં એમ મનમાં સમજી બેસી રહ્યા. ગામના લોક આ ભેદ સમજી તો શક્યાં નહિ, પણ બનાવથી અનુમાને કંઇક કલ્પના તો થઈ. ત્યાર પછી તે શેઠે કંઇક લોભની મર્યાદા મોકળી કરી અને કંઇક રીતસર રહેવા લાગ્યા. મનમાં સમજવા લાગ્યા કે જગત કંઈ બધું ભોળું બંબકાર નથી. કોઈ કોઇ માથાના પણ મળે છે. શેરને માથે સવા શેર હોય અને જેરૈં કુ તેરો એ પણ જગતનો કંઇક ન્યાય જણાય છે.

—:o:—

# ચાર દોઢીયામાં ચોપડે ચઢો!

(જગપ્રસિદ્ધ નવલકથાકાર થઇ અમર થવાની કલા)

૨૦૧૯ ના કાયદા પ્રમાણે રજીસ્ટર્ડ!

લખનારઃ-રા. "રંડો."

સભ્યઃ-છોલણુ મંડળ.

જેવ મી૦ એડીટર, આ પાંચમો વેદ હું શરૂ તો કરૂં છું પણ મને વારંવાર અફીણ ને ચંડુલપર મારો રાખવાનો શોખ છે એટલે અઠવાડીઆમાં સાત દહાડા બી ગુલ થઇ જાઉં તો તમારે મારી રજા મંજુર કરવીજ પડશે ને વાંચનાર ખીરાદર, હું નહિ આવું તે વખતે તારે ખુદાને ખાતર અધિપતિનો બરડો હલકો કરવાની પેરવી ન કરવી હોં!

* * * *

તમારે કામધેનુ ગાય જોઇએ છે? તમારે શું બનવું છે? અધિપતિ, રિપોર્ટર, તંત્રી, મંત્રી, સંપાદક, ચાલક, વ્યવસ્થાપક, કે એડીટર, શાયર, નોવેલીસ્ટ, કવિ નાટકકાર, આચાર્ય ઈત્યાદિ ઈત્યાદી? બોલો-જલદી બોલો. તમારે કઈ કીર્તિના સિખરપર પહોંચી જવું છે?......

* * * *

શું? નોવેલીસ્ટ થવું છે? ઓ મારા બાપ! તમે વળી વાર્તા લખીને શું કરશો? વારતા લખનારાઓ તો આજકાલ કાણી કોડીના ભાવના થઈ ગયાછ! છતાં કંઇ નહિ. તમારી મરજી મારે સાચવવીજ જોઇએ.

* * * *

ત્યારે સમજો અને માની લો કે તમે બાહોસ નવલકથાકાર થઇજ ગયા! કલ્પી લો કે તમે સાન્તાક્રુઝ કે વીલાપારલામાં રહો છો. સ્થળ જરા વધુ સેનસેશનલ જોઇતું હોય તો જુહુ પસંદ કરજો; કારણ કે ત્યાં દરિયો નજીક હોવાથી "આપઘાત"નું પ્રકરણ લખતાં સરળતા થશે. સાંટાક્રુઝપરજ નજર ઠરે તો એ પોર્ટુગીઝ નામ ના વાપરતા. એથીયલ નામમાં કલા નથી. ગોખી રાખો સંતકુંજ!

* * * *

હવે વારતાની બેધડક શરૂઆત કરો.

સંધ્યા આવી ને ગ્રીષ્મનાં પ્રચંડ સૂર્યનો ક્રોધ શમાવવાને નીલ આકાશમાં કિશોરી સંધ્યાએ અમી વર્ષાવી. એની આછી ગુલાબી ઓઢણીની અંદરથી દેખાતા તારલાઓ મને ને મારી પ્રિયાને આંખ મારી રહ્યા હતા! (બીજા કોઇને નહિ હોં! મને ને મારી પ્રિયા-નેજ!) અને એ આંખલડીના અણમોલ ઇશારા પ્રેરણાના પ્રવાહ વહાવતા હતા.

ટીન ટીન ટીન ! ઘડીઆળમાં સાતની ટકોરી પડી ને અચાનક એક ભયંકર કારમી ચીચીઆરીએ વાતાવરણને ભેદી નાખ્યું. હું ચમક્યો. મારી કવિતા ઉડી ગઈ. મારી પ્રેરણા સુકાઈ ગઇ. મારી પ્રિયા ધ્રુજી ગઈ ને બીકથી મને બાઝી પડી. હું તેનું બહાદુર નેપોલીઅનની પેઠે સાંત્વન કરવા લાગ્યો. જો કે મારા પોતાના પગની હાલત વટોળીઆમાં થરથર ધ્રુજતાં વૃક્ષનાં પાંદડાં સમી હતી.

* * * *

કેમ કંટાળો આવે છે ? અરે ! શું મારા સાહેબ ! એમ અગર ગચ્ચા જેવા કંટાળી શું જાઓછ ? આગળ વધો—

પછી રામાને સાથે લો—ફાનસ લઈ પેલી કીકીઆરીની શોધમાં નીકળી પડો ને પ્રસંગ એવો ગોઠવો કે મુનશી ને ઠક્કુર, વ્રજવિહારી ને મધુકર ડાચાંમાં હાથ નાખે ! (દાંતમાં આંગળાં નાખવાનું કદિ ના લખતા—એ ગ્રામ્ય પ્રયોગ છે.)......હં ! પણ પ્રસંગ શો ગોઠવશો ?......નાયક થોડેક દૂર જાય છે. જંગલની ઝાડી નજીક જતાં તેને પુનઃ અવાજ સંભળાય છે. તે ઝડપથી આગળ વધે છે ને ઓ ! ઓહ ! એક બદમાશ એક ષોડશવર્ષીયા, સૌંદર્યજડિતા, કમલનયના રૂપસુંદરીપર બળાત્કાર ગુજારી રહ્યો છે. રામાને પાંચ રૂપિયાની લાલચ આપી બદમાશને જમીનદોસ્ત કરો. એ લડાઈ દરમ્યાન પેલી સુંદરીને બેભાન બનાવો ને રામો બદમાશને નસાડી મૂકે તે પછી તમે પેલી રૂપસુંદરીના રક્ષક તરીકે તેનું માથું ખોળામાં મૂકી, તેને જાગ્રત કરવાનો પ્રયત્ન કરો. તેની આંખો થોડીકવાર પછી પોયણાંના પાન જેવી ખુલે છે. ખુલવા દો ! તમે જરા મીઠું હસો ને પછી કહોઃ "સુંદરી, નિર્ભય થાઓ. તમારી સીતા સાવિત્રી ને દ્રૌપદી સમી આ પવિત્ર દેહલતા, નથી સરજાઈ બદમાશોનાં હવસી નયનો ઠારવા ! એમાં તો વિધાતાએ ભર્યાં છે અનેરાં જાદુ ! એ જાદુના ઝંકાર ન સાંભળી શકે અસંસ્કારીઓ......"

સુંદરી જાગ્રત થઇ-ભાનમાં આવી, યુવાનનો આભાર માન્યો ને પછી ?......સૌભાગ્યસુંદરીમાં હાથીથી ડરી ગયલી સુંદરી સૌભાગ્ય આગળ કેવી રીતે નીચું જોઈ રહે છે તે જાણોછની ? બસ ત્યારે શરૂ કરો !

મારા તનમાં મનમાં ભર્યો છે હર્યો છે......

* * * *

આ તમારી વાર્તાનું નાંદી અથવા ઝાદી બાંધામાં કહું તો વારતાનું પ્રકરણ !......પછી તમે ને તે પ્યારમાં પડો છો-તમે પરણેલા હોવાથી તમારી સ્ત્રી તમારા માર્ગમાં નડે છે-પેલીનો બાપ કે ભાઈ કે કોઈ બીજો આશક નડે છે—મારફાડ, દગાબાજી રીવોલ્વરના ધડાકા ફડાકા ને અંતે તમારી પત્નીનું મરણ ! ખબરદાર, એ પત્નીને સતી સીતા જેવી ચીતરવાનું ભુલતા ના. એની પાસે મરતી વખતે એમ બોલાવજો કેઃ "પ્રાણેશ ! હું જાઉં છું. મારા મૃત્યુ પછી તમે એ......ની સાથે......સુખી થજો......" બસ ખલાસ ! તમે રડો છો, કકળો છો, ને સ્મશાનમાં જાઓ છો. વિરહનાં કાવ્યો લખો છો. એક પત્નીવ્રતધારી રામને સંભારો છો ને અંતે કશાને ખાતર નહી પણ તમારી પત્નિના મરણ વખતના શબ્દોના માનને માટે તમે પેલી સાથે......હં ! સમજી ગયાને !......બસ પછી ખાધું પીધું ને મોજ કીધી ! ઈતી શ્રી નવલકથા લખવાની કલાનો પ્રથમ પાઠ સંપૂર્ણમ્‌ઃ

* આ ચાર દોઢીયામાં ચોપડે ચઢી અમર થવાની કલા તમને કહી દીધી. આવી કલા કોઈ ઉસ્તાદ ગુરૂદક્ષિણા વગર નહી શીખવે હો. પણ શું કરૂં યાર ? બંદાના કાતરીઆમાં પેલા પ્રભાએ એક ઈસ્કોતરૂં ઢીલું રાખ્યું છે એટલે લાગ જોઈ "મોજ-મજાહ"ના તંત્રીએ મને પંઝામાં લીધો ને પાનની પટ્ટી તથા રેડ લેમ્પ સીગરેટમાં સમજાવી દઈ મારી પાસે આ કોહરૂનનો ખજાનો ખાલી કરાવી લીધો ! આવી લુચ્ચાઈ માટે અધિતિપપર ઈંડીઅન પીનલકોડની રૂએ ફોજદારી કેસ માંડવાનું મને મન થઈ ગયું છે માટે કોઈ માખમાર વકીલ કે બ્રીફલેસ બેરીસ્ટર મારા તરફથી ખુદાબક્ષ કાયદાની કલમો ઉથલાવવાને તૈયાર હોય તો મને લખી જણાવે—ચાલો સાહેબજી, સાડા નવ થવા આવ્યા—ઈજારદારોની દુકાનો બંધ થઈ જશે !

## મોજ—મજાહનાં ગ્રાહકોને સુચના.

ઉપરા ઉપરી અનેક કાયમના તથા છુટક ગ્રાહકોની પાછલા અંકોની માગણીને માન આપી અમે 'મોજ-મજાહ'ના પાછલા અંકો ફરીથી છપાવી તૈયાર કર્યા છે; પરંતુ પોષ્ટમાં ગફલત થતી હોવાથી અંકો નહિ મળવાની દરરોજ સેંકડો ગ્રાહકો તરફથી ફરિયાદ આવે છે માટે અમે અમારા ગ્રાહકોને પાછલા અંકો અમારી ઓફીસમાં ૯ થી ૭ના ટાઇમમાં આવી લઈ જવાની નમ્ર વિનંતિ કરીએ છીએ. પાછલા છુટક અંકો બીજી વખત છાપવા પડેલા હોવાથી ગ્રાહક નહિ હોય એવા માણસોને બબ્બે આનાની કિમ્મતથી છુટક મળી શકશે.

નમુનાના અંક માટે અઢી આનાની ટીકીટ બીડવી.

નવીન ગ્રાહકોએ વગર વિલંબે નીચેને શિરનામે લવાજમના રૂ. ચાર ભરી પાછલા અંકો અને ભેટ મેળવવાનો લાભ લેવો. બ્હારગામના ગ્રાહકોએ ભેટના પોષ્ટેજના ૦-૪-૦ મળી રૂ. ૪-૪-૦ નો મનીઑર્ડર મોકલી આપવો.

### ખલાસ ! ભેટનું પુસ્તક ખલાસ !!

ગુલબદન નામનું જે ભેટનું પુસ્તક અમો ગ્રાહક થનારને આપતા હતા તે પુસ્તક ખલાસ થઈ ગયેલ છે. નવીન ગ્રાહકોને ભેટનું પુસ્તક નહિ મળવાથી નિરાશ થઈને જવું પડયું છે, તેને માટે ઘણા ગ્રાહકોની ઈચ્છાને માન આપી જુન આખર સુધીમાં ગ્રાહક થનારને

### આશકની આત્મકથા

નામની નવલકથા ભેટ આપવાનું નક્કી કર્યું છે. આ પુસ્તકની નકલો ઘણીજ થોડી છે. માટે વહેલો તે પહેલો, ખલાસ થયે અમો આપવાને બંધાતા નથી.

મોજ—મજાહ કાર્યાલય

ગીરગામ ચર્ચ સામે ખટાવ બીલ્ડીંગ મુંબઈ નં. ૪

અમદાવાદના એજંટઃ—

નંદલાલ દામોદરદાસ

ન્યુસપેપર એજંટ રતનપોળ નાકા નં. ૨૯—અમદાવાદ

# મૌજ-મજાહ

[ પુ. ૧ લું. ]

તા૦ ૧ લી જુન ૧૯૨૪

[ અંક ૮ મો. ]

વૈશાખ વદ ૧૪

ગરીબીનો ગજબ

તીરછી નજર ફેંકતી તે બારીમાંથી બહાર જોઈ રહી હતી.

વાર્ષિક લવાજમ રૂ. ૪-૦-૦

છુટક નકલ મુંબઈમાં ૧ આનો. બહાર ગામ સવા આનો.

## આજના લેખોનો ક્રમ.

જાહેર આલમને ગંભીર સૂચના ..........
* * ને સંબોધન... ... (રા. દીવાનો)
ગરીબીનો ગજબ ... (ધનચક્કર)
ગમે તેવો તમારો છું .... (રા. વસન્ત)
મુંબઈનું રાત્રિ-રહસ્ય ... (રા ગુપ્તદૂત)
દુરબીનમાંથી એક નજર... (રા. ચશ્મેચશ્મ)
એક સુંદરીનાં સાહસ કર્મો (રા. મં. ગો. દેસાઈ)
મારી મીસીસનું પહેલું ભાષણ (રા. મસ્ત ફકીર)

આ પત્ર જાદવજી પીતાંબર ઠક્કરે મુંબઈ નં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડપર લેડી નૉર્થ કોટ હિન્દુ ઓર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં

# મોજ-મજાહ

રવિવાર તારીખ ૧ લી જુન સને ૧૯૨૪.



## જાહેર આલમને એક ગંભીર ચેતવણી.

આખી આલમને અત્રેથી ચેતવણી આપવામાં આવે છે કે "મોજ-મજાહ" ની લોકપ્રિયતાનો લાભ લઈ કેટલાક નીચ બદમાશો અમારે નામે કોઈ કોઈ જગ્યાએ નનામા પત્રો લખી ગમે તેવા આક્ષેપો મુકવાની નીચતા કરી રહ્યા છે એવી અમને ખબર મળી છે. આવા બદમાશોનો પત્તો મળતાં અમે તેમને તરતજ વગર ભાડાની કોટડીમાં બેસાડી દઈશું પણ પ્રજા તેવા દુષ્ટોથી ન છેતરાય તે માટે એવા નનામા અથવા ખોટી પત્રો પર જરા પણ વિશ્વાસ ન રાખતાં જરૂર જણાતાં અમને રૂબરૂ મળવાની પ્રજાને ચેતવણી આપવામાં આવે છે. અધિપતિ—મોજ મજાહ.

---

## * * * ને સમ્બોધન.

### (રા૦ દિવાનો.)

ટૂકડાના ભૂખ્યા ઓ કાળા કાગડા
ગાજી રહ્યાં આ શ્રાદ્ધતણાં સમસાણ જો
લેજે શ્રાદ્ધબલિ દેજે મુજ કાન્તને
કહેજે મ્હારા અંતરતણા પ્રણામ જો
ટૂકડાના ભૂખ્યા ઓ કાળા કાગડા. ૧
અક્ષરનાં તર્પણ અમરાપુર પાઠવું
તૃપ્ત બને જેથી સહુ સૂર સમુદાય હો
અક્ષરને જીરવા પ્રભુએ આપી નથી
અર્થ કરે અક્ષરના જે ક્યમ ચાહ્ય હો
ટૂકડાના ભૂખ્યા ઓ કાળા કાગડા. ૨
કંટક તો છે સત્ય પરીક્ષા સ્નેહની
વેથી ક્ષણ પણ નવ બુલબુલ ગભરાય જો
"ભસવું ને આટો ખાવો" એ ક્યમ બને
કાંટે ડરતાં ગુલાબ નવ લેવાય જો
ટૂકડાના ભૂખ્યા ઓ કાળા કાગડા. ૩
મંત્ર અનેરા 'अहोरूपमहोध्वनि' તણા
તપથી સાધી પહોંચીશું બહુ દૂર જો
મસ્કાના ડબ્બાઓ મોંઘા બહુ થયા
સૂર લઈ ત્હારા મેળવતાં સૂર જો
ટૂકડાના ભૂખ્યા ઓ કાળા કાગડા. ૪

---

## ગરીબોનો ગજબ.

લખનારઃ—ઘનચક્કર.

રવિવારનો દિવસ હતો. ઉન્હાળાના દહાડા હોવાથી ગરમી સખ્ત પડતી હતી. મુંબઈની ચાલીની કબુતરખાના જેવી ઓરડીમાં પુરાઈ રહેતાં મારા લોહીનું પાણી થવા લાગ્યું ને બાર વાગે જમી ને થોડીકવાર આરામ લઇ હું ધુપ તડકામાં બહાર નીકળી પડ્યો.

ક્યાં જવું તેનો કંઇ નિયમ ન્હોતો. ભુલેશ્વરથી નીકળી ચોરાબજાર ગયો. ત્યાંથી ટ્રામ પકડી.

"શેઠ, કીધર જાયગા ?" કંડક્ટરે આ ગોળી છોડી ત્યારેજ મને ભાન આવ્યું કે હું ટ્રામમાં બેઠો છું ને મારે ક્યાં જવું તે જણાવવાની જરૂર છે.

"ટ્રામ કીધર જાયગી ?"

"દાદર—"

"અચ્છા ! દાદરકી ટીકીટ દો—" નીકલનો સીક્કો આપી દાદરની ટીકીટ લીધી ને હું ટ્રામની બેંચપર વિચાર કરતો બેસી રહ્યો. ચર્નીરોડ ટ્રામ જંક્શન પસાર થઇ ગયું. ત્યાં કેટલાક છોકરાઓ "મોજ-મજાહ" એક "આનો–" "નવજીવન" વગેરેની બુમો પાડતા હતા. મારા મગજનું કંઇ ઠેકાણું ન્હોતું. મેં એક આનો કડવો કરી "મોજ-મજાહ" ખરીદયું ને ટ્રામમાં વાંચવા બેઠો. "રાત્રિ-રહસ્ય"ના બે પેરા વાંચ્યા એટલામાં કંડક્ટરનો કરડો અવાજ સંભળાયો.

"ફોરાસ રોડ, તારદેવ જાનેવાલા ઉતર જાવ–"

ફોરાસ રોડનું નામ સાંભળતાંજ હું ભડકી ઉઠ્યો. મુંબઈના નીતિશાસ્ત્રીઓએ મને ખાત્રી આપી હતી કે આ રસ્તાનું નામ દેવામાં પણ પાપ છે. હું તો ખુદ એ રસ્તા પર જઇ પુગ્યો. શિવ, શિવ, શિવ ! આ પાપી રસ્તા પર આવવા માટે મને કોઈ જમરાજાનો દુત સજા ન કરે તે માટે મારે કોઇ ભુલેશ્વરના બ્રાહ્મણને ચાર આના આપી "રામરક્ષા" નો પાઠ કરાવવો પડશે !

જીજ્ઞાસાને વશ થઇ હું ટ્રામમાંથી ઉતરી પડ્યો. બપોરના બે વાગવા આવ્યા હતા. તડકો તો કહે મારૂં કામ ! પાસે છત્રી ન્હોતી એટલે સૂર્યનારાયણના તાપ સામે રક્ષણ કરવાનો કંઇજ ઇલાજ ન્હોતો; પાંચ દશ ડગલાં ચાલતાંજ હું કંટાળ્યો. ટ્રામના જંક્શન પાસેના બગીચાના દરવાજા આગળ બે ચાર મવાલીઓ એક ફળાં વેચનારી ઘાટણ સાથ હાસ્યવિનોદ કરી રહ્યા હતા. હું ત્યાંથી મનુષ્ય જીવનની નિર્લજતાને ગાળ દેતો દેતો આગળ વધ્યો. મારી ભ્રમણા ભાગી ગઈ. મારા એક બે મિત્રે મને કહ્યું હતું કે આ લત્તો ઇંદ્રપુરી જેવો છે. મને આ લત્તા પર કાગડા ઉડતા જણાયા. બપોરનો વખત હોવાથી રસિકોની રસિકાઓ કદાચ જાગ્રત થઈ નહિ હોય ! એક બે ઘરની બારી પર બેચાર ક્રકચ જેવી ફુવડ ઘાટણો પીખરાયલા વાળ સાથે ઉભી ઉભી "એ ચાહેરાવા-રે કપ બેજો—ઓઈ ! બટર બીસ્કીટ સે આ—" વગેરે વેદના મંત્રો ભણી રહી હતી.

"અહિંયા રાતે પરસ્તાન થઈ જશે ને આ પુવડો પાઉડરને પ્રતાપે ઈંદ્રસભાની પરી બની જશે..." મેં વિચાર કરવા માંડયાઃ "કેવી વિચિત્ર દુનિયા છે? આ વેશ્યાઓને આબરૂદાર વર્ગોથી જુદી પાડવાની હોહા કરી મેલનારા લોકોજ આ વર્ગને નીભાવે છે. પુરૂષો પોતાના દીલ પર કાબુ રાખતાં શીખે તો આ અભાગી સ્ત્રીઓ આવા ધંધા કેમ કરી શકે?—" વિચારમાં ને વિચારમાં હું એક મોગલના હોટલમાં ઘુસ્યો ને ત્યાં ઠંડા લેમન પી બહાર નીકળ્યો. દશબાર ડગલાં આગળ વધતાંજ મારી નજર એક બેઠી બાંધણીના એક માળપરની બારીમાંથી રસ્તા તરફ જોઈ રહેલી એક સુંદર રમણીપર પડી. તેને જોતાંજ તેના પહેરવેશ પરથી હું સમજી ગયો કે તે પંજાબ તરફની હોવી જોઈએ. તેણે રેશમની પહોળી-પહોળું ફેશનની ઈજાર પહેરી હતી સફેદ રેશમી ખમીસથી તેની સુંદર છાતી ઢંકાઈ હતી. ગુજરાતણોની તસતસતી ચોળીનું મોહક વર્ણન કરવાની અત્રે મને તક ન મળી તે માટે પ્રથમ થોડી મુઝવણ થઈ. પણ કંઈ નહિ. મારી મુઝવણથી વાંચનારે નિરાશ થવાનું નથી હું એ નવા સંજોગોને પહોંચી વળીશ. લો ત્યારે, હું એનું વર્ણન કરૂં.

એની ઉમ્મર હશે અઢારેક વર્ષની! સાક્ષરોને સોળ વર્ષની રમણી સિવાય વાર્તા લખવાનું જેમ આવતું નથી પણ મારે સત્યજ રજુ કરવું છે. એની વય અઢારેક વર્ષની હશે. માથા પર સુંદર લાંબા કાળા વાળની ચોટી ગુંથી એણે ખભાપર લટકતી રાખી હતી. એના પોષાકમાં ઈજાર, ખમીસ ને એક ગુલાબી ઓઢણી એની સુંદરતાને અત્યંત આકર્ષક બનાવતાં હતાં. એની કાળી આંખો સુરમાથી વધુ કાળી બની હતી. નાકમાં ચુંક, કાનમાં ઈયરીંગ્સ, ડોકમાં સોનાનો હાર અને પગમાં મુંબઈની ગુજરાતણોનાં જેવાં નુપુર હતાં. અલંકારોથી એ શોભતી હતી કે એને લીધે અલંકારો શોભતા હતા તેનો હું નિર્ણય કરી શક્યો નહિ. એની મદિલી આંખો, એનું પૂરબહારમાં ખીલેલું જોબન-જોતાં નીતિ અને ધર્મના સિદ્ધાંતો ભુલાઈ ગયા. વિશ્વામિત્ર જેવા ઋષીને મેનકાએ આવીજ કોઈ પલે ફસાવ્યા હશે!

હું એના તરફ સ્તબ્ધ બની બેએક પલ જોઈ રહ્યો. એ હસી. એવું મીઠું હસી કે હું ક્યા રસ્તામાં ઉભો છું તે પણ ભુલી ગયો. એની મીઠી હંસીમાં વેશ્યાની લાવણ્યહીનતા ન્હોતી. એ હાસ્યના અવાજમાં કર્કશતા ન્હોતી. હું પાગલ જેવો ભાન ભૂલી દાદર ચઢી ઉપર ગયો. એ હસતી હસતી દરવાજા આગળ મને સામી લેવા આવી.

"આઈયે!—" ઓહો! આવો મીઠો શબ્દ મેં કદિ અગાઉ સાંભળ્યો ન્હોતો. હું જરા શરમાયો ને એની સુંદરતા જોતો ઉભો રહ્યો.

"અંદર આઈયે—બૈઠિયે!—" તે ફરીથી મીઠાશથી બોલી. હું ઓરડામાં ગયો. હું તકીયે અઢેલી ગાદી પર બેઠો ને એ મારી નજીક બેસી પાન બનાવવા લાગી. એની હથેલી પર ને પગની પાની પર એણે કોઈ રસિક કથાકારની પેઠે મેંદી લગાવી હતી. એ રંગીન હથેળી ને પાની પર હવેજ મારી નજર પડી. મને લાગ્યું કે આવીજ કોઈ મદમસ્ત માશુકની રંગીન પાની જોઈ શાયરીએ નીચલી લીટી લખી હશે:—

'મારે ઝુમું કે પાનીએ ઉને સનમ!'

એના ઓરડામાં ઝાઝી સામગ્રી ન્હોતી. એક પલંગ હતો. પલંગ પર બે ત્રણ ઉશીકાં પડયાં હતાં. બાજુમાં બે ચાર મીનીયમના વાસણ અને સગડી પડયાં હતાં, એ સિવાય એક ટૂંક પલંગની નીચે પડી હતી. દિવાલ પર એક નાના આયના સિવાય કંઈજ ન્હોતું. પાનની પેટી, હુકો વગેરે સામગ્રી ત્યાં હાજર હતી. મને એ બિચારીની દયા આવી. આ જમાનામાં આવી હસીન નાઝનીન આટલી ગરીબ કેમ રહી શકે! પ્રશ્ન મને મુંઝવી રહ્યો.

"લીજીએ—" તે મૃદુ મંજુલ સ્વરે પાન આપતાં બોલી.

"તુમ્હારા મુબારક નામ?—" મેં ભાંગી તુટી હિંદુસ્તાનીમાં વાત છેડી."

"જી. બાંદીકા નામ ફાતમા!—"

"ફાતમા બેગમ!—" મેં હસીને કહ્યું.

"જાઓ! ઐસી મજાક મત કરો. મૈં બેગમ બેગમો મુગલોંકી સાથ મર ગઈ! અબ તો હિંદોસ્તામેં બસતી હૈં........" તે હસતાં હસતાં બોલી છતાં એ પાછળ એના દિલનું કારમું દર્દ છુપાએલું હતું તે હું જોઈ ગયો. મને આ ઔરત કંઈક ભેદી જણાઈ.

"ફાતમા! મૈં એક બાત પૂછું?"

"બેલાશક પૂછીએ—"

"તુમ યહાં ક્યા કરતી હૈ?"

"વહી નાપાક પેશા જો સબ રંડીયાં કરતી હૈ!" સરલ જવાબ મળ્યો.

"તુમ્હે યહ પસંદ હૈ?"

"પસંદ હો યા નહી. હમારા ક્યા ચલ સકતા? યહાં આનેવાલે અપની મતલબકી બાત કરતે હૈ—આપ ઐસી બાતેં કરતે હો!"

"ખાસ સબબ કુછ નહિ હૈ. મગર મૈં દેખ સકતા હું તેરે જૈસી હસીન ઔર શરમીલી ઔરત કે લીયે યહ જગા નહિ હૈ. યહ પાપીઓંકા અડ્ડા હૈ.—"

"ઔર મૈં ભી પાપિની હું.—"

"નહિ નહિ. તેરે જૈસી સુંદરી પાપી નહિ હો

"ક્હે કયોં કર?"

"ખુદા ખુબસુરતીકી બક્ષિસ નાલાયકોંકો નહિ દેતા

"ઐસા!—" તે બચ્ચાં પેઠે ખીલ ખીલ હસી પડી. આપકા ખુદાકી સાથ સીધી પહછાન હોગી......" આ બાજી ભારી પડી ગયો.

"નહિ. નહિ."

"અજી બુરા મન માનો! આપકી બાત સચ્ચ હૈ કમનસીબી યહ હૈ કે ખુબસુરતીકી અબ કદ્ર નહિ રહી—

"ઈસકે માને?"

"ઈસકે માને યહ કિ તુમ મરદો હસીનોંકો દેખ જાતે હો, ઈસકી મહબ્બત કે લીયે પયખાનાકી તરફ

મગર એક બાર અપની અરમાન પૂરી હોને કે બાદ સબ બૂલ જાતે હો—"

"ક્યા સભી મરદોં ઐસા હો સકતા હૈ?"

"સૈમેં નવ્વદ તો જરૂર ઐસાહી હૈ—"

"હેગા......તુમ મેરી પાસ ક્યા ચાહતી હો?"

"કુછ નહિ." આટલું બોલી તે હસી.

મારી અજાયબીનો પાર રહ્યો નહિ. એક જાહેર વેશ્યા પૈસા તરફ આટલી બધી બેદરકારી બતાવી શકે તે હું માની શક્યો નહિ.

"તુમ દિલ્લગી કરતી હો."

"હં! આપકો દીલ્લગી હી લગેગી! મૈં બોલુંગી દશ રૂપીયા દો તો તુમ કહોગે સાથી પૈસાકી થોડી દે. મૈં કુછ નહિ મંગતી તો આપકો દિલ્લગી લગતી હૈ! કૈસી અજબ દુનિયા હૈ!—" મરાઠામાં છેલ્લા શબ્દોમાં બોલી તે ઉપર છત તરફ જોઈ રહી. જાણે મારી હાજરી એ ભુલીજ ગઇ હોયની તેમ! આ સ્ત્રીની સાથે હું જેમ જેમ વાતચીત કરતો ગયો તેમ તેમ કોઇ અજબ, અનિર્વચનીય સૌંદર્યબળથી તે મને ખેંચવા લાગી.

"કુછ પીઓગે? બહોત ગરમી પડતી હૈ!—" પુનઃ તે બોલી.

"હાં—" કહી મેં એક રૂપીઓ તેના હાથમાં મુક્યો. તેણે પીક–મી–અપ બરફ લાવવાનો હોટલવાલાને હુકમ કર્યો. અલ્પ સમયમાં બે પ્યાલા ભરાઇ આવ્યા. અમે બન્નેએ પીક–મી–અપ પીધા બાદ તેણે પાણું પાન તૈયાર કરી મને આપ્યું ને સીગરેટ સળગાવી તકીએ અઢેલી હું ધુમાડો કાઢવા લાગ્યો.

ચારેક વાગે હું જવા તૈયાર થયો. મેં તેના હાથમાં દસ રૂપીઆની નોટ મુકી.

"યે ક્યા?"

"તુમારા ખર્ચ કે લીયે!—"

"અજી રહેને દો! ખુદા દે દેંગે—"

"નહિ નહિ મેરી કસમ!—"

"કસમ મત ખાઓ—અરજ લાઓ! મગર બોલો, ફીર કબ આઓગે?"

"તુમ કહોગી તબ—"

"મૈ તો આજ બુલાઉંગી?"

"તો આજ આયેંગે!"

(૨)

કોણ જાણે કેમ એ મધુરી ફાતમાને હું ભૂલી શક્યો નહિ. હું હીરડીઆ—નવાબજાદાની પેઠે જેમ તેમ ઘેર ગયો. સાંજે નહિ જેવું ખાધું ને કોઇ પ્રબલ આકર્ષણથી હું પાછો ફાતમાને ત્યાં ગયો. હું ગયો તેજ વખતે એક સખસ દાદર ઉતરી ચાલ્યો જતો મેં જોયો. મને જરા ધિક્કાર ઉપજ્યો. મારા પગ પાછા પડ્યા. મને ફાતમા પર શો હક હતો? શા માટે મને પેલા અજાણ્યા સખસની અદેખાઇ આવી! આ પ્રશ્નોના જવાબ મારી પાસે નથી. છતાં મને અદેખાઇ ઉપજી હતી તે ચોક્કસ.

હું દાદર ચઢી ઉપર ગયો. ફાતમા મને જોતાંજ ખુશ થઇ હસી.

"તુમ આયે સહી—" તેનો ગુસપુસી સ્વર સંભળાયો.

"તું બોલાવે ને ન આવે એવો કોઇકજ હોય—"

"અજી રહેને દો પતરાજી!" આવી મીઠી મશ્કરી તેં કઇ અનુભવી છે? વાંચનાર! આજ સુધી જે વર્ગને હું લાગણીહીન—પ્રેમહીન માનતો હતો તેજ વર્ગમાંથી આજે મારા તરફ પ્રેમનો પ્રપ્રસાદ વહેતો આવતો હતો. મારી સઘળી બુધ્ધિ એ ભેદ કોકડું ઉકેલવાને નિષ્ફળ થઇ હતી.

"ફાતમા! મને તારી કર્મકથા નહિ કહે?" તેના નાજુક હાથમાંથી પાન લઇ તેને ચુમી લઇ હું બોલ્યો.

"મારી વીતક સાંભળ્યાથી તમને શો લાભ?" તેણે હિંદી જવાબ આપ્યો પણ વાંચનારની સમજને ખાતર હવે હું ગુજરાતીમાંજ અમારો વાર્તાલાપ રજુ કરીશ.

"તું તારી મરજીથી આ બોદીનો વેપાર કરતી હોય એમ નથી માનતો."

"કેમ?"

"કારણ એવો વેપાર કરનારીમાં તારા જેવી મહોબત નથી હોતી."

"અજી, પૈસા મહોબત ખરીદી શકે છે—" તે ક્રૂર બોલી.

"નહિ. જગતનો આખો ખજાનો મહોબત ખરીદી શકે નથી."

"તમે એ માનો છો?"

"જરૂર. એમ માનું છું તેથીજ આજે તારી પાસે પાછો એ આવ્યો છું. પણ તારી કથા—"

તે ગંભીર થઇ. તેની કાળીકાળી આંખોમાં કરૂણ ભાવ છવાઇ ગયો. તે રડી પડશે એમ મને લાગ્યું.

"જો ફાતમા! તને દુઃખ થતું હોય તો મારે કંઇ ન સાંભળવું—"

"નહિ—નહિ. તમને એ વાત જરૂર કહીશ. કોણ જાણે તમને જોયા ત્યારથીજ હું તમને ચાહી રહી છુ. પાપી પેટને ખાતર એક મહિનાથી આ નીચ પેશો કરતાં મને કેવી કાતિલ વેદના થાય તે એક હું અને બીજો મારો ખુદાજ જાણે છે પણ શું કરૂં? લાચાર છું. મારૂં કોઇજ નથી—" તેની મોટી આંખોમાંથી દડ દડ આંસુ નીકળી પડ્યાં. એ આંસુ ચુમી લઇ હું બોલ્યો:

"તું આટલી થઇને આમ કરે તે સારૂં કહેવાય? રોવાથી વળશે?"

"રોવાથી કંઇ વળશે એમ ધારીને માણસ રોતા નથી. આવે છે તેથી રોય છે ને રોવાથી દિલને. બોજો હલકો થાય છે." આવી અક્કલવાળી વાત આ યુવતીને મ્હોડે સાંભળીને હું છક્ક થઇ ગયો. નક્કી તે કોઇ સંસ્કારી ઘરની દીકરી હોય એમ મને લાગ્યું.

"સુનો પ્યારે!—" વ્હાલથી—કરૂણ સ્વરે તે બોલી: "મારી કથા સાંભળશો તો તમે દુઃખી થશો. હું અમદાવાદના એક ખાનદાન ઘરની કન્યા છું. મારાં માબાપ બહુ ગરીબ હતાં. એમ સો રૂપીઆમાં મને પરણાવી, મારા ખાવિંદ પેટીલ કોર્ટમાં જમાદાર.

એમને મહિને ફક્ત રૂ. ૨૦ નો પગાર મળતો ને તેમાંથી એમનાં મા, બાપ, બહેન હું અને એ- એમ પાંચ જણનું ગુજરાન કરવું પડતું. અમારી ગરીબી કેવી કાતિલ હશે તે તમે સમજી શકશો. છતાં અમે સંતોષથી અમારૂં ગુજરાન કરતાં અને ગરીબીમાં અમીરી માનતાં હતાં. પણ આહ! દુનિયામાં ખુદાએ લાલચ શા માટે બનાવી હશે? શા માટે હજારો ગરીબોને ભોગે એક શ્રીમંતને જાડો થવા દેવામાં આવતો હશે? ખુદા ઇનસાફી કહેવાય છે તો તે હજારો ઝુંપડા તોડીને એક દોલતમંદનો મહેલ કેમ ચણાવા દેતો હશે?—" તે મારા તરફ જાણે જવાબની રાહ જોતી હોય તેમ જોઇ રહી.

"એ વાતને આજે બે વરસ થયાં"... મને મૌન રહેલો જોઇ તે આગળ બોલવા લાગી; "અમારી ઝુંપડીથી થોડેક દૂર એક જમીનદારનો ઉદ્ધત છોકરો રહેતો હતો. હું જ્યારે પાણી ભરવા જતી ત્યારે એ પોતાના ઘરની બારીમાં ઉભો રહી મને ટીકી રહેતો ને મુઓ જાત જાતના ઇસારા કરતો. મને એની જાગીરીની લેશ માત્ર પરવા ન્હોતી પણ હાય! વિધિનું વિધાન કેવું ક્રૂર હોય છે?..."

"એણે તને ફસાવી?"

"સાંભળો, મારા ખાવિંદ અચાનક માંદા પડયા. ઘરમાં કોઇ કમાનાર ન્હોતું. એમને ત્રણ મહિનાથી વધુ રજા ભર પગારે આપવાની અફસરે ના પાડી. એમની માંદગી વધી અમને રોટીના-દવા દારૂના વાખા પડવા લાગ્યા-મારા વૃધ્ધ સસરા આ દુઃખ ન જોઇ શકાવાથી એક દિવસે હાર્ટફેલથી મરણ પામ્યા. ઘરમાં હું, મારી સાસુ, જવાન નણંદ ને એ બીછાના પર! અમે શું કરીએ?... ભીખ પણ ન મગાય અને પાસે કાણી કોડી નહિ....

"આ તકનો એ મુઆ કરમચંડાળે લાભ લીધો. મને પોતાની દાસી મારફતે પચાસ રૂપીઆની નોટ મોકલી મદદ કરી...હવે એ ઇતિહાસ સાંભળવા જેવો નથી. હું એ જમીનદારની હવસી જાળમાં ફસી પડી. એણે રૂપીઆ આપ્યા મેં રૂપ આપ્યું. તેના પૈસાથી મારા ખાવિંદ સાજા થયા. સાજા થતાંજ ગામના લોકોએ મારી બદચલનની તેમને વાત કરી. એ લાલ પીળા થઇ ઘેર આવ્યા ને મને ખુબ મારી ઘરની બહાર કાઢી મૂકી...

"હું કયાં જાઉં? મેં બહુ કાલાવાલા કર્યા હું રોઈ-કકળી-માફી માગી-પણ મારી એક ભૂલ એ માફ ન કરી શકયા, મેં એમને ઘરની ગરીબીની વાત કરી હું મોહતાજ થઇ કેમ ફસી પડી તે કહ્યું-પણ એમના દિલપર કંઈજ અસર ન થઇ. આખરે હું લાચાર થઇ જમીનદારના પુત્ર પાસે ગઇ. એણે મારી સારવાર કરાવી. મારા જખમો રૂઝાયા પણ મારો આરામ સદાને માટે ચાલ્યો ગયો. એ બદમાસે પ્રથમ તો મને સારી પેઠે રાખી પણ છ આઠ મહિનામાં એનો મોહ ઉતરી ગયો. એ કોઇ બીજી રૂપસુંદરીની જીંદગી ધુળધાણી કરવાની જાળ રચતો હતો. હું તેમાં વચ્ચે પડી. મેં કશો વિચાર કર્યા વિના તે નિર્દોષ છોકરીને મારી દશાથી વાકેફ કરી એટલે બદમાસ વિફર્યો. મને અરધી રાતે ઘરમાંથી કાઢી મેલી....બે દિવસ હું ભુખી તરસી દિવાનીની પેઠે રખડી-આખરે ત્રીજે દિને એક પઠાણે મને આશરો આપ્યો. એની દાનત હું કળી ન શકી. પઠાણને મન હું બજારૂ ચીજ હતી. એણે આઠેક મહિના મને રાખી ને પછી-પછી મને મુંબઇની એક દલાલણને રૂ. ૨૫૦ માં વેચી નાખી. એ દલાલણ મને મુંબઈમાં લઇ આવી ને મને આ નીચ પેશો કરવાને મારાપર બળાત્કાર કરવા લાગી. હું સામી થઇ. મારાપર જુલમ થયો-એક દયાળુ માણસ એવામાં મારી પાસે આવી ગયો--તેને મેં મારી વાત કહી ને તેણે પોલીસની મદદથી મને છોડવી, પણ મારે માટે બીજો રસ્તોજ કયાં છે? હું આ અફાટ શહેરમાં શું ધંધો કરૂં? બહુ વિચાર કર્યો પણ અંતે ભુખે મરવા સિવાય બીજો ઉપાય ન રહ્યો ત્યારે એક મારવાડી પાસે પચાસ રૂપીઆ લઇ, સો રૂપીઆની ચીઠ્ઠી લખી આપી આ ઘર ભાડે રાખ્યું. અહિં આ પાપી પેટને ખાતર ફોરાસરોડની ફાતમા તરીકે ઓળખાઇને મારી જવાની વેચું છું ને દરરોજ મારવાડીને ત્રણ રૂપિયા આપું છું. આ પલંગનું માસિક ભાડું રૂ. ૪ આપવું પડે છે-ગોદડાં પણ ભાડાનાં છે. આ એલ્યુમીનીઅમના વાસણ જેમ તેમ ખરીદી શકી છું-૪૦ રૂપિયા ભાડું ભરૂં છું...ને આટલો ત્રાસ જાણે ઓછો હોય તેમ આ લતાના મવાલીઓ રોજ પૈસા માગી મને સતાવે છે...મારી આવી કંગાળ જીંદગીમાં પણ મને મુઇ દુનિયા જંપવા દેતી નથી... આટલા શબ્દો બોલી તે મારી છાતી પર માથુ મુકી ડુસકે ડુસકે રોવા લાગી. મને તેની અત્યંત દયા આવી. અરેરે! ગરીબીની જાલીમ વેદનામાં થયલી એકજ ભૂલનું આવું ભયંકર પરિણામ?

વાંચનારા કેટલી ફાતમાઓ મુંબઇના ગંધાતા વાતાવરણમાં રીબી રીબીને માલિકના દરબારમાં જવાને મોતની પ્રાર્થના કરતી જીવતી હશે?... સંપૂર્ણ.

# ગમે તેવો તમારો છું.

લખનાર—રા. વસન્ત.

( ગઝલ—કવ્વાલી. )

ભલે, બુરો-અધૂરો-પાપમાં, પૂરો તમારો છું;
ભલે કામી-હરામી-હું ગમે તેવો તમારો છું.

વિષયની વાસના સેવું, કરૂં છું લાખનું હેવું;
ગરજનું આ કરજ કેવું, કરી થાતો અકારો છું!
પડયો હું મોહને અંકે, ચડ્યો છું દંભને ડંકે;
પલોટયો પાપને પંકે, અધર્મોનો ઉતારો છું.

સદાયે કાપતાં કાચું, ન જોયું વાળીને પાછું;
ઠગારા રંગમાં રાચું, વચનનો હું વિસારો છું.

કરૂં બકવાદ ભાષણમાં. ધરૂં બહુ ઢોંગ આસનમાં;
નથી કંઇ રંગ વર્તનમાં, જબાંનો હું લવારો છું.

પ્રતિજ્ઞાને વિસરવામાં, પરાયા માલ હરવામાં;
ભૂમિને ભાર કરવામાં, બન્યો મ્હોટો ઠગારો છું.

ન જાણું આ થયું શાને? પ્રભા-ઓજસ ગયાં શાને?
ધરીને દિવ્ય આત્માને, થયો બૂરા વિકારો છું.

ચહું હું પ્રેમનો પારો, નથી કંઇ ચાલતો ચારો;
ભર્યા છે દુષ્ટ આચારો, મુખે સારો લવારો છું.

ચલાવો તોપનો મારો, બતાવો રંકને આરો;
બિરુદ પાળી પ્રભો તારો, હું તો રાહુ સિતારો છું.

તમે છો કલ્પતરૂ જેવા, અખંડાનંદઘન દેવા;
નિવાજો મોક્ષના મેવા, અકારો હું બિચારો છું.

# મુંબાઈનું રાત્રિ-રહસ્ય

(લખનારઃ—શ. ગુપ્તદૂત)

[ગતાંકથી ચાલુ.]

(૬)

વાચક ! ત્રિકમદાસે મદનમોહનના નોકર લક્ષ્મણને દશ રૂપિયાની નોટ આપી જે બંડલ લીધું હતું તે બંડલની બાતમી આપતા પહેલાં એ બંડલ પાછળ બનેલી બીનાનો શરૂઆતનો હેવાલ રજુ કરીએ છીએ.

અમારા રહસ્યમાં અમે એક કંપનીના અંતરંગ દશ્યનો ઇતિહાસ આપી ચુક્યા છીએ. જરૂર હોવાથી આપણે આજે બીજી એક કીંગ નાટક કંપની કે જેની સાથે લાલ ફેંટાનો અને પેલી કૃષ્ણવસ્ત્રધારિણી ગુપ્ત અજ્ઞાત યૌવનાનો ભેદ સમાયેલો છે ત્યાં જવાનું છે. રાતના આઠ વાગ્યા હતા. ફોર્ન્સ ગ્રાન્ટરોડ પર આવેલા કીંગ થીએટરમાં સ્ટેજની નજીકમાં વિંગ પાછળ પાત્રોનો જમેલો બેઠેલો હતો. ડાયરેકટરની રૂમની અંદર એક રાઉન્ડ ટેબલની આસપાસ ભેળાંગેપ કોન્ફરંસ એકઠી થઇ હતી. ટેબલ ઉપર પેય સામગ્રી હાજર હતી. કંપનીના માનીતા—જાણીતા અને લાગો ધરાવનારા પારસી તેમજ હિન્દુ કોમના ચાર એકટરો ત્યાં બેસી સીપ કરતા હતા. ખુણામાં પડેલી એક આરામખુરસીમાં સાક્ષાત પુષ્પધન્વાની પરી હોય, કામદેવની રતિ હોય એવી મીસ મેનકા નામની નટી પગ લાંબા નાખી અર્થસુચક ભેદક દષ્ટિથી જોતી આડી પડી હતી. એનાં નયનોમાં મધ્યાહ્ન કાળની પ્રખર રકતવર્ણ છટા હતી. એનાં કાજળઘેરાં નયનોમાં વિનાશનું આકર્ષણ હતું. એના પ્રત્યેક અવયવની હિલચાલમાં થનગનાટ અને તનમનાટ વ્યાપી રહ્યો હતો. આ કંપનીના મુખ્ય કોમિક એકટરની તે પ્રિયતમા હતી.

વાત ચાલતાં ચાલતાં ટ્રેજીકનું કામ કરનાર મુખ્ય એકટર જીવનચંદ્ર સિંહ જેવી ગર્જના કરી બોલી ઉઠયો—

"મ્હારૂં આવું અપમાન ! તમે જાણો છો કે આખી ગુજરાતની રંગભૂમિ ઉપર મારા જેવો કોઇ સિંહ નથી; મારે લીધેજ માલિકનાં ખીસાં તરબતર થાય છે."

મોલીયરના કિંવા નવલરામના એક માત્ર શિષ્ય તરીકે અવતરેલા હોવાનો દાવો કરનાર કોમીક એકટર લાલદાસ બોલી ઉઠયોઃ—"રહેવા દો. જો હું ન હોત તો થોડા વખતમાં બધી ખબર પડી જાત અને માલિકનું પાટીયું ચોરબજારના લીલામમાં દરરોજ થઇ જાત."

ઉત્તરમાં જીવનચંદ્રે કહ્યુંઃ—"હીજડાની માફક હેં હેં કરી કુદી જાણવાનું તો આજકાલના જમાનામાં સહુ કોઇ જાણે છે; નકામો શાનો ફુલાય છે?"

ધીમે ધીમે તકરાર વધી. એ તકરારનું સંપૂર્ણ શાબ્દિક ચિત્ર આપવાની જગ્યાનો અભાવ હોવાથી તકરારના પરિણામનો ટુંકમાં અમે પાઠકોને પરિચય કરાવીએ છીએ. રાઉન્ડ ટેબલે બધાના ભેજાને બારદાન ગલીમાં મોકલ્યાં હતાં તેમજ સઉ પોતપોતાના મનમાં મસ્તાન હોવાથી એની લડાઇ જોઇ ત્રીજો ખુશી થાય એવો એ રાઉન્ડ ટેબલના મેમ્બરોનો દેખાવ હતો. અંતે તકરારે ગંભીર રૂપ પકડ્યું. મિસ મેનકા માલિકને ખબર આપવા ચાલી ગઇ. પ્રસંગ વિચારી ઘણાખરા ખસી ગયા તથા જીવનચંદ્ર અને લાલદાસ વચ્ચે લાકડીઓ ઉછળી.

મુંબઇના પડાણો કરતાં પણ નાટકના આ પડાણોની લીલા આગળ વધી; છતાં સદ્ભાગ્યે માલિકે આવી પોતાનો નવો ખેલ સહીસલામત પાર પડે એ હેતુથી સમાધાન કરી તકરારનો અંત આણ્યો. આજનો ખેલ સાંસારિક હતો.

આ નવીન નાટક સામાજિક હોઇ તે કળાને નામે ઓળખાતી બુરી બલાના એક ઉપાસકે લખી હતી. આજકાલ મુંબાઇના જાહેર તખ્તા ઉપર ભજવાતાં ઘણાંખરાં ઐતિહાસિક અને સામાજિક નાટકોમાં ઐતિહાસિક વિષયનું ખૂન કરી અને સામાજિક શિષ્ટાચારનો બહિષ્કાર કરી કેવળ પશુવૃત્તિને ઉત્તેજિત બનાવી દે એવા શૃંગાર અને હાસ્યરસનો ઘણી છૂટથી ઉપયોગ કરવામાં આવે છે. એ બન્ને રસોને વર્તમાનકાળની ગુજરાતી નાટક કંપનીઓ પ્રજા સમક્ષ એવા હલકટ ભાવથી રજુ કરે છે તેને માટે હરેક વિચારશીલ વ્યક્તિને ખેદ આશ્ચર્ય થયા સિવાય રહે નહિ. કાળ, પ્રસંગ, સંભવ અસંભવ, સભ્યતા વગેરે તરફ તદન દુર્લક્ષ્ય રાખી કોઇ પણ રીતે પૈસા પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી જ વર્તમાનકાળનાં નાટકોનો મ્હોટો ભાગ લખાવવામાં આવે છે. સ્વતંત્ર વિચારના સરકારી કવિઓ ગુજરાતી રંગભૂમિ ઉપર દેખાતા નથી તેનું કારણ નાટકના માલિકો અને ડાયરેકટરોની સ્વાર્થસાધના છે. ઘાસલેટનાં પીપ ચઢાવી તરબતર બનેલાં ચક્રમ ભેજાં જે ભુંસો કાઢે છે તેને કેવળ લોભની દ્રષ્ટિ જ ઘણે સ્થળે વધાવી લેવામાં આવે છે. કેટલીક વખત તો એકેક નાટકના પાંચ પાંચ અને છ છ સહકારી કવિઓ (!) હોય છે. એક જણો 'મોહનિયાં ! ન મારોરે નજરિયાં, ગાયનનો ઉમેરો કરે છે ત્યારે બીજો કોઇ કવિ હાસ્યરસને અશ્લીલ ભાવમાં ઉતારી 'વસતિ વધારવાની મશીનરી'ના ખુલ્લા કાનમાં આંગળી ઘાલવા પડે એવા શબ્દોનો ઉમેરો કરે છે. આવી રીતે પચરંગી પાત્રમાંથી નીકળેલી સ્ટીમથી આજકાલનાં નાટકો જોરશોરથી રજૂ કરવામાં આવે છે. ગાયનો પણ તાલને બેતાલો બનાવી સુરને કોઇ ધન્વંતરી પાસે મોકલી દઇ બેસુરો બનાવવામાં આવે છે અર્થાત્ ગુજરાતી નાટ્યકળાની દિન પ્રતિદિન પ્રગતિ થવાને બદલે અધોગતિ જ થતી જોવામાં આવે છે. મેવાડના અડગ સ્વતંત્ર ટેકીલા બહાદુર રજપુત રાણાઓના વખતમાં સ્ટેજ ઉપર મહાત્મા ગાંધી, તિલક, મહમદઅલી વગેરેનાં ચિત્રપટો બતાવવા જેવી અપ્રાસંગિકતા તો વર્તમાનકાળમાં ઘણી કંપનીઓમાં જોવામાં આવે છે.

જે ખેલની ટિકીટો ત્રિકમદાસે રીઝર્વ કરાવી હતી એ ખેલને લોકપ્રિય બનાવવા માટે કંપનીના સંચાલકોએ પુષ્કળ પૈસા ખરચ્યા હતા.

આજે ગુરૂવારની રાત્રે એ ખેલ પહેલવહેલો ફોર્ન્સ ગ્રાન્ટરોડ ઉપર આવેલા કીંગ થીએટરમાં થવાનો હોઇ ત્રિકમદાસ પણ ભવિષ્યના

સુખોપભોગની લાલસાથી અધીર તેમજ વ્યાકુળ બની ગયો હતો. મદનમોહન સાથે તેની ઘણા વખતથી મૈત્રી હોવાથી એકબીજાનો ફોટો એકબીજાના દીવાનખાનામાં હતો. બન્ને મિત્રોની ઉમ્મર પણ લગભગ સમાન હોવાથી ત્રિકમદાસને મદનમોહનનો વેશ ધારણ કરવામં વિશેષ મુશ્કેલી નડે તેમ નહોતી. તે મિત્રનો વેશ ધારણ કરી બરાબર સાડાનવ વાગ્યે નાટકમાં જઇ પહોંચ્યો અને આસન ઉપર બેઠો. બરાબર પોણાદશ વાગ્યે નાટક શરૂ થયું. ત્રિકમદાસ પેલી ભેદી રહસ્યમયી રમણીને શોધવા માટે ચારે તરફ આંખો ફેરવવા લાગ્યો; પરંતુ તેનું કાંઇ પરિણામ આવ્યું નહિ. ખેલ તદ્દન નવીન હોવાથી ઑડિયન્સ ચીકાર હતો.

પહેલો અંક ભજવાઇ રહ્યો એટલે ભૈયા જેવા દેખાતા એક માણસે આવી ત્રિકમદાસના હાથમાં એક બીડેલી ચીઠ્ઠી આપી. ઉત્તરની રાહ માટે ઉભા નહિ રહેતાં ભૈયો તત્કાળ ત્યાંથી ચાલ્યો ગયો અને ત્રિકમદાસે ચીઠ્ઠી ખોલી. તેમાં નીચેની હકીકત લખેલી હતી:—

" પ્રાણપ્રિય પ્રિયતમ !

મ્હારા સંકેતને સમજી જઇ તમે આજે નાટકમાં આવ્યા હશોજ તેથી હું તમારી રાહ જોઉં છું. હમણાં ૧૧॥ વાગ્યા છે. બાર વાગ્યે રીપન થીએટરની પછવાડેની ગલીમાં આવજો. ત્યાં મારી ગાડી ઉભેલી હશે. રૂબરૂ મળ્યા પછી નિશ્ચિંત જીવે સઘળી વાત ચીત કરીશું."

આ પત્ર વાંચવામાં આવતાં ત્રિકમદાસના આનંદનો પાર રહ્યો નહિ. બરાબર પોણા બાર વાગ્યે તે નાટકમાંથી બ્હાર નીકળી પડયો તથા આઇસ સાથે પીક મી અપ પીધા પછી બરાબર બારને ટકોરે તે પેલી ગલીમાં ગયો. ત્યાં જતાં એક ગાડી તેના જોવામાં આવી. એ સ્થળે વિશેષ પ્રકાશ નહોતો. ત્રિકમદાસને જોઇ ગાડીનો કોચમેન નીચે ઉતરી પડયો તથા તેણે તેને ગાડીમાં બેસી જવા કહ્યું. ત્રિકમદાસ ધબકતા હૃદયે ગાડીમાં ચઢયો. કોચમેને પ્રવેશદ્વાર બંધ કરી દઈ ગાડી ચાલુ કરી.

ત્રિકમદાસે ગાડીમાં પોતાની પાસે જ પેલી કૃષ્ણવસના સુંદરીને બેઠેલી જોઈ. એ ભેદી રમણીએ આજે પણ પોતાનું મુખ બુરખામાં છુપાવ્યું હતું. તેનું નામ ઠામ તથા જીવન રહસ્ય જાણવા માટે ત્રિકમદાસ ઘણો ઉત્સુક બની ગયો હતો.

ત્રિકમદાસ ગાડીમાં બેઠો અને ગાડી ચાલુ થઈ એટલે એ ભેદી રમણીએ કહ્યું:—"પ્રિયતમ ! હજી પણ હું મ્હારો ભેદ ખુલ્લો કરી શકું તેમ નથી. આજે પણ પ્રથમની માફક તમારી આંખો ઉપર પાટો બાંધવાની જરૂર છે. હું ધારું છું કે, મ્હારા કથનથી તમને માઠું તો નહિ જ લાગે,"

ત્રિકમદાસે બિલકુલ આનાકાની કરી નહિ પેલી ભેદી રમણીએ તેની આંખો ઉપર કાળો રેશમી રૂમાલ બાંધી દીધો.

અડધા કલાકમાં તો ગાડી ધ્યેયસ્થળે જઈ પહોંચી તથા ત્રિકમદાસને જે ઓરડામાં લઈ જવામાં આવ્યો એ ઓરડો મદનમોહને વર્ણવ્યો હતો તેજ હતો એમ તે સમજી શકયો.

હાથ પકડી ત્રિકમદાસને પોતાની પાસે એક સોફા ઉપર બેસાડી કોમળ તથા મધુર કંઠે એ રમણીએ કહ્યું:—"પ્રિય મદનમોહન ! હમણાં આપણે જાણે કે સ્વર્ગમાં બેઠાં છીએ." આમ કહી તે ત્રિકમદાસના કંઠમાં વળગી પડી. ત્રિકમદાસનું અંગ ભેદી રમણીની બાહુલતામાં બંધાઇ ગયું બન્નેના અધરોષ્ઠોએ બન્નેને ઉપરા ઉપરી ચુંબન કર્યાં.

વિહ્વળ બની જઇને ત્રિકમદાસે કહ્યું:—"પ્રિયતમે ! આપણા આ પ્રેમસુખની સાથે સરખાવી શકાય એવું બીજું કયું સુખ સંસારમાં છે ?"

ત્રિકમદાસના ખભા ઉપર માથું રાખી રમણીએ કહ્યું:—"પ્રાણેશ્વર ! કહો જોઇએ કે જે રમણી આવા અદ્દભુત નાટકની નાયિકા છે તેને માટે તમારો કેવો મત છે ?"

ત્રિકમદાસે કહ્યું:—"જીગર ! ત્હારા પ્રેમમાં હું એટલો બધો બ્હાવરો બની ગયો છું કે, બીજું કાંઇ વિચારવાનો મ્હને વખત નથી. હવે ત્હેં જયારે આવો પ્રશ્ન પુછયો છે ત્યારે મ્હારે જરૂર ઉત્તર આપવો જોઇએ પ્રેમને વશ થઇ પ્રેમના ઉલ્લાસથી તું આવું અદ્દભુત કાર્ય કરતી હોય એમ હું ધારૂં છું, ત્હારી આકૃતિ જેવી સુંદર છે તેવો જ ત્હારો સ્વભાવ પણ સુંદર છે. સઘળા પવિત્ર પદાર્થોના સોગન ખાઇ હું અંતઃકરણપૂર્વક કહુ છું કે, મ્હારો ત્હારા ઉપર અગાધ પ્રેમ છે. પોતાની જાતને છુપાવી તું ઇચ્છિત નાયકને પ્રેમનું દાન દે છે એથી ત્હારી મોહિની શકિતનો વિશેષ પરિચય પ્રાપ્ત થાય છે"

રૂપાની ઘંટડી જેવા મધુર કંઠે રમણીએ કહ્યું:—"તમે મ્હને ચ્હાઓ છો કે ? એ પ્રેમ કેવા પ્રકારનો છે ? અનુરાગના આવેગથી કામને વશ થઈ હમણાં તમે મ્હને ચ્હાઓ છો, પરિણામે આ સ્નેહ આ પ્રેમ સ્થાયી થશે કે કેમ એ તમે જાણતા નથી અને હું પણ જાણતી નથી"

સુંદરીને ચુંબન તથા આલિંગન કરી હૃદય સાથે હૃદય દબાવી ત્રિકમદાસે આવેગસૂચક સ્વરે કહ્યું:-"સુંદરિ ! આ સ્વર્ગીય સ્નેહને જીવનમાં કદાપિ હું ભૂલી શકુ તેમ નથી. આ ઓરડામાં જો દીપક હોત તો મ્હારૂં મુખ અને નેત્રો જોઇ મ્હારાં વચનોની યથાર્થતા તું સમજી શકત આ અંધકારમાં આપણે સાથે બેઠાં છીએ. તું મ્હારા હૃદય ઉપર રહેલી છે, ત્હારૂં મુખ મ્હારા મુખ સાથે જોડાઇ ગયું છે, ત્હારી નાસિકાના સુગંધિત નિશ્વાસ મ્હારા કપોળ ઉપર અમૃત વર્ષાવે છે, ત્હારા સ્તન યુગલ ક્ષણે ક્ષણે ઉછાળા મારે છે. તેઓ જાણે કે યત યત નૃત્ય કરતા હોય એવાજ મ્હને ભાસ થાય છે તું મ્હારા હૃદય ઉપર હાથ મૂકી જો, પરમ પ્રેમાનંદથી મ્હારૂં હૃદય પણ નાચી ઉઠયું છે. ત્હારા પ્રેમમાં મ્હેં મ્હારૂં જીવન અર્પણ કર્યું છે. ત્હારા સહવાસથી હમેશાંને માટે હું સુખ અનુભવી શકું તેમ છું, ફરીથી ત્હારૂં મિલન થતાં મ્હારા સુખની આશા પુનર્જીવન પ્રાપ્ત કરશે સુંદરિ ! તું કોણ છે એ હું જાણતો નથી; છતાં ત્હારો વિયોગ થતાં મ્હને પુષ્કળ વેદના થશે એ હું સારી રીતે જાણું છું. હવે વિચારી જો કે, હું તને મ્હારા ખરા જીગરથી ચ્હાઉં છું કે નહિ ?"

પ્રણયીને ચુંબન કરી પ્રેમિકાએ કહ્યું:—"વ્હાલા મદનમોહન ! હવે તમારા ઉપર મ્હને સંપૂર્ણ વિશ્વાસ બેઠો છે. હું કબુલ કરૂં છું કે, તમે મ્હને ચ્હાઓ છો પુનઃ આપણું મિલન અવશ્ય થશે."

આનંદની વિશેષતાથી ઉચ્ચ કંઠે ત્રિકમદાસે કહ્યું:–"મ્હારી પણ તને વિનંતિ છે કે, તું વિશેષ દિવસ માટે મ્હને ભૂલી જઈશ નહિ."

કોમળ સ્વરે સુંદરીએ કહ્યું:"–ના ના, નહિ ભૂલી જાઉં. જલદી આપણે પુનઃ એક બીજાને મળી પ્રેમામૃત પીશું."

ત્રિકમદાસ બોલ્યો:–"સુંદરી ! તું પણ મ્હને ચ્હાય છે કે ?"

સ્નેહથી ગળગળી બની જઈ રમણીએ ઉત્તરમાં કહ્યું:–"હા પ્રિયતમ ! હું તમને ચ્હાઉં છું. ભવિષ્યમાં ફરી જ્યારે આપણી મુલાકાત થશે ત્યારે હું તમારાથી કોઈ પણ વાત છુપાવીશ નહિ, એ વખતે હું તમને મ્હારી ઓળખાણ આપીશ."

ત્રિકમદાસે કહ્યું:–"તું ગમે તે હો એ જાણવાની મ્હને કાંઈ જરૂર નથી. પ્રિયતમે ! હું કેવળ ત્હારી પોતાનીજ પૂજા કરૂં છું. તું ગમે તે હો, ગરીબ હો યા શ્રીમંત હો, કુમારિકા હો યા વિધવા હો, છતાં મ્હારો ત્હારી તરફ અવિચળ પ્રેમ રહેશે. આમ છતાં ત્હારા મુખચંદ્રનું દર્શન કરવા હું અધીર બની ગયો છું."

પ્રેમથી નાયકના મસ્તકપર હાથ ફેરવતાં ફેરવતાં રમણીએ કહ્યું:–"હું મ્હારૂં વચન જરૂર પાળીશ, હવે પછીની મુલાકાત વખતે હું જરૂર મ્હારી ઓળખાણ આપીશ; છતાં એટલું તો ખરૂં કે; એ વખત આવવો એ તમારી ઈચ્છા ઉપર આધાર રાખે છે."

"એટલે ? મ્હને ત્હારા એ કથનનો સારાંશ બરાબર સમજાવો."

"જુઓ. સાંભળો. સરળ ભાવથી આજે હું તમને કેટલીક વાત કહેવા ઈચ્છું છું. હું એક વિધવા છું, મ્હારી પાસે પુષ્કળ પૈસા છે, હું એકલીજ મ્હારી સઘળી સંપત્તિની અધિકારિણી છું, મ્હારા ઉપર કોઈ દેખરેખ રાખનાર નથી, હું સ્વતંત્ર છું કોઈ પણ એક માણસની આધીનતામાં રહેવું મ્હને પસંદ નથી. હું ઇચ્છિત નાગર સાથે સુખોપભોગ ભોગવું છું, એટલા માટેજ છુપી રીતે ઘણી સાવધાનતાથી ભિન્ન ભિન્ન રૂપે હું નાયકના મનને રંજન કરૂં છું. હું કોણ છું, કોની પુત્રી અને વિધવા છું. મ્હારૂં નામ ઠામ શું છે એમાંની લેશ માત્ર હકીકત બહારનું કોઈ માણસ જાણતું નથી. છુપી રીતે પ્રેમનું દાન દેવાનો મ્હારો અભ્યાસ છે. મ્હારી આપણી હિલચાલની કોઈને કાંઈ ખબર પડતી નથી. સહુ મ્હને ધર્મિષ્ઠ સચ્ચરિત્રવાળી વિધવા સમજે છે. મ્હારા સ્વભાવના કલંકની કોઈને ખબર નથી. આજ સુધી મ્હેં કૌશલ્યથી અભિસારિકા બની પ્રેમપાત્રોને મ્હારો પ્રેમ વહેંચ્યો છે; પરંતુ હવે મ્હને એ પ્રકૃતિ ગમતી નથી હવે હું કોઈ એકજ સુંદર તરૂણને આત્મસમર્પણ કરવાને ઇચ્છું છું. એવા તરૂણની સ્નેહપાત્રી થઈ રહેવાની મ્હારી ઈચ્છા છે."

એ ભેદભરેલી રમણીનું વૃત્તાંત સાંભળી ત્રિકમદાસને ઘણું આશ્ચર્ય લાગ્યું. અંતે તેણે કહ્યું:–"પ્રિયતમે ! તું જેવા વિશ્વાસી પ્રેમિકની ઇચ્છા રાખે છે, ત્હારા યથાર્થ પ્રેમિક થવા માટે જે સકળ ગુણોની જરૂર છે તે સઘળા ગુણોનો મ્હારામાં......"

પ્રેમિકના કંઠમાં વળગી પડી આલિંગનથી બંધાઈ આનંદથી કંપતા કંઠે રમણીએ કહ્યું:–"પ્રિય મદનમોહન ! જો મ્હેં કહ્યું એ સઘળા ગુણો તમારામાં હોય તો તમે મ્હને જરૂર મેળવી શકશો. તે ઉપરાંત તમે મ્હારૂં નામ ઠામ જાણી શકશો. દિવસના સૂર્યપ્રકાશમાં મનુષ્ય જેવી રીતે જગતના પદાર્થો જોઈ શકે તેવી રીતે મુક્ત નેત્રથી તમે મ્હારૂં મુખ જોઈ શકશો. હું અહંકાર કરૂં છું એમ ધારશો નહિ; ખરૂંજ કહું છું કે હું સુંદરી છું."

ત્રિકમદાસનું કુતૂહલ ઉત્તેજિત બની ગયું; છતાં પ્રસંગ વિચારી ક્ષણ કાળમાંજ તેણે આત્મસંવરણ કર્યું.

પ્રણયીને ચુંબન કરતાં કરતાં રમણીએ કહ્યું:–"પ્રિય મદનમોહન ! હું તમને મ્હારા હૃદયનો સકળ પ્રેમ અર્પણ કરીશ. તમે સર્વ પ્રકારે મ્હારા પ્રેમિક થવાને યોગ્ય છો. ભવિષ્યમાં તમારે દાસત્વ કિંવા નોકરી નહિ કરવી પડે. તમારૂં સઘળું ખરચ હું ઉપાડી લઈશ. ચિરકાળ માટે હું તમને મ્હારા યૌવનનું દાન દઈશ. મ્હારી પાસે જે હશે તે બધું પ્રેમના ઉપહાર તરીકે તમને સમર્પણ કરીશ. હૃદયના ઈશ્વર સમજી હું તમારી પૂજા કરીશ મ્હારો સ્નેહ હમેશાં દૃઢ રહેશે. પ્રિય મદન ! હું આશા રાખું છું કે, તમે પણ હમેશાં મ્હને આવા અસીમ સ્નેહથી જ ચ્હાશો."

પ્રેમથી ઉન્મત્ત બની જઈ ત્રિકમદાસે કહ્યું:–"સુંદરિ ! તું સ્વર્ગની દેવી અને બેહસ્તની હુરી છે. ત્હારાં આ વચનો સાંભળી હું જાણું કે, સ્વર્ગ મેળવી શક્યો છું. જીવનમાં મ્હેં કદાપિ ત્હારા જેવી સુંદરીનો સંગ અનુભવ્યો નથી. આહ ! ક્યારે હું ત્હારૂં મુખ જોઈ શકીશ ? ક્યારે હું ત્હારાં બન્ને નેત્રોનું દર્શન કરી મ્હારી દૃષ્ટિશક્તિને સાર્થક કરીશ ? ત્હારા સુકોમળ સુંદર કપોળોને સ્પર્શ કરી જે સુખ હું અનુભવી શકું છું તે કરતાં ઉજ્વળ પ્રકાશમાં તેનું દર્શન કરી હું વિશેષ સુખ અનુભવી શકત. આહ ! પ્રાણેશ્વરિ ! ત્હારૂં સંગસુખ મેળવવા માટે હું મ્હારા સર્વસ્વનો ત્યાગ કરવા તૈયાર છું."

વચ્ચે વચ્ચે એ રહસ્યમયી રમણી દ્રાક્ષાસવનું પાત્ર ભરી ત્રિકમદાસને પાતી હતી તથા પોતે પણ પીતી હતી. ત્રિકમદાસ વિભોર બની ગયો હતો. તેનું ચિત્ત કેવળ એક જ વિષયમાં લીન બની ગયું હતું. વચ્ચે વચ્ચે કેવળ એક જ શંકાથી તેનું હૃદય કંપી ઉઠતું હતું. જો કદાચ એ વેશધારિણી રમણી પોતાને ઓળખી જશે તથા મદનમોહનના વેશમાં પોતે તેને છેતરી છે એવું જાણશે તો કેવું પરિણામ આવશે એ તે વિચારી શકતો નહોતો. એવા પ્રસંગે ક્ષમા મળશે કે કેમ એ માટે તેને શંકા હતી. આમ છતાં મળેલા સુયોગનો સંપૂર્ણ લાભ લેવાની ઇચ્છાથી તેણે એ ભેદ હાલ તરતને માટે ગુપ્ત રાખવાનો નિશ્ચય કર્યો હતો.

પ્રેમક પ્રેમિકા પ્રેમાનંદમાં મસ્ત બની ગયાં હતાં. લગભગ ચારેક વાગવાનો સમય થયો હતો. આટલા સમય દરમ્યાન ત્રિકમદાસ વિચારશક્તિનો ઉપયોગ કરી એટલું સમજી શક્યો હતો કે, તેને જે સ્થળે લાવવામાં આવ્યો હતો તે સ્થળ મુંબાઈ શહેરના કોઈ શાન્ત એકાન્ત સ્થળે આવેલું હોવું જોઈએ. વચ્ચે વચ્ચે તે સમુદ્રતરંગોની ગર્જનાઓ પણ સાંભળી શકતો હતો.

એવામાં એક ગંભીર બનાવ બન્યો. કોઈ વસ્તુના પડવા સાથે વિજળિક બત્તીની કળ દબાઈ અને તે સાથે એ શયનગૃહમાં ઉજ્વળ પ્રકાશનો વિસ્તાર થયો. એ પ્રકાશમાં પ્રેમક પ્રેમિકા એકબીજાનું મ્હોં જોઈ, સર્પ નજરે પડતાં મનુષ્ય જેવી રીતે ચમકી ઉઠે તેવી રીતે ચમકી ઉઠ્યાં આ સ્થળે અમારે હવે એ રહસ્યમયી રમણીનો થોડો પરિચય કરાવવાની જરૂર છે (અપૂર્ણ.)

[આ અદ્ભુત રમણીનો વિશેષ ખેંચાણકારક ભેદ જાણવા માટે અમારો તા૦ ૮-૬-૨૪નો અંક વાંચો.]

## દુરબીનમાંથી એક નજર

લખનાર:—ચશ્મેધબ્બ

ચાલો હઠી જાઓ, બાજુ જાઓ, મારા ભેજાનો કોડો ચવળી આવ્યો છે. જો વચ્ચે આવ્યા તો કીડીનો ખીમો કરી નાખું એટલી મારામાં તાકાત છે. અરે ! એથી પણ વધુ ! ચરરર ચર કવિતા લખી નાખીશ અથવા આકા શેઠના કુવાની પોળમાં કેદ થયેલી સરસ્વતીદેવીને બહાર ખેંચી કાઢીશ ! સમજ્યો, કાન સરવા રાખીને સમજો આજે મેં આખી દુનિયાનાં ઝવેરાતો તમને કાણી કોડીમાં ભેટ આપવાનો ઠરાવ કર્યો છે.

*　　　*　　　*

કેમ મી૦ એડીટર, ડોળા કેમ કાઢોછ ? મારૂં કાતરીયું ખસી ગયુંછ એમ તો તમને નથી લાગતું ને ? અરે ! જાવ મારા સાહેબ ! મારા લાંબા જ્ઞાનને ઉંડા અજ્ઞાન આગળ ભલભલા પાણી ભરેછ. બોલો, બોલો, અય મોજમજાહના મોજીલા વાંચક બીરાદરો ! બોલો. તમારે આ એકજ પળમાં કયાં જવું છે ? શું સાંભળવું છે ? શું જોવું છે ? શું અનુભવવું છે ? બંદાના રંદાને એકજ ઝટકે અલ્લાદીનનાં ફાનસ પેદા થાય છે. સમજ્યા !!

*　　　*　　　*

આમની સભા અથવા મધર ઑફ પાર્લામેંટ બેઠી છે. રાતના બાર વાગ્યાનો સમય થયોછે. મજુર પક્ષના પ્રધાન થઇ બેઠેલા સભાસદો મસ્ત હાથી જેવા, સરકારી બેંચપર બીરાજ્યા છે ને પેલો લોઇડ જ્યોર્જ સામે બેઠો બેઠો ડાચામાં આંગળા નાખી બેઠો છે— બાલ્ડવીનના મ્હોડાના એક ખુણામાં " પાઇપ " સ્થિર થઈ ગઇ છે. કારણ ? કારણ કે પેલો તોફાની લે-સબરી ને હીંદુસ્થાનના હેતના કટકા જેવા કરનલ વાટ ને કેક ને કરઝન મેકડોનલ્ડની સરકારપર શાબ્દિક તોપનો મારો ચલાવી રહ્યા છે.

તમને પારલામેંટની ભાષા આવડે છે ? નહિ. તો સાંભળોઃ

લોઇડ જ્યોર્જ—અરે ! અરે ! આ મેકડોનલ્ડ કરવા શું બેઠોછ ? હું.ધારતો તો કે એ " લાલ વાવટો " ઉડાવશે; પણ નહિ. એ તો લાલ વાઘ બતાવી રહ્યો છે,

એક મજુર સભાસદ—તમે તો ચટાપટાવાળા વાઘ છોની,

મી. એસ્કવીથ-સરકાર સ્ટુપીડ પારટીની બનેલી છે.

ગ્લાસગોની લેબર બેંચનો સભાસદ—કોન્ઝરવેટીવો, કુક્કર જેવા છે— ( હો હા— )

કોણ કહેછે કે પાર્લામેંટના સભાસદો જાનવરશાસ્ત્રના અચંગ અભ્યાસી નથી ?

×　　　×　　　×

અરે ! પણ છ હજાર માઇલ દૂર કયાં જઈ બેઠા. મુંબઇની ધારાસભા તરફ જરા નજર કરો. સાંભળો, સવાલ જવાબ.

મી નરીમાન—મી. હોર્નીમેનને સરકાર હિંદમાં કયારે આવવા દેશે ?

સર મોરીસ હેવર્ડ—જ્યારે મારી મરજી પડશે ત્યારે.

મી. નરીમાન—એને કેમ આવવા દેતા નથી ?

સર મોરીસ—એ કરજદાર છે તેથી.

મી. નરીમાન—યુરોપીઅનોનો અરધો ભાગ કરજદાર છે તેઓને દેશપાર કરશો ?

સર મોરીસ—તે જોવાનું મારૂં કામ છે.

હી હી હી હી ! સ્વરાજીસ્ટો ધારાસભામાં જઇને સરકારને દબરાવી નમાવાના હતા; પણ બાપુડીયા ! એ તો અભિમન્યુનાં ચકાવાના મંત્ર ભણનારા છે ! જીવતા રહો ને શીખતા જાઓ !

અંધેકી ટોળી દે દાતા ! આંદયારના અન્ના મૈયા શાસ્ત્રી બુવા સાથે લંડન પહોંચી ગયા ને હવે તેઓ સ્વરાજ્યને બંડલમાં બાંધીને ખાસ મેલ સ્ટીમરમાં પાછા ફરવાના છે. કેમ મી૦ વાંચનાર, બીરાદર વાંચક—અરે ! આઇ સે મી૦ રીડર એસ્કવાયર ! ("આ જરા તોફી ઇંગ્લીશ છે હો !") એમ એરંડીયું પીધું હોય તેવું ડાચું કેમ કરોછ ? એનીબેસંટને હિમાલયની પેલી પારથી સંદેશો મળ્યો છે કે હિંદને સ્વરાજ્ય મળશે ને જરૂર મળશે પણ તે "કન્વેન્શન" મારફતે. બાપા, સ્વરાજ દો, હમ અચ્છે આદમી હૈ, લાયક હૈ, ફરમાબરદાર હૈ—સ્વરાજ દો !.........જો જો—આ અખતરો અજમાવીને મુંબઇના ભીખારીઓ સાંજને છેડે ચાર રૂપીઆનો ખુરદો ભેગો કરે છે ! નુસખો અજમાવવા જેવો છે હો ! પણ પછી કંઇ નહિ ? હવે મને ઉંઘ આવે છે !.......

સાહેબજી ! મી૦ એડીટર.

# એક સુંદરીનાં સાહસકર્મો

લખનારઃ—મંજુલાલ ગોપાળરાય દેસાઇ.

(તા૦ ૧૮-૫-૨૪ના અંકથી ચાલુ.)

"રૂપસુંદરીને કુંવારી અવસ્થામાં મોરારપાલ રાજાથી જે પુત્ર થયો હતો અને તેને એક ખેડુતને ત્યાં મૂકવામાં આવ્યો હતો તે પુખ્ત વયનો થતાં તેજ ખેડુતની પુત્રી સાથે પરણ્યો અને તેને એક પુત્ર થયો જેનું નામ માનસિંહ રાખવામાં આવ્યું હતું.

"આ માનસિંહ પુખ્ત ઉમરનો થતાં એક મહાન શુરવીર યોધ્ધો થયો અને કેટલાક બહાદુર માણસોની ટોળી પોતાની આસપાસ એકઠી કરી મુસલમાનોએ પચાવી પાડેલા પ્રદેશ ઉપર વારંવાર હુમલા કરવા લાગ્યો પણ છેવટે તેને હરાવીને મુસલમાનોએ ધારગામમાં કેદ કર્યો; કારણ કે ત્યાં મુસલમાન લશ્કરની મોટી છાવણી હતી. ત્યાં કેટલાક વર્ષ સુધી કેદમાં રહયા પછી છેવટે ત્યાંથી તે છુપી રીતે નાઠો, અથવા તો મુસલમાન રાજા સાથે તેણે કેટલાક છુપા કોલકરાર કર્યા અને તેથી તેને જાણી જોઇને જવા દીધો. તે ત્યાંથી પોતાના પ્રદેશમાં આવ્યો. બરાબર આજ વખતે ધીરસિંહનો પૌત્ર મરણ પામ્યો. તેને એક પણ સંતાન ન હતું, આથી માનસિંહને રાજા થવાની તક મળી. વળી તેણે મુસલમાની રાજ્ય ઉપર હુમલા કર્યા હતા અને તેથી તેને આટલાં વર્ષ કેદમાં રહેવું પડયું હતું તેથી લોકોનો તેનામાં વિશ્વાસ બેઠો હતો. આથી બધાએ ભેગા મળીને માનસિંહને ગાદી ઉપર બેસવાની વિનંતી કરી અને તેણે તે સ્વીકારી; આ પછી થોડેજ વખતે મુસલમાન લોકોએ તેમના રાજા અબુરહેમાનની સરદારી નીચે રાજા માનસિંહના પ્રદેશ ઉપર હુમલો કરવા સારૂ લશકર એકઠું કરવા માંડયું પણ માનસિંહે તેની સામે થવાની તૈયારીઓ કરવાને બદલે તેને 'દર વર્ષે સો કન્યાઓ' ખંડણી બદલ આપવી એવા નીચ કરારોવાળી સલાહ કરી. આવા અતિ દારૂણ દ્રોહ અને વિશ્વાસઘાતથી ઉશ્કેરાઇ જઇને લોકોએ તેને એકદમ ગાદી ઉપરથી ઉઠાડી મુકયો અને અજયગઢના કિલ્લામાં કેદ કર્યો. ત્યાં ત્રણ વર્ષ પછી તે મરણ પામ્યો."

આ પ્રમાણે તે લેખ પુરો થયો. તેણી તેના છેલ્લા શબ્દો ભાગ્યેજ વાંચી રહી હશે એટલામાં બારણું ઉઘાડવાના અવાજે તેણીને ફરીથી ચમકાવી. આ વખતનો અવાજ ચોકખો અને મોટો હતો અને તે જોઠના વિશાળ ખંડમાથી આવ્યો હોય એમ લાગ્યું પણ થોડીજ ક્ષણમાં પાછું પૂર્વવત ગંભીર શાંતિનું સામ્રાજ્ય ફેલાઇ રહ્યું.

તેણીએ તે લેખ બરાબર વાળીને પાછો તેજ ખાનામાં મુકી દીધો; અને પછી પોતાની ઓરડીમાં એકદમ પહોંચી જવાના દ્રઢ નિશ્ચયથી પાછી જવા લાગી, પણ આ સંસ્મરણીય રાતના ભેદી સાહસિક બનાવોનો છેડો આમ એકાએક આવી જાય એ... વિધિને રૂચતું ન હતું; કારણ કે આ ઓરડીમાંથી નીકળીને તે મોટા ઓરડામાં આવી કે તરતજ બાજુની ઓરડીમાંથી અજવાળું આવતું તેણીએ જોયું

તેણીને લાગ્યું કે જ્યારે તે પેલો લેખ વાંચતી હતી ત્યારે જે અવાજ થયો હતો તે આજ બારણાનો હશે; પણ ત્યારે આ બારણું કોણે ઉઘાડયું હશે? તે શા માટે ખુલ્લું મુકવામાં આવ્યું હશે! તેમાં થઇને કયાં જવાતું હશે? મનોરમાની મુંઝવણ અપાર હતી.

મનોરમા તે ઓરડાના ઉમરા પાસેજ ઉભી હતી; અંદર દીવો બળતો હતો તેથી તે જોઇ શકી કે આમાં થઇ તે હાડપિંજરવાળી ઓરડીમાં જવાય એવું નથી, તેમજ કંચન સાથે વાત કરવા જે બારણેથી તે વૃધ્ધ પુરૂષ આવીને પાછા ગયા હતા તે પણ આ નથી.

જ્યારે મનોરમા આ પ્રમાણે જોઇ રહી હતી ત્યારે કોઈ રહસ્યથી તેને ખાસ જાણીતી કરવા માટેજ કોઇ હિતેચ્છુએ આ બારણું તેણીને માટે ખુલ્લું મૂકયું છે; અને અંદર દીવો પણ મૂકયો છે: ફક્ત આટલા વિચાર સાથેજ તે રમણીમાં આત્મબળ અને ધૈર્ય સ્ફુરી આવ્યું; અને પોતાના સાહસમાં તે પ્રવૃત્ત થઇ.

જરા પણ અચકાયા વગર તે અંદરનું દ્રશ્ય જોતાંજ ભય અને બીકથી ધ્રુજવાને બદલે બેહદ અચંબામાં ડુબી જઇ સ્તબ્ધ થઈ રહી.

અપૂર્ણ.

---

શિક્ષકઃ—કેમ, મોતીલાલ તને વ્યાકરણ તો આવડતું હશે?

મોતીલાલઃ—હાજી, ઘણુંજ સારૂં આવડે છે.

શિક્ષકઃ—ત્યારે કહે, વચન કેટલાં છે?

મોતીલાલઃ—વચન તો સાહેબ, એકજ છે,

શિક્ષકઃ—ઠીક, બહુ ભણ્યો; ચોપડી અને ચોપડીઓ બન્નેનું એકવચનજ થાય કે?

મોતીલાલઃ—હાજી, એક વચનમાં કહેવું જોઇએ.

શિક્ષકઃ—મૂર્ખ, ચોપડી એકવચન ને ચોપડીઓ બહુવચન માટે વચન બે છે સમજ્યો? ભૂલતો નહિં,

મોતીલાલઃ—સાહેબ, ઉંધું ઉંધું શું ભણાવો છો? કાલે મારે હરિશ્ચંદ્રના પાઠમાં તો એમ શીખામણ આપી હતી કે વચન તો માણસનું એકજ હોય, 'એક વચનને કાજ નીચ ઘેર ભરીયું પાણી!' વગેરે વગેરે કહી મારા મનમાં ખૂબ ઠસાવ્યું હતું, કે વચન તો એકજ હોય બે ન હોય ને આજે પાછાં કહોછો કે વચન બે હોય તો મારે માનવું શું?

આ સાંભળી શિક્ષક ચીડાઇ ગયા અને મોતીલાલને બેસાડી દઇ બીજાને પૂછવા લાગ્યા.

# મારી મીસીસનું પહેલું ભાષણ

લખનાર-રા. મસ્ત ફકીર.

(ગતાંકથી ચાલુ.)

ચંચળે શરૂ કર્યું ! "સસરા સ્વરૂપ માણકીયા, જેઠ સ્વરૂપ જમનાદાસ, વેવાઇ સ્વરૂપ વિઠ્ઠલભાઈ અને દીયર સ્વરૂપ કાલાભાઇ વડિલો, બ્હેનો, અને ભાઈઓ,

મેં ઝીણી કરડી. કમબખ્ત આ શું બાફે છે? મેં બપોરના હિંમત આપી હતી કે તારી મરજીમાં આવે તે બોલજે એનું તો આ પરિણામ નહિ હોય? શરમને માર્યે હું ટેબલ પરથી ઉંચું જોઇ શકતો નહોતો પણ ત્યાં તો ગાડું આગળ ચાલ્યું, અને મીસીસ ચંચળ વિષયના સીધા પાટા ઉપર આવ્યાં ને તેમનાં ભાષણરૂપી ટ્રેન સીધી ધડધડાટ આગળ ચાલી. વિષય રાજકીય ચળવળમા સ્ત્રીઓનું સ્થાન હતો. અને અજાયબી વચ્ચે શરૂઆતની ઉપલી કચુંબર પછી ગાડું આગળ ચાલ્યુ. મેં શીખવી રાખ્યુ હતું તેમ એક પગ આગળ આવી જરા રોકતાં ડોલતાં ને ધ્રુજતાં ધ્રુજતાં (એક્ટિંગથી ધ્રુજતું હતું કે સભાક્ષોભથી કોણ જાણે) ગાડું આગળ ચાલ્યું. રામાયણ અને મહાભારતના દાખલા આપ્યા. સતયુગમાં ડુબકી મારી ત્રેતાયુગમાં બહાર પડી અને ત્યાંથી આખા યુધ જમાનાનું સિંહાવલોકન કરી ચંચળ બાઇ વીસમીસદીની અંદર પ્રવેશ્યાં અને આ જીવનરૂપી ખટારાની અંદર પુરૂષરૂપી બળદીઆની સાથે સ્ત્રી રૂપી બીજો બળદીયો ન હોય તો આ જીવન નાવ કેવું ડોલાં ખાય તેનો ચિતાર આબેહુબ આપ્યો. ચંચળનાં વિશેષણો અને અલંકારો સાંભળી શ્રોતાજનો દિગમૂઢ થઇ ગયા હતા. અલંકારો અને વિશેષણોમાં ક્યાંક ક્યાંક ગરબડી થવા સિવાય મારી પત્નીનો રાગ એવો ખુલ્લો અને સ્પષ્ટ હતો અને હાવભાવ એવા મનોહર અને મોહક હતા કે, ઘડીભર આખી સભાની નજર તેના સામે ચોંટી રહી હો તો મને તેમ લાગ્યું. ભાષણ જુસ્સાથી ચાલે જતું હતું. બેકદર મુંબઇના ઓડીયન્સે મારા ભારે સંતોષ અને આનંદ વચ્ચે મારી બ્હાદુરીને બે ચાર વખત તાળીઓથી વધાવી લીધી હતી.

## એ શું?

એટલામાં ચંચળ ઓચીંતી અવાચક થઇ ગઈ, થંભી ગઇ, જ્યાં હતી ત્યાં જાણે સજ્જડ થઇ ગઇ. ઘણો મોટો ઘુમટો કહાડ્યો અને પાછી ઝપાટાબંધ જઇ ઝપાટા બંધ પોતાની ખુરસી પર જઇને બેઠી. લોકો અજબ થયા, ચીડાયાં અને પછી આખી સભામાં હાહાકાર થઇ રહ્યો. મુંબઇના જાહેર તખ્તાપર આવી જાતનો બનાવ આ પહેલ વહેલોજ હતો, મારી આજુબાજુના ફુલ રીપોર્ટરો મોઢું મરડ્યું બબડાટી આ બનાવને ભારે અગત્ય આપી તેને વિશેષ ચોખ્ખસાઇ થાય તેવી રીતે ચીતરી રહ્યા હતા. દુ:ખ, ક્ષોભ, અને નાલેશીથી મારી જીભ તાળવે ચોંટી ગઇ હતી. ગળું સુકાઇ ગયું હતું. ઘડી ભર તો એમ થયુ કે ઉભો થઇને બુમ મારૂં કે, એ ચંચળ! ન કર એવાં નખરાં! પણ શરમથી અને મારો ભેદ લોકો પામી ન જાય તે ખાતર હું મુંગો ગગડી રહ્યો. રાતે ઉશ્કેરાયલા વાઘ જેવોજ ઓરડીમાં દાખલ થયો અને ઉમરામાંથીજ ચંચળને બુમ મારી કે, "આ શું! નાક કાપ્યું—લવાડો—ફજેતો! હવે મારે શું મ્હોડું બતાવવું?"

"તે હું શું કરૂં!"

"કપાળ તારૂં."

"પણ ઘુમટો શું કરવા કાઢ્યો તો!"

"કાકાજી દેખાયા"

"કાકાજી!"

"હા—હા, કાકાજી, તમારા સગા કાકા—લલ્લુ કાકા."

ઉફ! હવે કારણ સમજાયું. સભામાં મારા વડિલ લલ્લુ કાકાને ચાલતી આવેલી પ્રણાલિકા પ્રમાણે તેમને દૂરથી જોઇ ચંચળે ઘુમટો ખેંચ્યો હતો. અને આ બધો ફારસ થયો હતો. એ કમબખ્ત કાકાને પણ શું કહું? પોતાના ભત્રિજાની વહુ જે સ્થળે ભાષણ કરવાની છે એ સ્થળે ખુદ બુઢ્ઢાને ફુટી નીકળતાં શરમ પણ ન આવી! કોઇ સમજુ સસરો કે વડિલ એવા પ્રસંગોમાં જાણે-માનો એ સ્થળેથી ચાલ્યો જાય; પણ ચંચળના કહેવા પ્રમાણે મારો એ જુના વિચારનો કાકો ત્યાં સભાના એક ખુણામાં જાણે ચોટી ગયેલો હતો અને મારી તથા ચંચળ સ્હામે મોટા મોટા ડોળા કાઢતો હતો.

"ગાંડીરે ગાંડી! જાહેર જીવનમાં પડનારને લાજ શરમ શાની અને ઘુમટા કેવા? પછી કાકાજી અને સસરો કેવો! અરે ધણીની પણ પરવાહ નહિ કરવી. ધણી, બાળ બચ્ચાં, વડિલ, માબાપ—ધર્મ બધાની આહૂતિ આપીનેજ જાહેર જીવનના ઝગમગતા દીવાઓ થઇ શકાય છે. તું કહે તો ત્હારી આગળ સંખ્યાબંધ બાનુઓનાં નામ લઉં કે જેઓ રાજદ્વારી ચર્ચામાં અને લડતમાં પોતાના ઘરસંસાર અને ઘર વ્યવહારને ભૂલી ગયાં છે. કોઇની પણ પરવાહ કર્યા વગર કામ કરવામાં આવે ત્યારેજ ખરેખરી દેશસેવા થઇ શકે."

"તમારા આ શબ્દો યાદ રાખજો હોં! કદાચ હું એવી થઉં તો તમે પછી ફટકતા કે ચટકતા નહિ"

"બેલાશક, તારે હિમ્મતથી ઝુકાવે રાખ; હું બિલકુલ ગભરાવાનો નથી જ્યારે મેં તને બહાર પાડવાનો અને પ્રખ્યાત કરવાનો વિચાર કર્યો છે ત્યારે તો હું ઠેઠ પહોંચીશ"

બીજે દિવસે વર્તમાનપત્રોના આગલા દિવસની સભાનો હેવાલ બહુ લંબાણ અને રસિક આપ્યો. મારા પત્રમાં તો એટલુંજ છપાયું હતું કે 'ત્યાર બાદ ચંચળ બ્હેન ઓચિંતી તબિયત નાદુરસ્ત થઇ જવાથી પાછાં પોતાની બેઠક ઉપર જઈ બેઠાં હતાં. જે થોડો વખત એ બોલી શક્યાં હતાં તે દરમ્યાન એમણે ટુંકું પણ અસરકારક ભાષણ કર્યું' હતું, પણ બીજા હલકી વૃત્તિવાળા દુષ્ટ સ્વભાવના પારકાની નહમોઇ કરનાર છાપાના બારદાન ખાતમીદારોએ ઠુંસીમાર્યું હતું કે,

## મારવાડી વિદ્યાલયમાં રકાસ.

### 'ભરસભામાં ઘુમટો કાઢનાર બૈરું વકતા !'

### 'મુંબાઇના પ્લેટફોર્મપર અજબ બનાવ !'

### 'ભર સભામાં ઘુમટો.'

### 'ઓર્થોડોક્ષ હિંદુ બાનુની દયાજનક મુંઝવણ'.

આવી આવી હેડીંગો ચીતરી માર્યા હતાં પણ એ શો ભેદ હતો તથા મારી ચંચળે ઘુમટો કેમ કાઢ્યો હતો તે તો અમે બેજ—મારી બૈયરજ જાણતાં હતાં. તે દિવસે કોણ જાણે મારા લલ્લુ કાકા અને હું—તે મારા અને હું તેમનો દુશ્મન બની ગયા.

### જુદી પ્રતિતી

ત્યાર બાદ પ્રિય વાંચકો ! આગળ જેમ હું જણાવી ગયો તેમ છાપામાં લખાણો, ઇન્ટરવ્યુ આદિથી ચંચળને મેં જાહેર પ્રજાની નજરો સમક્ષ ખડી કરી દીધી. આગળ કહી ગયો તેમ જુદાં જુદાં મંડળોના ફંડની અંદર રકમો ભરી ત્યાં તેને માનીતી કરી દીધી અને એક વખત ગાંધર્વ મહા વિદ્યાલયમાં જ્યારે કાંઇ પણ ભૂલચૂક વગર મારી પ્રિયાએ દોઢ કલાક સુધી વહેતા પ્રવાહની માફક અસ્ખલિત વાણીનો ધોધ વર્ષાવ્યો ત્યારે મને મારું જીવન સાર્થક લાગ્યું. મારી અર્ધાંગના—મ્હારી પ્રીયતમા ! મ્હારી મીસીસ મારા ભવીષ્યના કીકાની માતા—મારા ભવીષ્યના કીકાની વહુની સાસુ, એ વહુની નણંદની મા—બસ કેળવાઇ ગઇ— તૈયાર થઇ ગઇ. હવે બંદાને કોની ફિકર છે ! હવે તો દરરોજ રાતે જમ્યા પછી વિદ્દગોષ્ઠિ કરીશું. શહેરના ને દેશના, જ્ઞાનના ને દુનિયાના મહત્વના મરચાં જેવા ગરમ પ્રશ્નોપર ગરમા ગરમ તીખી તમતમતી ચર્ચા કરીશું ને અમારી આગળ પાડપાડોશીઓ, ન્યાત નાતીલાઓ તથા રાજદ્વારી નેતાઓ પણ આથમતા સૂર્યની માફક ઝાંખા પડી કોલસાખાના દરિયામાં ડુબી જશે.

ચંચળ પણ દિવસે દિવસે વધારે ઉત્સાહથી સભાઓ ગજાવવા લાગી અને ઘરકાર્ય કરતાં પ્રજાકીય કાર્યમાં તેને વધુને વધુ રસ પડવા લાગ્યો. પહેલાં તો તેના જાહેર જીવન માટે હું છાતી કાઢી મગરૂર બનતો પણ, "આમ જુઓને, મારે આજે રાતે આઠ વાગે એક સભામાં ભાષણ કરવા જવાનું છે માટે તમે સુરતી હિંદુ હોટેલમાં દાળ ભાતની પ્લેટ ખાઇનેજ આવજો તથા સીનેમા બીનેમા જોઇ મધારપાકડી મ્હને તેડવા આવજો."

"ઓતેરીકી ! બાઇ સાહેબ ભાષણ ભરડવા જાય અને આપણે હોટેલમાં જઇએ ! વળી એના બાપના નોકર કે પાછા તેડવા જવું ! તે પણ વળી ક્યાં ! મધારપાકડી !"

એક વખત આખો દિવસ અમારે ત્યાં ચુલ્હો સળગ્યોજ નહોતો. એ દિવસે શ્રીમતી ચંચળગૌરીએ માધવબાગમાં મળેલી મહિલા પરિષદમાં 'સતીધર્મ' અને પતિસેવા' ઉપર વિદ્વતા ભર્યું ભાષણ આપ્યું હતું. જાહેર જીવનની સડકપર ચંચળ જ્યારે દમોદમ કૂચ કરવા લાગી ત્યારે આવા બનાવો તો અમારા ઘરમાં વારંવાર બનવા લાગ્યા અને ક્વચિત્ ક્વચિત્ તો ચંચળને મારે મારે પણ ભાષણો અને તિરસ્કાર આપવા લાગ્યો.

એક દિવસે એ હિંચકે હિંચતી હિંચતી કોઇ એક રીપોર્ટનાં પાનાં ઉથલાવતી હતી. ધાસલેટની બત્તીના ઝાંખા ઉજાસમાં તેની દેહકાન્તિ દેદીપ્યમાન લાગતી હતી. તે જોઇ મારા જીગરમાં પ્રેમના ફુવારા ફુટ્યા. મેં પાસે બેસી, બેઉ હાથ મૂકી વ્હાલથી કહ્યું, "વ્હાલી આજે છે ચોપાટી ? ગડેરી ને કુલફી મલાઇ ખાશું."

"શું ?!" બાઇ સાહેબ ભભુક્યાં.—"આ દોહદ જીલ્લામાં દુકાળ છે અને તમારે કુલફી ખાવી છે ?! શરમ છે શરમ છે, ઘણીજ શરમ છે. તમારે આવી બાયલી વાતો મારી આગળ કદિ ન કરવી. તમારે જવું હોય તો સીધાવો. હું તો આવતી કાલે એ દુકાળવાળા ભાગમાં ઉપડી જવાની છું."

"ઉપડી જવાની ?!"

"હા, ઉપડી જવાની. ન્યાલચંદભાઇની જોડે જવાની."

"ન્યાલચંદભાઇની જોડે ?! એ ન્યાલચંદ વળી કોણ મુઓ છે ?!"

"ખબર નથી ! ખંભાતના પેલા જાણીતા દેશભક્ત. જેણે કાઠીયાવાડના દુકાળ માટે ગામેગામ રઝળી કીર્તિ મેળવી હતી તે !"

"તેની વહુ આવે છે કે ?"

"નહિ અમે બે એકલાં જવાનાં છીએ."

"એ ત્હારો બાપ મરે એ ન્યાલચંદભાઇનો !"

"ખબરદાર !" ચંચળે છંછેડાયલી બિલાડી જેવા ડોળા કાઢ્યા, "ખબરદાર ! એક ચુસ્ત સ્વદેશભક્ત નરરત્નના નામ પર આવા ઉચ્ચાર ?! આવા વ્હેમ આણવા હતા તો મને જાહેર જીવનમાં નાખીજ કેમ ? રંગ તો છે એ પતિઓને કે જેઓ જાહેર જીવનમાં પડેલી પોતાની પત્નીઓ ક્યાં હરેફરે છે તે સંબંધી એક શબ્દ પણ પૂછતા નથી."

"પણ મારે ખાવાનું ?"

"મુંબાઇમાં હોટેલો ઘણી છે."

"આવી તમારી પતિભક્તિ કે ?"

"દેશ પતિ કરતાં મોટો છે !"

ઓ-તેરેકી ! આ તો અક્કલ બડી કે ભેંસ ! લાગશે બાઇ દરવાજા જેવી દલીલ કાઢી. હું મુંગો રહ્યો.

બીજે દિવસે સાદાં કપડાંમાં સજ્જ થયેલા એક આધેડ વયના પુરૂષ મારે ઘેર આવ્યા અને મિસિસ ચંચળ સાથે મળવા માંડ્યું. એમનો અવાજ સાંભળી રસોડામાંથી કણકવાળા હાથ ધોઇ નાખી ચંચળ બહાર આવી અને આવનાર જોડે શેકહેન્ડ કરી હીંચકા ઉપર તેમને બેસાડી તેમની પાસે બેઠી અને મને ઇંટ્રોડ્યુસ કર્યો, "આ મારા ધણી."

આવેલો માણસ જાણે હું ચંચળનું પાળેલું કુતરું હોઉં એવી રીતે મારા તરફ ફક્ત એક નજર નાખી તેની સાથે વાતોમાં વળગ્યો. એ બન્નેએ દોહદ જીલ્લાના દુકાળવાળા ભાગોમાં કર્યા ફરવું એનું પ્રોગ્રામ નક્કી કરી કાઢ્યું અને હું તો હીંચકા આગળ ધોયેલ મૂળા જેવો એક પટાવાળાની માફક ઉભો રહ્યો !

(હાસ્યરસનો આ પ્રોગ્રેસિવ લેખ આવતા અંકમાં સમાપ્ત થશે.)

## આનું નામ તે હેત!

એક શહેરમાં વીસ વાણીયા ભાઈઓ રહેતા હતા તે ગામમાં ધંધો નહિ ચાલવાથી તેઓ રળી ખાવા ઘર છોડી બીજે ગામ જવા નીકળ્યા. વીસે ભાઈઓ પરણેલા હોવાથી પોતાનાં બૈરાં છોકરાંને હળી-મળી રજા લઈ ચાલ્યા રસ્તામાં ચાલતાં લગભગ બપોરને વખતે એક જુના કિલ્લાના ખંડીએર પાસે આવી પહોંચ્યા. ભુખ લાગેલી હોવાથી, તેમાંના કેટલાકે ત્યાં કિલ્લા નીચે ભાથું ખાવાનો વિચાર જણાવ્યો. બધુ મતે નક્કી થવાથી તેઓ ભાથું ખાવા પેલા કિલ્લાની ભાગેલી અને ખોખરી થએલી દિવાલને છાંયે બેઠા. દેવ યોગે તેઓ ભાથું ખાતા હતા એવામાં "તહાં ભીંત તુટી પડી, ભાઈ દબાયા સાત!" ભીંત તુટી પડી ને બધા ગભરાઈ જઈ ઉઠી નાસવા લાગ્યા. નાસતાં નાસતાં સાત જણ એ સ્થળે દબાઈ મુઆ. આગળ જતાં એક નદી આવી તેમાં ચોમાસાને લીધે પુર આવ્યું હતું. બધાએ તે નદી ઉતરી જવાનો વિચાર કર્યો ને તેમાં ઝંપલાવ્યું તેમાંથી બુડતાં બુડતાં નવ જણ નદીમાં તણાઈ ગયા. બાકી રહેલાઓએ હવે ધંધે જવાનો વિચાર માંડી વાળ્યો અને ઘર તરફ પાછા ફર્યાં. પાછા આવતાં એક ગામમાં (કોળગીયું) મહામારીનો રોગ ચાલતો હતો એ ગામમાં તેમનાં સગાં રહેતાં હતાં. ત્યાં તેઓ ગયા અને જમીને આગળ ચાલતાંજ તેમાંના ત્રણને તે રોગ લાગુ પડયો જેથી ત્રણને શરણ થયા. બાકી માત્ર એક રહ્યો તે ઘેર આવ્યો. તેને એકલાંને આવેલો જોઈ બધા ભાઈઓની બૈરીઓ તેમના ધણીની ખબર પૂછવા આવી. તેઓ વીસા વાણીઆ કહેવાતા હતા તેથી પૂછ્યું કેઃ-કહોને વીસા વાત.

જવાબ-કોઠે દબાણા સાત.

આ સાંભળી કેટલીકને રીસ ચઢી અને કહ્યુંઃ-મરો પીટયા મદી (દયા વિનાનો) જવાબ-નવ તાણી ગઈ નદી.

આ સાંભળી ભયથી બોલી-"અરેરે!-ત્રણને થયું ટરેરે" આ સાંભળી જે જીવતો આવેલ તેની બૈરી બોલી 'અરે!' આટલું દુઃખ પડયા છતાં પણ તે હીમતથી બોલ્યોઃ-'રાંડ તું શું કરવાને ફીકર કરે છે! બંદા તો સહિસલામત આવ્યા ઘરે!"

આનું નામ તે ભાઈઓનું હેત! સુમન્ત.

---

મફતલાલ રસ્તે ચાલ્યા જતા હતા, એટલામાં તેમના ગામના શામળદાસ શેઠ પોતાનો રેંકડો હાંકતા તે રસ્તેથી જવા લાગ્યા એટલે રેંકડો નજીક આવતાંજ મફતલાલે ગંભીર મુદ્રાથી કહ્યુઃ- "શામળદાસ શેઠ, ગરમીને લીધે હું પસીનાથી ન્હાઈ રહ્યો છું, માટે ઘર સુધી મારો આ ગરમ કોટ આપના રેંકડામાં લઈ જશો?

શામળદાસ—હા, પણ પછી તમારે ઘેર કોણ પહોંચાડી આવશે?

મફતલાલ—તે માટે હું કોટની સાથેજ આવું છું!

---

શેઠ—(શેઠાણીને) વહાલી, ઘણાં દિવસથી એક વાત મારા મનમાં ઘોળાયા કરે છે. તમને કહેવાનું મન કરૂં છું. પણ-

શેઠાણી—કેમ વ્હાલા અટકી પડયા! કહોની, મારા સમ છે.

શેઠ—તમે રામા પાસે પગ દબાવો તે તો ઠીક નહિ. તદ્દન એટીકેટથી બહાર! ઉદ્ધતાઈ ભર્યું. પછી તો તમારી મરજી.

શેઠાણી—ખરી વાત છે વહાલા, પણ જુઓને પ્રભુએ આપેલ જીવ તો સહુમાં સરખો કે નહિ? તમે જ્યારે બહારથી આવો છો, ત્યારે રાત્રે થાક લાગ્યો હોય કે ન લાગ્યો હોય તો પણ શોખ માટે પણ મારી પાસે પગ દબાવો છો. તો હું બહાર ફરી હરીને કોઈ દિવસ થાકી ગઈ હઉં તો રામો બિચારો મારા પગ દાબે તેમાં ખોટું શું છે? મન ચંગા તો કથરોટમેં ગંગા" તેમાં મુંઝાયા શું કરો છો? ન્યાયની વાતમાં ખાર શાનો! શેઠ બિચારા મુંગે મોઢે પોતાને કામે વળગ્યા!

---

## મોજ-મજાહના ગ્રાહકોને સુચના.

ઉપરા ઉપરી અનેક કાયમના તથા છુટક ગ્રાહકોની પાછલા અંકોની માગણીને માન આપી અમે 'મોજ-મજાહ'ના પાછલા અંકો ફરીથી તૈયાર કર્યાં છે; પરંતુ પોષ્ટમાં ગફલત થતી હોવાથી અંકો નહિ મળવાની દરરોજ સેંકડો ગ્રાહકો તરફથી ફરિયાદ આવે છે માટે અમે અમારા ગ્રાહકોને પાછલા અંકો અમારી ઓફીસમાં ૯ થી ૭ના ટાઈમમાં આવી લઈ જવાની નમ્ર વિનંતિ કરીએ છીએ. પાછલા છુટક અંકો બીજી વખત છાપવા પડેલા હોવાથી ગ્રાહક હોય એવા માણસોને બબ્બે આનાની કિમ્મતથી છુટક મળી શકશે

નમુનાના અંક માટે અઢી આનાની ટીકીટ બીડવી.

નવીન ગ્રાહકોએ વગર વિલંબે નીચેને શિરનામે લવાજમના રૂ. ચાર ભરી પાછલા અંકો અને ભેટ મેળવવાનો લાભ લેવો. બહારગામના ગ્રાહકોએ ભેટના પોષ્ટેજના ૦-૪-૦ મળી રૂ. ૪-૪-૦ નો મનીઑર્ડર મોકલી આપવો.

### ખલાસ! ભેટનું પુસ્તક ખલાસ!!

ગુલબદન નામનું જે ભેટનું પુસ્તક અમો ગ્રાહક થનારને આપતા હતા તે પુસ્તક ખલાસ થઈ ગયેલ છે. નવીન ગ્રાહકોને ભેટનું પુસ્તક નહિ મળવાથી નિરાશ થઈને જવું પડયું છે, તેને સાટે ઘણા ગ્રાહકોની ઇચ્છાને માન આપી જુન આખર સુધીમાં ગ્રાહક થનારને

### આશકની આત્મકથા

નામની નવલકથા ભેટ આપવાનું નક્કી કર્યું છે. આ પુસ્તકની નકલો ઘણીજ થોડી છે. માટે વહેલો તે પહેલો, ખલાસ થયે અમો આપવાને બંધાતા નથી.

મોજ-મજાહ કાર્યાલય
ગીરગામ ચર્ચ સામે ખટાવ બીલ્ડીંગ મુંબઈ નં. ૪

---

અમદાવાદના એજંટઃ-

નંદલાલ દામોદરદાસ
ન્યુસપેપર એજંટ રતનપોળ નાકા નં. ૨૯—અમદાવાદ.

# મોજ-મજાહ

રવિવાર તારીખ ૮ મી જુન સને ૧૯૨૪.

## આલમં આંકતી કિમ્મત મૂળાભાજી.



લખનારઃ—શા० ફુરસો.

સભ્યઃ—છાલણ મંડળ

જગત ઉદ્ધાર કરવા કાલીદાસાદિ નવા પાકી,
પ્રકાશિત વ્યોમ પાવન પૃથ્વીને કરતાં ગયા થાકી;
બન્યા છે ગુલ બકુલ સંબુલ તખલ્લુસધારી કવ્વાજી,
મગર અફ્સોસ આલમ આંકતી કિમ્મત મૂળાભાજી

* * *

તરલને તરલિયાં તરલાં અને લોચનને લોચનિયાં,
સરલને સરલિયાં સરલાં કહી મોહકને મોહનિયાં,
બનાવ્યા લાડકા શે'! શું! ચલાવી બુદ્ધિનો વાજી,
મગર અફ્સોસ આલમ આંકતી કિમ્મત મૂળાભાજી

* * *

ન આવ્યો ભારવી કે ભવભૂતિના મગજમાં ભૂસો,
કર્યાં કાકા અમે છદ્દાના તેને મારીને હૂંસો;
કરી સાહિત્યસેલુનમાં કલમની અસ્તરાબાજી,
મગર અફ્સોસ આલમ આંકતી કિમ્મત મૂળાભાજી

* * *

હમારો દેશ જૂદો, વેશ જૂદો, રાહ છે વાંકો,
અમો મસ્તાન જ્ઞાનીના મગજમાં ચૈર છે ફાંકો,
બીજા શાયર થયા વાસી, હમારી શાયરી તાજી,
મગર અફ્સોસ આલમ આંકતી કિમ્મત મૂળાભાજી



☞ સ્થળ સંકોચને લીધે ચાલુ વાર્તાનો ભાગ આ વખતે આપી શકાયો નથી.

## ગોવાલણ

લખનારઃ—રો. "દુ"

ચિત્રકારઃ—રા. ગદાણી

"કોઇ દૂધ લ્યોરે...દૂ...ધો..." આમ બોલતી એક સોળ વર્ષની ગોવાલણ રસિકલાલના ઘર આગળથી દરરોજ ચાલી જતી. એના મીઠા રણકતા બોલો એ રોજ સાંભળતો. એ ન્હોરે ન્હોરે નમણી હતી એની આંખમાં જાદુ ભર્યો હોય એમ લાગતું પણ હજી સુધી તે એના પર કામણ કરી શકી ન્હોતી. તે દરરોજ આવતી એ જોતો અને "કોઇ...દૂધ...લ્યો....રે...દૂ.. ધઓઓ..." એ સ્વર વાતાવરણમાં મધુર સંગીત જમાવી વિલીન થઇ જતો.

* * *

રસિકલાલ રાજપુરનો વતની હતો. ગોવાલણના મધુર સંગીતની લહેજતમાં ભાગ પડાવવા દૈવજોગે એક દિવસ તેનો એક મિત્ર તેને મહેમાન થયો. રસિકના ઘરની પાસે એક પનઘટ હતો. એનો મિત્ર દેખાવમાં મોહક હતો બન્ને કૉલેજની વાતો કરતા હતા. એટલામાં "કોઇ દૂધ લ્યોરે દૂધો" બોલતી ગોવાલણ તેઓની પાસેથી પસાર થઇ. રસિકે તેને બોલાવી કહ્યું "અર્ધો શેર દૂધ આપતી જા" ગોવાલણ ઘરમાં ગઇ. દૂધ પ્યાલામાં નાખતી વખતે ઢોળાયું તેના સામું રસિકે જોયું કાંઇક વિચારગ્રસ્ત ભાવથી તે ચાલી ગઇ પણ જતા જતાં છેડેથી ભૂલી ગઇ રસિકના મિત્રે તેને પાછી બોલાવી, ઇંઢોણી તેના હાથમાં આપી તે ગઇ ..બન્ને ચા પીવા બેઠા રસિકે એક આછો નિશ્વાસ કરી પણ તેના મિત્રનો પ્યાલો જેવો ને તેવો જ હતો. તે કવિતાના પ્રદેશમાં ઘુમતો હોય એમ રસિકને લાગ્યું. તે મનમાં હસ્યો અને મોહનલાલે શરમાઇ પ્યાલો હાથમાં લીધો રેડતાં અર્ધો પ્યાલો નીચે ઢોળાયો અને જાજમ બગડી તે નફામાં. આનું કારણ રસિક કળી ગયો. મોહનલાલે જેમ તેમ ચાનો પ્યાલો ખાલી કર્યો ને બન્ને વાતો કરવા બેઠા "હે ભલા! પેલી ગોવાલણ દરરોજ આ દીશી પસાર થાયછે કે?" તેણે વાત ઉપાડી

"હા" રસિકે ટુંકામાં પતાવ્યું

"શું સવાર સવાર આવે છે!" આ બીજો પ્રશ્ન તેની ચળને સાબીત કરવાને પુરતો હતો

બન્ને જાની મિત્રો હતા–તેઓ એક બીજાથી બહુ ઓછી વાત છુપાવતા પણ અત્યાર સુધી જે શરમ જળવાઇ રહી હતી તે આજે ગોવાલણે મૂકાવી દીધી રસિકે તરતજ કહી દીધું "કેમ ભાઇ! વાર વાર ગોવાલણની વાત પુછવા કરો છો! કૉલેજમાં પ્રોફેસરે અભ્યાસ તો સારો કરાવે છે! અમારા ગામના ત્રિપાઠી ડાકટરના પુત્ર કૉલેજમાં હતા ત્યારે કોઇ પુરેઝીવન લેડીના લવમાં પડયા હતા. ચાર છ માસ તો માડ ચાલ્યું પૈસા ખુટ્યા એટલે એમનો 'લવ' કોઇ બીજી જગાએ ઉડી ગયો. તમારૂં પણ એમજ છે કે?" મોહને મૌન ધારણ કર્યું; પરંતુ પ્રથમ દ્રષ્ટિએ પ્રેમમાં પડનાર મૌન જાળવી શકતા નથી. બે ચાર મીનીટ પછી તે બોલ્યો.

"એ હજી કુંવારી હોય એમ જણાય છે!"

"હા, છે તો કુંવારી; પણ હવે આ બાબત મને પુછીશ નહિ." રસિકે કંટાળીને કહ્યું. એ હોય ઉપર આડે પડખે પડ્યો. રસિક કામસર બહાર ગયો. પા એક કલાક બાદ તે પાછો આવ્યો તો આખો મિત્રજ ગુમ!

"એ ક્યાં ગયો?" રસિકે ઘરમાં પુછ્યું. "એ તો પેલી ગોવાલણની સાથે દૂધ પીવા ગયા છે." માર્મિક હાસ્ય સાથે જવાબ મળ્યો.

"પણ એ ગોવાલણ પાછી આવીજ ક્યાંથી?"

"એ અહિંથી બોલતી નીકળી કે તરતજ તમારા મિત્ર તેને બોલાવી તેની સાથે ગયા."

રસિક વાટ જોતો બેસી રહ્યો.

× × ×

"રોજ કેટલું દૂધ વેચો છો?"

"હું માત્ર દશ શેરજ દૂધ વેચું છું. બાકીનું મારી મા વેચે છે. પણ તમે અત્યારે દૂધને શું કરશો?" જાદુગરી બાહેર કન્યા બોલી.

"મને દૂધ પીવાની ટેવ છે. પણ ભલા! તમો પરણ્યા છો કે?"

"ના." આટલું બોલતાં તેનો અવાજ ધ્રુજી ઉઠ્યો. એ ધ્રુજતા અવાજમાં જાદુનો ઝંકાર હતો. એનાં નમણાં નયનમાં ત્રિભુવનનું આકર્ષણ હતું બન્નેનાં હૈયાં ધડકી ઉઠ્યાં

"તમારામાં આટલી મોટી ઉમર સુધી કુંવારાં રહે?"

"જેવી માતા પિતાની મરજી. લ્યો આ મારું ઘર આવ્યું." બન્ને ઘરમાં ગયાં.

વાત એમ બની હતી કે રસિક બહાર ગયા પછી મોહનલાલ ગોવાલણની તૃષાર્ત નયને રાહ જોતો ઓટલે બેસી રહ્યો અને જ્યારે તે દુધ વેચી પાછી ફરી ત્યારે તે તેની સાથે વાતે વળગી તેના ઘર સુધી આવ્યો હતો. મોહને એક શેર દુધ માગ્યું. તે ફાંકડી ગોવાલણે તરતજ એક ચકચકતા લોટામાં દુધ આપી પોતાના મહેમાનને તૃપ્ત કર્યો. હવે શું થાય! મોહનની ગોવાલણને ઘેરથી જવાની ઇચ્છા ન્હોતી અને શિષ્ટાચાર પ્રમાણે ગયા વિના ચાલે તેમ ન્હોતું. એણે દુધ પીધું હતું છતાં તેને દારૂના જેવી કેફ ચડી. તે ઘરમાંથી બહાર નીકળ્યો, ને બે ડગલાં ગયો એટલામાં તેને દુધના પૈસા આપવાનું સાંભરી આવ્યું. તે ગોવાલણને પૈસા આપવા ગયો.

"આ શું! પૈસા! પૈસા મને ન જોઇએ. તમે અમારા મહેમાન છો ને!–" આ શબ્દો બોલતાં તે એવું મીઠું હસી કે મોહનને હાસ્ય આગળ ઇંદ્રનો વૈભવ તુચ્છ જણાયો.

\+ + +

બીજી સવારે પણ એજ સુંદર દશ્ય જોવાનું ભાગ્ય મોહનને મળ્યું. ઉષા આવી. હસતે મુખડે ગુલાબી ઓઢણી ઓઢીને–ને તે સાથેજ આવી તેની વ્હાલી સખી પેલી સુંદર ગોવાલણ!

"દુધ લ્યો રે દુધ! ..." આખા મહોલ્લાના વાતાવરણમાં સંગીત રેડ્યું.

મોહન પાછો કવિતાના પ્રદેશમાં પહોંચી ગયો. રસિક દુધ લેવાનું વાસણ લેવા ઘરમાં ગયો.

"તમારે આજે દુધ નથી લેવું?" ગોવાલણે ઉમંગભર્યા વ્હાલથી આ સવાલ પુછ્યો. તેની આંખો નાચી રહી હતી. મોહન એ આંખના જાદુથી પાગલ થઇ ગયો.

થોડીક વાર તે સ્તબ્ધ બેસી રહ્યો. તેની આંખોમાંથી નેહ વર્ષી રહ્યો હતો અને તે પેલી ગોવાલણ મોર ઢેલના આંસુ ઝીલે તેમ આતુર રીતે ઝીલતી હતી.

"તમને એક વાત પુછું?" મોહને જેમ તેમ હિમ્મત કરી.

"પુછોને": સરલ જવાબ મળ્યો.

"હું તમને ચાહું છું–તમે મારાં થશો?"

"એવું તે શું બોલતા હશો! અમારી જાત બાહેર અને તમે તો બામણ તમે કાંઇ અમોને પરણો? તે શરમાઇ.

"ખરે, હું તમને પરણવા ઇચ્છું છુ"

"તમોને નાત બહાર નહિ કાઢે?"

"તમારી આગળ નાત કોઇ હિમ્મતની નથી."

"મારાં માબાપને પુછી જુઓ–"

"પણ મને કહો તો ખરા કે આ વાત તમને પસંદ છે? તમે મને ચાહો છો?"

"હા." અસ્પષ્ટ અવાજ આવ્યો.

"તમારાં માતાપિતાની આજ્ઞા મળે તો?"

"આ ભવમાં તો એમ બનવાનું નથી. કાલે તો તમો જશો ને ઘેર જતાં આ ગોવાલણને ભુલી જશો."

"જગતમાં ઘણી ચીજો ભુલી જવાય છે પણ તમે એવાં છો કે તમને ભુલવાં એટલે આત્માને ભુલવો." મોહન શીલસુક ન્હોતો એમ કોણ કહી શકશે!

વાત અધુરી રહી. રસિક આવ્યો. ગોવાલણ દુધ આપી મધુર ટહુકો કરતી ચાલી ગઇ ને મોહનને આસપાસ અંધારું થઇ જણાયું.

"હવે ચ્હા પીવો છો કે ગોવાલણ પર કવિતા લખવી છે?" રસિકે ટકોર કરી.

મોહન ચ્હા પીવા ગયો. ચ્હા પીવાયો, પાન ખવાયાં એટલામાં ટપાલ આવી. એમાં મોહનના પિતાનો એક પત્ર હતો. એ પત્ર ન્હોતો—મોહનના વિધિનો પેગામ હતો. એના પિતાએ એને ગૃહસ્થાશ્રમી કરવાનો ઠરાવ કર્યો હતો અને લગ્ન માટે તરતજ બોલાવવામાં આવ્યો હતો. એને હિંદુ સમાજ પર, ધર્મ પર રિવાજ પર–સર્વ પર ક્રોધ ચડ્યો.

એણે કપાળ કુટ્યું. આવેશમાં માબાપને ગાળો પણ દીધી. એના દિલમાં પેલી સુંદર ગોવાલણે ઘર કર્યું અને એનાં માબાપે એને કોઇ બીજી સુંદરીનાં નયનોમાં જાદુ જોવાની આજ્ઞા કરી હતી!

મોહન એક દિવસને બદલે ત્રણ દિવસ રહ્યો. ત્રણ દિવસ પેલી ગોવાલણ એને મળતી રહી. એ એને ઘેર પણ જતો.

જન્ને ભાવનાના—પ્રેમના પ્રદેશમાં વિહરતાં હતાં. ગોવાલણુ આત્મ-સમર્પણ કરી બેઠી. મોહન પ્રેમના પ્રથમ ઉન્માદની મસ્તી અનુભવવા લાગ્યો.

પણ ચોથે દિવસે એ ગયો—એને જવુંજ પડ્યું. એ એને ઘેર ગયો ત્યારે તો લગ્નની ધામધુમ શરૂ થઇ ગઇ હતી. એનાં માતપિતાએ એને માટે એક રૂપાળી કન્યા ગોતી કાઢી હતી.

એ કૉલેજમાં હતો ત્યારે એને કુમુદ–કુસુમનાં સ્વપ્ન આવતાં. એને રોમીયોની જુલીયટ જોઇતી હતી અને જુલીયટ ન મળે તો "હેમલેટ" ની પેઠે To be or not to be નો સીરો કરવાનો એનો વિચાર હતો. એને એની જુલીઅટ મળી ગોવાલણુને રૂપે! પણ પુરૂષોનાં મન કેવાં ચંચળ અને ભમતાં હોય છે! એને મળેલી કેળવણીએ એને નિર્બળ ભાવનાવાદી બનાવ્યો હતો. ગોવાલણુ મળી—પ્રેમ કર્યો-પિતાએ લગ્નનું ચોકઠું ગોઠવ્યું ને ગોવાલણુ ભુલાઇ ગઇ. એણે માયરામાં હસ્તમેળાપ વખતે નવવધુનો હાથ ઝાલ્યો ત્યારે ગોવાલણુ નામની કોઇ બાળા એના નામનો જાપ જપતી ઝુરી રહી છે તે એ તદ્દન ભુલી ગયો હતો.

એ પરણીને પઢિયો ઉતર્યો. એની પત્ની ઘેર આવી. પહેલી રાતનો લ્હાવો લેવાને ઉભય તલસી રહ્યાં. રસિક ભાભીએ સઘળી ગોઠવણ કરી. આજે મોહનના ઓરડામાં કંઇ ઓર રંગ જામ્યો હતો. એને કૉલેજનાં થોથાં આજે નિર્જીવ જણાયાં. શેક્સપીઅર ને ટેનીસનની દોસ્તી નકામી જણાઇ.

અચાનક વાતાવરણમાં દુધવાળી જણાઇ. તે ચમક્યો. તેની સ્મૃતિ તાજી થઇ-તેનો મંદ પ્રેમ ઉભરી નીકળ્યો. એને ગોવાલણુ પાસે જવાનું મન થઇ ગયું. એ પાછો ભાન ભુલી બબડવા લાગ્યો.

"એ ભુલાય એવીજ નથી. એને જોતી એટલેજ ભાન ભુલી એમય થઇ જવું!......હું શું કરૂં!"

"વડિલોનાં વચનને માન આપી પરણ્યો તો ખરો; પરંતુ હું પાપી છું એમ મને લાગે છે. મેં પેલી ગોવાલણુને અન્યાય કર્યો છે. હવે મારી સ્ત્રીને પણ ન તજાય. આજે દૂધ પીધું પણ કશા સ્વાદ વગરનું. પેલી ગોવાલણનું દુધ કેવું મીઠું હતું! અહા! શું તેની સુન્દરતા!! બસ જાણે આખી જીંદગી ગોવાલણુના સહવાસમાં જાય તો કેવું સારૂં!"

"ગોવાલણુ!......" કાળું કંપ્યું. પ્રેમોન્માદે એની છુપી વાત બહાર આણી. એની પત્નિએ છેલ્લા શબ્દો લપાઇને સાંભળ્યા હતા.

"ગોવાલણુ કેવી!" મોહને વાત ઉડાવવા માંડી.

"હમણાં તમે તેના રૂપનાં વખાણુ ન્હોતા કરતા!"

"એ તો મારા અભ્યાસની વાત છે."

"શું અભ્યાસમાં સ્ત્રીઓની સુંદરતાનાં વખાણુ હોય?" સરલ ભાવે એની પત્નીએ પૂછ્યું.

"હોય પણ ખરાં" તે હસ્યો.

"તમે કહો ન કહો, પણ નક્કી તમે કોઇના વિજોગમાં ઝુરો છો."

"ગાંડી રે ગાંડી, આવા વિચારો તારે ન લાવવા જોઇએ."

"એવા વિચારો હું નથી લાવતી; પરંતુ તમારાં બોલ એવા છે!"

"શું મારામાં તને શંકા છે?"

"નહિ પ......ણ......"

"પ....ણ શું?"

"પેલી તમારા હૃદયમાં છુપાવેલી ગોવાલણુ છે કોણુ?"

"કોઇ નથી."

"મારાથી છુપાવશો?"

મોહન વિચારમાં પડ્યો.

"તમે મને કહો તો ખરા. હું અદેખી નહિ થાઉં."

"મણી!" મોહને ગદ્‌ગદ્ કંઠે કહ્યું.

"મેં એક ભુલ કરી છે."

"શી?"

"હું રાણપુર ગયો 'તો ને!"

"હા–"

"ત્યારે એક ગોવાલણુ મને જીતી ગઇ હતી"

"બસ એટલુંજ તો! હવે હું તમને જીતી લાવી–" કહી મણી હસી. આ હાસ્યે વળી ગોવાલણુને દુર ધકેલી દીધી. "હવે એ ગોવાલણુને ભુલી જજો!–"

"એ બને એવું નથી."

"ત્યારે એની સાથે પરણવું છે!" મણી ખડખડ હસી પડી. "એમ હોય તો હું હાથેવાળો મેળવી આપું."

મણી એને ભેટી પડી. ઉગતી જુવાની એના અંગ પ્રત્યંગમાં જાદુ ઝણુકાવી રહી હતી. એનો સ્પર્શ થતાંજ મોહનની ગોવાલણુ ભુલાઇ ગઇ.

❀ ❀ ❀

પછી!......

આવાડીયું સ્હેજે પસાર થઇ ગયું. મણીએ મોહન પર જોર જમાવ્યું. કામણુ ટુમણુનો પ્રયોગ આદી–કે વશીકરણુથી કોણુ જાણે, તે વશ થયો. તે તેનો પડ્યો બોલ ઝીલતો. તેના બદલામાં તે એનું હૃદય જીતી ગઇ હતી. આ બધું એના પવિત્ર પ્રેમથી બન્યું અને મોહન ગોવાલણુને ભૂલી ગયો. એક દિવસ બંને બપોરના બેઠાં હતાં ત્યાં ટપાલનો પટાવાળો રસિકનો કાગળ આપી ગયો તેમાં પ્રથમ મીઠી મશ્કરી હતી. પરણ્યાની પહેલી રાતના આનંદની વાતો લખેલી હતી. છેવટમાં 'ગોવાલણુ માંદી છે અને સન્નેપાત લાગુ થયો છે તેને યાદ કરે છે. "મોંઘા મૂલના મ્હેમાન" આવે તો હું સાજી થાઉં...એમ બોલે છે. તેના માના પિતાએ તેડાવવા કહ્યું છે તારો વિચાર થાય તો આવી જજે.' વિગેરે લખ્યું હતું. પાછી ગોવાલણુ યાદ આવી. આંખમાં સ્હેજ ઝળઝળીઆં આવી ગયાં. કાંઇક દયા પણ ઉપજી. "મારે માટે તે મૃત્યુને ભેટે!" તેણે પોતાની સ્ત્રીને એ વાત કહી દીધી. જવું કે ન જવું એનો વિચાર કરતાં ખાસ્સા અઠવાડીયાના ચાર દહાડા વીતી ગયા.

એ જવા માગતો હતો પણ મણીને છોડવી ગમતી ન્હોતી.

"એની કંઈ ખબર આવી?" ચોથે દિવસે મણીએ પૂછ્યું.

"કોની?"

"તમારી ગોવાલણની—"

"ના. એ બહુ સીક છે, નહિ બચે"

"તો તમે બચાવવા કેમ જતા નથી?"

"તું રજા આપે છે?"

"હા. જાઓને! એ બિચારી તમારા માટે ઝુરી મરે ને તમે કઠોર થઈ બેસી રહો? તમારાં પુરૂષોનાં દિલજ આવાં!"

"ત્યારે જાઉં?"

"હા—હા. જલદીથી ઉઠીને જાઓ."

"પાંખો નથી ને!—" મોહન હસ્યો ને મણીને બાતી સરસી ચાંપી લીધી.

\+ + +

"મોંઘા મૂલના મ્હેમાન આવે તો સાજી થાઉં નથી ભૂત, નથી પ્રેત, આ તો મારા મ્હેમાનની હું ગાંડી થઈ છું. ગાંડી, મારી નજરે તો આખી દુનીઆ ગાંડી છે હાબાઆ- આ આવ્યા પધારો, મન-ગમતા મેમાન. પધારો, ઉભા રહો, તમારે માટે તાજું દૂધ લાવું." રાણપુરના આહિરના ઘરમાં એક ખાટપર પડી ગોવાલણ બકતી હતી.

"દીકરી, બાપુ, તું આ શું ગાંડાં કાઢે છે? સમજુ થઈને આમ શા સારૂ કરે છે?" તેની મા બોલી.

"હું ગાંડાં નથી કાઢતી, મને મારા મ્હેમાન બતાવો એટલે સાજી થાઉં-ડાહી ડમરી બનું—"

"આવશે-એકાદ બે દિવસમાં જરૂર આવશે."

"કોણ મ્હેમાન આવશે?"

"હા."

"એવું મારૂં ભાગ્ય ક્યાંથી હોય કે તે આવે! વિઠુલવર, વારે ધાજે, શામળા સંકટ હરજે, હા પણ આ જુઠું તો નહિ હોય! બાપા, માડી સાચું કહે છે?"

"સાચું દીકરી સાચું!" ગોવાલણનો બાપ બોલ્યો.

"વાહ! પ્રભુ! વાહ! આખર દાદ સાંભળી ખરી હો!"

"દીકરી, બેટા કાંઈક ખાય તો અમારા જીવને નિરાંત થાય."

"લાવો હું ખાઉં—નઓ—જાઓ, મ્હારે નથી ખાવું નથી પીવું—બસ મારા મ્હેમાન લાવો. મનગમતા મ્હેમાન...

"ખાવાની બાધા, પીવાની બાધા, ભેખ ધર્યો અમે એવો."

એજ પળે મોહનને લઈ રસિક આહિરના ઘરમાં દાખલ થયો. મોહનને જોતાંજ ગોવાલણ હાંફેલી થઈ ગઈ.

"અહો! મહેમાન તમે આવ્યા? કેવા હમારા છો! ઉંડા કુવામાં ઉતારી શીદ દોર તોડવા આવશો હો!—"

"મારી મીઠી ગોવાલણ! આપણા સમાજના કઠોર નિયમે મને લાચાર બનાવ્યો—" તે ગોવાલણની ખાટપર જઈ બેઠો.

"તમે જરા મારા સામુ જુઓને! હું તમારૂં મ્હો ધરાઈને જોઈ લઉં—તમે મને ભુલી ગયા-પણ હું નથી ભુલી. અમે સ્ત્રીઓ ચાહી જાણીએ છીએ—ભુલી જાણતી નથી. તમે પુરૂષો પ્રેમને બે ઘડીની રમત ગણી અમારા હૃદયને ચીરી નાખો છો. પણ તે છતાં સ્ત્રીઓ ભોળી તે ભોળીજ રહી..........પ્રભુ તમને સુખી રાખે......"

તેની સ્થિતિ ગંભીર થઈ. રસિક અને મોહને તેની ખડા પગે સેવા કરી પણ એ પ્રેમમાં નિરાશ બનેલી બાળાને પ્રભુના ઘરનું નિમંત્રણ આવ્યું હતું.

તે એ રાતે ગુજરી ગઈ.

આખર ક્રિયા કરવામાં આવી. ગામ બહાર નદી કિનારે મહાવીર સ્વામીની દેરી પાસે તેની ચેહ ખડકી. મોહને—ગોવાલણના મોંઘા મ્હેમાને—અગ્નિદાહ દીધો.

# મોજ-મજાહનાં ગ્રાહકોને સુચના.

ઉપરા ઉપરી અનેક કાયમના તથા છુટક ગ્રાહકોની પાછલા અંકોની માગણીને માન આપી અમે 'મોજ-મજાહ' ના પાછલા અંકો ફરીથી તૈયાર કર્યા છે; પરંતુ પોષ્ટમાં ગફલત થતી હોવાથી અંકો નહિ મળવાની દરરોજ સેંકડો ગ્રાહકો તરફથી ફરિયાદ આવે છે માટે અમે અમારા ગ્રાહકોને પાછલા અંકો અમારી ઓફીસમાં ૯ થી ૭ ના ટાઇમમાં આવી લઈ જવાની નમ્ર વિનંતિ કરીએ છીએ. પાછલા છુટક અંકો બીજી વખત છાપવા પડેલા હોવાથી ગ્રાહક નહિ હોય એવા માણસોને બબ્બે આનાની કિમ્મતથી છુટક મળી શકશે.

નમુનાના અંક માટે અઢી આનાની ટીકીટ બીડવી.

નવીન ગ્રાહકોએ વગર વિલંબે નીચેને શિરનામે લવાજમના રૂ. ચાર ભરી પાછલા અંકો અને ભેટ મેળવવાનો લાભ લેવો. બ્હારગામના ગ્રાહકોએ ભેટના પોષ્ટેજના ૦-૪-૦ મળી રૂ. ૪-૪-૦ નો મનીઑર્ડર મોકલી આપવો.

## ખલાસ! ભેટનું પુસ્તક ખલાસ!!

ગુલબદન નામનું જે ભેટનું પુસ્તક અમો ગ્રાહક થનારને આપતા હતા તે પુસ્તક ખલાસ થઈ ગયેલ છે. નવીન ગ્રાહકોને ભેટનું પુસ્તક નહિ મળવાથી નિરાશ થઈને જવું પડ્યું છે, તેને માટે ઘણા ગ્રાહકોની ઇચ્છાને માન આપી જુન આખર સુધીમાં ગ્રાહક થનારને

### આશકની આત્મકથા

નામની નવલકથા ભેટ આપવાનું નક્કી કર્યું છે. આ પુસ્તકની નકલો ઘણીજ થોડી છે. માટે વહેલો તે પહેલો. ખલાસ થયે અમો આપવાને બંધાતા નથી.

મોજ-મજાહ કાર્યાલય
ગીરગામ ચર્ચ સામે ખટાઉ બીલ્ડીંગ મુંબઈ નં. ૪

અમદાવાદના એજંટ:-

નંદલાલ દામોદરદાસ
ન્યુસપેપર એજંટ રતનપોળ નાકા નં. ૨૯—અમદાવાદ.

# મારી મીસીસનું પહેલું ભાષણ.

લખનાર-રા. મસ્ત ફકીર.

(ગતાંકથી ચાલુ.)

## મારૂં વ્યક્તિત્વ ક્યાં ?

ઉપર જેવા મને ચીડ ચઢવાના પ્રસંગો તો હવે વારંવાર બનતા હતા; પણ મેં ન ધારેલું પરિણામ એક એ આવ્યું કે, મારૂં વ્યક્તિત્વ જાણે તદ્દન ભુંસાઇ ગયું. મેં તો ધાર્યું હતું કે મીસીસ જાહેર જીવનમાં પડશે એટલે બંદા પણ પ્રખ્યાત થઇ જશે; પણ તેને બદલે આ તો મીસીસને નામે હું ઓળખાવા લાગ્યો. સભામાં કે રસ્તામાં, ચૌટે કે શેરીએ, ચોપાટી કે પારસી લોકો ચંચળ અને મને જોતાં આંગળી ચીંધી મારી ઓળખાણ આપતા કે, 'પેલાં જાણીતાં વિદુષી મીસીસ ચંચળ અને પેલો તેનો ધણી.' તેમ પાડપાડોશણોમાં ચંચળને મળવા આવનારીઓમાં બધે હું મારા પોતા તરીકે નહિ પણ મારી મીસીસના ધણી તરીકે ઓળખાવા લાગ્યો. તેથી મને ઘણી વખત ગુસ્સો આવતો તથા ઘણી વખત એમ થતું કે, એનું જાહેર જીવન અટકાવી પાડી એને ઘરના રસોડાની ધારણ બનાવું !

એક દિવસે આ વાત મેં કહી જોઇ ત્યાં તો ચંચળે સાફ રોકડું પરખાવી દીધું કે, 'હવે તો દેશસેવા નહિ છોડાય. બહુ થાશે તો જુદી રહીને પણ દેશસેવા કરીશ.'

હવે શું કરવું ?

## કમીટી રૂમમાં.

એક દહાડો બેન્કમાં બપોરે રજા પડતાં ઘેર ગયો તો ત્યાં ખંભાતી તાળું જોયું. પાડોશણને પૂછતાં તેણે હસીને મશ્કરીમાં જવાબ દીધો 'એ તો કમીટીની મીટીંગમાં ગયાં છે.' પાડોશણને વધારે પડપૂછ કરીશ તો ભવાડો થશે એ બીકથી તાળું ઉઘાડી હું જ ઘરમાં પેઠો જે વખતે ત્યાં પડેલા એક કાર્ડ ઉપરથી કયી કમીટીની મીટીંગમાં બાઇસાહેબ ગયાં છે એ ખબર પડી. એકદમ ઉતાવળે વિકટોરિયા કરી જ્યાં એ મીટીંગ મળવાની હતી ત્યાં લાગલો આગના બંબાની માફક ધુસી ગયો. ત્યાં એક મોટા ઓરડાની અંદર કમીટીની મીટીંગ મળી હતી અને બ્હાર ઉભેલા વૉલંટીઅરોએ મને દાદર આગળજ ટોળીમાંથી પકડી અવિવેકથી ખબર આપી કે, 'ખાનગી છે.'

'અરે તારી ખાનગીબાનગીને શું પૂછું ? મારી બૈરી અંદર છે; જવા દે.'

'નહિ જવાય, પ્રમુખનો હુકમ નથી.'

'વૉલંટીઅરો મારી પાછળ ફરી વળ્યા એટલે હું નાઇલાજ થયો. આખરે કાલાવાલા કરી કમીટીરૂમના બારણા આગળ ઉભા રહેવાની મેં પરવાનગી મેળવી. પૂછપરછ કરતાં જણાયું કે, કમીટીમાં સ્ત્રીઓમાં એકલી મારી મીસીસ હતી ત્યારે બીજા બધા પુરૂષો હતા. બધા પુરૂષોની સાથે એ શું કરતી હશે ? ! મને શંકા થવા લાગી અને ઉષ્ણતામાપક યંત્રમાં જેમ પારો ચડે તેમ મારા મિજાજ અને ગુસ્સાનો પારો ધીમે ધીમે ચઢવા માંડ્યો. અંદર કાંઇ ઘુમધુસ થતી હતી અને કોણ બોલતું હતું તે સમજાતું નહોતું. એટલામાં બારણાની ફાટમાંથી મારી નજર અંદર પડતાં ઓહ ! એ શું ?! કોઇ પુરૂષ સુતેલો અને કોચ આગળ ઘુંટણીએ પડી ચંચળ તેને બગલગીરી કરતી હતી. ઓરડામાં બીજા માણસો દેખાતા નહોતા.

મારી આંખે તમર આવ્યાં—અંધારાં આવ્યાં—મ્હોઢામાં મોળ આવી. ઉફ ! મારા પવિત્ર પ્રેમનો આ બદલો ?! મ્હારા ઇશ્કનો આ અંજામ ! મારા દિલની આ દવા ! એ ચોટલામાં છુપાયલી ચુડેલ !

મને ભોળાને ભરમાવ્યો હાય કેમ કરૂં ?
અણસમજુને લટકાવ્યો હાય કેમ કરૂં ?

ખીસ્સામાંથી ચાકુ કાઢ્યું. પેન્સલ છોલવાનું પાંચ આંગળ લાંબુ ચપ્પુ હાથમાં ધરી બોલ્યો કે, 'એ દુષ્ટનું ધડ માથાપરથી—અરે નહિ એ માથું ધડપરથી જુદું કરૂં.

છાતી રહી હવે આમ કંપે ધરા ઇન્તેકામથી,
જાન લુંગા એ ચાકુસે, મૈંય બદકાર ઓરતકી.

એમ કહી જહાંગીરજી સાપના નારસિંહ ડાકુનું આખું ને આખું ભાષણ યાદ કરી ગયો અને ચાકુ લઇ ઓરડામાં ધસી ગયો.

ઓરડામાં દાખલ થતાં ઉશ્કેરાયલો હું પોતે વધુ ગુસ્સે થવાને બદલે ચાટ પડી ગયો. ગુજરાત વિદ્યાપીઠ માટેની ગુજરાતના અગ્રગણ્ય દેશનેતાઓની એ ખાનગી કમીટી મળી હતી અને ચંચળમાં વ્યવહારિક બુદ્ધિ ઉંચા પ્રકારની હોવાથી તેને પણ સલાહ આપવા ખાસ બોલાવવામાં આવી હતી. કમીટીના પ્રમુખ વૃદ્ધ ઉતમચંદભાઇ માથે લોહી ચઢી જવાથી ઓચિંતા બેભાન થઇ ગયા હતા અને બ્હાર બારણાની ફાટમાંથી જે મને બગલગીરી લાગી હતી તે ચંચળની બગલગીરી નહિ પણ ઉત્તમચંદભાઇ બેભાન થતાં ચંચળે શરૂ કરેલું નર્સીંગ હતું. ચંચળેજ તેમને કોચ ઉપર સુવાડયા હતા તથા ઘુંટણીએ પડી તે તેમના ખમીસનાં બટન ખોલતી હતી.

મ્હને ચાકુ સાથે ભડકેલા આખલા જેવો અંદર ધસી ગયેલો જોઇ ત્યાં બેઠેલા સહુ અજબ થઇ ગયા પણ મેં પળમાં બાજી ફેરવી નાંખી અને ચાકુ ચંચળને આપી તેને સમજાવ્યું કે, 'ચંચળ ! લે આ ચાકુ, જરા લોહી કાઢ.'

ત્યાં બેઠેલા બે ચાર જણે મારા એ મતને પુષ્ટિ આપી અને વૃદ્ધ ઉત્તમચંદભાઇની આંગળીને જરા છેકો મારી બ્લીડીંગ કરાવવામાં આવતાં તેઓ સચેત થયા. ફક્ત ચકોર ન્યાલચંદભાઇજ મારી માનસિક અવસ્થા જાણી ગયા હતા. તે દિવસે રાત્રે મને પોતાને ત્યાં બોલાવી કેટલોક ઠપકો આપ્યો અને કહ્યું કે, 'તમારાં પત્ની એકલાં જાહેર જીવનમાં પડેલાં હોવાથી આ બધી પરિસ્થિતિ ઉભી થઇ છે માટે તમે પણ ભેગા ઝુકાવો. તમે પતિપત્ની બન્ને જાહેર જીવનમાં પડેલાં હશો તો એકબીજાની અદેખાઇ કરવાનું કે વહેમ લાવવાનું રહેશે નહિ.

## ઝુડાવ્યું અને નાળીએર.

બસ વધારે શું કહેવું ? બંદાએ પણ જાહેર જીવનના સમુદ્રમાં ઓચિંતો કુદકો માર્યો. આજકાલ એ ક્ષેત્ર ઘણું ઉઘાડું પડી ગયું છે તથા ગમે તે તેમાં જરાક હિમ્મત બતાવતાં ઘુસી શકે છે. મેં પણ ચંચળની સાથે દરેકે દરેક સભામાં બોલવાનું શરૂ કરી દીધું અને અમે ધણીધણીઆણી બીજી બધી વાતો કોરાણે મુકી ભાષણ, ભાષણ અને ભાષણની પાછળ લાગ્યાં હોય એમ બીજાઓને ભાસતું. મેં આશા નહોતી રાખી તેટલા વખતમાં આય સેવક શેઠ કચરાભાઈ પણ પ્રખ્યાત થઇ ગયા. પણ એક બીજી રીતે એ જાહેર જીવનની અસર જુદી રીતે થઇ. એક દિવસે બેંકના મારા ઉપરી રૂસ્તમજી શેઠે મને બોલાવ્યો: "કચરાભાઇ ! આ શું ભવાડા માંડયા છે ?"

'કેમ શું છે મુરબ્બીજી !'

'અરે કપાળ તમારૂં ! આ ગઇ કાલે મારવાડી વિદ્યાલયની મીટીંગમાં આપણી બેન્કના સાહેબોને તમો ગાળો કેમ દેઇ આવ્યા ?'

'નહિ સાહેબ ! સેવકે એક્કે ગાળ નથી દીધી.'

'સેવકે ગાળ ન દીધી પણ એ ગાળોની સભામાં તો તમે હાજરી આપી હતીને ?'

'નહિ, હવેથી એમ નહિ કરૂં સાહેબ.' મ્હેં સ્કુલમાં ભણતા છોકરાની માફક ગળગળે સાદે કહ્યું.

'હવે કરવાપણુંજ ક્યાં રહ્યું છે ? મેં મારાથી બનતું કર્યું પણ મોટા સાહેબ માનતા નથી. લ્યો આ !' એમ કહી તેમણે મ્હને નોકરીમાંથી પાણીચું આપવાની એક મહિનાની નોટિસ મારા હાથમાં મૂકી. ઘેર જઇ બૈરીને મ્હોકાણના સમાચાર આપ્યા કે, 'સેવક તો લટકી ગયા. સાડાત્રણસો રૂપિયાના પગારની નોકરી ગઇ. હવે શું કરશું !'

ચંચળે હિમ્મત આપી કે, 'કાંઇ નહિ દેશસેવામાં આખું જીવન વ્યતીત કરશું અને પુણ્યના પોટલાં સાથે બાંધી સ્વર્ગની સીડી સડસડાટ ચઢી જઇશું.' પણ થોડાક દિવસમાં મારી અને ચંચળની આંખ ઉઘડી ગઇ કે જાહેર જીવનમાં મને અને ચંચળને જે માન મળતું તે અમારા કોઇ વક્તૃત્વ કે ખાસ ગુણને લીધે નહિ પરંતુ બેંકની સાડાત્રણસોની નોકરી અને પોઝીશનને લીધે તેમજ જૂદાં જૂદાં ફંડોમાં મારા તરફથી જે જે રકમો ભરાતી હતી તેને આભારી હતું. હવેજ ખબર પડી કે, બીજા દેશસેવા કરનારા કાળજાં ઠેકાણેજ રાખીને દેશસેવા કરતા હતા. કોઇએ પ્રજાકીય ફંડની મદદથી ભંડાર કાઢ્યો હતો, કોઇને મુસાફરી તથા આજીવિકાનું ખરચ રાષ્ટ્રીય ફંડમાંથી મળતું હતું, કોઇએ પોતાની બધી મીલકત અને નાણાં દીકરા બૈરીના નામ ઉપર ચઢાવી પહેલેથી પાકું કામ કર્યું હતું તો કોઇનું સઘળું ખરચ કોઇ ભક્ત શેઠ કે શેઠાણીઓ ઉપાડી લેતાં હતાં. કોઇ દેશસેવાના ઓઠા હેઠળ બેકાર મટી કમાણી કરવા લાગ્યા હતા. આવી રીતે જ્યાં મૌજ-મજાહનો મામલો ચાલી રહ્યો હતો.

:

ન્યાલચંદભાઇને વિનંતિ કરી. તેમણે મહિને ત્રીસ રૂપિયાના પગારથી અમને યુગલમૂર્તિને નોકરી આપવાનું માથે લીધું તથા સુરત જીલ્લામાં ભાષણ કરવા મોકલ્યાં પણ આગળનાં દેશભક્ત વિદુષી બાનુ અને વિદ્વાન વક્તાને બદલે અમે ભાડુતી માણસો હોઈએ એવી રીતે પ્રજા અમારી તરફ જોતી હતી. આ બધો પ્રતાપ મારી મીસીસના પહેલા ભાષણનો ! હાલ તરત તો હું કોઇ બીજી નોકરી શોધું છું. જેમના ધ્યાનમાં એવી નોકરી હોય તેમણે મૌજ-મજાહના અધિપતિને લખવું. હવે મ્હારો વિચાર જાહેર જીવન, જાહેર પ્રવૃત્તિ, જાહેર તખ્તો, જાહેર વક્તાબાજી, જાહેર કલમબાજી,—બધા જાહેરના નામ પર મસ મોટો પુળો મૂકી કોઇ નોકરી મળે તો વફાદારી અને એકચિત્તથી કરવાનો છે અને ચંચળને પાછી ઘરના ઓરડામાં ગોંધવી છે.

(સમાપ્ત.)

## પાનીના છાંતા બે આપ !

લેખક:—દાધીમાસ્તર દુમસીયા.

૧

જૂની કીતાબોમાં વાંચીયું છે યાર,
કે ગરમીમાં માશુકનો સાચો સિંઘાર;
છે ચંદનના લેપો કે મહેકે હિદાર,
પન આજે લપેરા છે પાવડરના થાર.

૨

ગામડાં તૂટી થાતાં શહેરોમાં વાસ,
જૂના રીવાજોભી થયા ખલાસ;
વીલાતી ફૂલોમાં મલે નહિ વાસ,
મોસમની મોજો જે કહેવતી ખાસ.

૩

ઘોરો પાંજરાપોરમાં પૂરીયાં છે જેમ,
માનસોબી માલાગાં ભરીયાં છે એમ;
આશકને માશુક મોજો લેતા તેમ,
મોજો અગાસીની મેલવવી કેમ ?

૪

હવે તો વરસે જો મીઠો વરસાદ,
આવે પપૈયાના પિયુના સાદ;
તો પાછી દુનયિાભી બને આબાદ,
ને ઓડાં બી લેટે બની શાદ શાદ.

૫

સાંભલજે અરજી અય જગતના બાપ,
સતાવવા માંડીયો છે અતીસય તાપ,
માટે આ દુનિયાનાં દરદોને કાપ,
આપ જલ્દી પાનીના છાંતા બે આપ.

# મુંબાઈનું રાત્રિ—રહસ્ય

(લખનારઃ—રા. ગુપ્તદૂત)

[ગતાંકથી ચાલુ.]

(૬)

ત્રીકમદાસને મદનમોહન સમજી તેની સાથે પ્યારમાં પડેલી એ હુસ્નમયી રમણીનું નામ સીતા હતું. તે એક શ્રીમંત કુટુંબની વેધવા હતી. લક્ષ્મીદાસ શેઠને આખા મુંબઈ શહેરમાં ન ઓળખે એવું માણસ વિરલ હતું. શેર બજાર, રૂ બજાર, ચાંદી તથા સોના બજાર વગેરે જાણીતા ધંધાઓનાં સ્થળે લક્ષ્મીદાસ શેઠની બોલ બાલા હતી. પચાસેક વર્ષની ઉમ્મરે તેઓ જ્યારે વિધુર થયા ત્યારે પોતાને એક પણ સંતાન નહિ હોવાથી તેમણે સીતાના પિતાને પૈસાની સારી રકમ આપી ચૌદ વર્ષની ઉમ્મરના દેહને વેચાતો લીધો હતો. સ્વાભાવિક રીતે ન્હાનપણથીજ સીતા રૂપવતી હતી તથા રૂપની આગ ઉપર લક્ષ્મીદાસ શેઠ પતંગ બની ગયા હતા.

સમાન ઉમ્મર સિવાય મનનું મિલન ભાગ્યેજ થાય છે. સીતા જ્યારે નવયૌવનથી દિવસે દિવસે એક રસિક પુષ્પકળીની માફક ખીલી નીકળતી હતી ત્યારે બીજી તરફથી લક્ષ્મીદાસ શેઠ ફીકાના બાપ થવાનું સામર્થ્ય ગૂમાવી નવી નખરાળી પત્નીના સંકેત ઉપર નાચતા હતા.

નેપીયન સી રોડ ઉપર લક્ષ્મીદાસ શેઠનો એક આલીશાન બંગલો આવેલો હોઇ મુંબઇ શહેરમાં પણ તેમનાં કેટલાક માળાઓ હતા. ધંધાને અંગે શેઠને આખો દિવસ શહેરમાં રખડવું પડતું તથા પેઢી ઉપર પણ હાજરી આપવી પડતી. બીજી તરફથી રસિક સીતા એકાન્તમાં આવનાની અંદર પોતાનું દેવદુર્લભ સૌંદર્ય જોઇ અંતરના ઉંડાણમાંથી નીસાસા નાખતી હતી. તે માનમાં ને મનમાં માબાપને ગાળો દેતી હતી. સર્વ પ્રકારના ભોગવિલાસ, ઉગતું યૌવન, આકર્ષક રૂપ સૌંદર્ય, મોજ-મજાહનાં સાધનો વગેરેની વિપુલતાથી સીતા મનમાં ને મનમાં અમુક નાયકને યાદ કરી ઝુરી મરતી હતી.

સીતા • થોડું લખી વાંચી જાણતી હતી. સ્વાર્થી માબાપો તરફથી તેને ધર્મનીતિનું કે વ્યવહારનું જોઇતું જ્ઞાન મળ્યું નહોતું. તેથી કજોડાનું જે પરિણામ આજકાલ ઘણાં સ્થળોએ જોવામાં આવે છે, તેવું પરિણામ સીતા માટે જોવામાં આવે તો એમાં કાંઇ નવાઇ જેવું નહોતું.

ત્રિકમદાસ લક્ષ્મીદાસ શેઠનો ભત્રિજો થતો હતો; પરંતુ કાકા ભત્રિજાને બિલ્કુલ બનતું નહોતું. તેનાં કારણો ઘણાં હતાં સ્વાભાવિક રીતે ત્રિકમદાસના મનમાં કાકાને માટે તિરસ્કાર ભાવ ઉપજ્યો હતો. સીતાનું કાકા સાથે લગ્ન થયા પછી તો તે કદાપિ કાકાને ઘેર ગયો નહોતો. સીતાએ ત્રીકમદાસને અમુક એક બે પ્રસંગોએ જોયો હતો, પરંતુ બન્ને વચ્ચે બિલકુલ વાર્તાલાપ થયો નહોતો

સીતાના મોહને સર્વાંશે વશ થઇ લક્ષ્મીદાસ શેઠે પોતાની સઘળી મિલકત સીતાના નામ પર ચઢાવી દીધી હતી. તેમાં તેમણે ભત્રિજાને ફુટી બદામ આપવાનો ઉલ્લેખ પણ કર્યો નહોતો. મનમાં ને મનમાં સીતા પોતાને સંપૂર્ણ સ્વતંત્રતા ક્યારે મળે અર્થાત્ પોતે વિધવા બની સઘળી સંપત્તિનો ઇચ્છાનુસાર ઉપયોગ કરી શકે એ પ્રસંગની આતુરતાથી રાહ જોતી હતી.

વારે તહેવારે સીતા સમુદ્રસ્નાન કરવા જતી હતી. દેવ-દર્શન કરવા જવાનો તેનો નિત્ય નિયમ હતો. કોઇ કોઇ વખતે તે ગાડીમાં યા મોટરમાં બેસી ફરવા પણ જતી હતી. કેટલીક વખત તે લક્ષ્મીદાસની સાથે નાટક સીનેમા જોવાને પણ જતી હતી. આમ હોવા છતાં બાહ્યદ્રષ્ટિથી તે ઘણી ધાર્મિક અને સદ્‌ગુણી રમણી હોય એવો ભાસ કરાવી શકતી હતી. સ્નાન કર્યા પછી તે દેવપૂજા કરતી હતી. શાલિગ્રામને સ્નાન કરાવતી હતી અને બન્ને માંદડી આંખો મીંચી માળા ફેરવતી હતી. તેના આવા વ્યવહારને લીધે લક્ષ્મીદાસના મનમાં તેના ચારિત્ર્ય માટે સહજ પણ શંકા આવતી નહોતી.

બીજી તરફથી પોતાના એક આશક પાસેથી મૃદુવિષ (Slow poison) મેળવી સીતાએ પતિને પરલોક પહોંચાડવાનો માર્ગ સાફ કર્યો. શેઠને એ સંબંધીની કાંઇ ખબર પડી નહિ. ભોળો ભરથાર માયાવિની પત્નીની પ્રપંચ જાળનો ભોગ થઇ પડયો તથા કાળક્રમે પેલા વિષની અસરથી આલોકની જીવનલીલા પૂરી કરી પરલોકવાસી થયો.

સીતાએ પતિના અવસાન પ્રસંગે બ્હારથી જે હૃદયવિદારક શોક દર્શાવ્યો તેથી તેના પાપી કારસ્થાનનો ભેદ સર્વાંશે ગુપ્તજ રહ્યો. એ વખત અતિશય રડારોળથી તેની બન્ને આંખો સુઝી ગઇ હતી તથા કુટવાથી તેની છાતી લાલ હિંગળોક જેવી બની ગઇ હતી.

પતિના મૃત્યુ પાછળ તેનું કારજ કરવામાં પણ સીતાએ પાણીના માફક પૈસા ખરચી પોતાની ન્યાત જાત, અતિથી, અભ્યાગત અને બ્રાહ્મણોને સંતોષ્યા. સહુ તેની ઉદારતાની એક મુખે વખાણ કરવા લાગ્યાં. કેટલીક ધાર્મિક સંસ્થાઓ ખોલી તેની સાથે મરનારનું નામ જોડી અમર કરવામાં આવ્યું!

એક વર્ષ સુધી સીતા ખુણામાં રહી. આ વખત દરમ્યાન બ્હારનું અને સઘળું કામકાજ તેના સ્વાર્થી પિતા તથા મ્હોટા ભાઇએ સારી સંભાળી લીધું હતું. તેમને સીતા પાસેથી જોઇતા પૈસા મળતા હોવાથી જાણે કે તેના પાળેલા કુતરા બની ગયા હતા. વચ્ચે વચ્ચે એ બન્ને જણમાંના એક દેશમાં જઇ સંચય કરેલી રકમને બરાબર ઠેકાણે કરી આવતો હતો.

સીતાનો ભાઇ વિલાસી અને કામુક હતો. ઇંગ્રેજી શિક્ષણ નહિ મળેલું હોવા છતાં તે ફેશનબાઇનો પુજારી હતો. બ્હેનને ઘણી સંપત્તિની માલીક થયેલી જોઇ તે તેને પોતાને વશ કરવાની ઇચ્છા

રાખતો હતો. એ ઇચ્છાની અંદર તેણે એક એવી પાપી વાસનાનું પોષણ કર્યું હતું જેનો અત્રે અમે ઉલ્લેખ કરી શકતા નથી.

સીતા થોડા સમયમાંજ સઘળી પરીસ્થિતિ સમજી ગઇ તથા તેણે ભાઇ તથા પિતાનું સારી રીતે અપમાન કરી તેમને ઘેર કાઢી મૂકયા હવે સીતાને કોઇ કહેનાર કયનાર રહેલું નહિ હોવા છતાં તે છુપી રીતે ઇચ્છિત આશકની સાથે ભોગવિલાસ ભોગવતી હતી. નાટકની અંદર મદનમોહનની વાકચતુરતા, સુંદરતા વગેરે જોઇ તે મુગ્ધ બની ગઇ હતી તથા કેવી યુક્તિથી તેણે મદનમોહનનો સંગ કર્યો હતો એ વાંચક જાણે છે. અસ્તુ. હવે આપણે મદનમોહનને બદલે આવેલા ત્રિકમદાસ અને સીતા વચ્ચે શું બન્યું તે જોઇએ.

લાઇટ પ્રગટ થતાંજ બન્ને જણાં ઘણાં ચમકી ઉઠયાં. સીતા પોતાના ભંડાફોડ જોઇ ગભરાઇ ગઇ તેનું મ્હોં લેવાઇ ગયું. બીજી તરફથી ત્રિકમદાસને પણ પોતાની ભુલ માટે ઘણો પશ્ચાતાપ થવા લાગ્યો. છતાં તે પુરુષ હતો. ક્ષણ કાળમાંજ ક્રોધના આવેગથી તેનું આખુ શરીર સળગી ઉઠયું. તેનું મુખ લાલચોળ બની ગયું. ઉચ્ચ સ્વરે તે બોલી ઉઠયાઃ—"કુલટા કાળી, તું બહારથી કળિયુગની સતી થવાના ઢોંગ કરતી હતી; પરંતુ આજે હું ત્હારો સઘળો છુપો ભેદ જાણી શકયો છું. તું રમણી નહિ; પરંતુ પાપની સજીવ પ્રતિમા છે."

આ તિરસ્કારયુક્ત વચનો સાંભળવામાં આવતાં સીતાએ થોડી હિમ્મત લાવીને કહ્યુંઃ—"મ્હારો તિરસ્કાર કરતાં પહેલાં તમે તમારા વર્તનનો વિચાર કરી જુઓ. આજે તમે કેવો ભયંકર વિશ્વાસઘાત કર્યો છે તથા મ્હને કેવી છેતરી છે એની કાંઇ કલ્પના છે કે? જો તમે મ્હારું તથા તમારું હિત ઇચ્છતા હો તો હમણાં જ ચુપચુપ અહીંથી ચાલ્યા જાઓ. જે કાંઇ બની ગયું છે તે હવે જાહેર થશે તો આપણી બન્નેની ફજેતી છે."

"તું મ્હને વિના કારણ ભય દર્શાવવાનો પ્રયત્ન શા માટે કરે છે? કુલટા કાળી, ત્હેંજ મ્હારા ભોળા કાકાને ભરમાવી ત્હારો સ્વાર્થ સાધી લીધો છે. આજ કાલ તું મ્હારા કાકાની સંપત્તિનો કેવો ઉપયોગ કરે છે એ હવે મ્હારાથી અજાણ્યું નથી. આજે હું તને ત્હારાં સઘળાં પાપોનો બદલો આપ્યા સિવાય અત્રેથી ચાલ્યા જનાર નથી.—મ્હારા નિશ્ચયથી હું બિલકુલ ડગનાર નથી"

આમ કહી ક્ષણ કાળમાંજ ત્રિકમદાસ પોતાના ખીસ્સામાંથી ભરેલી રિવોલ્વર બહાર કાઢી તથા સીતાના હૃદયનું લક્ષ્ય કરી તેણે ગોળી છોડી. ગોળી બરાબર સીતાના હૃદયમાં આવીને લાગી અને તે ત્વરાથી જમીન ઉપર પટકાઇ પડી. પ્રેમનાટકનું આવી ભયંકર રીતે પર્યવસાન થયું. સીતાનું ખૂન કરી પોતાની હાજરીનો ભેદ કોઇના જાણવામાં ન આવે એવા બંદોબસ્ત કરી ત્રિકમદાસ પ્રભાત-કાળના પ્રકાશનો વસુધરા ઉપર વિસ્તાર થાય તે પહેલાં જ એ બંગલાનો ત્યાગ કરી સાવધાનતાથી બહાર નીકળી પડયો.

(૭)

હવે આપણે રાધા તથા વિનોદચંદ તરફ નજર ફેરવવાની જરૂર છે. વાંચકો, રાધાનો અને વિનોદનો આકસ્મિક પારસ્પર મેળાપ શી રીતે થયો એ ઉદ્દેશથી તેમનો સંક્ષિપ્ત ઇતિહાસ આલેખી ઉભયના પ્રણયને અમે વર્ણવીશું.

રાધાની જન્મદાયિનીનું નામ સદા હતું. સદા ખૂબસુરત હોવાથી અને પોતાની નવયુવાવસ્થામાં કુસંગમાં પડી ગયેલી હોવાથી લગ્ન કરી સંસારમાં નહિ પડતાં તેણે વેશ્યાવૃત્તિ સ્વીકારી હતી. એ વખતે રાધાનો જન્મ થયો નહોતો. ચારેક વર્ષ સુધી વેશ્યાવૃત્તિ ચલાવ્યા પછી રાધાનો જન્મ થયો હતો તથા એ પ્રસંગે રાધાની માતાની ઉમ્મર લગભગ બાવીસેક વર્ષની હતી. રાધાને વારસામાં તેની માતાનું સૌંદર્ય મળ્યું હતું. વળી રાધા એક વેશ્યાની પુત્રી હોવાથી પોતાની નાતજાતમાં તેનો વિવાહ થવો તદ્દન અશક્ય હતો. એ વાત સદા સમજતી હોવાથી તથા પુત્રીને પણ વેશ્યાનો નીચ ધંધો કરવો પડશે એવું તે જાણતી હોવાથી તેણે રાધાને સંગીતવિદ્યાનું જ્ઞાન એક ઉસ્તાદ પાસે અપાવ્યું હતું. બાર વર્ષની ઉમ્મરમાં તો રાધાએ ગાયન-કળામાં સારી પ્રવીણતા મેળવી હતી. તેનો કંઠસ્વર પણ મધુર હતો. આજકાલ જે સુંદરીઓ દેહવિક્રય નહિ કરતાં કેવળ ગાઇ બજાવીને પોતાનું ભરણપોષણ કરે છે તેમને વેશ્યાઓ કરતાં ઉંચા વર્ગની સમજવામાં આવે છે. વળી કેટલીક હોશિયાર તવાયફો તો પોતાના ગીત-નૃત્યકળાના ધંધાથી એક એક રાતમાં પચ્ચીસ ત્રીશથી માંડી બસો પાંચસો રૂપિયા સુધી કમાય છે. પોતાની પુત્રી પણ કોઇની ગુલામીમાં નહિ પડતાં સ્વતંત્રતાથી ગાઇ બજાવીને પોતાનું જીવન નિભાવે તો સારૂં એવી સદાની ઇચ્છા હતી તથા પુત્રીને ગાયનકળામાં હોશિયાર થયેલી જોઇ મનમાં ને મનમાં તે ખુશી થતી હતી.

જેમ જેમ ઉમ્મર વધવા લાગી તેમ તેમ અતિશય વિષયભોગને કારણે સદાનું શરીરસૌંદર્ય નાશ પામવા લાગ્યું. અંતે રાધાની ઉમ્મર જ્યારે પંદર સોળ વર્ષની હતી ત્યારે સદા તેને સાથે લઇ મુંબઇમાં આવી ગિરગામમાં રહેવા લાગી.

મુંબાઇ આવ્યા પછી સદા તેની પુત્રી પાસે તવાયફનો ધંધો કરાવવાનો પ્રયત્ન આદરવા લાગી; પરંતુ રાધાએ એ ધંધા તરફ પોતાની બિલકુલ પ્રીતિ દર્શાવી નહિ. તે વેશ્યાનંદિની હોવા છતાં તેનામાં રમણી-સુલભ લજ્જા હતી. થોડા વખત માટે નવા નવા અનેક પુરૂષોની ઠઠ્ઠા-મશ્કરી વચ્ચે ગાવું નાચવું તેને ગમતું નહોતું. સદા અનેક પ્રકારે તેને સમજાવતી હોવા છતાં તે એ તરફ ધ્યાન આપતી નહોતી. વળી એમ હોવાનું બીજું પણ એક કારણ હતું.

એક ગુજરાતી નાટક કંપનીનો દેવપ્રસાદ નામનો એકટર ગીર-ગામમાં રાધાને ઘેર વારંવાર આવતો હતો. જો કે રાધા હજી સુધી તેની સાથે કોઇ આડા કામમાં જોડાયલી નહિ હોવા છતાં દેવપ્રસાદની આંખ તો તેના ઉપરજ હતી. તે કોઇ પણ રીતે રાધાના સહવાસનું સુખ મેળ-વવા ઇચ્છતો હતો.

રાધા ઉમ્મર લાયક થઇ હતી. તે તેની માતાની સાથે જે કંપ-નીમાં દેવપ્રસાદ નોકરી કરતો હતો તે કંપનીમાં વારંવાર ખુબસુરત નાટક જોવા જતી હતી તથા ધીમે ધીમે રાધાના ઘર સાથે દેવપ્રસાદનો પરિચય વધ્યો હતો.

દેવપ્રસાદ દરેક વાતે પૂરો હતો. કોકેન, મદ્ય, ભાંગ, ગાંજો વગેરે સઘળી કેફી વસ્તુઓનો તે ઉપયોગ કરતો હતો. ઘણી વખત તો તે રાધાને ઘેર ભારી નશો કરી ત્યાં જ બાવચ્ચે તેયાર કરાવી ખાતો હતો.

સહા હલકી કોમની હોવાથી તથા તેણે ઘણો અધમ ધંધો સ્વીકારેલો હોવાથી સુરાપાન કરવાની ટેવ તેને ન્હાની ઉમરથી જ પડી હતી; પરંતુ રાધા હજી સુધી કોઇ પણુ નશાથી મુક્ત હતી આમ છતાં ધીમે ધીમે તેને પણુ સોબતની અસર લાગી. તે પણુ વચ્ચે વચ્ચે એકાદ પેગ લેવા લાગી. વ્યસનને વશ થયા પછી વિકારોને કાબુમાં રાખવાનું કામ તેને માટે મુશ્કેલ બની ગયું છતાં માતાનું જીવન જોઇ વેશ્યાવૃત્તિ ઉપર તેને ઘણો તિરસ્કાર ઉપજ્યો હતો. તે કેવળ એકજ પુરુષની સાથે હમેશાંને માટે જોડાવા ઇચ્છતી હતી. તેની આ ઇચ્છાનો દેવપ્રસાદે બરાબર લાભ લીધો. તેણે રાધાને નાટકની નોકરી કરવા માટે લલચાવવા માંડી અને હમેશાં તેને પોતાની પ્રિયતમા કરી રાખશે એવો વિચાર દર્શાવ્યો કેટલીક આનાકાની પછી સહાએ દેવપ્રસાદના સમજાવવાથી રાધાને નાટકની નોકરી કરવાની અનુમતિ આપી તથા જે કંપનીમાં દેવપ્રસાદ નોકરી કરતો હતો એજ કંપનીમાં રાધા આરંભમાં માસિક સો રૂપિયાના પગારથી નોકરી ઉપર રહી.

દેવપ્રસાદ એ કંપનીમાં ડાયરેકટર હોઇ તેણે ટૂંક સમયમાંજ રાધાને અભિનયકળાનું શીક્ષણુ આપ્યું. પાંચ છ માસમાં જ રાધા તૈયાર થઇ ગઇ અને નવીન નાટકોમાં મુખ્ય નાયિકાની ભૂમિકા ભજવવા લાગી. હવે દેવપ્રસાદ રાધાના ઘરમાં જ રાત્રિ દિવસ રહેતો હતો. તેણે પોતાની ભાડાની જગ્યા કાઢી નાખી હતી. બન્ને જણાં રિહર્સલમાં તથા ખેલમાં સાથે જ જતાં આવતાં હતાં. રાધા જેવી ચતુર ગાયિકા મેળવી આપવા બદલ કંપનીના માલિકે દેવપ્રસાદનો માસિક પગાર દોઢસોથી વધારી બસો કર્યો હતો.

દિવસે દિવસે દેવપ્રસાદ વિશેષ નશાબાજ થતો હતો. તેનો બસો રૂપિયાનો પગાર ફકત પંદર દિવસમાં કોકેન, મદ્ય વગેરે કેફી પદાર્થોના ઉપયોગમાં ઉડી જતો હતો તથા વચ્ચે વચ્ચે પુષ્કળ નશો ચઢતાં તે રાધાનો તથા તેની માતાનો પણુ તિરસ્કાર કરતો હતો.

એક દિવસે રાત્રે પુષ્કળ દારૂ પી દેવપ્રસાદ ઘેર જ પડી રહ્યો. તે દિવસના ખેલમાં તેનો મુખ્ય પાર્ટ હતો રાધા એકલી જ નાટકમાં ગઇ. તેણે દેવપ્રસાદ બીમાર છે એમ કંપનીના માલિકને જણાવ્યું એ રાત્રે દેવપ્રસાદના પાર્ટને ગોઠવવામાં માલિકને જે મુશ્કેલીમાં ઉતરવું પડ્યું તેને પરિણામે બીજેજ દિવસે તેને કંપનીમાંથી ડીસમીસ મળ્યું. એ પ્રસંગે રાધાને પણુ પોતાની સાથે બીજી કંપનીમાં લઇ જવાનો દેવપ્રસાદે કંપનીના માલિકને ભય દર્શાવ્યો; પરંતુ રાધાનું ત્રણુ વર્ષનું એગ્રીમેન્ટ હોવાથી માલિકે તેના ભય તરફ દુર્લક્ષ કર્યું. ઉલટું તેણે રાધાને કાબુમાં રાખવાના ઇરાદાથી તેના પગારમાં પચાસ રૂપિયાનો વધારો કર્યો અને દરેક નવા ખેલની એક બેનીફીટ નાઇટ આપવાનું જણાવ્યું.

દેવપ્રસાદના વર્તનથી રાધાને પણુ તેના ઉપર કંટાળો આવ્યો હતો. એવામાં પોતાના દુષ્કર્મોથી તે ગરમીના ચેપી રોગનો ભોગ થઇ પડ્યો. આવી હાલતમાં પણુ તેનો દુરાગ્રહી સ્વભાવ નહિ બદલાવાથી રાધા તથા તેની માતાએ દેવપ્રસાદને પોતાના ઘરમાંથી કાઢી મૂક્યો. છેવટે દેવપ્રસાદને ધર્માદા દવાખાનાનો આશ્રય લેવો પડ્યો.

સહાએ જે જગ્યા ભાડે રાખી હતી તે બે ભાગમાં વિભક્ત થતી હતી. વચ્ચે એક દ્વાર આવેલું હોઇ તેનાથી એ બન્ને ભાગ જોડાતા હતા. એ દ્વાર બંધ રહેતું હોઇ રાધા અને તેની માતા એકેક ભાગની અંદર જાણે બન્ને જુદાં રહેતાં હોય એવી રીતે રહેતાં હતાં ફકત જમતી વખતે તસે જણાં એકઠાં થતાં હતાં.

રાધાએ પોતાના સ્થાનને પલંગ, ફર્નિચર ચિત્રો વગેરેથી સુસજ્જિત બનાવ્યું હતું તથા એક બે વાજીંત્રો પણુ તેણે રાખ્યાં હતાં. હવે તે પોતાની આવકમાંથી થોડો બચાવ પણુ કરી શકતી હતી અને નિશ્ચિતતાથી જીવન પસાર કરતી હતી.

એક વર્ષ જેટલો કાળ આવી રીતે પસાર થઇ ગયો. એવામાં જે કંપનીમાં રાધા નોકરી કરતી હતી એ કંપની પ્રતિકૂળ સંજોગોને લીધે લિકવીડેશનમાં ગઇ તથા લેણદારોનું દેવું પતાવી ન શકાવાથી થોડા સમયે કંપની બંધ થઇ અને બીજા માણસોની સાથે રાધા પણુ નોકરીમાંથી છુટી થઇ.

આ સમય દરમ્યાન રાધા બીજા બે ત્રણુ પુરુષોના પ્રસંગમાં આવી હતી; પરંતુ હજી સુધી તેણે કોઇને પોતાનું મન કોઇ પણુ પુરુષને સર્વાંશે અર્પણુ કર્યું નહોતું.

રાધા જેવી ખૂબસુરત પંકાયલી નટીને બીજી કોઇ કંપનીમાં નોકરી ન મળે એ બનવાજોગ નહોતું. થોડા દિવસ સુધી વિશ્રાન્તિ લીધા પછી તે સાડીત્રણસો રૂપિયાના માસિક પગારથી જે કંપનીનું અમે વિવેચન કરી ચુકયા છીએ એ કંપનીમાં જોડાઇ.

[ આ રહસ્ય પૂર્ણ લેખનો આગળનો ભાગ વાંચવા માટે અમારો આવતા રવિવારનો અંક વાંચો. ]

(અપૂર્ણ.)

## સ્વીકાર અને અભિપ્રાય.

### મોટરકાર અને વિજળીક બળ.

આ નવીન માસિક ૧૯૨૪ ના મે માસથી શરૂ થયેલું છે તેનો પહેલો અંક અમને મળ્યો છે. ગુજરાતી સાહિત્યમાં આ વિષયને લગતું કેવળ આ એકજ માસિક છે એમ કહી શકાય આ પહેલા અંકનાં ચિત્રો, છપાઇ ટાઇટલ વગેરે વખાણવા લાયક છે. મિ૦ એચ. સી. સંપટ કે જેઓ આ માસિકના માલિક એડીટર છે તેઓ. ઘણા બાહોશ છે તથા તેમના આ નવીન સાહસમાં અમે તેમની સફળતા ઇચ્છીએ છીએ. લેખોની ચુંટણી વખતને અનુસરતી અને પ્રશંસનીય છે. અમેરિકામાં આવા સાહસનો ઘણો પ્રચાર છે. આ વિષયમાં રસ લેતા દરેક બંધુને અમે આ નવીન સાહિત્યને ઉત્તેજન આપવાની ભલામણ કરીએ છીએ. વાર્ષિક લવાજમ રૂ. ૧૦ પોસ્ટેજ સાથે અને છુટક નકલનો રૂ. ૧ ઠે. [illegible] લેમિંગ્ટન રોડ, મુંબઇ ૪.

# પત્થરનું પુતળું

(ડિટેક્ટિવ વાર્તા.)

*This is riddle! Guess it!' Tis still a riddle.*

લખનાર,—રા. વ્રજલાલ જાદવજી ઠક્કર.

(આરંભ.)

વૃદ્ધ ગંગાધર બળવંત કિર્તિકરને ન ઓળખે એવું માણસ મુંબાઈ શહેરમાં કોઇકજ હતુ. તે એક વિખ્યાત ડિટેક્ટિવ હતો. અદ્ભુત ચોરીઓ, લુચ્ચાઇઓ, ખૂનો વગેરેના ઘણા ખરા કેસ તેમના હાથમાં આવતા હતા. ઘટનાક્રમે એક દિવસે સ્હવારે બી. બી. રેલ્વેના ચર્ચગેટ સ્ટેશને તેમની સાથે મ્હારી મુલાકાત થઇ. સામાન્ય વાતચિતમાંજ તેઓ જાણે કે ઘણા કાળથી મ્હારા સંબંધી હોય એવો ભાવ તેમણે દ્રઢ કરી નાખ્યો. તેમનો વિનયી વ્યવહાર જોઈ હું વિમુગ્ધ બની ગયો. એ ડિટેક્ટિવોની એક મુખ્ય વિદ્યા હોય એમજ મ્હને લાગ્યું. જેઓ રાત દિવસ ચોર બદમાશોની પાછળ ફર્યા કરે છે તેમનો મિજાજ ઘણો કડક થઇ જતો હશે એવી પહેલાં મ્હારી જે ધારણા હતી તે દૂર થઇ ગઇ. છુટા પડતી વખતે મ્હને નિમંત્રણ આપી કીર્તિકર વિદાય થઇ ગયા.

નિમંત્રણ સાચવવા માટે સંધ્યાકાળે હું કિર્તિકરના નવી વાડીમાં આવેલા મુકામે ગયો. મ્હને યથોચિત માન આપી તેઓ બીજા માળના એક ઓરડામાં લઇ ગયા. એ ઓરડાના મધ્ય ભાગમાં એક મ્હોટું ટેબલ હતું. ટેબલની આસપાસ પાંચ સાત બેન્ટવુડ ખુરસીઓ હતી. હું એમાંની એક ખુરસી ઉપર બેઠો. થોડા વખત પછી કિર્તિકર પણ એક ખુરસી ઉપર બેઠા. ટેબલની ઉપર વિજ્ઞાન અને રસાયન સંબંધીનાં ઘણાં પુસ્તકો પડેલાં હતાં.

અમે જે ઓરડામાં બેઠા હતા એ અદ્ભુત રીતે સજ્જિત કરવામાં આવ્યો હતો. ઓરડાની દિવાલ ઉપર અનેક પ્રકારના પોષાક ઝુલી રહ્યા હતા. સમાજના સર્વોચ્ચ વર્ગના માણસના પોષાકથી માંડીને નીચામાં નીચા વર્ગના માણસ સુધીના સર્વ પ્રકારના પોષાક, દાઢી મુછો તથા વેશ બદલવાનાં ઉપયોગી સાધનો તૈયાર હતાં. હજામની કોથળી સુદ્ધાં એ સાધનોમાં દેખાતી હતી. દિવાલ ઉપર જૂદી જૂદી જાતનાં હથિયાર તથા આઠ દશ હાથકડીઓ હતી. બીજી બાજુએ પાંચ આલમારીઓ વિવિધ વસ્તુઓથી સજ્જિત હોઇ તેમાં એ ચાર અડધી બળેલી ચીરૂટ, લાંબી છરી, ભાંગેલી લાકડી, લોહીના ડાઘવાળો રૂમાલ, બાળકને રમવાનું પત્થરનું પુતળું, ફાટી ગયેલો જોડો, વગેરે અનેક વસ્તુઓ નજરે પડતી હતી. જો બીજું કોઇ માણસ હોત તો આ કચરા જેવી વસ્તુઓને જરૂર ફેંકી દેત; પરંતુ કિર્તિકરે એ સઘળી વસ્તુઓને આલમારીની અંદર વ્યવસ્થાથી ગોઠવી રાખી હતી. વળી દરેક વસ્તુ ઉપર નંબર લખેલી કાગળની એક પટ્ટી ચોટાડેલી હતી. કીર્તિકર સાથે વાત કરતાં કરતાં અજાયબીથી હું એ વસ્તુઓ તરફ નજર ફેંકતો હતો. એવું જોઈ કીર્તિકરે કહ્યું:—"મ્હારા ઘરની સાજસજ્જા જોઇ તમને આશ્ચર્ય લાગતું હોય એમ જણાય છે."

મ્હે કહ્યું, "આપનું કહેવું ખરૂં છે. આવી ગોઠવણ મ્હેં આજે પહેલવહેલી જોઇ છે. આવી કિમતી આલમારીઓમાં આપ આવી નજીવી—"

મ્હારૂં વાકય પૂર્ણ થતાં પૂર્વેજ કીર્તિકરે કહ્યું, "આલમારીની અંદર જે વસ્તુઓ જોવામાં આવે છે તે કિમતી આલમારી કરતાં મ્હારી નજરે વિશેષ કિમતી છે. એ સકળ વસ્તુઓમાંની કોઇ કોઇ વસ્તુમાં મ્હારા જીવનના બબ્બે દિવસથી માંડી બબ્બે માસ પસાર થઇ ગયા છે. આજ સુધીમાં મ્હારા હાથમાં જેટલા કેસ આવી ગયા છે તથા એ કેસોમાં જે મુદ્દા પકડીને કેસનું નિરાકરણ કર્યું છે એ સઘળા મુદ્દા આ આલમારીમાં વ્યવસ્થાથી ગોઠવી રાખ્યા છે. એ સઘળી વસ્તુઓ સાથે મ્હારા જીવનનો કેવો ગાઢ સંબંધ છે એ હવે સમજી શકયા હશો. એની અંદર કેટલીક એવી વસ્તુઓ છે કે જેને લીધે અનેક વખતે મ્હારૂં જીવન સંકટમાં સપડાયું હતું. હમણાં જો હું તમને એ હકીકત કહું તો કલ્પિત વાર્તા કે સ્વપ્ન જેવી જણાય. અનેક વખતે મૃત્યુના મુખમાંથી આ ક્ષુદ્ર જીવન બચાવવા માટે ઘણું દુઃખ વેઠવું પડયું છે. આ પાંચ આલમારીઓમાં દરેકને પાંચ ખાનાં છે. એમાંની એક એક ખાનામાંની વસ્તુઓ ઉપર હું તમને સેંકડો અજાયબી પમાડનારી ભેદભરેલી ખરી વાતો કહી શકું તેમ છું. એ સઘળી ખરી વાતો હવે કેવળ આપને જ નહિ પરંતુ મ્હને સુદ્ધાં અદ્ભુત લાગે તેમ છે. એ વાતો એકઠી કરી એક સાથે છપાવવાથી એક હૃદયગ્રાહી સુંદર 'અરેબિયન્ નાઇટસ' જેવું, ડિટેક્ટિવ વાર્તાઓનું પુસ્તક થઈ શકે તેમ છે." આમ કહી કીર્તિકરે મ્હોટેથી હાસ્ય કર્યું.

મ્હેં પણ હસતાં હસતાં કહ્યું:—"આપ જો મદદ કરો તો 'અરેબિયન્ નાઇટસ' જેવડું ડિટેક્ટિવ વાર્તાઓનું એક બૃહત્ પુસ્તક હું ગુર્જર વાર્તાવિલાસી સજ્જનોને સમર્પણ કરૂં. એમ કરવાની મ્હારી પ્રબળ ઇચ્છા છે. આપ મ્હને જોઇતી મદદ કરવા તૈયાર છો કે કેમ એ કહો?"

કીર્તિકરે કહ્યું:—"હું તૈયાર છું. ફુરસદે હું આપને ખબર આપીશ. પછી આપ કૃપા કરી અત્રે આવશો. એટલે હું એક પછી એક વાત કહી સંભળાવીશ."

મ્હેં કહ્યું:—"ઉપકાર માનું છું. એક વાત આજેજ સાંભળવાનું કૌતૂહલ મ્હને થયું છે. ખાસ કરીને પેલા પત્થરના ન્હાના પુતળાની વાત પ્રથમ સાંભળવાની મ્હારી ઇચ્છા છે. આવું અદ્ભુત પત્થરનું પુતળું આજે હું પહેલ વહેલું જોઉં છું."

કીર્તિકરે કહ્યું:—"આપનું કહેવું ખરૂં છે. એ પુતળું અહીંનું નથી. એ સિલોનનું શિલ્પકાર્ય છે. એનો નંબર કેટલો છે?"

મ્હેં કહ્યું:—"એકસો ઓગણીશ નંબર ચોટાડવાનું કારણ શું છે?"

કીર્તિકરઃ—કારણ વિના કોઇ કાર્ય થતું નથી. આ બધી વસ્તુઓ, મ્હેં કેવળ સ્મૃતિચિહ્નરૂપે સંગ્રહિત કરી રાખી નથી. વળી બીજી રીતે જોવા જતાં આ પાંચ આલમારીઓ મ્હારી ડિટેક્શન ડાયરી સ્વરૂપ છે."

આમ કહી તેમણે ટેબલનું એક ખાનું ઉઘાડી એમાંથી એક મ્હોટી બાંધેલી ચોપડી બ્હાર કાઢી કેટલાંક પૃષ્ઠ ઉથલાવી ૧૧૯ નંબરના કેસની કેટલાંક પૃષ્ઠોમાં લખેલી હકીકત શોધી કાઢી.

મ્હેં પૂછયું-" એ કેસ ચોરીનો છે કે ખૂનનો?"

તેમણે કહ્યું-"ખૂનનો કેસ છે-એક સુંદરીના ભેદભરેલા ખૂનનું વર્ણન છે.

કીર્તિકરે કહ્યું-' ખરી વાત એ છે કે, આ કેસમાં ડિટેક્ટિવની બુદ્ધિનો વિશેષ પરિચય આપને મળી શકશે નહિ. છતાં એ બનાવમાં એક એવા સુંદર રહસ્યનો સમાવેશ થયેલો છે કે, વાર્તા પૂર્ણ સાંભળવા માટે આપનો પ્રબળ આગ્રહ રહેશે. દૈવની સહાયથી જ એ કેસનું હું ઘણી સહેલાઇથી નિરાકરણ કરી શકયો હતો, જો તેમ ન હોત તો મ્હારો પ્રયત્ન ફોકટ જાત. થોડો વિચાર કરી જોતાં સાફ સમજી શકાશે કે, ડિટેક્ટિવો તેમની અક્કલ અને કીર્તિનો જે ખરો હક્ક ધરાવે છે તેના કરતાં વિશેષ હક્ક તેઓ દૈવની મદદથી મેળવી શકે છે. હું નવલકથાકારોના અદ્ભુત સ્વભાવના સર્વજ્ઞ સર્વશક્તિમાન્ ડિટેક્ટિવોની વાત કરતો નથી. જે કાંઇ કહું છું તે મ્હારા જેવા લોહી માંસના શરીરવાળા, પગલે પગલે ભૂલ કરે એવા માનવ ડિટેક્ટિવની વાતજ કહું છું. નવલકથાકારોના કલ્પિત ડિટેક્ટિવો અસંભવને સંભવ બનાવી દે છે. તેમના હાથે જાણે કે એક પણ ભૂલ થતી નથી. વળી એક સાથે સઘળી હરકતો વટાવી બુદ્ધિની પ્રખરતાથી એક જ આઘાતે જે સઘળું રહસ્ય ખુલ્લું કરી શકે છે તેમને ડિટેક્ટિવ વર્ગમાં હું ઉચ્ચ આસન આપી શકતો નથી. મ્હારી માન્યતા પ્રમાણે બુદ્ધિ અને ઉમ્મર-એ બન્ને વિષયમાં તેઓ છોકરવાદ છે. બીજી તરફથી જોતાં બદમાશોના બુદ્ધિચાતુર્યથી જેમની આંખોમાં અનેક વખત ધૂળ પડી છે તેઓજ ખરા ડિટેક્ટિવ છે. દૈવબળ કેટલું પ્રબળ છે એનો તેમને અનુભવ મળેલો હોય છે. મ્હારા મત પ્રમાણે સેંકડે નવ્વાણું કેસનું દૈવની અનુકૂળતાથી જ નિરાકરણ થઇ શકે છે. એવા સ્થળે ઘણા ચાલાક ડિટેક્ટિવની ચતુરાઇ અને બુદ્ધિ કદાચ પરાજિત થાય છે. મ્હારી આ વાતની સત્યતાનો આજની વાર્તામાં આપને અનુભવ થશે. ડાયરીમાંથી એ વાંચી સંભળાવવાની જરૂર નથી. એ બનાવ એવો સુંદર છે કે, આરંભથી અંત સૂધી મ્હને બરાબર યાદ છે. હું મ્હોડેથી જ કહું છું."

(૧)

બાંદરાની નજીક સમુદ્રતટ પાસે આવેલા એક સુંદર બંગલામાં માણેકજી બમનજી નામનો એક પારસી યુવક પરિવાર સાથે રહેતો હતો. તેના મનોહર ઘરમાં તેની ધણીયાણી શીરીન બેહસ્તની હુરી જેવી ખૂબસુરત હતી. બંગલાથી થોડે અંતરે ચારે તરફ નાળિયેરી અને તાડનાં ઉંચાં વૃક્ષ આવેલાં હતાં. બંગલાની પશ્ચિમે સમુદ્ર આવેલો હોઇ પ્રત્યેક ક્ષણે તેના પ્રચંડ તરંગોનો અવાજ સંભળાતો હતો. પ્રકૃતિના મનોહર રમ્ય સ્થાનમાં એ બંગલો અધિક મનોહર લાગતો હતો. એ બંગલામાં ત્રણ વર્ષ પહેલાં શીરીનના પિતા જમશેદજી રહેતા હતા.

બન્ને-પતિપત્ની સંધ્યાના વખતે બંગલાના વિશાળ ઓટલા ઉપર બેસી દિશાના અંતમાં સમાઇ ગયેલા અરબી સમુદ્રના વિચિત્ર તરંગોનું દર્શન કરતાં હતાં. પછી સૂર્ય પશ્ચિમાકાશમાં નમી પડી રમી રહેવા આવેલા થાકેલા બાળકની માફક દિગંતની અંદર ઢળી પડતો હતો તથા સુવર્ણલાવણ્યથી નિખિલ વિશ્વપ્રકૃતિનું એ અપૂર્વ દૃશ્ય જોઇ પતિપત્ની મુગ્ધ બની જતાં હતાં. સંધ્યાના અંધકારનો ધીમે ધીમે વસુંધરા ઉપર વિસ્તાર થતાં સૂધી તેઓ એકાગ્રદૃષ્ટિથી સમુદ્રના અંત તરફ જોઇ રહેતાં હતાં. ઓટલા નજીક થઇને જતાં રસ્તા ઉપરથી આવતાં જતાં માણસો એ દંપતિનું યુગ્મમિલન જોઇ નેત્રો સાર્થક કરતાં હતાં.

આવા સુખી સંસારમાં એક દિવસે અગ્નિ સળગી ઉઠયો. એ અગ્નિ કયાંથી સળગ્યો હતો એ તપાસવાનું કામ મ્હારા ઉપર આવી પડ્યું હતું.

એક દિવસે સ્હવારે મ્હેં ઘણા આશ્ચર્ય સહિત શીરીનબાઇનું ખૂન થયાની વાત સાંભળી. ખબર મળતાંની સાથે જ વિના વિલંબે હું બાંદરે જઇ માણેકજીને બંગલે ઉપસ્થિત થયો. એ વખતે દશ વાગ્યા હતા.

શયનગૃહમાં શીરીનબાઇનું ખૂન થયું હતું. શયનગૃહની લોહીથી ભીંજાયલી જમીન ઉપર તેનો મૃતદેહ પડી રહેલો મ્હેં જોયો. ખંજરના આઘાતથી તેનું વક્ષઃસ્થળ વીંધાઇ ગયું હતું તથા ઘા ઉપર લોહી જામી ગયું હતું. છુરો મ્હેરો ચોટલો પણ જાણે કે લોહીમાં ડુબી ગયો હતો. સુંદરતાની સજીવ પ્રતિમા શીરીનનું વિમળ સૌંદર્ય ભયંકર લોહીમાં એવું બની ગયુ હતું કે એ તરફ બીજી વખત જોવાની ઇચ્છા જ ન થાય. હું ત્યાં પહોંચ્યો ત્યાર પછી થોડા વખતમાં લાસને ત્યાંથી યથાસ્થળે મોકલી દેવામાં આવી.

ઓરડાનો દેખાવ જોતાં ખૂનીએ શીરીનનું સહેલાઇથી ખૂન કર્યું નહોતું એમ સાફ સમજી શકાતું હતું. એ માટે ખૂનીને ઘણી મહેનત કરવી પડી હતી. શિકાર તથા શિકારી વચ્ચે ન્હાનું યુદ્ધ થયું હતું. જો તેમ ન થયું હોય તો એ ઓરડાની વસ્તુઓ આડીઅવળી કેવી રીતે થઇ જાય? બિછાનાની ચાદરનો અડધો ભાગ પલંગ નીચે લટકતો હતો, એક સોફા અને બે ત્રણ ખુરસીઓ ઉંધી પડી હતી. ટિપાઇ ઉપરની બે ત્રણ છબીઓ ભાંગી જઇને નીચે પડી હતી. એ સઘળી વસ્તુઓમાંની એક વસ્તુએ ગમે તે કારણથી મ્હારું ધ્યાન ખેંચ્યું. એ પથરનું એક ન્હાનું પુતળું હતું. એ પુતળું મૃતદેહની પાસે જ પડ્યું હતું. મ્હેં તે સંભાળથી ઉંચકી લઇ ખીસ્સામાં મૂક્યું.

જે દેખાવ નજરે પડયો તે ઉપરથી એમ સ્પષ્ટ સમજાતું હતું કે, ખૂનીના હુમલામાં બચી જવાનો શીરીને ઘણો પ્રયત્ન કરેલો હોવા છતાં તે આત્મરક્ષણ કરી શકી નહોતી. સર્વથા અસહાય સ્થિતિમાં તેને અકાળે પોતાની જીવનલીલા પૂરી કરવી પડી હતી.

(૨)

પ્રથમ તો ખૂન થવાનું કોઇ કારણ હું શોધી શક્યો નહિ. પોતાની સરળતા, સુંદરતા અને મધુર વચનોથી શીરીને સૌનાં સઘળાં ઓળખીતાંઓનો સ્નેહ મેળવ્યો હતો સઘળાં માણસો એને ચ્હાતાં હતાં. એક પણ મનુષ્ય તેનું દુશ્મન નહોતું. આવા સ્થળે ખૂન જેવો ભયંકર બનાવ બને એ સ્વપ્નથી પણ બ્હારનો વિષય હતો પછી ધ્યાનથી તપાસ કરી જોતાં જણાયું કે, ઓરડાની દક્ષિણ દિશાએ જે એક કબાટ હતું તેનાં બે ત્રણ ખાનાંઓની કળ તોડી નાખેલી હતી એમાંની વસ્તુઓ પણ અવ્યવસ્થિત થઇ ગઇ હતી. તરતજ મ્હેં માણેકજીને એ ખબર આપી. તેણે જોઇ તપાસીને કહ્યું કે તેની બે હજાર રૂપિયાની રકમ અંદરથી ગૂમ થયાનું સાંભળી ખૂનનું કારણ ચોરી હોવું જોઇએ એમ મ્હેં વિચાર્યું. ચોરે ચોરી કરવા શયનગૃહમાં પ્રવેશ કર્યો હશે તથા શીરીને તેના કામમાં હરકત કરી હશે તેથી ચોર તેનું ખૂન કરી પોતાનું કાર્ય આટોપી નાશી ગયો હશે એમ મ્હેં ધાર્યું.

વળી વિચાર કરી જોતાં એમ માલુમ પડ્યું કે, ચોર ઘરથી માહિતગાર હોવો જોઇએ. માણેકજીના ઘરસંસારની સઘળી ખબર તેને હોવી જોઇએ. માણેકજીને અમુક કારણથી તે દિવસે શહેરમાં જવાનું હોઇ રાત્રે તે પાછા આવનાર નથી, એ દાસદાસી કોઇને ત્યાં વિવાહમાં જનાર હોઇ તેઓ મોડી રાતે પાછાં આવનાર છે એ સઘળી બાતમી પ્રથમથી મેળવી ચોર યથાસમયે બંગલામાં પ્રવેશ કરી દૈવયોગે ચોરને બદલે ખૂની બની રૂપિયા લઇ પલાયન કરી ગયો હતો. મોડી રાત્રે પ્રભાતકાળ થવાના અરસામાં પેલાં બન્ને દાસદાસી બંગલે પાછાં આવ્યાં હતાં ખૂનની વાત પ્રથમ તેમના જાણવામાં આવતાં તેમણે કોલાહલ કરી મૂક્યો હતો પ્રભાતકાળે માણેકજીએ ઘેર આવી પોતાના બંગલામાં ઘણાં માણસોની ગીર્દી થયેલી જોઈ હતી પોલિસે આવી બંગલા ઉપર બંદોબસ્ત રાખ્યો હતો. પેલો નોકર અને દાસી ઉચ્ચ સ્વરે રડતાં હતાં. માણેકજીની પ્રિયતમા પત્ની શીરીનનું ખૂન થયાની વાત સર્વત્ર ફેલાઇ હતી.

પ્રથમ તો પેલા નોકર અને દાસીને ખૂન સંબંધી મ્હેં યથાક્રમે ઘણા પ્રશ્ન પૂછ્યા; પરંતુ તેનું કંઇ ખાસ પરિણામ આવ્યું નહિ. ખૂની આસામીને પકડવાનો માર્ગ સરળ થઇ શકે એવી કાંઇ હકીકત તેમને મુખે સાંભળવામાં આવી નહિ.

નોકરે કહ્યું કે, કાલે સંધ્યાકાળ પૂર્વે તે બંગલાનો ત્યાગ કરી ગયો હતો. પ્રભાતકાળ થતાં પહેલાં તે પાછો ફર્યો હતો. તેની સાથે દાસી પણ પાછી આવી હતી. પહેલાં તો તે એવા સમયે બંગલાનું પાછળનું દ્વાર ખુલ્લું જોઇ આશ્ચર્ય પામ્યો હતો. પછી દાસીને સાથે લઇ દ્વાર ખુલ્લું હોવાનું કારણ પૂછવા તે શીરીનના ઓરડા તરફ ગયો હતો. બંગલાને ઉપરને મજલે આવેલા શીરીનના શયનગૃહનું દ્વાર પણ ખુલ્લું હતું. એ ખુલ્લા દ્વાર પાસે તેની શેઠાણીનો લોહીથી તરબોળ થઇ ગયેલો દેહ પડ્યો હતો. તરતજ એ વિષયની તેણે સ્થાનિક પોલિસને ખબર આપી હતી. તેનાં શેઠ શેઠાણીનો એકબીજા ઉપર ઘણો પ્રેમ હતો. તેમનું બીજું કોઇ દુશ્મન નહોતું.

જે હકીકત નોકરે કહી તેજ દાસીએ કહી. તેની પાસેથી બીજી કાંઇ નવીન હકીકત જાણવામાં આવી નહિ.

એ વખતે માણેકજી અમસ્તજીની મ્હેં એવી ગભરાટવાળી સ્થિતિ જોઇ કે હું તેને કોઇ વાત પૂછવાનું સાહસ કરી શક્યો નહિ. એવી સ્થિતિમાં તે મ્હારા પ્રશ્નોના યથાર્થ ઉત્તરો આપે એવી આશાને હું અંતરમાં સ્થાન આપી શક્યો નહિ. આમ છતાં કેટલીક હકીકત તેને પૂછ્યા સિવાય તપાસનું કામ આગળ ચાલી શકે તેમ નહોતું. નોકરને મોકલી મ્હેં તેને મ્હારો અભિપ્રાય જણાવ્યો. એ વખતે હું તેના શયનગૃહમાં જ અર્થાત્ શીરીનનો મૃતદેહ હતો ત્યાં જ બેઠેલો હતો. માણેકજી આવ્યો એટલે તેના શોકમાં અનેક પ્રકારે સહાનુભૂતિ દર્શાવી હું તેનું સાંત્વન કરવા લાગ્યો. પછી તે કાંઇક અંશે સ્વસ્થ થયો એટલે મ્હેં અત્યંત નમ્રભાવથી પૂછ્યું:—"આ ભયંકર બનાવ સંબંધી આપ મ્હને કાંઈ કહી શકો તેમ છો કે? બનેલા બનાવ સંબંધી આપની શી ધારણા છે?"

માણેકજીએ કહ્યું, "મહાશય! આ ઓરડામાં એક ક્ષણ કાળ માટે પણ હાજર રહી શકું તેમ નથી. આપ બીજા ઓરડામાં ચાલો." આમ કહી એ ઓરડાની બહાર નીકળી પડ્યો.

(અપૂર્ણ.)

---

પિતા—(પુત્રને) એતી તડીની કૉલેજમાં તું શિક્ષણ લઇ પાસ થઇ આવ્યો તેથી મને આજે બહુ આનંદ થાય છે. તારા શિક્ષણનો તું કેવો ઉપયોગ કરે છે, તેની કાગને ડોળે રાહ જોયા કરું છું. જો આપણું મોટામાં મોટું ખેતર છે તે તારા હાથમાં મૂકું છું માટે તેનો તું કેવી રીતે ઉપયોગ કરવા માગે છે?

પુત્ર—પિતાજી, ખેતરને સાફ કરાવી તેમાં એક સારામાં સારી ક્રીકેટ ગ્રાઉન્ડ તૈયાર કરી શકાશે અને તે ગ્રાઉન્ડ મુંબઈના હિંદુ જીમખાના કરતાં પણ અવ્વલ દરજ્જાની થશે એટલે વિલાયતમાં તેની બોલબાલા થશે.

---

[ પુ. ૧ લું. ]

તા૦ ૧૫ મી જુન ૧૯૨૪

[ અંક ૧૮ મો. ]

જેઠ શુદ ૧૨

પ્રેમ-સંન્યાસ



લીલાવતી.

વાર્ષિક લવાજમ રૂ. ૪-૦-૦

છુટક નકલ મુંબઈમાં ૧ આનો
બહાર ગામ સવા આનો.

આજના લેખોનો ક્રમ.

મુગાભાઈને સ્વાગત .... ... (રા. દિવાનો)
પથ્થરનું પુતળું ... ... (રા. મ. ભા. ઠક્કર)
પ્રેમ-સંન્યાસ ... ... (રા. મસ્તવિહારી)
એક સુંદરીનાં સાહસ કર્મો
(રા. મંજુલાલ ગોપાળરાય દેસાઈ)
મુંબાઈનું રાત્રિ-રહસ્ય ... (રા. ગુપ્તદૂત)

આ પત્ર જાદવજી પીતાંબર ઠક્કરે મુંબાઈ નં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડપર સેંડી નોર્ટ. કોટ હિન્દુ ઓર્ફનેજ કે. એન. સેઠ્ઠર પ્રેસમાં છાપ્યું છે અને તંત્રી જયશંકર ખેડીદાસ દિવેદીએ મુંબાઈ નં. ૪ ગીરગામ ખટાવ બીલ્ડીંગમાંથી પ્રસિદ્ધ કર્યું છે.

# મોજ-મજાહ

રવિવાર તારીખ ૧૫મી જુન સને ૧૯૨૪.

## મુળાભાજીને સ્વાગત

(લખનાર:-રા. દિવાનો)

ભલે આવી પધારી 'વેલકમ' ખુબ આમદી તૂને,
નવા છંદો નવાં કાવ્યોની મા વીસમી સદી તૂને;
કબૂલી ત્હારા મંત્રો ત્હારા કલમાને થયું રાજી,
તને સ્વાગત તને સ્વાગત કવિશ્વર ઓ મુળાભાજી.

ભલે છંદો તૂટે જ્યમ હિંદીઓનાં હાડકાં તૂટે,
નથી અક્ષર તે છોને અક્ષરોના કંઠને ઘૂંટે;
હમારે તો સદાયે બોલવું છે "હાજી, હા; હાજી;"
તને સ્વાગત તને સ્વાગત કવિશ્વર ઓ મુળાભાજી.

બીજા માને ન માને તો હમોને કંઇ નથી પરવા,
'અહોરૂપ, અહોધ્વનિ'ના ચેલકા બેઠા છું સંઘરવા;
હમે છઇએ હમે છઇએ; બીજા એ કોણ છે પાજી?
તને સ્વાગત તને સ્વાગત કવિશ્વર ઓ મુળાભાજી.

તૂટયાં જ્યાં ગામડાં ત્યાં ગામ સાથે કાવ્ય પણ તૂટયાં,
હવે વાંચન તણા વર્ણનની આગળ વર્ણનો ખુટયાં;
લખી મારૂં છું વાંચ્યું ત્યેમ સાચું જાણે ખોદાયજી,
તને સ્વાગત તને સ્વાગત કવિશ્વર ઓ મુળાભાજી.

રહું છું સાત ફુટની કોટડીમાં શહેરની અંદર,
નિહાળું કયાં જઇને જે લખ્યું છે શાયરે સરવર;
છતાં લખતાં તો સરવર કેદ લખીને હું થતો રાજી,
તને સ્વાગત તને સ્વાગત કવિશ્વર ઓ મુળાભાજી.

સનમ સાકી ને સાગર ઉર્દૂમાં ઈજારે રાખ્યાં છે;
અમે પણ સ્વર્ગ નંદન વન સુધાને બોઝી રાખ્યાં છે,
ચલાવા કાવ્યસૃષ્ટિમાં, સુજનની અસ્તરાબાજી,
તને સ્વાગત તને સ્વાગત કવિશ્વર ઓ મુળાભાજી,

કવિશ્વર કે કવિ ઇલ્કાબ લેવા કયાં જવાનું છે!
લખી કાઢયું જે મનથી માની ગુપચુપ બેસવાનું છે;
વખાણે 'વરને વરની મા' એ કહેવત રાખવી તાજી,
તને સ્વાગત તને સ્વાગત, કવિશ્વર ઓ મુળાભાજી.

કદર ત્હારી ન કરશે કોઈ હું કરનાર બેઠો છું;
દિવાનો હું દિવાનાની પૂઠે મરનાર બેઠો છું;
ચલા દે ડાહ્યાને ડાહ્યા અમે તો સાફ મૂર્ખાજી,
તને સ્વાગત તને સ્વાગત, કવિશ્વર ઓ મુળાભાજી.

## પત્થરનું પુતળું

(ડિટેક્ટિવ વાર્તા.)

લખનાર,—રા. વ્રજલાલ જાદવજી ઠક્કર.

[ ગતાંકથી ચાલુ. ]

### અગાઉનો ટૂંક સાર.

[ વાંદરાની નજીકમાં સમુદ્ર કિનારે રહેતા માણેકજી બમનજી નામના ગૃહસ્થની શીરીનબાઇ નામની સ્ત્રીનું ખૂન થયું હતું. મશહૂર ડિટેક્ટીવ મી॰ કીર્તિકરે તે સબંધમાં ઘટતી તપાસ ચલાવ્યા બાદ શીરીનબાઇના ભરથાર માણેકજીની જબાની લેવી શરૂ કરી ત્યાંથી આજની વાર્તા શરૂ થાય છે ]

( ૩ )

અમે બન્ને જણા બીજા એક ઓરડામાં જઇને બેઠા. માણેકજીએ કહ્યું, "હું કાંઇ સમજી શકતો નથી. મ્હને આ સઘળું સ્વપ્ન જેવું જણાય છે." આમ કહી પોતાના બન્ને હાથથી તેણે આંખો દબાવી દીધી.

મ્હેં કહ્યું:—" જો આપ આવી રીતે અધીરા બની જશો તો બધું કામ બગડશે. હમણાં આપનું શું કર્તવ્ય છે એ આપ જાણોજ છો."

માણેકજીએ કહ્યું:—"હા, જાણું છું. ખૂનીને બરાબર સજા કરાવવી એ આપણું કર્તવ્ય છે, પરંતુ મહાશય! આજે જેને હું ગુમાવી બેઠો છું તેને પુનઃ મેળવી શકીશ કે? કાલે મ્હારે એક સ્નેહીને ત્યાં પાનભોજનનું નિમંત્રણ હોવાથી શહેરમાં જવાનું હતું. સંધ્યાકાળ પછી હું ઘેરથી બ્હાર નીકળ્યો હતો. એ રાત્રે શહેરમાંથી હું પાછો આવી શકીશ નહિ એમ મ્હે મ્હારી સ્ત્રીને કહ્યું હતું. અરેરે! અમારી એ છેલ્લી મુલાકાત હતી!" આટલું બોલતાંમાં માણેકજીનો કંઠ રૂંધાઇ ગયો. તદ્દન નિરાશ બની જઇ હાથથી મ્હોં ઢાંકી તે એક બાળકની માફક રડવા લાગ્યો. ક્ષણ કાળ પછી રૂંધાઇ આવેલા કંઠે તેણે કહ્યું:—"જે કાંઇ જોવામાં આવે છે તે ઉપરથી આપ શું ધારો છો?"

મ્હે કહ્યું:—"ચોરીના હેતુથી ખૂન થયું હોય......"

વચ્ચેજ માણેકજીએ ઉત્તેજિત ભાવથી કહ્યું:—"ચોરી! મુખ્ય ઉદ્દેશ ચોરીનો હોવો જોઇએ. એમાં કાંઇ સંદેહ નથી. કાલે કબાટમાં બે હજાર રૂપિયા સિલકે પડયા હતા."

"બધી નોટો હતી કે?"

"હા, સો સો રૂપિયાની વીસ નોટ હતી."

"એ નોટો ચોરાઇ હોય એવી આપની ખાત્રી છે!"

"કબાટની ભાંગેલી સ્થિતિ જોવામાં આવે છે અને તેમાં બે હજાર રૂપિયા નથી એટલે પછી ચોરી સિવાય બીજું શું ધારી શકાય?"

"આપે બે હજાર રૂપિયા કબાટમાં રાખ્યા હતા એ વાત બીજું કોઇ જાણતું હતું કે?"

"મ્હારી સ્ત્રીનેજ એ વાતની ખબર હતી; અને—અને—" આટલું બોલી માણેકજીએ વાક્ય અપૂર્ણ રાખ્યું. અલ્પ કાળમાંજ નેત્રો અને લલાટ સંકુચિત કરી તે બોલી ઉઠયોઃ-"ના ના, એ બનવા જોગ નથી."

"શું બનવા જોગ નથી! આપ કોઇ પણ વાત મ્હારાથી છુપાવશો નહિ. આવા વિષયમાં ઘણું નહિ બનવા જોગ બને છે અને બનવા જોગ નથી બનતું. આપ ખુલાસાથી મ્હને સઘળી હકીકત કહો. વારંવાર મ્હારે આપને આપના કર્તવ્યની યાદ કરાવવી પડશે કે?"

"પછી કહું છું. પ્રથમ આપે શો નિશ્ચય કર્યો છે તે કહો."

મ્હેં કંટાળી જઇને કહ્યુંઃ-"આપ જે કહો છો તે મોજ-મજાહની ડિટેક્ટિવ વાર્તા માટે શોભે તેમ છે. આવા એક ખૂન સંબંધી એકદમ અમુક ચોક્કસ નિશ્ચય કરી શકે એવો કોઇ ડિટેક્ટિવ મ્હારા જાણવામાં નથી. આમ છતાં એટલું સ્પષ્ટ સમજી શકાય છે કે, કાલે રાત્રે આપનાં સહધર્મિણી બંગલામાં એકલાં રહેવાનાં છે તથા કબાટમાં બે હજાર રૂપિયાની સિલ્લક છે એ વાત ખૂની પ્રથમથીજ જાણતો હોવો જોઇએ. બીજા કોઇને એ સંબંધીની કાંઇ વાત આપે કરી નહોતી કે?"

મ્હારા આ પ્રશ્નથી માણેકજી વિશેષ ચિંતાતુર બની ગયો. પછી ઓરડાની ચારે તરફ એક વખત શૂન્ય દૃષ્ટિ ફેરવી તેણે કહ્યુંઃ- "એક નિર્દોષ ગૃહસ્થ માણસને આવા સંકટમાં ફસાવવાનું મ્હને વ્યાજબી લાગતું નથી. એક માણસને અમુક કારણને લીધે એ વાત મ્હેં કહી હતી. તેનું નામ પાલનજી પેસ્તનજી છે."

(૪)

મ્હેં પૂછ્યુંઃ-"આપે શા માટે પાલનજીને એ વાત કહી હતી?"

માણેકજીએ કહ્યુંઃ-"તેનું કારણ હતું. કાલે સંધ્યાકાળે મુંબઇ જવા માટે હું વાંદરા સ્ટેશને જઇ ટ્રેનની રાહ જોતો હતો. એ વખતે એ સ્થળેજ પાલનજી સાથે મ્હારી મુલાકાત થઇ હતી. મ્હને જોઇ તે મ્હને મળવા માટે જતો હતો એમ તેણે કહ્યું. દૈવયોગે સ્ટેશનેજ અમારી મુલાકાત થઇ ગઇ. એ વખતે તે ઘણો શોકાતુર દેખાતો હતો. વ્યાકુળ ભાવથી તેણે મ્હારી પાસે પાંચસો રૂપિયા ઉછીના માગ્યા. એટલી રાત માટે થોભી જવાનું જણાવી મ્હેં તેને કહ્યું, "ઘેર મ્હારા કબાટમાં બે હજાર રૂપિયા સિલકે છે; પ્રભાતકાળે હું તમને અનાયાસે પાંચસો રૂપિયા આપીશ." આમ છતાં તેણે મ્હારું કહેવું સાંભળ્યું નહિ. તે એને એ વખતે રૂપિયા માગવા લાગ્યો. સ્ટેશનેથી મ્હારો બંગલો એક માઇલને અંતરે આવેલો હતો. જો રૂપિયા આપવા એ વખતે હું પાછો બંગલે જાઉં તો મ્હને વિલંબ થાય તેમ હતો. એ વાત મ્હેં તેને કહી એટલે તેણે મ્હારી ચીઠ્ઠી લઇ બંગલે જવાની તેની ઇચ્છા દર્શાવી. એ માટે પણ નિરાશ થવું પડ્યું; મ્હેં કહ્યું, "તમે બંગલે જશો પણ ત્યાં કોઇ નહિ હોવાથી અત્યારે તમને રૂપિયા મળી શકશે નહિ."

મ્હેં માણેકજીને પૂછ્યુંઃ-"તમારાં સહધર્મિણી ઘેર છતાં તમે પાલનજીને એવું શા માટે કહ્યું?"

માણેકજીએ ઉત્તરમાં કહ્યુંઃ—"કાલે હું પાછો ઘેર જવાનો ન હોવાથી મ્હારી સ્ત્રીએ તેની એક સખીને ત્યાં જવાનું મ્હને કહ્યું હતું તેથીજ પાલનજી મ્હારી ચીઠ્ઠી લઇ જાય તો પણ તેને રૂ. મળવાનો સંભવ નહોતો. અરેરે! જો રાત્રે મ્હારી સ્ત્રી સખીને ઘેર ગઇ હોત તો આજે આવી રીતે મ્હારા સર્વસ્વનો નાશ થાત નહિ! કદાચ બે હજાર રૂપિયા ચોરાઇ ગયા હોત તો તેની મ્હને ચિંતા નહોતી."

મ્હેં કહ્યું, "ઉતાવળા ન થાઓ. આ શોક કરવાનો વખત નથી. આપની વાત સાંભળી પાલનજીએ શું કહ્યું?"

માણેકજીએ કહ્યુંઃ—"મ્હારી વાત સાંભળી તે દુઃખ કરવા લાગ્યો. મ્હારા બંધુત્વ ઉપર તે વારવાર દોષારોપ કરવા લાગ્યો. એ રાત્રે જ કોઇ પણ રીતે પાંચસો રૂપિયા મેળવવા પડશે એમ જતી વખતે તે કહી ગયો. આમ છતાં પાંચસો રૂપિયા માટે તે આવું ભયંકર કામ કરે એમ હું બિલકુલ ધારતો નથી એ તદ્દન અશક્ય છે."

મ્હેં કહ્યુંઃ—"એમાં અશક્ય જેવું શું છે? આપે એને કહ્યું હતું કે, ઘરમાં રૂપિયા છે, ઘરમાં કોઇ હાજર નથી તથા તેને પૈસાની તાત્કાલિક ઘણી જરૂર હતી. આવા સ્થળે રૂપિયા મેળવવાનો એ સુયોગ તે વૃથા ન જવા દે એજ સંભવિત છે. થોડો વિચાર કરી જોશો તો આપ સારી રીતે સમજી શકશો કે, તેણે પાછલે દરવાજેથી બંગલામાં પ્રવેશ કર્યો હતો. ત્યાર પછી શયનગૃહ પાસે જતાં તેના પગના અવાજથી આપનાં સહધર્મિણી જાગી ઉઠયાં હશે. પછી બીજો કોઇ માર્ગ નહિ હોવાથી પાલનજી આપનાં સ્ત્રીનું ખૂન કરી બે હજાર રૂપિયા લઇ પલાયન કરી ગયો હોવો જોઇએ."

માણેકજીએ પૂછ્યું—"ત્યારે આપ પાલનજીનેજ ગુન્હેગાર ધારો છો કે?"

મ્હેં કહ્યું—"ના—ના, આટલી બધી ઝડપથી કોઇને ગુન્હેગાર ઠરાવી તેને ફાંસીના માચડા તરફ ખેંચી જવાનો મ્હને અભ્યાસ નથી. આવા સામાન્ય પ્રમાણથી કોઇને અપરાધી ઠરાવવો એ ચાલુ જમાનાના ડિટેક્ટિવોનું કામ છે. વળી બીજી એક વાત ધ્યાનમાં રાખવાની છે. જો પાલનજી જ આપની સ્ત્રીનું ખૂન કરી બે હજાર રૂપિયા લઇ ગયો હશે તો આજે યા દશ દિવસ પછી પણ એ નોટો વટાવવી પડશે. હવે નોટોના નંબરોની જરૂર છે."

માણેકજીએ ઝડપથી ખીસ્સામાંથી ડાયરી બહાર કાઢી કહ્યુંઃ- "સાધારણ નોટોના નંબર હું નોંધી રાખતો નથી. ભારે રકમની નોટોના

નંબરજ નોંધી રાખું છું." આમ કહી ડાયરીના જે પૃષ્ઠમાં તેણે નંબરો લખ્યા હતા તે પૃષ્ઠ કાઢી તેણે મ્હારી સામે ધર્યું.

મ્હારી ડાયરી બ્હાર કાઢી હું એ નંબરો નોંધી લેવા લાગ્યો.

માણેકજીએ કહ્યું:—"આપને પાલનજી ઉપરજ વ્હેમ છે કે ?"

નંબરો લખી રહ્યાં પછી મ્હેં કહ્યું:—"એ સંબંધી હમણાં હું કાંઈ કહી શકતો નથી. ગઈ કાલની રાતની પાલનજીની હિલચાલની સઘળી માહિતી મ્હારે પ્રથમ મેળવવી પડશે."

માણેકજીએ કહ્યું:—"એ સંબંધી હું વિશેષ કાંઈ જાણતો નથી. કાલે રાત્રે આઠ વાગ્યા પછી સ્ટેશન ઉપર તેની સાથે મ્હારી મુલાકાત થઈ હતી. પછી તે ચાલ્યો ગયો હતો. તે કયાં જવાનો છે અને શું કરવાનો છે એ સંબંધી તેણે મ્હને કાંઈ કહ્યું નહોતું."

મ્હેં કહ્યું:—"તમે મ્હને પાલનજીનું ઠેકાણું આપો. તેનો દેખાવ કેવો છે ? ઉમ્મર કેટલી છે ?"

માણેકજીએ કહ્યું:—"ઉમ્મર ત્રીસ વર્ષની છે, ચહેરો ઘણો દેખાવડો છે, આંખો ઉપર હમ્મેશાં ચસમાં રાખે છે માથા ઉપર લાંબા વાળ છે, શરીરે સહજ જાડો છે, વાંદરાના ઉત્તર દિશાને છેડે એ રહે છે."

મ્હેં મ્હારી ડાયરીમાં એ હકીકત લખી લીધી. પછી હું વિદાય લઈ ત્યાંથી ચાલી નીકળ્યો.

ઓરડાની બ્હાર નીકળ્યા પછી મ્હને પેલું પત્થરનું પુતળું યાદ આવ્યું. પુનઃ મ્હેં એ ઓરડામાં પ્રવેશ કરી માણેકજીને કહ્યું:—"બીજી એક વાત પૂછવાની છે. વાતમાં ને વાતમાં હું એ ભુલી ગયો હતો. જુઓ જોઈએ, આ પુતળું આપનું છે કે ?" આમ કહી પેલું પુતળું ખીસ્સામાંથી બ્હાર કાઢી મ્હેં તેને બતાવ્યું.

"ના, આ પુતળું કદાપિ મ્હારા જોવામાં આવ્યું નથી." આમ કહી મ્હારા હાથમાંથી એ પુતળું લઈ માણેકજીએ જમીન ઉપર ફેંકી દીધું. તેણે કહ્યું, "આ શું ! પુતળા ઉપર લોહીના ડાઘ છે !"

મ્હેં પુતળું ઉંચકી લઈને કહ્યું:—"બરાબર છે. આ આપની સ્ત્રીના લોહીનાજ ડાઘ છે. જો આ પુતળું આપનું ન હોય તો ખૂનીનુંજ હોવું જોઈએ. આપની સ્ત્રીના મૃતદેહ પાસેથી મ્હને એ મળી આવ્યું છે. પાપી જ્યારે આપની સ્ત્રીને કટાર મારવા નમ્યો હશે ત્યારે તે જાણી શકે નહિ એવી રીતે તેનાં ખીસ્સામાંથી નીચે પડી ગયું હશે. પુતળા ઉપર લોહીના ડાઘ છે એ વખતે ખૂનીનું, ચિત્ત ઠેકાણે નહિ હોય; નહિ તો ખૂનનું આવું એક પ્રમાણ તે રાખી જાત નહિ. ગમે તેમ હો, મ્હને એમ લાગે છે કે, આ નિર્જીવ પત્થરનું પુતળું યથા સમયે એ, પાપિષ્ઠ ખૂનીને ફાંસીના માચડા ઉપર ચઢાવશે."

માણેકજીએ કહ્યું:—"હું પણ એમજ ઇચ્છું છું; છતાં પાલનજી ખૂની હોવાની ખાત્રી ન થાય ત્યાં સુધી તેને કોઈ પણ રીતે હેરાન નહિ કરવાની હું આપને વિનતિ કરું છું. નિરપરાધી કોઈ ગૃહસ્થ નાહક કલંકિત થાય એવી મ્હારી બિલકુલ ઇચ્છા નથી."

"ના-ના, મ્હારી પણ એવી ઇચ્છા નથી. એક બે સામાન્ય પ્રમાણ ઉપર આધાર રાખી એકદમ કોઈને સંકટમાં ફસાવવું એ વ્યાજબી નથી. આમ કહી હું ઉઠ્યો તથા એ વખત માટે મ્હેં માણેકજી પાસેથી રજા લીધી.

માણેકજી પાસેથી જે કાંઈ હકીકત સાંભળવામાં આવી તેથી પાલનજી ઉપરજ મ્હારો સંદેહ વધી ગયો. કાલે રાત્રે કબાટમાં બે હજાર રૂપિયા રાખ્યા હતા તથા રાત્રે ઘરમાં કોઈ રહેવાનું નથી એ વાત માણેકજીએ કેવળ પાલનજીનેજ કહી હતી. વળી એ રાત્રેજ પાલનજીને રૂપિયાની ઘણી જરૂર હતી. રાત્રેને રાત્રે પોતાને પાંચસો રૂપિયા જોઈએ છીએ એવું તેણે માણેકજીને ભાર દઈને કહ્યું હતું. અભાવથી સ્વભાવ પણ બદલાઈ જાય છે. આવી સ્થિતિમાં બીજો કોઈ માર્ગ નહિ હોવાથી પાલનજીને ચોરી કરવી પડી હતી—એવા વખતે શીરીનબાઈ તેના હેતુમાં અડચણકર્તા થવાથી હતભાગી પાલનજીને એક ન્હાનો ગુન્હો છુપાવવા માટે ખૂન જેવો ભયંકર ગુન્હો કરવો પડ્યો હતો. આવી ધારણા બનેલા બનાવનો વિચાર કરનાર હરેક માણસના મનમાં દૃઢ થવાનો સંભવ હતો. માણેકજીનો પાલનજી ઉપર અગાધ વિશ્વાસ હોવાથીજ તે તેના ઉપર દોષનો આરોપ મૂકતાં સંકોચાતો હતો. પ્રથમ તો મ્હારી પાસે પાલનજી સંબંધીની હકીકત છુપાવવાનો તેણે પ્રયત્ન કર્યો હતો. જો એ હકીકત જાણવાનો મ્હેં આગ્રહ દર્શાવ્યો ન હોત તો તે કદાચ તેને છુપાવી રાખત.

હાલ તરત આ ખૂન સંબંધીની હકીકત વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ ન થાય એ વિષય તરફ મ્હેં લક્ષ્ય આપ્યું. સંપાદકો આવા બનાવોમાં કલ્પનાનો મસાલો ઉમેરી પોતાના ગ્રાહકોની ક્ષુધા સંતોષવાનો પ્રયત્ન કરે છે; પરન્તુ તેમના આવા સામાન્ય સ્વાર્થ માટે ખૂનની તપાસ કરવાનું કામ ઘણું કઠિન થઈ પડે છે. પલાયન કરી ગયેલો ગુન્હેગાર એથી કાયદાના પંજામાંથી છટકી જવાની યુક્તિ શોધી શકે છે.

પત્થરના પુતળા સંબંધી હું ઘણો વિચાર કરવા લાગ્યો. અજાણતાં ખૂનીના ખીસ્સામાંથી એ પુતળું પડી ગયું હતું એ ચોક્કસ હતું. એવું પુતળું સિલોનમાંજ મળી આવતું હતું. ખૂની ગમે તો સિલોનથી સ્ટિમરમાં બેસી ગઈ કાલેજ અત્રે આવેલો હોવો જોઈએ અગર તો સિલોનથી પાછા ફરેલા કોઈ સ્નેહી પાસેથી તેને એ મળ્યું હોવું જોઈએ. ગમે તે પ્રકારે આ પુતળું ગઈ કાલે તેના હાથમાં આવેલું હોવું જોઈએ. જો તેમ ન હોય તો બે ત્રણ દિવસ સુધી એક શેર વજનનું આવું મ્હોટું પુતળું તે પોતાના ખીસ્સામાં રહેવા દઈ ફર્યા કરે નહિ. ગમે તેમ હો. એક વખતે બંદર ઉપર જઈ તપાસ કરી આવવાનો મ્હેં વિચાર કર્યો. તે ઉપરાંત ખૂનીને શોધી કાઢવાનું બીજું પણ એક સૂત્ર મ્હારા હાથમાં આવ્યું હતું. એ માણેકજીની ગુમ થયેલી કિંવા ચોરાયલી નોટો હતી. પ્રથમ નોટોની તપાસ કરવાનુંજ મ્હને પ્રસંગોચિત જણાયું.

ઘેર આવી ભોજન કરી લઈ બે વાગ્યાના અરસામાં નોટોની તપાસ કરવા હું બ્હાર નીકળી પડ્યો. મ્હારો એ પ્રયત્ન સત્વર

ફળ થયો. માણેકજીની ચોરાયલી ત્રીસ નોટોમાંની પાંચ નોટો એ દિવસે બેંકમાં જમા થયાની મ્હને ત્રણ વાગે ખબર મળી. કેવું આશ્ચર્ય! ખૂનીમાં એક બાળક જેટલી પણ બુદ્ધિ નહિ હોય! પછી મ્હેં જ્યારે એમ જાણ્યું કે, એ પાંચ નોટો ત્યાંનાજ એક પ્રતિષ્ઠિત ગૃહસ્થે જમા કરાવેલી છે ત્યારે મ્હને જે આનંદ થવો જોઇએ તેનાથી દસ ઘણું આશ્ચર્ય થયું. આવા એક ખૂની મામલામાં એવા એક સુવિખ્યાત નરરત્નનો શો સંબંધ હોવો જોઇએ એ હું વિચારી શક્યો નહિ. તે નરરત્નનું નામ ફ્રેરોઝશાહ જામાસજી હતું.

અપૂર્ણ.

(વધુ માટે જુઓ અમારો તા. ૨૨-૬-૨૪ નો અંક.)

## મોજ-મજાહના ગ્રાહકોને સુચના.

ઉપરા ઉપરી અનેક કાયમના તથા છુટક ગ્રાહકોની પાછલા અંકોની માગણીને માન આપી અમે 'મોજ-મજાહ' ના પાછલા અંકો ફરીથી તૈયાર કર્યા છે; પરંતુ પોષ્ટમાં ગફલત થતી હોવાથી અંકો નહિ મળવાની દરરોજ સેંકડો ગ્રાહકો તરફથી ફરિયાદ આવે છે માટે અમે અમારા ગ્રાહકોને પાછલા અંકો અમારી ઓફીસમાં ૯ થી ૭ ના ટાઇમમાં આવી લઇ જવાની નમ્ર વિનંતિ કરીએ છીએ. પાછલા છુટક અંકો બીજી વખત છાપવા પડેલા હોવાથી ગ્રાહક નહિ હોય એવા માણુસોને બબ્બે આનાની કિમ્મતથી છુટક મળી શકશે.

નમુનાના અંક માટે અઢી આનાની ટીકીટ બીડવી.

નવીન ગ્રાહકોએ વગર વિલંબે નીચેને શિરનામે લવાજમના રૂ. ચાર ભરી પાછલા અંકો અને ભેટ મેળવવાનો લાભ લેવો બ્હારગામના ગ્રાહકોએ ભેટના પોષ્ટેજના ૦-૪-૦ મળી રૂ ૪-૪-૦ નો મનીઑર્ડર મોકલી આપવો.

### ખલાસ! ભેટનું પુસ્તક ખલાસ!!

ગુલબદન નામનું જે ભેટનું પુસ્તક અમો ગ્રાહક થનારને આપતા હતા તે પુસ્તક ખલાસ થઇ ગયેલ છે. નવીન ગ્રાહકોને ભેટનું પુસ્તક નહિ મળવાથી નિરાશ થઇને જવું પડયું છે, તેને માટે ઘણા ગ્રાહકોની ઇચ્છાને માન આપી જુન આખર સુધીમાં ગ્રાહક થનારને

### આશકની આત્મકથા

નામની નવલકથા ભેટ આપવાનું, નક્કી કર્યું છે. આ પુસ્તકની નકલો ઘણીજ થોડી છે. માટે વહેલો તે પહેલો, ખલાસ થયે અમો આપવાને બંધાતા નથી.

**મોજ-મજાહ કાર્યાલય**

**ગીરગામ ચર્ચ સામે ખટાવ બીલ્ડીંગ મુંબઇ નં. ૪**

અમદાવાદના એજંટઃ-

**નંદલાલ દામોદરદાસ**

ન્યુસપેપર એજંટ રતનપોળ નાકા નં. ૨૯—અમદાવાદ.

## પ્રેમ-સંન્યાસ

(લખનારઃ—રા. વ્રજવિહારી)

(ચિત્રકારઃ—રા. ગઢાણી)

(૧)

"દિયરજી! હવે તમારાં બ્હાનાં ચાલવાનાં નથી."

"કેમ ભાભી! આજે એકદમ હુકમ કરવા આવ્યાં છો?"

"ન્હાનાભાઇ! તમારે લીલાની સાથે લગ્ન કરવુંજ પડશે."

"ભાભી! મ્હારો નિશ્ચય જાણતાં હોવા છતાં તમે શા માટે મ્હને આગ્રહ કરો છો? લીલાના લગ્ન માટે તમારે ચિંતા કરવાની જરૂર નથી. હું તેને માટે મ્હારા કરતાં પણ ઘણો સારો વર શોધી કાઢીશ."

"પણ મ્હને લાગે છે કે, તમારી સાથે લગ્ન થવાથીજ લીલા સુખી થઇ શકે તેમ છે.

"શા ઉપરથી તમે આમ કહો છો?"

"પ્રિયકાન્તભાઇ! સ્ત્રીજાતિ સ્ત્રીના હૃદયને સારી રીતે સમજી શકે છે."

"મ્હને તો એમ લાગે છે કે, આ પ્રસંગે તમે ભૂલો છો. વળી મ્હારા નિશ્ચયને સારી રીતે જાણતાં હોવા છતાં તમે આવી વાત ઉચ્ચારી વિના કારણ લીલાના ચિત્તને ભ્રમિત બનાવો છો."

"શું લીલા ખૂબસુરત નથી?"

"ઘણી ખૂબસુરત છે!"

"શું તે સદ્‌ગુણી અને સમજુ નથી?"

"જરૂર છે. પણ હું સંસારમાં સ્ત્રીના બંધનમાં બંધાવા ઇચ્છતો નથી. લગ્ન એજ કાંઇ માનવજીવનનું સર્વોચ્ચ લક્ષ્ય નથી. મનુષ્ય જાતિ માટે કર્ત્તવ્યનું ક્ષેત્ર ઘણું વિશાળ છે. વળી એમ. એ. ની પરીક્ષામાં પસાર થયા પછી હું ઇંગ્લેન્ડ, અમેરિકા, જર્મની વગેરે દેશોમાં જવાનો છું. બંધનમાં બંધાયા પછી હું મ્હારી કલ્પનાઓને વ્યવહારમાં મૂકી શકું તેમ નથી."

"જો તમારા જેવા બધા પુરૂષો હોત તો બધી સ્ત્રીઓને કુંવારી જીંદગી કાઢવી પડત. એકલા તરંગો દોડાવવા એ વ્યાજબી નથી. સંસારમાં સહચારિણીના સહચારથી પણ ઘણાં કર્ત્તવ્ય કર્મ બજાવી શકાય છે. લગ્ન એ બંધન નહિ; પરંતુ સ્નેહનું સેતુબંધ છે, અને સ્નેહ વગરનું જીવન પશુના જીવન જેવું છે."

પ્રિયકાન્તે લૉજિકનો સારો અભ્યાસ કર્યો હતો. તેણે યુક્તિપૂર્વક તેની ભાભી નયનતારાને ઘણી વખતે વાર્તાચતમાં પરાજીત કરી હતી; પરંતુ આજે ભાભીએ તેની સાથે જ્યારે વાત ચાલુ કરી ત્યારે તે અભ્યાસમાં લીન હતો તેથી વાતને ટુંકમાંજ પતાવી દેવાના વિચારથી તેણે કહ્યું:—"ભાભી, હું કાંઇ જીવન પર્યંત કુંવારો રહેવાનું નથી કહેતો. ક્રમે ક્રમે તમારી ઇચ્છાનુસાર હું જરૂર તમને ગમતી કન્યા સાથે લગ્ન કરીશ."

"એટલે લીલાએ ત્યાં સુધી રોહ જોતી કે? એ ઉમ્મર લાયક થઈ છે. તેને હવે કયાં સુધી કુંવારી રાખી શકાય ?"

"હું એને કયાં કુંવારી રાખવાનું કહું છું ? તમે મ્હારા મિત્ર રસિકચંદ્રને ઓળખો છો. એને ઘેર નોકર ચાકર, મોટર બધું છે. એ ગર્ભશ્રીમંત યુવક છે. બી. એ. સુધી તેણે અભ્યાસ કર્યો છે. તેનું ચરિત્ર પણ ઉત્તમ છે. જો લીલાનું લગ્ન એની સાથે નક્કી કરવામાં આવશે તો લીલા ઘણી સુખી થશે. એણે લીલાને જોઈ છે. તથા મ્હેં તેની સાથે ગર્ભિત ભાવથી આ ધ્યાન કાઢી જોઈ છે. લીલા જેવી ખૂબસુરત સદ્‌ગુણી બાળાનો સ્વીકાર તે ઘણી ખુશીથી કરશે."

આટલું કહી પ્રિયકાન્તે પાછું અભ્યાસમાં લક્ષ આપ્યું નયનતારા અંતરના ઉંડાણમાંથી એક નિશ્વાસ મૂકી ચાલી ગઈ.

(૨)

હવે અમે પ્રિયકાન્ત અને નયનતારાની વાંચકોને થોડી ઓળખાણ આપીશું. પ્રિયકાન્તના મ્હોટાભાઈનું નામ રજનીકાન્ત હોઈ બન્ને ભાઈ એકઠા રહેતા હતા. મુંબાઈમાં વાલકેશ્વર રોડ ઉપર તેમનો એક મોટા ઘાટનો બંગલો આવેલો હતો. રજનીકાન્તે મેટ્રીક સુધીજ અભ્યાસ કરેલો હોવા છતાં તે ઘણો વ્યવહારચતુર હતો. ઘર સંસારનું અને ધંધાનું સઘળું કામકાજ તેજ તપાસતો હોઈ પ્રિયકાન્ત સઘળો વ્યવહાર ભાઈ ભાઈ ઉપર મુકી નિરાંતથી અભ્યાસ કરતો હતો. તેનો ઘણોખરો વખત પુસ્તકોના વાંચનમાંજ વીતી જતો હતો. સ્વદેશી અને સ્વરાજ્યની હિલચાલમાં તે ભાગ લેતો હતો તથા એ ઉપર કોઈ કોઈ વખતે માર્ગસૂચક ભાષણ પણ કરતો હતો.

લીલા નયનતારાની દૂરની સગી બ્હેન થતી હતી. બન્નેની ઉમ્મર વચ્ચે પાંચેક વર્ષનું અંતર હતું. લીલાનાં માબાપની આર્થિક હાલત સારી નહોતી. તેની માતા તેને ઘણી ન્હાની મૂકી મરી ગઈ હતી તથા તેનો પિતા પોતાના મૃત્યુ વખતે લીલાને તેની બ્હેન નયનતારાને સોંપી ગયો હતો. બાલ્યા વસ્થાથી બન્ને વચ્ચે એટલો બધો સ્નેહ બંધાયો હતો કે, તેઓ ક્ષણ કાળ માટે પણ એક બીજાનો વિયોગ વેઠી શકતી નહોતી. લગ્ન થયા પછી નયનતારા લીલાને પોતાની સાથેજ શ્વસુરપક્ષમાં લઈ આવી હતી. એ વખતે લીલા દશ વર્ષની ખીલતી કુસુમકળી હતી. એ વિકસિત થતી ગુલાબકળી જાણે કે પોતાની સુવાસને આસપાસના વાતાવરણમાં વિસ્તારવાનો પ્રયત્ન કરતી હતી. નયનતારાને સાદાઈ પસંદ હતી. વસ્ત્રાલંકારો પહેરી ઠાઠમાઠ કરવાનું તેને પસંદ નહોતું, છતાં તે ન્હાની લીલાને સુંદર વસ્ત્રાલંકારોથી સજ્જિત કરીને ગનમાં ને મનમાં મલકાતી હતી. નયનતારાની કાળજીથી લીલા માતૃભાષાનું સારૂં જ્ઞાન મેળવી શકી હતી તથા પ્રિયકાન્ત પાસે તે ઈંગ્રેજી ભાષાનું શિક્ષણ મેળવતી હતી. તે ન્હાનપણથી માબાપ ગુમાવી બેઠેલી હોવા છતાં નયનતારાના અંતરનો અથાગ સ્નેહ તેને કોઈ પણ પ્રકારની ઓછપ જણાવા દેતો નહિ.

લીલા ઉમ્મર લાયક થઈ હતી. પોતાના સ્નેહની સામગ્રીને તથા પ્રેમની પુતળીને પારકે ઘેર ન મોકલવી પડે એ હેતુથી નયનતારા તેનું દિયર સાથે લગ્ન કરી નાખવાની ઈચ્છા રાખતી હતી; પરંતુ પ્રિયકાન્ત પોતાના નિશ્ચય ઉપર દૃઢ હોવાથી નયનતારાની ઈચ્છા સફળ થતી નહોતી. પ્રિયકાન્ત લીલાના સહવાસમાં રહેતો હોવા છતાં વિકાર વિનાના નૈષ્ઠિક બ્રહ્મચારી જેવું તેનું ચરિત્ર હતું.

(૩)

સ્હાંજના પાંચ વાગ્યા હતા. લીલા પોતાના બેઠકખાનામાં એક ગાદી ઉપર આડી પડી સરસ્વતીચંદ્ર વાંચતી હતી. તેનાં ચંચળ નયનો વાચનકાર્યમાં સ્થિર થઈ ગયાં હતાં. ગુલાબી સાડીનો માથા ઉપરનો પાલવ ખસી જઈ ખભા ઉપર પડ્યો હતો. બારિક સિલ્કનો સફેદ કબજો સ્તન યુગલ સાથે ચોંટી ગયેલો હોવાથી એક રતન પારદર્શક બની ગયો હતો. લીલા કદે ઉંચી, બાંધે પાતળી, રંગે ગોરી હતી. તેના દેહના પ્રત્યેક અવયવમાંથી જાણે કે લાવણ્ય ઝરતું હતું. તે કોચ ઉપર બેઠેલી હોવા છતાં તેના બન્ને પગ વચ્ચે વચ્ચે હાલતા હતા અને ઝાંઝરનો રણકાર એ સ્થળે મધુર સંગીત રેલાવતો હતો.

એવામાં પ્રિયકાન્તે એ બેઠકખાનામાં પ્રવેશ કર્યો. તેને જોતાં લીલા ઝબકી ઉઠી માથા ઉપર પાલવ તાણ્યો અને તેણે સ્થિર ભાવ ધારણ કર્યો.

પ્રિયકાન્તે એક ખુરસી ઉપર બેસી ગંભીર ભાવથી કહ્યું:—"જુઓ, આજે તમારી સાથે એક જરૂરી વાત કરવા હું ઈચ્છું છું."

લીલા જાણે સ્વપ્નમાંથી જાગી ઉઠી. તેણે શંકિત સ્વરે કહ્યું:—"શી વાત કહેવા ઈચ્છો છો !"

"એ વાત સાથે તમારા આખા જીવનના હિતાહિતનો સંબંધ છે. હું જે પ્રશ્ન પૂછું તેનો ખરો ઉત્તર આપતાં શરમાશો તો તેથી તમારે ઘણું વેઠવું પડશે."

લીલા ગંભીર વિચારમાં પડી ગઈ. તે ચુપજ રહી. પ્રિયકાન્તે ઉત્તરની રાહ નહિ જોતાં ઉમેર્યું, "હું ધારૂં છું કે, તમે મ્હારા મિત્ર રસિકચંદ્રને ઓળખો છો!"

લીલાએ મસ્તક હલાવી હકારમાં ઉત્તર આપ્યો.

"તમારૂં એની સાથે લગ્ન થાય તો તે માટે રાજી છો !"

ક્ષણ કાળ માટે લીલાએ આડું જોયું. એ ક્ષણે તેના મુખ ઉપર જે નિરાશાનો ગંભીર ભાવ છવાઈ ગયો તે પ્રિયકાન્તના જોવામાં આવ્યો નહિ. તરતજ મનને વશ કરી લીલાએ બેદર દૃષ્ટિથી પ્રિયકાન્ત તરફ જોયું. તેની દૃષ્ટિમાં દીનતા અને આર્જવતાનો સુંદર સમાવેશ થયેલો હતો.

"હું તમારા વડિલ બંધુ બરાબર છું. મ્હારાથી શરમાવાનું કારણ નથી. રસિકચંદ્ર જ્ઞાની તથા સાધનસંપન્ન છે. એ તમને દરેક રીતે સુખી કરી શકે તેમ છે. તમારી સાથે તેનું લગ્ન થાય એમ હું ઇચ્છું છું. તમે તમારો વિચાર કહીને જણાવશો !"

એક ડૉક્ટર દરદીના અંગ ઉપર વાઢકાપ કરે અને દરદીને જેટલી વેદના થાય તેથી પણ વિશેષ વેદના આ શબ્દો સાંભળતાં આવતાં લીલાને થઈ. છતાં સ્ત્રી જાતિમાં પોતાના દુઃખનો ભાર છુપાવવાની અજબ શક્તિ ઈશ્વરે મૂકેલી હોવાથી લીલાની વેદનાને પ્રિયકાન્ત સમજી શક્યો નહિ. લીલાનામાં ઉત્તર આપવાની શક્તિ રહી નહોતી.

પ્રિયકાન્તના પ્રત્યેક શબ્દથી તેના મનમાં એક પ્રકારનું ગુપ્ત અભિમાન જાગી ઉઠયું. પ્રિયકાન્તે શબ્દો રૂપી છરીથી વહાડ કાપવું કામ આગળ ચલાવતાં કહ્યું, "લીલા! હવે તમે કાંઇ ન્હાનાં નથી. તમારા હિતાહિતનો વિચાર તમે કરી શકો તેમ છો. હું કોઇ પણ રીતે તમને દુઃખી થયેલાં જોવાને ઇચ્છતો નથી. મ્હેં તમને જે પ્રશ્ન પૂછયો છે એ પ્રશ્નનો ઉત્તર આપતાં હરેક બાળાને લજ્જા થાય એ સ્વાભાવિક છે; પરંતુ એ લજ્જાને પરિણામે કોઈ કોઇ વખતે એવું દારૂણ દુઃખ ભોગવવું પડે છે કે, જેનું નિવારણ કોઇ પણ રીતે કરી શકાય નહિ. મ્હારાથી પડદો નહિ રાખતાં તમે મ્હને સરળભાવથી ઉત્તર આપો."

સહનશકિતની પણ હદ હોય છે. એ હદ જ્યારે તૂટી જાય છે ત્યારે નેત્રોમાં આંસુ આવે છે અગર તો મનમાં છુપાઈ રહેલું અભિમાન શબ્દોદ્વારા બ્હાર નીકળે છે. લીલાએ સહજ રોષ ભાવ ધારણ કરી કહ્યું:—"તમે મ્હારા શુભેચ્છક હોવાથી તમારે મ્હને કાંઈ પૂછવાની જરૂર નથી. તમે તમને જેમ ઠીક લાગે તેમ કરો." આટલું બોલી કોચ ઉપરથી ઉઠી લીલા બ્હાર ચાલી ગઇ. તેના નેત્રોમાં આ વખતે આંસુ ભરાઇ આવ્યાં હતાં. એ આંસુ પ્રિયકાન્ત જોઈ શકયો નહોતો.

( ૪ )

પ્રિયકાન્તના પ્રયત્નથી રસિકચંદ્ર સાથે લીલાનું લગ્ન નક્કી થયું હતું. લગ્નનો દિવસ નજીક આવતો હતો. નયનતારા છૂટે હાથે પૈસા ખરચી જોઇતી વસ્તુઓ પ્રિયકાન્ત પાસે મંગાવતી હતી.

હવે લીલા પ્રિયકાન્ત સાથે વિશેષ વાતચિત કરતી નહોતી. તે બનતા સૂધી તેનાથી દૂર રહેતી યા તો એકાન્તમાં આંસુ સારતી હતી. આમ છતાં બ્હારથી તેની યથાર્થ સ્થિતિ કોઇ સમજી શકતું નહોતું. હવે લીલાને વાંચવું ગમતું નહોતું. કોઇ પણ કાર્યમાં તેનું દિલ ચોંટતું નહોતું.

યથા સમયે લગ્ન થઇ ગયું અને લીલાને સાસરે વળાવવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. પ્રિયકાન્તે લીલા પાસે જઇ સ્નેહપૂર્ણ કંઠે કહ્યું:—"લીલા! આ શુભ પ્રસંગે હું તને આ મોહનમાળા ભેટ આપું છું."

લીલા ચમકી ઉઠી. એક ક્ષણ માટે તેનાં નેત્રો લાલ બની ગયાં. તેણે કહ્યું:—"મ્હને ભેટની જરૂર નથી! તમે મ્હારા હિત માટે જે વ્યવસ્થા કરી છે એ કાંઇ જેવી તેવી ભેટ નથી! તમારી લાગણી હમ્મેશાં મ્હારા અંતરમાં કાયમ રહેશે!"

હવે પ્રિયકાન્ત સમજી શકયો કે, લીલાના એ શબ્દોમાં હૃદયવિદારક વ્યથા અને અભિમાન હતું. લીલા આજે જાણે રોષદર્શિકા બની હતી. તેણે ઘણો આગ્રહ કર્યો, પરંતુ લીલાએ તેની ભેટનો સ્વીકાર નજ કર્યો.

ત્હાંજે પ્રિયકાન્તના અભ્યાસગૃહમાં પ્રવેશ કરી તેની ભાભી નયનતારાએ કહ્યું:—"ન્હાના ભાઈ! આ શું? આનો કાંઇ ઉપાય અગાઉથીજ કરવો જોઇએ." નયનતારાનો ભાવ ભય અને શંકામિશ્રિત હતો.

પ્રિયકાન્ત ગંભીર ચિંતામાં પડી ગયો. તેણે વ્યાકુળતાથી પૂછયું "કેમ ભાભી, શું છે?"

"લીલા જે ટ્રંક તેની સાથે લઇ જવાની છે તેમાં તમારી મખમલની સ્લીપરો છે, એ સ્લીપરો જો રસિકચંદ્રના જોવામાં આવશે તો તે શું ધારશે?"

પ્રિયકાન્ત આભો બની ગયો. નયનતારાએ ઉમેર્યું, "હું પ્રથમથીજ નહોતી કહેતી કે, લીલા તમનેજ ચ્હાય છે. તમે મ્હારૂં કહેવું સાંભળ્યું નહિ અને છેવટ આવું પરિણામ આવ્યું!" નયનતારાનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં.

ભાભીનું ઉતરી ગયેલું મુખ જોઇ પ્રિયકાન્તનું હૃદય ઘણું દુઃખી થયું. તેણે કહ્યું:—"લીલા છોકરવાદ છે. તમે ચિંતા કરશો નહિ હું હમણાંજ આ સંબંધીનો ચોક્કસ બંદોબસ્ત કરૂં છું."

આમ કહી પ્રિયકાન્ત લીલાના ઓરડામાં ગયો. એ ઓરડાની દિવાલ ઉપર પ્રિયકાન્તની એક ઑઇલ પેઇન્ટિંગ તસ્વીર હતી. લીલા હાથમાં ગુલાબ ગુચ્છ લઇ એ તસ્વીર તરફ સ્નેહભીની હાસ્યપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહી હતી. તેના મુખ ઉપર બિલકુલ ચિંતા નહોતી. બન્ને નેત્રો હાસ્યવિકસિત હતાં. થોડા સમય સૂધી તસ્વીરનું દર્શન કર્યા પછી લીલા નીચી વળી તસ્વીરને પ્રણામ કરવા જતી હતી એવામાં પ્રિયકાન્તે એ ઓરડામાં પ્રવેશ કરી કહ્યું:—"લીલાદેવી! આ શું કરો છો?"

"આવો પ્રશ્ન પૂછવાનું કારણ?"

"તમારી કેટલીક વર્તણુંક છોકરવાદી જેવી છે."

"શિષ્યા તરીકેના તમારી સાથેના સંબંધનો અંત આવી ગયો છે. મ્હારી વર્તણુંક ઉપર નજર રાખવાનું કામ હવે મ્હારા પતિનું છે."

"હું તમારો શુભેચ્છક છું."

"મ્હારા શિર ઉપર ઉપકારનો ભાર વધારવાની મ્હારી ઇચ્છા નથી"

"એક સ્નેહી તરીકે તમારે મ્હારી એક વાત માનવી પડશે."

"જો સ્નેહી હોવાનો દાવો કરતા હો તો મ્હારી ઇચ્છાને તમારે સંતોષવી પડશે."

"પણ એ ઇચ્છા અનુચિત કિંવા ધર્મવિરૂદ્ધ ન હોવી જોઇએ."

"હું પણ ધર્મને કાંઇક અંશે જાણું છું ખરી."

"જુઓ, મ્હારા જાણવામાં એમ આવ્યું છે કે, જે કપડાંની ટ્રંક તમે તમારી સાથે લઈ જવાનાં છો એમાં મ્હારી મખમલની સ્લીપરો છે! આ વાત ખરી છે?"

"હા તદન ખરી છે."

"તમે મને એ સ્લીપર આપી દ્યો."

"જેવી તમારી ઇચ્છા." લીલાનો કંઠસ્વર ક્રોધથી જાણે કે, કંપતો હતો.

તેણે વિના વિલંબે બન્ને સ્લીપર ટ્રંકમાંથી બ્હાર કાઢી નાંખી. પ્રિયકાન્તે ગંભીરતાથી કહ્યું:—"લીલાદેવિ! ભવિષ્યમાં ફરીથી જો આવી ભૂલ કરશો તો કદાચ દુઃખી થશો. એક

પત્ની તરીકે તમારે તમારા ધર્મ અને વ્યવહારનો વિચાર કરી વર્તવું જોઇએ."

"ખરૂં છે."

તે દિવસે રાત્રે લીલા સાસરે ગઇ.

(૫)

ત્રણ દિવસથી લીલા સાસરે ગઇ હતી. જે દિવસે તે સાસરે ગઇ તેજ દિવસે રાત્રે ગઇ તાર આવવાથી જરૂરી કામને અંગે રસિકચંદ્રને બહાર ગામ જવું પડ્યું હતું. ચોથે દિવસે તે જ્યારે ઘેર આવ્યો ત્યારે તેનું મ્હોં લેવાઇ ગયું હતું.

આવતાંની સાથેજ તે એકાન્ત શોધી લીલા પાસે ગયો. તેણે કંપતા કંઠે કહ્યું:—"હું દિલગીર છું કે, મ્હારા શિર ઉપર તમને એક દુઃખદાયક વાત કહેવાની ફરજ આવી પડી છે."

વિના મેઘે વિજળી પડી. લજ્જા દૂર જતી રહી. લીલાએ ગદ્દગદ કંઠે પૂછ્યું:—"તમારે જે કહેવું હોય તે બેલાશક કહો."

"જુઓ, એ વાત પ્રિયકાન્ત તમને કહે એવી મારી ઇચ્છા હતી; પરંતુ વિશેષ સમય સુધી તમને ભ્રમમાં નહિ રાખવાનો મ્હારો વિચાર હોવાથી હું જ કહું છું. એ વાતથી તમને ઘણું દુઃખ થશે એ હું જાણું છું; પરંતુ બીજો કોઇ ઉપાય નથી. મ્હને કહેતાં ઘણો અફસોસ થાય છે કે, તમે એક કલંકિની સ્ત્રીનાં પુત્રી છો. તમને પત્ની તરીકે રાખતાં કાળક્રમે મ્હારે ન્યાતજાતથી અલગ થવું પડે તેમ છે તથા જનસમાજમાં મ્હારી ઘણી નિંદા થાય તેમ છે."

આ શબ્દો સાંભળતાં લીલા બેહોશ બની ધરા ઉપર ઢળી પડી. રસિકચંદ્રે તેની સારવારનો ઉચિત બંદોબસ્ત કર્યો.

એવામાં પ્રિયકાન્ત આવી પહોંચ્યો. બન્ને મિત્રો એકાન્તમાં બેઠા એટલે તેમની વચ્ચે વાતચિત ચાલૂ થઇ. વાતચિત કરતાં રસિકચંદ્રે કહ્યું:—"ભાઈ લીલા તમારાં ભાભીની બ્હેન નહિ પરંતુ એક કલંકિની રમણીની કન્યા છે. લીલાના પિતા નયનતારાના માસા થતા હોય તેઓ કલકત્તામાં સારી નોકરી ઉપર હતા. ત્યાં તેમની પત્નીનું મૃત્યુ થયું હતું. પછી તેમણે એક જાહેર વેશ્યાને ત્યાં જવા માંડ્યું હતું. એ વેશ્યાનું નામ રાસમણિ હોઈ તેણે લીલાને જન્મ આપ્યો હતો. લીલાના જન્મ વખતે રાસમણિ તેના જારની સાથેજ રહેતી હતી. લીલા બે વર્ષની ઉમ્મરની થયા પછી ક્ષયના દર્દથી રાસમણિનું મૃત્યુ થયું હતું. મરતી વખતે રાસમણિએ પોતાની પુત્રી લીલા પોતાના જારને સોંપી હતી. એ ત્રણ વર્ષ પછી લીલાના પિતાએ નોકરી છોડી મુંબાઇ આવી લીલાને પોતાની પ્રથમ પત્નીની કન્યા તરીકે ઓળખાવી હતી. મુંબાઇ આવ્યા પછી બે વર્ષે લીલાના પિતાનો મૃત્યુકાળ ઉપસ્થિત થતાં લીલાને તમારાં ભાભી સાથે રાખવામાં આવી હતી. આ સઘળી વાત આજેજ મારા જાણવામાં આવી છે. કલકત્તાથી મ્હારા પિતાના એક સ્નેહીએ લગ્નનું નિમંત્રણ મળતાં ઉત્તરમાં મને આ સઘળી હકીકત પૂરતી તપાસ કરી લખી જણાવી છે. હવે શું કરવું?" આમ કહી રસિકચંદ્રે કલકત્તાથી આવેલો પત્ર પ્રિયકાન્તના હાથમાં આપ્યો.

પ્રિયકાન્તે પત્ર વાંચી જોયો. પછી તેણે કહ્યું:—"ભાઈ! તમારે ચિંતા કરવાની જરૂર નથી. અજાણતાં જે ભૂલ થઈ ગઈ છે તેથી હું તમારી ક્ષમા ઇચ્છું છું. હું હમણાંજ લીલાને મ્હારી સાથે લઇ જાઉં છું."

રસિકચંદ્રે કહ્યું:—"ભાઈ! મ્હને લીલા માટે ઘણું લાગી આવે છે; પરંતુ લાચાર છું કે, એ વેશ્યાનન્દિનીને સહધર્મિણી બનાવી હું મ્હારા કુળનું લોહી કલંકિત કરવા ઇચ્છતો નથી. આમ છતાં હું તેનાં ભવિષ્ય સંબંધી જરૂર કાંઇ ગોઠવણ કરી આપીશ."

પ્રિયકાન્ત ઉશ્કેરાઈ ગયો હતો. તેણે કટાક્ષમાંજ કહ્યું:—"ના ના, લીલાની તમારે ચિંતા કરવાની જરૂર નહિ પડે. આજ સુધી જે ઘરમાં તે ઉછરીને મોટી થઇ છે એ ઘરમાં હમ્મેશાંને માટે તેને આશ્રય મળશે. તમે લીલા પાસે જઈ જલ્દીથી મ્હારી સાથે આવવાનું કહી દો."

લીલા શુદ્ધિમાં આવેલી હોવા છતાં હજી સુધી તે કાંઇ સમજી શકી નહોતી—કાંઈ સમજવાની તેને જરૂર પણ લાગતી નહોતી. પ્રિયકાન્તે તેની પાસે જઇ કહ્યું:—"લીલાદેવિ! મ્હને ક્ષમા આપજો. મ્હારે જે હકીકત કહેવાની હતી તે હું પ્રિયકાન્તને કહી ચુકયો છું. લાચારીથી મ્હારે તમારો ત્યાગ કરવો પડે છે એથી મ્હને ઘણું દુઃખ થાય છે; પરંતુ ભવિષ્યમાં તમને કોઇ પણ પ્રકારનું દુઃખ વેઠવું ન પડે એ હેતુથી આ પાંચ હજાર રૂપિયા તમને ભેટ આપવા ઇચ્છું છું." આમ કહી રસિકચંદ્રે નોટોનું બંડલ આગળ ધર્યું.

લીલાએ સિંહણની માફક ગર્જના કરી કહ્યું:—"આજથી આપણા પતિ-પત્નીના સંબંધનો અંત આવી જાય છે. ઇશ્વરે સારૂંજ કર્યું છે કે, હજી સુધી આપણે બન્ને એક બીજાના દૈહિક સંબંધમાં આવ્યાં નથી. તમે હવે મ્હારી નજરે પરપુરુષ છો. તમે મ્હને કંગાલિની—પાપની પુતળી જાણી ઉદારતાથી ભેટ આપવા આવ્યા છો? મ્હને એવી ભેટની બિલકુલ જરૂર નથી. એવી ભેટ સ્વીકારવા કરતાં ભીખ માગી પેટ ભરવું હું વિશેષ પસંદ કરૂં છું." આમ કહી લીલાએ રસિકચંદ્રના જે હાથમાં નોટોનું બંડલ હતું તે હાથ પાછો વાળ્યો.

પ્રિયકાન્તના આગમનની લીલાને ખબર પડી ગઇ હતી. તેણે સાસરેથી મળેલાં તમામ ઘરેણાં અને કપડાંઓ કાઢી રસિકચંદ્ર પાસે મૂકી દીધાં. પછી તેણે કહ્યું, "ગુલાબ કાંટામાં, કમળ કાદવમાં ઉત્પન્ન થાય છે તેથી ગુલાબ અને કમળ તિરસ્કારપાત્ર છે કે? હું તમારી દયા ઉપર જીવવા ઇચ્છતી નથી." આમ કહી લીલા પોતાનો સરસામાન લઇ પ્રિયકાન્ત પાસે ગઇ.

બન્ને જણાં ગાડીમાં બેઠાં. લીલાના વર્તનથી રસિકચંદ્ર સ્તબ્ધ બની ગયો હતો.

(૬)

"લીલાદેવિ! તમે મ્હારી એક વાત માનશો?" ચાલતી ગાડીમાં પ્રિયકાન્તે કરુણ કંઠે પૂછ્યું.

"હવે તમારો મ્હારા ઉપર શો હક્ક છે?" લીલાએ છુપાવી રાખેલા રોષને શબ્દોથી દર્શાવવા માંડ્યો.

"હું મ્હારી ભૂલ સમજી શકયો છું. મ્હને ક્ષમા આપો."

"એટલે? તમે શું કહેવા ઇચ્છો છો?"

"રસિકચંદ્ર સાથે તમારૂં લગ્ન કરવામાં મ્હેં ગંભીર

ભૂલ કરી છે."

"હવે એ ભૂલ સુધારવાના નિમિત્તથી બીજી ભૂલ કરવાની તમારી ઇચ્છા છે કે?"

"ના, હું તમને દુઃખી થયેલાં જોઇ શકું તેમ નથી. હું તમારી સાથે લગ્ન કરવા ઇચ્છું છું." આવેગનો ઉભરો પ્રિયકાન્તે બ્હાર કાઢયો.

"મ્હારા જેવી એક પાપપંકજિની તમારા જેવા સાધુ મહાત્માજીની સહધર્મિણી થવા માટે તદન નાલાયક છે."

"હું તમને નિર્દોષ અને પવિત્ર માનું છું."

"વાસનાને વશ થવાથી તમારી દૃષ્ટિમાં એવો વિકાર થયો હશે!"

"ત્યારે તમે મ્હને દુઃખી કરવાને ઇચ્છો છો?"

"પ્રિયકાન્ત! દુઃખની વાત શા માટે કરો છો? તે દિવસે તમે મ્હારી ટ્રંકમાંથી જ્યારે તમારી સ્લીપર બ્હાર કઢાવી હતી ત્યારે મ્હને કેટલું બધું દુઃખ થયું હશે?"

આ કટાક્ષનો પ્રિયકાન્તને ઉત્તર સૂઝયો નહિ. થોડા સમય પછી તેણે પૂછ્યું:—"તમે વેર લેવા ઇચ્છો છો?"

"હું પઠાણપુત્રી નથી. પ્રિયકાન્ત! રમણીના હૃદયને સમજી શકવાની શક્તિ તમારામાં હોત તો આજે મ્હારે પ્રેમ-સંન્યાસ સ્વીકારવો પડત નહિ. જે ભૂલ થઇ ગઇ છે તે હવે સુધરવી અશક્ય છે. હિંદુ કન્યાનું કેવળ એકજ વખત લગ્ન થઇ શકે છે. આર્ય નારી કેવળ એકજ પતિની સહધર્મિણી થઈ શકે છે.

"એ બધો હિંદુ સમાજનો ખોટો દંભ છે; મ્હારૂં મન બળવાખોર બની ગયું છે."

"સમાજ જ્ઞાતિ અને વ્યવહારનું રક્ષણ કરી વર્તવું એ માનવનું કર્ત્તવ્ય છે."

"સડેલો સમાજ, સ્વાર્થીધ જ્ઞાતિ અને સંકુચિત વ્યવહારોનો નાશ થઈ જાઓ. મ્હને ત્હારા સુખ આગળ એ બધું તુચ્છ જણાય છે."

"રાંડ્યા પછીનું ડહાપણ શા કામનું?"

"ઉઠયા ત્યાંથી સવાર સમજી ભૂલ ન સુધારવી કે?"

"માફ કરો. હું તમારી ઇચ્છાને માન આપી શકું તેમ નથી. પ્રિયકાન્ત મ્હને ભૂલી જાઓ, મ્હારી ચિંતા છોડી દ્યો."

(૭)

પ્રિયકાન્ત પોતાના એકાન્ત અભ્યાસગૃહમાં લખવાના ટેબલ પાસે ખુરસી ઉપર બેઠો હતો. રાતનો વખત હોવાથી ગૃહમાં વિજળીની બત્તીનો પ્રકાશ ફેલાયો હતો. ટેબલ ઉપર સોનાની ફ્રેમમાં લીલાદેવીની એક તસ્વીર હોઇ હમણાં પ્રિયકાન્ત ચિંતાતુર ચિત્તે એકાગ્રદૃષ્ટિથી એ તસ્વીર તરફ જોઈ રહ્યો હતો. તસ્વીર ઉપર સુંદર મોગરા અને ગુલાબનાં તાજાં પુષ્પોની એક માળા હતી.

એવામાં લીલાએ પ્રવેશ કરી કહ્યું:—"આ શું કરો છો?"

"વેર વાળું છું."

"વેર વાળવાનો માર્ગ તો બહુ સારો શોધી કાઢયો છે. પ્રિયકાન્ત! હવે હું આ સઘળું સહન કરી શકતી નથી. તમે મ્હને કલંકિની તરીકે ઓળખાવવા ઇચ્છો છો!"

આટલું બોલી લીલા બેહોશ બની ગઇ. નિરુપાયે પ્રિયકાન્તે ઉઠી તેની પાસે જઇ તેનું મસ્તક પોતાના ખોળામાં લઇ તેને પંખાથી પવન નાખવા માંડયો.

"લીલા ક્યાં છે?" આમ બોલતાં નયનતારાએ આ ગૃહમાં પ્રવેશ કર્યો. જે દેખાવ તેની નજરે પડયો તેથી તે સ્તબ્ધ બની ગઇ. પ્રિયકાન્ત કાંઇ ખુલાસો કરે તે પૂર્વે એ બ્હાર ચાલી ગઈ.

(૮)

ઉપરોક્ત બનાવ બન્યો તેને બીજે દિવસે લીલા તથા પ્રિયકાન્તમાંથી એકકેનો પત્તો લાગ્યો નહિ. રજનીકાન્ત તથા નયનતારાની સઘળી શોધ ફોગટ ગઇ. નયનતારાએ જોવામાં આવેલા દેખાવ ઉપરથી જે કલ્પના બાંધી હતી તેનો થોડો આભાસ રજનીકાન્તને પણ મળ્યો હતો.

પંદરેક દિવસ પછી પ્રિયકાન્તનો નયનતારા ઉપર એક પત્ર આવ્યો. પત્રમાં ગામનું નામ કે ઠેકાણું નહોતું.

**"માતાતુલ્ય ભાભી,"**

તે દિવસે અચાનક લીલાને શોધતાં તમે મ્હારા ગૃહમાં આવ્યાં ત્યારે તે બેહોશ બની ગયેલી હોવાથી હું નિર્વિકાર ભાવથી તેને શુદ્ધિમાં લાવવાની મહેનત કરતો હતો. કાંઈ ખુલાસો સાંભળતાં પહેલાં તમે ચાલ્યાં ગયાં. મ્હારી લજ્જાનો પાર રહ્યો નહિ. શુદ્ધિમાં આવ્યા પછી લીલા પણ ઘણી શરમાઇ; છતાં તે સ્વર્ગનું પારિજાત હતી. લીલા સર્વથા નિર્દોષ નિષ્કલંક તેમજ પુણ્યની પ્રતિમા છે આપણા ગૃહસંસારની પવિત્રતાનું રક્ષણ કરવાના ઉદ્દેશથી તે બીજે દિવસે સ્હવારે કોઈ સ્થળે ચાલી ગઇ હતી. તે ક્યાં ગઇ હતી એની મને ખબર નથી; છતાં હું એની શોધમાં નીકળેલો છું. જ્યાં સુધી એ પારિજાતને આપણા ઘરમાં લાવી શકીશ નહિ ત્યાં સુધી એક અજ્ઞાત પ્રવાસી તરીકે મ્હારૂં જીવન વ્યતીત કરીશ. એના લગ્ન સંબંધમાં મ્હારાથી જે ગંભીર ભૂલ થઇ છે તેનું હમણાં હું પ્રાયશ્ચિત્ત કરૂં છું.

**લી૦ ચરણરજ પ્રિયકાન્તના સવિનય પ્રણામ."**

* * *

રજનીકાન્ત અને નયનતારાના મનમાં સંદેહની જે આછી વાદળી હતી તે એ પત્રરૂપી પ્રભાકરની ઉષ્ણતાથી દૂર થઇ ગઇ.

* * *

બે વર્ષ સુધી તપાસ કર્યા પછી પ્રિયકાન્ત લીલાનો પત્તો મેળવી શક્યો. લીલા,......શહેરમાં એક સ્ત્રીઉપયોગી સંસ્થાના અધ્યક્ષ સ્થાન ઉપર નિસ્વાર્થ ભાવથી કામ કરતી હતી તેની વૃત્તિઓને તે સર્વાંશે જીતી શકી હતી. તેની ચંચળતા દૂર થઇ ગઇ હતી. પ્રિયકાન્તે તેની મુલાકાત લઇ તેને પોતાને ત્યાં આવવાનો ઘણો આગ્રહ-પ્રાર્થના— કાલાવાલા કર્યા; પરંતુ લીલા સંસારના બંધનમાંથી છૂટી કર્ત્તવ્યના ક્ષેત્રમાં પહોંચી ગયેલી હોવાથી પ્રિયકાન્ત નિરાશ થઇ ઘેર પાછો ફર્યો અને જીવનપર્યંત તેણે નૈષ્ઠિક બ્રહ્મચર્યનું પાલન કર્યું.

સમાપ્ત

# એક સુંદરીનાં સાહસ કર્મો.

(તા० ૧-૬-૨૪ થી ચાલુ.)

## પ્રકરણ ૭ મું.

### જાદુઇ મસ્તક.

મનોરમાએ અત્યાર સુધીમાં જે કમાનવાળા ઓરડાઓ જોયા હતા તેના જેવાજ એક ઓરડામાં કાળા સંગેમરમરના પત્થરમાંથી કોતરી કઢાડેલી એક પ્રતિમા તેણીએ જોઇ.

જે શિલ્પકારે આ પ્રતિમા બનાવી હતી, તેણે મનુષ્યસ્વભાવના ભાવોની રેખાઓ એવી તો સરસ દર્શાવી હતી કે, તે જોતાંજ મનોરમા દિગ્મૂઢ થઇ ગઇ. તેણીને એમ લાગ્યું કે, જાણે હમણાંજ એ પ્રતિમા પોતાના મુખથી મ્હોટે સ્વરે બોલી તેને કંઇ કહી સંભળાવશે! આવી માન્યતાના ભ્રમમાં પડી તેણીએ પોતાની દૃષ્ટિ પ્રતિમા તરફથી પાછી ખેંચી લીધી અને એ ગુપ્ત ઓરડામાં આસપાસ જોવા લાગી.

એક બાજુ લોઢાના સળીયા જડી લીધેલી એક બારી આવેલી હતી, ત્યારે બીજી બાજુ એક મ્હોટી ખુરશી આવેલી હતી. તેના ઉપર ઝભ્ભાને મળતું એક કાળું કપડું અસ્તવ્યસ્ત પડેલું હતું. એક મેજ ઉપર દીવો, મ્હોટું પુસ્તક અને એક માણસની ખોપરી એટલી ચીજો પડેલી હતી.

ખોપરી જોતાંજ મનોરમા કંપી ઉઠી; પરંતુ એ ભયની લાગણી ક્ષણિક હતી. તરતજ તેણીએ પેલાં ખુલ્લાં પુસ્તકનાં પાનાં તરફ નજર ફેરવી કે જેના ઉપર માણસની ખોપરી, પુસ્તકમાંના રહસ્યના ભયાનક પહેરેગીર તરીકે મૂકવામાં આવી હતી.

પુસ્તક ખુલ્લું પડેલું હોવાથી મનોરમા તેની પાસે જઇ વાંચવા લાગી. પુસ્તકના મથાળે "જાદુઇ મસ્તકનું જ્ઞાન" એવા શબ્દો લખેલા હતા.

ધીમે ધીમે મનોરમાની જીજ્ઞાસાઓ ઉશ્કેરાવા લાગી. કિલ્લાના રક્ષકને આપેલાં વચનને વિસરી જઇ તે મ્હોટા પુસ્તકનાં ખુલ્લાં પડેલાં બે પૃષ્ઠ તેણીએ વાંચી જોવાનો નિશ્ચય કર્યો.

તેના દિલમાં જે કૌતુહલ વૃત્તિ ઉત્પન્ન થઇ હતી, તેના લીધે પુસ્તક ઉપરની ખોપરીને ખસેડયા સિવાય તે પુસ્તકના નીચેના ભાગમાં આવેલા થોડાં વાકયો તે વાંચવા લાગી. જેમ જેમ તે વાંચતી ગઇ, તેમ તેમ તેને તેમાં વધારે રસ પડવા લાગ્યો અને છેલ્લી પંક્તિઓ જ્યારે તેણીએ વાંચી ત્યારે તો આશ્ચર્ય, વ્હેમ અને ભયની લાગણીઓ તે અનુભવવા લાગી.

જાદુઇ મસ્તક આ પ્રમાણે બોલવા લાગ્યું:–"જે જ્ઞાન જ્ઞાનીને માટે શક્તિ ઉત્પન્ન કરી આપે નહિ, તો તે શા કામનું! જે પુરૂષ ઐતિહાસિક વાતોમાં ઉંડા ઉતર્યો હોય અને જે પુરૂષે દુનિયાની ઘણી ભાષાઓ ઉપર કાબુ મેળવ્યો હોય, તે પુરૂષ ઉચ્ચ પંક્તિની પ્રખ્યાતિ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે અને તેના જ્ઞાનની જેટલીજ તેનામાં હિંમત હોય તો તે પોતાની ધારણા તથા પ્રયત્નમાં જરૂર ફત્તેહ મેળવે; પરંતુ જે સ્ત્રી અસાધારણ ઐતિહાસિક કથાઓનું જ્ઞાન ધરાવતી હોય અને પોતાના વિશાળ જ્ઞાનના પ્રતાપે અનેક ભાષાઓ ઉપર સંપૂર્ણ કાબુ મેળવ્યો હોય, તે સ્ત્રી જગતમાં સર્વથી ઉચ્ચ દરજ્જાની વિખ્યાતિ મેળવવા કોશિશ, અને જો તેના જ્ઞાન જેટલુંજ તેનામાં ધૈર્ય હોય તો પોતાની ઇચ્છાઓને તે સફળતાપૂર્વક પાર પાડી શકે."

એક દૈવી પ્રેરણા તરીકે આ અદ્‌ભુત શબ્દોનો ભાવાર્થ મનોરમાના અંતરાત્મામાં ઠેઠ સુધી પહોંચી ગયો.

છતાં લાંબી અટકળો-તર્ક વિતર્કો કરવાનું છોડી દઇ તેણીએ પુનઃ આગળ વાંચવા માંડયું:—

જાદુઇ મસ્તક આ પ્રમાણે બોલ્યું:

"મારા પત્થરના હોઠમાંથી અગ્ની જેવા શબ્દો નીકળે છે, મારી જીભ્હા બરફના જેવી શીતળ છે, તોપણ વિજળીના જેવી તેજસ્વી અને જ્વલંત છે. જે શબ્દો હું બોલું છું, તે એક પુસ્તકમાં લખી રાખવામાં આવે છે, જેથી તે હમેશને માટે ટકી રહે. જગતની અંદર હું પહેલું અને છેલ્લુંજ પત્થરનું જાદુઇ મસ્તક છું, કે જે જ્ઞાનવાણી ઉચ્ચારી શકે છે."

મનોરમા જ્યારે આ બીજો વિભાગ વાંચી રહી ત્યારે અજાયબી તથા વધતા જતા ભય અને ગાંભીર્ય સાથે તેણી પોતાની આંખો ઉંચી કરી આવું જાદુઇ મસ્તક બોલી શકે કે કેમ તેનો વિચાર કરવા લાગી.

મનની સેંકડો વિરૂદ્ધ લાગણીઓથી ઘેરાએલા મગજ સાથે મનોરમાએ મેજ ઉપરથી દીવો લીધો અને મહાન જાદુઇ મસ્તકને બારીકાઇથી તપાસવા માટે તે તેની વધુ નજીક ગઇ.

મનોરમા ઉંચી દેખાવડી અને મજબુત બાંધાની હોવા છતાં તે રાક્ષસી મસ્તક આગળ ઉભી રહી ત્યારે એક ન્હાનાં બચ્ચાં જેવી દેખાવા લાગી. જેમ જેમ મસ્તકનું નીરિક્ષણ કરતી ગઇ તેમ તેમ તે પેલા પુસ્તકના પુરાવાથી તેના મગજની કલ્પનાઓ ઉત્તેજિત થવા લાગી. કારણ કે, તેને ખાત્રી થઇ ગઇ હતી કે, આ મસ્તક જાદુઇ શક્તિ અને વાચા ધરાવે છે.

થોડી વાર સુધી મનોરમા મૌન, આશ્ચર્ય તથા ભયમિત દૃષ્ટિથી તેના તરફ જોઇ રહી. તેની સુંદર આંખો ઉપસી આવી હતી. તેના હોઠ ખુલ્લા પડી ગયા હતા. તેની ભ્રમરો અસ્વાભાવિક રીતે ઠરડ઼ઇ ગઇ હતી. તેના સુંદર ગુલાબી ગાલોની લાલી ઉડી ગઇ હતી અને હૃદય ધડકયા કરતું હતું.

જે ચીજ તરફ તે અત્યાર સુધી ભયભીત અને કૌતુહલ દૃષ્ટિએ જોઇ રહી હતી તે જાદુઇ મસ્તકની માફક તે પણ જડવત્ બની ગઇ. દુઃખ અને વિષાદયુક્ત ગભરામણથી તે જાણે એક જડ પ્રતિમા હોય એવી દેખાતી હતી.

થોડા વખતમાંજ એ જાદુઇ મસ્તકના હોઠ ફફડ્યા અને કોઇ ઉંડી ગુફામાંથી અવાજ આવતો હોય તેમ તેના નામનો ઉચ્ચાર તેણીએ સાંભળ્યો.

"મનોરમા!" ગંભીર અને ઉંડા સ્વરે પ્રતિમા બોલી.

આ શબ્દો સાંભળતાંજ મનોરમાના આખા શરીરે કંપારી છુટી, પરંતુ મનપર કાબુ રાખવાના અભ્યાસને લીધે તે પોતાની ઓરતની લાગણીઓને સંયમમાં રાખી શકી.

એ પત્થરની પ્રતિમા પુન: બોલવા લાગી:—"મનોરમા, એ મ્હોટા પુસ્તકમાં તેં શું વાંચ્યું?"

મનોરમાએ દૃઢ સ્વરે ઉત્તર આપ્યો:—"મેં એવા શબ્દો વાંચ્યા છે કે, જેનું સૂચન તથા ભાવાર્થ મારા મનમાં મેં ઉતાર્યા છે." જાદુઈ મસ્તક પુનઃ બોલવા લાગ્યું:—"એ શબ્દોને ફરીથી યાદ કરી બોલી બતાવ."

મનોરમા કહેવા લાગી:—"જે સ્ત્રી અસાધારણ ઐતિહાસિક કથાઓનું જ્ઞાન ધરાવતી હોય અને પોતાના વિશાળ જ્ઞાનના પ્રતાપે અનેક ભાષાઓ ઉપર સંપૂર્ણ કાબુ મેળવ્યો હોય, તે આ જગતમાં સર્વથી ઉચ્ચ દરજ્જાની વિખ્યાતિ મેળવવા કોશિશ કરે, અને જો—"

એકાએક મનોરમા બોલતી અટકી પડી તેના શરીર ઉપર રતાશ ચમકવા લાગી કે જે અત્યાર પહેલાં ભયથી ઉડી ગઇ હતી.

જાદુઇ મસ્તકે આજ્ઞાસૂચક સ્વરે કહ્યું:—"ચલાવ, આગળ ચલાવ!" આટલા શબ્દોએ તે ભોંયરાંના શાંત ઓરડામાં ભયાનક અને ગંભીર પડઘો પાડી દીધો.

મનોરમા પુનઃ બોલવા લાગી;—"અને જો તેના જ્ઞાન જેટલુંજ તેનામાં સૌન્દર્ય હોય તો પોતાની ઇચ્છાઓને તે સફળતાપૂર્વક પાર પાડી શકે."

જાદુઇ મસ્તકે કહ્યું:—"મનોરમા, તું ખુબસુરત છે, તારૂં જ્ઞાન વિશાળ છે, શું તારા દિલમાં કોઈ પણ જાતની મહત્વાકાંક્ષા નથી?"

મનોરમાએ કહ્યું:—"જે શબ્દો હમણાં મેં ઉચ્ચાર્યા તે જ્યાં સુધી મેં વાંચ્યા નહોતા ત્યાંસુધી મહત્વાકાંક્ષા શું એ હું સમજતી નહોતી. એ શબ્દોએજ મારામાં મહત્વાકાંક્ષાની જ્યોત સળગાવી છે. આજ સુધી જ્ઞાનપ્રાપ્તિ માટે હું ઉત્સુકતા રાખતી હતી; પરંતુ હવે પછીથી હું અતુલ શક્તિ મેળવવા માટે પ્રયત્નો કરીશ."

જાદુઇ મસ્તકે કહ્યું:—"તારો હમણાનો નિશ્ચયજ તારા નસીબમાં લખાએલો છે. તું જ્ઞાન તથા સત્તાને માટેજ જન્મી છે. તેથી તારાં બધાં સામર્થ્યનો મહત્વાકાંક્ષાના ઉચ્ચ શિખરે ચડવામાં ઉપયોગ કરજે."

જાદુઇ મસ્તકના આવા શબ્દો સાંભળી મનોરમાની દૃષ્ટિ સમીપ સુંદર ભવિષ્ય દેખાવા લાગ્યું. થોડીક હિંમત અને સાહસ કરી તે બોલવા લાગી:—"હે જાદુઈ મસ્તક! આવું મહદ્ ભાગ્ય પ્રાપ્ત કરવા માટે શું તું મને યોગ્ય રસ્તો નહિ સુઝાડે?"

જાદુઇ મસ્તકે કહ્યું:—"આ પુસ્તકમાં લખેલું છે કે, જેઓ તને દોરવાને શક્તિમાન છે તેઓની ડહાપણભરી સલાહ જો તું લઇશ અને જે કાર્ય ઉપાડે તેમાં ધૈર્ય, ઉત્સાહ અને સાહસ દર્શાવીશ તો જરૂર તું વિજયને પ્રાપ્ત કરીશ. તારી મહત્વાકાંક્ષાની પ્રગતિને અનુકુળ હજારો બનાવ તારા જીવનના પ્રસંગોમાં બનશે અને વખત આવ્યે સંકટોમાંથી પસાર થઇ તારે તારો માર્ગ નિષ્કંટક કેમ કરવો તે તારી બુદ્ધિજ તને બતાવશે. માટે મનોરમા, હવે અહિંથી ચાલી જા અને તારે કામે લાગ. હવે હું વધારે બોલીશ નહિ."

જાદુઇ મસ્તક બોલતું બંધ થઈ ગયું. તેના આખરી શબ્દોના પડઘા તે શાંત ઓરડામાં વિલીન થઇ ગયા. પુનઃ ત્યાં નિસ્તબ્ધતા પ્રસરી રહી.

જાદુઈ મસ્તકે ભાખેલું ભવિષ્ય સાંભળી હર્ષ અને વિજયના આનંદ તથા ઉચ્ચ અભિલાષાના ખ્યાલો તેના મગજમાં ઉત્પન્ન થયા હતા, તે કરતાં તેની વિસ્મય વૃત્તિ ઘણી બળવત્તર રહેવા પામી હતી.

મનોરમાએ આશ્ચર્યચકિત બની મેજ ઉપર દીવો પાછો મુક્યો અને જાદુઇ મસ્તક પાસેથી તે ચાલી ગઈ.

ઉંબરો ઓળંગી જેવી તે બહાર વિશાળ ખંડમાં ગઇ કે તરત તેણીએ પ્રકાશ જોયો અને જે દિશાએથી પ્રકાશ આવતો હતો તે દિશા તરફ દૃષ્ટિ ફેરવતાં તેણીએ એક મેજ ઉપર દીવો બળતો જોયો અને તેની પાસે એક આસનપર પેલા વૃદ્ધ પુરૂષને બેઠેલો તેણીએ જોયો.

(અપૂર્ણ.)

---

મહમદ કલબમાં ખાઇ અને સારી રીતે દારૂને ઈન્સાફ આપી રાતના દોઢ વાગે હાંફળો–ફાંફળો ઘેરે આવી પહોંચ્યો. ઘરના દરવાજાને અંદરથી બંધ કરેલો નહિ હોવાથી તે બારણું ઉઘાડી દીવાનખાનામાં દાખલ થતાંજ તેની પત્ની કુલ્સુમનો અવાજ તેણે સાંભળ્યો. કુલ્સુમનો પ્રભાવ મહમદ ઉપર ઘણોજ પડતો હતો એટલે તે તેનાથી બીતો હતો. કુલ્સુમનાં પગલાંનો અવાજ સાંભળતાંજ મહમદ ત્યાંને ત્યાંજ એક ટેબલ ઉપરથી કોઇ ચીજ ઉપાડી નજીકની આરામ ખુરસી પર બેસી ગયો.

કુલસુમે ગુસ્સામાં આવી જઈ પૂછ્યું:—"આમ મોડી રાત બહાર રખડ્યા કરવું અને પછી અહિં બેસી રહેવાને શરમ આવતી નથી?"

"અરે! હું તો આ ચોપડી વાંચું છું! આ ચોપડી લાઇબ્રેરીમાંથી લાવ્યાને બે મહિના થઈ ગયા છે, માટે આજને આજ મેં તે પુરી કરી નાખવાનો નિશ્ચય કરેલો છે. માટે તું સુઇ જા. હું તો વાંચીને અહિંજ સુઇ રહીશ!"

"અરે વાહ!" કુલ્સુમના ગુસ્સાનો પાર રહ્યો નહિ. મહમદને તે ઠઠોળી કહેવા લાગી: "વાહ! વાહ! કોને બનાવો છો? જરા આંખો ફાડીને જુઓ તો ખરા કે, તમારા હાથમાં વાંચવાની ચોપડી છે કે બુદ્ધિબળની પેટી?"

# મુંબાઈનું રાત્રિ-રહસ્ય

(લખનાર:—રા. ગુપ્તદૂત)

[ગતાંકથી ચાલુ.]

(૬)

વિનોદચંદ્ર પુષ્કળ સંપત્તિનો માલિક હતો એ વાત વાચકો જાણે છે. તેના મ્હોટા ભાઈનું નામ રમેશચંદ્ર હોઈ બન્ને ભાઈઓના સ્વભાવમાં આસમાન અને જમીન જેટલું અંતર હતું. રમેશચંદ્ર સમજુ, દૂરદર્શી અને વ્યવહારચતુર હતો ત્યારે વિનોદચંદ્ર ઉડાઉ, વ્યસની તથા વિષયી હતો. ઉમ્મરમાં લાયક થયા પછી ટંટો ફિસાદ કરી તેણે વડિલબંધુ પાસેથી મિલકતનો અડધો ભાગ કબજે કર્યો હતો. વિનોદનાં માતાપિતા ઘણા કાળથી સ્વર્ગવાસી થયાં હતાં તથા રમેશચંદ્રે ન્હાના ભાઈની ઉચ્છૃંખલ મતિગતિને સુધારવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો; છતાં તેનો પ્રયત્ન બિલકુલ સફળ થયો નહોતો. વિનોદે મેટ્રિક સુધી અભ્યાસ કરી પાઠશાળાને સાષ્ટાંગ પ્રણામ કરી પાણીચું આપ્યું હતું. એ વખતે તેની ઉમ્મર વીસ વર્ષની હતી. યુવાવસ્થા, સંપત્તિ અને સ્વતંત્રતાનો યોગ જો એક સાથે થાય છે તો તેનું પરિણામ ઘણું અનિષ્ટકર્તાજ આવે છે. વિનોદને મોજશોખ કરવા માટે પૂરતા પૈસા મળતા હોવાથી તથા કેટલાક સ્વાર્થી-આપમતલબી કહેવાતા દોસ્તોની પ્રપંચ જાળનો તે ભોગ થઈ પડેલો હોવાથી દિવસે દિવસે તેના અધઃપતનનો માર્ગ વિશેષ સાફ થતો હતો. સાધુ વેશધારી ધૂર્તતાનો અથવા શરીફ બદમાશો મુંબાઈમાં કેટલાક ગર્ભશ્રીમંત નવયુવકોને શોધી કાઢી તેમને પોતાની સોનેરી જાળમાં કેવી ખૂબીથી સપડાવે છે એ કેવળ અનુભવીજ જાણી શકે તેમ છે. વિનોદચંદ્ર પણ એવા એક શરીફ બદમાશની જાળનો શિકાર કેવી રીતે થયો હતો એ અત્રે જણાવવાની જરૂર છે

ન્હાનપણથીજ વિનોદને નાટકો જોવાનો ઘણો શોખ હતો. દર શનિવારે તથા રવિવારે તે અમુક મસ્કાબાજ મિત્રોને સાથે લઈ નાટક જોવા જતો હતો અને તેના વિશેષ અવરજવરને લીધે તે નાટક કંપનીઓના ઘણાખરા માણસો સાથે પરિચિત થઈ ગયો હતો.

ઇશ્વરદાસ નામના એક માણસનો ગુર્જર હિતવર્ધક નાટક કંપની સાથે ગાઢ સંબંધ હતો તે જો કે વેપાર કરતો હતો; પરંતુ ગુર્જરહિતવર્ધક નાટક કંપનીને પ્રસંગોપાત ઉછીની રકમો મેળવી આપી નભાવી રાખવામાં તેનો ખાસ હાથ હતો. ગુર્જર હિતવર્ધક કંપની બહારગામથી જ્યારે મુંબાઈ આવી હતી ત્યારે તેની હાલત ઘણી ખરાબ હતી તથા થોડા વખતમાંજ એ કંપની રામશરણ થઈ જશે એવી સહુની માન્યતા હતી. કંપનીને એ પ્રસંગે ઇશ્વરદાસેજ લાગવગ વાપરી ઉદારથી ઘણા ઉંચા મારવાડી વ્યાજે પૈસા અપાવ્યા હતા. આથી કંપનીનો માલિક ઇશ્વરદાસનો અંગત સંબંધી બની ગયો હતો.

આપણું આ રહસ્ય આલેખવામાં આવે છે એ વખતે ઇશ્વરદાસની ઉમ્મર લગભગ પાંત્રીસેક વર્ષની હતી તેનું શરીર મજબૂત લાગતું હતું. એ ઇશ્વરદાસે વિનોદચંદ્રને કેવી રીતે પોતાની પ્રપંચ જાળમાં સપડાવ્યો તે વર્ણવતાં પહેલાં તેનો થોડો અંગત પરિચય વાચકોને જણાવવાની જરૂર છે.

ઇશ્વરદાસ બહારથી એક ગૃહસ્થ જેવો આડંબર રાખતો હોવા છતાં તેનું ખરું સ્વરૂપ કાળા નાગ જેવું હતું. તે કાઠિયાવાડી હતો. પોતાની ન્હાની ઉમ્મરેજ તે મુંબાઈમાં આવી વસ્યો હતો. આરંભમાં તે કેશવજી શેઠ નામના એક શ્રીમંત વ્યાપારીની પેઢી ઉપર ગુમાસ્તા તરીકે રહ્યો હતો. કામકાજમાં ચપળતા બતાવી થોડાજ વખતમાં તે શેઠના ખાનગી સેક્રેટરીની જગ્યા અને પ્રભુપત્નીનો પ્રેમ સંપાદન કરી શક્યો હતો તેની એ પ્રભુપત્નીઓમાંની એકનું નામ રૂપાળી હોઈ તેનું રૂપ તેના નામને છાજે એવું હતું. રૂપાળી શોક્ય ઉપર આવી હતી. કેશવજી શેઠ અને રૂપાળીની ઉમ્મરમાં લગભગ પચીસેક વર્ષનું અંતર હતું અર્થાત્ રૂપાળી જ્યારે પચીસ વર્ષની પૂર્ણ યૌવના હતી ત્યારે કેશવજી શેઠ પ્રૌઢાવસ્થાના છેલ્લા પગથીએ જઈ પહોંચ્યા હતા. કેશવજી શેઠનું શરીર કોડી જેવું અને નાક ચીબું હતું. દરરોજ સવારે આઠથી અગીઆર વાગ્યા સુધી તેઓ પોતાની જુની પત્નીને નિવાસ સ્થળે છેક ઉપરને મજલે રાખેલી ઑફિસમાં નામાઠામાનું કામ તપાસતા હતા. દુકાન તથા પેઢીના અમુક બેચાર નોકરો સિવાય બીજા બધા નોકરોને એ વખતે શેઠની પાસે હાજર થઈ આગલા દિવસના સઘળા કામકાજનો હિસાબ આપવો પડતો હતો તથા શેઠની નવી સૂચનાઓ સાંભળી લેવી પડતી હતી. અગીઆર વાગ્યે સ્નાનસંધ્યાદિથી નિવૃત્ત થઈ ભોજન કરી ઘરની ગાડીમાં બેસી શેઠ પોતાની નવીન ગૃહિણી રૂપાળીના નિવાસસ્થાને ચાલ્યા જતા હતા. ત્યાં બે વાગ્યા સુધી આરામ લીધા પછી ચ્હા પી તેઓ પુનઃ ગાડીમાં બેસી પેઢી ઉપર જતા હતા. હુંડીઓ તેમજ બીજી લેવડદેવડ સંબંધી મુખ્ય મુનીમ સાથે વાત કરી સાધારણ ઇંગ્રેજી જાણનાર ઇશ્વરદાસને સાથે લઈ કોર્ટમાં બૅન્કો વગેરેનું કામ આટોપવા ચાલ્યા જતા હતા. કોર્ટનું કામ પરવાર્યા પછી તેમની ગાડી લગભગ છ વાગ્યે ચર્ચગેટ રેલ્વે ક્રૉસિંગ ઓળંગી સમુદ્રતટ ઉપર જતી હતી તથા કલાકેક તાજી હવા ખાઈ તેઓ પોતાની નવીન પત્ની રૂપાળીને ત્યાં જતા હતા અને હમ્મેશાં ત્યાંજ જમી રાત્રિ પસાર કરતા હતા કોઈ કોઈ વખતે શેઠના હુકમથી ઇશ્વરદાસ પણ ત્યાંજ રાત પસાર કરતો હતો હજી સુધી શેઠને એકકે સંતાન થયું નહોતું.

ધીમે ધીમે ઇશ્વરદાસની મહત્વાકાંક્ષાઓ વધવા લાગી. લક્ષ્મી અને સત્તા મેળવવા માટે તેનું ચિત્ત સદા સર્વદા વ્યાકુળ રહેતું હતું. બીજી તરફથી કેશવજી શેઠની જુની પત્ની દીવાળી કે જેની ઉમ્મર આ પ્રસંગે પાંત્રીસેક વર્ષની હતી તે શેઠને પોતાની સત્તામાં કેવી રીતે લાવવા તેની ચિંતા કર્યા કરતી હતી. ધીમે ધીમે ઇશ્વરદાસ સાથે દીવાળીનો પરિચય થયો તથા એ પરિચય દિવસે દિવસે વિશેષ દૃઢ થવા લાગ્યો. દીવાળી ભણીગણી નહોતી તેનામાં વિચારશક્તિનો અભાવ હતો ઇશ્વરદાસે શકુનીની માફક તેના કાનમાં ગુરૂમંત્ર ફુંકી ધીમે ધીમે તેને પોતાને વશ કરી નાખી જો શેઠ હયાત હશે અને એ

સમય દરમ્યાન રૂપાળીને દૈવયોગથી પુત્ર સંતાનની પ્રાપ્તિ થશે તો દીવાળીને શોક્યની આધીનતામાં રહી એક ગરીબ ભિખારણની માફક પોતાનું જીવન વીતાડવું પડશે એવી હકીકત ધુર્ત ઇશ્વરદાસે તેને સમજાવી દીધી. દીવાળીએ ઇશ્વરદાસને આત્મસમર્પણ કર્યું તથા બન્નેએ મળી કેશવજી શેઠનું કાટલું ઉડાવી દેવાનો ગુપ્ત નિશ્ચય કર્યો.

ઇશ્વરદાસનું ચરિત્ર પ્રથમથીજ ખરાબ હતું. ઘણા મવાલીઓ પઠાણો વગેરેની સાથે તેનો સંબંધ હતો. પોલિસખાતાના કેટલાક માણસોનો પણ ઇશ્વરદાસ સાથે પરિચય થયો હતો. આમ હોવાથી તે ગમે એવું ભયંકર કાર્ય કરતાં ડરે તેમ નહોતો.

પછી દીવાળીના મકાનમાંજ ઇશ્વરદાસે કેશવજી શેઠને એવી રીતે રામશરણ પહોંચાડી દીધા કે તેના ભેદની કોઇને ખબર પડી નહિ. આ કાર્ય પાર પાડવા બદલ દીવાળી તરફથી ઇશ્વરદાસને સારી જેવી રકમ ઇનામ તરીકે મળી.

શેઠના અકાળ મૃત્યુ પછી છ માસ સુધી તો વિશેષ કાંઇ ગડબડ કે તકરાર ઉભી થઈ નહિ; છતાં ભવિષ્યમાં રૂપાળી અને દીવાળી શેઠની સંપત્તિને કેવી રીતે હસ્તગત કરવી એ વિષયના વિચારોમાંજ પોતાના દિવસો પસાર કરતી હતી. શેઠની મિલકત આઠ દશ લાખ રૂપિયાની ગણાતી હતી; પરંતુ શેઠ નવી સ્ત્રી રૂપાળીને વિશેષ ચહાતા હોવાથી ઘણાંખરાં ઉપયોગી ઓચરીયાં, ઘરેણાં ગાંઠાં તથા રોકડ સિલક રૂપાળીના કબજામાં હતાં. ઇશ્વરદાસે પૈસાના પ્રભાવથી એક બે વકિલ બૅરિસ્ટરને પણ પોતાના કબજામાં રાખ્યા હતા. તેણે દીવાળી પાસે રૂપાળી ઉપર હાઇ કોર્ટમાં મિલકતનો ભાગ મેળવવા માટે દાવો નોંધાવ્યો. દાવાના ખરચનું નિમિત દર્શાવી ઇશ્વરદાસ પોતાના બેરિસ્ટરનું તથા પોતાનું ઘર તર કરવા લાગ્યો. દીવાળીને શેઠની મિલકતનો ભાગ મળે એટલે તેમાંથી ચોથા ભાગની રકમ પોતાને મળે એવી ઇશ્વરદાસે દીવાળી સાથે પ્રથમથીજ ગુપ્ત શર્ત કરી હતી.

લગભગ બે વર્ષ પછી કેસનો નિકાલ આવ્યો. બન્ને પક્ષની પુષ્કળ રકમ ખરચાયા પછી કોર્ટે દીવાળી તથા રૂપાળીને અડધો અડધ મિલકત મળે એવો ચુકાદો આપ્યો. યથા સમયે ઇશ્વરદાસને પણ શર્ત પ્રમાણે તેના ભાગના રૂપિયા મળ્યા; પરંતુ એટલાથી તેની મહત્વાકાંક્ષા તૃપ્ત થાય તેમ નહોતું. દીવાળીએ તેને પ્રથમથીજ આત્મસમર્પણ કરેલું હોવાથી હવે કોઇ પણ રીતે તેની પાસેની તમામ મિલકત મેળવી તેને ભિખારણ બનાવી દેવાનો ઇશ્વરદાસે સંકલ્પ કર્યો તથા દીવાળી જેવી એક ભોળી મૂર્ખ અબળાને છેતરવાનું કામ ઇશ્વરદાસ જેવા કપટી, દગાબાજ નરપશુ માટે ઘણું સામાન્ય હોવાથી પોતાનો સંકલ્પ પાર પાડવામાં તેને વિશેષ પરિશ્રમ કરવો પડ્યો નહિ. તેણે હરેક પ્રકારે દીવાળીને ચુસી લીધા પછી તેનો ત્યાગ કર્યો.

આમ છતાં લક્ષ્મી જેમ જેમ પ્રાપ્ત થતી ગઇ તેમ તેમ ઇશ્વરદાસનું ચરિત્ર વિશેષ બગડવા લાગ્યું. અધર્મ આચરીને, ભોળાં નરનારીઓને ફસાવીને તથા ગુપ્ત હત્યાઓ કરીનેજ વિશ્વસંસારમાં માલદાર થઇ શકાય છે એવી ભાવના એના અવિચારી મનમાં દૃઢ થઇ હતી. પૈસાના જોરથી તેણે મુંબાઈ શહેરમાં જબરી લાગવગ જમાવી દીધી હતી. તે મવાલીઓનો સરદાર, બદમાશોનો મદદગાર હોવા ઉપરાંત કૉર્નર ગ્રાન્ટરોડ, ફોરાસ રોડ, કમાટીપુરા, ગિરગામ, ફણસવાડી, કેંચપૂલ વગેરે સ્થળોની લગભગ તમામ ગાનારીઓ અને ધંધાદારી સુંદરીઓનો સરદાર હતો. આવાં સ્થળોએ એ હંમેશાં ભટકતો હોવાથી તેને પુષ્કળ મદ્યપાન કરવાની ટેવ પડી હતી. ઘણા શ્રીમંત યુવકોનો નાટક કંપનીમાંથી પરિચય કરી ધીમે ધીમે તેમની સાથેનો સંબંધ વધારી છેવટે એ કળિયુગનો કાળો નાગ તેમની પાયમાલી અને ખાનાખરાબી કરી નાખતો હતો.

[આ રહસ્યપૂર્ણ લેખનો આગળનો ભાગ વાંચવા માટે અમારો આવતા રવિવારનો અંક વાંચો.]

(અપૂર્ણ.)

---

"ઉસ્તાદજી! મારો અવાજ કેવો છે?" પોતાના અવાજના મધુરપણા માટે અભિમાન રાખતા એક અભીમાની ગૃહસ્થે એક પ્રખ્યાત ગવૈયાને પૂછ્યું.

ગવૈયાએ બિલકુલ જવાબ આપ્યો નહિ.

"મારા અવાજનો કાંઇ ઉપયોગ થશે એમ તમને લાગે છે શું?"

ગવૈયાએ શાંત રીતે જવાબ આપ્યોઃ—

"હા. તમારી ચાલમાં જો આગ લાગે તો 'આગ-આગ' એમ મોટેથી બૂમ મારી લોકોને બોલાવવા માટે તમારો અવાજ ઘણો સરસ છે!"

* * *

લોભીલાલ બીજાનું લેણું ઝટ આપી દેવામાં બહુ ઢીલ કરતો અને તેના આ ગુણોને લીધેજ સર્વત્ર તે પ્રખ્યાત હતો. એક દિવસે તે એક દરજીની દુકાનમાં ગયો અને ત્યાં જઇ પોતાના કોટને માટે એક કપડાનો તાકો પસંદ કર્યો અને દરજીને કહ્યું:— "આ કપડાનો મારે કોટ કરાવવો છે, પણ તેના પૈસા હું એક વર્ષ પછી આપીશ. કહો, તમોને છે કબૂલ?"

દરજી—હા, કબૂલ છે.

લોભીલાલ—ત્યારે તમે કોટ ક્યારે આપશો?

દરજી—એક વર્ષ પછી!

* * *

પતિ—બધી સ્ત્રીઓએ તરતાં શીખવુંજ જોઇએ એવો સખ્તીનો કાયદો થવો જોઇએ.

પત્ની—કેમ?

પતિ—તેથી તેમને એક પ્રકારની સારી ટેવ પડવાનો સંભવ છે.

પત્ની—તરવાથી સ્ત્રીઓમાં એવી કયી સારી ટેવ પડવાની હતી?

પતિ—તરતી વખતે મોઢું બંધ કરી રાખવું જોઇએ અને એ ટેવ સ્ત્રીઓને પડે તો તેમના પતિને કેટલો બધો આનંદ થાય!

બોલતાંમાં તેનું મુખ ક્ષણ કાળ માટે લાલચોળ બની પાછું મલિન થઈ ગયું.

મ્હેં તેને પૂછ્યું:—"એ નોટો આપને ક્યાંથી મળી હતી?"

ફરામજીએ ઉત્તર આપ્યો:—"મ્હારી બ્હેને મ્હને આપી હતી."

"ક્યારે આપી હતી?"

"આજે સ્હવારે."

"કેટલી નોટો આપી હતી?"

"પાંચજ."

"આપે શા માટે એ રકમ આપનાં બ્હેન પાસેથી લીધી હતી?"

ફરામજીએ આ પ્રશ્નનો કાંઇ ઉત્તર આપ્યો નહિ. ઉતરી ગયેલે મુખે તે કેકોબાદ તરફ જોઇ રહ્યો.

કેકોબાદે કહ્યું:—"ફરામજી! હવે મ્હારા મુખ તરફ જોઇ રહેવાથી શો લાભ છે? શા માટે તું એ રૂપિયા લાવ્યો હતો તે કહે. જો એક પાપ છુપાવવા જતાં તું બીજું પાપ કરીશ તો ત્હારા દુઃખનો પાર રહેશે નહિ હવે મ્હારા હાથમાં વાત નથી."

ક્ષુબ્ધ ભાવથી ફરામજીએ કહ્યું:—"ના—ના, મ્હેં કોઇ ગુન્હો કર્યો નથી." આમ કહી મ્હારા તરફ જોઇ તે બોલ્યો, "મહાશય! હું અત્રે એક કારકૂનનું કામ કરૂં છું. થોડા વખત માટે મ્હને રેસકોર્સમાં જઇ દાવ લગાવવાનો નાદ લાગ્યો હતો. એ કુટેવને લીધે મ્હારે માથે પાંચસો રૂપિયાનું દેવું થયું હતું— એ રૂપિયા ભરી દેવાનો કોઇ માર્ગ નહિ હોવાથી મ્હને કુમતિ સૂઝી હતી અને મ્હેં આવા ઉદારચિત માલિકની રોકડ સિલ્લકમાંથી એ રકમ લીધી હતી. એ વાત કાલે જાણવામાં આવતાં તત્કાળ એ રકમ ભરપાઇ કરવાનું તેમણે મ્હને કહ્યું હતું. જો એ રકમ ભરૂં તો મ્હને ક્ષમા આપી નોકરી ઉપર કાયમ રાખવાનું જણાવ્યું હતું. બીજો કોઇ ઉપાય નહિ હોવાથી મ્હેં મ્હારી બ્હેન પાસે જઇ તેને એ વાત જણાવી. મ્હારી બ્હેનની આર્થિક સ્થિતિ સારી નહિ હોવા છતાં મ્હને સંકટમાં પડેલો જોઇ પાંચસો રૂપિયા આપવાનું તેણે કહ્યું હતું. તેની પાસે સગવડ નહિ હોવાથી એ રકમ તેણે પાલનજી પેસ્તનજી પાસે માગી હતી પાલનજીએ એ રાત્રેજ તેને પાંચસો રૂપિયા લાવી આપ્યા હતા. એ રૂપિયા સ્હવારે લઇ આવી મ્હેં મ્હારા શેઠને આપ્યા હતા. પછી તેમણે એ રકમ બેંકમાં જમા કરાવી છે. આમાં ગરબડ જેવું શું છે એ હું સમજી શકતો નથી."

મ્હેં પૂછ્યું:—"પાલનજી સાથે આપનો શો સંબંધ છે?"

ફરામજીએ ઉત્તર આપ્યો:—"મ્હારી બ્હેન સાથે તેઓ પરણનાર છે."

"આપનાં બ્હેનનું નામ શું છે?"

"શીરીનબાઇ."

"તેઓ ક્યાં રહે છે?"

"ખેતવાડીમાં"

અત્યાર સુધી જે ભેદ છૂપો હતો તે ફરામજીના ખુલાસાથી જાણે કે ખુલ્લો થયો. હવે હું એમ ખાત્રીપૂર્વક સમજી શક્યો કે, પાલનજીએજ પૈસા માટે શીરીનબાઇનું ખૂન કરેલું છે. સદેહ કરવા જેવું કોઇ કારણ રહ્યું ન હોતું. પાલનજી કેવો મૂર્ખ માલુમ! એક સામાન્ય સ્ત્રીનું મન સાચવવા માટે તે બીજી એક સુંદરીનું ખૂન કરી બેઠો. મનમાં ને મનમાં મ્હેં વિચાર્યું, હમણાં શીરીનબાઇને મળવાની કાંઇ જરૂર નથી. હતભાગી પાલનજીનેજ પ્રથમ ગિરફતાર કરવાની જરૂર છે. આ સઘળી વાત એકદમ પાલનજીના જાણવામાં ન આવે એ માટે કેકોબાદ અને ફરામજીને સાવધાન કરી મ્હેં કહ્યું:— "ઓછામાં ઓછા ચોવીસ કલાક સુધી કૃપા કરી આ વાત ચોથા કોઇના જાણવામાં ન આવે એ માટે ધ્યાન રાખજો. જે કારણું માટે મ્હારે આ તપાસ કરવી પડે છે એ ઘણી લાંબી વાત છે. એ વાત કહેતાં ઘણો વખત લાગે તેમ છે. હવે હું અત્રે રોકાઇ શકતો નથી. એક બે દિવસમાંજ સઘળી હકીકત આપ જાણી શકશો."

વ્યાકુળ ભાવથી ફરામજીએ પૂછ્યું:—"મ્હારી બ્હેન ઉપર કોઇ સંકટ આવી પડે તેમ છે કે?"

મ્હેં કહ્યું:—'ના, એ માટે તમે ચિંતા કરશો નહિ."

મ્હારો ઉત્તર જાણે સાંભળ્યો ન હોય એવા ભાવથી ફરામજીએ કહ્યું:—"અરેરે! મ્હારી બ્હેન—"

વચ્ચે જ મ્હેં કહ્યું, "આપ શા માટે ચિંતા કરો છો મ્હારા શબ્દો ઉપર વિશ્વાસ રાખો. આપના અગર તો આપ[illegible] બ્હેન ઉપર કોઇ સંકટ નહિ આવે. એ માટે હું મ્હારાથી બનત[illegible] મહેનત જરૂર કરીશ. ફિકર કરશો નહિ. જો કલ્યાણ ઇચ્છત હો તો હાલ તરત આ વાત ગુપ્ત રાખજો."

પછી હું સદાશય કેકોબાદ શેઠની વિદાય લઇ બ્હાર નીકળ પડયો.

બીજે દિવસે મેજીસ્ટ્રેટ પાસેથી પાલનજીના નામ ઉપર મં એક વૉરંટ મેળવ્યું. પાલનજીની વિરૂદ્ધ જે પુરાવાઓ મ[illegible] આવ્યા હતા તે તેને ફાંસીને લાકડે ચઢાવવા માટે બસ હતા નોટોનો પુરાવો ઘણો દૃઢ હતો. આમ છતાં જો પેલું પત્થર પુરાણું પાલનજીનું હોવાનું જો હું સાબિત કરી શકું તો કાં ગરબડ રહે તેમ નહોતી.

વૉરંટ મેળવી હું પાલનજીને ઘેર જઇ પહોંચ્યો. મ્હાર શુભાગમનનું કારણ મ્હેં તેને જણાવ્યું. તેણે અત્યંત આશ્ચ પામી એ કારણ સાંભળ્યું. કોઇ પણ પ્રકારે તેણે પોતાનો ગુન્હો કબુલ કર્યો નહિ. બધી વાતો ઉડાવી દેવાની મહેનત તે કરવ લાગ્યો. તે જાણે કે કાંઇ જાણતોજ નહોતો. તે પોતાનો ગુન્હો કબુલ નહિ કરે એમ હું પ્રથમથી જ જાણતો હતો; પરંતુ તે આવી રીતે પોતાને બચાવવાનો પ્રયત્ન કરશે એમ પણ મ્હેં ધાર્યું નહોતું.

પાલનજીએ ઘણા ઉદ્વેગ ભાવથી કહ્યું:—"મહાશય! આપની ભૂલ થાયછે શા ઉપરથી આપ મ્હને ગુન્હેગાર ઠરાવો છો એ હું સમજી શકતો નથી. મ્હારે શા માટે શીરીનબાઇનું ખૂન કરવું પડે? એ ખૂનની વાત સાંભળી મ્હારા જેટલું આશ્ચર્ય બીજા કોઇને નહિ થયું હોય. પહેલાં તો હું એ વાતને સાચી માનતોજ નહોતો."

"જે દિવસે ખૂન થયું તે દિવસે રાત્રે તમે માણેકજીને ઘેર ગયા હતા?"

"હા. મ્હારે શા માટે એ વાત નાકબુલ કરવી જોઇએ! હું પોતે મ્હને નિર્દોષ સમજું છું એટલે મ્હારે કોઇ વાત છુપાવવાની જરૂર નથી."

"જુઓ, હું તમને પ્રથમથી ચેતાવું છું. હમણાં તમારા મુખમાંથી જે હકીકત બ્હાર નીકળશે તેજ પછી તમારી વિરુદ્ધ પ્રમાણ રૂપે ગણાશે. જે કાંઇ કહો તો સમજી વિચારીને કહેજો."

"એ માટે મ્હને ચિંતા નથી. હું મ્હારો બચાવ કરી શકું તેમ છું. ખૂન થયું એ રાત્રે મ્હેં મ્હારા સ્નેહી માણેકજી પાસે પાંચસો રૂપિયા માગ્યા હતા; એ રૂપિયા—"

"—હીરાબાઇને આપવા માટે?"

ચમકી ઉઠીને પાલનજીએ મ્હારા મુખ તરફ જોયું. વ્યાકુળ કંઠે તેણે કહ્યું:–"કેવી રીતે આપ એ વાત જાણી શક્યા?"

મ્હેં કહ્યું:–"હીરાબાઇના ભાઇ પાસેથી મ્હેં એ વાત સાંભળી છે. જે પાંચ નોટ મોકલી હતી તે કેકોબાદ શેઠે બેંકમાં જમા કરાવી હતી. આટલી બધી ઉતાવળથી એ નોટો બ્હાર કાઢી તમે ગફલત ખાધી છે. ગુન્હો છુપાવવા માટે તમારે વિશેષ સાવધ રહેવાની જરૂર હતી છતાં તમે શું કર્યું? જો એ રૂપિયા તરત ન આપવામાં આવ્યા હોત તો હીરાબાઇના ભાઇ ફરામજીને જેલમાં જવું પડત."

અત્યંત ભયાનક ભાવથી ઉત્તેજિત બની પાલનજી બોલી ઉઠયો:—"એક ગૃહસ્થ માણસનું માન જાળવી આપ વાત કરો. હજી પણ કહું છું કે મ્હેં ખૂન કર્યું નથી. હું આપની માફકજ નિર્દોષ છું. હીરાબાઇની વિનતીથી તેમના ભાઇનું અમુક સંકટમાંથી રક્ષણ કરવા માટે જ મ્હેં મ્હારા મિત્ર માણેકજી પાસેથી પાંચસો રૂપિયા ઉછીના લીધા હતા."

"પરંતુ માણેકજી જ એમ કહે છે કે, તેમણે તમને રૂપિયા આપ્યા નથી."

અગ્નિની સાથે દારૂનો સંયોગ થાય ને તે જેવી રીતે સળગી ઉઠે તેવી રીતે પાલનજી ક્રોધથી સળગી ઉઠયો. દૃઢ સ્વરે તેણે કહ્યું:–"જો એવું હોય તો એ હડહડતો જુઠો છે. તેણે આપને જુઠી હકીકત કહી છે. વાંદરા સ્ટેશને તેની સાથે મારી મુલાકાત થઇ હતી. મ્હેં તેની પાસે પાંચસો રૂપિયા માગ્યા એટલે તરત તેણે આપવાની હા પાડી; પરંતુ એ વખતે વિશેષ રૂપિયા નહિ હોવાથી તે આપી શક્યો નહિ. તેણે કહ્યું, તેની પાસે રૂપિયા સિલક છે. હું પછી જ્યારે માગું ત્યારે તે આપી શકે તેમ છે. મ્હને એજ રાત્રે રૂપિયાની જરૂર હતી. હું તેમને બંગલે જઇ તેમની સ્ત્રી પાસેથી રૂપિયા મેળવી શકું એવો એક પત્ર લખી આપવાનું મ્હેં કહ્યું—"

"પરંતુ માણેકજીએ તમને પત્ર લખી આપ્યો ન હોતો"

મ્હેં વચ્ચે કહ્યું:–

"ના–ના, એ ખોટી વાત છે. તરતજ પાંચસો રૂપિયા આપવા માટે તેણે મ્હને તેની સ્ત્રી ઉપર પત્ર લખી આપ્યો હતો; એજ વખતે પત્ર લઇ હું માણેકજીને બંગલે ગયો હતો. પતિનો પત્ર મળતાં શીરીનબાઇએ મ્હને પાંચસો રૂપિયાની પાંચ નોટો આપી હતી. એ વખતે રાતના લગભગ નવ વાગ્યા હતા. એ રકમ રાત્રે ને રાત્રે મ્હેં હીરાબાઇને પહોંચાડી હતી."

શંકાશીલ ભાવથી મ્હેં કહ્યું:–"આજ સુધીમાં તમારી માફક પોતાનો બચાવ કરે એવો એકકે માણસ મ્હેં જોયો નથી. તમે જે કાંઇ કહો છો એ સઘળી વાત માણેકજી નાકબુલ કરે છે. તેઓ કહે છે કે, એ રાત્રે તેમણે તમને રૂપિયા કે પત્રમાંનું કાંઇ આપ્યું ન હોતું"

હું જાણે કે તેનો ઉપહાસ કરું છું એમ ધારી પાલનજી અત્યંત કઠિન ભાવથી મ્હારા મુખ તરફ જોઇ રહ્યો. તે જાણે કે મ્હારી વાત સાચી માનતો નહોતો. ક્ષણકાળ પછી એક ઊંડો નિશ્વાસ મૂકી તેણે કહ્યું:—"આશ્ચર્ય! મ્હને પત્ર નહોતો લખી આપ્યો એમ તે કહે છે?"

"હા, તમે મ્હને એ પત્ર બતાવી શકશો?"

"ના, મ્હેં એ પત્ર શીરીનબાઇને આપ્યો હતો."

"તપાસ વખતે એ પત્ર મળી આવ્યો નથી. તમારું કહેવું ખરું હોત તો અત્યાર સુધીમાં એ પત્ર જરૂર મ્હારા હાથમાં આવ્યો હોત. વળી શીરીનબાઇને એ પત્રનો નાશ કરી નાખવાનું કાંઇ કારણ ન હોતું."

"આપ મ્હારાં વચન ઉપર વિશ્વાસ નથી મૂકી શકતા કે?"

"વિશ્વાસ મૂકવા જેવું કોઇ કારણ દેખાતું નથી. માણેકજી કહે છે કે, એ રાત્રે તેમણે તમને રૂપિયા આપ્યા ન હોતા છતાં ચોરાયલી નોટોમાંની પાંચ નોટ હમણાં તમારી પાસેથી મળી આવે છે. આવી સ્થિતિમાં હું તમારાં વચન ઉપર કેવી રીતે વિશ્વાસ મૂકી શકું?"

"હજી પણ માણેકજીનું એવું કહેવું છે કે તેણે મ્હને રૂપિયા આપ્યા નથી?"

"હા."

નિરાશ ભાવથી પાલનજીએ કહ્યું:—"ત્યારે તે જરૂર પાગલ બની ગયો હોવો જોઇએ. તે મ્હારો મિત્ર હોવા છતાં મ્હારી વિરૂદ્ધ આવી ખોટી વાત કેમ કહે છે?"

વિના કારણ નકામી વાતચિતમાં વખત વીતાવવો ઉચિત નથી એમ વિચારી મ્હેં કહ્યું:—"ચર્ચા કરવાની જરૂર નથી. હું તમારી સાથે ચર્ચા કરવા આવ્યો નથી. ફરીથી હું તમને યાદ આપું છું કે, હવે મ્હારી પાસે તમે જે કાંઇ કહેશો તે પાછળથી તમારી વિરૂદ્ધ પ્રમાણ તરીકે ગણવામાં આવશે. બ્હાર ગાડી ઉભી છે. તમારે મ્હારી સાથે પોલિસ સ્ટેશન ઉપર આવવું પડશે."

"ભલે ચાલો." કહી પાલનજી ઉભો થયો તથા મ્હારી સાથે બ્હાર નીકળી ગાડીમાં બેઠો.

ગાડી પોલિસ સ્ટેશન તરફ જવા લાગી.

[વાંચનાર! શું ખરેખર પાલનજી ખૂની હશે કે બીજો કોઇ? ખરો ખુની કેવી રીતે પકડાયો એ જાણવા માટે આવતો અંક વાંચો.]

(આવતા અંકમાં આ વાર્તા પૂરી થશે.)

# મુંબાઈનું રાત્રિ-રહસ્ય

(લખનાર:—રા. ગુપ્તદૂત)

[ગતાંકથી ચાલુ.]

(૭)

ગુર્જર હિતવર્દ્ધક નાટક કંપની સાથે ગાઢ સંબંધ હોવાથી ઇશ્વરદાસના અનુયાયીઓનું મંડળ ઘણું વધી ગયું હતું. તે એ મંડળનો નેતા હતો અને પોતાના શાગિર્દોની સહાયતાથી તેણે ઘણાં ભયંકર કાર્યો કર્યાં હતાં. તેના ગુપ્તચરો અમુક અમુક ચોક્કસ શ્રીમંત સંતાનોની પાછળ ફરી જોઇતી બાતમી મેળવતા હતા તથા એ બાતમી જાણી લઇ ઇશ્વરદાસ નવા નવા શિકારોને જાળમાં ફસાવી તેમને ઉંદરની માફક ફોલી ખાતો હતો. નાટક કંપનીના સઘળા નોકરો ઇશ્વરદાસથી બ્હીના હતા. માલિક કરતાં પણ તેમને ઇશ્વરદાસનો ઘણો ભય લાગતો હતો.

ઇશ્વરદાસની સાથે ચંપકલાલ નામનો તેનો એક મિત્ર વારંવાર જોવામાં આવતો હતો. બન્નેની પ્રકૃતિ સમાન હોવાથી તેઓ એક બીજાના અંગત સ્નેહી બની ગયા હતા. ચંપકલાલ પણ કોઇ રીતે ઇશ્વરદાસથી ઉતરે તેવો નહોતો. બન્ને મિત્રો સાથેજ સુરાપાન કરતા હતા, તવાયફને ત્યાં જતા હતા અને જુગાર પણ ખેલતા હતા.

વિનોદચંદ્ર સાથે ઇશ્વરદાસે નાટકમાંથી જ પરિચય કરી લીધો હતો તથા ઇશ્વરદાસ અને ચંપકલાલે વિનોદચંદ્રને સર્વાંશે પોતાના કબજામાં લીધા હતો. ઇશ્વરદાસની સલાહથી વડિલ ભાઇ સાથે તકરાર કરી વિનોદચંદ્રે મિલકતમાંથી પોતાનો ભાગ મેળવી લીધો હતો. બીજી તરફથી નદી રાધા ઉપર મોહિત થયેલો હોવાથી વિનોદચંદ્ર ઇશ્વરદાસને જોઇતા રકમો કોઇ પણ પ્રકારનું લખાણ કર્યા સિવાય ઉછીની આપતો હતો. ઇશ્વરદાસ અને ચંપકલાલની સલાહ સ્વીકારી વિનોદચંદ્રે પોતાના અગાઉના સઘળા ખુશામદીઆ દોસ્તોનો સંગ ત્યજી દીધો હતો.

વિનોદચંદ્રનો બંગલો મહાલક્ષ્મી ઉપર આવેલો હતો. વિનોદની પત્ની સુલોચનાની ઉમ્મર આ કથાનક પ્રસંગે પંદરેક વર્ષની હોઈ તે સુશિક્ષિત નવયુવતી હતી. તેનામાં રૂપ પણ હતું; છતાં ખરાબ સોબતની અસર લાગવાથી વિનોદ પોતાની પત્નીની અવગણના કરી નવી નવી રૂપસુંદરીઓના સ્નેહનો સ્વાદ ચાખવા આતુર રહેતો હતો. સુલોચના પતિના દુર્ગુણોથી જાણીતી હતા છતાં તે એક સેવિકા તરીકે પતિસેવા બજાવતી હતી. તેણે પતિને ઉપદેશ આપી સુધારવાની ઘણી મહેનત કરી હતી; પરંતુ ઇશ્વરદાસ અને ચંપકલાલની સોબત આગળ સુલોચનાનો ઉપદેશ વૃથા થઇ પડતો હતો.

ત્રણે સ્નેહીઓ રહાંજે સાથે બ્હાર ફરવા નીકળી પડી રોજે, કાંતો કે બાળ કોઇ બારમાં પુષ્કળ સુરાપાન કરી, પુલાવ, બિરિયાની, ચૉપ, કટલેસ વગેરે પદાર્થોથી પેટ ભરી ગાનતાનના જલસામાં ઉપડી જતા હતા તથા આવા કુછંદમાં એકજ રાતની અંદર વિનોદચંદ્રના સો બસો રૂપિયા ખરચાઇ જતા હતા. વિનોદ રાતના વખતે ઘેર ભાગ્યે જ જતો હતો. સુલોચના બીચારી એકલી શય્યામાં સુપ્ત રહી પતિની મતિ ગતે સુધારવાની ઇશ્વરને પ્રાર્થના કરતી આંસુ સારતી હતી. તે શ્રીમંતકન્યા હોવાથી જો તેણે ધાર્યું હોત તો પતિના ઘરનો ત્યાગ કરી પિયરમાં જઇ સુખમાં રહી શકત; પરતુ પતિસેવા એજ આર્યનારીનું પરમ કર્ત્તવ્ય છે એવી ભાવના એના અંતઃકરણમાં દૃઢ થએલી હોવાથી ચુપકીદીથી તે સઘળું કષ્ટ સહન કરતી હતી.

ઇશ્વરદાસ અને ચંપકલાલ કોઇ કોઇ વખતે ઇશ્વરદાસને બંગલે આવતા હતા તથા ઇશ્વરદાસ સુલોચનાને જોતાં જ પ્રથમ દર્શને તેના ઉપર મોહી પડ્યો હતો. સુલોચના ઇશ્વરદાસની કામાતુર દૃષ્ટિને કળી ગયેલી હોવાથી તેના મનમાં તેને માટે તિરસ્કાર ઉપજ્યો હતો; આમ છતાં વિનોદની આજ્ઞા થતાં નિરૂપાયે તેને સહુની સમક્ષ હાજર થવું પડતું હતું.

એક દિવસે રાત્રે ઇશ્વરદાસે પોતાનો દુષ્ટ હેતુ પાર પાડવાની જાળ બિછાવી લંડન હૉટેલમાં તેણે વિનોદને એટલો બધો દારૂ પાયો કે વિનોદ કાબૂમાં રહી શક્યો નહિ. પછી ઇશ્વરદાસ તેને એક વારાંગનાને ત્યાં લઇ ગયો. ત્યાં પણ ઉપરા ઉપરી પ્યાલીઓ ફરવાથી હોશહવાશ ગૂમાવી વિનોદ એ સ્થળેજ સૂઇ ગયો. એ વખતે રાતના લગભગ બાર વાગ્યા હતા

ઇશ્વરદાસ મદોન્મત્ત બની ગયો હતો. આજે કોઇ પણ પ્રકારે તેણે પોતાનો દુષ્ટ સંકલ્પ પાર પાડવાનો નિશ્ચય કર્યો હતો. તે વારાંગનાને ત્યાંથી બ્હાર નીકળી પડી કૉર્નર્ રોડ ઉપર ઉપસ્થિત થયો તથા એક ટૅક્ષીમાં બેસી ઘણી ઝડપથી તે મહાલક્ષ્મી ઉપર આવેલા વિનોદચંદ્રના બંગલે જઇ પહોંચ્યો.

બંગલાની આસપાસ ન્હાનો બગીચો હતો. માળી પોતાની ઓરડીમાં સુઇ ગયો હતો. દ્વાર ઉપરનો ભૈયો રાતના દશ વાગ્યા પછી હમ્મેશાં બે ચાર કલાક છુપી રીતે કોઇ સ્થળે ચાલ્યો જતો હોવાથી આજે પણ તે ગેરહાજર હતો. મહાલક્ષ્મીનો રસ્તો એકાંત હોવાથી ત્યાં માણસોનો અવરજવર આવા મધ્યરાત્રિના વખતે બિલકુલ નહોતો. બગીચાના કંપાઉંડના દ્વાર નજીક એક ગૅસ લૅમ્પ સળગતો હતો; પરંતુ તેનો પ્રકાશ ગૅસના અભાવે ક્ષીણ થઇ ગયો હતો. આજે ઇશ્વરદાસને સારો સુયોગ મળ્યો હતો તથા મદિરાપાનની વિશેષતાથી તે વિશેષ કામોન્મત બન્યો હતો. તે કંપાઉંડ ઓળંગી બગીચામાં થઇ બંગલાના દ્વાર નજીક ગયો. ભૈયાની ગેરહાજરીમાં દ્વાર ખુલ્લું હતું. હર્ષના આવેશમાં જ ઇશ્વરદાસે બંગલામાં પ્રવેશ કર્યો તથા પગલાંનો અવાજ ન થાય એવી સાવધાનતાથી તે બીજા માળ ઉપર આવેલા શયનગૃહમાં ગયો. શયનગૃહનું દ્વાર પણ ખુલ્લું હોઇ અંદર વિજળીની બત્તીના પ્રકાશનો વિસ્તાર થયેલો હતો. સુંદર પલંગ ઉપર મખમલ જેવી સુકોમળ શય્યામાં સુલોચના નિદ્રાને વશ થઇ પડી હતી. તેના

સ્તન ઉપરનું વસ્ત્ર સહજ ખસી ગયું હતું. બારીક સાડીમાંથી તેના દેહનું લાવણ્ય જાણે કે બ્હાર પ્રકાશી નીકળવાનો પ્રયત્ન કરતું હતું. છુટો કૃષ્ણકેશકલાપ ફણિધરની માફક શય્યામાં ગુંચળું વળી પડયો હતો. એના અર્દ્ધમુખ ઉપર બત્તીનો પ્રકાશ પડતો હતો. એ મુખ અને મીંચેલા નેત્રો ઉપર સરળતા, પવિત્રતા અને કોમળતાનો સ્પષ્ટ ભાવ ફેલાયો હતો.

ધીમે પગલે ઇશ્વરદાસે અંદર પ્રવેશ કર્યો. સુલોચનાનું સુપ્ત અચેતન સૌન્દર્ય જોઈ કામીની કામજ્વાળા ભભુકી ઉઠી. તેનું સર્વાંગ ક્ષણભર માટે રોમાંચિત થયું. સ્વાભાવિક રીતેજ તેનાથી બોલી જવાયું કે:—

"તકદીર ખુલા તસ્વીર નજર આતી હય,
મેરે માશુક તુંહી બુલબુલ મુજે ભાતી હય;
તેરે ગાલ ગુલાબી નૈન અજબ કાતીલ હય,
તેરી પતલી કમર જેસી કમાન મીલ જાતી હય;
હુરનોપે તેરે અંગ બત્તર કમર બિલ હારા,
તેરી નાજુક અદાને મુજે જાનસે મારા;
તેરી આંખ ચમકતી રાત દિન દો તારા,
તુને મારા ચશ્મ સમશેર દો ધારા."

આમ બોલી ઇશ્વરદાસ પલંગ તરફ આગળ ધસ્યો એવામાં તો સુલોચના જાગી ઉઠી. ઇશ્વરદાસ નજરે પડતાં તે પ્રસંગ સમજી ગઇ અને પલંગ ઉપરથી નીચે ઉતરી બોલી ઉઠી, "ઇશ્વરદાસ! અત્યારે તમે અહીં ક્યાંથી!"

"જાનેજીગર! જ્યારથી તું ગુલેગુલાબ બુલબુલ મ્હારે નજરે પડી છે ત્યારથી મ્હારૂં દિલ બેચેન બની ગયું છે. હું ત્હારા પ્યારનો સ્વાદ ચાખવા માટે લાગ સાધી હમણાં છુપી રીતે અત્રે આવ્યો છું." શયતાન ઇશ્વરદાસે પોતાનો મનોભાવ સ્પષ્ટ શબ્દોમાં દર્શાવ્યો.

ક્રોધથી સુલોચનાનું મુખ લાલચોળ બની ગયું. તેણે તિરસ્કારસૂચક સ્વરે કહ્યું:—"બેઇમાન શયતાન! જેને તું મિત્ર કહીને બોલાવે છે તેની પત્નીને મા બ્હેન સમજવાને બદલે તેનું અપમાન કરે છે? ધિક્કાર છે તને. કામાંધ કુતરા! તું મુગો મુગો અહીંથી ત્હારૂં કાળું કર અને અત્રે એક ક્ષણ પણ નહિ રોકાતાં ત્હારે રસ્તે પાછો ફર."

ક્રોધની વિશેષતાથી સુલોચનાનું શરીર કંપતું હતું. ઇશ્વરદાસે ઉત્તેજીત કંઠે કહ્યું:—"સુલોચને! પ્રિયતમે! તું આજે મ્હારો ગમે એટલો તિરસ્કાર કરીશ તો પણ હું ત્હારા યૌવનરસનો આસ્વાદ લીધા સિવાય પાછો ફરનાર નથી—આજે મ્હને કોઇ રોકનાર ટોકનાર નથી. જો સાંભળ, ત્હારા રૂપનું દર્શન કરી મ્હારૂં દિલ બેચેન બની ગયું છે,

દિલ આ દિવાનું છે બન્યું, ત્હારા મનોહર રૂપથી;
રંભા કહું કે મેનકા, ઉપમા કશી મળતી નથી.

સુલોચને! ત્હારો પતિ મદ્યપાન કરી ભાનસાન ગુમાવી એક વેશ્યાને ત્યાં પડી રહ્યો છે તથા એ સોનેરી તકનો લાભ લઇ આ આશક હમણાં ત્હારી પાસે આવી ચઢયો છે. જે નાદાન ત્હારા જેવી રૂપસુંદરી પત્નીનો ત્યાગ કરી વેશ્યાના પ્યારમાં પડી રહે છે તે પતિથી તું શું સુખ પામી શકનાર છે? હું ત્હારા સ્નેહનો ગુલામ થઇ રહીશ; એક વખત તું મ્હારી થા."

ધીમે ધીમે સુલોચનાનો ક્રોધ વધતો હતો. તેણે ક્રોધથી કંપતા કંઠે કહ્યું:—"હવસના ગુલામ! આજે ત્હારી બુદ્ધિ શુદ્ધિ ગુમ થઈ છે તેથી જ તું આમ બકે છે.

આકાશમાં રવિ એક છે ને સિંહની ગતિ એક છે,
છે વચન નરનું એક તેમજ નારની રતિ એક છે;
વિશ્વાસ મ્હારો એક છે, કિરતાર મ્હારો એક છે,
તેવીજ રીતે નારનો, સંસારમાં પતિ એક છે;
નારી સતી ધનમાલની પરવા જરી કરતી નથી,
જે વરી એક જ નાથને તે અન્યને વરતી નથી.

પાપી નરપિશાચ! ઇશ્વિર આજના ત્હારા પાપની તને ક્ષમા કરનાર નથી નરકમાં પણ તને આશ્રય મળનાર નથી.

ઇન્સાન નહિ પણ માનવીના વેશમાં શયતાન છે,
ધર્મ નીતિને ભૂલી તું હવસમાં ગુલતાન છે;
આ લોક કે પરલોકમાં સન્નારીનાં સન્માન છે;
નિજધર્મ આગળ આ જીવન ને પ્રાણ પણ કુરબાન છે.

તુ વિશ્વાસઘાતક દગાબાજ નરાધમ છે. હું હમણાં જ સિપાઇને બોલાવી તને ત્હારા પાપનું ફળ ચખાડું છું."

"હું હવે વિશેષ લવારો સાંભળવા ઇચ્છતો નથી. આજે મ્હારો માર્ગ સાફ છે—સિપાઇ કિંવા બીજું કોઇ ત્હારી મદદે આવી શકે તેમ નથી." આમ કહી કામોન્મત્ત રાક્ષસ સુલોચનાના અંગ ઉપર ધસ્યો. હવે સુલોચનાના મનમાં ભય ઉપજ્યો. તે મદદ માટે બૂમ મારવા જતી હતી; પરંતુ ઇશ્વરદાસે ખીસામાંથી રૂમાલ બ્હાર કાઢી તેના મુખમાં દબાવી દીધો. બન્ને વચ્ચે ખેંચતાણ થવા લાગી. એવામાં "ખબરદાર! ઇશ્વરદાસ! આજના ત્હારા શિકારમાં મ્હારો પણ ભાગ છે," કહેતો ચંપકલાલે શયનગૃહમાં પ્રવેશ કર્યો. ચંપકલાલનું મુખ લાલચોળ બની ગયું હતું. તેના બન્ને પગ લથડાતા હતા.

"કોણ ચંપકલાલ? તું મ્હારો મિત્ર હોવા છતાં શા માટે અત્યારે મ્હારા કામમાં દરકત કરવા આવ્યો છે?"

"દોસ્ત! શું તું તને એકલાને જ સુલોચનાના પ્રેમનો ઉમેદવાર ધારે છે? હું પણ એ રસિકાની રસસરિતામાં સ્નાન કરવા ઇચ્છું છું. તું આ તરફ આવ્યો છે એવી ખબર મ્હને ગુલનારને ત્યાંથી મળી હતી. વળી એ વખતે વિનોદચંદ્ર ત્યાં બેહોશ હાલતમાં સુઇ રહ્યો હતો. એ ઉપરથી તું શા હેતુથી આ તરફ આવ્યો હોઇશ એ સમજી જઇ હું પણ ત્હારા શિકારમાં મ્હારો ભાગ પડાવવા આવ્યો છું. કહે દોસ્ત! તું મ્હને શો ઉત્તર આપે છે?"

ઇશ્વરદાસે આંખ ફેરવી કહ્યું:–" જો તું મ્હારો મિત્ર હોય તો મ્હારા માર્ગમાંથી ખસી જા; નહિ તો આજે આપણી મિત્રતાનો અંત આવી જશે. હું કોઈ પણ પ્રકારે મ્હારી ઇચ્છા પાર પાડયા સિવાય આ સ્થળનો ત્યાગ કરનાર નથી."

ચંપકલાલનું ચિત્ત આજે ઠેકાણે નહોતું. તેણે પણ ગુમાખીમાં કહ્યું:–" નહિ-નહિ, જો તું મ્હારી માગણી કબુલ નહિ કરે તો હું અડધા કલાકમાં જ ટેક્ષીમાં બેસી ગુલનારને ત્યાં જઇ વિનોદને ગમે એવી સ્થિતિમાં અત્રે લઇ આવીશ તથા ત્હારી બાજીને ધૂળમાં મેળવીશ."

"આજથી તું મ્હારો મિત્ર નહિ પણ દુશ્મન છે. ઉગતા શત્રુ અને શરૂ થતા રોગનો આરંભમાં જ નાશ કરી નાખવો એ જ ઇશ્વરદાસની નીતિ છે." આમ કહી ચિત્તની ઉત્તેજિત સ્થિતિને વશ થઇ ઇશ્વરદાસે ખીસ્સામાંથી રિવૉલ્વર બ્હાર કાઢી તથા ચંપકલાલ પોતાનો બચાવ કરવા જાય એ પહેલાં જ તેણે ગોળી છોડી. એ ગોળી કપાળમાં વાગતાંની સાથે ચંપકલાલ નીચે ગબડી પડયો તથા 'વેર-બદલો' શબ્દ ઉચારી થોડા વખતમાં જ તે મરણને શરણ થયો.

ચંપકલાલે શયનગૃહમાં પ્રવેશ કરી દ્વારને બંધ કરી દીધું હતું. સુલોચના ભયથી ધ્રુજતી એક ખુણામાં દબાઇ રહી આ બધો પ્રકાર જોયા કરતી હતી. તેને આ ભીષણ પ્રકાર જાણે કે સ્વપ્ન હોય એમ લાગતું હતું. તેની વાચાશક્તિ બંધ થઇ ગઇ હતી.

ચંપકલાલને જહન્નમનો મુસાફર બનાવી દીધાપછી સુલોચનાને ઉદ્દેશી ઇશ્વરદાસે કહ્યું:–" સુલોચના! ત્હારે માટે આજે મ્હારે મ્હારા મિત્રની સાથે શત્રુતા કરી તેનું ખૂન કરવું પડયું છે. હજી પણ કહું છું કે, દુરાગ્રહ નહિ કરતાં તું મ્હારી મરજીને તાબે થા, નહિ તો હું શું કરીશ એ કહી શકતો નથી. એક કલાક જેટલો સમય ત્હારી સાથે ગુજારી હું અહીંથી ચાલ્યો જઇશ તથા ચંપકલાલના મુર્દાનું ઠેકાણું પાડી નાખવાનો બંદોબસ્ત કરીશ. વળી જો આ ખૂનની ખરી હકીકત તું કોઇને પણ કહીશ તો તેથી ત્હારી ઇજ્જત આબરૂને બટ્ટો લાગવા ઉપરાંત તું અને ત્હારો ધણી જેથી ગુન્હેગાર તરીકે સપડાઓ એવી જાળ હું પાથરીશ. ખૂન કરી સફાઇથી બચી જવું એ મ્હારા ડાબા હાથનો ખેલ છે, સમજી? કહે, હવે તું મ્હને શો ઉત્તર આપે છે?"

રાક્ષસના મનમાં દયા ઉપજાવવાના હેતુથી મહા મહેનતે હિમ્મત લાવી સુલોચનાએ કહ્યું, "દયા લાવો,—એક અબળા ઉપર દયા લાવો. મ્હેં તમારૂં અપમાન કર્યું છે એ માટે હું હાથ જોડી માફી માગું છું. આજે જો તમે મ્હારી ઇજ્જતનું—મ્હારા શીયળ ધર્મનું; રક્ષણ કરશો તો તમે કરેલા આ ખૂનની વાત હું કોઇને કહીશ નહિ. મ્હારા પતિના આવતાં પહેલાં જો તમે મરનારના દેહનું ઠેકાણું કરી નાખશો તો મ્હારા પતિ પણ તમારા અત્રે થયેલા આગમનની અને તમે કરેલા ખૂનની વાત જાણી શકશે નહિ."

ચંપકલાલનું ખૂન કર્યા પછી ઇશ્વરદાસનું ભેજું કાંઈક ઠેકાણે આવ્યું હતું. સુલોચનાની હાજરીમાં પોતે ખુન કર્યું હોવાથી એ માટે તેનું મન હવે તેને ડંખતું હતું. પરિસ્થિતિનો વિચાર કરી તેણે કહ્યું:–" સઘળી વાત ગુપ્ત રાખવાની તું પ્રતિજ્ઞા કરે છે?"

રાક્ષસના જુલ્મમાંથી છૂટવાનો બીજો કોઇ ઉપાય નહિ હોવાથી સુલોચનાએ કહ્યું:–" હા, પ્રતિજ્ઞા કરૂં છું."

એક બે મિનીટ સુધી સ્વગત કાંઇ વિચાર કર્યા પછી ઇશ્વરદાસે ઉમેર્યું:–" એકલી પ્રતિજ્ઞા ઉપર હું વિશ્વાસ મૂકી શકું તેમ નથી. તે સાથે ત્હારે હું કહું એવો એક પત્ર લખી આપવો પડશે," મ્હને વિશેષ વખત નથી." આમ કહી ખીસ્સામાંથી કાગળ પેન્સિલ બ્હાર કાઢી સુલોચનાના હાથમાં આપી તેણે તેને પત્ર લખવાની આજ્ઞા કરી કહ્યું, " હું બોલું તે ઉપરાંત વધારાનો એક પણ શબ્દ ત્હારે લખવો નહિ એ ખાસ લક્ષ્યમાં રાખજે."

(અપૂર્ણ.)

[ આ રહસ્યપૂર્ણ લેખનો આગળનો ભાગ વાંચવા માટે અમારો આવતા રવિવારનો અંક વાંચો. ]

# એક સુંદરીનાં સાહસકર્મો

## પ્રકરણ ૮ મું.

### વૃદ્ધ પુરૂષ.

આ તેજ વિશાળ ઓરડો હતો કે જ્યાં તે વૃધ્ધ પુરૂષ અને કંચનકુમારી થોડા વખત પહેલાં મળ્યાં હતાં અને તેમની વચ્ચેનો વાર્તાલાપ એક પડદા પછવાડે છુપાઇને મનોરમાએ સાંભળ્યો હતો. આ ઓરડામાં સુંદર સામાન ગોઠવેલો હતો.

શેતરંજી, ભીંતો ઉપરના પડદા અને ગાલીચા કાળા મખમલના હતા. ખુરસીઓ અબનુસ જેવા કાળા લાકડાની હતી. ઉપરની છત પૈરા કાળા રંગની હતી.

મનોરમા બારણું બંધ કરીને તે વિશાળ ઓરડામાં આવી ત્યાં બેઠેલા વૃધ્ધ પુરૂષને જોઇને પ્રણામ કરી ઉભી રહી. વૃધ્ધનું વય આશરે એંશી વર્ષનું લાગતુ હતું–

ખુરસીમાંથી બેઠા થઇને તેણે મનોરમાને નજીક આવવા ઇશારો કર્યો; જ્યારે તે નજીક આવી ત્યારે પાસેની ખુરસી ઉપર બેસવાને તેણીને કહ્યું. ખુરસી ઉપર આડો પડીને જાણે તેણીના અંતરના ઉંડાણમાં જવા માગતો હોય તેમ અનિમિષ દ્રષ્ટિએ તેના તરફ જોઇ ર હ્યો.

" મનોરમા," આખરે તે બોલ્યો, અને તેના મુખમાં પોતાનું નામ સાંભળી મનોરમા ચમકી– " આજે તેં ઘણી નવાઇ–ભરી ચીજો જોઇ છે અને તેના વિષે સાંભળ્યુ છે."

" માનનીય પુરૂષ, આપનું કહેવું અક્ષરશઃ ખરૂં છે, " આપણી નાયિકાએ પ્રત્યુત્તર આપ્યો; " પણ આ સઘળા ભેદનું રહસ્ય જણાવવાની આપ મારા ઉપર કૃપા કરશો ? "

" ના, હજુ તે સમજવાનો પ્રસંગ તારે માટે પ્રાપ્ત થયો નથી," વૃધ્ધે ગંભીરતાથી જણાવ્યું. " પણ કયા ખાસ ભેદનું રહસ્ય સમજવા તું આતુર છે? ખુલ્લા દીલે સત્ય કહે. તેં જે જોયું છે અને સાંભળ્યુ છે તે સઘળું હું જાણું છું. માટે જો તું કાંઇ પણ છુપાવીશ તો હું તરત તે જાણી જઇશ."

મનોરમાએ પોતાની શંકાઓને અનુક્રમમાં પોતાના મનમાં ગોઠવી અને પછી પૂછવા માંડયું, " પ્રથમ તો સો કન્યાઓ વિષે હું બધુંજ જાણવા માગું છુ, અને મને અને મારા સાથીને ખાસ કરીને આ.જેજ રાત્રે ઉતારો આપવો એ પોતાના જીવનું જોખમ ખેડવા જેવું છે એવું ભીમસિંગે શા માટે કહ્યુ ? બીજું પ્રથમની ઓરડીમાં ભય ભરેલી વિસ્મયોત્પાદક અને કિમતી વસ્તુઓનો શા માટે સંગ્રહ કરવામાં આવ્યો હશે તેનું યથાર્થ કારણ જાણવા ઇન્તેજાર છું. ત્રીજું બીજી ઓરડીમાં ત્રણ હાડપિંજરો શા કારણથી ઉભાં કરવામાં આવ્યાં છે તે હું જાણવા ઇચ્છું છું, અને તેમાંનું ત્રણનું પોતાની બોડી માંસ વગરની આંગળીઓમાં પકડેલું ખંજર કયી શક્તિથી ઉચું કરી શકે છે? ચોથું જે જાદુઇ શક્તિમાં મને અત્યાર સુધી જરા પણ વિશ્વાસ ન હતો તે જાદુઇ શક્તિથી પેલા પુતળાના બોલતા મુખના પ્રભાવ વિષે જ્યારે વિચાર કરું છું ત્યારે હું એટલી બધી ગુંચવાઇ જાઉં છું કે છેવટે હું મારા મનનું કાંઈ પણ સમાધાન કરી શકતી નથી; અને છેવટે" મનોરમાએ કાંઇક આંચકો ખાતાં ઉમેર્યું, "તમે પોતે કોણ છો અને આવા એકાંતમાં કયા કાર્યમાં પ્રવૃત્ત થયા છો ? કારણ કે કિલ્લાના આ ભાગમાં તમે એકલાજ જીવતા જાગતા માલિક જણાવ છો "

" હું ફરી ફરીને કહું છું કે, " મનોરમાની બધી શંકાઓ છેવટ સુધી ધીરજથી સાંભળ્યા પછી તે વૃધ્ધે કહ્યું, " આ બધી બાબતોનો સ્ફોટ કરવાનો સમય હજી આવ્યો નથી. આ બધામાંથી ફક્ત સો કન્યાઓ અને ભીમસિંહના ભય વિષેનીજ તારી શંકાઓનું હું સમાધાન કરીશ; અને આને માટે હું તને તેટલીજ હકિકત કહીશ કે જેટલી આ પ્રદેશનો કોઇ પણ રહેવાસી તને કહી શકશે. પણ."

વૃધ્ધના મુખ ઉપર દિલગીરી છવાયાં છતાં તેણે આગળ ચલાવ્યું, " આ પ્રદેશનો કોઈ પણ રહેવાસી આ બાબત વિષે વાતચીત કરવા નારાજ હોય છે. "

" આ બાબત વિષે જ્યારે અમે ભીમસિંગને પ્રશ્ન કર્યો ત્યારે તે ઘણોજ ઉશ્કેરાઇ ગયો હતો." મનોરમાએ કહ્યું.

" ખરેખર, તે રખવાળને આ બાબતથી બહુ લાગી આવે છે," જાણે કે આ વિષય સંબંધી વાતજ તેને ન ગમતી હોય તેમ અધીરાઇ બતાવતાં તે બોલ્યો; અને પછી સ્વસ્થતાનો માત્ર દેખાવજ કરી તે આગળ બોલ્યો, " મનોરમા, માગધી ભાષામાં લખેલો લેખ તેં વાંચ્યોજ હશે ? "

" મેં વાંચ્યો છે, " તેણીએ પ્રત્યુત્તર વાળ્યો, "તે લેખ અને માનસિંગની યાદગીરીમાં પત્થર ઉપર કોરેલા લેખમાં પણ સો કન્યાઓની હકીકત છે. "

" સાંભળ," ઘણીજ ગંભીરતા અને દિલગીરીથી વૃદ્ધ બોલ્યો, " રાજા મોરારપાલ અને રૂપસુંદરીનો વારસ માનસિંહ આ પ્રદેશનો કેવી રીતે રાજા થયો એ તો તેં વાંચ્યું છે; અને જ્યારે મુસલમાને આ પ્રદેશ ઉપર હુમલો કરવાની તૈયારી કરી ત્યારે તેણે તેમની સાથે કેવી બદનામી ભરી સલાહ કરી તે પણ તેં વાંચ્યું હશે."

" અને પછી સો કન્યાઓની શરતવાળી સલાહ," મનોરમા બોલી ઉઠી. " પણ એ સલાહનો મુખ્ય મુદ્દો શું હતો ? "

" હવે હું તેજ સમજાવીશ," તે વૃધ્ધે કહ્યું. " જ્યારે મુસલમાનોના રાજા અબુ રહેમાન પોતાના લશ્કર સાથે આ રાજ્યની સરહદ ઉપર આવી પહોંચ્યા ત્યારે આ પ્રદેશના રાજા માનસિંહે સલાહની શરતો માટે કહેણ મોકલ્યું. તેમાં મુસલમાનના રાજાએ એવો ઉત્તર આપ્યો કે જ્યાં સુધી દરવર્ષે ઉંચા કુળની એકસો કુંવારી કન્યાઓ મને ખંડણી પેટે આપ્યા કરો ત્યાં સુધી તમારા આ પ્રદેશને જરા પણ નુકશાન ન કરવાનું હું વચન આપું છું. રાજા માનસિંહે આ નામોશી ભરેલી શરત કબુલ રાખી અને તેથી અબુ રહેમાન તેના લશ્કર સાથે પાછો ફર્યો.

"એ બનાવ બન્યાને આશરે તેતાળીશ વર્ષ થયાં હશે. આથી રાજા માનસિંહે પોતાની ગાદી ખોઇ. આ વખતે આ પ્રદેશના લોકો એટલા બધા ઉશ્કેરાઇ ગયા કે તેમણે ભેગા મળી રાજા અને તેના અંગરક્ષકોની સામે બળવો ઉઠાવ્યો; અને તેમાં સફળ થયા. પણ રાજાએ કબુલ કરેલી ખંડણી આપવાની ના પાડીને મુસલમાન રાજા તરફ પોતાનું વેર બતાવતાં તેઓ બીધા. આથી તે વખતથી હમણાં સુધી દર વર્ષે નિયમિત રીતે ખંડણી ભરવાનું તેઓએ ચાલુ રાખ્યું છે.

"પણ મુસલમાન રાજા અબુ રહેમાનના મરી ગયા પછી તેમના પુત્ર, અબુ રહેમાન બીજા, એવું નામ ધારણ કરીને ગાદી ઉપર બેઠા. હમણાં પણ તેજ ગાદી ઉપર છે. તે ગાદીએ બેઠા ત્યારે આ પ્રદેશના લોકોએ અરજીઓ કર્યાથી તેમણે એવું જાહેર કર્યું કે હવેથી તેમણે વાર્ષિક ખંડણી પેટે પચાસ કન્યાઓ ઉચ્ચ વર્ગમાંથી અને પચાસ સાધારણ વર્ગમાંથી પસંદ કરીને મોકલવી અથી દરેક શરદઋતુમાં આ પ્રદેશના રાજા કન્યાઓની ચુંટણી કરવાને માટે બે અમલદારોની નિમણુંક કરે છે; અને તેથી દર વર્ષે સો કુટુંબોને રોતાં કકળતાં રાખીને તેમની પાસેથી તેમની વ્હાલી પુત્રીઓને જોર જુલમથી લઈ જવામાં આવે છે.

"આ પ્રમાણે ચુંટી કાઢેલી કન્યાઓને થોડીક મોટી ઉમરની સ્ત્રીઓના તાબામાં તેઓ મુસલમાની રાજ્યની રાજધાની સુલતાનપુર પહોંચે ત્યાં સુધી રાખવામાં આવે છે; અને તેમની આ મુસાફરી દરમ્યાન દરેક શહેર, ગામડું કે કિલ્લો જ્યાં તેઓ રાત ગાળે ત્યાં તેમના ઉપર સખત દેખરેખ રાખવામાં આવે છે.

"ગમે તે જગ્યાએ તેઓ ઉતરે પણ જ્યાં સુધી તેઓ ત્યાં રહે ત્યાં સુધી કોઈ પણ સ્ત્રી કે પુરૂષ મુસાફર કે અજાણ્યાને ત્યાં ઉતરવા ન દેવા માટે સખત હુકમ છે; કારણ કે જ્યારથી તે કન્યાઓને પસંદ કરવામાં આવી ત્યારથીજ તે મુસલમાન રાજાની માલિકીની થઇ ચુકી એવું માનવામાં આવે છે; અને તેથી તેઓ તેમના કોઇ બહેનપણી, સગા વહાલા, કે પ્રિય પુરૂષ જોડે કોઇ પણ જાતનો જરા પણ વ્યવહાર ન રાખે તેની ખાસ દેખરેખ રાખવામાં આવે છે.

"આ બાબતમાં જો કોઈ ગુન્હેગાર ઠરે તો પછી તે ગમે તેવી મોટી પદવી ધરાવતો હોય તો પણ તેને ફાંસીનીજ સજા કરવામાં આવે છે. આ કિલ્લામાં સો કન્યાઓએ પહેલીજ વાર રાત ગાળી છે; કારણ કે અહીંથી નજીક આવેલા વીરપુર ગામમાં થોડા દિવસ પહેલાં આગ લાગવાથી ઘણાં સારાં સારાં મકાનો બળી ગયાં તેથી બધા માટે ત્યાં સગવડ થઇ શકી નહિ.

"આ કારણથી એક વૃદ્ધા સાથે કેટલીકને અહીં મોકલવામાં આવી છે; આથીજ અહીં ઉતારો આપવામાં જીંદગીનું જોખમ છે એવું ભીમસીંગનું કહેવું તમે સમજ્યાં હશો."

(અપૂર્ણ.)

---

# અધિપતિ એદલજી આદુખાઉ.

## (એક ફારસ)

લખનારઃ—રા૦ રદો

સભ્ય, 'છાલણ મંડળ'

કલેજાં પકડીને હસો—બસ હસો, હસો ને ખુબ હસો ને હસી હસીને ૭૨ મણના ને બાવીસ વરસના નૌજવાન થઇ રહો—

### સીન ૧ લો.

**સ્થલ:** જવાનાબાદના નવાબનો ખાનગી દરબાર.

**પાત્રો:** નવાબ, એદલજી આદુખાઉ, દીવાન, નાચનારીઓ, ખુશામતીઆ શહેરીઓ વિગેરે.

**નવાબ**—અબ રંગરાગ હોને દો.

**નાચનારી**—જી હજુર. (ગાયન શરૂ કરે છે).

**નાચનારીઓ:**

મોહે પનઘટ પે
નંદલાલ છેડ ગયો રે,
મોરી નાજુક કલૈયાં
મરોર ગયો રે,
મોહે પનઘટપે નંદલાલ છેડ ગયો રે!

**નવાબ**—શાહબાશ પ્યારી શાહબાશ! ચાલ હવે તારા કોમલ હાથે શીરાઝી શરાબની એક પ્યાલી પાઇ મને આ જગતમાં જન્નત બતાવ!

**નાચનારી**—જેવી આપ નામદારની ઇચ્છા, વ્હાલા!

(શરાબ પાય છે.)

**નવાબ**—And now મી૦ દિવાનજી, આજના ખાનગી મેળાવડામાં પધારેલા ગ્રહસ્થો સાથે મને introduce કરાવો

**દિવાન**—જેવી આજ્ઞા નામદાર! આ જાણે કે આપણા શહેરના જાણીતા છાપા ગપગોળાના નામદાર અધિપતિ મી૦ એદલજી આદુખાઉ—(આદુખાઉ રાજાને શેકહેન્ડ કરે છે.)

**આદુખાઉ**—આપ નામદાર જેવા ઉદાર રાજકરતાઓ આપ આવા એન્ટરટેનમેન્ટમાં બદા સાથે છૂટથી ભેલાઇ રાજનું ધન્નું કામ બાહોસીથી હલકું કરી નાખે છે.

**દિવાન**—આ મી૦ નવલરામ નખ્ખોડીઆ—મનુષ્યસંહારક અને પરાની રક્ષક કમીટીના આંધળા એક સેક્રેટરી......આ સુધારા વરધક સમાજના પેટભરા મંત્રી.

**આદુખાઉ**—અને આપ બૈરીઓના ખીલ મટાડવાની દવા ખોળી કાઢનાર જાનીતા સાયન્ટીસ્ટ અને મારા જાનોજીગર ફ્રેન્ડ મી૦ કોપરબરાસ આન્ટોનીઓ—વિગેરે વિગેરે ઘન્ના નામડારો અહિં હાજર છેજી.

**નવાબ**—વેલ, મી૦ આદુખાઉ ! હવે હું જાણવા માગું છ કે આજકાલ મારી સામે દુનિયામાં વધુ પોકાર થાય છે તેનું કારણ શું ?

**આદુખાઉ**—કારન ? કારન ? મારા નામદાર ! શું આપ નામવર જાનતા નથી કે દુનિયાનો છેલ્લો દહાડો જેને હિંદુઓ પરલય કહેચ, મુસલમીનો કયામત કહેચ અને અમે સૌથી નામીચા પારસીઓ રસતાખેજ કહીએચ તે કમબખ્ત દિવસ નજીક આયેચ—મારા નામદાર !

**નવાબ**—તેની સાબીતી ?

**આદુખાઉ**—તેની સાબીતી ? નામદાર ! ગઈ કાલેજ રાતે પોણાતેર વાગે આય સેવકે આકાશના તારાની ગનત્રી કરી તો તેને માલુમ પરીયુંચ કે શનીના તારાનો પરછાયો રાહુપર પડવાને લીધે અને બીજા બે તારાઓને પૂછડી આવવાથી દુનિયાનો અંત આવી રહોચ, મારા નામદાર !

**નવાબ**—ત્યારે તમારૂં ગાડું તો હવે અટકી પડ્યું હશે !

**આદુખાઉ**—મારૂં ગાડું ! મારા નામવર ! તમો નામદારની રહેમદીલીથી આજવેર તો બદું થીકથાક ચાલીયું. પન-પન—નામદાર ! હવે આય ભયંકર વરતારો કાઢીયા પછી મને માલમ પરેછ કે આય સેવકના અને સાડે સાડે નામદારનાબી દાહરા ભરાઇ ચૂકયા સમજજોજી, મારા નામદાર !

**દિવાન**—કેમ ?, કેમ ? મી૦ આદુખાઉ ! તમે આટલાં બધા નરવસ કેમ થઇ જાઓ છો ? "અપ્સ" એન્ડ "ડાઉન્સ" ચઢતી ને પડતી બધાને આવે છે—જરા હિમ્મત રાખો હિમ્મત.

**આદુખાઉ**—અરે ! દિવાન સાહેબ ! તમે "જર્નાલીઝમ"માં શું સમજો ? હિમાલયના "આઇસી માઉન્તન" પર, ચીનની રાક્ષસી દીવાલ પર, મીસરના પીરામીડના મધ્ય ભાગમાં, નાઇલ નદીના ભયંકર ધોધમાં ને કાસ્મીરના દરાખના બગીચામાં વીગેરે વીગેરે જગીયાઓએ પાકતી અને ઘડીના છઠ્ઠા ભાગમાં બોંતેર વરસના બુઢ્ઢાને પચીસ વરસનો નવજવાન બનાવી નાખતી, પેલા તમારા હિંદુઓ કહેચ તેમ મહાત્માઓ તરફથી મલેલી, ખાસ-ખાસ હજારો વરસની મહેનત પછી હાથ કરેલી ગેબી જરીબુતીઓ અને બાદશાહી દરદોની આબરૂદાર દવાઓ, મારા પેપરમાં છાપીને હું જાહેર પરજાપર જે ઉપકાર કરીયો જાઉછ—ઓ—જે મુગે મોહનેની સેવા કંઈબી હાંસલ વગર બજાવીયો જાઉછ—તેનો બદલો વાળવાની વાત તો બાજુએ રેહીં નામદાર ! પન હાલે વખત એવો આવી પુગ્યોચ—ઓ—મને ધ્રુજરાં છૂટેછ—વખત એવો આવી પુગ્યોછ કે એ નગુની, બેશરમ પરજા હવે મારા દેશહીતકારી ને રાજભકત છાપાને હીસ આઉટ કરી નાખી મારી બધી વરસોની જરનાલીસ્ટીક કારકીરદી પાનીમાં નાખવા માગેચ, નામદાર ! આ ગેરીબ પરવર ! છાપા પરવર નામદાર ! આય સેવક પર દયા કરી કંઈ નીકાલ કરી દો મારા નામદાર !

**નવાબ**—દીવાનજી !

**દિવાન**—જી નામદાર !

**નવાબ**—મી૦ એદલજીને રાજના ખજાનામાંથી પાંચ હજાર રૂપિયા આપવાનો હુકમ કરો. અને બીજાં જે વર્તમાનપત્રો એમની વિરૂદ્ધ હોય તેમની સામે સખત પગલાં લો.

**આદુખાઉ**—(કુરનીસ કરતો) ધન્નું ધન્નું જીવો મારા નામદાર ! આય સેવક આપ નામવરની દીલસોજી, ઉદારતા, મોટું મન ને લાંબુ જ્ઞાન, ઉંચું ડહાપન ને ટુંકું અજ્ઞાન એના પર એક જુસ્સાદાર અને સ્પીરીટેડ લીડરેટ આવતી કાલના પોતાના પેપરમાં છાપીને આય નામચીન ભેટની વધુ નામચીન કદર બુઝવામાં કોઇબી જાતની કચાસ કે ખામી નહિ રાખસે મારા નામદાર !

**નવાબ**—મી૦ આદુખાઉ !

**આદુખાઉ**—જી.

**નવાબ**—આપણા રાજ્યનો ઇતિહાસ બહાર પાડવાનો છે તે માટે કોઇ હીસ્ટોરીઅન......

**આદુખાઉ**—હીસ્ટોરીઅન ! અરે ! નામદાર ! આય સેવકે એવા તો કંઇ કંઇ કામ પોતાની માંકડવાલી ખુરશીપર બેથા બેથા ખોદાયની ખફગીથી ને મારી બુથ્થી કલમની કારસાજીથી પાર પાડીયાછ. નામદાર ! ઇતિહાસ ! હીસ્ટરી ! એમાં શું મોહતી ધાર મારવાની છે ! ચીતોરના રાજા આલફ્રેડ ધી ગ્રેટનું જીવન ચરિત્ર જ્યારે મહાન શાયરાન શાયર ફીરદોસીના રામાયણ નામના પુસ્તકને આધારે આજથી ૧૨૦ વરસ ૭ મહિના ૭ ઘડી પહેલાં આય સેવકે તાડપતર પર લખીને જાહેર પરજા આગલ રજુ કરીયું તાહરે ઇતિહાસના સ્કોલર ઓનરેબલ મી૦ ભીખા બાવાએ આય સેવકને વગર માગવે ઇતિહાસના પરોફેસરનો ઇલકાબ કચવાટે દીલે આપી દીધોચ મારા નામદાર !

**નવાબ**—એમ ! ત્યારે એ કામ તમેજ કરજો.

**આદુખાઉ**—જેવી આપ નામદારની મરજી, મારા નામદાર ! હવે વખત ગનો થઇ જવાથી તે આવતી કાલે એક કમબખતને દુનિયાની બટરીસીએ ચાવી નાખવાનો હોવાથી આ સેવક ખાસોઆમની રજા લઇ રજા મળવા વગર ચાલી જવાની રજા લેછ મારા નામવર. (આદુખાઉ જાય છે.)

## સીન ૨ જો.

**સ્થળ :** અધિપતિ મી૦ એદલજી આદુખાઉની ઓફીસનો ઓરડો.

**પાત્રો :** મી૦ આદુખાઉ, તેની બેટી મિસ એમી અને જાક રિપોર્ટર.

(મી૦ એદલજી આદુખાઉ એકસ્ત્રીમીસ્ટ છાપાની તીખીતમતમતી આર્ટીકલો વાંચતા ઇઝીચેર પર પડયા છે.)

**મી૦ એદલજી આદુખાઉ**—યુ સ્તુપીદ ગધ્ધાઓ ! આકલા ને દહાપણ વગરના વિચારોથી પોતાના વરસ કાંય વેચી મરતા હોસે યુ અચ્ચી એકસ્ટ્રીમીસ્ટસ ! એકસ્ટ્રીમીટી એકસ્ટ્રીમીટી ને એકસ્ટ્રીમીટી-જરા ધીરા પરો, બપાજા ! ધીરા પરો.

**એમી**—કોણને ધીરા પરવા કેહોચ, પપ્પા ?

આદુ—તારા જેવી ચસ્કેલ દુકતીઓને:

એમી—કાંય? અમે શું તમારો બાપ મારીયો?

આદુ—ચુપ રહેવ, યુ ડીસ ઓબીડીયંટ સ્ટુપીડ ગર્લ! આવા પવારેરાવ વિચાર મારી આગલ જાહેર કરવાની શેખી કરેછ યુ કમબખત દુકતી?

એમી—પન પપા! મેં શું શેખી કીધી?

આદુ—બસ-ચુઉઉપ-મરી રહે-નહિ તો—

એમી—નહિ તો શું કરશો?

આદુ—નહિ તો શું કરીશ?—હું-હું—ગુસ્સે થઇ જવસ-એકદમ ખફા થઇ જવસ.

એમી—ગુસ્સે થઇને શું કરશો?

આદુ—ગુસ્સે થઇને-હું શું કરસ? હેં-હું શું કરસ-મને બોલાવતી ના—નહિ તો નહિ તો હું મારૂં માથું છુતું મારસ સમજી?

એમી—સમજી-સમજી-પપ્પા! મને તો હવે લાગેચ કે તમારૂં કાટરીયું હવે દહારે દહારે જરા જરા ગેપ થતું જાયચ.

આદુ—યુ સ્ટુપીડ ગર્લ! તું આંધળી છે. તું બહેરી છે-તું જોતી નથી કે હું એક પેપરનો માલીક ને એડીટર છું—તેની સાથે આવા અપમાનભર્યા બોલ! ચાલ નીકળ અહિંથી-કાલું કર તારૂં.....સીપાઇ—!

સીપાઈ—જી સાહેબ!

આદુ—જાલેજર શેઠલા બોલવ.

સીપાઈ—અચ્છા-સાબ!

(જાલેજર આવે છે.)

મી૦ આદુખાઉ—જોવ મી૦ જાલેજર, આય સર કલીમાનદાસ શું કહેચ તે વાંચીયું? ઢેડ, ભંગી, ચમાર એ બધા આપના ભાઇઓજ છેની! શાબાશ છે. સર સાહેબને! એવણુના એકે એક વિચાર બાવલના-અરે! ગુલાબના ફુલ જેવા છે—જોવ! ઢેડ-ભંગી વગેરે ડીપ્રેસ્ડ કલાસના મેમબરોનેબી આપના જેટલાજ હકક છેની? હાઉ બ્યુટીફુલ આઇડીયાઝ? વૉટ એ નાઇસ સોશીઅલ રીફોર્મ! જાઓ-એકદમ જાઓ ને સર કલ્યાણદાસના વિચારોને વધાવી લેવ-તેમની જાહેર હિમ્મતનાં વખાણ કરો ને તેવણુને મુબારકબાદી આપી જાહેર પરજનપર વીધીયાચક્ષ પર્વત જેવડો ઉપકારનો બોજો નાખો—

જાલેજર—સાહેબ! ઢેડ ભંગી ચમાર એ બધા માણુસો છે ખરા પણ તેઓ અણઘડ, ગંદા ને અભણુ છે. તેમને કેળવવાની જરૂર પર ધ્યાન ખેંચ્યું કે?

આદુખાઉ—નહિ નહિ. સર સાહેબના વિચારોની આબેહુબ નકલ કરો—એકદમ એ બધા આપના ભાઇબહેનોને આપણી સાથે બેલી દેવાની વાત કરો.

જાલેજર—તેથી તો આપણા હિંદુ ઘરાકો છેડાઇ પરસે ને આપણો કલાક ઘરાક કમી કરતાં કરતાં થાકી જશે.

આદુખાઉ—અરે! મારા સાહેબ! તમે કંઇજ જાનતા નથી. એથી ઘરાક ઘટશે નહિ પન વધશે કારણુ કે આપણુને એ આરટીકલ છપાતા કોઈ એવા તેવા છાપા સાથે તકરાર થશે ને પછી લડાઇ સલગ્યા પછી ઘરાક! મીરંટરરર! એ તે એક છૂપો ભેદ છે—

જાલ—પન એવી તકરાર કરવાથી લાભ શું?

આદુ—એ જોવ-એવી વાહીયાત વાત ના કરો. મોહતા માનસોને પગલે પગલે ચાલવાની આપરી પૉલીસી છે, સમજ્યા?

એમી—તે પપ્પા! તમેબી મોહતા માનસ છેવ કનીજ આય પેપરના અધીપટીરાજ એ કંઇ જેવી તેવી પદવી છે કે! તમે તમારાજ વિચાર પરમાને પબ્લીકને લીડ કાંય નહિ કરતા?

જાલ—ધેર યુ આર એમી! આઇ મીન મિસ આદુખાઉ.

આદુ—એ દુકતા! એ શું બકેછ? શું ધેર યુ આર-એ દુકતીને વાએ ચાલશે તો તારાબી બાર વાગી જશે-એમી! અહિંથ કાલું નહિ કરતી કે?

એમી—નહિ.

આદુ—વાર વારૂ, હું હમનાજ તારૂં ગરમ બૉઇલર થંડુ કરૂંચ-વેલ-મી૦ જાલ! જાઓ, જલદી કરો-ચરચર ચાર બોલ ચીતરી કાઢો.

જાલ—શુ ચીતરી કાઢું?

આદુ—આરટીકલ!

જાલ—પણ સર કલ્યાણદાસ તો સુધારાવાળા ને આપણે તો ઑરથૉડોકસ યાને કે સોલમી સદીના જૂના વિચારના.

આદુ—એ વરી તમે શું નવું આટો બાફેછ? આપણે સોલમી સદીના અરે! મી૦ જાલ! જરા આંખ અને કાન ઉઘાડા રાખીને ફરે બાવા! આપરે-મીન્સ વી-ધેટ ઇઝ-આઇ, ધી એડીટર ઑફ ગેઝેટ—તો આય વીસમી સદીના એન્જીનના વ્હીલની માફક ગબરતા જમાનાના આગલ વધેલા ને બીલકુલ પાછળ ન રહેલા કોરા કકરતા વિચારના છે—સમજ્યા?

જાલ—પન સાહેબ! આપરે ગીયે અંધવાડીએ પેલા જુદીનીયા પાલીસ્યા—મસાણીયાઓને ઝાટકી નાખી સાવ-સાવ જૂનાપરા બતાવી દીધું તેનું કેમ?

આદુ—ઓ/જોવ બા જાલેજર! એમાં તમે નહિ સમજો. આપરે જૂના વિચારના પારસી છૈએ પન નવા વિચારના હિંદુ છૈએ.

જાલ—એમ?

આદુ—યસ-યુ સી માય ડીઅર ફ્રેંડ! આઇ ટૉક અબાઉટ ધી હીંદુઝ ધીઝ હીંદુઝ આર વેરી બૅકવર્ડ! એ હિંદુઓ જો જમાનાના બરના ફેરફારો નહિ કરશે તો તેમની પડતીનો બાહુ ઘના થોડા વખતમાં તેમની નજરે પડયા વિના રહેશે નહિ.

એમી—એ બાવાજી! તમે એમ પરફેક્ટ એસ્ટ્રોલોજર ના થઇ જાવ નહિ તો બીચારા જોશીમહારાજોનાં પેટ પર લાત પરશે.

આદુ—મુંગી મર-દુકતી! મુંગી મર. તું હમનાં અહીં કાંહથી આ મુઇ?

એમી—આય તમારા અફલાતુન જર્નાલીઝમનો સ્વાદ ચાખી આવીછ, પપા!

આદુ—ચાલ-ચાલ, નીકલ અહિંથી—મી૰ જાલેજર, શું વિચાર કરોછ ?

જાલ—એ મારાથી નહિ બનશે.

આદુ—શું ? નહિ બનશે ? નોકરી કરોછ કે મશ્કરી ?

જાલ—હું નોકરીને માટે મારૂં અંતઃકરણ વેચવા માગતો નથી.

આદુ—એટલે ? શું અમારા વિચારો ખરાબ છે ? શું હલકી કોમની ભાઇ બહેનોને આપરા જેવા હક્ક નથી ? મી૰ જાલેજર ! for the sake of humanity you should not protest against the worthy ideas of Sir Kalyandas.

જાલ—પન કોન કહેચ કે એ હયુમેનીટી છે ?

આદુ—હું કેહુંચ-આજવેર આય મારૂં સારવજનીક પત્ર આખી દુનીયામાં બહોળો ફેલાવો પામેલું નીષ્પક્ષપાટ પેપર ગનાતું આવીસુંચ તો તમે કોન એવા તેવા તેની પોલીસી સામે પ્રોટેસ્ટ ઉઠાવનારા ? યુ સ્ટુપીડ ! મેં આય મારા પેપરમાં ગુલામગીરીનું નખ્ખોદ કહાડવા નવનવ કોલમની આરટીકલો લખેલી છે ને તે આરટીકલોએ આટલાંટીક ને પાસીફીક, હિંદી મહાસાગર ને બંગાલના ઉપસાગરનાં પાણી ઉછાળી નાખ્યાંછ, સમજ્યો ?

જાલ—સમજ્યો. એ તમારી પેટભરૂ પોલીસી છે. મારાથી એવું કામ નહિ બને.

એદલજી—તો જાવ-હું તમને રજા આપુંછ.

જાલ—મારેબી રજાજ જોઇએછ. માણસાઇપણાને નામે, પ્રજાના આગેવાનને નામે પ્રજાને ધોળે દહાડે ઠગનારા તમારા જેવા ધુતારાને ત્યાં હું વધુ વખત નોકરી કરી તમારા પાપી વાટાવરણમાં હવે રહેવા માગતો નથી. માણસાઇપણાની નીતિની નેકીની કલાકમાં સાઠ વખત બુમ મારનારા તમારા જેવા પેટભરા પંતુજીઓ જયાવેર આ દેશમાં છે ત્યાંવેર વર્તમાનપત્રો પ્રજાને ખરે રસ્તે દોરી શકવાનાં નથી.

એદલજી—સીપાઇ-લૈયા-બાહાર કાઢો આય બદમાશને.

જાલ—મારો પગાર ચૂકવી આપો.

એદલજી—આહ ! કમબખટ આય મારા ફ્રી થૉટની ઑફીસમાં તું કાંહ મને નરવા આયો ! બદમાસ ! તાહરી હવે બરાબર ખબર લેવી જોઇશે નહિ તો તું મને ભવિષ્યમાં સતાવશે એવાં નઠારાં ચીન્હો મારી નજરે હમનાંથીજ દેખાવા લાગ્યાંછ. ચેની જા દીકરા એદી ! આવા પવારેરાવોને પહેલાથીજ દાબેલા કામના !

(જવા તૈયાર થાય છે.)

એમી—પપા ! પપા ! કાંહ જાવછ ?

એદલજી—કેમ ? શું કેહેચ ! ભસી મર જલદી.

એમી—પપા ! ઓ મરૂં તમારા પરથી ! તહમે પેલું છુટાપના પર ભાષણ આપીસું કેની તે મને ઘનું-ઘનુંજ ગમીસુંછ ને એવા મીઠા છુટાપનાનો લાભ લેવાનો મેં તેજ પલે ઠેરાવ કીધોછ પપા !

એદલજી—એ શું બોલ્ય ? છુટાપનું ? તારે મારે નહિ, પણ એ છુટાપણું મારા સાંભળનારાઓને કામનું છે.

એમી—તે હુંબી એક સાંભળનારી હતી કેની ?

એદલજી—નહિ-નહિ-નહિ. હું તને એક આટલું-રાઇ જેટલું બી છુટાપનું આપવા ઘસીને ના પાડુંચ.

એમી—ને હુંબી આય તમારા હોકમને માન આપવા ઘસીને દાભાર મુકીને ના પારૂંચ-બસ, હુંબી તો ખરી કે તમને ઠેકાને લાવી નાખું—(જાય છે.)

અદી—નખ્ખોદ ! દીકરા અદી ! નખ્ખોદ ! વાદલ ચારે બાજુથી ઘેરાયુંચ જો દીકરા નખ્ખોદ ! નખ્ખોદ !

(પગ અફાળતો જાય છે.)

## સીન ૩ જો.

જાલેજર—(સ્વગત) ચલાવ-ખરી જાવ-બાજુ જાર-મારા ભવિષ્યના સસરા મી૰ એદલજી આદુખાઉનું પોનાતનસેર કચરાવાલું ઉમદા કાટરીયું લીલાંકેથી ભાટે આપવુંચ-ચાલો બાવા ! બીડ આપો-બીડ આપો .....ઓહ ! બચ્ચા જાલ ! રીનારો ચમકેછ—તેંબી એ બુઢા વાંદરને ઠીક મલીદો આપી દીધો આહ ! ગજવામાં ચીચોરાવાજો છોપાવાળો, સસરો ને કોબરા-પોલીસથી ચલકતા ગુટમાં વારે વારે મોઢનું જોઇ મલકાતી એમી આદુખાઉ જેની અપ-ટુ-ડેટ બાઇડી ! એ સસરાનો જમાઈ ને બાઇડીનો પટી-આય તમારો સેવક મી૰ જાલ જેજંબુસરીયા જાતે પોતે-પછી જોઇએજ શું....પન-ખામોશ-સાયલંસ-મારા ભવિષ્યના સસરાના દીકરીની માનવંતી પધરામણી થાયછ.... ..સાયલંસ—

(એમી ગાયન ગાતી આવેછ).

(બચ્ચા કચરા—એ રાગ.)

એમી—હું છેલ છબીલી, બહુ સુધરેલી સુંદર છું દિલદાર,
જાંગુ મારો વ્હાલો પ્યારો ભવિષનો ભરથાર.
પપ્પાજી આખી દુનિયાના અખ્યાત એડિટરરરર
ને ચરચર લખતાં ભેજું એમનું થઇ ગયું ચકરરર.

છું સુંદર ગુલ મુજ નામ,
જાંગુનું બુલબુલ થાઉં;
જોબન ખીલેલું મારૂં,
જાંગુ પર વારી જાઉં......હું-છેલ છબીલી.

આહ ! મરેરે ! હવે હું તે કરૂં શું ? મરૂં કે માંદી પરૂં ?

જાલ—(છુપાઇને) મરબી ના ને માંદીબી ના પર.

એમી—મારો વ્હાલો જાંગુ કહેછ છે જલદી જલદી પરણીજા-ને પપ્પાજી ઘસીને ના પારેછ કે કોઇબી નવા વિચારને ઉતાવલ અને આકલાપણાથી અમલમાં મૂકવાનું ઓછું ખબરદારે કામ કદીબી કરવું નહિ-ત્યારે હવે મારે પનવું કે ના પનવું......

**જાલ**—(જાહેર) પનનું–દીકરી ! પનવું–અલબત પનવું. એક શાયરાન શાયર પોક મૂકીને પોતાની અમર કીતાબમાં કેહી ગીયોછ કેઃ—

છે પન્નેલી જીંદગી બહેસ્ત સમાન,
ને બહેસ્તનું બુલબુલ છે સુંદર એક નાર.

દુનિયાના દુઃખ બધાં દુર એ કરે,
માશુકની મોહબત છે મીથ્થી ખરે.

માતે પની જા લવ. મારી પની તું જા,
દુઃખી આ દીલડાની રાહબર તું થા.

**એમી**—અરે ! વાહરે ! જાંગુ ! તું તો હવે શીરદોસી તુસીનેબી કુદાવી જવાનો ને શું ?

**જાંગુ**—એમી, મારી વ્હાલી એમી ! તાહરા આય બુલબુલી સરોદ ને ચમકતી આંખો, આય સીધું સરોવર જેવું બદન ને ગુલાબી સાડીથી આય સેવકના સંગેમરમર જેવા ચળકતા મગજ પર એવી નહિં ભુંસાય એવી તારી છબી ચીતરાઇછ કે અગર જો ફરહાદની કબરમાંથી શીરીન જીવતી થઇ બહાર નીકળે તોબી આય મારા રૈશનં જીગરમાંથી તારી મોહબતની યાદ કદી પણ ઝાંખી પદવાની નથી તેની ખાતરી હું આય આનાના સ્ટેમ્પ પર મારી સહી સીક્કા સાથે લખી આપવા તૈયાર છેઉં. ઓ એઝેલીન રેનોના લેપટોથી શોભતી મારી હુરી ! સમજ–આય દીલ તારી મોહબત વિના ટવળી રહ્યુંછ–તાહરા વિના આય દુનીયા મને ખારી ખારી ખારી મીઠા જેવી ને કવરી કવરી તારી જેવી લાગેચ—માટે બોલ, એમી ડીઅર ! તું મારો પાક પ્યાર કબૂલ કરી મારી મોહબતવંતી મોહોરદાર યશે ?

**એમી**—નહિ, મી૦ જાલેજર–તેમ નહિ બનશે.

**જાલ**—ઓ એમા ડીઅર ! માઇ કલેજા ! માઇ હાર્ટ ! માઈ ડાર્લીંગ ! તું આય તૂટેલા જીગરના તુકડે તુકડા ના કરી નાખ–મારા દીલના તારા, મારી આંખોના સીતારા, મારા અંધારા દીલના અજવાળા, જો તું મારી માગનીની ના પાદશે, જો તું મને તારો ભરથાર નહિ નીમશે તો આય જાલ આખી દુનીયાને વેરાન જંગલ ગણી દીવાનો દીવાનો ફરીયા કરશે. માટેજ અય નામવર બાનુ ! સમજ–સમજ ને આય મોહબતઘેલી આંખોમાં જરા કાતિલ તુજ નયનાને મીલાય લેને.

**એમી**—ત્યારે શું તમે મને પનવા માગોછ ?

**જાલ**—હા, અય સુંદરી–અય–સુલતાના ! આય તમારો સેવક તમારો ધન્ની થવા માગેછ.

**એમી**—વેરી વેલ, હું એ બાબદપર વિચાર કરસં પન તમે મને ઉેવટવેર ચાહસો કે ?

**જાલ**—ચાહવશ—હું તને નહિ ચાહવસ એમ માનવાને તારી પાસે શું પુરાવા છે ! માઇ લવ્લી ! હું તને આય દીલના છેલ્લા ધપકારા વેર ને આંખના લાસ્ટ પલકારા વેર ચાહીપાજ કરસ તને હું મારા રાજની રાની બનાવશ. ને આય મારી કોલાહપુરી ઘડિયાળ જેમ જરાબી અટકીયા વિના ચાલીમાજ કરેછ તેમ તું જેમ ચાવી આપશે તેમ હું ઘાંચીના બેલની પેઠે સાધો દોર ચાલીયાજ કરશ.

**એમી**—એમ ! ત્યારે તો તમે મારે લાયક જેવ ખરા.

**જાલ**—હું તારે લાયક છેઉંબી ને નહિ હોવસ તો બજારમાંથી મોંઘામાં મોંઘી કિમતેબી ઘટતી લાયકાટ ખરીદવાની હું જરાબી આનાકાની નહિ કરશ બાનુ !

**એમી**—ઠીક, જાંગુ ! હું તારો મોહબતવંતો હાથ સ્વીકારૂંછ.

**જાલ**—ને મારી વ્હાલી એમા ! તાહરી એ મોત્તા મનની ઉદારતાની લાયક કદર કરવા હું તને "મોજ–મજાહ"ની એક નકલ ભેટ ધરશ—બસ ગા—ને—ગજાવ—

(બન્ને ગાય છે.)

પન્નીને ફરશું સાથે
સોસાયટી લઇશું માથે,

કરશું ભાષન મોટેથી
પેપરમાં જશ ગપાશે.

દિલબર દીલદારની સાથે
કીસી લઇ, ફરવા જાશે—

મોહબતની મીઠી વાતો
તુંઝ પેપરમાંહી છપાશે.

પન્નો તમે નરનાર
માંડો તમે ઘરબાર
પન્નો બધા બસ પન્નો
માંડો બધા સંસાર....

(સમાપ્ત.)

---

## મોજ–મજાહ એટલે શું ?

(લખનારઃ—રા. વિનોદી.)

હસાહસમાં કરે ઠઠ્ઠા ન મોજોને પીછાને છે !
હીહીહીહી કરે બહુએ વિનોદોને ન જાણે છે !
બને નાટક મહીં રાજા હુકમપર હુકમ ત્યાં ચાલે
ઉતાર્યો ડ્રેસ કે પાછો કરમ ખીચડીજ ભાણે છે !
નકલ તે છે નકલ ને છે અસલ તેને અસલ જાણો
આ દુનિયા નકલ થઇ છે અસલ એ કોણ જાણે છે !
જ્યાં ચાલ્યો ચાલ હંસાની પોતાની કાગડો ભૂલ્યો,
છે આ કહેવત પુરાણી ને જગત તેને વખાણે છે.

નૉ, નાટક અને સીનેમાના શોખીનો માટે દર રવિવારે પ્રગટ થતું સાપ્તાહિક. Registered No. B. 1829

# મૌજ-મજાહ

[ પુ. ૧ લું. ]

તા. ૨૯ મી જુન ૧૯૨૮

[ અંક ૧૨ મો. ]

જેઠ વદ ૧૨

નોવેલ્ટીનું આલમ અઠવાડીયું




મહારાષ્ટ્ર કું૦ની સતી પદ્મિની

વાર્ષિક લવાજમ રૂ. ૪-૦-૦

છુટક નકલ મુંબઈમાં ૧ આનો બહારગામ સવા આનો

# મોજ-મજાહ

રવિવાર તારીખ ૨૯ મી જુન સને ૧૯૨૪.

## To Let—ભાડે આપવાનું છે.

(લાવણી)

ભાડે દેવું, ભાડે દેવું,
મકાન મંદિર સહુ કે'છે;
સસ્તાં ભાડાં, સુંદર ઘર ને,
ફ્લૅાક માળીયાં સહુ દે છે.
ઘર નહિ, મંદિર કે નહિ મેડી,
પણ નિર્જન હૈયું મારૂં;
સુંદર, શૌકીન, જન શાણાને,
તે છે ભાડે દેવાનું.
અજવાળી શોભીતું કીધું,
હૈયાના ખરે કૂચીરા;
સાફસૂફ સઘળેથી કરીને,
છે ભાડે દેવા રાખ્યા.
વિશાળ છે, યા નાના છે,
કે વસવા લાયક છે સજ્જન;
છે કે નહિ તે જોવા માટે,
તમને આપું પરમીશન.
હુંફાળું એવું છે સારૂં,
ટાઢ નહિ તમને નડશે;
ધૂપ છાંવમાં વસવા માટે,
તમને મોજ બહુ પડશે.
ગ્રીષ્મ, શીત કે વર્ષામાં પણ,
અળગું થાવું નહિ ગમશે;
"મોજ મજાહ" મેળવવા કાજે,
સજ્જન સહુ અહીંઆ રમશે.
મોંઘેરૂં મમ મન મંદિર આ,
છે ભાડે દેવા કાજે;
આવો વિરલા સજ્જન રહેવા,
મુક્ત સદા છે તમ માટે.
કુસુમ સમી કોમળ શય્યા છે,
એ મન મંદિરમાં મારા;
અરહું મીઠું અમૃત તેમાં,
ચાખો ઓ સજ્જન પ્યારા.

બુલબુલ.

## પત્થરનું પુતળું

(ડિટેક્ટિવ વાર્તા.)

લખનાર,—રા. મગનલાલ કાકરજી ઠક્કર.

[ ગતાંકથી ચાલુ. ]

(૬)

શીરીનબાઇનું ખૂન કરવા માટે પાલનજીને પકડવામાં આવ્યો હતો એ વાત જોત જોતામાં આખા મુંબાઈ શહેરમાં અને આસપાસનાં પરાંઓમાં જાહેર થઇ ગઇ. સહુ કોઇના મુખે હવે પાલનજીની વાત સાંભળવામાં આવતી હતી. તે સાથે લોક મ્હારી કાર્યકુશળતાનાં વખાણ પણ કરતા હતા. બીજે દિવસે સવારે લગભગ તમામ દૈનિકપત્રો જેવાં કે, જામે-જમશેદ, પ્રજામિત્ર, મુંબાઇ સમાચારમાં એ હકીકત પ્રસિદ્ધ થઇ. રીપોર્ટરોએ પણ મ્હારી કાર્યકુશળતા અને ચાલાકીની ઘણી પ્રશંસા કરી. આવી પ્રશંસાથી ખુશી થાય એવા ઘણા ડિટેક્ટિવો હોય છે; પરંતુ હું એથી બિલકુલ સંતુષ્ટ થયો નહિ. કારણ, પાલનજીએ એવી દૃઢતાથી પોતાની નિર્દોષતા સાબિત કરવાનો પ્રયત્ન કર્યો હતો કે, એથી મ્હારા મનમાં સહજ ચિંતા ઉપજી હતી. ક્વચિત્ ક્વચિત્ સઘળો સંદેહ દૂર ખસી જાય તે ખોટી નથી એવો વિચાર મ્હારા મનમાં ઉપજતો હતો; પરંતુ તેની વિરૂદ્ધ જે પ્રમાણો મળી આવ્યાં હતાં તે ઘણાં મજબૂત હતાં. ખૂન થયું એ રાત્રે પાલનજી માણેકજીને બંગલે ગયો હતો એ વાત તેણે પોતાને મુખે કબૂલ કરી હતી. છતાં માણેકજીએ તેને જે પત્ર લખી આપ્યો હતો તે મળી આવતો નહોતો. એ પત્રની હકીકત તદ્દન ખોટી હોય એમ મ્હને લાગે છે. પાલનજી ચતુરાઇથી પોતાનો બચાવ કરવા ઇચ્છે છે. જે બે વાત તેણે કબૂલ કરી છે તે જો ન કબૂલ કરી હોત તો પણ સહેલાઇથી તપાસને અંતે માલૂમ પડી આવત.

પાલનજીને ખૂનના ગુન્હા માટે પકડાયલો જાણી માણેકજી ઘણો ચિંતાતુર બની ગયો હતો. પાલનજી ઉપર તેનો અગાધ વિશ્વાસ હતો. પહેલાં તો તે તેને કોઇ પણ રીતે ગુન્હેગાર ધારતો ન હોતો. ત્યાર પછી મ્હારે મુખે તેણે જ્યારે સઘળી હકીકત સાંભળી ત્યારે તેને મ્હારી વાત ઉપર વિશ્વાસ મૂકવો પડ્યો. તેણે કહ્યું:—"પાલનજીને હું ઘણો સદાચારી ધારતો હતો. સામાન્ય રકમ માટે તે આવું ભયંકર કાર્ય કરે એવો વિચાર કદાપિ મ્હારા મનમાં ઉપજ્યો ન હોતો. અરેરે! જો મ્હેં શહેરમાં નહિ જતાં એ વખતે એની સાથે બંગલે જઇ રૂપિયા આપ્યા હોત તો મ્હારી હતભાગીની સ્ત્રી બચી જાત અને પાલનજીને ફાંસીને લાકડે ચઢવું પડત નહિ."

મ્હેં પૂછ્યું:—"હમણાં પાલનજી પોતાના બચાવમાં જે કાંઇ કહે છે, એ સંબંધી આપ શું ધારો છો?"

માણેકજીએ કહ્યું:-" તદ્દન ખોટી વાત. એમાંનો એક પણ અક્ષર ખરો નથી. મ્હેં તેને રૂપિયા માટે મ્હારે બંગલે જવાનું કહ્યું ન હોતું તથા કોઈ પત્ર પણ આપ્યો ન હોતો. બંગલે કોઈ નથી એવું જાણતો હોવા છતાં હું તેને શા માટે પત્ર લખી આપું ?"

મ્હેં કહ્યું:-" એ રાત્રે નિમંત્રણ ઉપર નહિ જતાં આપ ઘેર પાછા ફર્યા હોત તો આવો દુઃખદાયક બનાવ બનત નહિ."

માણેકજીએ સંમતિસૂચકભાવથી મસ્તક ધુણાવીને કહ્યું:-" ખરૂં છે. હવે એ માટે મ્હને ઘણું લાગી આવે છે. જો આવું બનશે એમ જાણતો હોત તો તે દિવસે હું શહેરમાં નજ જાત. મ્હારા પરમ બંધુ ડૉકટર દોરાબજી જીવનજીને ત્યાં મ્હને નિમંત્રણ હતું. એમની સાથે મ્હારે ઘણો સ્નેહ છે. તેઓ જાતે આવી મ્હને નિમંત્રણ કરી ગયા હતા."

મ્હેં કહ્યું-" આપે પેલું પત્થરનું પુતળું પાલનજી પાસે કોઈ વખતે જોયું હતું કે ?"

માણેકજીએ કહ્યું:—" ના, કોઈ પણ વખતે જોયું ન હોતું. આ વાત આપ કેમ પૂછો છો ?"

મ્હેં કહ્યું:-" જો એ પત્થરનું પુતળું પાલનજીનું ન હોય તો તે જરૂર નિર્દોષ છે. મ્હારી આ વાત સાંભળી આપ વિસ્મિત બની જશો નહિ. હું ભાર દઈને કહી શકું છું કે, જે માણસનું એ પત્થરનું પુતળું છે એ માણસેજ શીરીનબાનુનું ખૂન કરેલું છે.

(૯)

માણેકજી પ.સેથી ઘેર આવ્યા પછી એક સ્ત્રી મ્હને મળવા આવ્યાની ખબર નોકરે કહી. એ સ્ત્રી ઉપરના એક ઓરડામાં મ્હારી રાહ જોતી બેઠી હતી. તેને મળવા માટે ઝડપથી હું ઉપર ગયો. ત્યાં જતાં જણાયું કે તેની ઉમ્મર કાંઈ મ્હોટી ન્હોતી. તેના અંગ પ્રત્યંગ પર સૌન્દર્યછટાનો વિકાસ થયેલો હતો. સ્વર્ગીય રૂપ લાવણ્યથી તેનું સર્વાંગ ઝળહળતું હતું. અત્યાર પૂર્વે મ્હેં એ સુંદરીને જોઈ ન્હોતી; છતાં આજે પ્રથમ દર્શન પ્રસંગે પૂર્વે કોઈ વખતે તેને જોઈ હોય એમ જ મનમાં થવા લાગ્યું. વિચાર કરી જોતાં હું મ્હારો ભ્રમ સમજી શક્યો. કેકોબાદ જમશેદજીના કમ્પાઉં- ડરામજીના મુખ સાથે એ સુંદરીનું મુખ ઘણું અંશે મળતું આવતું હતું. એ ઉપરથીજ હું અમુક અનુમાન કરી શક્યો. મ્હેં તેને પૂછ્યું:-"તમારૂં જ નામ હીરાબાઈ કે ?"

"હા. હું હીરાબાઈ છું. પાલનજી સંબંધી હું આપને એક બે વાત કહેવા આવી છું." આમ કહી હીરાબાઈએ ઉદાસ દૃષ્ટિથી મ્હારા મુખ તરફ જોયું.

એની દૃષ્ટિ ઉપરથી એના મનની વ્યાકુળતા સમજી જઈને મ્હેં કહ્યું:—"હવે પાલનજીને બચાવી શકાય એવો એક પણ ઉપાય નથી."

હીરાબાઈએ કહ્યું:-"એમ કહેશો તે નહિ ચાલે. પાલનજીને કોઈ પણ રસ્તે આપે બચાવવા પડશે."

મ્હેં કહ્યું:-"એ ખૂનના ગુન્હામાં તેઓ એવી રીતે સપડાઈ ગયા છે કે—"

વચ્ચેજ હીરાબાઈ બોલી ઉઠી:-"તમે એમને ગુન્હેગાર છો કે ?"

મ્હેં કહ્યું:-"તેમની વિરૂધ્ધ જે મજબૂત પુરાવાઓ આવ્યા છે તે ઉપરથી હું તેમને ગુન્હેગાર નહિ તો ધારૂં ?"

હીરાબાઈએ ક્ષુબ્ધ ભાવથી કહ્યું:-"પુરાવાની કોઈ સાંભળવાની મ્હારી ઈચ્છા નથી. હું તેમને ઘણી સારી ઓળખું છું. સેંકડો પ્રમાણો મળવા છતાં તેમણે ખૂન કર્યું એ વાત હું માની શકું તેમ નથી. ખોટું લગાડશો નહિ. એમને ઓળખતા નથી. આપ મ્હારા શબ્દો ઉપર વિ[illegible] રાખો. મ્હારી તેમજ આપની માફક તેઓ નિર્દોષ છે."

મ્હેં કહ્યું:-"પાલનજીને હું ન ઓળખી શકું એ બનવા છે, પરંતુ તેમના બંધુ માણેકજી ઘણા દિવસથી તેમને ઓ[illegible] છે. તેઓ પણ હવે પાલનજીનેજ ગુન્હેગાર ધારે છે."

તિરસ્કારથી બીજી દિશા તરફ મુખ ફેરવી [illegible] કહ્યું:—"માણેકજી! બરાબર છે! હવે તેઓ પાલનજીને [illegible]ગાર ધારે એમાં નવાઈ જેવું કાંઈ નથી."

મ્હેં કહ્યું:-તમે માણેકજી ઉપર ખોટો દોષ મૂકો છો. પાલનજી ઉપર અગાધ વિશ્વાસ હતો; પરંતુ જે પુરાવાઓ આવ્યા છે તેથી એમનો વિશ્વાસ બદલાયો છે. ખૂનના [illegible] માટે પાલનજી પકડાયલા હોવાથી ઉલટા તેઓ વિશેષ દુ[illegible] થયા છે."

હીરાબાઈએ ક્ષણકાળ સૂધી ચુપકીદીથી કાંઈ વિચાર કર્યો પછી તેણે કહ્યું:—આપ મ્હારા કથન ઉપર વિશ્વાસ મૂકો એવો હું આગ્રહ કરતી નથી. આપની દૃષ્ટિ અને કાનનો ભ્રમ દૂર [illegible] એમજ હું હવે કરીશ. એક વખત આપે કૃપા કરીને મ્હારે [illegible] આવવું પડશે. પાલનજી દોષિત છે કે નિર્દોષ એ હું આ[illegible] બતાવી આપીશ."

મ્હેં કહ્યું:-"તમે તમારી પોતાની ભૂલ સમજી શકતાં ન[illegible] તમારી મહેનત નકામી નિવડશે.

હીરાબાઈએ દૃઢ સ્વરે કહ્યું:-"એ પછી જોઈ લેવાશે. પા[illegible]નજીને બચાવવા માટે હું આ તુચ્છ જીવન સુધ્ધાં અર્પણ ક[illegible] તૈયાર છું. તેમને માટે હું મ્હારી સામાન્ય નારી બુદ્ધિથી જે કાંઈ બનશે તે કરીશ. હું ખાત્રીપૂર્વક જાણું છું કે, તેઓ [illegible] છે. દુર્દૈવને લીધે તેઓ આવા ગંભીર ગુન્હામાં વિના વાંકે સપડા[illegible] છે. તેમણે ખૂન કર્યું જ નથી! આવા ભયાનક સંકટમાંથી તેમને બચાવવાનો કોઈપણ ઉપાય નથી કે! આવા ખરાબ વખતમાં આ[illegible] મ્હને કાંઈ મદદ નહિ કરો કે?"

મ્હેં કહ્યું:—"હું બની શકતી મદદ કરવા તૈયાર છું."

હીરાબાઈએ કહ્યું:-"આપનો ઉપકાર માનું છું. એ [illegible] સંબંધી આપ જે કાંઈ ગનણા હો તે મ્હને કહો. પાલનજીનું રક્ષણ કરવા માટે હું મ્હારા શરીરના લોહીનું છેલ્લું બિંદુ સુધ્ધાં આપીશ. એ ઉપરાંત જે કાંઈ કરવા જેવું હશે તે કરીશ. મ્હારા જીવનની મ્હને પરવાહ નથી."

પછી મ્હેં ખૂનના કેસ સંબંધી આજ સુધી જે કાંઈ કર્યું હતું તે બધું યથાક્રમે હીરાબાઈને કહી સંભળાવ્યું. તેણે ઘણા ધ્યાનથી મ્હારી હકીકત સાંભળી લીધા પછી થોડા સમય સુધી પોતાના મનમાં કાંઈ વિચાર કર્યો. પછી એકાએક ઉભી થઇ તેણે કહ્યું:—"આપ મને એ પથ્થરનું પુતળું આપો. આવતા રવિવારે સંધ્યાકાળ પછી આપ મ્હારે ઘેર આવજો. ત્યાં હું મ્હારે જે તૈયારી કરવાની છે તે કરી રાખીશ. આપ પણ ખરા ગુન્હેગારને પકડવાની તૈયારી કરી આવજો."

મ્હેં સંમતિ દર્શાવી એટલે હીરાબાઈ વિદાય થઇ. તેના મુખ અને દૃષ્ટિના ભાવ ઉપરથી પાલનજીને બચાવવા તેણે કોઇ ગંભીર વિચાર કર્યો હોય એમ હું સ્પષ્ટ સમજી શક્યો હતો. હું બુધ્ધિમાન છું એવી મ્હારી જે ધારણા હતી તે હીરાબાઈને ત્યાં ગયા પછી મ્હેં જે દેખાવ જોયો તેથી દૂર થઈ ગઇ. મ્હને એમજ લાગ્યું કે, હીરાબાઈની તુલનામાં હું તદ્દન મૂર્ખ છું. હીરાબાઈએ તે દિવસે એવા કૌશલથી કામ કર્યું કે તેની બુદ્ધિની પુષ્કળ પ્રશંસા કરી શકાય. એ દિવસની વાત હમ્મેશાં મ્હારા સ્મરણમાં રહેશે.

(૧૦)

રવિવારની ઘટના આ પ્રમાણે છે:-

સંધ્યાકાળ પછી હું હીરાબાઈને ઘેર હાજર થયો. તે એક એકા ઘાટના મકાનમાં રહેતી હોઈ ઉપર તથા નીચે મળી ચાર ઓરડા હતા.

હીરાબાઇ વ્યાકુળ ભાવથી મ્હારી રાહ જોતી હતી. મ્હને જોતાંની સાથે ઝડપથી આવી તે મ્હને ઉપલા માળના એક ઓરડામાં લઇ ગઇ. ઘરના એક ખુણામાં એક ખુરસી હતી. હું એ ખુરસી આગળ ખેંચી તેના ઉપર બેઠો.

હીરાબાઇએ કહ્યું:—"ખૂની થોડા વખતમાંજ અત્રે આવી પહોંચશે. આપ જરૂરી તૈયારી કરીને આવ્યા છોને!"

આ પ્રશ્નના ઉત્તરમાં ખીસ્સામાંથી એક ઉજ્વળ હાથ બેરી બ્હાર કાઢી મ્હેં તેને બતાવી. એ જોઇ તે સંતુષ્ટ થઇ. ક્ષણ કાળ પછી તેણે કહ્યું:—"પાલનજીનો કેસ સેશન્સ કમીટ થયો છે કેમ?"

મ્હેં કહ્યું:—"હા. તેઓ બચાવ માટે કાંઇ મહેનત કરતા નથી."

હીરાબાઇએ દૃઢ સ્વરે કહ્યું:—"હવે તેમને કાંઇ કરવાની જરૂર નથી. હું જ તેમના પક્ષનું સમર્થન કરીશ. તેમના છુટકારા માટે મ્હને હવે સહજ પણ સંદેહ નથી. તેમણે મ્હારા પ્રાણનો સંકટમાંથી ઉદ્ધાર કર્યો છે હવે હું તેમનો તેમના આ સંકટમાંથી અવશ્ય ઉદ્ધાર કરીશ." આટલું બોલતામાં તેના બન્ને નેત્રો ઉજ્વળ બની ગયાં.

મ્હેં તેને પૂછ્યું:—"તમે કાંઈ બાતમી મેળવી શકયાં છો?"

હીરાબાઇએ કહ્યું:—"સઘળી બાતમી મેળવી શકી છું. ચુપ થઇ જાઓ. મ્હને લાગે છે કે, ખૂની ગાડીમાં બેસી આવી પહોંચ્યો છે. હવે આપ એક કામ કરો. આપ આ પાસેના ઓરડામાં છુપાઇ રહો. હું જ્યારે બ્હાર આવવાનો સંકેત કરું ત્યારે બ્હાર આવજો."

હીરાબાઇએ શી યોજના કરી હતી એ હું સમજી શક્યો નહિ. વિસ્મિત બની હું પાસેના ઓરડામાં જતો રહ્યો. બીજી જ ક્ષણે બ્હાર દાદર ઉપર કોઇના પગલાંનો અવાજ સંભળાયો. છેવટે એ માણસે પહેલાં હું જે ઓરડામાં બેઠો હતો એમાં પ્રવેશ કર્યો.

પછી જે અવાજ થયો તે ઉપરથી હું જે ખુરસી ઉપર બેઠો હતો તેના ઉપર જ એ બેઠો એમ હું સમજી શકયો. એ માણસે કહ્યું:—"હીરા! કેમ શું છે? આ સેવકને ત્હેં એકાએક કેમ યાદ કર્યો છે."

કંઠસ્વર પરિચિત લાગ્યો, પરંતુ તે સહજ જડ થયો હતો. બોલનાર માણસે પુષ્કળ શરાબ પીધો છે એમ માલૂમ પડયું. એકાએક એ કોનો અવાજ છે તે હું નક્કી કરી શકયો નહિ.

હીરાબાઇએ પ્રત્યુત્તરમાં કહ્યું:—"નિરૂપાય બની મ્હારે આપનો આશ્રય લેવો પડે છે. પાલનજીના ઉધ્ધારનો કોઇ પણ ઉપાય આપે કરવો પડશે. આ વખતે આપ મદદ નહિ કરો તો ઘણું ખોટું થશે.

આવેલા માણસે વિસ્મિત ભાવથી કહ્યું:—"હું કેવી રીતે તને મદદ કરૂં? એ સમજી શકતો નથી. મ્હારે મદદ કરવી જોઇએ; પરંતુ ઉપાય નથી. એ મ્હારી શક્તિ બ્હારનું કામ છે."

હીરાબાઇએ કહ્યું:—"મ્હને એવું લાગતું નથી—"

એ માણસ વચ્ચે જ બોલી ઉઠયો:—"ના પ્રિયતમા! મ્હારાથી કાંઈ બની શકે તેમ નથી."

"કેવળ મુખેથી જ આપ પ્રિયતમા કહો છો. જો ખરા જીગરથી આપ મ્હને ચ્હાતા હોત તો આવા દુઃખદ પ્રસંગે જરૂર મ્હને મદદ કરત."

સહજ ઉત્તેજિત કંઠથી એ પુરૂષે કહ્યું:—"કેવું આશ્ચર્ય! પાલનજીને બચાવી લઈ ત્હારા વિવાહનો માર્ગ સાફ કરું એવો તું મ્હને મૂર્ખ સમજે છે? તું પાલનજીને પરણી મોજ-મજાહ ઉડાવે અને દૂરથી તમારૂં સુખ જોઇ હું કૃતાર્થ થાઉં? કેવો ભ્રમ! એ કદાપિ નહિ બને. પ્રાણાધિકારિણી હીરા! જાનીજીગર! તું મ્હને એટલો બધો મૂર્ખ ન સમજતી. હું તને મ્હારા જીવ કરતાં વિશેષ ચ્હાઉં છું. હું તને પરણવા—"

વચ્ચે જ હીરાબાઇ બોલી ઉઠી:—"આટલી ઉતાવળે મ્હારી સાથે પરણવાની વાત કરશો તો લોકો શું ધારશે!"

"હીરા! લોકોની વાત સાંભળવાની મ્હારી ઇચ્છા નથી. હું તને સાચા જીગરથી ચ્હા—ચ્હાઉં છું."

આ શોક સંતાપપૂર્ણ દુનિયામાં આવા પ્રેમિક પુરૂષને જોવા માટે મ્હારૂં મન અધીરૂં બની ગયું. હું સ્થિર રહી શકયો નહિ જે ઓરડામાં હું છુપાયો હતો તેનું એક દ્વાર સહેજ ઉઘાડી મ્હેં ઘણા આશ્ચર્ય સહ એ પુરૂષને જોયો. એ માણસ કેવો ભયંકર હતો! જો એના કંઠસ્વર ઉપરથી પ્રથમથીજ મ્હેં અમુક અનુમાન ન બાંધ્યું હોત તો આ વખતે મ્હારા આશ્ચર્યનો પાર રહેત નહિ. એ માણસ બીજો કોઈ નહિ પરંતુ શીરીન બાઇનો પતિ માણેકજી પોતે હતો!

અપૂર્ણ.

(વાંચકો! હીરાબાઈએ કેવી રીતથી ખરા ખૂનીને સપડાવ્યો તે જાણવા માટે અમારો આવતો અંક વાંચો. સ્થળ સંકોચને લીધે આ વખતે અમે આ વાર્તા સંપૂર્ણ આપી શકયા નથી. આવતા અંકમાં આ વાર્તા પૂરી થશે. પછી રા. રમણીક અ. મ્હેતાની કલમથી લખાયેલી **ઝેરી નાગણ** નામની ડીટેકટીવ વાર્તા શરૂ કરવામાં આવશે.)

સુરાપાન કર્યા પછી વિનોદચંદ્રનું ચિત્ત વિશેષ વિહ્વળ બની ગયું—નજીક પડેલું હારમોનિયમ જોઈ તેને ગાવાની ઇચ્છા થઇ આવી. વિના વિલંબે તે ખુરસીને હારમોનિયમ પાસે ખેંચી ગયો તથા સુર મેળવી મધુર કંઠે તે નિમ્નલિખિત ગીત ગાવા લાગ્યોઃ—

ચોરી સૌંદર્ય ત્હારૂં સુંદરી વસંત જો પ્રગટે,
વસંત આ પ્રકાશે;
વસંત હા પ્રકાશે.
કુસુમિત કમલિની. કુમુદ, કેતકી, કેશર, કંજાર;
કુસુમાયુધ કનકદંડ રૂપ, કામિની, કલ્હાર;
તુંજ સ્વરૂપ ને સુગંધ ચોરી સહુ વિકાસે;
આ ચોરી સહુ વિકાસે;
હા ચોરી સહુ વિકાસે.
'કુહુ કુહુ' કરી કુંજ કુંજ કુદી મદનમંત્ર ગાઈ,
મનમથની માનિનીનાં મન્મથની દઈ દુહાઈ;
તુજ સ્વર હરી, કલરવ કરી કોકિલા ઉલ્હાસે,
આ કોકિલા ઉલ્હાસે
હા કોકિલા ઉલ્હાસે. (દિવાનો.)

ગંભીર રાતનો સમય હોવાથી નિસ્તબ્ધતામાં વાયુની અંદર સંગીતનો ધ્વનિ નૃત્ય કરવા લાગ્યો. ગીતના તાને તાને રસિક રાધાનું રસિલું ચંચળ હૃદય અપૂર્વ ભાવથી ધબકવા લાગ્યું. દેવતાની વાયરલેસ ટેલિગ્રાફિક સર્વિસ ચાલૂ થઇ ગઇ.

પછી વિનોદના આગ્રહથી રાધાએ એક સંગીત ચાલૂ કર્યું તથા એ સંગીતની જરૂરની પૂર્તિ યથા પ્રસંગે વિનોદે કરીઃ—

રાધાઃ—'પ્રેમ મોતીનું' પણી તપાસતાં
પાણી ગુમાવ્યાં કંઇક ઝવેરીએ;
એનાં શું કરીએ મૂલ,
વિનોદઃ—મોઢે માગો તે કબૂલ.
રાધાઃ—હીરાનાં ઝેર હરી, લીધાં વેરીને,
મન માયાની મીઠાશ ભગી,
હૈયની હોંશથી શોધ્યો આ હીરલો,
ઉપર હેતની પેરૂ કરી,
આંકો અલબેલા મૂલ;
વિનોદઃ—મૂલમાં જીવન ફૂલ.

સંગીતના તારથી પ્રેમિક પ્રેમિકા એક તાર થયાં. બન્ને હારમોનિયમ પાસેથી ઉઠી સોફા ઉપર સાથે બેઠાં. વિનોદ ભાવના આવેશથી કહેવા લાગ્યોઃ—"પ્રાણેશ્વરી! ત્હારૂં સૌંદર્ય મ્હારા હૃદયમાં અંકિત થઇ ગયું છે. જેમ જેમ હું તેનું વિશેષ દર્શન કરું છું તેમ તેમ ભાન ભૂલું છું. કવિએ ખરૂંજ કહ્યું છે કે,

કરે લાખો પ્રયત્નો તોય પણ આખર સહૂ થાકયાં;
ખિલ્યાં મુગ્ધા તણાં અંગો એ ઢાંકયા નવ રહે ઢાંક્યાં.
થયાં જો નેત્ર અણીયાળાં ભરેલાં પૂર્ણ મદવાળાં;
ચપળ પગલાં હવે હળવાં વળે રતિનાથનાં હંકયાં.
ચઢી ચાળે ઉછાળે એ પડતાં પગલાં જુવાનીનાં;
અનંગે અંગ હાંકી અંગ જાણે ચિત્રમાં આંકયાં."

રાધા નટી હોવાથી તે વાચાશક્તિમાં તથા રસિકતામાં વિનોદચંદ્રથી કોઇ પણ રીતે ઉતરે એવી નહોતી. ઘણા કવિયો ને શાયરોનાં નાટકો તેને મુખસ્થ થઈ ગયાં હતાં. તેણે કહ્યું, "પુરૂષની પ્રકૃતિજ સ્ત્રી જાતિની ખોટી ખુશામદ કરવાની છે. ખુશામદ કરી ભોળી અબળાઓને ભરમાવી ભ્રમરની માફક રસ ચુંટી તેઓ ગુમ થઇ જાય છે.

ઉડી ઝટ જાય છે ભ્રમરા કુસુમરસ જ્યાં લીધા ચાખી.
ન પાછા પાસ આવે વીતી જાતાં જિન્દગી આખી.
હવસના જોશમાં મર્દો ગમે તેવું બકે મોઢે,
હશે કોઇક મજનૂએ વફાને જાળવી રાખી.

વિનોદચંદ્ર બોલી ઉઠયોઃ—"તમારી સમજ ફેર થાય છે."

વફાની પુતળી લયલા સમી છે તું,
વફાદારીમાંહી મજનૂં સમો છું હું;
નિસારૂં જાન થઈ ફરહાદ ત્હારાપર,
મને શીરીં જીગરમાંહી ગમી છે તું.

માટે હવે મ્હને ન તલસાવો—લજ્જાને હટાવો—તથા તમારા એ પ્રેમના પૂજારીને સ્નેહસુધાનું પાન કરાવો."

રાધા ગમે તેમ તો પણ એક સ્ત્રી હતી. ઘૃત પાસે અગ્નિ ધરવામાં આવે અને તે જેવી રીતે પીગળી જાય તેવી રીતે તેનું દિલ પીગળી ગયું હતું. તેણે કહ્યું:—

"મને વાંધો નથી વ્હાલા જીગરમાં ઘર કરી બેસો;
તમારો દેશ છે આખો, ભલેને સર કરી બેસો."

આમ કહી રાધા આવેશને વશ થઇ વિનોદના ગળામાં હાથ નાખી વળગી પડી. વિનોદે તેના અધર રસનું પાન કરતાં કહ્યું:—"પ્રિયા! આજના આનંદજનક મિલન પ્રસંગે મ્હારે ત્હારી સાથે બીજી પણ કેટલીક મહત્વની વાતચિત કરવાની છે. જીગર! તું હવે નાટકમાં નોકરી કરે એવી મ્હારી ઇચ્છા નથી."

રાધાએ ગંભીર ભાવ ધારણ કરી કહ્યું:—"જો નોકરી ન કરૂં તો મ્હારે મ્હારૂં તથા મ્હારી માતાનું ગુજરાન કેવી રીતે ચલાવવું?"

વિનોદે કહ્યું:—"એ માટે તું ચિંતા કરીશ નહિ. હવેથી દર માસે મ્હારા તરફથી પાંચસો રૂપિયાની રકમ તને મળ્યા કરશે. તે ઉપરાંત એક બે દિવસમાં આપણે કોટમાં જઇ કોઈ સારા ઝવેરીને ત્યાંથી તને મનગમતાં પાંચેક હજાર રૂપિયાનાં ઘરેણાં લઈ આપીશ. આટલી વ્યવસ્થા થયા પછી નાટકની નોકરી છોડી દેવાને તો હરકત નથીને?"

"ના—ના, મ્હારા કોન્ટ્રેક્ટની મુદત પણ એક માસ પછી પૂરી થાય છે; પરંતુ હું નોકરી છોડી તમારા આશ્રયમાં રહું અને

"મનોરમા, મને તારામાં અશ્રદ્ધા નથી," એક પિતાને છાજે એવાં પ્રેમાળ વચનો તેમણે ઉચ્ચાર્યાં. "નહિ તો આવું જોખમ ભરેલું કાર્ય તારા હાથમાં સોંપવાનો હું સ્વપ્ને પણ ખ્યાલ ન કરૂં. પણ યાદ રાખજે કે તારા હૃદયમાં મહત્વાકાંક્ષારૂપી અગ્નિને પ્રગટાવાંને હજી પૂરો એક કલાક પણ નથી થયો. તેને દૃઢીભૂત કરવાને તને લાંબો સમય પણ નથી મળ્યો. કીર્તિ અને સત્તા મેળવવા માટે જે નવું જીવન તું શરૂ કરવાની છે તેના આ પ્રથમ પગથીઆં માટે તારી જાતને લાયક બનાવે તે પહેલાં આ જુસ્સાને મજબુત કરવાને તેમાં એક તાર બની જવાને, તેને તારા પોતાના રંગે રંગી નાખવાને તારે પુષ્કળ વિચાર કરવાની જરૂર છે. જે મહાભારત કામનો બોજો તું માથે લેવાની છે તેની તૈયારી માટે શાંત ચિત્તે ઉંડા વિચાર કરવાની તારે માટે જરૂર છે. કંચનકુમારીને છોડાવવાનું કામ તે તારી માળાનો પ્રથમ મણકો થશે. હવે બીજી એક વાત—તારો સાથી—તારો પ્રિયતમ—"

આપણી નાયિકાના લાવણ્યયુક્તવદન ઉપર લાલ સુરખી ચઢી આવી, અને તેણીએ શરમથી નીચે જોયું; કારણ કે પ્રસન્ન પોતાનો પતિ છે એવું પોતે મગરૂબીથી તે વૃદ્ધ પાસે જાહેર કરી શકે એવું ન હતું—તેઓ શાસ્ત્રાનુસાર લગ્નવિધિથી જોડાયાં ન હતાં.

"મનોરમા મારી પાસે શરમાઇશ નહિ," વૃધ્ધે એકદમ કહી નાખ્યું." મોહ એક એવો વિકાર છે કે જે સમર્થ યોગીને પણ નમાવે છે—મોહ એક એવો ભાવ કે લાગણી છે કે જે બહાદુરને નબળો બનાવે છે. જે તેમાં ફસાય છે તે અનુકંપાને પાત્ર થાય છે, નહિ કે ઠપકાને—તેઓ દયાને લાયક છે, નહિ કે નિંદાને. પ્રસન્નગિરિ-"

"શું તમે તેનું નામ પણ જાણો છો?" શરમાતે ચ્હેરે, અચંબાથી ભરેલી પણ ગભરાતી આંખો વૃદ્ધ પુરૂષના મુખ ઉપર ઠરાવીને તેણીએ ઉદ્ગાર કાઢ્યો. "પણ આજે મેં એટલું બધું નવાઈ ભરેલું જોયું અને સાંભળ્યું છે કે મને કોઈપણ બાબતની નવાઇ લાગવી નજ જોઇએ. ઓ પૂજનીય પુરૂષ. જો તમે અમારો ભેદ જાણતાજ હો તો, તમને તે તમારા મનમાંજ રાખવાની હું વિનંતિ કરૂં છું."

"મનોરમા," ખાતરી ભર્યા, દયાવાળા, સ્નેહભીના નયને જોતાં વૃદ્ધ બોલ્યા, "તારો ભેદ હું જાણું છું અને તેને સાચવી રાખવાના હું સોગન ખાઉં છું. તે જાદુઇ મસ્તક પાસેથી પ્રસન્ન અને તારા વિષે મેં બધુંજ સાંભળ્યું છે; અને તમારા બધા કાર્યોથી હું પુરેપુરો માહિતગાર છું અને તેનો હું એકજ પુરાવો આપું—તને ભયભીત કરવાને નહિ—પણ ફક્ત તારી ખાત્રી કરવાને કે જાદુઇ મસ્તક વર્તમાન સાથે ભવિષ્યકાળની પણ હકીકતો કહી શકે છે."

"અને તમે કહો છો તે પુરાવો," મનોરમાએ ભયથી ઉછળતી છાતી ઉપર હાથ મૂકતાં પૂછ્યું.

"પ્રસન્નગિરિ એક મહન્ત—છે—" વૃદ્ધ ગંભીરતાથી બોલ્યો.

"બસ કરો, બસ કરો," આપણી નાયિકા વચ્ચે ઉઠી. જાણે ભિંતોને પણ કાન હોય અથવા તો કોઈ છુપું સાંભળતું હોય એવી બીકથી તેની આંખો ચોતરફ ફરતી હતી. "હા-તમે બધુંજ જાણો છો—તમે એક અજબ વ્યક્તિ છો."

"ફક્ત મારે વિષેજ હું કાંઇ જાણતો નથી;" મંદ દુઃખી અવાજે વૃદ્ધ બોલ્યા. "મેં કંચનને કહેલું તે તેં સાંભળ્યું કે હું અહીંઆ એક કેદી છું અને આ કિલ્લામાં કે બહાર પાસે તમારે મારૂં નામ પણ ન લેવું. જાદુઇ મસ્તક પાસેથી હું જ્ઞાન મેળવું છું અને નવાઇ ભરી ચીજો વિષે સાંભળું છું, પણ તે બધું અમુક હદમાં રહીનેજ હું બીજાને કહી શકું. મનોરમા, મેં તારી જોડે અંતઃકરણ ખોલીને વાત કરી છે. હવે આપણે જુદાં પડવું જોઇએ. પણ જતાં પહેલાં તને ખાસ કરીને એક વાત કરવનો મેં નિશ્ચય કર્યો છે."

"હું ધારૂં છું કે તમે પ્રસન્ન વિષે કહો છો". મનોરમાએ આતુરતાથી ઉમેર્યું.

"બરાબર" વૃધ્ધે જવાબ આપ્યો. "હું તને એમ કહેવા માગું છું કે આજના બનાવો વિષે તારે તેને ધીમે ધીમે વાત વળી કંચનને છોડાવવા વિષે જે વચન તેં મને આપ્યું છે અને તેમાં જે જોખમ રહેલું છે તે પણ તેને ધીમે ધીમે સમજાવવું. આ બાબતમાં તેની સંમતી કેવી રીતે મેળવવી તે તારા જેવી રસિક અને ચતુર સ્ત્રીને મારે વધારે સમજાવવું પડે એમ નથી.

"પૂજ્ય પુરૂષ, હું બરાબર સમજું છું." મનોરમા બોલી. "પ્રસન્નની પાસે હું સાવચેતી અને નમ્રતાવાળા ઉપાયોથી કામ કરીશ. પહેલાં તો તે કદાચ ચમકશે પણ પછી આ કાર્યની મહત્તા જોને તેનું ઉદાર મન ધીમે ધીમે આપણા તરફ વળી જશે."

"આ કાર્યમાં વિજય મેળવવા કેવી રીતે વર્તવું તે તું જાણે છે." વૃદ્ધ બોલ્યા. "અને હવે જે સલાહ હું તને છેવટની આપું તે તું ધ્યાન દઇ સાંભળી લે. આવતી કાલે તું આ કિલ્લો છોડીને જાય તે પહેલાં પ્રસન્ન ન જાણે તેવી રીતે તારી ઓરડીમાં જે જગાએ તું પડદો ઉંચો કરીને ઉભો હતો ત્યાં તપાસ કરજે. ત્યાં તે બારણાના ઉમરા પાસે એક સીલ કરેલું પાકીટ તું જોઇશ. તે તારા ગજવામાંજ રાખજે અને તારી મુસાફરી દરમ્યાન તે ખોવાય નહિ તેની ખાસ સાવચેતી રાખજે. પણ તું શ્રીરંગપુર પહોંચે ત્યાં સુધી તેને ઉઘાડીશ નહિ."

"ત્યાં પહોંચ્યા પછી તું ઉઘાડીશ તો તેમાંથી તને એક કોરો કાગળ મળી આવશે. તે કાગળને દીવા ઉપર ધરજે એટલે તેમાં અક્ષરો ઉપસી આવશે. કંચન કુમારીના છુટકારા માટે કયા ઉપાયો લેવા તે હું તેમાં તને જણાવીશ. પરંતુ તે કાગળ પુરેપુરો વાંચ્યા પછી પણ તે કાર્યમાં એકદમ ઝંપલાવવાના પહેલાં અને તારા કિંમતી જીવનને જોખમમાં નાખવાનાં પહેલાં તેના ઉપર પુરો વિચાર કરવાની હું તને સલાહ આપું છું. તને પ્રથમ તો ભય લાગશે પણ જો તું હિંમતથી કામ કરીશ તો તને ચોક્કસ વિજય મળશે.

(અપૂર્ણ)

# રાજસ્થાનની રૂપસુંદરી.

(ઐતિહાસિક ટુંકી વાર્તા)

પાંચસો ફીટની ઉંચાઇએ આવેલા અરવલી પહાડ ઉપરનો ચિત્તોડનો દુર્ગ હજી પણ ભૂતકાળના વીરતાપૂર્ણ ઇતિહાસને આપણી દૃષ્ટિ સમક્ષ ખડો કરે છે. જે વીરભૂમિમાં બાપ્પારાવ, ખોમાનસિંહ, પ્રતાપસિંહ વગેરેના જેવા વીર સપુતોએ ઉત્પન્ન થઇ સ્વદેશની સ્વતંત્રતા અને સ્વધર્મના રક્ષણ માટે પોતાનાં વીરજીવન સમર્પણ કર્યાં હતાં એ વીરભૂમિ-રાજસ્થાનની રૂપસુંદરી તે આ ટૂંકી વાર્તાની નાયિકા પદ્મિની છે.



પદ્મિની મેવાડ-ચિત્તોડના રાણા લક્ષ્મણસિંહના કાકા ભીમસિંહની પત્ની હોઇ તેનું સૌંદર્ય દેવદુર્લભ હતું. કેટલાક ઐતિહાસિકોએ એ રૂપસુંદરીને રાજસ્થાનના બુલબુલ તરીકે ઓળખાવી છે.

(૧)

દિલ્હીના મોગલસમ્રાટ્ અલાઉદ્દીન ખીલજીનો દરબાર ભરાયો હતો. દરબારનું કામકાજ ખતમ થવા આવ્યું હતું એટલામાં એક ચિત્રકારે આવી બાદશાહને કુર્નિસ્ બજાવી કહ્યું:–"બાદશાહ સલામત! હું એક અત્યંત રૂપવતી રમણીનું ચિત્ર આપ નામદારની સેવામાં રજૂ કરવા ઉપસ્થિત થયો છું."

આમ કહી ચિત્રકારે એક ચિત્ર નમ્રતાપૂર્વક અલ્લાઉદ્દીનના હાથમાં મુક્યું. અલ્લાઉદ્દીન એ ચિત્ર જોઇ સ્તંભિત અને આશ્ચર્યચકિત બની ગયો. થોડા સમય પછી તેણે ચિત્રકારને ઉદ્દેશી પૂછ્યું:– 'તું આ જે સુંદરીનું ચિત્ર લઈ આવ્યો છે તે સુંદરી હયાત છે કે કાલ્પનિક છે?"

ચિત્રકારે ઉત્તરમાં કહ્યું:– "શહેનશાહ નામવર! આ સુંદરી ચિત્તોડના રાણા લક્ષ્મણસિંહના કાકાની સ્ત્રી થાય છે. તેનું નામ પદ્મિની છે."

"ઠીક છે." આમ કહી અલ્લાઉદ્દીને ચિત્રકારને પુષ્કળ પુરસ્કાર આપી વિદાય કરી દીધો.

પછી અલ્લાઉદ્દીન પોતાના વિશ્રામ ગૃહમાં ચાલ્યો ગયો. પદ્મિનીની તસ્વીર જોવામાં આવ્યા પછી તેનું દિલ બેચેન બની ગયું હતું. એ સુરસુંદરીને પોતાના જનાનખાનામાં લાવવા માટે તે વ્યાકુળ બની ગયો હતો. તેણે સ્વગત કહ્યું:– "મ્હારી સત્તા અને પ્રભુતા અપાર છે. કોઈ પણ જોખમે પદ્મિનીને હું બાદશાહી જનાનાની મુખ્ય બેગમ બનાવીશ. આહ! કેટલી બધી સુંદરતા! એ સૌંદર્યની દેવીને હું જ્યાં સુધી મ્હારા રંગમહાલયમાં લાવીશ નહિ ત્યાં સુધી મ્હારા જીગરમાં જાગેલો ઇશ્કનો આતશ બુઝાશે નહિ. એ ગુલેગુલાબ બુલબુલને મેળવવા માટે જો મ્હારે હજારો યોદ્ધાઓના કિંમતિ પ્રાણનો ભોગ આપવો પડશે તો તેમ કરવામાં પણ હું પાછો હઠીશ નહિ.

સૌન્દર્યપૂજક પ્રેમઘેલા આ દિલ દિવાનું થઇ ગયું;
મનમોહના માશુક વિના આ હૃદય સૂનું થઈ રહ્યું.
હું ઇશ્કઘેલો ને દિવાનો એ મોહિનીના રૂપપર;
જોતાં પ્રતિમા લાગતાં, આ જીગર પર શા કામશર.
થાઉં ફના તો છો ભલે, લાવું તને સહવાસમાં;
તુંજ પ્યાર મેળવવા કરૂં હું એક જમીને આસમાં.

બસ હવે મ્હારો એજ નિશ્ચય છે."

તત્કાળ અલ્લાઉદ્દીને અનુચરદ્વારા સેનાપતિને બોલાવી હુકમ કર્યો કે, આજે ને આજે તમે ચિત્તોડના રાણા લક્ષ્મણસિંહ તરફ તેની કાકી પદ્મિનીનું માગું મોકલો તથા જણાવો કે, દિલ્હીશ્વર પદ્મિનીને પોતાના જનાનાની મુખ્ય બેગમ બનાવવા ઇચ્છે છે. આ માગણી કબુલ ન રાખી શકતા હો તો યુદ્ધ કરવા તૈયાર થઇ જાઓ.

"જેવો જહાંપનાહનો હુકમ." આમ કહી નમન કરી સેનાપતિ ચાલ્યો ગયો.

(૨)

વાચકોને અમે હવે રણશૂર રજપુતોનો દરબાર બતાવીએ છીએ. દરબારમાં રાણો લક્ષ્મણસિંહ, ભીમસિંહ, વીર બાદલ, ગોરા વગેરે ઉપરાંત સુભટો અને સામંતો બેઠા હતા. લક્ષ્મણસિંહ નવયુવક હતો. ભીમસિંહ પ્રૌઢાવસ્થા વીતાવી વૃદ્ધાવસ્થા ભોગવતો હતો. બાર વર્ષની ઉમ્મરનો વીર બાળક બાદલ અભિમન્યુના જેવો લાગતો હતો.

સહુના મુખમંડળ ઉપર આજે ગંભીર ચિંતાની છાયા છવાઇ ગયેલી જોવામાં આવતી હતી. અલ્લાઉદ્દીને કરેલી અવિચારી માગણીની વાત સાંભળી કેટલાક યોદ્ધાઓની આંખો લાલચોળ બની ગઇ હતી. વૃદ્ધ ભીમસિંહે ગંભીર ભાવથી કહ્યું:–"રાજસ્થાનના શૂરા સુભટો! દિલ્હીશ્વરને શો જવાબ આપવો તેનો નિર્ણય થઇ

આવે હજારો સુંદરી તુરાન તુર્કસ્તાનથી;
જાપાનથી, સીલોનથી, તાતારથી, ઇરાનથી;
કશમીરથી, નેપાલથી ને ચીન અરબસ્તાનથી;
તે લાવતી ફિરતી કરેલી પ્રેમના સામાનથી;
એ પ્રેમ નામી માલ મારા હાથથી વેચાય છે;
એની દલાલીથી તિજોરી તર અમારી થાય છે!

હારૂનઃ—ચાલો ત્યારે આપણે પણ કરીએ એ પૂંજી વગરની દલાલી!

મીરજાં:—અરે શાબાશ રે મારા શાયર મવાલી! તેં તો ચાલતી ગાડીને ઠીક લીધી ઝાલી! પણ કાંઈ વસીલો છે?

હારૂનઃ—પરવરદિગારનો!

મીરજાં:—કાંઇ હુન્નર કે જાદુ?

હારૂનઃ—અલ્લાહ અલ્લાહ અને ખયરસલ્લા!

મીરજાં:-ફિકર નહીં, હું તને આસરો આપીશ; મારા મકાનમાં રહી બિબિયાની કબાબપર હાથ ચલાવજે અને મારી નૌજવાન હસીના દીકરી ગુલ્જારને શાયરીના સબક શીખાવજે!

હારૂનઃ—જેવી હુજૂરની મરજી!

મીરજાં:—ચાલ ત્યારે મારી સાથે આવ અને મારા ઘરનેજ મુસાફિરખાનું સમજી ત્યાંજ તારો અડ્ડો જમાવ.

હારૂનઃ—પણ મારો સામાન કબરસ્તાનમાં છે.

મીરજાં:—તો જા—તે સામાન લાવ અને મોતી બેગમના ચોટામાં પ્રેમના દલાલ મીરજા મહમ્મદના આલીશાન મકાનમાં પૂછતો પૂછતો ચાલ્યો આવ.

હારૂનઃ—તસ્લીમાત!

મીરજાં:—સલામ! (મીરજાં જાય છે.)

હારૂનઃ—અરે બેલગામ! એક વાર આવે મારા પંજામાં તારી દીકરી ગુલંદામ, તો પછી જોજે કે, પલકારા જેટલા સમયમાં તેને કેવી રીતે સબ્જપરી બનાવીને આ હારૂન બની જાય છે મિયાં ગુલામ! વાહ વાહ-વાહ વાહ.

મજાનાં ખાનપાનોને, વળી આરામ પણ મળશે;
હસીના માશુકા સાથે, દિરમને દામ પણ મળશે!
ગયો હારૂન કિસ્મતનો, સિતારો ઔજ પર તારો;
હવે મનની મુરાદો, દિલ્હી નગરીમાં બધી ફળશે!

(ગાયન.)

ફરહાદ યુસુફ મજનૂ જેવાં આશકોમાં નામ,
તે સર્વને બનાઉં મ્હારા ઘર તણા ગુલામ,
ભૂંસાઇ જાય દુનિયામાંથી સઝ્નો ગુલફામ,
બસ મ્હારી સાથે આશકીનું નામ પણ તમામ

[કોરસ.]

બેકદર કવિ બધા, રસહીણા રસ જાણે શું આ;
લખ્યા છે પ્યારના કિસ્સા, પણ મુજ પ્રેમથી અજાણ

* * *

કલમ બનાવી અસ્તરો કવા બન્યા હજામ,
ઝાડીઝૂડી મુંડી નાખ્યો પ્રેમને તમામ
કિતાબખાનું શાનું છે કટીંગની દુકાન
જેમાં ન મ્હારા પ્યારનું કોઈ નામ કે નિશાન.

---

# અગત્યની સૂચના.

ઉપરા ઉપરી અનેક કાયમના તથા છુટક ગ્રાહકોની પાછલા અંકોની માગણીને માન આપી અમે 'મોજ-મજાહ'ના પાછલા અંકો ફરીથી તૈયાર કર્યા છે; પાછલા છુટક અંકો બીજી વખત છાપવા પડેલા હોવાથી બબ્બે આનાની કિમ્મતથી છુટક મળી શકશે.

નમુનાના અંક માટે અઢી આનાની ટીકીટ બીડવી.

નવીન ગ્રાહકોએ વગર વિલંબે નીચેને શિરનામે લવાજમના રૂ. ચાર ભરી પાછલા અંકો અને ભેટ મેળવવાનો લાભ લેવો. બ્હારગામના ગ્રાહકોએ ભેટના પોષ્ટેજના ૦-૪-૦ મળી રૂ. ૪-૪-૦ નો મનીઑર્ડર મોકલી આપવો. હિંદુસ્તાન બ્હારના ગ્રાહકોએ સાત શિલિંગ ૭ પેન્સ મોકલવા.

## જલદી ગ્રાહક થાઓ! ભેટના પુસ્તકની થોડીજ નકલો સિલ્લકે છે.

## આશકની આત્મકથા

નામની સચિત્ર દળદાર નવલકથા ભેટ આપવાનું નક્કી કર્યું છે. આ પુસ્તકની નકલો ઘણી જ થોડી છે. માટે વ્હેલો તે પહેલો, ખલાસ થયે અમો આપવાને બંધાતા નથી.

## મોજ-મજાહ કાર્યાલય

ગીરગામ ચર્ચ સામે ખટાઉ બીલ્ડીંગ મુંબઈ નં. ૪

અમદાવાદના એજંટઃ—

**નંદલાલ દામોદરદાસ**

ન્યુસપેપર એજંટ રતનપોળ નાકા નં. ૨૯—અમદાવાદ.

સુરતના એજન્ટઃ—

**વૃંદાવનદાસ નારણદાસ**

ભાગા તળાવ. સુરત.

---

## આજના લેખોનો ક્રમ.


To Let—ભાડે આપવાનું છે. (રા. ગુલગુલ.)
પત્થરનું પુતળું. (રા. વ્રજલાલ નાગરજી ઠાકર.)
મુંબાઈનું રાત્રિ રહસ્ય. (રા. ગુપ્તદૂત.)
એક સુંદરીનાં સાહસ કર્મો (રા. મં. ગો. દેસાઈ.)
રાજસ્થાનની રૂપસુંદરી.
કડવા કવિની પ્રેમકથા. (રા. દિવાનો.)

ગુજરાતના જાણીતા લેખક
રા. કનૈયાલાલ મુન્શીની
પ્રખ્યાત ઐતિહાસિક
નવલકથા
પૃથ્વિ વલ્લભ
ઉપરથી
ઉપજાવેલી અદ્દભુત ફીલમ.

# ગુજરાતનું ગૌરવ

સીનેમેટોગ્રાફના હુન્નરમાં
**અશોક પીક્ચર્સ**
રાખવાનો દાવો કરે છે.

વડોદરા સરકારની ખાસ
પરવાનગી અને મદદથી
ઉતારવામાં આવેલી પહેલી
ઐતિહાસિક ફિલ્મ જેમાં હાથી
ઘોડા, ઉંટ તથા હજારો
માણસો
કામ કરી રહ્યાં છે.

અસલી તવારીખના ખાસ દેખાવો–ડ્રેસો તથા રીતભાતોની શોધખોળ કરી, અને તેવાંજ યોગ્ય પાત્રોને શોધી આ ફીલ્મ ઉતારવામાં આવી છે.

**વીસમી સદીમાં પ્રગટ થયેલી આ વાર્તા ઘેરઘેર વંચાણી છે.**

શુષ્ક રહેલી જીંદગી
પુનઃ પ્રેમાળ કેમ થાય
તેનો રસ્તો કોઈ
હમારી બાળ વિધવા
મૃણાલવતીને
બતલાવશે?

# પૃથ્વિ–વલ્લભ

યાને

# "માલવપતિ મુંજ"

## THE LORD OF LOVE & POWER.

પ્રેમ એ શું ચીજ છે?
ભલા તે કોઈ હમારી
અજ્ઞાન અને નિર્દોષ
વિલાસવતીને
સમજાવશો?

ખરાં હાથીના નીચે
કચરાતો ખરેખરો
મનુષ્યનો હિંદુસ્તા-
નમાં પ્રથમ બનાવ
તેની હમો તમોને
ખરેખરી ખાત્રી
આપીએ છીએ.

દુનિયાની મહાન મુશ્કેલીઓ અને આફતો આવવા છતાં પોતે–એક મનુષ્યને સુખી થવાનો જન્મ સીદ્ધ હક્ક છે અને તેથી હમેશાં આનંદમાં રહેવું એ રીતી તમોને હમારો–અરે નહિ, માળવા નગરીનો રાજા મુંજ જરૂર શિખવશે.

મી૦ મણીલાલ કે. જોશીએ
ખાસ ડાયરેક્ટ કરેલી
મહાન ફિલમ.
મી૦ વી. બી. જોશી
હિન્દુસ્તાનના પ્રખ્યાત
સીનેમા ફોટોગ્રાફરની કુશળ
ફોટોગ્રાફી તમોને આફ્રીન
પોકારાવશે.

**થોડાજ વખતમાં રજુ થશે**
**તમારા માનીતા સીનેમા**
# મેજેસ્ટીકમાં
**ગીરગામ–મુંબઈ.**
તારીખ માટે છાપાં તપાસજો.

પ્રખ્યાત નટીઓ.
બેગમ ફાતીમા—મૃણાલવતી
બેગમ સુલતાના–જક્કલાદેવી
બેગમ જુબેદા—વિલાસવતી
બેગમ જૈનુ—લક્ષ્મીદેવી
તે ઉપરાંત હજારો જાણીતા
નટ, નટીઓનો બહોળો
સમુહ.

આ પત્ર જાદવજી પીતાંબર ઠક્કરે મુંબાઇ નં. ૯૩, ચીંચપોકલી પરેલ રોડપર લેડી જાર્ડ 'કાટ હિન્દુ' ઓર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં છાપ્યું છે અને, તંત્રી જયશંકર ભોડીદાસ દ્વિવેદીએ મુંબાઇ નં ૪ ગીરગામ પટાવ બીલ્ડીંગમાંથી પ્રસિદ્ધ કર્યું છે.

# મોજ-મજાહ

રવિવાર તારીખ ૬ ઠ્ઠી જુલાઇ સને ૧૯૨૪.

## WANTED

જોઇએ છે

એક ખાલી હૃદય કોઇ-
ભાડે જોઇએ છે.—

હૃદય કોઇ ભાડે જોઇએ છે,
અમોને ભાડે જોઇએ છે.—

જીવનનો કંટ્રાટ કરીશું,
મનમાન્યું ભાડું એ ભરીશું;
મનગમતી જો હોય સહુ સોઇ*
ભાડે જોઇએ છે—જોઇએ

આસપાસ વસ્તી હોય સારી,
હવા પાણી પણ આનંદકારી;
ઉચ્ચ વર્ણ માટેજ અલગ હોઇ,
ભાડે જોઇએ છે.—જોઇએ છે

વીશાળ કે રહેતાં એ ફાવે,
પ્રકાશ જેમાં પૂરો આવે;
ખંડખંડ નજરેનજરે જોઇ,
ભાડે જોઇએ છે.—જોઇએ છે.

જગમાં ઇર્જ્જતદાર ગણાવા;
ગૃહસ્થના પાડોશી થાવા;
નિજ માલેકીની વસ્તુ ખોઇ,
ભાડે જોઇએ છે.—જોઇએ છે

દિવાનો.

* સોઇ=સગવડ

## પત્થરનું પુતળું

(ડિટેક્ટિવ વાર્તા.)

લખનાર,—રા. વ્રજલાલ જાદવજી ઠક્કર

[ ગતાંકથી ચાલુ. ]

(૧૧)

હીરાબાઇએ પરિહાસથી કહ્યું:—"આપ કેવા માણસ છો! આપની સ્ત્રીનો અગાધ સ્નેહ આટલા થોડા કાળમાં આપ કેવી રીતે ભૂલી ગયા?"

માણેકજીએ કહ્યું:—"હીરા! એ વાત છોડી દે. એ જહન્નમમાં ગઇ છે. હવે તેની વાત શા માટે કરે છે?"

હીરાબાઇએ કહ્યું:—"મ્હેં એમ સાંભળ્યું છે કે, આપનો એના ઉપર ઘણો પ્રેમ હતો.—"

વચ્ચેજ માણેકજી બોલી ઉઠ્યો:—"તદ્દન ખોટી વાત. હું કેવળ તને જ ચ્હાઉં છું. જે દહાડે તને જોઇ છે તે દહાડેથીજ હું તને ચ્હાઉં છું. તું મ્હારી કલ્પના સૃષ્ટિનું એક માત્ર સુખ થાને ભાગે લિખિત છે. મ્હારી સ્ત્રીનું ખૂન થયું છે એ ખૂનના ગુન્હા બદલ પાલનજી કેદમાં છે. હવે કંઇ હરકત જેવું છે? હું સહેલાઇથી તને પરણી શકું તેમ છું."

હીરાબાઇએ કહ્યું:—"તમે કદાચ સહેલાઇથી પરણી શકો; પરંતુ હું તમને સહેલાઇથી પરણીશ એ આપે કેવી રીતે જાણ્યું? ઠીક છે, જો હું આપની સાથે પરણું, તો હું—"

વિનાકારણ માણેકજી હા હા હા અવાજથી હસી પડ્યો. તેણે કહ્યું:—"જો—તો હું જાણતો નથી. મ્હારી ખાત્રી છે કે, તું મ્હને પરણીશજ" એમ કહી ઝડપથી ઉઠી માણેકજીએ હીરાબાઇનો હાથ પકડ્યો.

હીરાબાઇએ સહજ પણ ચંચળતા દર્શાવ્યા વિના કહ્યું:—"હું આપની સાથે પરણું તો આપ પાલનજીને બચાવશો?"

"ના, હવે મ્હારાથી કંઇ બને તેમ નથી. તેની વિરૂદ્ધ ઘણા મજબૂત પુરાવાઓ પોલીસને મળી આવ્યા છે."

"પરંતુ આપ સારી રીતે જાણો છો કે એ નિર્દોષ છે."

"ના, ના, ખોટી વાત છે. મ્હારી ખાત્રી છે કે, એ પાલનજીએ જ મ્હારી સ્ત્રીનું ખૂન કર્યું છે."

ક્રોધના અગ્નિથી હીરાબાઇ જાગી ઉઠી. તેણે કહ્યું:—"પાપિષ્ટ! તું શું એમ કહે છે કે, પાલનજીએ ત્હારી સ્ત્રીનું ખૂન કર્યું છે?" આમ કહી જોરથી મારી પોતાનો હાથ છોડાવી તે દૂર ખસી ગઈ. ત્યાર પછી વસ્ત્રની અંદરથી પત્થરનું પેલું પુતળું બ્હાર કાઢી માણેકજીના નાક આગળ ધરી તેણે કહ્યું:—

"પિશાચ! તું શું એમ કહેવા માગે છે કે, ત્હારી સ્ત્રીનું ખૂન કરતી વખતે પાલનજી પાસેથી આ પુતળું ત્યાં પડી ગયું હતું?"

એ પુતળું જોઈ ભયભીત બની. બે ચાર ડગલાં પાછળ હઠી જઈ માણેકજીએ કહ્યું:—"ના-ના, એ હું જાણતો નથી આ પુતળું પહેલાં મ્હેં કદાપિ જોયું નથી."

હીરાબાઇ સિંહણની માફક ગર્જના કરી બોલી:– "નરાધમ! હજી પણ તું ગુન્હો છૂપાવે છે! બરાબર વિચાર કરી જો. ત્હારી સ્ત્રીનું ખૂન થયું તે દિવસે રાત્રે તું આ શહેરમાં ડૉક્ટર દોરાબજીને ત્યાં નિમંત્રણ સાચવવા આવ્યો હતો કે? એ રાત્રે ડૉક્ટર દોરાબજીના સિલોનથી આવેલા એક મિત્ર પણ ત્યાં હાજર હતા કે? તેમની પાસેથી આ પુતળું કોણે માગી લીધું હતું એ મ્હારે તને યાદ કરાવવું પડશે કે?"

માણેકજીએ કહ્યું:–"મ્હેંજ માગી લીધું હતું. તેથી શું થઇ ગયું?"

હીરાબાઈ કહેવા લાગી:—"મૂર્ખ! મ્હારૂં કહેવું બરાબર સાંભળી લે. આ પુતળું એ વખતે માગી લઇ ત્હેં ત્હારા ખીસ્સામાં મૂક્યું હતું. ત્યાર પછી ત્હારા ભેજામાં કાંઇ ખ્યાલ આવતાં બધાં માણસોની નજર ચુકાવી તું ઘેર જઇને ત્હારી સ્ત્રીને મળ્યો હતો. ત્યાર પછી ત્હેં પશુથી પણ અધમ કામ—ત્હારી સ્ત્રીનું ખૂન કર્યું હતું અને કબાટમાંના બાકીના રૂપિયા કાઢી લીધા હતા. ઘરનો સરસામાન ત્હેં વેરણ છેરણ કરી નાખ્યો હતો. એ નૃશંસ કાર્ય કરી તું પાછો ડૉક્ટર દોરાબજીને ત્યાં આવી પહોંચ્યો હતો. આમ છતાં ત્હારા પાપની તને સજા મળે એટલા માટે ખૂન કરતી વખતે આ પુતળું ત્હારા ખીસ્સામાંથી પડી ગયું હતું. એ પ્રકાર તું જાણી શક્યો નહોતો. પિશાચ! હવે તું બચી શકે તેમ નથી. તું ત્હારા પાપનું ફળ ભોગવવા તૈયાર થા." આમ કહી રોષાવેશમાંજ એ પુતળું હાથમાં રાખી હીરાબાઇ માણેકજી તરફ આગળ વધી. માણેકજી તેની ભયંકર મૂર્તિ જોઇ પાછળ હઠી જવા લાગ્યો.

ક્રમે હું જ્યાં ઉભો રહ્યો હતો ત્યાં માણેકજી ખસતો ખસતો આવી ચઢયો. એવા સુયોગનો ત્યાગ કરવો ઉચિત નથી એમ વિચારી ગુપ્તસ્થાનમાંથી બ્હાર નીકળી પાછળથી મ્હેં તેને પકડી લીધો. તે નાશી જવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેનો એ પ્રયત્ન વૃથા ગયો—થોડી રકઝક ચાલ્યા પછી મ્હેં તેના હાથમાં લોખંડી બેડી પહેરાવી દીધી.

(૧૨)

જમીન ઉપર આળોટતાં આળોટતાં માણેકજી ઉચ્ચ સ્વરે કહેવા લાગ્યો:— "ખોટી વાત છે–ખોટી વાત છે, હું એમાંનું કાંઇ જાણતો નથી."

હું પણ પુષ્કળ ક્રોધે ભરાઈ બોલી ઉઠી:– "દુરાત્મા! પુરૂષ વેશધારી પિશાચ! હવે ત્હારી ચાલાકી ચાલવાની નથી. તું પોતેજ ત્હારી સ્ત્રીનો ખૂની છે. ચુપ રહે–જો બૂમ બરાડા પાડીશ તો જીવથી જઇશ." આમ કહી મ્હેં ખીસ્સામાંથી પિસ્તોલ બ્હાર કાઢી.

મ્હેં જ્યારે માણેકજી ઉપર હુમલો કર્યો ત્યારે તેના ખીસ્સામાંથી તેની ડાયરી નીચે પડી ગઇ હતી; તથા તેમાંના કેટલાક કાગળ પત્રો બ્હાર નીકળી પડ્યા હતા. એ કાગળ પત્રોમાંથી હીરાબાઇએ સુકાઈ ગયેલા લોહીના ડાઘવાળો એક પત્ર ઝડપથી ઉંચકી લઈ તે જોઇને કહ્યું:–"જુઓ, આ એજ પત્ર છે. પાલનજી અસત્યવાદી નથી. સ્ત્રીના નામ ઉપર માણેકજીએ આ પત્ર લખી આપી પાલનજીને રૂપિઆ લઇ આવવા મોકલ્યા હતા. જુઓ, પત્રમાં પાંચસો રૂપિયાનો ઉલ્લેખ સુદ્ધાં કરેલો છે."

માણેકજી સમજી શક્યો કે, હવે કોઈ પણ રીતે છટકી શકાય તેમ નથી. છેવટે ભગ્ન કંઠે તેણે કહ્યું:—"હાય! મ્હારી બધી મહેનત વૃથા થઈ છે. હીરા! મ્હેંજ શીરીનનું ખૂન કર્યું છે. કેવળ ત્હારે લીધેજ મ્હેં એ કામ કર્યું હતું. તને મ્હારી હું ગારું સર્વસ્વ ગૂમાવી પોતે પણ મરવા બેઠો છું. મ્હારી સ્ત્રી મ્હને ખુંચતી હતી. તેના પિતાની સંપત્તિના લોભથી મ્હેં તેની સાથે લગ્ન કર્યું હતું. દ્રવ્ય લોભથી હું ઉપર ઉપરથી તેના તરફ પ્રેમ દર્શાવતો હતો; પરંતુ મ્હારા મનમાં તેને માટે અતિશય તિરસ્કાર હતો. બીજા એક માણસ તરફ પણ મ્હારી ઘણી ઇર્ષ્યા હોઈ તે પાલનજી હતો. એક બાણથી બે પંખી મારવાનો બેત મ્હેં રચ્યો હતો; પરંતુ બધું વૃથા થઇ ગયું. મ્હારા મનની આશા મનમાંજ રહી ગઈ છે. પાલનજીને આ પત્ર લખી આપી હું ડૉક્ટર દોરાબજીને ઘેર ચાલ્યો ગયો હતો. ત્યાં બેચાર જણની મુલાકાત કરી ફરી પાછો બંગલે ગયો હતો. ત્યાં જઇ મ્હારી સ્ત્રીને મુખે પાલનજીએ રૂપિયા લઇ ગયાની વાત મ્હેં સાંભળી હતી. મ્હેં એ સુયોગનો લાભ લેવાનો વિચાર કરી કબાટમાંથી કટાર કાઢી તેનું ખૂન કર્યું. શયનગૃહમાંનો સરસામાન ઉંધો છતો કરી નાખ્યો. કોઇ જુએ તો લૂંટ અથવા ચોરી થઇ હોય એમ ધારે એવો દેખાવ મ્હેં કરી દીધો. કલાકેકમાં બધું કામ આટોપી પુનઃ હું ડૉક્ટર દોરાબજીને ત્યાં જઇ બધાં માણસોમાં ભળ્યો. હું એટલામાંજ હોઇશ એમ સહુએ ધાર્યું. કોઇના મનમાં સંદેહ ઉપજ્યો નહિ. જો આ પત્રને ડાયરીમાં નહિ રાખતાં બાળી નાખ્યો હોત તથા આ પત્થરનું પુતળું અજાણતાં મ્હારા ખીસ્સામાંથી પડી ન ગયું હોત તો મ્હારી ઉમેદ બર આવત અને મ્હારી આવી દુર્દશા થાત નહિ. સહેલાઇથી પાલનજીને ફાંસીને લાકડે લટકાવી હું ત્હારા અતુલ સૌંદર્યનો ઉપભોગ ભોગવત."

હીરાબાઇના મુખ તરફ પ્રશંસાપૂર્ણ દૃષ્ટિથી જોઈ મ્હેં કહ્યું:– "તમારો ઉદ્દેશ સફળ થયો છે. માણેકજીજ ખૂની છે એ તમે કેવી રીતે જાણી શકયાં હતાં એ હવે કહેશો?"

હીરાબાઇએ કહ્યું:—"આપે તે દિવસે આપને ઘેર જ્યારે પત્થરના પુતળાની વાત કાઢી ત્યારેજ મ્હારા મનમાં ખટકો લાગ્યો હતો. એટલા માટેજ આ પુતળું એ દિવસે મ્હેં તમારી પાસે માગી લીધું હતું. આપે જે હકીકત કહી હતી તે ઉપરથી હું કલ્પના કરી શકી કે, ખૂનના રહસ્ય સાથે માણેકજીનો થોડો ઘણો સંબંધ જરૂર હોવો જોઇએ. ખૂનની રાતે માણેકજી ડૉક્ટર દોરાબજીને ત્યાં ગયો હતો. એ ડૉક્ટરને હું ઓળખું છું. તેમની ચિકિત્સાથી એક વખતે ઘણી ગંભીર બીમારીમાંથી હું બચી હતી. તેઓ મ્હારા ઉપર ઘણો પ્રેમ રાખે છે. આપને મળી હતી તે દિવસે સ્હાંજેજ હું તેમને મળી. આ પુતળું મ્હેં તેમને બતાવ્યું.

પુતળું જોતાંની સાથે તેઓ ઓળખી શકયા. તેમના સિલોનથી આવેલા એક બંધુએ આ પુતળું માણેકજીને આપ્યું હતું એવી ખબર મળતાં હું તેમના એ બંધુનું ઠેકાણું જાણી લઈ તેમને ઘેર ગઈ. તેમને પૂછી જોતાં સંદેહ જેવું કાંઈ રહ્યું નહિ. પછી મ્હેં માણેકજીને અહીં આવવા માટે પત્ર લખ્યો. તે પછી જે કાંઈ બન્યું છે એ આપ જાણો છો. આપે ખરૂંજ કહ્યું હતું કે, જેનું આ પુતળું હોય તેજ ખૂની છે. જો આ પુતળું આપની પાસે ન હોત તો માણેકજીને ખૂની ઠરાવી પાલનજીને મૃત્યુના મુખમાંથી હું બચાવી શકત નહિ.

મ્હેં કહ્યું:—"ખરૂં છે. દૈવની મદદ સિવાય આટલી ત્વરાથી કાર્યનો ઉદ્ધાર થતો નથી."

પછી માણેકજીને લઈ જઈ મ્હેં કેદમાં નખાવ્યો. પાલનજી છુટો થયો. ઇન્સાફને અંતે માણેકજીને ફાંસીની સજા થઈ.

હીરાબાઈનું પાલનજી સાથે શુભ લગ્ન થયું. આ કેસના સ્મરણચિન્હ તરીકે આ પથ્થરનું પુતળું મ્હેં મ્હારી પાસે રાખ્યું છે.

સંપૂર્ણ.



## પરામાં ધાડ!

(લખનાર:—રા. મસ્ત ફકીર.)

રાતના બે એક વાગે એ બનાવ બન્યો હશે. ઓચિંતો કોલાહલ થયો. મારો-ચોર-લુંટારા-ધાડની બૂમ પડી ને મારી અલીએ પણ મને પડખામાં કોણી મારી જગાડ્યો તથા મ્હેણું માર્યું કે, લાયસન્સ મેળવી રાયફલ લઈ આવ્યા છો તો પડો મયદાને! બંદુકવાળાની દુકાનેથી કારતુસ લાવવાં ભૂલી ગયેલો હોવાથી અને ભારે રાયફલ હાથમાં ઉપડી શકતી નહિ હોવાથી મરણીયા થવાનો વિચાર મેં માંડી વાળ્યો પણ શું બન્યું છે એ જોવા બાર ઉઘાડી ગેલેરીમાં ઉભો.

નીચે લોકોનું જબરદસ્ત ટોળું ભેગું થયેલું હતું. કોઈના હાથમાં ડંગો, કોઈના હાથમાં લાકડીઓ, કોઈના હાથમાં છરી, બે ચાર હેરીકન લેમ્પ એ બધો મામલો મ્હેં જોયો. ટોળું અમારી વાડીમાં રહેનાર માણસોનું જ લાગતું હોવાથી ધાડપાડુઓ ગયા હશે એમ સમજાઈ ગયું. એટલે મૂછ પર તાવ દેતા બંદા પણ 'શું છે,' કહેતા નીચે ઉતર્યા.

### ભયંકર બનાવ.

નીચે ઉતરતાં વાડીમાં ભયંકર બનાવ બન્યાની ખબર પડી. છગનલાલની રૂમ જે વાડીને નાકે આવેલી હતી તેનું તાળું એક લુહાર તોડતો હતો. છગનની બૈરી કમળા અંદરથી બૂમો મારતી હતી અને બ્હારના લોકો આશ્વાસન આપતા હતા. તાળું તૂટ્યું, લેમ્પોને લાઈટમાં કમળાનો ગભરાયલો ચ્હેરો દેખાયો તથા "ઓય મા એ ક્યાં ગયા!" એમ ચીસ પાડી તે તેની પાડોશણ ચંચળના હાથમાં બેભાન થઈ પડી.

"એ કોણ?" બે ચાર જણના મોઢામાંથી આ શબ્દ નીકળી પડ્યા અને હિંદુ હોવાથી તરતજ સમજી ગયા કે, બૈરીઓ જેને 'એ-આ ઈ-ઉ' સંબોધનથી સંબોધે તેને તેનો પતિ સમજવો જોઈએ. અમારૂં ધ્યાન પણ વાડીના કંપાઉન્ડમાં ઓરડી નજીક પડેલા ખાલી બાટલા તરફ ખેંચાયું અને તરતજ સમજાયું કે, પાપીઓએ ધાડ પાડી છગનની ઓરડીનું તાળું તોડવા મહેનત કરી હતી. કમળાએ બૂમાબૂમ કરવાથી આજુબાજુનું લોક જાગી ઉઠ્યું અને બીજું કાંઈ હાથમાં નહિ આવવાથી ધાડપાડુઓ બારના માર્યા છગનને ઉપાડી નાસી ગયા હતા. અમારા પરાના લોકો ઘણા બહાદુર અને ધાંધળીઆ! ધાડપાડુ ગયા એ જાણ્યા પછી ચારે બાજુથી લોક અમારી વાડીમાં દોડી આવ્યું અને ધાડપાડુઓ ક્યાં ગયા હશે, હથિયાર બાંધેલા હતા કે લાકડી સાથે આવ્યા હતા, છગનના શરીર ઉપર કાંઈ ઘરેણું હતું કેમ, છગન બ્હાર સુતો હતો ત્યારે પછી તેની ઓરડીને તાળું શા માટે માર્યું હતું એ બાબી પૂછાપૂછ થવા માંડી ને કેટલાક ટોળાના આકારમાં ફોજદાર સાહેબને બંગલે પરાના લોકો જઈ તેમને એ કિસ્સો સંભળાવ્યો તથા અમારા પરાના ફોજદાર ઘણા ચાલાક ઓફિસર જણાતા હોવાથી મોટરમાં ચારે બાજુ શોધ માટેની ભાગ દોડતા પોલિસ પાર્ટીઓને મોકલી આપી.

મુંબાઈના છાપાંઓમાં પણ અમારા પરામાં પડેલી ધાડના દિલ ધબકાવનારા અને દમ રૂંધી નાખનારા હેવાલો પ્રગટ થયા અને સાથે એ પણ છપાયું કે, બદમાશો છગન નામના એક યુવાન હિંદુને ઉઠાવી ગયા હતા. ગામની સેવા કરવાની આ એક તક છે જાણી મેં અને મારા પાડોશી દલસુખભાઇએ ધરતીને આભ એક કરી મૂકયાં. હું અને દલસુખ વાંદરે મુંબાઇની ધારાસભાના એક સભ્યને મળી આવ્યાં અને મુંબાઈ કાઉન્સિલની આવતી સભામાં અમારા પરાની ધાડ સંબંધી સરકારને સવાલો પૂછવાની તેમને વિનંતિ કરી.

બપોરે પોલીસ કમીશનરને મળી આવ્યા. જેમણે એ બાબત લક્ષ્યમાં લેવા વચન આપ્યું અને ત્રણ ચાર વાગે સી૦ આઇ૦ ડી૦ માં કામ કરતા અમારા એક પરિચિત માણસને અમારી ઓરડીમાં લઇ આવ્યા તથા છગનની ઓરડી, ખાલી ખાટલો, ભાંગેલું તાળું એ સહુ બતાવ્યું.

રઘુનાથરાવ ફડકે પણ ચુંચી આંખ કરી આખી વાડી તપાસી વળ્યા. આઇગ્લાસથી છગનલાલનો ખાટલો તથા તેની આસપાસની જગ્યા તપાસી, વાડીના કંપાઉંડની ભીંત પણ આઈગ્લાસથી જોઇ અને ગંભીર ડાચું કરી પોતાનો અભિપ્રાય જાહેર કર્યો કે, ધાડપાડુઓ જાતના આફ્રિદી પઠાણો હોવા જોઇએ; કારણ કે માણસોને ઉઠાવી જવાની ખાસિયત એજ જાતમાં હોય છે. તેમની સંખ્યા ૮ થી ૧૦ ની અંદર હોવી જોઇએ. તથા ઘણું કરીને તેઓ હથિઆર સાથેજ આવેલા હોવા જોઇએ. થાણાને રસ્તે થઇ પાછા મુંબાઇમાં ગયા હોય એમ અનુમાન થાય છે; કારણ કે મ્હારા એક આસિસ્ટન્ટે બોરીબંદર સ્ટેશને સ્હવારે સાડાસાત વાગે આવતી થાણા લોકલમાંથી એક એવી ટોળીને ઉતરતાં જોઇ હતી.

"ઠીક ત્યારે પકડો."

"કયા પકડે ?" એમ કહી રઘુનાથરાવે જરા આંખ મારી અને મરાઠી હોવા છતાં શુદ્ધ ગુજરાતીમાં અમને સમજાવ્યું કે, એ પઠાણોને પકડવાનાં કામ કાંઈ સહેલાં નથી. ઘણી મુશ્કેલીની વાત છે. અમે એવી ઘણી ટોળીઓ પકડેલી છે."

* * *

આખરે છગનના અંગ ઉપર શાં ઘરેણાં હતાં વગેરે બાબતની પોલિસ અમલદારને નોંધ કરાવવા અમે સઘળા મારી ઓરડીમાં ભરાણા. કમળાને બોલાવી, એ બીચારી ગઇ રાતના અનુભવથી અડધી ગાંડા જેવી થઇ ગઈ હતી. ડુસકાં ખાતાં ખાતાં અને રડતાં રડતાં તેણે એટલીજ માહિતી આપી કે, છગનની આંગળીએ એક તોલાની સોનાની વીંટી, ગળામાં એક છેડો, એક ચાંદીનો કંદોરો તથા હાથે કડું હતું. આ લિસ્ટ થતું હતું તથા છગનનાં બાપને દેશમાંથી તાર કરી બોલાવવો કે કેમ એ સંબંધી દલસુખભાઈ અને છગનના સસરા મસલત કરતા હતા, એટલામાં ધોંયેલા મુળા જેવો છગન જ હાંફરો ખાવરો ઓરડીમાં ચાલી આવ્યો. તેના શરીર ઉપર ફક્ત ગંજીફ્રાક, ધોતીઉં અને ખભે મોટું કાળું બનુસ હતું.

કમળા તેને જોઇ ચમકી રોતી હતી તે મુંગી થઇ ઉભી થઈ ગઈ અને પેલાં નાટકોમાં આવે છે તેમ 'કોણ મ્હારા વ્હાલા તમે ?!' એમ કહી છગનને ભેટી તો નજ પડી. તે લાજ કાઢી બાજુની રૂમમાં ચાલી ગઇ.

"તને માર્યો ? તારાં ઘરેણાં કયાં ? પેલાઓએ તને કયાં છોડ્યો ? તું કેવી રીતે છટકી શકયો ? એવી પ્રશ્નપરંપરા ચાલૂ થઇ.

"એ સાળી ચાલી અને વરસાદની મોહકાણને શું કહું ?" છગન બબડયો તથા બનુસ નીચે નાખી તેના ઉપર બેઠો.

"પણ તું આવ્યો કયાંથી ?"

"રહામેના જંગલમાં હું ભરાઇ ગયો'તો."

"પેલા બદમાશો કયાં ગયા ?" રઘુનાથે ઑફિસરની અદાથી પૂછયું.

"કયા બદમાશો ?"

"તને ઉઠાવી ગયા હતા તે !"

"કોને મ્હને ? બદમાશો ઉઠાવી ગયા ! આ બધું તમે શું બોલો છો ?"

"અરે, પણ કાલે રાતે ધાડ પડી હતી ને ?"

"ધાડ ? આપણી વાડીમાં ! કોણે કહ્યું ?"

અમે ગુંચાવા લાગ્યા અને અમારા પરામાં ભજવાયલા નાટકનો મુખ્ય નાયક પોતેજ આવું સંદિગ્ધ કેમ બોલે છે !

છગન વિશેષ ગુંચાવાથી મેં તેને ગઇ રાતે બનેલા અથવા બનેલા ધારેલા-અમે કલ્પેલા બનાવની કહાણી અથથી તે ઇતિ સુધી કહી અને એક સાહસિક છાપાંએ અમારો પરા રાસી તેની પાસે રાતના ને રાતના પહોંચી જવાથી એ બનાવનો છાપેલો સવિસ્તર હેવાલ મ્હેં છગનને વંચાવ્યો તે તેથી ચમકવાને બદલે તથા રડી પોતાના ઉપર વીતેલી હકીકત કહેવાને બદલે તે પેટ પકડી હસવા લાગ્યો.

"અલ્યા તું હસતા કસાલા, વેડયા સારખે આહે." રઘુનાથે ચીરડાઇને કહ્યું.

"અરે વેડયા તો તમે બધા છો કાંઇ બન્યુંજ નહોતું."

"એટલે ?"

"એટલે એજ કે, કાલે ધાડ પડી જ નહોતી. આ બધી તમારી ખોટી ધામધુમ છે."

"હેં !!!" ચાર પાંચ ડાચાંમાંથી આવો આશ્ચર્યનો ઉદ્દગાર નીકળી પડયો.

"ત્યારે આ બધું થયું'તું શું ?"

"મ્હેં શરૂઆતમાં જ તમને કહ્યું ને, કે સાળા વરસાદ અને ચાલીની મોહકાણ !"

"કેવી રીતે ?"

"હવે ત્યારે હું તમને મ્હારી વીતક કહું."

## છગને કહેલો કિસ્સો.

બાદ છગને જરા લહેરમાં આવી નીચે પ્રમાણે આગલી રાતની પોતાની વીતક ગમ્મત સાથે કહી સંભળાવી. અને તેની વાત સાંભળવાને કમળા તથા આજુબાજુનાં પેઇંગો પણ ઓરડીની બ્હાર ભેગાં થયાં.

"અય થૈનથનપુર પરાના ખોટી ધામધુમ કરનારાં નરનારીઓ! વાત એમ બની હતી કે, ગઇ રાતે આસમાનમાં ચાંદની ચમકતી હોવાથી બંદાને જરા કંપાઉંડમાં ખાટલો નાખી સુવાનું મન થયું. કમળાએ મ્હને ઘણો વાર્યો તથા ભય પણ બતાવ્યો કે, વરસાદ આવશે તો ભાંડી થશે, પણ પવનની ઇચ્છા હોવાથી તથા અમૃત વર્ષાવનારી ચાંદનીનો આસ્વાદ લેવાની પ્રબળ વૃત્તિ હોવાથી કમળાનું મ્હેં માન્યું નહિ.

પોણોક કલાક તો અમે બે બારી બેરીએ આકાશ સ્હામું જોઇ આખરે વરતારો કાઢ્યો કે, વાદળાં આછાં આછાં અને બહુ દૂર હોવાથી પવન બહુ જોરમાં ફુંકાતો હોવાથી, વાદળાંઓ વિખ રાઇ જશે, કાંઇ દૂરના દેશમાં ઘસડાઇ જશે માટે બ્હાર સૂઇ રહેવામાં ભય નથી.

આખરે કમળાએ કંપાઉંડમાં ખાટલો બીછાવ્યો, પરંતુ ગમે તેમ પણ સ્ત્રી હૃદયને! હું ખાટલામાં જરાક આડે પડખે થાઉં એટલામાં બારણું ઉઘાડી તે વળી પાછી મ્હારી પાસે આવી અને બોલી કેઃ—"વરસાદ આવશે તો નહિ; પણ કદાચ આવશે તો શું કરશો?"

"અરે! એમાં ગભરાવાનું શાનું? દોડીને બહાદુરીથી ઘરમાં પેસી જઇશ."

"પણ મ્હારી ઉંઘ બહુ ખરાબ છે."

"હા, મને પણ બરાબર અનુભવ છે. તે દિવસે નાટકમાંથી આવ્યા પછી મારે અઢી કલાક સુધી બારણાં ખખડાવવાં પડેલાં અને આખી વાડીના જાગ્યા પછી તું ઉઠી હતી."

"ત્યારે તમે બ્હારથી તાળું મારો."

"હા, એ ઠીક છે."

બાદ અય મિજલસનાં નરનારીઓ! કમળા અંદર ઓરડીમાં સૂઇ ગઇ તથા હુમને બંદા બ્હારથી તાળું મારી કંપાઉંડમાં પોહોંચ્યા. એક કલાક સુધી તો ચાંદાને નિરખતાં નિરખતાં તથા કલ્પનાના ઘોડા દોડાવતા દોડાવતા પવનની મીઠી લ્હેરોમાં ઘસઘસાટ ઉંઘ આવી ગઇ.

આશરે બે કે ત્રણ થયા હશે ત્યાં ઓચિંતો હું ચમકી જાગી ઉઠ્યો. નાક ઉપર બે ત્રણ પાણીના છાંટા પડ્યા તથા આસમાન તરફ નજર કરતાં વાદળ ઘેરાયલું જણાયું, 'કાંઇ નહિ— એકાદ ઝાપટું પડી જશે તો હરકત નથી; તેથી તો ઉલટી ઠંડક થશે.' એમ માની બનુસ માથા સુધી ઓઢી હું પાછો સૂઇ ગયો, પણ ત્યાં તો મેઘરાજાને મ્હારા ઉપર ચીઢ ચઢી હોય તેમ ઓચિંતો વરસાદ પુરવેગથી તૂટી પડ્યો. પથારી અને બનુસ બગલમાં મારી કૂદતો કૂદતો ઓરડી આગળ પહોંચ્યો અને 'અલી ઓ! ઉઘાડ—ઉઘાડને—વરસાદ આવે છે. ક્યાં મરી ગઇ! સાંભળે છે કે!' એવી બૂમો મારતાં મેં બારણું ઠોકવા માંડ્યું. પણ એ રાંડ સાંભળે શાની? એની ઉંઘ કુંભકર્ણની! એટલામાં બારણું ઠોકતાં ઠોકતાં હાથમાં તાળું આવ્યું તથા જેમ વિજળીનું બટન દબાવતાં લાઇટ થાય તેમ ભેજામાં બુદ્ધિની લાઇટ થઇ કે, તાળું મ્હેંજ માર્યું હતું તથા ચાવી મ્હારે ઉશિકે રાખી હતી. ઓ નસીબ! મુવા હાર! પથારી બારણાને અઢેલી મૂકી બનુસ ઓઢી હું ખાટલા આગળ ગયો પણ યા ખુદા! ક્યા જુલમ! ચાવી ગુમ!

માથે ચોફાળની માફક બનુસ ઓઢી રીંછની માફક અંધારામાં ખાટલાની આસપાસ ફેર ફુદડી ફરી ચાવી શોધવા લાગ્યો, પરંતુ તે હાથ શાની આવે! વરસાદ પણ જાણે મ્હારા ઉપર વેર લેતો હોય તેમ જોરમાં વરસેજ જતો હતો. બે ત્રણ વખત તો પલળી જવાના ભયથી ગભરાઇ બારણા આગળ આવી ઉભો રહ્યો. હવે કરવું કેમ? કમળાને ઉઠાડું તે પણ નકામું હતું. પાસેવાળા લલ્લુભાઇને ઉઠાડું કે શું કરૂં? ફરી પાછો ચાવીની શોધમાં નીકળ્યો તથા વરસાદમાં ખાટલાને આમતેમ ખસડી બિલાડાની માફક ચારે બાજુ તપાસ કરી; પણ ચાવી મળી જ નહિ! હવે કરવું કેમ? મ્હારૂં તો બરાબર ફારસ થયું! આખી રાત બગલમાં પથારી રાખી પલળ્યા કરૂં કે શું કરૂં? એટલામાં એક બીજો વિચાર સૂઝ્યો અને તેનો તરતજ અમલ કર્યો. પત્થર લઇ હું તાળું તોડવા લાગ્યો. એટલામાં નવી આફત! અંદરથી કમળાએ ચીસ પાડી કે, "ઓય મા ચોર!"

મ્હેં બૂમ મારી કે, "પ્રિયા કમળા, મત ગભરા, એ તો હું છગન છું."

પરંતુ કમબખ્ત ગાજવીજ અને ગભરાટમાં મ્હારા શબ્દો તેણે સાંભળ્યા નહિ. હું તાળા ઉપર પત્થરના ઘા લગાવ્યે જતો હતો એટલામાં કમળાની ચીસથી બાજુવાળા લલ્લુભાઇ જાગી ઉઠ્યા તથા હેરીકન લેમ્પ હાથમાં લઇ બારણામાંથી ડોકું બ્હાર કાઢ્યું. ત્યાં મ્હારૂં કાળું બનુસ જોઇ તેઓ પાછા ઘરમાં પેસી ગયા તથા બારણાને બે ત્રણ સાંકળ ચઢાવી તેઓ પણ કમળાની સાથે 'ચોર—ચોર'ની બૂમ મારવા લાગ્યા.

હવે કરવું કેમ? મ્હેં લલ્લુભાઇના ઘર પાસે જઇ બારણું ખખડાવી બૂમ મારીઃ—"અરે લલ્લુભાઇ! એ તો હું છગન છું." પણ સાંભળે કોણ? એક બાજુ વરસાદ, એક બાજુ ગાજવીજ અને ગભરાટ. એક બાજુ ચાવી ગુમ અને ચોર ચોરની બુમો! એ બધા સંજોગોમાં મ્હારે કરવું શું? મ્હેં બાગે બુલંદ અવાજે બૂમ મારી 'કમળા' એ તો હું છગન છું—ગભરા નહિ, પણ કોણ સાંભળે!

લલ્લુભાઇની બૂમથી તેની બાજુવાળા બાઇસાલભાઇ, બાઇસાલભાઇની બાજુવાળા નથ્થુભાઇ, નથ્થુભાઇની બાજુવાળા ફકીરભાઇ અને કચરાનો પાડોશી ગમપો ઘરમાં બેસીનેજ, 'પકડો—ચોર—મારો કાપો'ની બૂમો પાડવા લાગ્યા.

સાલની ઉપલા માળેનાં બારણાં ઉઘડવા માંડ્યાં. સ્હામેના ચાલમાં ત્રીજે માળે રહેતો એક પંજાબી લાઠી સાથે ઘરમાંથી બ્હાર નીકળતો મ્હને દેખાયો. તેની સાથે એ માળ ઉપરનાં બીજા

એવો કડવો અનુભવ તને થયો હોય એ શકય છે? તારી પ્રતિજ્ઞા યાદ કર—અથવા તો આપણા વચ્ચેની પ્રેમગ્રંથી કેવળ દુઃખદ્–અપવિત્ર—"

"મનોરમા," પોતાના હૃદય સાથે તેણીને દાબતાં તે ધીમેથી બોલ્યો, "મારૂં બોલવું તું સમજતી નથી. તને ચ્હાવા માટે હું પસ્તાતો નથી. આપણા પ્રેમમાં આદી અને અંત સુધી હું અવિચ્છિન્ન સુખ અને આનંદ સિવાય બીજું કાંઇ પણ જોતો નથી. કોઈદેવ આકાશમાંથી ઉતરી આવીને મને એમ કહે કે "મનોરમા ઉપરનો તારો પ્રેમ છોડી દે, તારા આત્માને પવિત્ર બનાવ અને શાશ્વત સુખને પ્રાપ્ત કર; પણ આ મોહ જાળમાં જો ફસી રહીશ તો તારી અધોગતિનો પાર નહિ રહે, તો હું તેને શું ઉત્તર આપું તે તું જાણે છે? હું એટલુંજ કહું કે મનોરમાના પ્રેમ અને સંગને માટે તે શાશ્વત સુખોનો પણ ભોગ આપવો હું વધારે પસંદ કરૂં છું."

"પ્રસન્ન, પ્રસન્ન, મારા પ્રાણ!" ફક્ત હોઠજ હાલતા હોય એટલે ધીમે તે બોલી, અને તેના ઉપર ચુંબનોનો વરસાદ વરસાવ્યો. તેણીની આંખોમાં અશ્રુધારા ચાલી રહી હતી.

"જો કે આટલા ભાવથી હું તને ચાહું છું," તે આગળ બોલ્યો, "અને વ્હાલી! તારે માટે લૌકિક કે પારલૌકિક કોઈપણ સુખનો સંપૂર્ણ રીતે ભોગ આપવાને હું તૈયાર છું, તોપણ મારા ગુન્હાઓ–મારો દ્રોહ મને સાલે છે. મારા મનને ગભરાવી મૂકે છે. મારી સબળ મનોવૃત્તિઓને પણ દબાવી મારા આત્માને દહે છે. આ મારી એક પ્રકારની માનસિક નબળાઇ છે; માટે ભવિષ્યમાં આની અસરથી જ્યારે મારા મુખ ઉપર દિલગીરીનું વાદળ છવાયું હોય ત્યારે હું કોઈ શબ્દ કદાચ અજાણતાં તને ગુસ્સો લાગે એવો બોલી જાઉં તોપણ તારે તે તરફ દુર્લક્ષ કરવું."

"તેં મને તારૂં હૃદય ખોલીને આવું ચોકખે ચોકખું કહ્યું તેથી મને ઘણો આનંદ થયો," નમ્ર અને પ્રેમાળ અવાજે મનોરમા બોલી. "હવેથી જ્યારે હું તને દિલગીરીમાં ગરક થયેલો જોઇશ ત્યારે મારી પ્રેમની લાગણીઓથી તને વધારે સુખી કરવાને હું પ્રયત્ન કરીશ. પણ હું તને વિશ્વાસથી ચાહું છું, કે નહિ એવો પ્રશ્ન ફરીથી કદાપિ ન પૂછીશ; કારણ કે તારા ઉપરના મારા નિર્મળ પ્રેમ અને સતત ભક્તિભાવનું હું તેથી ભયંકર અપમાન થયેલું માનું છું."

"હું જાણું છું, મનોરમા, કે તું મને ખરા અંતઃકરણથી ચાહે છે;" પ્રસન્ને જવાબ આપ્યો. "અને જો મેં તારે માટે કાંઇ પણ આત્મભોગ આપ્યો હશે તો તેં પણ તેટલોજ ભોગ આપીને તારી ફરજ બજાવી હશે. મનોરમા, પ્રિય દેવી, ત્રણ વર્ષ પહેલાં તારા પિતા મરણ પામ્યા. તારી માતા તો તે પહેલાંજ મરી ગઇ હતી. અને એવી તારી નિરાધાર સ્થિતિમાં ત્યાંના લક્ષાધિપતિ વૈદ્ય રાજકિશોરે તારી પાસે લગ્નની માગણી કરી એ બધું શું હું જાણતો નથી? અને–

"પણ હું તો તે વખતે મારા પ્રસન્નનુંજ ધ્યાન ધરતી તેની સુંદર આંખો તરફ સ્નેહથી જોતાં મધુર અવાજે "જો કે તે મને ચાહે છે કે નહિ તેની તો મને ખબર પણ હતી. પણ મેં તો મારા અંતઃકરણમાં પ્રતિજ્ઞા લીધી હતી એક વખત પ્રસન્નને ચાહ્યા પછી હું મારો હાથ બીજા કોઇને ન જ આપી શકું. વળી રામકિશોર જેવા ધનવાન અને આ દાર ગૃહસ્થ સાથે મેં પરણવાની ના કહી તેથી મારા કુટુંબ અને સ્નેહીઓ બહુ અચંબો પામ્યા, પણ ના પાડવાનું કારણ હું કાંઇ પણ બતાવી શકી નહિ. જો તે વખતે મને પણ એમ કહ્યું હોત કે જેમ તું પ્રસન્નને ચાહે છે તેમ તે તને ચાહે છે તો હું એટલોજ જવાબ આપત કે પ્રસન્નનો દેવી છે. હું તેને માટે લાયક નથી.

"મનોરમા, આપણે એક બીજાને માટેજ ઘડાયાં છીએ." પ્રસન્ન હસતાં હસતાં બોલ્યો. "આપણી ભાવનાઓ આપણાં આપણા રાગ એકજ ભૂમિકા ઉપર વિહાર કરે છે."

"પણ અભ્યાસ દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરવાની લગની તો મને લગાડી હતી," આપણી નાયિકા વચ્ચે બોલી ઉઠી, "એક દિવસ, તને સાંભરે છે, વ્હાલા, કે જ્યારે આપણે સાથે એક પુસ્તક વાંચતાં હતાં ત્યારે આપણાં ચક્ષુઓ મળ્યાં ઉછળ્યાં–આપણું તારામૈત્રિક રચાયું."

"અને તારા ઉપરનો મારો લાંબા વખતનો સ્નેહ મેં કહેવાની હિંમત કરી" તેણે કહ્યું, "અને આવી અચંબા અને અણધારેલી મ[ા]ગણીથી તું ગુસ્સે ન થઇ–"

"બસ કર!" ઉમળકાથી તેના મુખ ઉપર હાથ મુકતાં તે બો "તારી મા[ગ]ણી ઘટીત કે અઘટીત હતી તેનો વિચાર સરખો કરવા હું ન રહી. પણ તરતજ તેં કબુલ કર્યું. તે ઘડીઓ કેટલી સુખમય–મારા અંતરમાં અવનવા આનંદની કે બધી ઉર્મીઓ– જેના તરફ મારો કેટલા વખતથી સતત ઢળી રહ્યો હતો–જેની તરફ મારા હૃદય મંદિરમાં પ્રેમ મૂ તરીકે હમેશને માટે મેં સ્થાપના કરી હતી તે મને ચ્હાતો એમ મે જાણ્યું. તુજ મારી ઇચ્છેલી મૂર્તિ હતો. જ્યારે મેં ભક્તિભાવપૂર્વક પરમેશ્વરની પ્રાર્થના કરેલી ત્યારે તારીજ ઇચ્છા કરેલી. તારા થોડા પણ પ્રેમને માટે હું સ્વર્ગના સુખને પણ લાતે મારવા તૈયાર હતી."

"આપણી આ કબુલાતો આનંદભરી તો પણ કંઈક અ ભયંકરતા દેખાડે છે." છલકાઇ જતાં સ્નેહના અશ્રુ આનંદથી પોતાના હૃદય સાથે તેણીને જોરથી દાબતાં તે તેમના અસાધારણ [દૈ]વી પ્રેમનું આ નિર્દોષ લક્ષણ હતું.

અપૂર્ણ

## મુંબાઈનું રાત્રિ-રહસ્ય

(લખનારઃ—રા. ગુપ્તદૂત)

[ગતાંકથી ચાલૂ.]

(૯)

રાધા ઘણી ચાલાક નારી હતી. કામિની ચરિત્રમાં તે પારંગત હોવાથી ટૂંક સમયમાં જ તેણે વિનોદચંદ્રને વશ કરી લઈ તેની સંપત્તિથી મોજ-મજાહ ઉડાવવા માંડી. મહાલક્ષ્મી ઉપર આવેલો વિનોદચંદ્રનો બંગલો હવે મુખ્યત્વે કરીને બંધ રહેતો હતો. એ બંગલામાં ઇશ્વરદાસને હાથે ચંપકલાલનું ખૂન થયું ત્યારથી સુલોચના પણ તેમાં એકલી રહેતાં ડરતી હતી. નિરૂપાયે તે પોતાના પિતાના આશ્રયમાં જઈ રહી હતી.

બીજી તરફથી વિનોદચંદ્રે વાલકેશ્વર ઉપર એક સુંદર બંગલો ભાડે લઇ તેમાં તેણે રાધાને રાખી હતી. રાધાની જન્મદાયિની સદા પોતાના અસલના રહેઠાણે રહેતી હોઇ વિનોદચંદ્ર તરફથી તેને માસિક સો રૂપિયાની રકમ મળ્યા કરતી હતી.

હવે રાધાનો ઠાઠમાઠ ઘણો વધી ગયો હતો. વિનોદ તેની દરેક ઇચ્છા પૂર્ણ કરતો હતો. પાણીની માફક પૈસા ઉડાવતો હતો. લોકલાજનો ત્યાગ કરી તે રાધાની સાથે છડે ચોક શહેરમાં ફરવા નીકળતો હતો.

રાધા ચાલાકીથી વિનોદ પાસેથી પુષ્કળ રકમ મેળવતી હતી તથા એ બધી રકમ તે પોતાના નામ ઉપર બેન્કમાં જમા કરાવતી હતી. કોઈકોઇ વખતે ગુર્જર હિતવર્દ્ધક નાટક કંપનીનો પેલો નંદકુમાર નામનો એક્ટર વિનોદચંદ્રની ગેરહાજરીમાં રાધાને ત્યાં આવી જતો હતો. પછી ધીમેધીમે તેણે વિનોદચંદ્ર સાથે મિત્રાચારી કરી લીધી. નંદકુમારની સોબતથી વિનોદચંદ્ર અને રાધા ઘોડદોડની શર્તના દિવસોમાં મુંબાઇ તેમજ પુના જવા લાગ્યાં અને મ્હોટા મ્હોટા દાવ લગાવી વિનોદચંદ્ર પોતાની તિજોરીનું તળીયું સાફ કરવા લાગ્યો.

એક વર્ષ જેટલા સમયમાં તો વિનોદચંદ્રે લગભગ બે લાખ રૂપિયાનું પાણી કરી નાખ્યું. તિજોરી સફાચટ મયદાન થઇ જવા આવી; છતાં એ મૂર્ખમતિ સાવધાન થયો નહિ. દેવું કરીને પણ મોજ-મજાહ ઉડાવવા લાગ્યો. અંતે એક વખતે તેણે રાધા પાસે દશહજાર રૂપિયાની માગણી કરી. એ વખતે બેન્કમાં રાધાના નામ ઉપર પચીસેક હજાર રૂપિયા હોવા છતાં તેણે વિનોદને એક પાઇ પણ આપી નહિ. પરિણામે આશક માશુક વચ્ચે ભયંકર તકરાર થઇ. રાધા વિનોદના સહવાસનો ત્યાગ કરી તેની માતા પાસે જઇ રહી. હજી સુધી નંદકુમાર સાથેનો તેનો ગુપ્ત પ્રેમ સંબંધ ચાલુ હતો.

લેણદારોએ વિનોદચંદ્રના નામ ઉપર ફરિયાદો નોંધાવી; નસીબ ફના થઇ ગયેલી હોવાથી તે લેણદારોને પૈસા ચુકાવવાને અશક્ત હતો. આવા દુઃખદ પ્રસંગે પતિપ્રાણા સાધ્વી સતી સુલોચનાએ પોતાનાં ઘરેણાં ગાંઠાં વેચી નાખાવી પતિને જેલમાં જતો બચાવ્યો. છેવટે સામાન્ય સ્થિતિમાં પત્ની સાથે રહી વિનોદ પોતાના દિવસો પસાર કરવા લાગ્યો. ભૂતકાળનો સ્વપ્ન સમાન વિભવ વિલાસ ચાર દિવસની ચાંદની માફક અદૃશ્ય થઇ ગયો. સ્થિતિમાં આવો ફેરફાર થવા છતાં સુલોચનાની પતિભક્તિમાં લેશ માત્ર ન્યુનતા આવી નહિ. ઉલટું પતિને ઓછું ન આવે એવી સંભાળથી તે વિશેષ પ્રેમથી પોતાનો ઘરસંસાર ચલાવવા લાગી.

લક્ષ્મી એવી વસ્તુ છે કે, તે જેવા માર્ગથી આવે છે તેવા જ માર્ગે ચાલી જાય છે. નંદકુમારની સલાહથી રાધાએ પોતાના જે રૂપિયા બેન્કમાં જમા કર્યા હતા તે ખરચી એક નાટક કંપની ઉભી કરી; પરંતુ ૭ માસમાં જ એ નાટક કંપની રામશરણ થઇ ગઇ અને રાધા પાછી એક ઉર્દુ નાટક કંપનીમાં માસિક ત્રણસોના પગારથી નોકરી કરવા લાગી. નંદકુમાર પણ ગુર્જર હિતવર્દ્ધક નાટક મંડળીની નોકરી છોડી રાધાવાળી કંપનીમાં નોકર તરીકે જોડાયો.

---

## White Lane—યાને જીવતું દોઝખ.

(૧)

ગોખલેનું હોટલ મૂક્યા પછી કોર્નર ગ્રાન્ટરોડથી મઝગામ જતી ટ્રામનો રસ્તો હવે આપણે લેવાનો છે. રસ્તાની ડાબી બાજુએ આવેલી લગભગ બે ફર્લાંગ જેટલી જગ્યામાં બે થીએટરો અને ઇરાની હોટેલો આવેલી છે. જમણી બાજુએ એક સિનેમાનું થીએટર તથા પરચુરણ સામાનની દુકાનો આવેલી છે. ડાબી બાજુએ આવેલી ઇરાની હોટેલો આગળ ફુટપાથ ઉપર પડેલી બેન્ચો ઉપર બેસી રાતના વખતે કેટલાક વિક્ટોરિયાવાળાઓ મોટરકારના શોફરો અને ઘરબાર વિનાના લહેરી લાલાઓ ટોળે મળી અને ટકી ચાવલ ખાતા નજરે પડે છે. ડાબી બાજુના છેડા ઉપર આવેલી મહમ્મદી હોટેલ પાસેથી આ White Lane અથવા તો સફેદ ગલીની શુરૂઆત થાય છે. આ ગલી યૂરોપીઅન, ક્રિશ્ચયન, જાપાનીઝ, ચીનાઇ, દક્ષિણી ઘાટણો, ગોવાનીઝ, મુસલમાન, હિંદુ, તેમજ જુદી જુદી જાતિઓના ન્હાની મ્હોટી વારવિલાસિનાઓથી ભરપૂર છે. આ ગલીનો દિવસનો દેખાવ ખાસ ધ્યાન ખેંચી શકતો નથી; પરંતુ રાતના આઠ વાગ્યાથી બે વાગ્યા સુધીનો એનો દેખાવ ઘણો આશ્ચર્યજનક હોય છે. વિક્ટોરિયાઓ, મોટરો, ટેક્ષીઓ વગેરેની દોડાદોડ જતા આવતા માણસોને ગભરાવી મૂકે એવી હોય છે. દેશપાડીવાળા, આખા દિવસ નોકરી કરી પસીનો ઉતારી બે રૂપિયા કમાનારા, બ્હાર ગામથી મુંબઈ જોવા આવેલા કેટલાક ગામડીઆ, કૉલેજમાં અભ્યાસ કરનારા વગેરેથી માંડીને મ્હોટા યૂરોપીઅનો ક્રિશ્ચિયનો, જાપાનીઝો, શેરસટ્ટા ને ચાંદીનો ધંધો કરનારા મારવાડીઓ, ઉચ્ચ પદ-ધર હિંદુઓ, પરદેશથી આવેલા સ્ટીમરોનાં જહાજ પૈકીના ખલાસીઓ વગેરે પણ આ ગલીમાં નજરે પડે છે. કામદેવના આ ખુલ્લા જાહેર બજારમાં લાજશરમનું ચિહ્ન સુદ્ધાં નથી. હવસનાં પુતળાં નરકની ખાણમાં જાણે સ્વર્ગનું

સુખ ભોગવવા આતુર બન્યાં હોય એવા ભાવનો ત્યાં વિસ્તાર થયેલો જોવામાં આવે છે. તથા એ દેખાવ જોતાં આ પૃથ્વી ઉપર જ જીવતા દોજખનું અસ્તિત્વ હોય એવો સ્પષ્ટ ભાસ થાય છે.

મુખ્યત્વે કરીને શનિવારે રાત્રે આ પ્રેમનું બઝાર વિશેષસર ગરમ રહે છે. આઠ આનાથી માંડી પચીસ પચાસ રૂપિયાનું પાણી કરી નાખવા નીકળેલા વિલાસી કામોન્મત પુરૂષો તીક્ષ્ણ કાકદૃષ્ટિથી પોતાના હવસનું પાત્ર શોધતા નજરે પડે છે.

રસ્તે જતાં તમે જો કોટ, પેન્ટ, કોલર, ટાઇ આદિ વિદેશી વસ્ત્રોમાં સજ્જ હશો તો ' Come here ! Dear ! Come on! ' એવા શબ્દોથી જીવતા દોજખની પુતળીઓ તમારું સ્વાગત કરતી તમારી વિકટોરીયા ઉપર દોડી આવશે અને જો તમે પગે ચાલતા હશો તો તમારી બગલમાં ભરાશે. આ વખતે એ ન્હાની મ્હોટી સુંદરીઓના મુખ ઉપર તમે પફ્પાઉડરના લપેડા જોઇ શકશો. બગલગિરી કરવા આવેલી સુંદરી તરફ ભુલ્યે ચુકયે જો તમે સહજ સ્મિત કરશો તો તે તમારા અંગને અંગ અડાડી તમારી નાઇટ કૅપને ઉંચકી જઇ તમને પોતાની પાછળ આવવાની ફરજ પાડશે.

ગલીની શરૂઆતમાં ડાબી બાજૂએ બે મજલાનું એક જીર્ણ શીર્ણ મકાન છોડયા પછી બેહુદા ઘાટનાં ચાર પાંચ મકાનો આવેલાં છે. એ મકાનો કિંવા વિલાસ મંદિરની વિલાસિનીઓ બાલને સમારી, છાતીની ઉપરનો ભાગ ઉઘાડો રહે એવા રતિરસોત્પાદક બિભત્સ પોષાક પહેરી બ્હારના ભાગમાં આરામખુરસીઓ ઉપર આડી પડી હશે અગર તો શિકારને જલ્દી ગિરફ્તાર કરવાના હેતુથી એટલામાંજ કિવક માર્ચ કરતી હશે.

થોડે દૂર આગળ વધતાં જમણા હાથ તરફ ચીનાઓનું જુગારખાનું આવેલું છે. ચીનાઓના ધર્મશાસ્ત્રમાં જુગાર રમવાની છૂટ હોવાથી બ્રિટિશ ગવર્નમેન્ટ તેમના એ વ્યવસાયની આડે આવતી નથી; પરંતુ એ જુગારખાનામાં ચીનાઓ સિવાય બીજી કોઈ કોમના માણસથી દાખલ થઈ શકાતું નથી. એ જુગાર ખાનાની સ્હામે રસ્તા-ઉપર જ બે ત્રણ ચીનાઈ અને જાપાનીઝ હૉટેલો આવેલી છે. ત્યાંથી આગળ વધતાં સાબરમતી, યરોડા કે ડુંગરીની જેલની લોખંડના સળીઆવળી બેહુદા ઘાટની કોટડીઓ નજરે પડશે. કેરોસીન લૅમ્પના ઝાંખા પ્રકાશમાં કેટલીક ડાકણો અર્થ-લોલુપ દૃષ્ટિથી 'ઇધિરકું યે' 'કુઠે જાતો?' એવા પોકાર કરી જાણે તમારી દયા ઉપર દહાડા ગુજારતી હોય એવો ભાવ દર્શાવશે. આસપાસ આવેલી કામાટી પુરાની ન્હાની મ્હોટી કદરૂપા અંગવાળી પિશચિનીઓ બિભત્સ હાવભાવ દર્શાવતી તમારી પાસે આવશે. એ વખતે જો તમે તમારા મનનો સહજ પણ કાબૂ ગુમાવ્યો તો તમારો તબેલો સાફ થઇ ગયેલો સમજજો.

વાચક! ભોગજોગે તું એવી કોઇ પિશાચિનીના પંઝામાં ફસાયો તો તે તને નજીક આવેલા પોતાના બ્લૉકમાં લઇ જશે. બેહુદા ઘાટનું વગર માપનું એ મકાન ત્રણભાગમાં વહેંચાયલું હશે. બંદીખાનાની જાળી ઉઘાડી અંદર પ્રવેશ કરતાં તને ડાબા કે જમણા હાથ તરફ એક માસિક ચાર રૂપિયાના ભાડાંનો પલંગ દેખાશે. પલંગ ઉપર કે પલંગની નીચે શેતરંજી ઉપર તું એક પ્રૌઢ ઉમરની સ્ત્રી તથા પુખ્ત ઉ... એક મવાલી જોઈ શકીશ. એ પ્રૌઢા સ્ત્રીની આંખોમાંથી ... અને રોષનો ભાવ દેખાશે. તેના બન્ને ગાલ ઉંડા ઉતરી ... જણાશે. પાનપટ્ટીના તથા તમાકુ ચુનાના સતત ઉપયોગને લીધે ... શુંકદાની ભરાઈ જવા ઉપરાંત દિવાલ ઉપર પણ ડાઘ ... દેખાશે. દિવાલને અડતી એક રમની બાટલી અને બે ચા... ટીગ્લાસ પડયાં હશે. જે મવાલીનો ઉલ્લેખ કરવામાં ... છે તે જાણે નરકમાંથી સાક્ષાત શયતાન તરીકે ફુટી નીક... હોય એવો નજરે પડશે. એ પિશાચરૂપધારી શયતાન કુકર્... ઉત્તેજન આપનાર હુપવાન હોય અથવા જીવતો પશુ હોય ... લાગશે. ચોરી, લુચ્ચાઇ, મારફાડ અને છેવટે ખૂન ખરાબી કરવ... પણ તે પાછી પ્હાની કરશે નહિં. તેની ઉંડી ગયેલી આંખોમાં વચ્ચે ... પ્રકારની વિલક્ષણ ભયંકરતા તરી આવશે. તેની પાસે પડેલો ગં... જુગાર રમવાની તેની કુટેવનો પરિચય કરાવશે. એ મવાલી દેહવિક્રય મંદિરનો રક્ષક ગણાય છે. તે ચોવીસે કલાક પે... એ પાપ મંદિરમાં પડયો પાંથર્યો રહે છે.

મુંબાઈ શહેરમાં કાયદા પ્રમાણે લંડન હોટેલ રેલ્વે હોટેલ ... કેટલીક હોટેલો રાતના બાર વાગ્યે બંધ થઈ જાય છે અને ત્યાર ... વ્યસની મદ્યપી મનુષ્યોને પેય સામગ્રી મળી શકતી નથી; ... આ સફેદ ગલીમાં કેટલાંક એવાં સ્થળો છે કે જ્યાં આખો ... અને આખી રાત વ્યસની પદાર્થો મળી શકે છે. ફક્ત માત્ર એ... જ છે કે, એવા સ્થળે બજારભાવ કરતાં દોઢી કે બમણી ... આપવી પડે છે.

આ લખનારના જાણવા પ્રમાણે વારયોષિતાઓના વ્યવસ... માટે રાતના બાર વાગ્યા સૂધીનો વખત નક્કી થયેલો છે; આ... છતાં કેટલીક વિલાસિનીઓ જો તેમને મ્હોં માગ્યા પૈસા મળે છે... તો કાયદાનો ભંગ કરી ઇચ્છાનુસાર વર્તે છે. ઉપર જે બ્લૉકનું અમે વર્ણન કરી ચુકયા છીએ તેવા એક એક બ્લૉકની બબ્બે ત્રણ ત્રણ ભાગમાં ત્રણથી ચાર વિલાસિનીઓનો મુકામ હોય છે. કેટલીક વખતે તો એક ખંડમાં બન્ને બાજુએ બે આસન આવેલાં નજરે પડે છે!

કોર્નર ગ્રાન્ટ રોડના પ્રસંગમાં વારયોષિતાઓનું જે વર્ણન અમે કરી ગયા છીએ તેનું અત્રે પણ સમજવાનું છે. White Lane માં કિંવા આ જીવતા દોજખમાં ફરનાર પુરૂષો અને ત્યાં રહેતી વિલાસિનીઓનો સેંકડે લગભગ નેવું ટકા જેટલો ભાગ ગરમીના ચેપી દર્દોનો ભોગ થઈ પડેલો હોય છે. પાશવવૃત્તિને વશ થઇ અનેક સ્ત્રી પુરૂષો અધમાચાર આચરી પોતાના સમસ્ત જીવનની પાયમાલી અને ખાના ખરાબી કરી નાખી પરિણામે અપાર દુઃખ ભોગવે છે.

આ સ્થળે બનતા કેટલાક રોમાંચકર અદ્દભુત પરંતુ યથાર્થ બનાવો હવે અમે વાર્તારૂપે વર્ણવીશું. અપૂર્ણ.

( આ રહસ્યપૂર્ણ લેખનો આગલો ભાગ વાંચવા માટે આવતો અંક વાંચો )

મીરઝાં:—પણ ભૂલી કે, મારા પહેલાં તો તારે નવાબ ઝુલમુલકની બેગમના મહેલમાં હાજર થવાનું છે!

ફહીમન:—હા, ઠીક યાદ અપાવી, ત્યારે તો બન્દી આ ચલી!

( ફહીમન અને મીરઝાં જાય છે. )

હારૂન:—ચાલો ત્યારે હસીના ગુલજાર, શાયરીનો સબક ખવા આવો!

ગુલજાર:—ઉસ્તાદ! મારી અમ્મા છે પાગલ અને મારો પ છે પાગલખાનામાં મોકલવા લાયક ગાંડો!

હારૂન:—એથી તમે શું કહેવા માગો છો?

ગુલજાર:—એજ કે, તમે ફક્ત પ્રેમનાં પોથાંજ ઉથલાવ્યાં કે કાંઈ અનુભવ પણ પ્રેમનો મેળવ્યો છે?

હારૂન:—આ તમારા બન્દાએ પ્રેમની ઘાણીમાં પોતાને અઢાસ વરસ સુધી કેળવ્યો છે! ખાદિમ પ્રેમના અનુભવને તો માના :માંથીજ સાથે લાવ્યો છે!

ગુલજાર:—ત્યારે તો તમને પ્રેમના ફરિસ્તાએ ઘણોજ સારો ચાચો લગાવ્યો છે! ( ગુલજાર હારૂનના ગાલપર તમાચો મારે છે. )

હારૂન:—ઉસ્તાદના ગાલ પર જમાવ્યો તમાચો?

ગુલજાર:—જી હાં, ઉસ્તાદ! હવે પ્રેમના તબલાના તાલ ર નાચો!

હારૂન:—આશક, બસ જરૂર આશક; મનમાં તો કંઇ કંઇ થાય ; પણ જરા દાણાને વધારે દાબવો જોઇએ; કારણ કે, વધારેનું ા વધારે છે. હું તમારો ઉસ્તાદ છું--ઉસ્તાદની જરા શરમ ખો!

ગુલજાર:—એ રાંડ નકટી શરમને હવે ચૂલામાં નાખો; મનો મીઠો રસ ચખાવો અને ચાખો.

રૂન:--આવ્યો'તો ઉસ્તાદ થવા પણ બનાવી દીધો ચેલો;

લજાર:-નસીબ મારૂં સારૂં કે આ યાર મળ્યો અલબેલો;

રૂન:--પાઠ પ્રેમનો જાન, તને હું ઝાલી હાથ શીખાડું;

લજાર:-નાખી ગળામાં હાથ રસીલા રંગ રોજ રમાડું!

ખીલેલું જોબન કુસુમ આ
સરસ સુગંધિત ભ્રમર વિના કરમાય;
મૂઈ ચોળી નવ અંગ સમાય,
મનડાંમાંય નવીન કાંઇ મધુર મધુર દરદ થાય;
કોઈ તબીબ કરે તેનો ઉપાય.
કમલિની ગુલઝાર પ્યારી તારો ક્યાળો,
હું ભ્રમરવાહ હકીમ—ખેલેવું—જોબન.

હારૂન-પણ જો જો આજના કોલને ભૂલી ન જશો.

ગુલજાર-મારા બાપના દબાણુ કે મારી અમ્માના ફરેબમાં વી મારા પ્રેમથી ફૂલી ન જશો.

હારૂન-આજે તો સાગ ચાક્યો આ શાયરીનો પાઠ!

ગુલજાર-જો જો કે આ પાઠથી આપણો કેવો વધે છે રાહ ! અરે પણ જો મારાં મા બાપ આ વાત જાણશે, તો જરૂર ધ આધા લાગશે.

હારૂન-જલદી લગ્ન કરવા માટે કાજીને બોલાવશે.

ગુલજાર—ત્યારે તો—
પ્યારા મારા રંગેથી સાથે રમીશું,
હારૂન—પ્યારી મારી થાળીમાં સાથે જમીશું;
ખૂબ કરીશું આરામ બાદાના ભરીને જામ,
ગુલજાર—સાડી બનારસની હું મંગાવું;
શાલ ઓઢું કાશ્મીરી હું ખાસ,
હારૂન—પ્યારી તારી બધી પૂરૂં હું આશ-પ્યારા
આશક માશુકની લીલા કરીશું;
ગુલજાર—ગાડી ઘોડામાં ઠાઠે ફરીશું;
હારૂન--ચોક ચાંદનીની સ્હેલો કરીશું;
ગુલજાર---મોજ માણીને,
હારૂન--સાથે મરીશું.
ગુલજાર--એવી ન વાણી વદો છેલાણી,
મરે દુશ્મનને આપણે હસીશું--પ્યાર
અપણું.

(ત્રીજો પ્રવેશ આવતા અંકમાં)



આ પત્ર જાદવજી પીતાંબર ઠક્કરે મુંબઇ નં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડપર લેડી નોર્થકોટ હિન્દુ ઓર્ફનેજ કે. એન. રેલર પ્રેસમાં છાપ્યું છે અને તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ મુંબઇ નં. ગીરગામ ખટાવ બીલ્ડીંગમાંથી પ્રસિદ્ધ કર્યું છે.

## હિંદુસ્તાનમાં પહેલો બનાવ ! એક મહાભારત અનુપમ ચિત્રપટ !

—કારણો—

૧. જાણીતા લેખક મી. કનૈયાલાલ મુન્શીની એતિહાસિક સુપ્રસિધ્ધ નોવેલ પૃથ્વિ વલ્લભનું અદ્‌ભુત ચિત્રપટ.
૨. જુના અને જાણીતા આર્ટીસ્ટોના ભેગા બળથી ઉતારવામાં આવેલી પહેલીવાર મહાન ઐતિહાસિક ફિલ્મ.
૩. ભણેલાં, ગણેલાં અને કેળવાયેલાં, ખાનદાની નટ અને નટીઓનો ઘ્હોળો સમૂહ.
૪. ઈલેક્ટ્રીક લાઈટથી લીધેલાં મોહક ચિત્રો- મુંબઈમાં પહેલીવાર.
૫. વડોદરા સરકારના અસંખ્ય હાથી, ઘોડા, ઉંટ, જનાવરો તથા લશ્કરી માણસોની મહાન મદદ.

આ કંઇ આઠ દહાડામાં ઉતારેલી ફીલ્મ નથી-પણ મહીનાઓની તૈયારી પછી જર અને જેહમતની દરકાર કર્યા શિવાય, હજારો આફતો અને મુશ્કેલીઓ પસાર કરી ઉતારવામાં આવેલી મહાભારત ફિલ્મ; તમોને ખરેખર આશ્ચર્ય પમાડશે.

# પૃથ્વિ વલ્લભ

**PRITHVI VALLABHA**

બાળ વિધવા મૃણાલવતીના મુર્ઝાયેલા હૃદયને પુનઃ પ્રેમાળ કરનાર રાજા મુંજને શું બદલો મળ્યો તે આ ચિત્ર તમને કહેશે.

જાણીતા આર્ટીસ્ટો:
મી૦ મણીલાલ કે. જોશી— પ્રખ્યાત ડાયરેક્ટર
મી૦ વી. બી. જોશી— કાબેલ ફોટોગ્રાફર
મી૦ આર. જી. ટોર્ની— અનુભવી સુપરવાઈઝર
મી૦ શીરૂર—સીનારીસ્ટ
મી૦ રમાશંકર ચૌધરી— અચ્છા આર્ટીસ્ટ
તે ઉપરાંત
મી૦ કનૈયાલાલ મુન્શીની જાણીતી ઐતિહાસિક કલમ



# માલવપતિ મુંજ

***The Lord of Love & Power.***

અજ્ઞાન અને નિર્દોષ વિલાસવતીને પ્રેમનો પાઠ શિખવનાર રસનિધી (રાજા ભોજ) ને શું ઇનામ મળ્યું તે તો ફિલ્મ જોવાથીજ ખાત્રી થશે.

પ્રખ્યાત નટ નટીઓ.
રાજા મુંજ—મુંબઈનો જાણીતો સેન્ડો મી૦ વાગળે
મૃણાલવતી—બેગમ ફાતીમા
વિલાસવતી—બેગમ જુબેદા
જક્કલાદેવી-બેગમ સુલતાના
લક્ષ્મીદેવી— મીસ જૈનુ
તે ઉપરાંત જાણીતા અને માનીતા નટ, નટીઓનો ઘ્હોળો સમુહ.

**આવે છે ! આવે છે !**

**ટુંક સમયમાં આવે છે !—**

## સીનેમા મેજેસ્ટીક
ગીરગામ—મુંબઈ.

બુકીંગ માટે
## અશોક પીકચર્સ
મુંબઇ.

વાર્તા, નાટક અને સીનેમાના શોખીનો માટે દર રવિવારે પ્રગટ થતું સાપ્તાહિક. **Registered No. B. 1829**

# ચિત્ર-મયૂર

[પુ. ૧ લું.]
તા૦ ૧૩ મી જુલાઇ ૧૯૨૪.

[અંક ૨૯ મો.]
અષાઢ શુદ ૧૧

વાર્ષિક લવાજમ
રૂ. ૪-૦-૦

છુટક નકલ મુંબઇમાં ૧ આનો
બહાર ગામ સવા આનો

## કડકા કવિની પ્રેમ કથા



ગુલઝાર.

આજના લેખોનો ક્રમ.

For Sale ... .... (લે. દિવાનો)
એક સુંદરીનાં સાહસ કર્મો. (લે. મંજુલાલ મો. દેસાઇ)
પો-ટેક લેડી ટાઇપીસ્ટ.... (લે. ભરતરામ)
બાળપણમાં ... ... (લે. વ્રજ વિહારી)
કડકા કવિની પ્રેમ કથા... (લે. દિવાનો)
મુંબઇનું રાત્રિ-રહસ્ય ... (લે. ગુપ્તદૂત)

# મોજ-મજાહ

રવિવાર તારીખ ૧૩ મી જુલાઈ સને ૧૯૨૪.

## FOR SALE

### વેચવાનું છે

જીગર એક વેચવાનું છે;
મળે કોઇ ખરીદનારૂં,
જીગર એક વેચવાનું છે—૧

હજૂ ઘડયું, ન ઉઘડયું છે,
અછૂતું છે, અમૂલું છે;
છે, નિર્મળ આયના જેવું,
જીગર એ દઈ જવાનું છે—૨

સુકોમળ પૂષ્પ શું, છે—
મસ્ત મદિરા શું, અને ભીનું;
મધુરૂં દ્રાક્ષ શું, ને—
રંગમાં રંગત નવાનું છે.—૩

નથી કંઇ આકરી શરતો,
નથી કંઇ આકરા ભાવો;
શરત 'ને ભાવમાં એ, કે—
ભૂલાવી ભૂલવાનું છે.—૪

ખરીદી જ્યાં ગણ્યું મ્હારૂં,
જઈ મ્હારૂં થશે ત્હારૂં;
પછી ત્હારૂં અને મ્હારૂં—
સહુ તેનું થવાનું છે.—૫

દિવાનો.

## એક સુંદરીનાં સાહસ કર્મો

### પ્રકરણ ૯ મું. (ચાલુ)

### સ્વીકાર અને યાદગિરિઓ.

"ફક્ત આપણા આંતરિક પ્રેમથીજ આપણે એક બીજાને આટલાં બધાં ચાહતાં થયાં છીએ એવું નથી." તેટલાજ ભાવથી પોતાનો સ્નેહ બતાવતી તે મુગ્ધા બોલી ઉઠી; "પણ આપણી સામે આવેલા ભયો—આપણે ખેડેલા જોખમો—આપણે લીધેલા કડવા અનુભવો—આ બધાએ આપણા પ્રેમને વધારે ગાઢ અને દ્દઢતર બનાવ્યો છે. આપણે બે વર્ષ સુધી આપણો પ્રેમ છૂપો રાખ્યો પણ તેટલા વખતમાં આપણા ઉપર શી શી આફતો આવી. તારા ઉપર કેટલી બધી આંખો દેખરેખ રાખતી હતી—તારા નજીવા કાર્ય પાછળ કેટલા જાસુસો ધુમતા—તારી દ્દષ્ટિ પાછળ કેટલી નજરો—તારા મુખમાંથી બહાર પડતા નજીવા શબ્દો કેટલા કાનને ચમકાવતા, પણ આપણા ઉપર આવી સખત દેખરેખ રાખનારાઓને પણ આપણે લાગટ બે વર્ષ સુધી હંફાવ્યા—મ્હાત કર્યા અને તેમની જાસુસીની જાળને તદ્દન છિન્નભિન્ન કરી નાખી."

"તેજ બતાવી આપે છે, મનોરમા, કે આપણો પ્રેમ કેવો મજબૂત હતો," પ્રસન્ને કહ્યું. "મારા પ્રત્યેક કાર્ય ઉપર નજર રાખનારા હજારોને મેં છેતર્યાં. પણ છેવટે તેની હદ આવી રહી અને આપણો પ્રેમ સંબંધ જાહેર થઈ ગયો."

"પેલા રામકિશોરે તો મને કોઇ પણ ભોગે પરણવાના સોગન લીધા હતા," પોતાના સુંદર અવયવો ચમકાવતાં ઘૃણા દર્શાવતી તે બોલી. "પણ ઈશ્વર જે કરે છે તે સારાનેજ માટે," તે મૃદુ સ્વરે તરતજ બોલી; "કારણ કે આપણા ઉપર ઈર્ષ્યા રાખીને તેનો હેતુ આપણને શિક્ષા કરાવવાનો હતો પણ તેથી તો આપણને ઉલટું વધારે સુખ મળ્યું; તેની એવી વર્તણુંકથી આપણે ત્યાંથી નાસવું પડ્યું; પણ હવે તો આપણા પ્રેમ ઉપર ઢાંક પીછોડો કરવાને બદલે આપણે ખુલ્લી રીતે એક બીજાને ચાહીએ છીએ એવું દુનિયાને જણાવતાં આપણે ડરીશું નહિ. કેમ ખરૂં કે નહિ, વ્હાલા ?"

"બરાબર છે, મારી રમ્ય મૂર્તિ !" તેણીના હર્ષોન્માદને વધાવી લેતાં તે બોલ્યો. "અને આપણે એ પણ ભૂલી જવું ન જોઇએ કે રામકિશોરનાં આવાં વર્તનથીજ આપણે નાસી જવું પડ્યું અને તેથી આપણને આવું સ્વતંત્ર સુખ ભોગવવાની તક મળી. તેથીજ જુદા જુદા દેશ, તેમની ભાષા, જુના ઇતિહાસ, સાહિત્ય, કળા વિગેરેનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો લાભ મળ્યો. ફક્ત દિલગીરી એટલીજ કે કોઇ પાછળ પડી પકડી પાડશે એવો ભય હોવાથી આપણે કોઇ ઠેકાણે લાંબો વખત નહિ રહી શક્યાં અને તેથી કોઇ કોઇ ઠેકાણે ખાસ જોવા જેવાં દૃશ્યોનો લાભ ન લેવાયો."

"પણ હવેની આપણી મુસાફરીમાં જે શહેરો આવશે તે એવાં છે કે હું ત્યાં તેનું વર્ણન વાંચી શકીશ. આપણે સુલતાનપુરમાં થોડો વખત વધારે રહીશું ?" મનોરમાએ આતુરતાથી પૂછ્યું.

"હા! એ તો મુસલમાનોનું પાટનગર છે. તારી ઇચ્છામાં આવે ત્યાં સુધી રહીને બરાબર જોજે અને ફરજે. આ પ્રદેશ સારી રીતે જોયા પછી મારો વિચાર કાશ્મીર તરફ જવાનો છે. વ્હાલી ત્યાંના કુદરતી આનંદનો ખ્યાલ કર. ત્યાંનું અલૌકિક સૃષ્ટિ સૌંદર્ય-પ્રત્યેક પ્રકારની વિપુલતા-ત્યાંના પાટ નગરની જાહોજલાલી-સમસ્ત હિંદુસ્તાનની રસિક કળા અને સાહિત્ય અને કુદરતની રેલછેલના ઇતિહાસ ક્રમના ભિન્ન ભિન્ન વર્ણનોનું આ શહેર એક મધ્યબિંદુ છે."

"ખરેખર, જ્યારે સમય આવશે ત્યારે જરૂર આપણે આ શહેરને જોઈશું," વિચાર કરતાં ધીમા અવાજે તે બોલી.

"જ્યારે વખત મળશે ત્યારે?" પ્રસન્ન કકળી ઉઠયો. "આપણી મુસાફરીમાં આપણને હવે કોઈ અટકાવે એવો તને ભય છે?" પ્રસન્ને પૃચ્છા કરી.

"મારા કહેવાનો ભાવાર્થ એવો છે કે આ પ્રદેશ એક વખત સારી રીતે જોયા પછી આપણે તે તરફ જઈશું." મનોરમાએ પ્રત્યુત્તર આપ્યો પણ આમ કહેવામાં તેણી પહેલી જ વાર પ્રસન્નને છેતરતી હતી એવા વિચારે તેનું પ્રફુલ્લ વદન જરા કરમાયું.

"મનોરમા, તું ખુલ્લા દિલથી મને બધું બરાબર સમજ પાડીને કહેતી નથી," આશ્ચર્ય અને ધ્યાનથી તેની તરફ જોઇ રહેતાં ઠપકાભર્યા ધીમા અવાજે તેણે કહ્યું "મને લાગે છે કે તું કાંઇક છૂપાવવાનો પ્રયત્ન—"

"એક સ્વપ્ન-મારા વ્હાલા, એક સ્વપ્નની અસર!" નાજુક ડોક નીચે નાખી પોતાનું મુખ છુપાવતાં તે બોલી.

"સ્વપ્ન કયારે આવ્યું?" પ્રસન્ને પ્રશ્ન કર્યો.

"કાલે રાત્રે," તેણીએ જવાબ આપ્યો. "જાણે કે એક વૃદ્ધ પૂજનીય પુરૂષ મારી પથારી પાસે આવીને ઉભા, મને ઉઠાડી અને મને ધ્યાનથી સાંભળવા કહ્યું. પછી તે કાંઈક એવા અર્થનું બોલ્યા કે મારી ભવિષ્યની કારકીર્દી બહુ ઉજ્વળ થવાની છે—મહાન્ કાર્યો કરવાને હું જન્મી છું—થોડા અઠવાડીઆં કે દિવસમાંજ મારા નવા જીવનનું પગરણ શરૂ થશે. વળી તે બોલ્યા કે સો કન્યાઓની બાબત જાણવાની જે ઉત્કંઠા મને થઇ છે તે એક સાધારણ બનાવ નથી—અણધાર્યો સંજોગ નથી. પણ મારા વિચાર અને કાર્યોથી મારૂં જે ભાવી ઉજ્વળ થવાનું છે તેની તે શુભ નિશાની છે. જાણે કે આ બધું હું ગંભીરતા, રસ અને આનંદથી સાંભળી રહી. પછી તેણે છેવટની ભવિષ્યવાણી કરી તેમાં એવું જણાવ્યું કે જે બનાવો મારા નવા જીવનમાં બનવાના છે તેમાંના પ્રથમનો સંબંધ આ ભેદવાળી સો કન્યાઓ અથવા તો છેવટે તેમનામાંની એકના જીવન સાથે હશેજ."

"મારી દેવી," હસતાં હસતાં પ્રસન્ન બોલ્યા; "ફક્ત સો કન્યાઓના ભેદનોજ વિચાર કરતી કરતી તું સુતી એટલે તને એવું સ્વપ્નું આવે એમાં કશિજ્ય નવાઇ જેવું નથી."

"પ્રસન્ન, તને સ્વપ્નામાં શ્રદ્ધા નથી?" પોતાના શબ્દોને પુરતો ટેકો આપવા માટે મનોરમાએ ધીમેથી પૂછ્યું. અમારો વાંચકવર્ગ સમજી ગયો હશે કે ગઇ રાત્રે બનેલા બનાવોનો ધીમે ધીમે સ્ફોટ કરવા માટે તેણીએ સાવચેતીથી આ વાત શરૂ કરી હતી. "અપાર ડહાપણવાળા ઋષિ મુનિઓ અને તત્વજ્ઞાની જેની ના પાડી શકતા નથી એવી આ દૈવી ભવિષ્યવાણીમાં શ્રદ્ધા નથી?

"હા—થોડે ઘણે અંશે મને તેમાં શ્રદ્ધા છે," પ્રસન્ને પ્રત્યુત્તર આપ્યો. "પણ આવી ભવિષ્યવાણી દૈવીને બદલે કુદરતી હોય તોજ તેમાં કોઈ ખરાપણું છે એમ હું માનું. તારોજ દાખલો લઇએ તો સો કન્યાઓનો ભેદ જાણવા તને તિવ્ર ઉત્કંઠા થઈ; અને તેથી તેનાં સ્વપ્નાં તને આવે એમાં નવાઈ નથી; અને તારૂં મનોબળ એક વીર પુરૂષ જેવું અને તારી કલ્પનાઓ ઉત્સાહી અને પ્રચંડ છે; તેથી તારાં સ્વપ્નાંઓ ઉજ્વળ કારકીર્દીવાળું ભવિષ્ય સૂચવે એમાં અચંબો પામવા જેવું નથી."

"અને આવાં મહાન કાર્યો કરવા હું બહાર પડું" પ્રસન્નના હૃદય ઉપર અસર કરે એવા મીઠા અવાજે પોતાને જોઇતો જવાબ મેળવવા તે મધુરૂં હસતી બોલી, "તો મારા આધાર મારા ઉત્કર્ષથી તું ખુશી થઇશ કે દિલગીર થઇશ?"

"મારો આનંદ ખરેખર અવર્ણનીય થશે;" તેણે ઉત્સાહથી જણાવ્યું. ભારી સુખસૂર્ય તેના હૃદય સાગરને ઉજાળી રહ્યો હતો અને તેનાં તેજસ્વી કિરણો તેની મુખશોભાને ઉજાળી રહ્યાં હતાં. પોતાની પ્રિયતમાના જ્વલંત મુખમંડળ ઉપરની રેખાઓ જોતાં પહેલીજ વખત અત્યાર સુધી નહિ જોયેલો ભાવ તેનામાં પ્રત્યક્ષ કર્યો. લાંબો વખત વિચાર કર્યા પછી તે બોલ્યો; "મનોરમા, તું મહત્વાકાંક્ષી બની છું?"

તે યુવતી તેના હાથમાંથી છુટી થઇ-ઉભી થઇ-અને પોતાના ઉંચા ઘાટીલા શરીરનો ખ્યાલ આપતાં ગંભીર વચને બોલી, "હા! પ્રસન્ન ખરેખર હું મહત્ત્વાકાંક્ષી થઈ છું."

પ્રસન્ન માન ભરેલા પણ દુઃખી ચ્હેરે તેના તરફ જોઇ રહ્યો. આવું સુંદર શરીર બહાદુર હતું તેથી તેના તરફ તેને માન ઉત્પન્ન થયું; પણ મહત્વાકાંક્ષા તેના તરફના પ્રેમને ઓછો કરશે એ વિચારે તે દુઃખી થયો.

પણ આ ભય તો ક્ષણિક જ હતો. આ સ્વાર્થી વિચાર અને અવિશ્વાસથી તેને શરમ આવી. તે કૂદ્યો-રમણીને પોતાના હાથમાં લીધી-અને સ્નેહથી પોતાના શરીર સાથે તેને દાબતાં તે જુસ્સાથી બોલ્યો, "ચોક્કસ મનોરમા, મહાન કાર્યો કરવાને માટેજ તું સરજાઇ છે."

થોડા વખત પછી ભીમસિંગે આવીને તેમને સમાચાર કહ્યા કે શ્રી મુસાફરો કિલ્લામાંથી ગયાં છે અને તેથી તેમને જવાને હવે કોઇપણ જાતની હરકત નથી.

પ્રસન્ન અને મનોરમા તરતજ એક બીજાનો હાથ પકડી રખેવાળ સાથે બહાર આવ્યાં. ત્યાં તેમના ઘોડાઓ પણ તૈયાર રાખવામાં આવ્યા હતા.

પ્રસન્નગિરિએ ત્યાંના રખવાળ ભીમસિંગને તેના ધારવા કરતાં વધારે સારૂં ઇનામ આપ્યું. અને મનોરમાએ તેની સ્ત્રી તથા પુત્રને ખુશ કર્યાં. આ પછી આપણા નાયક અને નાયકાએ વિદાય લીધી અને પોતાની મુસાફરી આગળ શરૂ કરી. અપૂર્ણ

# વૉન્ટેડ લેડી ટાઈપીસ્ટ-

## ( જોઇએ છે ટાઇપ કરનારી તરૂણી )

( લખનાર-રા. મસ્તરામ. )

મારી ઉમ્મર ભુલતો નહિ હોઉં તો બારથી બમણી અને અને છથી ચાર ગણી. શું સમજ્યા ? હીસાબ મનમાં સમજી લેજો ( તેટલી હોવી જોઇએ ) જેમ બાર વર્ષની બાળા સોળ વર્ષની ઉમરે 'સુંદરી' નામની આકર્ષક ડીગ્રી પામવા ભાગ્યશાળી નીવડે છે, તેમ હું પણ બરાબર સોળ વર્ષની ઉમ્મરે મેટ્રીક્યુલેશન એક્ઝામીનેશન પસારનું ફોતરૂં ( ભેગવાળાને પડીકું બાંધવા માટે વગર કિંમતે આપવા લાયકનું ) મેળવવા કમનશીબ નીવડયો ! તેમજ મારી પૂરેપૂરી વીસ વર્ષની ઉતરતી તારીખે હનુમાન જેવી જાદુઇ 'ફ્લંગ મારી બી. એ. ની લંકા રૂપી ખાઈ પણ વગર ઠોકર ખાધે પીધે આબાદ ઓળંગી ગયો.

પણ અફસોસ ! હાય હજારવાર અફસોસ કે પેલા વીર હનુમાનની કદર સત્યુગના ભગવાન સીતારામે કરી હતી પણ મારા જેવા બેચેલેર ઑફ એસ ! અરે ભુલ્યો એનું નખોદ જાય ! બેચેલર ઑફ આર્ટ ( બી. એ ) બનેલાની કદર કલજુગના કત્લેઆમ જુગમાં અને આ બ્લૅક ઍન્ડ વ્હાઇટ જેવી વીસમી સદીમાં કરનાર કોઇ માયનો પુત હજુ પેદા થયોજ નથી.

મારી ફ્રેન્ચ કટવાળી મોહિની મૂછના સોગન ખાઇને ખુલ્લાં દીલે જણાવું છું કે હું બી. એ. થવા માટે ભણ્યો ખરો પણ મારા મેહરબાન પેલા પાટીવાળા જેટલું પેદા કરવા સરખુંએ ગણ્યો નહિ, એટલીજ માત્ર મારા નસીબની બલીહારી ! તે ઉપરાંત જરા-વધુ બે ફરલૉન્ગના ડીસ્ટન્સ ઉપર આગળ ધપી જણાવવાની રજા લઉં છું કે આ આલમની તમામ લીમીટેડ અને ઇનકારપોરેટેડ ઇન હેવન-ની કુંપનીઓમાં અને ઇનસોલવન્સ ઑફીસોમાં અને દેશી કચરાપટ્ટી પેઢીઓમાં મારી બી. એ. ની ડીગ્રીનો ઉધ્ધાર કરવા ( અને એના વડે જાતેજ મહાસાગરમાં ડૂબી મરવાના મહાન હેતુથી ) શ્વાસોશ્વાસની માફક અરજી ઉપર અસંખ્ય અરજીઓ કરી મારી ગ્રેજ્યુએટ જીંદગીનું એવું તો લીલામ કરી નાખ્યું કે જાણે રેસકોર્સનો ડીસક્વોલીફાઇડ ચેમ્પીયન ઘોડો થર્ડ ક્લાસની વીક્ટોરીયાને ખેંચે તેમ હું આખી મુંબઇ આલમને ખેંચી રહ્યો હતો ! એજ મારા તીલસ્માતી તકદીરની મહાન તારીફ સમજો !

અને હું ઉપરોક્ત સ્થિતિમાં સને ૧૯૨૦ થી ૧૯૨૪ સુધી માત્ર ચાર વર્ષ હીમ્મતથી જીવી શક્યો ! પણ એક કમબખ્ત મારવાડીએ મને સુખે જીવવા ના દીધો ! મારી પાસે ચારસોની ચીઠ્ઠી લખાવી રૂપીયા એકસો આપવાની ઉદારતા વારંવાર એ બતાવતો હતો. હું એનો ઉપકાર માનતો હતો. એ જમના જાસુસ-કમાઇ પુરાની છઠ્ઠી ગલીવાળા મારવાડીના કપાળના પીળા ચાંલ્લાના સોગન ખાઇને કહું છું કે, એ મારા પૂર્વના લેણદારે મને મારી નાખવાનોજ ઉપાય-સીધો અને કાયદેસર આદર્યો હતો. તોપણ મારા બી. એ. ના ભણતરનાં પરીણામે મરતાં કે જીવતાં કંઈપણ મને આવડતું નહોતું તેથીજ હું બચી શક્યો અને વાલકેશ્વરના પથ્થર જેવો દુનીયામાં કાયમ રહ્યો !

સાહેબ એટલું ખરૂં કે બી. એ. ના મહાન ભણતરે મને એક મોટો લાભ કર્યો હતો. અને તે એ કે-જે મારવાડી આખી દુનીયાનું ઓહીયાં કરી સાફ દાનતથી-શાહ જોગ કહેવડાવી દુનીયામાં ફરે તે મારવાડી પાસેથી આ ગ્રેજ્યુએટ બહાદૂર જી. આઈ. પી. સરદારે દીમુખી કાયદા કાનુનના આધારે-પીનલ કોડના પ્રતાપે-ધોળાભાઈ ઓકાવ્યાં હતાં. એટલે કે સમજો ને કે-કોરટમાં મારવાડીનું ચાર વર્ષનું દેવું ખોટું ઠરાવી એ મારવાડીને મારવાડ તરફની દીશામાં ઉભો રખાવી મુંબાદેવી તળાવમાં નવડાવી સાફ કરી નાખ્યો હતો.

પણ મારા મહેરબાન, સેવકે બહાદુરીથી જણાવ્યું છે કે બી. એ. થયો પણ પાટીવાળા જેટલું પેદા કરવાનું ગણ્યો નહોતો એ સત્ય છે. પણ મુંબઇમાં પ્રાપ્ત થયેલા સીવીલીયન ગુરુ સાહેબના શીક્ષણે સેવકનામાં એટલું તો ઝવેરાત-પાણી-અથવા તો મીઠું આવ્યું હતું ખરૂં કે "યેન કેન પ્રકારેણ-રોઢીયાં પાણી પેદા કરંતિ" ! શું સમજ્યા ? મુંબઇ નગરીમાં એવા કીસ્સાથી કમાનારા કારીગરોની અહીંયા અને ઉપર કિંમત અંકાય છે !

હું ગ્રેજ્યુએટ એટલે મારૂં પોઝીશન અને ગેટઅપ હાઇક્લાસમાં હોય એમાં તમારે પૂછવાનું રહે ખરૂં કે ? અને તેમાં વળી હું ખુદાની મહેરબાનીથી વગર ધંધા રોજગારનો હતો એટલે તો મારૂં પોઝીશન અપ-ટુ-ડેટ-સફેદ બગલા જેવું રાખવુંજ જોઇએ. તેમાં જરા પણ ખામી નીકળે તો મારે ચોવીસ કલાકમાં મુંબઇ છોડવું પડે. જરા મહેરબાની કરી મારી હમેશની સ્ટાઇલ ઉપર ધ્યાન આપશો તો સેવક ઉપકાર માનશે. જુઓને, મારી પાસે દુનીયાને ઝુકાવવા પુરતો જરા થોડો ઘણો સરંજામ હતો. જુના ટાઇમ્સના બેચાર છાપાં, એકાદ વળી વીકલી છાપું, કંઇક ફેલ થયેલી કંપનીઓના રીપોર્ટ-પાંચ સાત ડીફોલ્ટ થયેલી મીલોના તથા લીકવીડેશનમાં ગયેલી બેન્કોના જુના શેરો-કંઇક વીમાની કેન્સલ થયેલી પોલીસીઓ વગેરે વગેરે જોખમનાં-કાગળો ને પાઉચરીયાંની ભરેલી એક બેગ-હજામ ભાઇ રાખે છે તેવી નહિ-હો કે ! અને ખીસ્સામાં-અરે એ તો પૂછશોજ નહિ-શું કહું ? મારા પોતાના વીઝીટ કાર્ડસ બે ચાર રીફ્યુઝડ થયેલા ચેક, એક ચેક બુક, સેકન્ડ હેન્ડ ફાઉન્ટ પેન, મફત ઉપાડી આણેલી ડાયરી અને સીગાર કેસ એટલો અસબાબ ખીસ્સામાં રહેતો. રોકડા પૈસા રાખવાની તકલીફ ઉઠાવતો ન હોતો એટલુંજ માફ ! આ દમામથી મને લાભ એટલો થતો કે ટ્રામ લોકલની ટીકીટ કોઇ માગતું નહિ ? વાતોના મોહક બંડલો ફેંકી હોટલનાં બીલ ચુકાવવામાંથી મુક્ત થઇ જતો ! અને સાંજમાં રોજને રોજ કોઇ હરીનો લાલ મળી જતો તેની પાસેથી દમદાટી વાપરી દાદાગીરી બતાવી સાંજ રેસ્ટોરન્ટની કુપન પડાવી લેતો !

ને નાટક સીનેમામાં તો આ ખુદાબક્ષ બંદાની હંમેશાંજ યારી હતી! બસ આજ બંદાનું બીઝનેસ!

ખુદાની ખાતર મારૂં આ બીઝનેસ કાયદાની વીરૂદ્ધ ગુન્હાકારેલું-હમ્બગ નહિ માની લેતા-સમજ્યા મહેરબાન? કારણ કે આવા પોલીસી ભરેલા તરેહવાર બીઝનેસથીજ મુંબઈ શોભી રહી —એ માટે તમારે ચેલેન્જ માગવાની તકલીફમાં ઉતરવાની જરૂર થી. કારણ કે આ તો મુંબઈની એક ખુબી છે-વળી દુનીયાની ણ ખરી!

બસ હવે તો હદ થવા આવી. મુંબઈના લોકો એટલા ચબરાક બની ગયા કે બંદાનું બીઝનેસ એકદમ સ્લૅક પડી ગયું. દીવસે દીવસે મંદી પર મંદી આવવાથી કોરનર તૂટી પડયું. સેવકના બીઝનેસનું ગાડું અટકી પડયું!

ટાઈમ્સ અને ક્રોનીકલમાં સીચ્યુએશન વેકન્ટ-એટલે નોકરી માટે ખાલી જગ્યાની જાહેરાત રોજ વાંચતો પણ બંદાનું બાણ અટકી જતું. એક દિવસે સહવારના રેસ્ટોરાંનો ચાહ ઢીંચી ચીરોટ ફુંકયા પછી ટાઈમ્સમાં તમામ જાહેરાત વાંચી ગયો. તેમાં "વોન્ટેડ લેડી ટાઈપીસ્ટ" એટલે ટાઈપ કરનાર તરૂણી જોઈએ છે. એ જાહેરાતે મારૂં દીલ ખેંચ્યું અને ચીરૂટનો દમ લેતાં મનમાં વિચાર થઈ આવ્યો કે આજ કાલ લેડીનો ભાવ પૂછાય છે. લેડનો ભાવ કોઈ પૂછતું નથી, તો લેડના લેડી બની, આવી નોકરીમાં ઘુસી જવું એ શું ખોટું છે? મુંબઈમાં જેમ હાંકે રાખીએ તેમ ચાલશે. આવા આવા આત્મકલ્યાણના અમોઘ વિચારો કરવામાં મારો સહવારનો સોનેરી સમય પસાર થઇ ગયો.

બંદાએ એકજ શ્વાસે નિશ્ચય કરી નાંખ્યો કે લેડીના લીબાસમાં ટાઈપીસ્ટની નોકરીમાં દાખલ થઇ રૂા. બસોનો પગાર બહાદુરી ખેંચવા માંડવો.

આખરે મેં બોક્ષ નંબર ૦૦૫ માં અરજી ધકકેલી આપી.

જુઓને સાહેબ, મેં મારો હાઈસ્કુલ અને કૉલેજનો અભ્યાસ વડોદરામાં કરેલો હતો. વડોદરૂં એટલે કવિ શ્રી પ્રેમાનંદની જન્મ ભૂમી-વીરક્ષેત્ર ભૂમી-એ ભૂમીમાં પાકેલાં રત્નો પાણીદાર નીવડે છે. બંદો જરા દેખાવમાં સારો એટલે-કહેવાનું એજ કે નામે મરદ-મોહન પણ જો જોવા જાવો તો કોઇ નવજવાન મોહિનીની સુંદરતાના મુકાબલામાં પાર ઉતરે તેવો! જ્યારે કૉલેજમાં બંદો હતો ત્યારે સોશીયલ ગેધરીંગમાં કંઇક એમેચ્યુઅર્સ કલબના ખેલમાં ડીબેટીંગ સોસાયટીના ડાયલોગમાં પણ બંદાને લેડી પાર્ટ કરવાનો ભોગ આપવો પડતો હતો. અને જ્યારે લેડી પાર્ટ ધારણ કરી સ્ટેજ ઉપર ઉતરતો ત્યારે મશહૂર એકટરો બાળ ગાંધર્વ તેમજ શ્રી. જયશંકરની લેડી કેરેકટર આબાદ રજુ કરતો અને સભાજનોનાં દીલ ચકડોળે ચઢાવતો. મારી કૉલેજના વાંદા ઈશ્કી મીત્રો એ વખતે મારા ઉપર આશક પડી કોઇ ફાંકડી કીસ-ચુંબન લઇ દીલ બહેલાવતા. વળી વિશેષમાં ફીમેલ કેરેકટર જમાવી રાખવાની આબાદ આર્ટ પેલી જુની જમીનદોસ્ત થયેલી સુરતની સુંદર વીલાસ નાટક કંપનીના એક દલસુખ નામના ઍકટર પાસેથી નાનપણમાં જાણી લીધી હતી એટલે લેડીનો વેશ ભજવવાની બંદાને બચપણથીજ આદત પડી ગઇ હતી- અને તેથીજ આ બંદાને એ કામમાં મુશ્કેલી લાગી ન હોતી

માત્ર ચાર દીવસમાંજ મારી એપ્લીકેશનનો જવાબ ફરી વળ્યો કે રૂબરૂમાં ઑફીસમાં ઑફીસ ટાઇમ પછી સાંજના ૬ થી ૮ ની અંદર મળી જાઓ. આ યુગનો પ્રતાપજ એવો છે શું સમજ્યા સાહેબ! કે ફીમેલની જરૂરીયાતો તરફ પબ્લીકનું પૂરતું ધ્યાન વફાદારીથી હંમેશાં રહે છે-તેની માંગણીને પ્રથમ પહોંચી વળવાની શકિત હંમેશાં જાગ્રત રહે છે—તેમજ તેની ગમે તેવી બાબતને તુરત માન મળે છે. ટ્રેનમાં, ટ્રામમાં, ગાર્ડન્સમાં, ને થીએટરમાં લેડી માટે સ્પેશીયલ જગાઓ રીઝર્વ રહે છે એ ઓછી ખૂબીની વાત છે!

બીજે દીવસે મેં ફીમેલ સૂટ-ડ્રેસ-ઇત્યાદીનો અપ-ટુ-ડેટ તમામ સરંજામ ભેગો કર્યો. સલુનની મુલાકાત લઇ જીવતાં મા બાપે મૂછને બોયકોટ કરી અને તમામ તૈયાર કરી હું શનીવારના સાંજના સાડાપાંચે કંપ્લીટ હિંદુ લેડી મીસ મોહિની બની ગયો. મારા ગામની ભાગોળે આવેલા છબીલા હનુમાનને યાદ કરી મેં ઑફીસ તરફ રવાનગી લીધી.

વીકટોરીયામાં બેઠાં બેઠાં-મારાં લેડી લીબાસમાં છુપાઇ રહેલાં મરદ-ભેજાંએ વિચાર ચલાવ્યો કે "બંદા મોહન હોશીયાર! સાવધાન! આ પ્લૉટ જેવો તેવો નથી! ગંભીર અને ભયંકર છે. કૉમીકમાં મીક્ષ કરેલી ટ્રેજીડીની હાઇકલાસ કેરેકટર મોહન જેવા મરદને મોહિની નામના લેડી લીબાસમાં આરટીફીસ્યલ-આબાદ રીતે ઠેઠ સુધી ખેંચી જવાની છે! પણ ફીકર નહિ. પીઠ ઉપર ગુરૂનો હાથ છે-દીલમાં નેપોલીયન જેટલી ગજબ તાકાત છે. માટે હું બાએક બાજુથી હાંકે રાખો. બસ ગો-ઓન! બંદાનો ઘોડો વીનીંગ પોસ્ટ ઉપર આવી ગયો સમજવો. અને ફ્લુકમાં ભાવ ઓગણીસ હજાર કરતાં પણ કોઇ ફાંકડો કાઢેલો સમજવો!

એટલામાં વીકટોરીયાએ ફાઉન્ટન આગળ મને લાવી મૂકયો. અને ત્યાંથી હાઇકોર્ટની ગલીમાં મને ઉતારી દીધો. હું ઑફીસમાં જઇ પહોંચ્યો અને સાહેબની મુલાકાત લીધી-વાતચીત કીધી-સરવીસનું સાટું જમાવ્યું અને આરંભેલું કામ આબાદ ઉતાર્યું! તેમજ મારા મોહિની ભરેલાં નયનોએ-અમૃતભરી વાણીએ-અને નકલી બાનુનાં નકલી નખરાંએ સાહેબનું દીલ પણ ચકડોળે ચઢાવ્યું! મારી સરવીસ શરૂ થઈ. રોજનો મારો ડયુટી ટાઇમ ૧૨ થી ૪-ખાસ સ્પેશ્યલ ભરેલો હતો. સાહેબ મહેરબાન મારા નામ ઉપર કુરબાન થઇ મારા માટે ૧૨ થી ૪ રાખેલો હતો. બીજા કલાર્કો માટે ૧૦ થી ૬-શું સમજ્યા? ખરી ખુબી તો અહીંયાં છે! મારૂં ટેબલ સાહેબે એમના રૂમમાંજ રાખેલું હતું; એટલે સાહેબની સામા મારે બેસવાનું હતું-કામકાજમાં બે ચાર કાગળો ટાઇપ કરી છાપાં વાંચી નોકરી પૂરી કરવાની હતી. સાહેબની મારા તરફ સીમ્પથી અને હદપાર માનભરેલી લાગણી તેમજ (લેડી ચેક્ટરો ભરી) વિવેક મર્યાદા અને પોલાઇટનેસ, એટલી

બધી દીન પર દીન વરસવા લાગી કે જેમ તાવનું ટેમ્પ્રેચર ૯૭ થી ઉપડી એકદમ ૧૦૬ ઉપર વધી જાય અને દરદીની સ્થિતિ ભયંકર જણાય તેવી રીતે; મારા સાહેબની મારા ઉપર હદપાર મમતા વધી જેથી મને શંકા થવા લાગી કે કંઈ દાળમાં કાળું છે!

અંતે ખેલ પણ એવોજ ભજવાયો! સાહેબના ગુણ મારા જાણવામાં આવી ગયા! એમના ચેનચાળા અને નયનોમાંથી તરી આવતો હૃદયનો મલેચ્છ ભાવ હું વાંચી ચુકયો! મને સ્પષ્ટ શબ્દોમાં કહેવા દો કે-શેઠ મારા ઉપર આશક થયા હતા! અને માત્ર પંદર દીવસમાં એવા તો લટ્ટુ બની ગયા હતા કે ઑફીસ કલાર્કોને પણ વ્હેમ પડવાં લાગ્યો!

પણ મજા એ હતી કે સાહેબ મારો છદ્મ વેષ જરા પણ જાણી શકયા નહોતા! એમની કાળી-કામાતુર કીકીમાં, એમના અચ્છી બજાર જેવા મનોપ્રદેશમાં હું મન હરનારી મોહિની જ છું એવું ઠસી ગયું હતું; પણ સાહેબને કયાં ખબર હતી કે મોહિનીના લીબાસમાં આ મોહન મવાલી છે. ભૈરવી રાગમાં ગજલ કવાલી છે. મારા સાહેબ-જાતે ઉચ્ચ હીંદુ ગૃહસ્થ હતા. એમનું બીઝનેસ કૉટનની કળંયા દલાલીનું હતું અને પોતાના રહેવાનું મથક પેડર રોડ ઉપર એક સુંદર બંગલામાં હતું. પોતે એક સાધારણ અને અસાધારણ વચ્ચેની રૂપવંતી ભાર્યાના હકદાર હતા, અને તેના કહેવાતા ભરથાર હતા. સાહેબ મને પોતાના બંગલે પણ વારંવાર લઈ જતા હતા. અને હું મોહન મોહિનીના નામે લલીતા લલનાના લીબાસમાં સાહેબના મહેરદાર સાથે એટલી તો મહોબ્બતથી લપટાઈ ગયો હતો યાને માયામાં વીંટલાઈ ગયો હતો કે એક હાથણીના પગે સાપ વીંટળાઈ રહે તેમ!

પણ જોજો મહેરબાનો! આથી મારી સાફ દાનત ઉપર વ્હેમ લાવતા ના? જો કે હું સાહેબના મહેરદારને જ્યારે મળું અને વાતો કરૂં ત્યારે મારા પુરૂષ શરીરમાંથી પરસેવાનાં બીંદુ ઝરતાં અને મારા દીલમાં કંઈનું કંઈ થઈ જતું. તેમજ મારૂં મન સાહેબના મહેરદાર સાથે પ્રેમની તેજી મંદી ખાવા—લગાડવાનો સટ્ટો કરવાને તૈયાર થઈ જતું. અને વળી એ પણ ખરૂં હતું કે સાહેબનાં મહેરદાર પણ જો હું પુરૂષ વેશમાં પ્રગટ હોત તો મારી સાથે પ્રીતિનો સોદો કરવા અંતરથી આતુર હતાં! હોત તો પણ હમારા અરસપરસના બજારની રૂખ બંધબેસતી નહોતી-તો પણ હું મોહિની અને એ મહેરદાર હમે બે જણી સહચરીઓના અરસપરસ સાટાં થયલાં હોવાથી માત્ર મોઢાનો કાચો સોદો કરતાં અને હું એના ગાલની લાલીમાં મારા અધરામૃતનાં બીંદુઓ વરસાવતો.

અરે! પણ આ તો ભેદ ભરમનો ખેલ ચાલી રહ્યો છે એ મોહન સિવાય કોણ જાણે તેમ હતું! સાહેબ જાણતા હતા કે હું મોહિનીપર આશક થયો છું—પણ પુરૂષ આશકનો ખેલ જામેલો છે તે ભેદ સાહેબને છેવટે જણાશે ત્યારે એમનું કાંડું પંચના નમુનેદાર કારકુન જેવું થશે!

એ વખત આવવાનો હવે નજીકમાં છે. ગરમીના સીતમ દીવસમાં ઠંડુ પીણું પીનાર ડ્યુકની સોડા પીવા માટે બાટલી ફોડવા જેટલા આતુર બને તેટલા આતુર મારા સાહેબ એમની ઈશ્કબાઝની સોડા બાટલી ફોડવા આતુર બની રહ્યા હતા.

એક સારા દીવસે શુભ મુહુર્તે શુભ ચોઘડીયે અને મંગળ ઘડી પળે શેઠે પોતાના જીગરની વાતો મારી સાથે કરવાની સ્પેશ્યલ એપોઈન્ટમેન્ટ શનીવારની રાત્રીના નાટકમાં રાખી હતી. નાટકમાં અમે બે ભેગાં થયાં. સાહેબે જીગરની વાતો જણાવી. મારી પાસે વચન માગ્યું—મેં એક સરત ઉપર કોલકરાર કબુલ કર્યા!

સાહેબે મને પોતાનું એક અંગ વસ્ત્ર રાખવા નીશ્ચય કર્યો હતો જે બાબત કેટલીક રકઝક મેં માન્ય કરી. એમના અંગ વસ્ત્ર તરીકે ત્રણ વર્ષ મારે ગુપ્ત રીતે રહેવું અને તેની ઉચ્ચક રકમ સાત હજાર વત્તા ત્રણ હજાર ત્રણ વર્ષના ખર્ચના મળી દશ હજારની પર્સ પહેલીજ તકે મારા ચરણોમાં રજુ કરવી. એ સરત હમો ઉભયને મંજુર થતાં કબુલાતો વીગેરે પાસ થઈ અને નાટકનો ત્રીજો અંક પણ પડયો!

સાહેબ પાસેથી રૂા દશ હજાર તો રોકડા કેશ ગણી લીધા. પ્રથમની રાત્રીનો આનંદ ભોગવવા સાહેબે માથેરાન જવા નક્કી કર્યું હતું. મેં પણ હામાં હા મીલાવી શેઠને ખુશ કર્યા! સાહેબે બીજે દીવસે બપોરે એક વાગે જવાની તૈયારી કરી.

* * *

સાહેબના દશ હજાર-મોહિનીના લીબાસમાં આ બંદા મોહને પડાવી લીધા. મોહિનીનો લીબાસ દૂર કરી શુદ્ધ સ્વદેશી મોહન બની મુંબઈમાં બીજે દિવસે બહાર પડયો! સાહેબની મોહિનીને લઈ હનીમુન કરવા સારૂ માથેરાન જવાની ઉમેદ મોહને આબાદ પાર પાડી! ગમે તેમ કહો પણ સાહેબને દાનત તેવી બરકત મોહિનીના પ્રતાપે મળી!

પણ ભલા વાંચક બીરાદર! લેડી ટાઈપીસ્ટની જાહેરાતો છાપી લેડી રાખવામાં શેઠ સાહેબોનો આવો ભેદ ભરમ હોય છે તે તારા અનુભવી ભેજાએ જાણ્યું ખરૂં કે? બંદાને તો ઠીક તડાકો પડી ગયો. માત્ર સવા મહીનાના રંગરાગમાં મોહિનીવાને દશ હજારનો ડલ્લો હાથ લાગી ગયો. આવો કીસ્સો તો કોઈ નાટક કંપનીના એક્ટર એકટ્રેસને યાતો રાજ દરબારમાં મુજરો કરનારી નાયકાને પણ દશ જન્મે ફળે નહિ—તેવો કીસ્સો આ ફાંકડા મોહનીયાને ફળ્યો!

શાબાસ શાબાસ મોહનના મવાલી ભેજાને અને તેની હજ હતી હીંમતને અને પેન્કસ ધરે છે મૂછ વીનાના મોહિની સ્વરૂપ મૂખડાને! ચાલો સાહેબ રામ રામ! ખુશાલીમાં સાંજની ચાહ પીવા "બંદા વાચે-વિશ્રાંતિગૃહમાં" મહેરબાની કરી પધારજો. આ કીસ્સાની ફીલમ ઉતારવાની ઈચ્છા ધરાવનાર સીનેમા કું૰ યાતો નાટક સ્ટેજ કરનાર નાટક કું૰ શુકન જોઈ મારી સાથે મસલત કરી કામ સાધશે તો તેમને પણ મળશે -મદાન ભેદી ખજાનો! સમજ્યા!

સંપૂર્ણ.

# લાવણ્યમયી.

( સંપૂર્ણ ટૂંકી વાર્તા. )

લખનાર:—રા૦ વ્રજવિહારી.

મ્હેં તેને ફક્ત બે દિવસ માટે જોઈ હતી. એનું નામ લાવણ્યમયી હતું એ પણ કેવળ મ્હારૂં અનુમાન છે. પહેલાં જે દિવસે મ્હેં તેને જોઇ તે દિવસે તેની સખીએ તેને 'લાવી' કહીને બોલાવી હતી.

એ બે દિવસના દર્શનથી તેની છબી મ્હારા મનની અંદર હમ્મેશાને માટે અંકિત થઇ ગઇ છે. તેનું શરીર ઘઉંવર્ણું હતું કે શ્યામ એ હું જાણતો નથી. તેનું મુખ લાંબુ હતું કે પહોળું એ પણ હું જાણતો નથી. જો તમે તેની દેહલતા મ્હને ચીતરી બતાવવાનું કહો અને હું ઉસ્તાદ ચિત્રકાર હોઉં તો પણ તે મ્હારાથી આંકી શકાય નહિ. તે એક અપૂર્વ ભાવમૂર્તિ બની મ્હારી દૃષ્ટિ સમક્ષ પ્રકાશી નીકળી હતી. આજે પણ એ મૂર્તિ મ્હારા મનમાં જાગૃત છે.

એ વખતે હમ્મેશાં પ્રભાતકાળે હું ગંગાસ્નાન કરવા જતો હતો. કોયલા ઘાટ ઉપર જઇ હું સ્નાન કરતો હતો. કોઇ કોઈ વખતે સૂર્યોદય થતાં ન થતાંમાં સ્નાન કરી હું પાછો ફરતો હતો તથા કોઈ દિવસે વિલંબ પણ થઇ જતો હતો. આઠ નવ વાગ્યા પહેલાં હું રહેઠાણની બ્હાર નીકળી શકતો ન હેતો.

ફાગણ માસનો દિવસ હતો; નવીન વસંતની હવા દક્ષિણ તરફથી વિહરવા લાગી હતી; ઠંડી દૂર થઇ ગયેલી હોવા છતાં હજી ગરમી પડવા લાગી ન હોતી. એ દિવસે હું સહજ મોડો સ્નાન કરવા નીકળ્યો. હું વહેલો નીકળતો ત્યારે મ્હોટે રસ્તેથી જતો હતો; પરંતુ આજે મોડું થયેલું હોવાથી મ્હેં ગલી કુંચીઓવાળો ટૂંકો રસ્તો લીધો.

એ રસ્તે વેશ્યાઓનાં કેટલાંક મકાનો આવેલાં હતાં. મ્હેં બે મજલાના એવા એક મકાનમાંથી બે સુંદરીઓને નીચે ઉતરી મ્હારી આગળ સ્નાન કરવા જતી જોઈ. મ્હારા મનમાં આશ્ચર્ય લાગ્યું. એવી પતિતા સ્ત્રીઓ શા માટે ગંગાસ્નાન કરવા જતી હશે? કેટલાક લોકોની વાતચિત ઉપરથી હું એમ સમજી શક્યો હતો. કે, એવી સુંદરીઓ ગંગાસ્નાનનો દેખાવ કરી ગ્રાહક શોધવા નીકળી પડે છે એ વાત મ્હને હમણાં પણ યાદ આવી. તેમની વાતચિત સાંભળવાના વિચારથી હું તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

બન્ને સુંદરીઓ યુવાવસ્થાના પૂરમાં આવેલી હતી. બન્ને રૂપવંતી હતી. બન્નેનાં શરીરનો બાંધો ઘાટીલો હતો. કોણ જાણે કે શા કારણથી તેમણે બન્નેએ એક વખત પાછળ નજર કરી. મ્હારી નજરે તેઓ બન્ને રૂપવતી દેખાઇ. એ બન્નેમાંથી એકના મુખ ઉપર રૂપ કરતાં લાવણ્ય વિશેષ હતું તેને જોઇ મ્હારૂં મન સહજ નરમ થયું.

લાવણ્યમયીને ઉદ્દેશી બીજી સુંદરીએ કહ્યું:—લાવિ ! ઘરવાળી ત્હારી સાથે તકરાર કેમ કરતી હતી?"

"બે મહિનાનું ઘર ભાડું ચઢી ગયું છે. એમાં એનો શો … છે. ઘરભાડાની આવકમાંથીજ તેનું ખર્ચ ચાલે છે."

"બે વર્ષથી તો ચઢયે ચઢયું ભાડું આપવામાં આવ્યું હવે કદાચ એકાદ માસ ચઢી જાય તો એનાથી ધીરજ ન રાખી શકાય કે, તેને માટે એટલો બધો બકવાદ કરવાનું શું કારણ? મ્હારાથી તો એવું વેઠી શકાય નહિ."

"વેઠીએ નહિ તો શું કરીએ ઇશ્વર જે વખતે જે સ્થિતિમાં રાખે તે સ્થિતિમાં રહેવું જોઇએ."

"ત્હારા ઇશ્વર તને એક સારા શેઠ કેમ મેળવી આપતા નથી? એમ બને તો ત્હારું સઘળું દુઃખ દૂર થઇ જાય. તું રૂપવતી છે."

લાવણ્યે કિંવા લાવીએ આ વાક્યોના ઉત્તરમાં કાંઈ નહિ. થોડા સમય પછી તેની સખીએ કહ્યું:—"વળી પણ કેમ દોષ દઈ શકાય. તું રાતદિવસ ઘરના ખુણામાંજ રહે છે. જો તું બેચારની નજરે પડી હોત તો ચિંતા કરવાનું રહેત નહિ, તથા અત્યાર સુધીમાં ત્હેં સારી રકમ એકઠી કરી હોત."

લાવણ્ય કંઇ બોલી નહિ. ચૂપકીદીથી નીચું જોઇ તે ચાલતી તે જાણે કે સતી હોય એમ લાગતું હતું. મ્હેં તેની પાસેથી આગળ વધી જઇ પાછળ નજર કરી તો તેનું મુખ દીનતાથી નમી ગયું તેનાં નમણાં પદ્મ નયનમાંથી બે અશ્રુબિંદુઓ સરી પડતાં એ દેખાવ જોઇ મ્હારા મનમાં શુંનું શુંય થવા લાગ્યું મ્હારી શક્તિ ભારે થવાથી સીધે રસ્તે ચાલવાનું કામ મ્હારે માટે બન્યું રસ્તાની બાજુએ એક ગાડી ઉભી હતી. હું એ બેસી મ્હારે રહેઠાણે પાછો ફર્યો.

(૨)

ઘણા દિવસ સુધી એ મુખ મ્હને યાદ રહ્યું. ઘણી વ… મુખ જોવાની ઇચ્છા થઇ, પરંતુ તેને જોવાથી મ્હારા મનની સ્થિતિ થશે એ હું વિચારી શક્યો નહિ. એ ભયને લીધે રસ્તેથી ગંગ સ્નાન કરવા જવાનું મ્હેં માંડી વાળ્યું, પરંતુ ઘાટ કે રસ્તે જ્યારે કોઇ સ્ત્રીનું મુખ જોવામાં આવતું ત્યારે લાવીનું મ્હને યાદ આવતું હતું. એ મુખ ઉપર તે દિવસે ટ્રેજેડીની જે જોવામાં આવી હતી તેનું રહસ્ય જાણવા માટે વચ્ચે વચ્ચે મન ઘણું ઉત્સુક બની જતું હતું. આમ છતાં તેની સાથે … સાધી વાતચિત કરવાનું સાહસ હું કરી શક્યો નહિ. … તથા તેના ભયને લીધે હું તેમ કરી શક્યો નહિ.

(૩)

એ વર્ષ પછી મ્હારા ગુરૂદેવ પાછા કલકત્તા આવ્યા. હું તેમની પાસે જતો હતો. ઘણા ગુરૂભાઇઓ પણ જતા હતા. બે ગુરૂભાઇ તેમની સાથે જ રહેતા હતા. એમાંના એક કાશી જઇને સંન્યાસ લીધો હતો. એ વખતે એ નવીન યુવક તેના બળવાન દેહમાંથી જાણે કે બ્રહ્મચર્ય ફુટી નીકળતું હતું.

# લાવણ્યમયી.

( સંપૂર્ણ ટૂંકી વાર્તા. )

લખનારઃ–રા૦ વ્રજવિહારી.

મ્હેં તેને ફક્ત બે દિવસ માટે જોઈ હતી. એનું નામ લાવણ્યમયી હતું એ પણ કેવળ મ્હારૂં અનુમાન છે. પહેલાં જે દિવસે મ્હેં તેને જોઇ તે દિવસે તેની સખીએ તેને 'લાવી' કહીને બોલાવી હતી.

એ બે દિવસના દર્શનથી તેની છબી મ્હારા મનની અંદર હમ્મેશાંને માટે અંકિત થઇ ગઇ છે. તેનું શરીર ઘઉંવર્ણું હતું કે શ્યામ એ હું જાણતો નથી. તેનું મુખ લાંબુ હતું કે પહોળું એ પણ હું જાણતો નથી. જો તમે તેની દેહલતા મ્હને ચીતરી બતાવવાનું કહો અને હું ઉસ્તાદ ચિત્રકાર હોઉં તો પણ તે મ્હારાથી આંકી શકાય નહિ. તે એક અપૂર્વ ભાવમૂર્તિ બની મ્હારી દૃષ્ટિ સમક્ષ પ્રકાશી નીકળી હતી. આજે પણ એ મૂર્તિ મ્હારા મનમાં જાગૃત છે.

એ વખતે હમ્મેશાં પ્રભાતકાળે હું ગંગાસ્નાન કરવા જતો હતો. કોયલા ઘાટ ઉપર જઇ હું સ્નાન કરતો હતો. કોઇ કોઈ વખતે સૂર્યોદય થતાં ન થતાંમાં સ્નાન કરી હું પાછો ફરતો હતો તથા કોઈ દિવસે વિલંબ પણ થઇ જતો હતો. આઠ નવ વાગ્યા પહેલાં હું રહેઠાણની બ્હાર નીકળી શકતો ન હેતો.

ફાગણ માસનો દિવસ હતો; નવીન વસંતની હવા દક્ષિણ તરફથી વિહરવા લાગી હતી; ઠંડી દૂર થઇ ગયેલી હોવા છતાં હજી ગરમી પડવા લાગી ન હોતી. એ દિવસે હું સહજ મોડો સ્નાન કરવા નીકળ્યો. હું વહેલો નીકળતો ત્યારે મ્હોટે રસ્તેથી જતો હતો; પરંતુ આજે મોડું થયેલું હોવાથી મ્હેં ગલી કુંચીઓવાળો ટૂંકો રસ્તો લીધો.

એ રસ્તે વેશ્યાઓનાં કેટલાંક મકાનો આવેલાં હતાં. મ્હેં એ મજલાના એવા એક મકાનમાંથી બે સુંદરીઓને નીચે ઉતરી મ્હારી આગળ સ્નાન કરવા જતી જોઈ. મ્હારા મનમાં આશ્ચર્ય લાગ્યું. એવી પતિતા ઓઓ શા માટે ગંગાસ્નાન કરવા જતી હશે? કેટલાક લોકોની વાતચિત ઉપરથી હું એમ સમજી શક્યો હતો કે, એવી સુંદરીઓ ગંગાસ્નાનનો દેખાવ કરી ગ્રાહક શોધવા નીકળી પડે છે એ વાત મ્હને સમજાયું પણ યાદ આવી. તેમની વાતચિત સાંભળવાના વિચારથી હું તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

બન્ને સુંદરીઓ યુવાવસ્થાના પૂરમાં આવેલી હતી. બન્ને રૂપવંતી હતી. બન્નેનાં શરીરનો બાંધો ઘાટીલો હતો. કોણ જાણે કે શા કારણથી તેમણે બન્નેએ એક વખત પાછળ નજર કરી. મ્હારી નજરે તેઓ બન્ને રૂપવતી દેખાઇ. એ બન્નેમાંથી એકના મુખ ઉપર રૂપ કરતાં લાવણ્ય વિશેષ હતું તેને જોઇ મ્હારૂં મન સહજ નરમ થયું.

લાવણ્યમયીને ઉદ્દેશી બીજી સુંદરીએ કહ્યું:–લાવિ કાલે ઘરવાળી ત્હારી સાથે તકરાર કેમ કરતી હતી?"

"બે મહિનાનું ઘર ભાડું ચઢી ગયું છે. એમાં એનો શો દોષ છે. ઘરભાડાની આવકમાંથીજ તેનું ખર્ચ ચાલે છે."

"બે વર્ષથી તો ચઢયે ચઢયું ભાડું આપવામાં આવ્યું છે હવે કદાચ એકાદ માસ ચઢી જાય તો એનાથી ધીરજ ન રાખી શકાય કે, તેને માટે એટલો બધો બકવાદ કરવાનું શું કારણ! મ્હારાથી તો એવું વેઠી શકાય નહિ."

"વેઠીએ નહિ તો શું કરીએ ઇશ્વર જે વખતે જે સ્થિતિમાં રાખે તે સ્થિતિમાં રહેવું જોઇએ."

"ત્હારા ઇશ્વર તને એક સારા શેઠ કેમ મેળવી આપતા નથી? એમ બને તો ત્હારું સઘળું દુઃખ દૂર થઇ જાય. તું ઘણી રૂપવતી છે."

લાવણ્યે કિંવા લાવીએ આ વાકયોના ઉત્તરમાં કાંઈ કહ્યું નહિં. થોડા સમય પછી તેની સખીએ કહ્યું:–"વળી ભગવાનને પણ કેમ દોષ દઈ શકાય. તું રાતદિવસ ઘરના ખુણામાંજ બેસી રહે છે. જો તું બેચારની નજરે પડી હોત તો ચિંતા કરવાનું કારણ રહેત નહિ, તથા અત્યાર સુધીમાં તેં સારી રકમ એકઠી પણ કરી હોત."

લાવણ્ય કાંઇ બોલી નહિ. ચૂપકીદીથી નીચું જોઇ તે ચાલવા લાગી. તે જાણે કે સતી હોય એમ લાગતું હતું. મ્હેં તેની પાસેથી આગળ વધી જઇ પાછળ નજર કરી તો તેનું મુખ દીનતાથી નમી ગયું હતું, તેનાં નમણાં પદ્મ નયનમાંથી બે અશ્રુબિંદુઓ સરી પડતાં હતાં. એ દેખાવ જોઇ મ્હારા મનમાં શુંનું શુંય થવા લાગ્યું મ્હારી દૃષ્ટિશકિત ભારે થવાથી સીધે રસ્તે ચાલવાનું કામ મ્હારે માટે કઠિન બન્યું રસ્તાની બાજુએ એક ગાડી ઉભી હતી. હું એ ગાડીમાં બેસી મ્હારે રહેઠાણે પાછો ફર્યો.

(૨)

ઘણા દિવસ સુધી એ મુખ મ્હને યાદ રહ્યું. ઘણી વખત એ મુખ જોવાની ઇચ્છા થઇ, પરંતુ તેને જોવાથી મ્હારા મનની કેવી સ્થિતિ થશે એ હું વિચારી શકયો નહિ. એ ભયને લીધેજ એ રસ્તેથી ગંગાસ્નાન કરવા જવાનું મ્હેં માંડી વાળ્યું, પરંતુ ઘાટ ઉપર કે રસ્તે જયારે કોઇ સ્ત્રીનું મુખ જોવામાં આવતું ત્યારે લાવીનું મુખ મ્હને યાદ આવતું હતું. એ મુખ ઉપર તે દિવસે ટ્રેજેડીની જે છાયા જોવામાં આવી હતી તેનું રહસ્ય જાણવા માટે વચ્ચે વચ્ચે મ્હારૂં મન ઘણું ઉત્સુક બની જતું હતું. આમ છતાં તેની સાથે સંબંધ સાધી વાતચિત કરવાનું સાહસ હું કરી શકયો નહિ. સમાજના તથા તેના ભયને લીધે હું તેમ કરી શકયો નહિ.

(૩)

એ વર્ષ પછી મ્હારા ગુરૂદેવ પાછા કલકત્તા આવ્યા. હું વારંવાર તેમની પાસે જતો હતો. ઘણા ગુરૂભાઇઓ પણ જતા હતા. એક બે ગુરૂભાઇ તેમની સાથે જ રહેતા હતા. એમાંના એક જણે કાશી જઇને સંન્યાસ લીધો હતો. એ વખતે એ નવીન યુવક હતો. તેના બળવાન દેહમાંથી જાણે કે બ્રહ્મચર્ય ફુટી નીકળતું હતું. તેની

ત્હારા ગર્વનું ખંડન કર્યું છે. મનુષ્ય મ ત્રની જે ભકિત ન કરી શકે તે બીજા ગમે એવાં ધર્મ કર્મ કરવા છતાં કદાપિ ઇશ્વરને મેળવી શકતું નથી."

આ વચનો ગોરાએ સાંભળ્યાં કે કેમ તે હું કહી શકતો નથી. તેણે વિશેષ વ્યાકુળ બનીને કહ્યું:-"મ્હારા સર્વસ્વનો નાશ થયો છે. આવું મન લઈ હું આ ભેખ કેવી રીતે રાખી શકું ?

ગુરૂદેવે કહ્યું:—"બ્રહ્મચારી, બ્હીશ નહિ. ભગવાનના રાજ્યમાં કોઇ નકામું જતું નથી; એક પણ સાધુઇચ્છા નષ્ટ થતી નથી. યથા સમયે તેનું ફળ અવશ્ય ફળશે. જેને જોઇ ત્હારું ચિત ચંચળ બની ગયું હતું એ કાંઈ સામાન્ય વ્યક્તિ નથી. એના હૃદયની જે વાસ્તવિક વસ્તુએ ત્હારા અણુને સ્પર્શ કર્યો હતો, તેને કામ સહેલાઇથી નષ્ટ કરી શકે તેમ છે. પરંતુ કોઇ દિવસે તે તેને ઉત્પન્ન કરી શકે તેમ નથી. સાધારણ રક્તમાંસના આકર્ષણથી તે તને આકર્ષી શકત નહિ. વળી તને આવી ઠોકર વાગવાની જરૂર હતી. સંન્યાસ લઈ સ્વભાવને શુદ્ધ કરવાને બદલે તું રૂંધી નાખવા ઇચ્છતો હતો, તેથી ત્હારી પ્રકૃતિએ આ બદલો લીધો છે એ માર્ગની અસારતા દેખાડવાને જ ઈશ્વરે ત્હારી આવી દશા કરી છે. જે અધકારે આજે તને ઘેરી લીધો છે એ અંધકારમાંથી જ સત્યનો પ્રકાશ પ્રકાશી નીકળશે. એ પ્રકાશથી તું સાધનાનો માર્ગ શોધી શકીશ. આજથી તુ નામની સાથે એ રૂપનું પણ ધ્યાન ધરજે. એ રૂપથી જ તું સિદ્ધિ મેળવી શકીશ."

(સંપૂર્ણ.)



## કડકા બાલુસ કવિની પ્રેમકથા.

( એક પ્રહસન. )

લખનારઃ-શ૦ દિવાનો.

**પ્રવેશ ત્રીજો.**

**હારૂન**—આદાબ અર્જ છે, સાહાબાને મજલિસ ! આ દિલ્લીમાં આવતાંજ નસિબાએ એવો તો ચમત્કાર બતાવ્યો કે એક મુફલિસ મુસાફિરને સાતમા આસમાન પર ચઢાવ્યો. અયશ આરામ ભોગવાય છે, પ્યારી ગુલઝારના પ્રેમનો રસ પીવાય છે, અને શાહી દરબાર સુધી બન્દાનું નામ એક મશહૂર શાયર તરીકે પહોંચી ચૂકેલું સંભળાય છે. આજે વળી એક નવિન ચમત્કાર થવાનો રંગ દેખાય છે. મીરજા પ્રેમના દલાલ રાત સુધી આવવાના નથી અને શાહી જનાનખાનામાં ગયેલ ગુલઝારના કદમ પણ અહિં થવાનાં નથી ડોસી ફહીમને મને આ વખતે અહિં બોલાવ્યો છે; ખુદા જાણે વળી એના મનમાં શો વિચાર આવ્યો છે.

**ગુલઝાર**—કામણગારાની કેવી નજર લાગી,

નજર લાગીરે નજર લાગી,—કામણગારાની
આ ઉલ્ફતે તો ખાન પાનને હરામ કરી
ઉમ્મીદે વસ્લની છે હાયરે ગુલામ કરી;
પ્રજાળી પ્રેમના આ પાવકે તમામ કરી,
વિયોગે પ્રેમીના મારી મરણનું નામ કરી,
વાગી આ કારી વ્હાલા વિરહ કટારી વ્હાલા,
શાને વિસારી વ્હાલા, આવો હું વારી વ્હાલા,
જાઉં બલિહારી વ્હાલા, નજર લાગી. કામણગારાની

મુઇરે રાંડ માની થતી, મને શાહી જનાનખાનામાં મોકલાવી, બાપાને રાત સુધી ન આવવાની ચાવી ચડાવી અને મારા પ્યારા હારૂનને અહિં પોતાના ખાનગી ઓરડામાં બોલાવવાની જાળ ફેલાવી. સારૂં થયું કે, દાસીએ આ બધી વાત મને જણાવી એટલે હું મારા બાપાને બોલાવવાનું દાસીને કહીને પોતે અહિં આવી. હવે જોવાનું છે કે શું થાય છે; હારૂન વફાદાર નીવડે છે કે, લાલચના પૂરમાં તણાઇ જાય છે.

**હારૂન**—ઓહો !-ફહીમન નખરેદાર પધારે છે !

**ગુલઝાર**—શયતાનની વ્હાલી, દિલદાર પધારે છે !

**ફહીમન**—જેને લોકો સખી અને ઉદાર કહે છે તે ખુદા તઆલા તો ગને બડા બખીલ, કંજુસ અને મખ્ખીચૂસ દેખાય છે. કાગડાને તેણે સો વર્ષની ઉમ્ર આપી જીન્દગીના જામને દીધો છલ કાવી, અને ઇન્સાનને ઉમ્ર આપવામાં આટલી બધી બખીલી શા માટે બતાવી ? સાઠ સીત્તેર કે એંસી વર્ષનું આયુષ્ય તે કાંઈ આયુષ્યના હિસાબમાં છે ? પહેલાં પંદર વર્ષ ખેલવા કુદવામાં વીતિ જાય છે ! અને બીજાં પંદર કે વીસ વર્ષમાં બે કે ત્રણ છોકરાંની અમ્મા થાય, તો બાયડી બુઢ્ઢી ખોખડ કહેવાય છે !

**હારૂન**—ખરી વાત છે. જેવાં કે તમે ! ચાલો, હવે ત્યારે આપણે જાહેર થઇએ અને આ મુલાકાતનો અંજામ શું આવે છે તે જોઇએ. કેમ બાનો, મને અત્યારે અહિં શા માટે બોલાવ્યો છે ?

**ફહીમન**—ભલે પધાર્યા. આ ખાદિમા તમને એમ પૂછવા માગે છે કે શું ચાલીસ કે પીસ્તાલીસ વર્ષની ઉમ્ર થતાં ઔરતની જુવાનીનો બગીચો સુકાઇ જાય છે ?

**હારૂન**—(સ્વગત) બેટા હારૂન, સાવધાન ! લઇ લે નામે સુબહાન અને મવાલી દે ખુશામદનું તૂફાન; નહિં તો જાનની નથી જરા પણ અમાના ! (પ્રગટ) બિલ્કુલ ખોટી વાત છે; ચોખા જેમ જેમ જૂના થતા જાય છે તેમ તેમ તેમાં વધારે સ્વાદ આવતો જાય છે ! દારૂ પણ જુનોજ વખાણાય છે.

**ગુલજાર**—અફસોસ-મારો પ્યારો બેવકૂફ થતો જાય છે !

**ફહીમન**—કુરબાન કુરબાન મારા શાયર કદરદાન !

**હારૂન**—તમને બુઢ્ઢી કહેનાર હશે કોઇ હયવાન ! વલ્લાહ ! તમારી આ ઉછળતી જુવાની મને તો દેખાય છે બહારે પરસ્તાન !

**ગુલજાર**—ખરૂં પૂછો તો જીવતું દોજખ અથવા ભયંકર કબરસ્તાન !

**ફહીમન**—હજી મારા બાલ ભમરા જેવા કાળા છે !

**હારૂન**—અને લટકાં મટકાં પણ-હાયરે માર ડાલા-બહુજ રૂપાળાં છે !

**ફહીમન**—મારા ગાલ ગુલાબી છે !

**હારૂન**—અને આંખો પણ હજી શરાબી છે !

**ગુલજાર**—એ શરાબી આંખથીજ તારી હવે ખરાબી છે !

**ફહીમન**—પડી આ ચામડીમાં પણ હજી એકે ન કરચોળી;
**હારૂન**—ન મારો તીર આશક તો કહે છે હાથ બે જોડી.
**ગુલજાર**— અરે એ બેવકૂફ આશક, બધી તેં આબરૂ બોળી;
ઠગાઇ પ્યારથી તારા, નવેલી નાર હું ભોળી !
**ફહીમન**—હજી તો ફૂલતી ફલતી નવી મારી જવાની છે;
**હારૂન**—જવાની પર તમારી આ બધી દુનિયાં દિવાની છે !
**ગુલજાર**—દિવાનાને દિવાનીની ફજેતી બસ થવાની છે;
હવે બોલાવું બાપાને અણી પર જિન્દગાની છે !
**ફહીમન**—નહિં બદલો મળે બીજો, અજબ આ કદ્રદાનીનો;
તમારી છે ફહીમન, લૂંટી લ્યો રસ આ જુવાનીનો !

ગાયન.

**ફહીમન**—નાખશું ધુસમી હું દુશ્મનની આંખમાં,
**હારૂન**— પ્યારી રંગેલ તું;
**ફહીમન**— રંગીલો છેલ તું;
**હારૂન**— ડાકણી ચૂડેલ તું;
**ફહીમન**— રંગીલો છેલ તું.
**હારૂન**—માડી અને લાડી બેઉ લાખુ હું ઉઠાવું પ્યારા;
નાખશું.
**ફહીમન**—જુગતી જોડી જોડે નીકળે રૂપાળી,
જ્યારે જુગતી જોડી જોડે નીકળે રૂપાળી,
ત્યારે નગર જુવતિ જાય સર્વ શર્મથી ચાલી,

**હારૂન**—પ્રેમ બુઢ્ઢીનો લાવ્યો હમ નાકમાં-નાખશું.

(મીરજાં દાખલ થાય છે.

**મીરજાં**—અરે નાલાયકો, આ શો ધંધો ચલાવ્યો છે ?

**હારૂન**—કામદેવના બાજારમાં પ્રેમનો સોદો કરી બતાવ્યો છે !

**ફહીમન**—વ્હાલા, જરા પણ ડરશો નહિ, આ ફહીમન હવે આપની જ છે !

**મીરજાં**—બસ બેટા, એમજ માની લે કે આ બૈરી તારો બાપની છે !

**ફહીમન**—ઓ બુઢ્ઢા, મારો તને લ્યાનત સાથે તલાક આપીને આની સાથે નિકાહ કરવાનો વિચાર છે.

**મીરજાં**—અને મારો પણ તને અત્યારેજ આ ઘરમાંથી હાંકી કાઢી બીજી કોઇ છેલ છબીલી બીબીને લાવવાનો નિર્ધાર છે !

**ગુલજાર**—આ પાડાની લડાઇમાં ઝાડનો ખો થાય છે. મારો જિગરનો યાર મારા હાથમાંથી લૂંટાય છે !

**ફહીમન**—કેમ મારા ફાંકડા કવિરાજ, આ ડોકરાને તલાકનામું આપીશ તો શું કોઇ મારૂં ઘરાક નહિ થાય ?

**હારૂન**—એક હજાર !

**મીરજાં**—અને મારી પ્યારી બેટી, જો હું તારી આ પુરાણી ખટારા જેવી અમ્માને તલાક આપીશ, તો કોઇ બૈરીનું મન મારી બીબી થવાને નહિ લલચાય ?

**ગુલજાર**—તમારી બીબી તો આજે દશ હજાર ઔરતો આવીને થઇ જાય !

**હારૂન**—(સ્વગત) આપણે તો આ ડોશીને બનાવતા હતા, પણ આ તો મામલો બગડી ગયો; વાત તલાકનામા સુધી આવી. આ ડાકણની નાનીએ તો મારી ગર્દનને લોઢાના સકંજામાં ફસાવી. આ ડોશીની મ્હોંકાણમાં મેં તો મારી ગુલજારને પણ ગુમાવી !

**મીરજાં**—અલ્યા મવાલી કવા, મેં તને અન્ન વસ્ત્ર ભેગો કરવાની ઉદારતા બતાવી તો તેં મારા ઘરમાંજ આવી ધમાચકડી મચાવી ?

**ગુલજાર**—(પ્રગટ) અલ્યા મવાલી કવા, પોતાની મા જેવડી બુઢ્ઢી સાથે પ્યાર કરતાં તને કંઇ લાજ કે શરમ ન આવી ?

**હારૂન**—પ્હેલાં તો તેંજ મને લટ્ટુ બનાવ્યો હતો !

**ગુલજાર**—એ તો મેં તને જરા અજમાવ્યો હતો, પણ પછી તો ભાઇ કહીને બોલાવ્યો હતો.

**મીરજાં**—ત્યારે આ મારો જમાઇ છે કે તારો ભાઇ છે ?

**હારૂન**—સસરાના જમાઇ અને બાયડીના નણંદના ભાઇની એકજ સગાઇ છે !

**મીરજાં**—નણંદનો ભાઇ કે બાયડીનો ભાઇ ?

**હારૂન**—બાયડી અને ભાઇની પણ એકજ સગાઇ !

**મીરજાં**—ઓ પાજી, તેં આવી રીતે પરાઇ નારથી પ્રેમનો રંગ જમાવ્યો અને અંજામનો પણ જરા વિચાર ન આવ્યો ? ક્યાં છે મારા ડંડૂબાજ મવાલી ?

(મવાલીઓ દાખલ થાય છે.)

મવાલી ૧—શું ફરમાન છે, જનાબે આલી?

મીરજાં—આ બદમાશ બુઢ્ઢી અને આ કમજાત કવાની કુંદી બનાવો!

મવાલી ૧—કઇ જાતના અને કેટલા ફટકા લગાવીએ?

મીરજાં—એટલે!

મવાલી ૨—એટલે એમ કે જૂદી જૂદી જાતના ફટકાના ભાવ જુદા લેવાય છે!

મવાલી ૧—સાધારણ દરેક ફટકાનો રૂપિઓ, લોહી કાઢનાર ફટકાના ત્રણ રૂપિઆ અને માથું ફાડી નાખનાર ફટકાની કિંમત એક અશરફીની થાય છે!

મવાલી ૨—અને કોઇને જાનથી મારી નાખવો હોય તો એકસો અશરફીનો ઉધ્ધડ સોદો કરાય છે.

મીરજાં—હું દલાલ છું, માટે એમાંની દલાલીના ટકા બાદ કરાશે.

મવાલી ૧—નથી બે ભાવ એકજ વાત એકજ બોલ કારી છે,

મવાલી ૨—ન વળતર કે દલાલી કંઇ, અમારા ભાવ સારી છો

મીરજાં—ભલે ત્યારે આ બુઢ્ઢીને પાંચ સાધારણ ફટકા લગાવો અને આ કવાના બદન પર ત્રણ ચાર લોહી કાઢનાર ફટકા જમાવો!

મવાલી ૧—જેવો હુકમ. મહેરબાન બાનો અને કવિરાજ, તમારા બદનને જરા ટટાર બનાવો અને ડંડાને અમારા જરા માનપૂર્વક ઓતીડે વધાવો.

ફહીમન—મારા પર શાહનશાહની મહેરબાની છે, માટે જો પકડશો તો સાત સાત સાતને માટે કેદખાનામાં જશો.

મવાલી ૧—કેદખાનું તો અમારૂં સાસરીયું છે. દશ દશ વાર જઇ આવ્યા છીએ અને આ અગીઆરમો ફેરો થશે.

હારૂન—જોઉ છું કોણ અમને મારે છે.

મવાલી ૧—ચૂપ. ફટકા પડયા પહેલાં બુમ શાની મારે છો

ગાયન.

હારૂન—દોડો દોડો ડફોળો મારે મારવા આવ્યા છે,
મીરજાં—મારો ખૂબ ખૂબ હાથે આવ્યો છે એ પાજી,
ગુલજાર—દોશી અમારાં રંગે રમવામાં બહુ સારાં ફાવ્યાં છે,
મીરજાં—પીટો

ફહીમન—ના ના

ગુલજાર—ચરબી એની તાવો તાજી,
દોડો દોડો ચાબર બદમાસ બન્યો બુઢ્ઢીનો દાસ,
કર્યો જેવો વિલાસ, એને દો એવો ત્રાસ.

ફહીમન—તમને સજાનું રોણું,

મવાલીઓ—વળશે ના કાંઇ કહેણું;

ગુલજાર—કેવો છે ઉસ્તાદ કવાજી, પ્રેમ ફૂલનો વાસ-દોડો

(ચોથો પ્રવેશ આવતા અંકમાં)

# મુંબાઈનું રાત્રિ-રહસ્ય

(લખનાર:—શ્રી. ગુપ્તદૂત)

[ગતાંકથી ચાલુ.]

શીયાળાની રાત્રિ હતી. રાત્રિના લગભગ આઠ વાગ્યા હતા. ઠંડો પવન ફુંકાતો હતો. White Lane અથવા સફેદગલીનું બાજાર ગરગરમ બની ગયું હતું. અમે એ ગલીનું રાતના સમયનું વર્ણન કરી ચુકેલા હોવાથી તેનો અત્રે પુનરૂલ્લેખ કરવાની જરૂર નથી.

એવામાં એક ટેક્ષીએ એ ગલીમાં પ્રવેશ કર્યો. ટેક્ષી ગલીમાં પ્રવેશ કર્યા પછી ધીમી ગતિથી ચાલવા લાગી. ટેક્ષીમાં એક ગુજરાતી તરૂણ અપ-ટુ-ડેઇટ પોશાકમાં સજ્જ થઇને બેઠો હતો તેનું માથું ખુલ્લું હોઇ બાબરીના વાળ હવાના સપાટાઓ સાથે ઉડતા જોવામાં આવતા હતા. તેની પાસેની સીટ ઉપર એક ગરમ ઓવરકોટ, બેંગ્લોર ટોપી પડયાં હતાં. તેના હાથ ઉપર ઝેનેથ કંપનીનું એક સોનાનું ઘડીઆળ હતું. તેનું શરીર પ્રમાણસર તેમજ દેખાવડું હતું. શરીર ઉજ્વળ ઘઉવર્ણું હતું. તેની ઉમ્મર લગભગ ત્રીસેક વર્ષની લાગતી હતી.

ટેક્ષી ગલીના પેલી તરફના નાકા ઉપર ફોરાસ રોડના રસ્તે જઇ પહોંચી એટલે શૉફરને તરૂણે થોભવાની આજ્ઞા કરી. ટેક્ષી ઉભી રહી એટલે ડાબા હાથમાં ઓવર કોટ લઇ ટોપી પહેરી તરૂણ નીચે ઉતર્યો તથા રૂલ પ્રમાણે તેણે ભાડું ચુકવી શૉફરને રજા આપી દીધી.

તરૂણ ટ્રામના રસ્તા ઉપર જમણા હાથે આવેલા એક મજલાના મકાનમાં ગયો તથા ઝડપથી દાદર ચઢી તે ત્રીજે માળ જઇ પહોંચ્યો. એ વખતે લગભગ અઢારેક વર્ષની એક રૂપસુંદરી તેનું સ્વાગત કરવા દાદર પાસે આવીને ઉભી રહી હતી. બન્નેનું નેત્રમિલન થતાં બન્નેએ નેત્રકટાક્ષ ફેંકી સ્મિતહાસ્ય કર્યું. પછી તરૂણનો હાથ પકડી નવયુવતી તેને પોતાના બ્લૉકમાં લઇ ગઇ. એ બ્લૉક બે ન્હાના ઓરડા અને એક ઓરડી મળી ત્રણ ભાગમાં વહેચાયલો હતો. બન્ને ઓરડાની ડાબા હાથ તરફની બારીઓ જાહેર રસ્તા ઉપર પડતી હતી વિજળીની બત્તી તથા પંખાઓની બન્ને ઓરડામાં વ્યવસ્થા હતી અંદર પ્રવેશ કરતાં જે ઓરડો પહેલો આવેલો હતો એ ઓરડાની સાજસજ્જા ચિત્તાકર્ષક, રતિરસોત્પાદક અને વિલાસિતાથી ભરપૂર હતી દિવાલને અડતાં બે સુંદર કાચનાં કબાટો હતાં મધ્ય ભાગમાં એક રાઉન્ડ ટેબલ હોઇ તેની આસપાસ ચારપાંચ ખુરસીઓ પડેલી હતી રસ્તા તરફ પડતી બારીઓ તરફ બે ખુલ્લે બે નેતરની આરામ ખુરસીઓ હતી. એક ન્હાના ટેબલ ઉપર પાનદાની, શુકદાની વગેરે સામગ્રી ગોઠવી રાખેલી હતી ઉંચે દિવાલ ઉપર શૃંગારભાવ પરિપૂર્ણ કેટલીક દેશી વિદેશી છબીઓ વ્યવસ્થાપૂર્વક ટંગિલી હતી રસ્તા ઉપર પડતી બારીઓ ઉપર ફેન્સી પર્દા ઝુલી રહ્યા હતા. એ ઓરડાના મધ્ય ભાગમાં આવેલા બારણામાંથી બીજા ઓરડામાં જઇ શકાતું હતું. એ ઓરડામાં

બારીની નજીકજ એક બાજૂએ એક છત્ર પલંગ બિછાવેલો હોઇ તેના ઉપર મચ્છરદાની નાખેલી હતી. પલંગપરનું બિછાનું સર્વથા સ્વચ્છ હતું. પલંગની સામે એક મ્હોટો બિલોરી કાચનો આયનો હતો. આયના નીચે એક કાષ્ઠાધાર ઉપર સુગંધિત તેલની શીશી, બે કાંસકીઓ વગેરે કેશ વ્યવસ્થાની વસ્તુઓ પડેલી હતી. એ ઉપરાંત ત્યાં રસોઇ કરવાનાં સાધનો તથા બે ત્રણ પીતળના પાણીથી ભરેલા લોટા પીત્તળની બાલ્ડી, સ્ટવ વગેરે વ્યવસ્થાપૂર્વક ગોઠવી રાખ્યું હતું. જે ઓરડીનો ઉલ્લેખ અમે કર્યો છે તે બાથરૂમ ( સ્નાનગૃહ ) તરીકે ઉપયોગમાં આવતી હતી.

અત્રે અમે આવેલા તરૂણની ઓળખાણ આપીશું. એ તરૂણ બીજો કોઈ નહિ; પરંતુ રાત્રિ રહસ્યના લેખની શરૂઆતમાં હીરાલાલ-નામક બૅરિસ્ટરનો અમે વાંચકોને પરિચય કરાવ્યો છે તેજ હતો. એક બ્રિફલેસ બૅરિસ્ટર તરીકે તે પ્રખ્યાત હતો. આમ છતાં મહિને દિવસે તે ત્રણસો ચારસો રૂપિયા જેટલી રકમ પેદા કરી શકતો હતો. સંસારનું કોઈ જાતનું બંધન નહિ હોવાથી તથા ન્યાતજાતમાં લેશ માત્ર પ્રતિષ્ઠા નહિ હોવાથી તે ' ફક્કડરામ ગિરધારી ' હતો. તે જેટલું કમાતો તેટલું ખરચી નાખતો હતો.

આ પરિચ્છેદમાં જે વિલાસિનીનો અમે પરિચય કરાવીએ છીએ તેની સાથે હીરાલાલની ઓળખાણ તેના એક મિત્રે બે ચાર દિવસ ઉપર કરાવી હતી.

એ નવયુવતીનું નામ કમળા હતું. તે દેખાવમાં ઘણી ખૂબસૂરત હતી. તેના બન્ને હાથ ઉપર બબ્બે સોનાની બંગડીઓ, કંઠમાં એક સોનાની મોહનમાળા અને પગમાં ફેન્સી સાંકળાં હતાં. તેની બન્ને હથેળીઓ તથા પગની પાનીઓ મેંદીથી રંગાયલી હતી. પોતાના લાંબા ચોટલાની સુગંધિત તેલ નાખી તેણે વેણી ગુંથી હતી. બન્ને હાથમાં સુવર્ણની બંગડીઓ ઉપરાંત મોગરાનાં ફુલોના ગજરા હતા. તાત્પર્ય કે, તેનું રૂપસૌન્દર્ય ઘણું આકર્ષક હતું.

હીરાલાલે અંદર પ્રવેશ કરી એક આરામ ખુરસી ઉપર સ્થાન લઇ સિગારેટ સળગાવી. કમળાએ રાઉન્ડ ટેબલ પાસેની એક ખુરસી ઉપર બેસી હાસ્યમુખે પાન બનાવવા માંડ્યું.

સિગારેટ પીતાં પીતાં હીરાલાલે કહ્યું:— " કમળા ! આજે બ્હાર ફરવા જઈશું કે ? "

" જેવી તમારી ઇચ્છા. તમે મ્હને જ્યાં લઇ જાઓ ત્યાં હું તમારી સાથે આવવાને તૈયાર છું. " કમળાએ એક ભેદક કટાક્ષ ફેંકી કહ્યું.

હીરાલાલે કાંડા ઉપરના ઘડીઆળમાં જોઈ કહ્યું:— " હજી સાડા આઠ વાગ્યા છે. વિકટોરિયા લઇ બે એક કલાક ફરી આવ્યા પછી આપણે શાન્તિથી શયન કરીશું. "

" ભલે, હું તૈયારજ છું." આમ કહેતાં કમળાએ એક પાન હીરાલાલના હાથમાં મૂક્યું અને બીજું પાન પોતે ખાધું.

થોડા સમયમાંજ હીરાલાલ અને કમળા મકાનની બ્હાર નીકળી રસ્તા ઉપર આવ્યાં અને એક વિકટોરિયામાં બેઠાં. કમળાએ કહ્યું:—" આવી ઠંડીમાં બ્હાર જવા કરતાં સીનેમા જોઇ આવીએ તો કેવું ? "

" ત્હારી મરજી હોય ત્યાં જઇએ. તને ઇંગ્લીશ ફિલ્મ જોવી ગમે છે ?"

" એમાં મ્હને વિશેષ સમજ પડતી નથી. હમણાં પેલી પતિભક્તિની દેશી ફિલ્મ આવી છે તે આપણે જોઇ આવીએ."

દેશી ફિલ્મો જોવાનો હીરાલાલને કંટાળો હોવા છતાં તેણે કહ્યું:—" ચાલો ત્યાં જઇએ."

વિકટોરિયા ચાલૂ થઈ તે સાથે હીરાલાલે સીનેમાની વાત આગળ ચલાવતાં કહ્યું:—" અમેરિકા અને ઇંગ્લૅન્ડનું અનુકરણ કરી આજ કાલ હિંદુસ્તાનમાં પણ કેટલાક માણસો સીનેમા કંપનીઓ કાઢે છે; પરંતુ જોઇતા જ્ઞાનના અભાવથી દેશી ફિલ્મોમાં એવો છબરડો વાળવામાં આવે છે કે, જેમાં શક્યાશક્યનું સ્થાનજ ન હોઇ શકે. ગાડરીઆ પ્રવાહ જેવી પ્રજાને ચમત્કારિક બનાવો બતાવી પૈસા કેમ પ્રાપ્ત કરવા એ હેતુને વશ થઇ સીનેમા કંપનીઓ આજ કાલની નાટક કંપનીઓ કરતાં પણ વિશેષ અધમ સ્થિતિને પ્રાપ્ત થઈ છે. આજ કાલનાં ઘણાખરા નાટકોમાં, રેંટીયો, સુદર્શન ચક્ર, ખાદી, ધડ પૂંછડા વગરનો સ્વદેશાનુરાગ, વિશુદ્ધ પ્રેમને બદલે હવસના પોકાર જેવી રીતે જોવામાં આવે છે તેવાજ રીતે દેશકાળ, પરિસ્થિતિ અને સયોગો લક્ષમાં રાખ્યા સિવાય સીનેમામાં પણ એરોપ્લેન, ઘોડદોડની શર્ત, મોટરોની દોડાદોડની હરિફાઈ, દારનાં પીઠાં વગેરે બતાવવામાં આવે છે."

કુતૂહલને વશ થઇ કમળાએ કહ્યું:—" ત્યારે શું બધી હિંદી ફીલમ કંપનીઓ એવી છે ? "

હીરાલાલે કહ્યું:—" ના, અપવાદરૂપે માત્ર આંગળીને ટેરવે ગણાય એટલી સિનેમા કંપનીઓ સારૂં પ્રશંસનીય કાર્ય કરે છે. એમાં મહારાષ્ટ્ર ફિલમ કંપની મુખ્ય હોઈ તેના ચાલકો સારા અનુભવી છે."

આ વાતમાં કમળાને વિશેષ રસ પડતો નહિ હોવાથી તેણે કહ્યું:—" હશે, ગમે તેમ હો; આપણે ક્યાં ત્યાં આખી રાત બેસી રહેવું છે ? "

વિકટોરીયા થીએટર આગળ જઈ પહોંચી બન્ને નીચે ઉતર્યાં. હીરાલાલ ટિકીટ કઢાવી કમળાની સાથે બૉક્ષમાં જઇને બેઠો.

બે કલાક પછી બન્ને જણાં પાછાં મુકામ ઉપર આવ્યાં. હીરાલાલે બજારમાંથી હેનેસી થ્રી સ્ટાર્સની એક પાઇન્ટ ખરીદી લીધી હતી. મુકામ ઉપર આવ્યા પછી હીરાલાલે અને કમળાએ સુરાપાન કર્યું. કમળાની દાસીએ રસોઈ તૈયાર કરી રાખી હતી. સુરાપાન કરી બન્નેએ જમી લીધું. દાસી બ્હાર છજામાં સુઇ રહી. કમળાએ અંદરથી દ્વાર બંધ કરી દીધું.

પાન ખાતાં ખાતાં હીરાલાલે કહ્યું:–"કમળા! ત્હારા જેવી એક ઉચ્ચકુળમાં ઉત્પન્ન થયેલી રૂપવતી સુંદરી આવા અધમ વ્યવસાયમાં શા માટે પડી છે એ જાણવા માટે મ્હારૂં મન અધીરૂં બની ગયું છે. તું મ્હને એક વખત ત્હારી જીવનકથા કહી સંભળાવ. ભવિષ્યમાં ત્હારે આવો અધમ વ્યવસાય ન કરવો પડે તથા તું શાન્તિમાં રહી ત્હારા જીવનનો નિર્વાહ કરી શકે એવી ગોઠવણ કરવાની મ્હારી ઇચ્છા છે; પરંતુ તું ત્હારા જીવનની સઘળી સત્ય હકીકત મ્હને કહેજે. ત્હારે માટે મ્હારા અંતરમાં ઘણો પ્રેમ ઉપજેલો હોવાથી, સંયોગોને વશ થઇ ત્હેં ગમે એવાં અનુચિત કાર્યો કર્યાં હશે તોપણ હું તે તરફ લક્ષ્ય આપનાર નથી."

કમળાએ હીરાલાલની નજીક બેસી પોતાની જીવનકથા કહેવાની શરૂઆત કરી:–"હું પરમ પ્રભુ શ્રી રણછોડજીના તીર્થધામ ડાકોરમાં બ્રાહ્મણ કુળમાં જન્મી હતી. મ્હને ન્હાની ઉમ્મરની મૂકી મ્હારા પિતા પરલોકવાસી થય હતા. મ્હારી માતા યજમાનવૃત્તિ કરીને અમારા ઘરસંસારનું ખરચ ચલાવતી હતી. મ્હારો વિવાહ ડાકોર ગામમાં જ કરવામાં આવ્યો હતો તથા મ્હારા સસરા સામાન્યતઃ ખાધે પીધે સુખી હોવા છતાં તેઓ પણ ડાકોરના બીજા બ્રાહ્મણોની માફક યજમાનવૃત્તિ કરતા હતા. મ્હારૂં લગ્ન થયું એ વખતે મ્હારી ઉમ્મર બાર વર્ષની અને મ્હારા પતિની ઉમ્મર દશ વર્ષની હતી. દિવસનો ઘણોખરો ભાગ હું મ્હારી માતા પાસે રહેતી હતી તથા રાતના વખતે બદલવાનું બીજું એક વસ્ત્ર લઇ સાસરે જતી હતી. મ્હારી સાસુ તથા સોળ વર્ષની ઉમ્મરની નણંદનો સ્વભાવ ઘણો ક્રોધી તેમ જ ઉગ્ર હતો. તેઓ મ્હને જોઇ બળી જતી હતી. બીજી તરફથી હું ઋતુ ધર્મમાં આવી ગયેલી હોવાં છતાં કજોડાને લીધે રતિ સુખથી વંચિત રહેતી હતી. મ્હારા પિયરમાં તેમજ સાસરે હરેક માસની પુનમના અરસામાં ઘણા યજમાનો દેવદર્શન કરવા આવતા હતા, તથા તેઓમાંના બે ચાર નવયુવકોના નેત્રો શિકારી જેવાં તીક્ષ્ણ હોવા છતાં હું મ્હારા ધર્મથી લેશ માત્ર ચળિત થઇ નહોતી.

"એવી સ્થિતિમાં બે વર્ષ જેટલો સમય પસાર થઇ ગયો. મ્હારા પતિની ઉમ્મર બાર વર્ષની થઇ; છતાં સંસાર સુખ કોને કહે છે એ વિષયનું તેને બિલકુલ જ્ઞાન નહોતું. માતા તથા બ્હેનની શીખવણીને વશ થઇ તેણે વગર વિચાર્યે મ્હારા ઉપર લાકડીઓ ચલાવવા માંડી. મ્હારા સસરા એકમાર્ગી અને ઘરસંસારની ખટપટોથી વિરક્ત રહેતા હોવાથી તેમણે કોઇપણ વિષય તરફ ધ્યાન આપ્યું નહિ. છેવટે પિયર જવાની મ્હારે માટે મ્હારી સાસુ તથા નણંદે બંધી કરી. સ્હવારથી રાતના દશ અગીઆર વાગ્યા સુધી હું ઘરનું તથા આવતા જતા યજમાનોનું તમામ કામ કરવા લાગી.

"મ્હારી નણંદ મ્હને કોઇ પણ રીતે નિરાંતે બેસવા દે તેમ નહોતી. તે મ્હારા ઉપર ખોટાં આળ ચઢાવવા લાગી. ગોમતી ઉપર પાણી ભરવા જઇ હું ફલાણાની સાથે છુપી રીતે વાતચિત કરૂં છું, ફલાણા પુરૂષ સાથે હું પત્રવ્યવહાર ચલાવું છું એવા તદ્દન અસત્ય કલ્પિત આરોપો મૂકી તે મ્હને જે અસહ્ય દુઃખ દેવા લાગી તેનું વર્ણન નિર્જીવ શબ્દોથી હું કરી શકું તેમ નથી." આટલું બોલતાં બોલતાંમાં કમળાનું હૃદય ભરાઇ આવ્યું તથા તે મૌન રૂદન કરવા લાગી.

હીરાલાલે આસન ઉપરથી ઉઠી ખીસ્સામાંના રૂમાલથી તેનું અશ્રુજળ સ્વચ્છ કરતાં કરતાં કહ્યું:— "ગઇ ગુજરી સંભારી શોક કરવાથી હવે શું ફળ છે? તું શાન્ત થઇ બધી હકીકત સ્વસ્થ ભાવથી મ્હને કહી સંભળાવ." આમ કહી તેણે કમળાના કપોળ પ્રદેશ ઉપર સહાનુભૂતિસૂચક ચુંબન કર્યું.

કમળા પુનઃ શાન્ત થઇ કહેવા લાગી:— "હું નિષ્પાપ હોવા છતાં મૂગે મ્હોડે સઘળું કષ્ટ સહન કરતી હતી. એક બે વર્ષમાં પતિ સમજણો થતાં મ્હારા સકળ દુઃખનો અંત આવશે એવી મ્હને આશા હતી; પરંતુ પતિનો વ્યવહાર દિવસે દિવસે વિશેષ જુલમી બનતો ગયો. તે માતા તથા બ્હેનને વશ થઇ હું જાણે ઘરનું એક ઢોર હોઉં એમ માનતો હતો. છેવટે સહુના ત્રાસથી કંટાળી જઇ હું મ્હારા પિયેર મ્હારી માતાના આશ્રયમાં જઇને રહી.

"મ્હારા ઉપર ગુજરતા જુલમની વાત જાણવામાં આવ્યા પછી સાસરેથી તેડાં આવતાં હોવા છતાં મ્હારી માતા મ્હને સાસરે મોકલતી નહોતી. એવામાં એક એવો ભયંકર બનાવ બન્યો કે, જેથી મ્હારા જીવનની પાયમાલીનો પાયો નખાયો. (અપૂર્ણ.)

(આ રહસ્યપૂર્ણ લેખનો આગલો ભાગ વાંચવા માટે અમારો આવતો અંક વાંચો)



આ પત્ર જાદવજી પીતાંબર ઠક્કરે મુંબઇ નં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડપર લેડી નોર્થકોટ હિન્દુ ઓર્ફનેજ કે. એન્. સેલર પ્રેસમાં છાપ્યું છે અને તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ મુંબઇ નં. ૪ ગીરગામ ખટાવ બીલ્ડીંગમાંથી પ્રસિદ્ધ કર્યું છે.

# મોજ-મજાહ.

રવિવાર તારીખ ૨૦ મી જુલાઈ સને ૧૯૨૪.

## મેમ્બરી માતમ.

મેમ્બરી હમ પર ફીદા છે,
અમને પ્યારી મેમ્બરી;
જાન જાએ તો ભલે,
ના જાય પ્યારી મેમ્બરી.
હુંક ઉઠે આ કલેજે,
ને જીગર ચીરાય છે;
ખ્યાલ આવે કે તરત,
ચાલી અમારી મેમ્બરી.
લાંબાં ચોડાં લેકચરો,
કરતાં અમે કાઉન્સીલમાં;
વાહ વાહ સઘળે થતી,
પ્યારી દુલારી મેમ્બરી.
"એક યુ પ્લીઝ ઇઝ, વેરીવેલ સર,
વેલ મી લૉર્ડ" કહેતા અમો,
અફસરીથી પણ વડી,
પ્યારી અમારી મેમ્બરી.
જાગ્યું આ ઘમસાણ શાથી?
ગાંધીજીએ શું કર્યું?
કોઇ ના કરતું કદર,
સ્વર્ગે સિધરી મેમ્બરી.
લોકમાં ઈજ્જત હતી,
સૂબાગીરીથી પણ વધુ;
અફસોસ ના કોઇ માનતું,
હાવાં મધુરી મેમ્બરી.
મરતા નથી, ટળતા નથી,
નાફેરવાદી અહીં થકી;
મોકલી આપી મસાણે,
હાય દુલારી મેમ્બરી.

બુલબુલ.

## એક સુંદરીનાં સાહસ કર્મો

### પ્રકરણ ૧૦ મું.

### નવી ઓળખાણ.

આપણા મુસાફરોએ આખો દિવસ મુસાફરી ચાલુ રાખી. રસ્તામાં કાંઇ પણ જાણવાજોગ બનાવ ન બન્યો. સાંજ પડવા આવી ત્યારે તેઓ અટક નામના એક ગામમાં પહોંચ્યા. ધવલગિરિની ટેકરીઓ ઘણી પાછળ રહી ગઇ હતી. રસ્તો સારો હતો અને આસપાસનો પ્રદેશ ઘણો-રમ્ય અને સુંદર આવતો જતો હતો.

સૂર્ય આથમ્યો—લીલાં ઝાડપાન અને મેદાન ઉપર અંધકારની છાયા પથરાવા માંડી—સૃષ્ટિસૌંદર્ય ધીમે ધીમે લુપ્ત થવા માંડ્યું. પક્ષિઓનો કલરવ થઇ રહ્યો હતો અને તેઓ તેમના માળાઓની શોધમાં કિલકિલાટ કરી રહ્યાં હતાં.

અંધકાર વ્યાપી ગયો; પણ તરતજ પૂર્ણિમાનો ચંદ્ર પ્રકાશી રહ્યો—આખું વન રૂપેરી રંગમાં તરતું લાગ્યું—સુંદર વસ્તુઓ વધારે સુંદર દેખાવા લાગી.

અટક ગામ દેખાવા લાગ્યું. તેના પુરાણા ભવ્ય મંદિરનું ઉંચું શિખર તારાની માફક ચળકતું હતું. આપણા મુસાફરોએ તેમની આખા દિવસની મુસાફરીનો સુખરૂપ અંત આવવાથી પરમેશ્વરનો આભાર માન્યો. એટલામાં દૂરથી પવન વેગે દોડી આવતા એક ઘોડેસ્વારના ઘોડાની ખરીના અવાજે તેમનું ધ્યાન ખેંચ્યું.

"આપણી પાછળ કોઇ પડ્યું હોય એવું તને લાગે છે?" પોતાને માટે નહિ પણ પોતાના વ્હાલા પ્રસન્નની ખાતર ધ્રુજતાં તેણીએ પ્રશ્ન કર્યો.

પણ આ પ્રશ્નનો પ્રસન્ન વિચાર કરે તે પહેલાં તો તે ઘોડો તેની પીઠ ઉપર બેઠેલા એક યુવાન ઘોડેસ્વારને લઇને એકદમ ચારે પગે ઉછળતો દોડતો આવતો હતો. આટલા બધા તેજસ્વી અને તોફાની ઘોડા ઉપર બેસનાર ઘોડેસવાર જો કે નાનો હતો તો પણ દૃઢતા, શાંતિ અને ધીરજ રાખી તેના ઉપર તે બેસી રહ્યો હતો.

પ્રસન્ન અને મનોરમા જો કે બાજુએ ખસી ગયાં કે જેથી અથડાવાનો ભય ન રહે; પરંતુ તે ઘોડો એકાએક અટકી ગયો અને તેના બેસનારે હુંશીઆરીથી તેના ઉપર કાબુ મેળવી લીધો. ઘોડો તદ્દન થાકી ગયો હતો. મ્હોંડેથી ફીણ ચાલ્યું જતું હતું. પરસેવે બન્ને નીતરી રહ્યા હતા. નવો મુસાફર થોડી વારે રસ્તા વચ્ચે ઉભો રહ્યો

એટલામાં બન્ને જણા નવા મુસાફરની પાસે આવી લાગ્યાં. તેનો પોશાક સાદો હતો. તેની મુખમુદ્રા આકર્ષક હતી. ચંદ્રજ્યોત્સ્નામાં તેના મુખ ઉપરની અનુપમ સુંદરતા સ્પષ્ટ દેખાતી હતી. તેનું શરીર પાતળું પણ ઉંચું અને એકસરખા ઘાટવાળું હતું. તેના વદન ઉપરની રેખાઓ તેના ઉંચા કુળ અને સૌજન્યની સાબિતી રૂપ હતી.

"ભાઈ, તમારો ઘોડો જરા હઠીલો અને દુરાગ્રહી લાગે છે," પ્રસન્ને નજીક આવતાં પોતાના ઘોડાની ઉતાવળી ચાલને અટકાવીને

નવા મુસાફરને ઉદ્દેશીને કહ્યું. "મને તો અકસ્માત થવાનો ભય હતો."

"ઘોડાનાં પગલાં એક સરખાં હતાં એટલે કોઈ પણ જાતનો ભય ન હતો," યુવકે મીઠા અવાજે હંમેશની નમ્ર રીતભાતથી કહ્યું. "જો ઘોડો પોતે લપસી ન પડે તો મને તો પર્વતોની કોઈ પણ જાતની ધાસ્તી ન હતી. પણ," મનોરમા તરફ જોતાં તે બોલ્યો, "તમે જો આજ દિશાએ આગળ મુસાફરી કરવાના હો, તો મને તમારી સોબતથી ઘણો આનંદ થશે. તમને તેથી કાંઈ હરકત કે અંતરાય તો નહિ નડે ને?"

"બીલકુલ નહિ, ભાઈ," યુવકના મુખ ઉપરની ઉદાર ભાવના અને નિખાલસપણું જોઈ તેણે ખુશ થતાં કહ્યું. "અમારી આજની મુસાફરી તો પૂરી થઈ છે કારણ કે આજની રાત તો અમે અટકમાંજ ગાળવાનો નિશ્ચય કર્યો હતો."

"ત્યારે તો જો તમારી ઈચ્છા હશે તો આપણે સાથેજ રહીશું," યુવકે કહ્યું. "તમે આજે લાંબી મુસાફરી કરી-છે?"

"લગભગ પોણોસો માઈલ," પ્રસન્ને પોતાના ઘોડાને જરા ઉતાવળથી ચલાવતાં કહ્યું.

"તમે આખો દિવસ આ મોટા રસ્તેજ મુસાફરી કરી છે?" યુવકે પૂછ્યું. પ્રસન્ને ડોકું ધુણાવીને હા કહી એટલે તે આગળ બોલ્યો, "તમે જાણો છો કે સો કન્યાઓ આ રસ્તેથી ગઈ છે અને જ્યાં તેઓ ઉતરે છે ત્યાં બીજા કોઈ પણ મુસાફરને કોઈ પણ જાતની સગવડ મળી શકતી નથી!"

"ગઈ કાલેજ તેમને લીધે અમારે થોડી ઘણી અડચણ ભોગવવી પડી હતી." ભીમસિંહ કે અજયગઢનું નામ ન આવે તેની ખાસ સંભાળ રાખતાં પ્રસન્ને જવાબ આપ્યો. "પણ આખરે એક રાત માટે અમને ઉતરવાની સગવડ મળી તેથી આજે રાત્રે સો કન્યાઓ ક્યાં રહેવાની છે તેની અમે ખાસ તપાસ કરી છે. અમને ચોક્કસ ખબર મળ્યા છે કે અટકથી આઠ માઈલ દૂર એક મઠમાં તેઓ આજે રાત્રે રહેશે."

"બરાબર!" નવો મુસાફર બોલી ઉઠ્યો. પછી થોડી વાર જાણે કાંઈ ઉંડા વિચારમાં ડુબી ગયો હોય તેમ ચુપ રહ્યો; પછી આગળ બોલ્યો, "ભાઈ, માફ કરજો. જો કે અમારી ભાષા તમે ઘણી સારી રીતે બોલી જાણો છો તો પણ તમારા ઉચ્ચાર ઉપરથી હું કહી શકું છું કે તમે આ પ્રદેશના રહેવાસી નથી, પણ તમારા પોશાક ઉપરથી લાગે છે કે તમે ઉત્તર તરફના રહેવાસી છો."

"તમારૂં ધારવું ખરૂં છે," પ્રસન્ને જવાબ આપ્યો. પ્રસન્ને પોતાનો દેશ છોડયા પછી પોતાનું નામ બદલીને ચંદ્રસિંહ રાખ્યું હતું. તેથી તે નામ તેને કહ્યું.

"ભાઈ ચંદ્રસિંહ! જો આપણે સાથેજ મુસાફરી કરીશું તો નક્કી આપણે મિત્રો થઈશું," યુવકે કહ્યું. "મારૂં નામ વીરપાળ છે. તમે ક્યાં સુધી મુસાફરી કરવા માગો છો?"

"તેનું કાંઈ ચોક્કસ કહેવાય નહિ," પ્રસન્ને જવાબ આપ્યો. નવા મુસાફરની વર્તણુંક તેને ઘણી ગમી ગઈ હતી તો પણ તે બધી વાતો છુટથી કરવા માગતો ન હતો. દુનિયાદારીના એક બિનઅનુભવી અને નિખાલસ હૃદયના યુવકને છાજે એવી રીતે તે વાત કરતો હતો અને પ્રશ્નો પૂછયા કરતો હતો.

"મારે પણ ક્યાં સુધી મુસાફરી ચાલુ રાખવી એ હજી ચોક્કસ નથી," ઉંડો નિશ્વાસ નાખતાં તેણે ટકોર કરી; પછી થોડી વાર અટકી કંઈક ગભરાતા અવાજે તે બોલ્યો, "તમે સો કન્યાઓને તમારી મુસાફરીમાં જોઈ છે? ફક્ત જાણવાની ઈન્તેજારીથીજ હું પૂછું છું. લોકો કહે છે કે આજ સુધી મોકલાવેલી બધી કન્યાઓમાં આ વખતની બધી ઘણીજ ખુબસુરત છે. રાજા માનસિંહને આ કૃત્ય માટે હજારો વાર ધિક્કાર હજો."

"અમે કન્યાઓને જોઈ નથી," તેણે જવાબ આપ્યો. "અને ખરૂં કહું તો તે બાબતથી અમે હજી તદ્દન અજાણ્યા છીએ." વાંચકવર્ગ સમજી જશે કે મનોરમાએ અદ્યાપિ અજીતગઢના કિલ્લાના તેણીના સાહસનો કાંઈ પણ વૃત્તાંત પ્રસન્નગિરિને કહ્યો ન હતો.

"શું આ શંકયે છે?" વીરપાલે તેમની અજ્ઞાનતા વિષે અચંબો બતાવતાં કહ્યું. "તમે નથી જાણતા કે બાદશાહના જનાનખાનામાં એક ખંડણી પેટે તેમને મોકલવામાં આવે છે?"

"આ ભેદનું આટલું પણ રહસ્ય આજે મેં પહેલી વાર જાણ્યું," પ્રસન્ને કહ્યું. "આ દેશનો ઇતિહાસ મેં વાંચ્યો હતો અને તેને માટે હું તો એટલુંજ જાણતો હતો કે માનસિંહ નામનો રાજા પહેલાં અહીં થઈ ગયો હતો."

"અને તે દુષ્ટ રાજા," અપાર ઘૃણા અને તિરસ્કાર બતાવતાં વીરપાલ બોલી ઉઠ્યો, "બીકણ અને વિશ્વાસઘાતી હતો. તેણેજ આવી શરમભરેલી સલાહ કરી અને તેથી અમારે દર વર્ષે એકસો સુંદર કન્યાઓ બાદશાહના જનાનખાનામાં ફક્ત તેની અધમ વિષય વાસનાની તૃપ્તિ કરવા મોકલવી પડે છે; પણ રાજા માનસિંહને તો તેના ગુન્હાનું યોગ્ય ફળ મળ્યું છે. તેને તરતજ પદભ્રષ્ટ કરવામાં આવ્યો, કે જ્યાં તે આખરે મરણ પામ્યો."

"પણ શા માટે આ પ્રદેશના લોકો એવી બદનામી ભરી ખંડણી ભર્યા કરે છે?" પ્રસન્ને પૂછ્યું. એક બાજુ નિર્દોષ બાળાઓનો ક્રંદ અને બીજી બાજુ તેમની ભિરૂતાનો ખ્યાલ આવતાં તેનું લોહી તપી આવ્યું. "ખરેખર તે સો સુંદર બાળાઓનો દેખાવજ આ પ્રદેશના ગમે તેવા બીકણ માણસના હૃદયને પણ ઉશ્કેરી મૂકે એવો હશે!"

"તમે મારા દેશવાસીઓને કાયરતા માટે ઠપકો આપો છો તે વ્યાજબીજ છે;" ગુસ્સાથી દાંત કચકચાવતાં તે બોલી ઉઠ્યો. ક્રોધથી તેના લાલ થયેલા ગાલ અને તેજસ્વી મુખ મનોરમાએ ચંદ્રના અજવાળામાં જોયાં. "એક દિવસ જરૂર એવો આવશે કે જ્યારે આ પ્રદેશના લોકો તેઓની સામા એકસંપ કરીને ઉઠશે, તેમણે સહન કરેલાં દુઃખોનો બદલો લેશે અને ભવિષ્યમાં આવી અધમ ખંડણી ભરવાની બલામાંથી પોતાનો છુટકારો મેળવશે. સામા થવાની શક્તિ હોવા છતાં જેઓ કેવળ ભિરૂતા અને સ્વેચ્છાથી શાંત બેસી રહ્યા હોય તેમના ઉપર પરમેશ્વરનો કોપ ઉતરી પડજો. આ અસહ્ય જુલમને કચરીને નિર્મૂળ કરવાની જેનામાં જરા પણ શક્તિ હોવા છતાં જે સહન કરતા હોય તેમના ઉપર શાપનો વરસાદ વરસજો."

"જો હું આ પ્રદેશની રહેવાસી—અને એક પુરૂષ હોત તો હું તમારા જેવાજ ઉદ્ગાર કહાડત. એટલુંજ નહિ," અતિ ઉત્સાહપૂર્વક મનોરમા બોલી, "પણ જ્યાં સુધી આખા દેશને તેમની બદનામીનું ભાન ન થાત ત્યાં સુધી જંપીને બેઠા વગર બધે ફરીને બધાને જાગૃત કરત."

"ખરેખર, આવી કડક ભાષા, આવા અસરકારક શબ્દોમાં બોલનારી એક વીર સ્ત્રી-એક દેવીજ હોવી જોઇએ," વીરપાળ ગાજી ઉઠયો. "ભાઇ, પ્રસન્ન તરફ ફરીને તેણે પુછ્યું, "આ તમારી સ્ત્રી છે કે બ્હેન—"

"સ્ત્રી," પ્રસન્ને જવાબ આપ્યો. તેના આ જવાબથી મનોરમાના મુખ ઉપર લાલાશ આવી કારણ કે તેણીની પ્રતિષ્ઠા સાચવવા તે અસત્ય બોલ્યો હતો.

"ત્યારે તો ઇશ્વર તરફથી મળેલી એક અત્યુતમ બક્ષિસ તરીકે તેને સંભાળપૂર્વક ઉછેરો," તે યુવકે સલાહ આપી; "પૃથ્વી ઉપરના સૌથી વધારે મુલ્યવાન રત્નની પેઠે તેનું જતન કરી તેની યોગ્ય કદર કરો. જે સ્ત્રીના હૃદયમાંથી આવી ભાવનાવાળા ઉદ્ગારો નીકળે છે તે બીજી સામાન્ય સ્ત્રીઓ કરતાં ઉંચી ભૂમિકાએ વિહરે છે—તે એક દેવી છે; અને એક સામ્રાજ્યની મહારાણી કરતાં આવા યુવતી રત્નને અંતઃકરણપૂર્વક માન આપવામાં હું વધારે ગૌરવ માનું છું."

"ભાઇ વીરપાલ, તમારા વખાણથી મને ઘણો આનંદ થયો છે," મીઠા શબ્દોથી પ્રસન્ન બોલ્યો; "કારણ કે મારી પ્રિય મનોરમા દરેક રીતે તેને લાયક છે." આટલું બોલતાં સ્નેહભીની આંખે તેણે તેણીના તરફ જોયું.

"આવી સ્ત્રી મળવાથી તમે પુરેપુરા સુખી અને ભાગ્યશાળી છો," યુવાન વીરપાળ બોલ્યો; "તમારા પ્રેમનો ઝરો અખંડીત રીતે વહ્યા કરે છે. તમારા પ્રેમની અધિષ્ઠાત્રી તમારી સાથેજ છે. તમારૂં ભાગ્ય અદેખાઇ કરાવે એવું છે. મારૂં એથી ઉલટુંજ છે. તમારા જેટલાજ પ્રેમથી હું એક સ્ત્રીને ચાહું છું. તે સ્ત્રી સર્વાંગે સુંદર-દરેક કળામાં પૂર્ણ અને સદ્ગુણોનો ભંડાર છે. તે પણ મને તેટલાજ પ્રેમથી ચાહે છે, પણ દુર્દૈવે અમને હમ્મેશને માટે છુટા રાખવાનો નિશ્ચય કર્યો છે. તેમ છતાં," જાણે કે દુઃખના ઉંડા વિચારમાંથી જાગ્યો હોય તેમ આવેશથી તે આમળ બોલ્યો, "મારી કમનસીબ કહાણીથી તમને દુઃખી નહિ કરૂં. તમે મારી સાથે મુસાફરી કરવાની મહેરબાની કરી છે તેથી હું તમારો આભાર માનું છું. માટે તમને જેમ બને તેમ વધારે આનંદ આપવા હું પ્રયત્ન કરીશ."

"તમારી છૂપી વાત જાણવા અમે રજપણ ઇંતેજાર નથી," પ્રસન્ન બોલ્યો. "પણ ભવિષ્યમાં જ્યારે તમને અમારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ બેસે ત્યારે કહેજો, અને અમારાથી બનશે તેટલો તમારા દુઃખમાં ભાગ લઇશું."

"જ્યારે આપણે એકબીજાને વધારે સારી રીતે ઓળખતા થઇશું ત્યારે મારા પ્રેમની હૃદયભેદક વાત તમને કહીશ;" વીરપાળે જણાવ્યું. "પણ આ અટક ગામનું પાધર આવ્યું. આ ગામ ધવલગિરિની ટેકરીઓમાં રહેતા બહારવટીયા મહેન્દ્રપાલની જન્મભૂમિનું સ્થાન છે."

અપૂર્ણ.

# ઉફ્! ખૂન!!

### યાને

## જ્યારે લોહી ઉકળી આવે ત્યારે!

(લખનારઃ—દા. મસ્ત ફકીર.)

વાંચક બીરાદરો! જીવનમાં કેટલાક પ્રસંગોમાં કેટલાક બનાવો એવા બને છે, કેટલાક સંજોગો એવા આવી જાય છે, કે જે વખતે માથાના લખેલા ઉદ્ગારો નાટકના ટ્રેજીક એકટરની અદાથી આપણા મુખમાંથી બહાર નીકળી પડે છે. આપણા નિત્યના જીવન વ્યવહારની ઘટનાઓમાં કેટલીક વખત એવા બનાવો બની જાય છે કે જે વખતે આપણે ગુસ્સાના આવેશમાં ખૂન પર આવી જઇએ છીએ.

હિન્દમાં હથિયારો રાખવાની છુટ હોત તો તે વખતે

ઉફ્! ખૂન!!

જેવા પ્રસંગો બનતી વખતે કેટલાં ખૂનો થાત, કેટલી કેટલી લોહીની નદીઓ વહેત, કેટલી કેટલી હિંસા થાત, કેટલી કેટલી ધીંગાચકડી અને ફેરફુદડી થાત, એ વિચાર કરતાં મારૂં મગજ ભમે છે.

હવે આપણે આ પ્રસંગો કયા, તે જોઇએ.

ટ્રેનમાં બેઠા હોઇએ. કોઇક સુંદર છાપું કે માસીક લઇ વાંચવાનો વિચાર કરીએ ત્યાં કોઇ અક્કલનો ઓથમીર યા બુદ્ધિનો બારદાન આપણી પરવાનગી વગર જરા પણ આપણને પૂછ્યા વગર બે મજાથી આપણું છાપું ખેંચું કરે અથવા આપણી ભેગો ચંપાઇ એનું ખાટું વાસ મારતું માથું આપણા નાક સુધી લાવી ભેગો વાંચવા મંડે અથવા આપણને પૂછ્યા ગાછ્યા વગર એના બાપનુંજ છાપું હોય તેમ બેધડક બેશરમીથી ઉપાડી વાંચવા મંડી જાય તે વખતે લોહી ઉકળી આવી એજ શબ્દો નીકળી પડે કે,

ઉફ્! બસ ખૂન!

વાંચકો! મારો એક એવોજ અનુભવ તમોને કહી સંભળાવું છું. બોરીવલીથી હું ટ્રેનમાં ચડ્યો, સ્ટેશનપર પોસ્ટમેને આપેલું "મોજ-મજાહ"નું રૅપર તોડી જ્યાં પહેલું પાનું વાંચવાની શરૂઆત કરૂં છું ત્યાં એક જાડા ફાલેલા શ્રીમાન શેઠે 'જરા લાવજોજી!' કહી માગી લીધું! મને ચીડ તો ઘણી ચડી કારણ કે, મને બીજે સમય નહિ મળવાથી માસીકો, વર્તમાનપત્રો, પુસ્તકો આદિ લોકલ ટ્રેનમાંજ વાંચવાને વખત મેળવી શકું છું. ના પાડવાથી નરટ લાગશે એમ ધારી હું ન આપતાં ખંચાયો અને વાંચવા તલપી રહેલો છતાં "મોજ-મજાહ" એ શ્રીમાનના હાથમાં આપ્યું. પેલી કહેવત મુજબ મેં ધાર્યું" કે, નામ વાંચીને આપી દેશે પણ મળ્યું નહિ એટલે ધાર્યું કે, જરા ફેરવીને આપી દેશે, પણ બેડીનો બાપ પેલો શ્રીમાન પણ માથાનો મળ્યો, લવાજમ મેં ભર્યું હતું. હું તો લટકનોજ રહ્યો ને મારા બેટાએ વાંચ્યું-વાંચ્યું તે છેવટ ચર્ચગેટ સુધી! મારા દિલની તલપાપડ ડબ્બામાંના બીજાઓએ જોઇ હતી, તે જોઇ મેરી. મૂછમાં

અને બૈરાં ગાલમાં હસતાં હતાં. ચર્ચગેટ સ્ટેશન પર ઉતર્યા પછી જાણે મારા પર ઉપકાર કરતા હોય, તેમ કટાણું મોઢું કરી તેમણે મને 'મોજ-મજાહ' પાછું આપ્યું અને સાથે સાથે ટીકા કરી કે ઘણુંજ વહગર! મને મનમાં થયું કે જવાબ આપું તારા બાપનું કપાળ! અત્યાર સુધી વાંચતો'તો શું કરવા? છતાં મેં તમને અત્યંત વિનયથી પૂછ્યું:-"શેઠ આપની ઓફીસ ક્યાં?"

"કેમ?" વિજળીનો ઝટકો લાગ્યો હોય તેમ ઝબકીને શેઠ બોલી ઉઠ્યા.

"એટલુંજ કે, હું આપની સાથે આવું અને એક પાનું આપને વાંચવાનું બાકી રહ્યું છે તે પૂરું કરો!"

શેઠ ચાટ પડી ગયા અને બાજુવાળા ખડખડ હસી પડ્યા.

વાંચક બિરાદરો! આવા બિરાદરો ટ્રેનમાં મળી આવે છે, ત્યારે ઉફ! ખૂન! એવા ઉદ્ગારો મુખમાંથી નીકળી પડે છે અને લોહી ઉકળી આવે છે.

## ટેલીફોન પર.

પાછલા પહોરે ત્રણ વાગે શેર બજારમાંથી આપણા ભાગીયાનો કિંવા આપણા દલાલનો ચોક્કસ શેરની રૂખ માટે અગત્યનો ટેલીફોન આવે, હરખપદુડા થવાથી યા ભાન ભૂલી જવાથી ચોક્કસ શેરો આપણા ગળામાં નાક સુધી ભોળવાયા હોય, શેર બજારમાં સારો ભાવ આવે તો કાઢી નાખવા આપણે તૈયાર હોઇએ, જ્યાં બીઝનેસની બહુ ગંભીર વાત ચાલતી હોય, આપણે ધડકતી છાતી સાથે સમાચાર સાંભળતા હોઇએ ત્યાં કમબખ્ત સેન્ટર કનેક્શન તોડી નાખે અને અધુરી વાતને પૂરી સાંભળવા માટે એલાવ-એલાવ કરી આપણું ગળું બેસી જાય ત્યારે

ઉફ! ખૂન!

એવા ઉદ્ગારો નીકળી પડે કે નહિ? એ વખતે ટેલીફોન કંપની, એના ડાયરેક્ટરો, ટેલીફોનનો નંબર જોડવાવાળી છોકરીઓ, મુંબાઇની મ્યુનિસિપાલિટી, સરકાર ને અંત એ બધાને એજ સ્થળે ગરદન મારવાનું મન થઈ જાય છે!

## ઘરમાં!

સવારે ઉઠી દાતણપાણી કરી પડોશમાં લલ્લુભાઇને ત્યાં પત્તા ખેલવા ગયા હોઇએ. બાજીમાં રેરટ આવતાં આઠ વાગ્યાના બેઠેલા તે સાડા દસ થઇ જાય! ઓફીસનો ટાઇમ યા હકક વાંકારોક-એ બધું યાદ આવતાં કુદકો મારી આપણી ઓરડીમાં દોડીએ ત્યાં ખુણામાં બેઠેલા ઘરવાળાં મ્હોંકાણના ખબર આપે કે, 'હાથ ચોખ્ખા નથી! હાથ ચોખ્ખા નથી!! આશકમંના સમય, પાકશાસ્ત્રી તરીકેનું આપણું અગાધ અજ્ઞાન, ઓફીસના દુષ્ટ મેનેજરનો ભય એ બધાની એક સામટી પ્રતીતિ થતાં મુખમાંથી ઉદ્ગાર નીકળે

અય કમબખ્ત 'રાણી પીંગળા
તેને બોત દગા દીયા.

ત્યારે જરૂર ઉપર પ્રમાણે નાખેલા ઉદ્ગાર બોલી જવાય કે,

ઉફ! ખૂન!

## અમાસને દહાડે!

આખા મહિનાનું વૈતરું કર્યા પછી ઓગણત્રીસ, ત્રીસ દહાડા કાપડ મારકીટમાં ઘાણી પીલ્યા પછી, આરામ અને રજાનો એક દહાડો આવે, બપોરે જમ્યા પછી આરામથી, ચેનથી, લ્હેરથી, મુશ-લમાં, બે ઘડી આડે પડખે પડવાનો વિચાર કરીએ અને પથારીમાં લાંબા પડી માથાથી પગ સુધી ચોફાળ ઓઢી આંખો મીંચવાની તૈયારી કરીએ એટલામાં પાસેવાળા કચરાભાઇ મોઢામાં રોઢીઆની દસવાળી બીડી ઘાલી—"કાં દાસ સુતા?" એમ બોલતો ગધેડા જેવો આપણા આરામમાં ખલલ કરવા આવી પહોંચે તે વખતે એવી ચીડ ચડે કે દાસ બોલનાર કચરાને એજ પથારીમાં ગરદન મારીએ!

## ઉતાવળમાં

એક દોસ્તની પાસે દોઢસો રૂપીઆ માંગતા હોઇએ. એ દુષ્ટ આજ રાત્રે પલાયન થતો હોય-બપોરે એની ઓફીસમાં જઈ બહુ કરગરવાથી એ વચન આપે કે રાત્રે કોલાબા સ્ટેશન ઉપર ગુજરાત મેલમાં બેઠા બેઠા તને પૈસા ચુકવી આપીશ. ઓફીસમાં કમબખ્ત કામ વધારે આવી પડવાથી આપણને સાડા સાત ત્યાંજ થઇ જાય, માથે પાઘડું ઘાલી, દોડતાં કોલાબાની ટ્રામ પકડીએ અને કોઇ દિવસ નહીં ને તેજ દિવસે ટ્રામના કંડકટર જોડે વધારે વાગ્યુધ્ધ ચાલે, આપણે તલપાપડ થઇ રહ્યા હોઇએ, જલદી પહોંચવાની ઉતાવળ હોય તેને બદલે ટ્રામ ખટારાની ઝડપે ચાલે. જેમનેમ કરતાં કોલાબે દોડીને પહોંચતાં ધુંઆ, ફુંઆ પ્લાટફોર્મ પર ઘસી જતાં-મેલને આપણીજ નાકની દાંડી સામે પસાર થતો જોઇએ તે વખતે ઉદ્ગાર નીકળી પડે કે, ઉફ! ખૂન! અને ચીડ તો એવી ચડે કે ટ્રેન, પેલો દોસ્ત, ટ્રામ અને ટ્રામનો કંડકટર અને આખું સ્ટેશન જમીન ફાટી તેમાં ગરક થઇ જાય તો બહેતર છે.

## મેળાવડામાં!

જગતને બનાવી-છેતરી લાખ્ખો રૂપીયા એકઠા કર્યા હોય, હૃદય ડંખવાથી ખુદા અને ખુદાનો ડર લાગવાથી એ પરમેશ્વર પાસે શું જવાબ આપશું એ ભયથી સખીશેઠ તરીકે થોડી સખાવત કરી હોય અને આપણીજ લાગવગ અને આપણાજ વચ્ચે-આપણાજ માણસો દ્વારા આપણનેજ માનપત્ર આપવાનો મેળાવડો થયો હોય, આપણા ગુણગાન સાંભળી આપણે માટે થતા તાળીઓના અવાજો અને જયઘોષો સુણી આપણી તારીફ પ્રમુખ તરફનું ધ્યાન સાંભળી ઉત્સાહના આવેશમાં આપણે જવાબ આપવાને ઉભા થઇએ અને ખીસામાં હાથ નાખતાં ખબર પડે અને ભાન થાય કે મીસીસે વાંચવા લીધેલું બંદાનું ભાષણ પાછું ખીસામાં મુક્યુંજ નથી! માંડ માંડ કોઇ સાહેર દોસ્તને સમજાવી, મનાવી પટાવી રંગબેરંગી જવાબ લખાવી લાવ્યા હોઇએ તે ઘેરજ રહી ગયો છે એમ ખબર પડે ત્યારે ઉફ! લોહી ઉકળી આવે! અને ખૂન કરવાનું મન થઇ જાય!

## ન્યાતવરામાં!

વર્ષો સુધી ન્યાત જોડે કજીઓ હોય, શ્રીમંત થયા પછી ન્યાત અને જગતમાં સન્માન વધે એવી વૃત્તિ થાય, દીકરાના લગ્ન પ્રસંગે મોટી ધામધુમ કરી માંડવો બાંધીએ, સુરતના પ્રખ્યાત બેડાને મોહ

લીએ, દરેકે દરેક ન્યાતિલાને ત્યાં ધક્કા ખાઇ ખુશામતથી માથું ઝુકાવી ઉંડી દુખાવી દઇએ અને નાતમાં પરચો બતાવવા સુનંદા પચીસ રસોયાને રોકી પચીસ મણ દુધપાક, અને વીસ મણ માલપુઆ તૈયાર કરાવીએ અને ન્યાતને ટાણે કાગડા પણ ન ઉડે ત્યારે ઉફ્ ! એવી ચીડ ચડે કે કુદરત કોપાયમાન થઇ આ દુધપાકના પૂર લાવી ન્યાતિલાઓને ઘસડી જાય તો બહેતર છે !

## કોર્ટમાં !

ઘણી મહેનતથી સાક્ષીઓને ફોડી આપણી મરજી મુજબ બોલાવવાની તેને તાલીમ આપી હોય, ધુરંધર બેરીસ્ટર અને ધારાશાસ્ત્રીઓને રોકી મુળાનાં પતીકાંઓની માફક રૂપીયા વેરી કેસ લડવા રોકયા હોય, આ જમાનાની ન્યાયી અદાલતમાં ચાણક્ય બુદ્ધિથી આબાદ બાજી ગોઠવી દીધી હોય, પણ સાક્ષી બરનું બૈરૂંજ તાલીમ આપવાની ગફલતને લીધે આપણોજ ડબ્બો ગુલ કરે એવું કોર્ટમાં ભરડી મારે ત્યારે ઉફ્ ! લોહી ઉકળી આવે.

## પરણેલા !

નવાં પરણ્યાં હોઇએ, વહુને પીયરથી તેડી લાવ્યા હોઇએ, કૉલેજમાં વૅકેશન હોય; શીયાળાની કડકડતી ઠંડી હોય, બધા સંજોગો અનુકુળ હોય, કાઠીયાવાડના મધ્ય પ્રદેશમાંથી આવેલી એ મનોહર મુગ્ધાને મળવાને મન થનગન થનગન નાચી રહ્યું હોય, રાત્રિના દસ અગીઆર વાગે મુરબ્બીઓની નજર ચુકાવી મેડીમાં ભરાઇએં અને માનુની જોડે જ્યાં મન મેલી વાત કરવાની શરૂઆત કરીએ ત્યાં મેડીનું બાર ખખડે અને ફઇબાનો કર્કશ સ્વર સંભળાય કે ભાઇ, મારી બજરની દાબડી કયાં મૂકી ? આ વખતે ઉફ્ ! ખૂન પર ચડી એ ફઇબા, એ મુરબ્બી, બજરની દાબડી અને એની માગ, એ બધાને કુવામાં પધરાવી દેવાની ઇચ્છા થાય અને ઉદ્‌ગાર નીકળી પડે છે કે ઉફ્ ! ખુન !

## વસ્લની રાત !

વાંચકો, માફ કરજો, જરા બ્હીતો બ્હીતો લખું છું, પણ લખ્યા વગર ચાલતું નથી.

વસ્લની રાત હોય, ( તમે સમજ્યાને-પરણ્યા પછીની પહેલી રાત ) રેશમી સુંદર સાડીમાં સજ્જ થયેલી, ઝાંઝરના ઝણકાર કરતી, તસતસતી ચોળીવાળી, માથામાં ગુલાબની જેને વેણી શોભી રહી છે, અત્તર અને અગરજાની જેની પાસેથી સુગંધ ચોગરદમ ફેલાઈ રહી છે એવામાં પાસે જતાંજ ના નાં, કહેતી માનીનીનો હાથ પકડી, ઘુંઘટ ખોલતાં, મુખચંદ્ર નીરખતાં, પાસે ખેંચતાં, અમૃત વર્ષાવવાને બદલે ગભરાઇ રોવા માંડે, નયનોમાંથી પ્રેમની વીજળી ચમકાવવાને બદલે શ્રાવણ ભાદરવો વરસાવવા માંડે અને જ્યાં અપ્સરા પ્યારી હતી, ત્યાં રોતી સુરત બોળી નીકળે ત્યાં વાંચક તુંજ કહે કે,

ઉફ્ ! ખૂન થાય કે નહિ ?

---



# ઝેરી નાગણ.

( ડીટેકટીવ વાર્તા. )

લખનારઃ-રા. રમણીક અ. મહેતા.

ડેનીસીયની ડીટેકટીવ તરીકેની લાંબી કારકીર્દિમાં ઘણા કેસો તેના હાથમાં આવ્યા હતા અને ઘણામાં તેને યશ મળ્યો હતો. પરંતુ બધાય કેસોમાં તે ફત્તેહમંદ નીવડયો હતો એમ ન હતું. જ્યાં તેને નિષ્ફળતા મળી હતી તે વાત પણ તેણે પોતાની નોંધપોથી અને પત્રોમાં નોંધી રાખી છે. અને તેટલું સોએ ડેનીસીય માણસ હતો તે કંઇ દેવ ન હતો. તેનું કામ ઘણું બારીક બુદ્ધિનું હતું અને તે કામની શોધ મનુષ્ય જીવન ધોરી કે સરિયામ રસ્તામાં નહિં પરંતુ જીવનની આડી તેડી, વાંકી ચુકી ગલીગુંચીઓમાં હતું. કારણ કે જેઓ ગુન્હેગારો છે તે કદિ સીધી વાટે જનાર હોતા નથી. ડેનીસીય પોતાના કામમાં ખરેખર એક જોડી વગરનો માણસ હતો એમ કહેવામાં અતિશયોક્તિ નથી. કુદરતે તેનું ભેજું એવા પ્રકારનું બનાવ્યું હતું કે જ્યાં સામાન્ય માણસને ગુન્હાની સમજ પડે નહિ ત્યાં તે ક્ષણમાં મુદ્દો અને મર્મ સમજી શકતો હતો. ડીટેકટીવના ધંધાની તેનામાં સ્વયંભૂ વૃતિ હતી. અથવા તો એમજ કહીએ કે ડીટેકટીવના કામમાં જોઇતી બુદ્ધિ તે જન્મથી લઇને અવતર્યો હતો તો તે ખોટું નથી. તે તેના આ પ્રિય વ્યવસાય સિવાય બીજા ધંધામાં પણ તે સારી નામના મેળવી શકયો હોત અને ખાસ કરીને તેણે નાટકના તખ્તા પર સારૂં નામ દીપાવ્યું હોત. જુદા જુદા વેશ લેવાની છટા અને તે વેષ પ્રમાણે વાણી બદલવાની ખૂબી અને વેષને અનુરૂપ ભાવ દર્શાવવામાં તે એવો તો નિપૂણ હતો કે તેની જોડી મળવી મુશ્કેલ હતી. હું જે કેસની હકીકત તમને સંભળાવનાર છું, તે કેસ એક ઘણો વિલક્ષણ હતો એમ ડેનીસીયે પોતેજ મને કહ્યું હતું. મનુષ્ય પ્રાણી પૈસાની ખાતર કેટલી નીચતાની હદે જાય છે તેનો એ નાદર નમૂનો છે. આપણે ત્યાં સ્ત્રીઓ જાહેર જીવનમાં સમાનતાના ભાવે છુટથી વ્યવહારમાં ભાગ લેતી નથી પરંતુ પાશ્ચાત્ય મૂલકોમાં સ્ત્રીઓ જ્યાં સમાજમાં અમુક પ્રકારની છૂટ ભોગવે છે તેઓ પણ નીચ કામ કરતાં અટકતી નથી.

એમ બન્યું કે ઉન્હાળાના દિવસોમાં રૂશિયાના સૈન્યનો એક ભાગ મોરકો થોડા સમયને માટે મોકલવામાં આવ્યો હતો. એ લશ્કરના એક ટુકડીનો નાયક કર્નલ ઇગનેટોફ, આખી સાંજ બ્હાર ફરવામાં કાઢી, મોડો બેરેકમાં આવ્યો અને આવતાંની વાર તેણે લશ્કરી ખાતાના તબીબને બોલાવવાને માણસ મોકલ્યો; કારણ કે તેની તબિયત એકાએક બગડી આવી હતી. તેની આજ્ઞા અમલમાં મૂકવામાં દશેક મીનીટ લાગી હશે. કારણ કે લશ્કરી ડૉકટર લશ્કરના મથકમાંજ હોય છે. કર્નલની ઓરડીમાં આવતાં ડૉકટરને દશેક મીનીટ લાગી હશે પણ એ દશ મીનીટમાં તો કર્નલ બેસુમાર ઉલ્ટીઓ કરી, ઢગો પડી ગયો અને બેભાન સ્થિતિમાં માલમ પડયો. જે સિપાઇ ડૉકટરને તેડવા ગયો હતો તેને પુછતાં જણાયું કે કર્નલ

સાહેબ એમ કહેતા હતા કે પેટમાં જાણે આગ આગ બળતી હોય એમ થાય છે. ડૉક્ટરે દવા આપી તેનાથી જરા આરામ માલુમ પડયો કારણ કે દરદી શુદ્ધિમાં આવ્યો અને તેની આવી સ્થિતિનું કારણ પુછતાં તેણે જણાવ્યું કે :—

"હું બ્હાર જમવા ગયો હતો. ત્યાં મેં મચ્છીનો સેરવો બરફમાં રાખી થંડો કરવામાં આવે છે તે લીધો હતો અને ત્યાર પછી મારી આ સ્થિતિ થઇ છે. કદાચ માછલી તાજી હોવાને બદલે સડેલી કે કોહેલી હશે અને તેનું આ પરિણામ છે." એટલું કહેતામાં ફરીથી ઉલ્ટીનો ઉછાળો આવ્યો અને તે પાછો બેશુદ્ધ થઇ પડયો. દવા ફરી આપવામાં આવી; પરંતુ કંઇ અસરકારક નીવડી નહિં અને દરદી બે કલાકમાં મરણ પામ્યો. દર્દીની પરીક્ષા કરતાં કંઇક ઝેરનાં ચિન્હ જણાતાં હતાં તેથી તેના મરણ બાદ પેટ ચીરી તપાસ કરવાને હુકમ કરવામાં આવ્યો અને તપાસના પરિણામે એમ જાહેર થયું કે ખોરાકમાં એક પ્રકારના ઝેરને લીધે હોજરીમાં સોજો થઇ આવવાના સબબે કર્નલ મરણ પામ્યો હતો.

મચ્છીનો સેરવો જે કર્નલે લીધો હતો, તેને રૂશિયામાં એક સામાન્ય વાની લેખવામાં આવે છે અને ઘણા જણ હોંસથી તે લે છે. તે જાત જાતની માછલીમાંથી બનાવવામાં આવે છે. પ્રથમ માછલીને માવા જેવી થઇ જાય ત્યાં સુધી ઉકાળવામાં આવે છે, અને પછી એના પર મલાઇ ચઢાવી મશાલો ભેરવી, તેલ નાંખી, એ સર્વેને એક રૂપ કરી બરફમાં રાખવામાં આવે છે. આ એક ઘણી લ્હેજતદાર વાની બને છે તેથી ઘણા ખાવાને લલચાય છે; પરંતુ તે પચાવવાને હોજરી પણ મજબુત જોઇએ છે. આ વાની ઘણી ખરી ઉન્હાળામાં બનાવવામાં આવે છે. અને તેથી તે બનાવવામાં ઘણી સભાળ રાખવી પડે છે. જો-ભૂલે ચુકે માછલી તાજી ન હોય કે સડેલી હોય કે હલકા પ્રકારનું તેલ વાપરવામાં આવ્યું હોય તો ઘણી ભયંકર બિમારી ઉત્પન્ન કરે છે. રૂશિયાનો ગરીબ ખેડુત વર્ગ જેને આ ભાવતી વસ્તુ છે, તે ઘણીવાર આ ખાવાથી રોગનો ભોગ બની જાય છે એટલુંજ નહિ પણ ઘણીવાર પોતાની જાન પણ ગુમાવે છે.

આ માન્યતાને લીધે જ દાકતરે પોતાની તપાસમાં જણાવ્યું હશે કે કર્નલ સેરવો ખાવાથી મરણ પામ્યો હશે. વળી કર્નલે પોતે પણ એ ખાધા પછી તરત પેટમાં દુખાવો થવાનું જણાવ્યું હતું. કર્નલ ક્યાં જમવા ગયો હતો તેની તપાસ કરતાં વિગત મળી આવી ન હતી પરંતુ ડૉક્ટરોને માછલી સડેલી હોવાનો સંશય જણાયો હતો અને તેથી પેટમાં એકાએક સૂઝ આવવાથી દર્દી મરણ પામ્યો હતો એમ જાહેર કર્યું હતું. આ બીના આટલેથીજ પતી. કર્નલને લશ્કરી રૂઆબથી અને માન અકરામથી દફન કરવામાં આવ્યો. ભાષણો થયાં, તેની તારીફ થઇ, તેની નોકરીની, વફાદારીની પ્રશંસા કરવામાં આવી, વિગેરે સર્વ થયું. કર્નલના અંગત મિત્રો જાણતા હતા કે કર્નલ સાહેબ પરણેલા હતા, પરંતુ તેમના અને તેમની બીના સ્વભાવમાં હિમાલય પર્વત જેટલો અણબનાવ હતો અને તેથી બન્ને જણ એક મેકથી જુદાં રહેતાં હતાં. કારણ કે સાથે 'કૂતરાં બિલાડાંની માફક રોજ રોજ લઢવું એ કર્નલ સાહેબને રૂચીકર ન હતું.' કર્નલ સાહેબે સ્વર્ગે સિધાવતા પૂર્વે પોતાની જે કંઇ ઇસ્કિયામત હતી, તે તેમના ભાણેજ પીટર બારાનોફને લખી આપી હતી. પીટર પણ રૂશિયાના સૈન્યમાં તોપ ખાતામાં કેપ્ટન હતો અને તે પણ તે વખતે મોસ્કો હતો.

એ તો જાણીતી વાત હતી કે કર્નલ પાસે બે પૈસા હતા—સદ્ધરદાર ન હતો, પરંતુ તેના મરણ પછી બ્હાર આવ્યું કે કર્નલ કંઇ ઝાઝું મૂકી ગયો ન હતો. આને માટે ઘણી ચકચાર થવા લાગી અને એમ વાત બ્હાર આવી કે કર્નલ સાહેબ એક માશુકાની પાછળ રીઝા હતા અને તેની પાછળ તેમણે પોતાનો પૈસો પાણીના રેલાની માફક ઉડાડયો હતો. આવી બીના તો સાધારણ છે, કારણ કે લશ્કરના અમલદાર કંઇ સાધુ મહાત્મા થોડા હોય છે ! આ બીના વિસારે પડી. દુનિયાનો પ્રવાહ ચાલતો હતો તેમ ચાલવા લાગ્યો; પરંતુ કર્નલની વરસી નહિ થઇ હોય એવામાં એક બીજો બનાવ બન્યો, જેણે મોસ્કોમાં પાછી ચકચાર કરી મૂકી. કર્નલ સાહેબ કંઇ ઝાઝો પૈસો મૂકી ગયા ન હતા છતાં પીટરને રોકડા ત્રણ હજાર પાઉન્ડ એટલે ૪૫૦૦૦ હજાર રૂપીઆ, કંઇક દાગિના અને રાચરચિલું આપી ગયા હતા. પીટર રંગીલો માણસ હતો. ઇશ્કમીજાજી હતો. એક કવિ પુછે છે કેઃ—

ઇશ્કેબૂતાં કરૂં યા યાદે ખૂદા કરૂં ?
દો દિનકી જીંદગી કહો મેં કયા કરૂં ?

કેપ્ટન પીટરને ઇશ્કેબૂતાં પસંદ હતું. તેની વર્તણુક જરા વધારે છૂટથી બ્હાર પડી જતી હતી; અને હદ ઓળંગી જવાના પ્રસંગ આવી ગયા હતા. જુગારમાં પણ નાણાં ગુમાવતો હતો, આથી લશ્કરી સત્તાવાળાઓને તેને ચેતવણી આપવાની જરૂર પડી. તેમને જણાવી દેવામાં આવ્યું કે જો તેઓ પોતાની વર્તણુક સુધારશે નહિ તો લશ્કરી ખાતું તેમને પાણીચું આપશે વિગેરે પરંતુ એક બનાવે પીટરની આવા પ્રકારની વર્તણુક હંમેશને માટે બંધ કરી દીધી અને મોસ્કોમાં તેની હોહા થવા લાગી.

એક મોડી રાતે મોસ્કોમાં ક્રેમલીન કોટના દરવાજા બ્હાર એક માણસ બેશુદ્ધ હાલતમાં પડેલો જોવામાં આવ્યો. તેને ઉચકી પોલીસની ચોકી પર મોકલાવી દેવામાં આવ્યો. તે ઘણો પીધેલ હાલતમાં હતો અને તેની ઝડતી લેતાં તેના ખીસ્સામાંના કાર્ડપરથી તે પીટર બારાનોફ છે એમ જણાયું. આ બીના લશ્કરી ખાતાવાળાને પહોંચાડવામાં આવી પણ તેમનો જવાબ આવી પહોંચે ત્યાર પૂર્વે તેની હાલત એકાએક બગડી આવી, ડૉક્ટરી મદદ આવી સારવાર પહોંચી. તેણે સારવાર કરવા પ્રયત્ન કર્યો પણ જોત જોતાંમાં તે મરણ પામ્યો.

આ બનાવે સારા મોસ્કોમાં હાહાકાર ફેલાવ્યો; અને ફેલાય એમાં નવાઇ ન હતી. મરનાર સારા કુટુમ્બનો હતો. સમાજમાં તેની અમુક પ્રતિષ્ઠા હતી અને જો કે તેનું વર્તન સાદું સીધું ન હતું, છતાં લશ્કરી હોદ્દાને લીધે તે જાણીતો હતો. વિગેરે કારણોને લીધે તેનું મરણ એ સમસ્ત ગામની ચર્ચાનો વિષય થઇ પડયો. તેના મરણનું કારણ ન જણાવાને લીધે તેનું શરીર ચીરી તપાસ કરતાં જણાયું કે જેમ તેના મામાના પેટમાં સોજો આવ્યો હતો તેવાજ પ્રકા-

રનો સોજો તેની હોજરીમાં અને આંતરડાના ભાગમાં હતો. ઉપરાંત તેની હોજરીમાં ખાધેલી માછલીનો અર્ધપચન ભાગ મળી આવ્યો હતો. આ સિવાય તેણે સારી પેઠે વોડકા* પીધો હતો—જેથી તે બેશુદ્ધ હાલતમાં પડી ગયો હતો, પણ આ કંઈ તેના મોતનું કારણ ન હતું. તે શરીરે સુદૃઢ અને સારા બાંધાનો કદાવર રશિયન હતો. એ તો જાણીતી વાત છે કે શારીરિક સંપત્તિમાં રૂશિયનો આપણા પહાણ જેવા છે. તેથી એવા માણસનું મોત આમ આકસ્મિક કારણ વગર બનવા સંભવ ન હતો. ડૉક્ટરોએ પોતાના રીપોર્ટમાં જણાવ્યું કે તેણે બગડેલો ખોરાક ખાવાથી પેટમાં એક પ્રકારનું ઝેર ઉત્પન્ન થયું હતું. જેના પરિણામે હોજરીમાં સોજો આવ્યો હતો અને વોડકાને લીધે તે એકદમ તીવ્ર સ્વરૂપે પહોંચ્યો હતો. આ કારણને લીધે પીટરનું મૃત્યુ થયું હતું. તે બેશુદ્ધ હાલતમાં મળી આવ્યો ત્યાર પહેલાં તે ક્યાં ગયો હતો અને તેણે શું કર્યું હતું તે જાણવાની આકાંક્ષા ઘણાને હતી. અનુમાન એમ કરવામાં આવતું હતું કે તે સાંજના ખાઈ ધરાઈ, છરો પાસે લઈ પોતાની ચિંતા ટાળવાને લાવણ્યમય લલનાના મકાનપર ગયો હતો. જુવાનોને પોતાની જાળમાં સપડાવવાને મોસ્કોમાં એવાં સ્થાનોનો તોટો નથી. આ માત્ર અનુમાન જ હતું. તપાસમાં તો એટલુંજ માલમ પડી આવ્યું હતું કે તે પોતાના સ્થાનપરથી ૭ અને સાતની વચ્ચે ચાલી નીકળ્યો હતો. તે પોતાના લશ્કરી પોશાકમાં નહિ પણ સાદા પોશાકમાં બહાર ગયો હતો અને તેના મિત્રને જણાવ્યું હતું કે તે ઑપેરામાં જનાર છે અને ત્યાર બાદ તે પોતાની એક સ્ત્રી મિત્રને ત્યાં ભોજન લેનાર છે. તે ઑપેરા જોવા ગયો હતો, પરંતુ તે પૂરો થતા પહેલાં ઉઠી ચાલી ગયો હતો અને ત્યાર બાદ તે બેશુદ્ધ હાલતમાં મળી આવ્યો, તે વચ્ચેનો સમય ક્યાં ગાળ્યો હતો તે જણાયું ન હતું.

લોકોને આ પરિણામ કંઈ કાળું ધોળું જણાતું હતું. ગામો અને ભાણેજ એકજ રીતે મરણ પામે એ જરા આશ્ચર્યજનક હતું. તેને દફન કર્યાને એક અઠવાડીયું નહિ થયું હોય એટલામાં તો એક હોશિયાર તબીબી કૉલેજના વિદ્યાર્થીએ મોસ્કોના જાણીતા વર્તમાનપત્ર 'મોસ્કો ગેઝેટ'માં એક ચર્ચાપત્ર લખ્યું. એમાં તેણે સ્પષ્ટ રીતે દેખાડી આપ્યું હતું કે જે ડૉક્ટરે પીટરની હોજરીમાંના પદાર્થો તપાસી રીપોર્ટ કર્યો તેણે પોતાની ફરજ બરાબર રીતે અદા કરી ન હતી. મરનાર માણસોની હોજરીમાંથી મળી આવેલા પદાર્થોને રસાયણીક રીતે પૃથક્કરણ કરી જોવા જોઇતા હતા. અને તેમ ન થવામાં એક ગંભીર પ્રકારની ફરજ બજાવવામાં ગફલતી થઈ છે. અને તેણે સૂચના કરી હતી કે બન્ને માણસોના મરણનું કારણ કોઈ ભેદ અને પ્રપંચ સિવાય બીજું સંભવતું નથી.

આ ચર્ચાપત્ર પ્રથમ તો હસી કાઢવામાં આવ્યું. પણ લોકલાગણી એકાએક બદલાઈ ગઈ અને લોકો એમ કહેવા લાગ્યા કે બન્ને માણસો એકજ પ્રકારનો ખોરાક જ લેવાથી મરણ પામે એ માનવામાં આવે તેમ નથી. ડૉક્ટરોએ પૂરી તપાસ શા માટે કરી નહિ એમ પોકાર ઉઠ્યો. અમલદાર વર્ગમાં આ વિષય પર ચર્ચા થઈ અને એમ તો નક્કી થયું કે ડૉક્ટરોની તપાસ વિગતવાર ન હતી. અને તેઓ જે અનુમાન પર આવ્યા હતા તેના પુરાવા માટે કંઈજ કારણો દર્શાવ્યાં ન હતાં. આનું પરિણામ એ આવ્યું કે આ અસાધારણ બનાવ હતો અને વિજ્ઞાનની ખાતર અને સૈનિકોની જીંદગી એવા જોખમમાં ન આવી પડે તેની ખાતર એની પૂરતી વિગતવાર અને ફરીથી વૈજ્ઞાનિક તપાસ થવી જોઈએ એમ લોક લાગણી દેખાઈ.

[મામા ભાણેજનાં ખૂનનો પત્તો જાણવા માટે અમારો આવતો અંક વાંચો.]

અપૂર્ણ.

* રશિયામાં સામાન્ય રીતે પ્રચલિત બીર જેવી એક જાતનો હલકો દારૂ.

# પૈસાદારની પુત્રી.

ટૂંકી સંપૂર્ણ વાર્તા.

(લખનાર:—રા. ભ્રમર.)

સાહિત્ય ક્ષેત્રમાં કીર્તિ મેળવવાના હેતુથી હું કંઈ આજે આ વાર્તા લખતી નથી! આ વાર્તાના પ્રત્યેક શબ્દ સાથે મ્હારા જીવનની ભયંકર જ્વાળા જોડાઈ રહેલી છે—મ્હારા શોકનાં આંસુ તથા ગુન્હેગાર આત્માનો હાહાકાર એમાં સમાઈ રહેલાં છે.

હું જાણું છું કે, મ્હારી આ વાત તમે સાંભળશો તેથી કાંઇ મ્હારા હૃદયમાં રાત દિવસ સળગતી આગ શાન્ત થવાની નથી. વળી મ્હારા દુઃખમાં તમારી સહાનુભૂતિ કિંવા દયા પણ હું મેળવી શકું તેમ નથી; આમ છતાં હું એ વાત કહું છું! અભિમાન ઐશ્વર્યના રાજસિંહાસન ઉપરથી દરિદ્રતાથી દીપતા ઝુંપડીના પ્રેમને એક વખત તરછોડી એ ઉચ્ચ સિંહાસન ઉપરથી પુનઃ કેવી રીતે પ્રેમના સ્મશાનમાં આળોટે છે એ મહા સત્યની જીવતી છબી જો હું તમને ન બતાવું તો મ્હારા પાપનો ભાર વધી પડવાનો સંભવ છે!

હું મ્હારાં માતપિતાની ઘણા લાડકોડમાં ઉછરેલી એકની એક કન્યા હતી પુષ્કળ ઐશ્વર્યની અંદર માતાપિતા મ્હારી દરેક ઇચ્છા પૂર્ણ કરી શકતાં હતાં. હરતાં ફરતાં મ્હારી જીવન કળી ખીલવા લાગી. મ્હને એમ જ લાગતું કે ઐશ્વર્યની પ્રખર જ્યોતિ પાસે દુઃખની મ્લાન છાયા રહી શકતી નથી. વિશ્વસંસારનું સઘળું સુખ ધનવાનો માટે નિર્માણ થયું છે અને નિર્ધનો માટેજ દુઃખની ઉત્પત્તિ થયેલી છે.

હું બહુ દેખાવડી નહોતી તો પણ પિતાના અગાધ ઐશ્વર્ય પાસે શરીરના રૂપ સૌંદર્યને હું તુચ્છ સમજતી હતી! આયનાની અંદર કદાચ મ્હારો કદરૂપો ચ્હેરો નજરે પડતો તો હું નિરાશ બની જતી નહિ. હું વિચારતી કે, 'પિતાજી પાસે પુષ્કળ પૈસા છે.' એવી સ્થિતિમાં હું સુંદર વર ન મેળવી શકું એ મ્હને અશક્ય લાગતું હતું. મ્હારી પાડોશમાં રહેતી એક ખુબસૂરત છોકરી કદરૂપા જંગલી જેવા પુરૂષને પરણી સાસરે ગઈ ત્યારે સહુએ ઘણો અફસોસ કર્યો હતો—કેવળ મ્હેં એકલીએ જ અફસોસ કર્યો નહોતો. મ્હને એમજ લાગતું કે, 'એ સારૂં જ થયું છે! ગરીબના નસીબમાં એવું જ થવું જોઈએ. ગરીબના રૂપની કિંમત કાંઈ જ નથી!' બે વર્ષ વીતિ ગયા પછી એ બાળિકા એક ન્હાના સુકુમાર બાળકને લઈ—મા બની છે એવું જ્યારે જોવામાં આવ્યું ત્યારે વિધાતાની એવી અદ્‌ભુત ભૂલ જોઈ હું ઘણી ખીજાઈ! જે સ્થળે 'મેંસિન્સ ફુડ' નથી, ફીડીંગ બૉટલ' નથી, જે સ્થળે નેતરથી ભરેલું પારણું નથી, પૅરેમ્બ્યુલેટર નથી, જે સ્થળે 'નિર્સ' નથી સ્ખરની ચુસવાની ટોટી નથી. જે સ્થળે આયા નથી, જેની જન્મ ગાંઠને દિવસે પુષ્કળ કવિતાઓ છપાવાનો સંભવ નથી, જે સ્થળે મહિનામાં બે વખત ફોટો પડાવવાનો બંદોબસ્ત થઈ શકે તેમ નથી તે સ્થળે એવો સુંદર પુત્ર શા માટે જન્મ્યો! મ્હારા પિતા પાસે પુષ્કળ પૈસા હોવા છતાં વિધાતાએ મ્હને થોડી સુંદરતા આપવા જેટલી ઉદારતા પણ ન દર્શાવી! ચિંતા નહિ; પિતાના પૈસાના જોરથી બધું થઈ શકશે એમજ મ્હેં ધાર્યું.

( ૨ )

ઘણી શોધખોળ થયા પછી અને પંચાંગો તેમજ ટીપણાંઓ તપાસવામાં આવ્યા પછી મ્હારા વિવાહનો દિવસ આવ્યો. ધનવાનની કન્યાને કદરૂપી બનાવી વિધાતાએ જે પાપ કર્યું હતું તેનું આટલા દિવસ પછી પ્રાયશ્ચિત થયું. પતિનું મનોહર રૂપ જોઇ મ્હેં વિચાર્યું, આ દેવતાની પૂજા હું શું આપીને કરીશ ? મ્હારી પાસે શું છે ?—ક્ષણ માત્રમાં મેઘ દૂર થઇ ગયો. મ્હેં વિચાર્યું, હું ધનવાનની કન્યા છું. મ્હને શી વાતની ખોટ છે ? મ્હારી દૃષ્ટિમાંથી દીનતા દૂર થઈ ગઈ. ગર્વનો ભાવ પ્રકાશી નીકળ્યો ! ત્યાર પછી મ્હેં જ્યારે સાંભળ્યું કે, મ્હારા પતિ દરિદ્ર છે, તેમના ઉપર કેવળ સરસ્વતીની જ પ્રસન્ન દૃષ્ટિ છે ત્યારે વિજયના ગર્વથી મ્હારૂં હૃદય નાચી ઉઠ્યું ! પછી જ્યારે મ્હેં એમ સાંભળ્યું કે, તેઓ શ્વસુર ગૃહમાંજ આશ્રય લેવાના છે ત્યારે દારૂણ તિરસ્કારથી મ્હારી ભ્રુકુટી સંકુચિત થઇ ગઇ હતી.

પરંતુ બધું બદલાઇ ગયું ! મ્હારા સ્વામી દેવતા બ્હારથી જેવા કોમળ હતા તેવા અંદરથી કઠોર હતા ! તેઓ જ્યારે મને શાસન કરવા આવતા ત્યારે મ્હારાથી હસી દેવાતું હતું ! મ્હારા બાપના મકાનમાં બેસી મ્હારા બાપના અન્નથી પેટ ભરી તેઓ મ્હને શું જોઇને ધમકાવતા હશે ! તેઓ કઠોર હતા તો હું પણ ક્યાં તેમનાથી ઉતરૂં એવી હતી ! અમારી બંન્નેની વચ્ચે તકરારો ચાલવા લાગી. આરંભમાં એ તકરારો શયનગૃહમાંજ સમાઇ જતી હતી; પરંતુ મ્હારા ગરમ મિજાજને વિશેષ દિવસ સુધી હું કાબુમાં રાખી શકી નહિ. ધીમે ધીમે એ તકરારોની બાતમી માતા પાસે અને ત્યાંથી પિતા પાસે જઈ પહોંચી. મ્હારા પિતા હમ્મેશાં એકતરફી ન્યાય કરતા હતા તેઓ મનમાં ને મનમાં જમાઇ ઉપર ઘણા ખીજવાતા હતા. પછી એક દિવસે તેમણે જમાઇનો મધુર તિરસ્કાર કર્યો. મ્હારા પતિએ બિલ્કુલ નમતું આપ્યું નહિ. વિદ્યાના તેજથી તેમણે ધનવાન પાસે શિર ઝુકાવ્યું નહિ. તેમણે સ્પષ્ટ શબ્દોમાં પિતાને કહ્યુ :—"હું તમારે ઘેર ગુલામી કરવા આવ્યો નથી !" ઉત્તરમાં પિતા સહજ હસ્યા. એ હાસ્યથી જ સર્વસ્વનો નાશ થયો. બીજે દિવસે શ્વસુરગૃહની હરેક વસ્તુનો ત્યાગ કરી સ્વામીને પોતાને ઘેર ચાલ્યા જવાની તૈયારી કરતા મ્હેં જોયા ! ઘરનાં માણસોએ તેમને સમજાવવાની ઘણી મહેનત કરી; પરંતુ તેમનો વિચાર બદલાયો નહિ.

જતી વખતે તેમણે મ્હને પોતાની પાસે બોલાવીને કહ્યું:—"હું જાઉ છું ત્હારે મ્હારી સાથે મ્હારે ઘેર આવવું હોય તો ચાલ." મ્હારૂં નસીબ જ ફુટેલું હતું. મ્હેં મશ્કરીના ભાવથી હસીને કહ્યું:—"સસરાએ આપેલી સઘળી વસ્તુઓ જ્યારે છોડી જાઓ છો ત્યારે પછી કેવળ આ એક વસ્તુનો લોભ કેમ દર્શાવો છો !"

"બહુ સારૂં." કહી તેઓ ચાલ્યા ગયા. હું ઉભી હતી ત્યાંજ ઉભી રહી. ક્રોધથી તથા અભિમાનથી મ્હારૂં આખું શરીર કંપતું હતું. હું તેમને પ્રણામ સુદ્ધાં કરી શકી નહિ.

( ૩ )

વિધાતાએ રૂપ ન આપ્યું તેની સાથે જો અભિમાન પણ ન આપ્યું હોત તો મ્હારૂં જીવન આવું દુઃખરૂપ-ભારરૂપ-ચિંતાપૂર્ણ બની જાત નહિ. એ અભિમાનથી હું બળીને ખાકસાર બની ગઈ ! તેમના તરફથી છેવટનો જે પત્ર આવ્યો હતો તેને મ્હેં અભાગિનીએ હાથ પણ નહિ અડકાડતાં શા માટે પાછો વાળી દીધો ! એ પત્રમાં શું લખ્યું હતું તે આજે મ્હને કોણ કહી શકે તેમ છે ! એ પત્ર માટે આજે હું કુબેરનો ભંડાર લુંટાવી દેવા તૈયાર છું ! આજે હું આવો હાહાકાર કરૂં છું; પરંતુ તે દિવસે મ્હેં શું કર્યું હતું ! તે દિવસે પત્રને પાછો વાળી મ્હેં ગર્વ અનુભવ્યો હતો. પાડોશમાંની એક બ્હેનપણીએ પાછળથી કહ્યું હતું કે, બ્હેન ! ત્હેં પત્ર પાછો વાળ્યો એ ઠીક કર્યું નથી. તું એક પત્ર લખી ત્હારા ગુન્હાની માફી માગ' એ વખતે એ બ્હેનપણીને બે થપ્પડ લગાવી દેવાની ઇચ્છા થઇ આવી હતી. મ્હેં ઉત્તરમાં કહ્યું હતું, 'શું હું ભિખારિણીની માફક માફી માગું ? હું કંઇ ત્હારી માફક ધણીની ગુલામડી નથી.' બ્હેનપણીએ કહ્યું હતું, 'સ્ત્રી જાતને આવું અભિમાન ન શોભે' મ્હેં કઠોર શબ્દોમાં તેને કહ્યું હતું, 'જેનો બાપ જમાઇને પગે પડી કન્યાને સાસરે મોકલે તેને જ અભિમાન ન શોભે !' પછી એ બ્હેનપણી રડવા જેવું મ્હોં કરી મ્હારી પાસેથી ચાલી ગઇ હતી. હવે હું સમજી શકી છું કે મ્હારી એ બ્હેનપણી સતી સાધ્વી હતી—એ સૌભાગ્યવતી સ્વામીના સ્નેહને સાથે લઇ સ્વર્ગવાસી થઈ છે. તેણે મ્હને જે કહ્યું હતું તે તદ્દન ખરૂં હતું !

( ૪ )

ત્રણ વર્ષના વિયોગ પછી પ્રાણવિનાશક અભિમાનની ચિતા બુઝાઇ ગઇ. મ્હારી આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. મ્હને જોઇ માતા પિતા મ્હોં ચઢાવતાં હતાં. આમ છતાં કોઇ મ્હને સાસરે મોકલવાની વાત કાઢતું નહિ. અ ડોશીપાડોશી એ વાત કાઢતાં એટલે મા ગાઢ નિશ્વાસ મૂકતી હતી. હું કાંઇ સમજી શકતી નહોતી.

અંતે મ્હેં મ્હારા ગર્વને પગ નીચે ચગદી નાખી પતિને એક દયાજનક પત્ર લખ્યો. ઉત્તર નહિ મળવાથી ઉપરા ઉપરી ત્રણ પત્ર લખ્યા; પરંતુ એકકે પત્રનો ઉત્તર મળ્યો નહિ. પછી અંતે મ્હેં જે પત્ર લખ્યો તે પિતાના હાથમાં જઇ પડ્યો. તેમણે મ્હને પોતાની પાસે બોલાવી કરૂણ કંઠે કહ્યું, "હવે વિના કારણ પત્રો લખવાથી શો સાર છે ?" એ વાક્ય સાંભળી ક્રોધથી મ્હારા શરીરનું પ્રત્યેક હાડકું સળગી ઉઠ્યું હતું. મ્હેં વિચાર્યું 'જે અભિમાન મ્હારા નારી જીવનને ધૂળમાં મેળવે છે તે વિનાશકારક અભિમાનને પિતા પોતે મ્હારા હૃદયમાં પાછું સળગાવે છે ! વિશ્વનું સઘળું સુખ તથા સકળ સ્નેહ એ અભિમાન દૂર ખેંચી જાય છે એ વાત પિતાજી ન જાણતા હોય પણ માતાએ તો જાણવી જોઇએ ને ! તે મ્હને પતિની રંક ઝુંપડીમાં સ્વર્ગીય સુખ ભોગવવા નહિ મોકલતાં ઐશ્વર્યના આ વનવાસમાં શા માટે રાખી મૂકે છે ? પિતા કરતાં માતા ઉપર મ્હને વિશેષ ક્રોધ ઉપજતો હતો. અંતે મ્હેં નક્કી કર્યું કે, હવે પત્ર નહિ લખું. હું પોતેજ જઇ તેમના ચરણોમાં હાજર થઇશ; પછી જોઇશ કે તેઓ કેટલા કઠિન રહી શકે છે ! પરંતુ તેમની પાસે મ્હને કોણ લઇ જાય ! મ્હને રમેશચંદ્ર યાદ આવ્યો. તેના જેવા દેવચરિત્ર વ્યક્તિની સાથે જવામાં બિલ્કુલ ભય ન હોતો અને કલંક પણ લાગે તેમ ન હોતું.

(૫)

ન્હાનપણમાં હું અને રમેશ સાથે રમતાં કૂદતાં હતાં. કોઈ કોઈ વખત લડતાં પણ હતાં. મ્હને ભણાવવાની જવાબદારી તેના ઉપર હતી. હું ભણતી નહિ તો તે મ્હને મારતો અને રડતી તો રમકડું લાવી આપતો તેની સાથે રક્તસંબંધ નહિ હોવા છતાં હું તેને સગા ભાઈ કરતાં વિશેષ ચ્હાતી હતી. રમેશનાં વખાણ તેના શત્રુઓ સુદ્ધાં કરતા હતા. તે પાન ખાતો નહિ, તમાકુ પીતો નહિ તથા કોઈની સાથે વિશેષ ભળતો નહિ. પુષ્કળ અભ્યાસ કરી તેણે માબાપનાં મુખ ઉજ્વળ કર્યાં હતાં. એમ. એ. માં પસાર થયા પછી તેનાં માબાપ સ્વર્ગવાસી થયાં હતાં; એ વખતે રમેશના વિવાહની ખટપટ ચાલતી હતી તથા મ્હારા વિવાહની ખટપટ પણ ચાલતી હતી. મ્હારો વિવાહ થયા પછી ૭ મહિને મ્હારા પતિ જ્યારે કોષે ભરાઈ ચાલ્યા ગયા ત્યારે પણ રમેશના વિવાહનો પ્રયત્ન ચાલુ હતો. પછી એકાએક પોતાને હૃદયનો રોગ હોવાથી પોતે વિવાહ કરનાર નથી એમ કહી રમેશે વિવાહના પ્રયત્નને બંધ પાડયો. તેની માતા ઘણું કલ્પાંત કરતી હતી એવામાં બે દિવસ તાવ ભોગવી તે સ્વર્ગવાસી થઈ એટલે રમેશને વિવાહ માટે આગ્રહ કરનાર કોઈ રહ્યું નહિ. રમેશ પુષ્કળ સંપત્તિનો માલિક હતો. પ્રથમ તો સહુને એમ લાગ્યું કે, કુંવારો રહી રમેશ 'મોજ-મજાહ' ઉડાવવામાં પોતાની મિલકતનો ધુમાડો કરી નાખશે તથા તેનું ચરિત્ર બગડી જશે; પરંતુ રમેશનું વિશુદ્ધ ચરિત્ર નિષ્કલંક રહ્યું. તે પોતાનો ઘણોખરો વખત સદ્ગ્રંથોના વાચન-માંજ વીતાડતો હતો. હિતેષીઓ તેનું નિર્મળ ચરિત્ર જોઈ સ્તંભિત અને આનંદિત થયા તથા નિંદાખોરોના અફસોસનો પાર ન રહ્યો. રમેશના સંસારમાં ચાકર, રસોઇઓ તથા કેટલાક ગરીબ વિદ્યાર્થીઓ પણ હતા.

(૬)

રમેશચંદ્રને જ્યારે મ્હારો વિચાર જણાવ્યો ત્યારે તેના મુખને એકાએક કઠોર થયા પછી ઉતરી ગયેલું મ્હેં જોયું. ક્ષણકાળ સુધી ચુપ રહ્યા પછી તેણે મ્હને કહ્યું:– "કાકાને ( અર્થાત્ મ્હારા પિતાને ) આ વાત કહી છે ?"

મ્હેં કહ્યું, "ના."

રમેશ ચુપકીદીથી મ્હારા મુખ તરફ જોઈ રહ્યો. પછી તેણે કહ્યું:– "તેમને જણાવ્યા સિવાય ત્હારે આ કામ કરવું છે ?"

"હા."

"કાકીને આ વાત કહી છે ?"

"કહી નથી—આ વાત કોઈને કહેવી નથી."

"ઠીક છે, વિચાર કરી હું ઉત્તર આપીશ."

મ્હેં કહ્યું:—"વિચાર કરવા જેટલો વખત નથી. ત્હારા જેવો ભાઈ મ્હારું આટલું કામ નહિ કરે ?" આ વખતે મ્હારા કંઠસ્વરમાં સ્હામાના હૃદયને સ્પર્શ કરે એવી દીનતા હતી.

રમેશે પ્રથમની માફક ઉદાસ ભાવથી મ્હારા તરફ જોઈ એ કામ કરવાની હા કહી.

રમેશની એ દ્રષ્ટિથી મ્હારો અંતરાત્મા ક્ષણ માટે મૂંઝી ઉઠયો; પરંતુ તેજ વખતે મ્હેં મ્હારા મનને ધિક્કારી ત્યાગ કર્યું, "રામ — રામ રામ ! કોને માટે હું કેવો વિચાર કરું છું !"

ત્યાર પછી હું પતિ પાસે પત્ર ... કરી ... શોધવા લાગી.

તે દિવસે પિતાજી બિમાર હતા. માતા તેમની પાસે બેસી રહી હતી. હું રમેશને જણાવી આવી કે, "આજે જોઈએ એવો લાગ મળ્યો છે."

એ વખતે સાંજના સાત વાગ્યા હતા હું એક વસ્ત્રે ઘરમાંથી બ્હાર નીકળી પડી. મ્હારા પગ કંપી ઉઠતા રમેશના મકાન આગે ગાડી તૈયાર હતી. આગળ પાછળનો વિચાર ન ... ગાડી ચઢી બેઠી. એ વખતે મ્હારા મનમાં બિલકુલ આનંદ નહોતો ... ભયંકર ઉદ્વેગથી મ્હારું હૃદય જાણે કે ફાટી જતું હતું ગાડી થોડે દૂર ગઈ એટલે હું બોલી ઉઠી:–"ના–ના, રમેશભાઈ ! મ્હને પાછી ઘેર લઈ જા. તેમની પાસે જવાની મ્હારી ઇચ્છા નથી." રમેશે સહજ કઠોર કંઠે કહ્યું. "હવે કંઈ બને તેમ નથી. પ્રથમથી ત્હારે વિચાર કરવો જોઇતો હતો !" ગાડી તીર વેગે દોડી જવા લાગી.

(૭)

રસ્તે જતાં જતાં મ્હેં કહ્યું, "રમેશભાઈ ! મ્હને ક્યાં લઈ જાય છે ? આ મ્હારા શ્વસુરગૃહ તરફનો રસ્તો નથી !"

રમેશે ગંભીર ભાવથી કહ્યું :–"હું તને ચોક્કસ સ્થળે ... જાઉં છું"

હું ભયને દબાવી શકી નહિ. મ્હેં કહ્યું:–"મ્હારા મનમાં ... ઉપજે છે !"

"સંદેહ શાનો ?" આ પ્રશ્ન રમેશે એવા કઠોર ભાવથી પુછ્યો કે હું તેનો ઉત્તર આપવાનું સાહસ કરી શકી નહિ. અર્ધ કલાક પછી ગાડી એક નિર્જન સ્થળે જઈ ઉભી રહી. રમેશે કહ્યું: "... ! નીચે ઉતર."

ગાડીનું બારણું ઉઘાડી હું ચમકી ઉઠી. અંધકારમય નિર્જન પ્રદેશમાં એક બંગલો આવેલો હતો. વિકૃત કંઠે મ્હારાથી બોલી જવાયું, "રમેશ ! તું મ્હને આ કયે ઠેકાણે ઉતરવાનું કહે છે ?"

રમેશે ગંભીર ભાવથી ઉત્તર આપ્યો:–"આ મ્હારું સ્વાસ્થ્ય-નિવાસ છે. પ્રથમ તું નીચે ઉતર પછી હું તને બધી વાત કહીશ."

મ્હારા પગ થરથર કંપવા લાગ્યા. હું નીચે ઉતરી. એ વખતે હું શું કરું ! હું એ બંગલાના એક ઓરડામાં જઈને બેઠી. એ ઓરડો સ્વચ્છ તથા સુસજ્જિત હતો. દિવાલ ઉપર ઘણી મ્હોટી છબીઓ ટાંગેલી હોઈ તેના ઉપર વસ્ત્રના પડદા હતા.

રમેશે મ્હારી સાથે એ ઓરડામાં પ્રવેશ કરી કહ્યું:–"... રસોઇ તૈયાર છે. તું જમી લે; પછી હું બધી વાત ... ."

ક્રોધ અને ભયથી મૂંઝાતાં મૂંઝાતાં મ્હેં કહ્યું: "રમેશ ! આજના ત્હારા વર્તનને હું સમજી શકતી નથી. મ્હેં સગા ભાઈ જેવો ત્હારા ઉપર વિશ્વાસ રાખ્યો હતો—આ એનુંજ પરિણામ કે ?!"

"ઇંદુ! તું આ શું બોલે છે? ત્હારો ભાઇ રમેશ એવો નીચ નથી! મ્હેં વિવાહ શા માટે નથી કર્યો એ તું જાણે છે?"

"હવે જાણીને કાંઇ કામ નથી. મ્હારી ભૂલ માટે હવે મ્હને ઘણો પશ્ચાતાપ થાય છે."

"ઇંદુ! ત્હારી સમજફેર થાય છે. તું એવા મલિન વિચારોથી મ્હારા તરફ જોઇશ નહિ. મ્હેં શા માટે વિવાહ નથી કર્યો તે હવે તું સાંભળ!"

મ્હેં પુષ્કળ ગુસ્સે ભરાઇ કહ્યું:—"મ્હારો આવી રીતે સર્વ નાશ કરવા માટે વિવાહ નથી કર્યો કેમ?"

"ના—એમ નથી! પતિ તરફનું ત્હારૂં વર્તન જોઇ સ્ત્રી જાત માટે મ્હારા અંતરમાં ઘણો તિરસ્કાર ઉપજ્યો છે!"

ક્રોધનું દમન નહિ કરી શકાવાથી મ્હેં કહ્યું:—"એમજ હતું તો ત્હારે ઘરના ખુણામાં પડી રહેવું'તું. મ્હારી સાથે ત્હેં આવો પ્રપંચ કેમ કર્યો? મ્હને કલંક લગાડવા શા માટે તું અત્રે લઇ આવ્યો?"

ઉત્તેજિત બની જઇને રમેશે કહ્યું:—"ઇંદુ! હું તને કલંક લગાડવા અત્રે નથી લઈ આવ્યો—હું તને ત્હારા પતિ પાસે લઇ આવ્યો છું; આ કોણ છે—તું ઓળખે છે?" આમ કહી તેણે પેટી ઢંકાયલી છબીઓમાંની એક છબી ઉપરનો પર્દો ખસેડી નાખ્યો. આશ્ચર્ય સાથે મ્હેં જોયું કે, એ છબી મ્હારા સ્વામીની હતી!

ભયભીત અને ચકિત બની જઇ મ્હેં કહ્યું:—"આ છબી અહીં ક્યાંથી?"

ભ્રકુટી સંકુચિત કરી રમેશે કહ્યું, "એ સાંભળવાને ઘણો વખત મળશે. હવે આ બીજી છબી જો—" આમ કહી તેણે બીજી એક છબી ઉપરનો પર્દો ખસેડી નાખ્યો! એ છબીમાં મ્હારા સ્વામી રોગશય્યા ઉપર સુતા હતા!

કંપતાં કંપતાં મ્હેં કહ્યું:—"શંકાના અગ્નિમાં તું મ્હને આવી રીતે ન બાળી નાખ. કહે જોઇએ કે, શું થયું છે?"

રમેશે કરૂણ કંઠે કહ્યું:—"ત્યારે ત્રીજી છબી પરનો પર્દો તુંજ ખસેડી નાખીને જો-બેહોશ ન બની જતી."

મ્હેં કહ્યું:—"મ્હારે એમાંનું કાંઈ જોવું નથી. જે બન્યું હોય તે તુંજ કહે!"

રમેશે કહ્યું:—"કહેવાનું નથી—બતલાવવાનું છે. તું મ્હારી સાથે ચાલ."

બન્ને જણાં બંગલાની બ્હાર નીકળી ખુલ્લા મયદાન તરફ જવા લાગ્યાં. કેટલોક માર્ગ કાપ્યા પછી થોડે છેટે થાંભલા જેવું કાંઈ દેખાયું. હું રમેશની પાછળ પાછળ એ થાંભલા તરફ જવા લાગી. એ થાંભલા પાસે ગયા પછી તીવ્ર દ્રષ્ટિથી મ્હારા તરફ જોઈ રમેશે કહ્યું:—"આ લે-હું તને ત્હારા સ્વામી પાસે લઇ આવ્યો છું. અઢી વર્ષ ઉપર તેઓ રોગી સ્થિતિમાં હવાફેર માટે અહીં આવ્યા હતા—પરંતુ અહીંથી પાછા જઇ શક્યા નથી! આજે નિરુપાયે મ્હારે તને આ ખબર જણાવવી પડી છે!"

ત્યાર પછી શું થયું એ મ્હને ખબર નથી. જ્યારે શુદ્ધિમાં આવી ત્યારે મ્હેં મ્હને સ્વામીના સ્મશાન સ્મૃતિસ્તંભ પાસે પડી રહેલી જોઇ! હાય-હાય! મ્હને ક્ષમા માગવાનો અવસર પણ મળ્યો નહિ!

(સંપૂર્ણ.)

## મુંબઈનું રાત્રિ-રહસ્ય

(લખનાર:—રા. ગુપ્તદૂત)

[ગતાંકથી ચાલુ.]

### કમળાની આત્મકથા.

"પિયરમાં મ્હારા એક મામા રહેતા હતા. તેમની એક ભત્રિજીને તેમણે મ્હારા કાકા સસરાના છોકરાની સાથે પરણાવી હતી. મ્હારા મામાનું અંગત સગું સંબંધી કોઇ નહિ હોવાથી તેમની ભત્રિજી જડી તેમની પાસે જે બે ત્રણ હજાર રૂપિયાનો જીવ હતો તેની માલિક હતી. જડીનો ધણી ઘણો બદમાસ અને લફંગો હતો. બ્રાહ્મણ કુળમાં તે જાણે કે પિશાચનો બીજો અવતાર હતો તે જડીને અનેક પ્રકારે હયરાન કરી 'ત્હારા કાકા પ્‍સેથી અમુક રકમ લાવ.' એ ડોસો શા માટે તને ફલાણી વસ્તુ લાવી આપતો નથી? એવાં ઉશ્કેરણીનાં વાક્યો સંભળાવતો હતો. જડી પાસે જે કાંઇ હતું તે બધું તેના ઉડાઉ ધણીએ મોજ શોખમાં ઉડાવી દીધું હતું તેથી જડી હવે તેને એક પાઈ પણ આપવાને રાજી નહોતી. તેનો ધણી તેને જ્યારે કાંઈ લાવવાનું કહેતો ત્યારે તે ચોખ્ખો ઉત્તર આપી દેતી હતી કે, 'મ્હને કાકા કાંઇ આપતા નથી તથા મ્હને કોઇ વસ્તુની જરૂર પણ નથી. તમને જરૂર હોય તો તમે તેમની પાસે જઇને માગો.'

"હું આ વાત ટુંકમાંજ પતાવું છું એક દિવસે જડીના પતિએ જડીના કાકા ઉપર ગુસ્સે ભરાઇ તેને ઘેર જઈ છરીથી તેના ઉપર હુમલો કર્યો. ડોસો ખુલ્લા શરીરે હિંચકા ઉપર બેઠો હતો. બદમાસ નરરાક્ષસ ભત્રિજા જમાઇએ વાઘની માફક તેના ઉપર તુટી પડી તેના ખભા ઉપર છરીના એક બે ઘા કરી દીધા. ડોશીએ જીવ જવાના ભયથી બૂમ પાડી. પાડોશમાં હું ઘેર હોવાથી મામાની બૂમ સાંભળી હાવરી બાવરી બની તેમને ઘેર ગઇ. મ્હને હાજર થયેલી જોઇ પકડાઈ જવાના ભયથી એ ખૂની નાશી ગયો.

એ બનાવનો પોલિસ કેસ થયો. તેમાં મ્હારી સાક્ષી રાખવામાં આવી. મ્હારી સ્થિતિ સુડી વચ્ચે સોપારી જેવી હતી. એક તરફ સાસરિયાં અને બીજી તરફ મામા હતા. જો હું કોર્ટમાં ખરી હકીકત કહીશ તો જીંદગી સુધી મ્હારો ત્યાગ કરવામાં આવશે એવી મ્હારાં સાસરિયાં તરફથી મ્હને ધમકી પણ આપવામાં આવી.

"ખરી રીતે જોતા જતાં મ્હારાં સાસરિયાંએ મ્હારો ત્યાગ તો કરેલોજ હતો એટલે મ્હેં તેમની ધમકીને નહિ ગણકારતાં ન્યાય મંદિરમાં ખરી જુબાની આપી. મ્હારી સચોટ જુબાનીથી ગુન્હો ચોક્કસ પુરવાર થયો 'જીવલેણ' ઇજા કરવાના ગુન્હા બદલ ગુન્હેગારને પાંચસો રૂપીયાનો દંડ થયો. તે ઉપરાંત પાંચ વર્ષ માટે સારી ચાલચલગતના બોન્ડ તરફથી જામીન માગવામાં આવ્યા.

"આ બનાવથી વિરોધ વધી ગયો. એવામાં દુર્ભાગ્યની વિશેષતાથી મ્હારી માતાનો પણ પરલોકવાસ થયો. સમસ્ત વિશ્વ સંસારમાં મારૂં કોઇ રહ્યું નહિ. આ પ્રસંગે મ્હારા શ્વસુર પક્ષ તરફથી

મ્હને અનેક પ્રકારે સમજાવી તેમને ત્યાં લઇ જવામાં આવી. મ્હારી માતાનો થોડો ઘણો જે વારો હતો તે પણ ચાલાકીથી તેમણે પોતાને કબજે કરી લીધો. આવી રીતે હું પાછી જુલ્મી સાસરિયાંઓની કપટજાળનો શિકાર થઈ પડી.

"આરંભમાં ચાર છ માસ સુધી તો મ્હને સારી રીતે રાખવામાં આવી પછી પાછો સાસરિયાનો જુલમ ચાલૂ થયો. મ્હારા ઉપર પુનઃ ઉપરાઉપરી ખોટાં કલંક મૂકવા લાગ્યાં. છેવટે હું જીવનથી કંટાળી ગઇ તથા આત્મહત્યાથી જીવનો અંત લાવવાના નિશ્ચયથી હું કુવામાં પડી.

"જો એ પ્રકારથી મ્હારા દેહનો અંત આવ્યો હોત તો મ્હારે પાપની નરક ખાણમાં પડી જીવનને કલંકિત કરવું પડત નહિ; પરંતુ વિધિના વિધાનને અથવા લલાટના લેખને કોણ મીથ્યા કરી શકે?

"કુવામાંથી મ્હને જીવતી બ્હાર કાઢવામાં આવી. આખા ડાકોર ગામમાં મ્હારી ચર્ચા થવા લાગી. સાસરિયાંઓએ બ્હાર એમજ કહેવા માંડ્યું કે, 'એ તો એનું કલંકી મ્હોં બતાવતાં શર્માતી હોવાથીજ તે કુવામાં પડી હતી.

"દિવસે દિવસે મ્હારૂં દુઃખ વધવા લાગ્યું. સાસુ, નણંદ અને ધણીનો ત્રાસ મ્હારે માટે અસહ્ય થઇ પડ્યો. હું જીવનથી કંટાળી ગઇ હતી; પરંતુ આત્મહત્યાથી પણ જીવનનો અંત લાવવાનું કામ મ્હારે માટે કઠિન થઇ ગયું હતું.

"એવામાં મુંબાઇનિવાસી એક તરૂણ યજમાન તરીકે અમારે ત્યાં આવીને ઉતર્યો. બાહ્ય દ્રષ્ટિથીએ તરૂણ શાન્ત, શિષ્ટ અને સજ્જન જણાતો હતો. બ્હારનાં માણસોને મુખે મ્હારા દુઃખની વાત જાણવામાં આવતાં તેણે મ્હને ફસાવવાની માયાજાળ બિછાવી. એ વખતે મ્હને સંસારની કુટિલતા તથા છળ પ્રપંચોનો વિશેષ અનુભવ નહોતો. એ તરૂણે એકાન્તમાં સુખેથી મળતાં મ્હને એમ સમજાવ્યું કે, મુંબાઇમાં આવેલા એક નિરાધાર સ્ત્રીઓના આશ્રમનો તે વ્યવસ્થાપક છે, તથા જો હું ગુપચુપ તેની સાથે મુંબઇ ચાલી જઇશ તો મ્હને આશ્રમમાં આશ્રય મળશે.

"હું દુઃખથી કંટાળી ગયેલી હોવા છતાં મ્હેં તેના કહેવા પ્રમાણે વર્તવું ઉચિત માન્યું. છતાં છુપી રીતે મ્હારે શ્વસુરગૃહનો ત્યાગ કરવાનો હોવાથી હું ખુલ્લી રીતે તેની સાથે જઇ શકું તેમ નહોતું. આમ છતાં શું કરવું અને કેમ વર્તવું એ સઘળી હકીકત તેણે મ્હને કોઇ જાણે નહિ એવી રીતે સમજાવી દઇ દશ દશ રૂપિયાની ત્રણ નોટો તેણે મ્હને ખરચ માટે આપી. આટલી ગોઠવણ કરી આપી ઠરાવેલા દિવસે ચોકકસ વખતે સ્ટેશન ઉપર આવવાનું અભિવચન આપી તે મુંબઇ ચાલ્યો ગયો.

"બીજી તરફથી મ્હારૂં મન શ્વસુરગૃહનો ત્યાગ કરવા તલપાપડ બની ગયું હતું. મ્હારાં સાસરિયાંઓએ મ્હારા પર રાક્ષસી જુલ્મ ગુજારેલો હોવાથી તથા મ્હારી માતા પાસે જે થોડી મિલકત હતી તે યુક્તિથી તેમણે પચાવી પાડેલી હોવાથી બદલો લેવા માટે મ્હારૂં મન અધીર બની ગયું હતું. એવામાં મ્હને અનુકૂળ સમય મળી આવ્યો. જે દિવસે મુંબઇ ઉપડી જવાનું નક્કી કરવામાં આવ્યું હતું, તેને આગલે દિવસે નજદીક ઉમરેઠ ગામમાં અમારી ન્યાત હતી. શરીર સારૂં ન હોય એવો ભાવ દર્શાવી બપોરથી હું શય્યામાં પડી રહી. સ્હાંજે ચાર વાગે સહુ જમવા જવા ગયાં અને હું ઘેરજ રહી. મ્હારાં સાસુ પેટીપટારાની કુંચીઓ ક્યાં રાખતાં હતાં તેની મ્હને ખબર હતી. લાગ જોઈ મ્હેં જે પેટીમાં જર જોખમ હતું તે ઉઘાડી તથા તેમાંથી જે કાંઇ મળી આવ્યું તે એક રૂમાલમાં બાંધી લીધું. પછી સખ્યાકાળના અરસામાં ઘરને તાળું મારી હું સ્ટેશન ઉપર ગઇ. ડાકોર ગામમાં મ્હારાં ઓળખીતાં ઘણાં હોવાથી મ્હને કોઇ ઓળખી શકે નહિ એટલા માટે મ્હેં ઘુમટો ખેંચ્યો હતો. સ્ટેશને જઇ આણંદ તરફ નહિ જતાં મ્હેં ગોધરાની ટિકીટ કઢાવી તથા એ રાત્રે હું ગોધરા ગઇ.

"પછી ગોધરાથી બારોબાર મુંબઇ જતી ટ્રેનમાં બેસી ચોથા દિવસે યથા સમયે હું ગ્રાન્ટરોડ ઉપર ઉપસ્થિત થઇ પેલા તરૂણનું નામ સાંકળચંદ હોઇ તે સ્ટેશન ઉપર હાજર હતો. મારા માટેની તેની બ્હારથી દેખાતી આવી પરોપકાર વૃત્તિ જોઇ મ્હારા મનમાં તેને ઘણું માન ઉપજ્યું.

"તમને હું કહી ચુકી છું કે, એ વખતે હું મુંબઇ શહેરથી તદન અજાણી હતી મ્હેં વગર વિચાર્યે એ સાંકળચંદને આત્મ સમર્પણ કર્યું હતું.

"તે મ્હને પોતાની સાથે ગાડીમાં બેસાડી તેણે અગાઉથી નક્કી કરી રાખેલા સ્થળે લઇ ગયો. એ સ્થળ એકાન્તમાં આવ્યું હતું. ત્યાં એક પ્રૌઢ સ્ત્રી હાજર હતી. એ બેઠા ઘાટના ન્હાના મકાનમાં મને મુકામ આપવામાં આવ્યો. પછી પેલી પ્રૌઢા દાસીને કામ અર્થે બ્હાર મોકલી સાંકળચંદે ગંભીર ભાવથી મ્હને કહ્યું, 'કમળા ત્હારા જેવી એક ખૂબસુરત નવયુવતી નિરાધાર સ્ત્રીઓના આશ્રમમાં રહે એ મ્હને ઠીક લાગતું નથી. વળી આજ સુધી સંસારસુખનો તને લેશ પણ અનુભવ મળેલો નહિ હોવાથી ત્હારી સ્થિતિ માટે મ્હારા મનમાં દયા આવે છે. વળી જે સ્થળે ત્હારૂં લગ્ન થયું હતું એને ખરી રીતે લગ્ન કહી શકાય તેમ નથી તથા છુપી રીતે તું અત્રે ચાલી આવેલી હોવાથી ત્હારાથી પુનઃ ડાકોર જઈ શકાય તેમ નથી. આવી હાલતમાં ત્હારા જેવી એક નિરાધાર બાળાને જીવન પર્યંતના એક સોબતીની ખાસ જરૂર છે એ તું સમજી શકે તેમ છે. જો તું હમેશાંને માટે મ્હારા સહવાસમાં રહેવાને ઇચ્છતી હોય તો હું હરેક રીતે તને મદદ કરવા તૈયાર છું. હું કુંવારો છું. ઈશ્વર કૃપાથી મ્હારી પાસે પૈસા પણ પુષ્કળ છે એટલે જો તું મ્હારૂં કહેવું માનીશ તો આપણે બન્ને આ દુઃખમય સંસારમાં સ્વર્ગીય સુખ ભોગવી શકીશું.

"સાંકળચંદનાં વચનો સાંભળી પ્રથમ તો હું ગંભીર વિચારમાં પડી ગઇ, પરંતુ એ ગંભીરતા વિશેષ સમય સુધી કાયમ રહી નહિ. સ્વાભાવિક રીતેજ સંસારસુખ ભોગવવાનો સમય મળી આવેલો હોવાથી હું મ્હારી ચિત્ત વૃત્તિને કાબુમાં

રાખી શકી નહિ, તથા તે દિવસથીજ મ્હે તે પથના નરક કુંડમાં પ્રવેશ કર્યો.

"વાસનાથી પ્રવૃત્તિથી કામ દેવતાનું જોર એવું તો વધે છે કે, મનુષ્ય એક વખત તેમાં લપટાય છે એટલે પછી તેમાં તેને દિવસે દિવસે વિશેષ લપટાવાનું મન થાય છે. દિવસનો ઘણો ખરો વખત સાંકળચંદ કામકાજનું નિમિત્ત દર્શાવી ગેરહાજર રહેતો હતો તથા રાતના નવેક વાગ્યે તે મ્હારી પાસે આવતો અને રહવારે અઢીએક વાગ્યે પાછો ચાલ્યો જતો હતો.

"દિવસે હું અને પેલી આઢા દાસી એકલાંજ રહેતાં હતાં. અમારા ખરચની, મકાન ભાડાની, વાસણ કુસણ તથા બિછાના વગેરેની સઘળી જોગવાઇ સાંકલચંદે કરી આપી હતી વળી તે મ્હને કોઇ કોઇ દિવસે અમુક સુંદર વસ્ત્રાલંકાર પણ લાવી આપતો હતો. આમ છતાં સાસરેથી જે ઘરેણાં હું મ્હારી સાથે લઈ આવી હતી તે સંબંધીની વાત મ્હેં કોઇને કહી ન્હોતી એ ઘરેણાં મ્હેં છુપાવી રાખ્યાં હતાં.

"સાંકળચંદને મદ્યપાન કરવાની ટેવ હતી. સોબતને લીધે તેની ટેવની મ્હને પણ અસર લાગી તથા એ ટેવ પડવાથી મ્હારા વિનાશનો માર્ગ વિશેષ ખુલ્લો થયો.

"સાંકળચંદ સાથેના સહવાસમાં એક વર્ષ જેટલો સમય પસાર થઈ ગયો. એ સમય દરમ્યાન તેણે મ્હને દોઢ હજાર રૂપિયાનાં ઘરેણાં ગીઠાં કરાવી આપ્યાં હતાં. સાંકળચંદ શેરસટ્ટાનો વેપાર કરતો હોઇ તેને મદ્યપાન કરવાનું વ્યસન લાગ્યું હતું. તથા તેની સોબતને લીધે મ્હને પણ એ વ્યસન લાગુ પડયું હતું. યુવાવસ્થા, સ્વતંત્રતા તથા ઇચ્છિત ભોગવિલાસની પ્રાપ્તિ થતાં મ્હારા હૃદયમાંનું ધર્મબંધન સ્વાભાવિક રીતેજ શિથિલ થતું ગયું હતું; આમ છતાં હું સાંકળચંદ સિવાય બીજા કોઈ પણ પુરુષના સમાગમમાં આવેલી ન્હોતી. સાંકળચંદ મ્હારી હરેક ઇચ્છા પૂર્ણ કરતો હતો. રવિવારને દિવસે કે તહેવારે તે મ્હને જૂદાં જૂદાં જોવા લાયક સ્થળોએ તથા હવા ખાવાનાં સ્થળોએ પોતાની સાથે લેઇ જતો હતો અને તેથી મુંબઇના કેટલાક મુખ્ય રસ્તાઓ અને સ્થળોથી હું જાણીતી થઇ હતી.

"એનામાં પુનઃ મ્હારાં દુર્ભાગ્યે દર્શન દીધું. સાંકળચંદને તેના ધંધામાં એકાએક એટલી બધી ખોટ આવી કે તે એ આઘાતને સહન કરી શક્યો નહિ. ચિંતામાં ને ચિંતામાં તેનું શરીર ખવાઇ જવા લાગ્યું. માનસિક ચિંતા દૂર કરવા માટે તે પુષ્કળ મદ્યપાન કરી મ્હારે ત્યાંજ પડી રહેવા લાગ્યો. તેણે મ્હારા ઉપર કરેલા ઉપકારોનું સ્મરણ કરી હું તેના ખાનપાન તથા ઔષધાદિનું ખરચ નિભાવવા લાગી; છતાં સાંકળચંદને આરામ થયો નહિ. બે માસ સુધી બીમાર રહી તે મૃત્યુ પામ્યો.

"આવી સ્થિતિમાં શું કરવું એ હું નક્કી કરી શકી નહિ કોઠારમાંથી મ્હારા શ્વસુરના ગૃહમાંથી જે જરજોખમ હું સાથે લઇ આવી હતી તેની વાત મ્હારા સિવાય બીજું કોઇ જાણતું ન્હોતું. સાંકળચંદના મૃત્યુ પામ્યા પછી મ્હારા ઘરના કામકાજ માટે જે દાસી તેણે રાખેલી હતી તેને 'હું હવે મુંબઈ રહેવાની નથી.' એમ કહી રજા આપી દીધી. અફસોસ અને શોકમાં હું મ્હારા દિવસ પસાર કરવા લાગી.

"એ દાસીના ગયા પછી લગભગ આઠેક દિવસ વીતિ ગયા પછીના શનિવારે હું અફસોસ કરતી બિછાનામાં સુતી હતી. શિયાળાનો દિવસ હોઇ ઠંડો પવન ફુંકાતો હતો. પરેલ તરફનો રસ્તોજ એવો છે કે જ્યાં રાતના દશ વાગ્યા પછી ગંભીર શાંતિનું રાજ્ય છવાઇ રહે છે જે રાત્રિની હું વાત કરૂં છું તે રાત્રે લગભગ બાર વાગ્યે મ્હારા મકાનનું બારણું કોઇએ ખખડાવ્યું. ઘેરાયલી આંખોને ચોળી પથારીમાં બેઠી થઇ મ્હેં પૂછ્યું, "કોણ છે?" પરંતુ મ્હારા પ્રશ્નનો ઉત્તર મળ્યો નહિ. પુનઃ સઘળું શાંત થઈ ગયું તથા મને નિંદ્રા આવી.

[ આ રહસ્યપૂર્ણ લેખનો આગલો ભાગ વાંચવા માટે અમારો આવતો અંક વાંચો. ] અપૂર્ણ.



આ પત્ર જાદવજી પીતાંબર ઠક્કરે મુંબઇ નં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડપર લેડી નોર્થકોટ હિન્દુ ઓર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં છાપ્યું છે અને તંત્રી જયશંકર ભોળીદાસ દ્વિવેદીએ મુંબઇ નં. ૪ ગીરગામ ખટાવ બીલ્ડીંગમાંથી પ્રસિદ્ધ કર્યું છે.

રાખી શકી નહિ, તથા તે દિવસથીજ મ્હેં તે પાપના નરક કુંડમાં પ્રવેશ કર્યો.

"વાસનાથી પ્રવૃત્તિથી કામ દેવતાનું જોર એવું તો વધે છે કે, મનુષ્ય એક વખત તેમાં લપટાય છે એટલે પછી તેમાં તેને દિવસે દિવસે વિશેષ લપટાવાનું મન થાય છે. દિવસનો ઘણો ખરો વખત સાંકળચંદ કામકાજનું નિમિત્ત દર્શાવી ગેરહાજર રહેતો હતો તથા રાતના નવેક વાગ્યે તે મ્હારી પાસે આવતો અને સ્હવારે અઢીએક વાગે પાછો ચાલ્યો જતો હતો.

"દિવસે હું અને પેલી પ્રાઢા દાસી એકલાંજ રહેતાં હતાં. અમારા ખરચની, મકાન ભાડાની, વાસણ કુસણ તથા બિછાના વગેરેની સઘળી જોગવાઇ સાંકલચંદે કરી આપી હતી વળી તે મ્હને કોઇ કોઇ દિવસે અમુક સુંદર વસ્ત્રાલંકાર પણ લાવી આપતો હતો. આમ છતાં સાસરેથી જે ઘરેણાં હું મ્હારી સાથે લઈ આવી હતી તે સંબંધીની વાત મ્હેં કોઇને કહી ન્હોતી એ ઘરેણાં મ્હેં છુપાવી રાખ્યાં હતાં.

"સાંકળચંદને મદ્યપાન કરવાની ટેવ હતી. સોબતને લીધે તેની ટેવની મ્હને પણ અસર લાગી તથા એ ટેવ પડવાથી મ્હારા વિનાશનો માર્ગ વિશેષ ખુલ્લો થયો.

"સાંકળચંદ સાથેના સહવાસમાં એક વર્ષ જેટલો સમય પસાર થઈ ગયો. એ સમય દરમ્યાન તેણે મ્હને દોઢ હજાર રૂપિયાનાં ઘરેણાં ગાંઠાં કરાવી આપ્યાં હતાં. સાંકળચંદ શેરસટ્ટાનો વેપાર કરતો હોઇ તેને મદ્યપાન કરવાનું વ્યસન લાગ્યું હતું. તથા તેની સોબતને લીધે મ્હને પણ એ વ્યસન લાગુ પડયું હતું. યુવાવસ્થા, સ્વતંત્રતા તથા ઇચ્છિત ભોગવિલાસની પ્રાપ્તિ થતાં મ્હારા હૃદયમાંનું ધર્મબંધન સ્વાભાવિક રીતેજ શિથિલ થતું ગયું હતું; આમ છતાં હું સાંકળચંદ સિવાય બીજા કોઈ પણ પુરુષના સમાગમમાં આવેલી ન્હોતી. સાંકળચંદ મ્હારી હરેક ઇચ્છા પૂર્ણ કરતો હતો. રવિવારને દિવસે કે તહેવારે તે મ્હને જૂદાં જૂદાં જોવા લાયક સ્થળોએ તથા હવા ખાવાનાં સ્થળોએ પોતાની સાથે લેઇ જતો હતો અને તેથી મુંબઇના કેટલાક મુખ્ય રસ્તાઓ અને સ્થળોથી હું જાણીતી થઇ હતી.

"એવામાં પુનઃ મ્હારાં દુર્ભાગ્યે દર્શન દીધું. સાંકળચંદને તેના ધંધામાં એકાએક એટલી બધી ખોટ આવી કે તે એ આઘાતને સહન કરી શકયો નહિ. ચિંતામાં ને ચિંતામાં તેનું શરીર ખવાઇ જવા લાગ્યું. માનસિક ચિંતા દૂર કરવા માટે તે પુષ્કળ મદ્યપાન કરી મ્હારે ત્યાંજ પડી રહેવા લાગ્યો. તેણે મ્હારા ઉપર કરેલા ઉપકારોનું સ્મરણ કરી હું તેના ખાનપાન તથા ઔષધાદિનું ખરચ નિભાવવા લાગી; છતાં સાંકળચંદને આરામ થયો નહિ. બે માસ સુધી બીમાર રહી તે મૃત્યુ પામ્યો.

"આવી સ્થિતિમાં શું કરવું એ હું નક્કી કરી શકી નહિ. કાઠિયાવાડમાંથી મ્હારા શ્વસુરના ગૃહમાંથી જે જરજોખમ હું સાથે લઇ આવી હતી તેની વાત મ્હારા સિવાય બીજું કોઇ જાણતું ન્હોતું. સાંકળચંદના મૃત્યુ પામ્યા પછી મ્હારા ઘરના કામકાજ માટે જે દાસી તેણે રાખેલી હતી તેને 'હું હવે મુંબઈ રહેવાની નથી.' એમ કહી રજા આપી દીધી. અફસોસ અને શોકમાં હું મ્હારા દિવસ પસાર કરવા લાગી.

"એ દાસીના ગયા પછી લગભગ આઠેક દિવસ વીતિ ગયા પછીના શનિવારે હું અફસોસ કરતી બિછાનામાં સુતી હતી. શિયાળાનો દિવસ હોઇ ઠંડો પવન ફુંકાતો હતો. પરેલ તરફનો રસ્તોજ એવો છે કે જ્યાં રાતના દશ વાગ્યા પછી ગંભીર શાંતિનું રાજ્ય છવાઇ રહે છે જે રાત્રિની હું વાત કરૂં છું તે રાત્રે લગભગ બાર વાગ્યે મ્હારા મકાનનું બારણું કોઇએ ખખડાવ્યું. ગભરાયલી આંખોને ચોળી પથારીમાં બેઠી થઇ મ્હેં પૂછયું, "કોણ છે?" પરંતુ મ્હારા પ્રશ્નનો ઉત્તર મળ્યો નહિ. પુનઃ સઘળું શાંત થઈ ગયું તથા મને નિંદ્રા આવી.

[ આ રહસ્યપૂર્ણ લેખનો આગલો ભાગ વાંચવા માટે અમારો આવતો અંક વાંચો. ] અપૂર્ણ.



આ પત્ર જાદવજી પીતાંબર ઠક્કરે મુંબઇ નં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડપર દોરી નોર્થ કોટ હિન્દુ ઓર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં છાપ્યું છે અને તંત્રી જયશંકર ભોળીદાસ દ્વિવેદીએ મુંબઇ નં. ૪ ગીરગામ ખટાવ બીલ્ડીંગમાંથી પ્રસિદ્ધ કર્યું છે.

સીનેમાના શોખીનો માટે દર રવિવારે પ્રગટ થતું અઠવાડિક. Registered No. B. 1829

# મોજ-મજાહ

[ પુ. ૧ લું. ]
તા૦ ૨૭ મી જુલાઇ ૧૯૨૪.

[ અંક ૧૬ મો ]
અષાડ વદ ૧૧

પ્રેમનું બલિદાન



સરલા

વાર્ષિક લવાજમ
રૂ. ૪-૦-૦

છુટક નકલ મુંબઈમાં ૧ આનો
બહાર ગામ સવા આનો

આજના લેખોનો ક્રમ.

મુખપત્ર.........................
બાકે આપતું છે. .... (લે. હીમત)
ફર્ના માટે લગ્ન કરશો !... (લે. વિશ્વપ્રેમી)
એક સુંદરીનાં સાહસ કર્મો. (લે. મંજુલાલ મો. દેસાઈ)
કડકા કવિની પ્રેમ કથા... (લે. વિરાના)
પ્રેમનું બલિદાન ... (લે. મનવિહારી)
મુંબઈનું રાત્રિ-રહસ્ય ... (લે. ગુપ્તદૂત)
ઝેરી નાગણ ... ... (લે. રમણીક અ. મહેતા)

# એક સુંદરીનાં સાહસ કર્મો

લખનારઃ—રા. મંજુલાલ ગોપાલરાય દેસાઈ.

## પ્રકરણ ૧૦ મું. (ચાલુ.)

### નવી ઓળખાણ.

"એ બહારવટીયો કોણ છે?" પ્રસન્ને પૃચ્છા કરી.

"શું તમે આ પ્રદેશના પ્રખ્યાત બહારવટીયા મહેન્દ્રપાલ વિષે હજી સુધી કાંઈ પણ સાંભળ્યું નથી?" વીરપાળે અચંબાથી પૂછ્યું. "પણ તમારી આ અજ્ઞાનતા માટે મને કાંઇ પણ નવાઇ લાગતી નથી; કારણ કે સો કન્યાઓની હકીકત પણ તમે અત્યાર સુધી જાણતા ન હતા. મને હર્ષ થાય છે કે મારો સહવાસ તમને નકામો નહિ થઇ પડે; કારણ કે આ પ્રદેશના એક રહેવાસી તરીકે હું તમને મારાથી બનશે તેટલી જાણવા જેવી વાતો કહીશ. આ મહેન્દ્રપાલમાં અમારી આશા અને યવન લોકોનો ભય રહેલો છે. લોકો તેને એક લુંટારાને નામે ઓળખે છે એ વાત મને તો છેક હસી કહાડવા જેવી લાગે છે. કારણ કે તેની પાસે વીર સીપાઇઓનું બનેલું એક લશ્કર છે, અને તેની ખાધા-ખોરાકી વિગેરેના ખર્ચ માટે તેને કોઈ કોઈ વખત પૈસાદાર લોકોને લુંટવાની જરૂર પડે છે; પરંતુ પોતાના દેશના ભાઇઓને લુંટીને જે ધન તે એકઠું કરે છે તે સઘળું તેઓ ખરાબ રસ્તે ફોકટ ખર્ચી નાંખતા નથી; કારણ કે તેઓ તે વડે યવન લોકોના પ્રદેશ ઉપર બહાદુર હુમલા કરી તેમની સત્તાને તોડી નાંખવાના પ્રયત્નો કરે છે. આથી મહેન્દ્રપાલ લોકપ્રિય બન્યો છે. તેથી મોટા મોટા અમીર અને ઉમરાવોએ તેની ઉપર અદેખાઇથી આ પ્રદેશના હાલના રાજા કામસેન પાસે તેને પકડવાનો પરવાનો કઢાવ્યો છે. પરિણામે આ વીર નર મહેન્દ્રપાલ અને તેના બહાદુર સિપાઇઓએ ધવલગિરિની ટેકરીઓ અને ખીણોનો આશ્રય લીધો છે. તેનું માથું લાવી આપે તેને મોટું ઇનામ આપવાનું રાજા કામસેને જાહેર કર્યું છે. વળી તેની લોકપ્રિયતાથી ડરીને મુસલમાન રાજા અબ્દુ રહેમાને તેના પકડનારને એક વધારે મોટું ઇનામ આપવાનું જાહેર કર્યું છે. પણ મહેન્દ્રપાલ તો બન્ને તરફ તિરસ્કારથી હસ્યા કરે છે. આ પ્રદેશના રાજાની ધમકીથી તે ડરતો નથી અને મુસલમાન લોકોનાં કાવતરાંથી તે પકડાતો નથી. રાજા અબ્દુ રહેમાન તો આ સો કન્યાઓની ખંડણીને બદલે મહેન્દ્રપાલને પકડવાની વધારે ઇંતેજારી બતાવે છે."

"અને આ પરાક્રમી પુરૂષમાં ખાસ ગુણો કયા કયા છે?" પ્રસન્ને પૂછ્યું. "વળી તેનો દેખાવ તથા ચ્હેરો કેવો છે?"

"પૈસાદાર અને દુરાગ્રહી, શોખીન અને મગરૂર, આળસુ અને મિથ્યાભિમાની, સત્તાધારી અને દેશદ્રોહી લોકોને પૂછો તો તેઓ તમને એવો જવાબ આપશે કે મહેન્દ્રપાળ ક્રૂરતાનો અવતાર, લુંટારો, વ્યભિચારી અને ભયંકર ખૂનામરકીનો ઇચ્છનારો છે. તેઓ તમને કહેશે કે તેનું મોઢું બિહામણું અને કદરૂપું છે. પણ તમે જો તેને માટે પ્રજા વર્ગમાં પૂછશો તો તેઓ તમને કહેશે કે તે વીર અને ઉદાર છે અને સુંદર પ્રતાપી અને ભવ્ય મુખમુદ્રાવાળો છે.

"પણ તે બહારવટીયો છે એટલે ઘણા મોટા માણસો પણ તેને ઓળખતા હશે; અને પ્રજામાંથી પણ ઘણા તેના સંબંધમાં આવ્યા હશે તો પછી તેને માટે આવા જુદા જુદા વધારા પડતા તદન વિરૂદ્ધ મત કેમ હોઇ શકે?" પ્રસન્ને શંકા બતાવી.

"તમે માત્ર તમારી સાધારણ બુદ્ધિથીજ આવા પ્રશ્ન પૂછો છો. પણ અનુભવમાં એથી ઉલટુંજ છે," વીરપાળે સમજાવતાં કહ્યું. "જ્યારે અંગત સ્વાર્થ કે અંધશ્રદ્ધા આડે આવે છે ત્યારે આંખે જોયેલી અથવા તો બુદ્ધિએ ખરી માનેલી સત્ય વાતો પણ કબુલ ન કરે એવા માણસો દરેક દેશમાં જોવામાં આવે છે. ધવલગિરિના બહારવટિયાને પણ આ બાબતજ લાગુ પડે છે. આ પ્રદેશના ઉમરાવો, ઘણાખરા પૈસાદાર માણસો, પ્રજા ઉપર સત્તા ધરાવનારા સત્તાધીશો અને ધનવાન વેપારીઓ ચોક્કસ રીતે એવું માને છે કે મહેન્દ્રપાલ અને તેના વીર અનુયાયીઓ મુસલમાન લોકોની સાથે લડાઇ જાહેર કરીને તેમને તેઓએ જીતેલા પ્રદેશમાંથી હાંકી કઢાડવાને શક્તિવાન છે, પણ ઉપર કહેલો વર્ગ તેમના ખિતાબો, રાજદ્વારી માન, પૈસો, રાજકીય હક વિગેરેથી એટલા બધા સંતુષ્ટ છે કે તેમની માતૃભૂમિનો મોટો ભાગ મુસલમાનોએ જીતી લીધો છે અને દર વર્ષે સો કન્યાઓની શરમભરી ખંડણી તેમને આપવી પડે છે, તો પણ કદાચ લડાઇથી તેમને થોડું ઘણું નુકશાન ખમવું પડે એટલીજ બીકને લીધે જેમ ચાલે છે તેમજ ચાલવા દેવામાં તેઓ રાજી છે. બીજી બાજુએ પ્રજા વર્ગ મુસલમાન લોકો સાથે લડાઈ કરવાને તૈયાર છે; અને આવી બાબતમાં મહેન્દ્રપાલજ તેમનો સરદાર થવાને લાયક છે એવી તેમને શ્રદ્ધા છે. ટુંકામાં પ્રજાનો કેવળ સ્વાર્થી અને દેશદ્રોહી વર્ગ તેને રાક્ષસ જેવો ગણી નબળા અને અજ્ઞાન લોકોને બીવડાવવાનો પ્રયત્ન કરે છે ત્યારે બાકીનો પ્રજાવર્ગ તેને એક ઈશ્વરી અંશ તરીકે પૂજે છે. કદાચ આ બન્ને પક્ષમાં અતિશયોક્તિ હશે-પણ આ મુસાફરખાનું આવ્યું!"

થોડાજ વખતમાં ત્રણે મુસાફરો શહેરની મધ્યમાં આવેલા મુસાફરખાનામાં ઉતર્યા.

---

## પ્રકરણ ૧૧ મું.

### મુસાફરખાનું.

જુના વખતમાં આજના જેવી સગવડો, વીશી કે મુસાફરખાનામાં મળતી ન હતી. દરેકને જુદો જુદો મનગમતો ખોરાક આપવામાં આવતો ન હતો.

વળી હિંદુસ્તાનના બીજા ભાગો કરતાં અહીંઆં મુસાફરોની સુખ સગવડ તરફ બહુ ઓછું ધ્યાન અપાતું તે ઉપરાંત મુસાફરખાનાં જોઇએ તે કરતાં ઘણાં ઓછાં હતાં કારણ કે તેના માલિક પાસેથી ત્યાંનો રાજા દર વર્ષે મોટી રકમનો કર લેતો. આથી પરિણામ એ થતું કે જે મુસાફરો વધારે પૈસા આપે એવું હોય તેમની વધારે સારી સંભાળ રાખવાને દરેક વીશી કે મુસાફરખાનાના માલિકો પ્રયત્ન કરતા.

આપણા ત્રણ મુસાફરો—પ્રસન્નગિરિ, મનોરમા અને વીરપાળ ઘોડા ઉપરથી ઉતર્યા કે તરતજ તેમની ઇચ્છા પ્રમાણે બે ઓરડીઓ તેમને આપવામાં આવી, પણ તેમના ભોજનની વ્યવસ્થા તો બીજા બધાંની સાથેજ થશે એવું કહેવામાં આવ્યું.

આ તેઓએ કબૂલ કર્યું. પછી પોતાના ઘોડા એક નોકરને સોંપી તેઓ વીશીના માલિક સાથે જમવાના ઓરડામાં ગયા. વીશીનો માલિક ભારે શરિરવાળો અને હસમુખો હતો.

જમવાનો ઓરડો લાંબો હતો. અજવાળું ઘણું ઝાંખું હતું અને સુઘડતાનું નામ નિશાન પણ જડતું ન હતું. ભોંયતળીયું માટીથી લીંપેલું હતું અને જમનારાઓ માટે થોડા પાટલા પડેલા હતા. એકી સાથે આશરે પંદર માણસોની સગવડ થઇ શકે એવું હતું. નવા મેમાનો બેઠા એટલે બધું ચિકાર ભરાઇ ગયું.

તરતજ પીરસવાનું કાર્ય શરૂ થયું. મુસાફરખાનામાં મળેલી બીજી બધી સગવડોની સાથે સરખાવતાં ખોરાક ઘણો સારો હતો.

જમનારાઓમાં પ્રથમ જગ્યા તે વીશીના માલિકે લીધી હતી. ત્યાર પછી મનોરમા બેઠી હતી, તેની બાજુએ પ્રસન્ન અને વીરપાળ બેઠા હતા; અને તે પછી હારબંધ બીજા બેઠા હતા. બીજા બધાઓમાં ઘણાખરા વેપારી હતા અને વેપારને અંગે મુસાફરી કરતા હતા. આથી તેઓની વાતો મુખ્યત્વે કરીને રેશમ અને મખમલ, કિનખાબ અને મલમલ, શાલ અને ભરતકામ, ભાતભાતનું કાપડ, જવાહીર, ઘોડા, બખતર વિગેરે ચીજોની કીંમત સંબંધી હતી.

આ બધા જમનારાઓમાં એક માણસ વયોવૃદ્ધ હતો અને જે વાતો ચાલતી હતી તેમાં તેનો વિશાળ અનુભવ અને ડહાપણ સ્પષ્ટ દેખાઇ આવતાં હતાં. દરેક જણ માનભરી નજરે તેનો અભિપ્રાય પૂછતું. ટુંકામાં વેપાર સંબંધી કોઇ પણ બાબત એવી ન હતી કે જેમાં તે પૂરેપૂરો જાણીતો ન હોય. વળી આખા દેશની બનાવટનું કાપડ, ઢાકાની મલમલ, કાશ્મીરી શાલ, પરદેશી મખમલ, શિરોહીની તલવાર અને બખતર વિગેરે વસ્તુઓની જુદી જુદી જાત અને બનાવટનું પણ તેને અદ્‌ભુત જ્ઞાન હતું.

જો ઘોડાઓ વિષે તેને પૂછીએ તો ભિન્ન ભિન્ન દેશના જુદી જુદી જાત અને ચાલવાળા ઘોડાઓના ગુણની સરખામણીવાળું સુંદર વર્ણન અસરકારક શબ્દોમાં તે કરતો. જો ચિત્રકળાની વાત કહાડીએ તો જુદા જુદા પ્રાંતોમાં કેવળ કળાને પોષવા માટે એકઠા કરેલા ઉમદા ચિત્રોના આબેહુબ વર્ણનથી શ્રોતાઓને દિંગમૂઢ કરતો. શિલ્પકળાનો વિષય હાથ ધરીએ તો જુદા જુદા દેશના શિલ્પ કામનું રસભરી છટાથી વર્ણન કરી છેવટે વિવેક બુદ્ધિથી તેના ઉપર પોતાના સ્વતંત્ર વિચારો જાહેર કરતો. ટુંકામાં તેની સાથેનો વાર્તાલાપ એટલો બધો આનંદી અને સંખ્યાબંધ વિષયો સંબંધી માહિતી આપનારો હતો કે દરેક બાબત વિષે તેના અભિપ્રાયો આતુરતાથી પૂછવામાં આવે અને માનપૂર્વક તેને સાંભળવામાં આવે તો તેમાં કાંઇ પણ નવાઇ પામવા જેવું ન લાગે.

પણ તેનો ચ્હેરો વિષમ હતો. તેના મ. અને દાઢી તેની મોટી ઉંમર છતાં કાળા હતા વાળમાં વૃદ્ધાવસ્થાને યોગ્ય રૂપેરી ધવલતા કે કુ-રતા કે જે તેના તરફ માન ઉત્પન્ન કરાવે. વાળનો રંગ ભુખરો હતો અને તેલ વગર ઓળેલા હતા અને તેના કપાળને ઢાંકી દેતા ચારે તરફ પથરાયેલા હતા. તેની મૂછો ભરાઉ અને દાઢી સાથે જોડાએલી હતી.

લચી પડતાં ભમરની નીચે આવેલી વિશાળ ચળકતી આંખો વડે તેના મુખ ઉપરની વિષમતા અને કરડાપણામાં વધારો થતો હતો અને વૃદ્ધાવસ્થા છતાં તેની આંખો તેટલાજ શૌર્યથી ચળકતી હતી.

તેનું ૭ ફીટ ઉંચું કદાવર શરીર ટટ્ટાર રહેતું અને તેનો અવાજ સત્તાવાહી દૃઢ અને સ્પષ્ટ હતો. આ બધા દેખાવ ઉપરથી તેનું વય પાંસઠ વર્ષથી ઓછું કોઇ ન ધારે.

તેણે કાળો સાદો પોશાક પહેર્યો હતો. આથી જન સમાજ તરફથી જે માન તેને મળતું હતું તે કેવળ તેના અદ્વિતીય બુદ્ધિબળને આભારી હતું.

વિશીના માલિક સાથે વાતચીત કરતાં મનોરમાએ જાણ્યું કે આ માણસ પોતાના ખચ્ચર ઉપર માલ ભરીને એક ગામથી બીજે ગામ ફરીને વેચવાનો ધંધો કરે છે.

એવી અફવા ચાલે છે કે પહેલાં દૂરના એક શહેરમાં તે એક ધનાઢ્ય વેપારી હતો પણ દૈવયોગે બહુ ખોટ આવવાથી તે ગરીબ દશામાં આવી ગયો. તેથી તેની પાસે જે થોડી ઘણી પૂંજી રહી તેના વડે તેણે આ પ્રમાણે ગામેગામ ફરી ફરીને વેચવાનો ધંધો શરૂ કર્યો અને પોતાનું ગુજરાન કરવા માંડ્યું. મુખ્યત્વે કરીને ઝવેરાતના હલકી કિંમતના દાગીનાઓ અને લડાયક શસ્ત્રોનું તે વેચાણ કરતો. તેનો ચહેરો જો કે ઉદાસી અને બીહામણો લાગે એવો હતો છતાં પણ જે માલ તે વેચતો તે સારો અને તેની બોલી મીઠી, સ્વભાવ નમ્ર અને મન ઉદાર હોવાથી તે ઘણોજ લોકપ્રિય થઇ પડ્યો.

તેને રહેવાને કોઈ મુકરર જગ્યા ન હતી; પણ તે હંમેશાં મુસાફરી કર્યા કરતો તેથી જ્યાં જાય ત્યાં પોતાનો મુકામ થોડો વખત વીશીમાં રાખતો. તેને દરેક બાબત વિષે પૂછપરછ કરવાની ટેવ હતી અને તેની યાદશક્તિ ઘણી સારી રીતે હતી તેથી તેની મુસાફરીમાં તે જેટલું જેટલું જોતો અથવા સાંભળતો તે બધું ફરીફરીને સારી રીતે કહેતો અને બધાને હસાવતો. ટુંકામાં પ્રત્યેક માણસ તેને ઓળખતું અને ચાહતું. તેને બધા મોતીચંદ શેઠ કહેતા.

તેમની વચ્ચેની વાતચીત થોડી વાર અટકી એટલે એક જણે પૂછ્યું, "મોતીચંદ શેઠ, આ વખતે તમે આટક ગામમાં કયારના આવ્યા છો?"

"ગઇ કાલે સવારે;" તેણે જવાબ આપ્યો. "અને હાલમાં અહીંઆ ઘરાકી એટલી બધી ચાલે છે કે બે દિવસ વધારે રહે(વા) હું ઇચ્છા રાખું છું."

## કડકા કવિની પ્રેમકથા

( એક પ્રહસન. )

સર્જનાર:-રા૦ દિવાનો.

### પ્રવેશ ચોથો.

**મવાલી ૧**—અરે દોસ્ત! આજે બે દિવસથી શરાબનો એક છાંટો પણ જીભને નથી અડકાવ્યો!

**મવાલી ૨**—અને હું પણ અફસોસ સાથે કહેવાની રજા લઉં છું કે, આપણે પણ-સાડા બે દિવસથી ચંડૂલખાનાની ચટાઈ પર પોતાનો અડ્ડો નથી જમાવ્યો!

**મવાલી ૧**—અને હું પણ દિલગીરી સાથે જણાવું છું કે, મને પણ બે દિવસથી રોઝો છોડવાનો લાગ નથી ફાવ્યો!

મુસલમાનો કરે રોઝા ફક્ત રમજાન મહિનામાં,
પરંતુ આપણા માટે સદા રમજાન ચાલે છે!

**મવાલી ૨**—ભેજ દે, ભેજ દે, મેરે મઓલા! કોઈ મારામારીકા મામલા ભેજ દે!

**મવાલી ૧**—ભેજ દે, ભેજ દે, મેરે મઓલા! કોઈ ડંડા ખાનેવાલી ખોપરી ભેજ દે!

( હારૂન પ્રવેશ કરે છે. )

**હારૂન**—લયલી લયલી પુકારૂં મયઁ બનમેં;
મેરી લયલી બસી મેરે મનમેં!

**મવાલી ૧**—આ વળી કોનો અવાજ?

**મવાલી ૨**—અરે!-એ તો પેલા મીરજાંના કહેવાથી આપણે જેને ફટકાવ્યો હતો તે છે!

**મવાલી ૧**-જરા લપાઈને સાંભળીએ તો ખરા કે એ શું કહે છે?

**હારૂન**—લયલી લયલી પુકારૂં મયઁ બનમેં;
મેરી લયલી બસી મેરે મનમેં!

**મવાલી ૧**—આદાબ અર્જ છે દોસ્તમન!

**હારૂન**—અરે લાલદેવ ઈસ તરફ જલ્દ આ;
બતા દે હમારી પરીકા પતા!

**મવાલી ૧**-બિચારાની વાવડી બિલકુલ ચસકી ગએલી દેખાએ છે!

**મવાલી ૨**—એ ઉલ્લુના સરદાર! આ ટકટક લગાવી છે હાલી?

**હારૂન**—કોણ! પેલા ભાડુતી મારામારી કરનાર ચાંદની ચૉકના મવાલી?

**મવાલી ૧**—હાજી, તેજ મવાલી કે જેમણે તમારાં હાડકાંને ખોખરાં કર્યાં હતાં, મારા જનાબે આલી!

**હારૂન**—આજે તમારી સાથે મારે પણ એક કામ છે!

**મવાલી ૧**—પૈસા હોય તો આ મવાલીઓ તમારા તાબેદાર ગુલામ છે. કહો, કોઈને ફટકાવવો છે?

**મવાલી ૨**—કે કોઈને જાનથી મારવો છે?

**હારૂન**—કોઈને ફટકાવવો પણ નથી અને જાનથી મારવો પણ નથી. અડકખસ્તાનના રસ્તામાં એક નાટક ભજવવાનું છે નાટક!

**મવાલી ૧**—નાટક!! નાટક વળી શાનું!?

**હારૂન**—સાંભળ; જરા કાન ઉભા કરીને સાંભળ.

:મોહીનીના મોહમાં;- મન—
સાન ભાન ભૂલી ગયું છે.

**મવાલી ૧**—અરે તારૂં સત્યાનાશ જાયરે કવા! હવે સમજ્યો. આશકીની આગ લાગી છે!

**હારૂન**—હા દોસ્ત!

આશક હું ગુનાહગાર તલબગાર હું ઉસકા,
બાજારે ઈશ્કમેં મયેં ખરીદદાર હું ઉસકા!

**મવાલી ૧**—પણ એ માટે નાટક ભજવવાનું શું કારણ છે?

**હારૂન**—છે, ભાઈ છે. એનું પણ કારણ છે. જુઓ, થોડીક વારમાં આ રસ્તેથી મારી જાનોજીગર ગુલજાર જિન્દા પીરની દરગાહ પરથી જિયારત કરીને પાછી વળવાની છે, સમજ્યા કે કંઇ?

**મવાલી ૧**—સમજ્યા, આગળ ચલાવો, ટુંકામાં પતાવો!

**હારૂન**—તમે અહીં છુપાઈને ઉભા રહો; તે આવે એટલે તેને એકદમ દમ ભરાવો અને દાગીના ઉતારી મારી નાખવાનો ડોળ બતાવો!

**મવાલી ૨**—પછી?

**હારૂન**—પછી તે બુમ પાડીને બોલશે કે "રે કોઈ આવો, આ લુટારાના પંજામાંથી મને બચાવો!" આનાં જવાબમાં હું બોલીશ કે,..."નાજુક બદન હસીના! ન ગભરાઓ-તમારો મદદગાર આવી પહોંચ્યો છે!" આમ કહેતાંજ બહાર નીકળી આવીને હું કોઈના પેટ પર લાત તો કોઈના માથા પર દંડો જમાવીશ, ધામધુમ અને બુમાબુમ સાથે ધમાચકડી મચાવીશ અને તેના દિલમાં મારી બહાદુરીની છાપ જમાવીશ.

**મવાલી ૨**—પણ તું ક્યાંક ખરો ડંડો માથા પર જમાવે તો અમારા તો "રામ બો...લો ભાઈ રામ" થઈ જાય!

**હારૂન**—અરે યાર, એ તો બધી ખોટે ખોટી બાજી રમવાની છે

**મવાલી—૧** ઠીક; પછી?

**હારૂન**—પછી શું? તમે ગભરુજો પોબારા એટલે તે મારી બહાદુરી પર આફ્રીન આફ્રીન થઈને કહેવાની કે, "મારા દેવ, તમે આજે મને કાળના મોઢામાંથી બચાવી છે!" એટલે આપણે ખાકસારીથી સર ઝુકાવીને જવાબ આપીશું કે, "જી, કાંઈ નહીં; એ તો ખાકસારે ફક્ત પોતાની ફરજ બજાવી છે!"

**મવાલી ૧**—પછી?

**હારૂન**—પછી પછવાડું ને આગળ ભીંત! કમબખ્ત, મારા બયાનને શાહનામું સમજ્યો કે અલફ લયલાનું દાસ્તાન! પછી મારે જે ફેડવાનું હશે તે ફોડી લઈશ! તમારૂં આટલુંજ કામ; અને નાટક તમામ!

**મવાલી ૨**—ત્યારે આ નાટકમાં નાચવાની મજુરી શી આપશો?

**હારૂન**—તમે શી મજુરી લેશો?

**મવાલી ૧**—એક અશરફી મારા સરદાર!

**હારૂન**—લ્યો આ અશરફીને હલાલ કરો, દૂર વબાલ કરો. બસ-તૈયાર, કારણ કે સાંજ થવા આવેલી હોવાથી હમણાંજ અહીં

આવી લાગરી, તે મારી દિલદાર પ્યારી ગુલજાર! આહ! આવી, બસ મારી સબ્જપરી આવી!

(ગુલજાર પ્રવેશ કરે છે.)

ગુલજાર—(સ્વગત) પેલા પીટયા મારા આશક કવાએ તો ત્રણ મહિનાથી મોઢું પણ ન બતાવ્યું અને આ મારૂં જોબન ફૂલડું તો સુંઘાયા વગરજ સુકાઇ જવાની અણી પર આવ્યું! પીરની દરગાહ પર રોજ જઇને ફૂલ ચઢાવું છું અને મને સારો ધણી આપવા માટેની અરજી સંભળાવું છું! જોઇએ કે હવે શું થાય છે; નસીબનો દરવાજો ખૂલે છે કે બંધનો બંધજ રહી જાય છે.

મવાલી ૧—ખબરદાર!

ગુલજાર—આ વળી શી આફત મારા પરવરદિગાર!

મવાલી ૧—તમારા બધા દાગીના ઉતારો.

મવાલી ૨—અને પછી તમારૂં લોહી ચાટશે અમારી તલ્વારની ધારો!

હારૂન—(સ્વગત) ખંજરનું નામ નથી ત્યાં તલ્વારની વાત સંભળાવે છે; પણ આ ગાંડી દુનિયા આમજ ફરેબના ફન્દામાં આવે છે!

ગુલજાર—તમે કોણ છો?

મવાલી ૧—અમે લૂટારા છીએ અને આ જંગલના સુલતાન!

ગુલજાર—ઓ ખુદા! મારી મદદે આવ, મને આ લુટારાના પંજામાંથી બચાવ.

હારૂન—(સ્વગત) બસ, બહાદુરી બતાવવાનો વખત આવી લાગ્યો. (પ્રગટ) લાચાર ઓરત જાતને કોણ સતાવે છે? પોતાના મોતને પોતેજ કોણ બોલાવે છે?

મવાલી ૧—નાદાન, અમારા કામમાં શા માટે આડો આવે છે?

હારૂન—બહાદુરો હંમેશાં ઓરતોને જુલ્મગારના જુલ્મમાંથી બચાવે છે.

મવાલી ૧—આ શિકાર અમારો છે!

હારૂન—શું લોકોને સતાવવાનો તમારા બાપદાદાનો ઇજારો છે?

મવાલી ૨—મોઢું સંભાળીને બોલ, નહિ તો ટાલકી રંગાઇ જશે!

હારૂન—ખાલી બબડાટ ન કરી બતાવો; જો હિંમત હોય તો આ મારા જંગબારી ડંડાની સામે મયદાનમાં નીકળી આવો!

મવાલી ૧—ત્યારે હવે આને પણ આપણા ડંડાનો જરા ચમત્કાર બતાવો!

હારૂન—આવો, આવો, ચાર આવો, બાર આવો, હજાર આવો, બેસુમાર આવો! જાન ગમાવો, ટાલકી રંગાવો!

(હારૂન ડંડો ફેરવે છે-મવાલીઓ ન્હાસી જાય છે.)

ગુલજાર—લૂટારા તો ન્હાસી ગયા, હવે જરા શાંત થાઓ.

હારૂન—હાસી ગયા? બ્હીકણ, બાયલા, બાયલાના અવતાર!

ગુલજાર—અરે આ તો મારો જૂનો આશક હારૂન, મારા જીગરનો યાર!

હારૂન—(સ્વગત) પત્થર પલીજે છે. બચ્ચા હારૂન! તારી દાળ સીઝે છે! પણ જરા ચેતી રહેજે, નહિ તો વરાળ્યા વેરાઇ જશે ને અજીર્ણ તળાઇ જશે!

ગુલજાર—મારા મહેરબાન! આપનું નામ?

હારૂન—મારા નામ સાથે કોઇને શું છે કામ?

ગુલજાર—નામ એટલા માટે જાણવું જોઇએ કે, મને આ આફતમાંથી બચાવનારનો નામ લઇને ઉપકાર માની શકાય અને કોઇ વાર એ ઉપકારનો બદલો વાળી શકાય.

હારૂન—બદલાની મને આશા નથી, કારણ કે મેં માત્ર મારી ફરજ બજાવી છે!

ગુલજાર—વ્હાલા હારૂન, તમે મને બેહદ સતાવી છે!

હારૂન—કોણ ગુલજાર!

ગુલજાર—હા, મારા દિલદાર! આ ઉપકારનો બદલો પ્રેમથી વાળી આપવાને આ ગુલજાર છે એક પગે તૈયાર!

હારૂન—પ્રેમી માશુકની હવે આ હારૂનને જરા પણ નથી દરકાર! તારી મા સાથે મશ્કરીની બાજી ચલાવી, તેથી તને શંકા આવી અને પોતાના બાપને લાવી મવાલીઓને બોલાવી તેં મારી ખોપરી રંગાવી!

ગુલજાર—ત્યારે શું એ બધી હતી મશ્કરીની બાજી?

હારૂન—જી, હાજી.

ગુલજાર—ત્યારે તો ખરેખર મેં ખોટી શંકા બતાવી!

હારૂન—એટલા માટે આપણે આ કાની ચલાવી; પ્રેમની હોળી સળગાવી કબરસ્તાનની ભૂમિ વસાવી અને મૌલાના નામની ધૂન જમાવી!

ગુલજાર—હું મારા ગુનાહની પગે લાગીને માફી માગું છું!

હારૂન—તો જા-હાતમ દિલથી એક વાર તને તારા ગુનાહે અજીમની હું માફી આપું છું-તારા પ્રેમને ફરી એક વાર મારા હૃદયમાં સ્થાપું છું!

ગુલજાર—નવાજિશ!

હારૂન—મહેરબાની!

ગુલજાર—હું સદા છું કુરબાન મારા દિલદાર જાની!

હારૂન—પણ દિલજાન, તારા ઘરમાં આવવાની મને મનાઇ છે, તો હવે આપણો મેળાપ થવો મુશ્કેલ છે!

ગુલજાર—કાજી બિચારો શું કરશે, જ્યાં આશક માશૂકોનાં એક દિલ છે!

હારૂન—ઓ, મયદાન મારા!

ગુલજાર—જી હા, મારા નસીબના ચમકતા સિતારા!

કમાણી જિન્દગીની તનબદનની તેં લુંટી લીધી;
જગત્ જોશે લુટારાથી બચાવી; તેં લૂટી લીધી!

ગાયન.

લૂટી લૂટી લૂટીરે મને લૂટી,
પાઇને પ્રેમ બૂટી;
હાલ લગની લગવી,
સ્નેહ સાંકળે સપડાવી;
પ્રેમ બંધનથી બાંધી કહે છૂટી—લૂટી!

હારૂન—વાળોની જાળમાં દિલને ફસાવી,
જાન કંચૂકીની કસે ગયું ધૂટી;
ક્યાંનો એ ન્યાય ચોર દંડે કોટવાળને,
ગુલજાર—ફેરવ્યો ચોર સામું લુંટી—લૂટીરે.

(પ્રવેશ પાંચમો આવતા અંકમાં.)

# પ્રેમનું બલિદાન.

(સંપૂર્ણ ટૂંકી વાર્તા.)

લખનારઃ—રા. વ્રજવિહારી.

એ વખતે મ્હેં પુનામાં ડૉક્ટર તરીકે નવુંજ દવાખાનું ખોલ્યું હતું. રોગી મળી આવતાં હું ઘણા ઉત્સાહ અને લક્ષ્યપૂર્વક શરીર તપાસી. ઔષધની વ્યવસ્થા કરતો હતો.

હું કુંવારો હતો. મ્હારે એક બ્હેન હતી તે પણ હમણાં મુંબાઈ નજીક આવેલા એક ગામડામાં રહેતી હતી. મ્હને સંસારનું કોઈ બંધન ન હતું. સવારે ઉઠી હું એકઠાં થયેલા રોગીઓને મૂલ્ય લીધા સિવાય ઔષધ આપતો હતો, મધ્યાન્હકાળે જમી લીધા પછી ગાઢ નિદ્રા સુખ અનુભવતો હતો અને સાયંકાળે સ્ટેશન ઉપર જઈ જતી આવતી ટ્રેનનું દર્શન કરતો હતો.

શીયાળો હતો. તે દિવસે ઘણી ઠંડી લાગતી હતી. એક કપ ચ્હા પી, આખા શરીરને એક મ્હોટા ઑવર કોટથી ઢાંકી, આરામ ખુરસીમાં પડી રહીને હું એક દૈનિક વર્તમાનપત્ર વાંચતો હતો. એવામાં નોકરે આવી સલામ કરી કહ્યુંઃ—"ડૉક્ટર સાહેબ! બ્હાર એક બાઈ આવ્યાં છે." એ બાઈને અંદર લઈ આવવાની રજા આપી હું ખુરસી ઉપર બરાબર દમામથી બેઠો તથા વાંચવામાં વિશેષ ધ્યાન આપ્યું. અલ્પ કાળમાંજ નોકર પડદો ઉંચો કરી એક બાઈને મ્હારી પાસે લઈ આવી ચાલ્યો ગયો.

આશ્ચર્ય કિંવા વિસ્મય ઉપજવાથી ચસમાં ઠીક કરી મ્હેં લક્ષ્યપૂર્વક તેના તરફ જોયું. એ બાઈ કોઈ ગૃહસ્થ કુટુંબની હોઈ તેના અંગ ઉપર મૂલ્યવાન્ અલંકારો શોભી રહ્યા હતા.

મ્હારૂં આશ્ચર્ય વધતું હતું એવામાં નુપુરનો ધ્વનિ સાંભળી મ્હેં દ્વાર તરફ જોયું તો પડદાની પાસે એક અપૂર્વ રૂપલાવણ્યમયી કિશોરી મ્હારા તરફ ચંચળ દૃષ્ટિથી જોઈ ઉભી રહેલી મ્હારી નજરે પડી. મ્હારી ચંચળતાને સમજી જઈ અવગુંઠનવતી પ્રૌઢાએ કહ્યુંઃ—"ભાઈ! અમે મ્હોટી મુશ્કેલીમાં આવી પડયાં છીએ. અમે અમારા સંબંધીની સાથે પુના આવતાં હતાં સ્ટેશને હું તથા મ્હારી પુત્રી ટ્રેનમાંથી ઉતરી પડયાં; પરંતુ અમારા એ સંબંધી ટ્રેનમાં જ રહી ગયા છે. આ સ્થળથી અમે તદ્દન અજાણ્યાં છીએ. તમે પરોપકારી છો એમ જણાવી સ્ટેશન માસ્તરે એક કૂલીની સાથે અમને તમારે ત્યાં મોકલ્યાં છે. તમે મ્હારા પુત્ર સમાન છો. તમે આ સંકટમાંથી અમારો ઉદ્ધાર કરો. ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે.

મ્હેં માતા સંબોધનથી એ પ્રૌઢા બાઈને આશ્વાસન આપી કહ્યું :-"તમે ચિંતા કરશો નહિ. મ્હારાથી જે કાંઈ બની શકશે તે હું જરૂર કરીશ. તમે પ્રવાસના શ્રમથી થાકી ગયાં છો માટે હમણાં રો."

આમ કહી નોકરને બોલાવી, તેમના વિશ્રામનો બરાબર બંદોબસ્ત કરી આપી સ્ટેશને જઈ આગળનાં કેટલાક સ્ટેશનોએ મ્હેં ટેલીગ્રાફ કરી દીધા. પછી હું જ્યારે ઘેર પાછો ફર્યો ત્યારે વખત ઘણો થઈ ગયો હતો. ઉતાવળમાં ને ઉતાવળમાં હું વિશ્રામગૃહમાં પ્રવેશ કરતો હતો એવામાં કરકંકણનો ખડખડાટ સાંભળી ચમકીને હું ઉભો રહ્યો. પછી મ્હેં જે કાંઈ જોયું તેથી જાણે કે મ્હારા આખા અંગમાં વિજળી નૃત્ય કરી ગઈ. તરતજ ન્હાયલી, છૂટી વેણીવાળી પેલી કિશોરી મ્હારી આરામ ખુરસીમાં અર્ધશાયિતાવસ્થામાં એક પુસ્તક વાંચતી પડી હતી. શીતળ પવનના તરંગો તેની કેશકલાપની લટો સાથે સુંદર રમત કરતા હતા.

હું ડૉક્ટર હતો—સૌંદર્યની ઉપાસના મ્હેં કદાપિ કરી નહોતી. કૉલેજમાં અભ્યાસ કરતી વખતે અનેક સુંદર મનોહર દેહોને તીક્ષ્ણ ધારવાળાં હથિયારોથી કાપી કાપીને મ્હેં પ્રત્યક્ષ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. માતાપિતાની હયાતીમાં મ્હને વરમાળા આરોપવાની ઇચ્છા રાખનાર કેટલીક સુંદર કિશોરીઓને મ્હેં નિરાશ કરી હતી; પરંતુ આજે આ શું થયું ?! એ અજ્ઞાત કુળશીલા કિશોરીએ ક્ષણ કાળમાંજ મ્હારા મનોરાજ્યની અંદર કેવો ફેરફાર કરી નાખ્યો! હું સ્થાન તથા સમય ભૂલી લુબ્ધ દૃષ્ટિથી એ સરળતા અને મધુરતાની જીવંત મૂર્તિનું દર્શન કરતો હતો; એવામાં પેલી પ્રૌઢાએ બોલાવ્યાથી પુસ્તક નીચે મૂકી ઉઠતાંની સાથે કિશોરીની નજર મ્હારા ઉપર પડી. એથી તે ઘણી શર્માઈ ગઈ. નીચું જોઈ ચંચળ ગતિથી તે બ્હાર ચાલી ગઈ.

ધીમે પગલે મ્હેં ઓરડામાં પ્રવેશ કર્યો. એ વખતે જે મ્હેં જોયું તેથી મ્હારા વિસ્મયનો પાર રહ્યો નહિ. એ કિશોરી જે પુસ્તક વાંચતી હતી તે સંસ્કૃત હતું. હું પેલી પ્રૌઢા અને તેની તનયાની ઓળખાણ મેળવવા માટે અધીર બની ગયો; છતાં મધ્યાન્હ ભોજન કર્યા પછી વિશ્રામ લેતી વખતે એ વિષયની વાતચિત કરવાનું મ્હને ઉચિત લાગ્યું.

ટેબલ પાસે ઉભો રહી હું વિચારો કર્યા કરતો હતો એવામાં નોકરે બે ગૃહસ્થોના આગમન સમાચાર મ્હને જણાવ્યા. ઝડપથી બ્હાર જઈને મ્હેં જોયું તો એ બે ગૃહસ્થો તદ્દન અજાણ્યા જણાયા. મ્હને જોઈ તેઓમાંના એકે વ્યાકુળતાથી એક ટેલીગ્રામ બતાવીને પૂછ્યું:—"આ ટેલીગ્રામ આપે મોકલ્યો હતો કે?" મ્હેં સંમતિ દર્શાવી એટલે ગાડીમાંથી નહિ ઉતરવા સંબંધીનું એક લાંબુ ભાષણ સંભળાવી દીધું. પછી તેણે કહ્યું:—"શાસ્ત્રમાં કહ્યું છે કે, પ્રવાસમાં નારીનો ત્યાગ કરવો, એ કાંઈ ખોટું નથી." એનો નિરાશાભર્યો ગંભીર ભાવ જોઈ મ્હને હસવું આવતું હતું. મહા કષ્ટે હાસ્ય રોકી મ્હેં તેને આસન ઉપર બેસવા કહ્યું. તે આસન ઉપર બેઠો. પછી તે મારૂં નામ ઠામ પુછી પેલી પ્રૌઢ રમણી અને તેની કન્યા સંબંધીની તેમની ઉત્કંઠા અને ચિંતાનું વિસ્તારથી વર્ણન કરવા લાગ્યો. તેની વક્તૃતા પૂર્ણ તેજથી ચાલતી હતી એવામાં પેલી કિશોરીએ દ્વાર નજીક આવી પડદા પાછળથી કહ્યું:- મામા! બા તમને બોલાવે છે."

પુનઃ જલ્દી આવવાનું આશ્વાસન આપી તે તેની ભાણેજ સાથે ચાલ્યો ગયો. અત્યાર સુધી હું પેલા બીજા ગૃહસ્થ તરફ ધ્યાન આપી શક્યો ન હતો. હવે મ્હેં તેને તેના આગમનનું કારણ પૂછ્યું.

તેના એકના એક પુત્રને કૉલેરા થયો હતો. તે મ્હને પોતાની સાથે લઇ જવા આવ્યો હતો. તેનું નિવાસસ્થાન શહેરથી ચાર માઇલને આંતરે હતું.

તેને થોડો વખત રાહ જોવાનું સૂચવી હું મ્હારાં અતિથિઓ પાસે વિદાય લેવા અંદર ગયો. ઉતાવળથી જમી લઇ પેલી પ્રૌઢા રમણી તથા તેના ભાઇ પાસે મ્હેં આવેલા માણસના સંકટની વાત કહી, તથા તેમની સેવા માટે હાજર નહિ રહી શકવા બદલ મ્હેં તેમની ક્ષમા માગી. પ્રૌઢાએ સ્નેહ ગદગદ કંઠે માતૃહૃદયના આવેગ સહિત ઉત્તરમાં કહ્યું, "તમે અમારા ઉપર જે ઉપકાર કર્યો છે તે જીવન પર્યંત સ્મરણમાં રહેશે. મ્હારો પોતાનો પુત્ર પણ આ કરતાં વિશેષ કાંઇ કરી શકત નહિ. મ્હારા સ્વામી સરકારી નોકરી કરે છે. થોડા દિવસથી તેમની અત્રે બદલી થઇ છે. અવકાશે તમે જરૂર મળવા આવજો."

વિદાય થતી વખતે પ્રૌઢાએ તેની કન્યાને ઉદ્દેશીને કહ્યું:—"સરલા, ડૉક્ટર મહાશયને પ્રણામ કર."

લીલી માધુર્યમયી લતિકાની માફક કટિ દેશમાંથી નમી સરલાએ મ્હને પ્રણામ કર્યા. મ્હેં તેની માતાને પૂછ્યું, "આ સરલા તમારી એકની એક કન્યા છે કેમ?" ઉત્તરમાં પ્રૌઢાએ કહ્યું:—"એજ અમારૂં જીવન સર્વસ્વ છે. એને યોગ્ય સ્થળે પરણાવ્યા પછી મ્હારા જીવનની સઘળી ઇચ્છાઓ સમાપ્ત થશે."

મ્હેં બ્હાર જઇ નોકરને યોગ્ય સૂચના કરી પેલા ગૃહસ્થની સાથે હું ચાલ્યો ગયો.

* * *

લગભગ પંદર દિવસ પછી હું પાછો ઘેર આવ્યો. બે ત્રણ દિવસમાં પાછા આવવાની પહેલાં મ્હને આશા હતી, પરંતુ રોગીને સંકટમય સ્થિતિમાં રાખી ઘેર ચાલ્યા આવવા જેટલું કઠિન હૃદય હું કરી શકયો નહિ. રોગીની જીવન શંકા સર્વાંશે દૂર થઇ ત્યારેજ હું અધીર ચિત્તે ઘેર પાછો ફર્યો.

ઘેર આવ્યા પછી પુનાની અંદર મ્હેં સરલાના પિતાની તપાસ કરી. તપાસ કરતાં જે હકીકત સાંભળવામાં આવી તેથી મ્હારા તરૂણ જીવનની સઘળી આશા અને ઉત્સાહ ઉડી ગયાં. ત્રણ દિવસ સુધી તાવ ભોગવી તેના પિતાએ પરલોકવાસ કર્યો હતો તથા તેમની કન્યા અને સ્ત્રી ભાઇની સાથે પોતાને ગામ ચાલ્યાં ગયાં હતાં.

સરલાના પિતા થોડા દિવસથીજ પુનામાં નોકરી ઉપર આવ્યા હતા. તેમનો કોઇની પણ સાથે વિશેષ પરિચય થયો ન હોતો. આમ હોવાથી ઘણો પ્રયત્ન કરવા છતાં હું તેમના ઠેકાણાનો પત્તો મેળવી શકયો નહિ.

તેમનો પત્તો મેળવવાની આશા સર્વાંશે નિરાશાના સ્વરૂપમાં પલટાઇ જતી હતી એવામાં મ્હારા નોકરે એક ચુંથાયલો પત્ર આપી કહ્યું:—"સાહેબ! મ્હારી ભૂલ થઇ છે. પેલાં જે બાઇ અત્રે આવ્યાં હતાં તેમણે આ પત્ર આપને સોંપવા માટે મ્હને આપ્યો હતો. ભૂલથી એ ચીઠ્ઠી આપવાનું મ્હને યાદ ન રહ્યું એ માટે હું માફી માગું છું."

મ્હેં કવર ખોલી અંદરનો પત્ર વાંચી જોયો તો તે સરલાના પિતાના મૃત્યુ પછી લખેલો માલૂમ પડયો. વ્યાકુળ ભાવથી પેન્સિલથી એ પત્ર લખેલો હતો. બે ચાર શબ્દોમાં પોતાના ઉપર આવી પડેલા દુઃખની વાત જણાવી નાસીકમાં તેમણે મ્હને મળવા માટે લખ્યું હતું, પરંતુ દુર્દૈવને લીધે ઠેકાણું અદૃશ્ય થઇ ગયું હતું. ઠેકાણું એટલું બધું અસ્પષ્ટ થઈ ગયું હતું કે, ઘણી મહેનત કરવા છતાં હું તે વાંચી શકયો નહિ.

મ્હારી ચિંતા વધી ગઇ. કામકાજ ઉપરથી મ્હારૂં મન ઉઠી ગયું. પેલી કિશોરીની મનોહર મૂર્તિ જાગરણમાં, શયનમાં અને સ્વપ્નમાં જાણે કે મ્હારી પાસે તરવરવા લાગી.

દિવસો કોઇની રાહ જોતા નથી. મ્હારા દિવસો પણ નિરાશાના ધિક્કારમાં પસાર થઈ જવા લાગ્યા. પાંચ વર્ષ જેટલો વખત વીતિ જવા છતાંએ લજ્જાવતી કિશોરીની સ્વચ્છ સુંદર સ્મૃતિ છાયાની માફક મ્હારી સહચરી થઇ હતી. નવીન યૌવનની આશા અને ઉદ્યમ મ્હારા કલાન્ત વ્યર્થ જીવનમાં વચ્ચે વચ્ચે નવીન શકિત અને ઉન્માદ ઉપજાવતાં હતાં. એ નવીન શક્તિ અને ઉન્માદ વિશેષ સમય સુધી કાયમ રહ્યાં નહિ. વિદેશવાસથી હું ઘણો કંટાળી ગયો હતો તેથી દેશમાં જવાથી આરાધ્ય દેવીનું દર્શન કરવાનો પ્રસંગ કદાચ પ્રાપ્ત થશે એમ ધારી દવાખાનું બંધ કરી દઇ પુનાનો ત્યાગ કરી હું પાછો નાસીક ગયો તથા ત્યાં નવું દવાખાનું કાઢી દિવસો વીતાડવા લાગ્યો.

* * *

વર્ષા રૂતુ હતી. સંધ્યાકાળ થયો હતો. આકાશમાં વાદળાંઓ જામી ગયેલાં હોઇ વચ્ચે વચ્ચે વૃષ્ટિ પણ થતી હતી. અરધા કલાક પછી એક માણસે મ્હારે ત્યાં આવી મ્હને અભિવાદન કરીને કહ્યું:—"ડૉક્ટર સાહેબ! મ્હારા એક સંબંધીની કન્યા ઘણી બિમાર છે. એના જીવનની આશા નથી એમ કહું તો પણ ચાલે. એ કન્યા કુમારિકા હોઈ તેની માતા પણ તદ્દન ગરીબ છે. એથી જો આપ કૃપા કરી નજીવી ફી લઇ તેને તપાસવા આવશો તો આપનો અમારાં ઉપર ઘણો ઉપકાર થશે."

આવેલા માણસે પહેરેલાં વસ્ત્રો વર્ષાદથી ભીંજાઇ ગયાં હતાં; આમ છતાં તેણે રોગિણી કન્યાની જે સ્થિતિનું વર્ણન કર્યું એ સ્થિતિમાં તેને બેસાડી વિશ્રામ આપવાનું મ્હેં ઉચિત ધાર્યું નહિ. મ્હેં તરતજ ઉઠી કપડાં પહેર્યાં તથા નોકરને બોલાવી તેને ઔષધીની બેગ ઉંચકી લઈ સાથે ચાલવા કહ્યું. હું નોકરને સાથે લઇ આવેલા માણસ સાથે જવા લાગ્યો.

નાસીકથી ત્રણ માઇલ દૂર આવેલા ગામડામાં જવાનું હોવાથી અમે એક ટાંગો ભાડે કરી લીધો. ટાંગાવાળાને વિશેષ ભાડું આપવાનો મ્હેં લોભ દર્શાવ્યો એટલે તેણે ઘણી ઝડપથી ગાડી હાંકવા માંડી.

યથાસ્થળે જઇ પહોંચી મ્હેં જે દેખાવ જોયો તેથી મ્હારા શરીરમાં વહેતા લોહીનો પ્રવાહ જાણે કે સ્તંભિત થઇ ગયો. ઉતરી ગયેલા મુખે હું રોગિણીની મલિન શય્યા પાસે બેઠો.

જે મ્હારી હમેશાંની સાધનાની વસ્તુ હતી, અપૂર્ણ વાસના અને ગંભીર વેદના હૃદયમાં લઇ હમેશાં અપાર આમહથી હું જેની રાહ જોતો હતો તે આજે આકળથી શીર્ણ બની ગયેલી

લતાની માફક જીવન મૃત્યુના સંધિ સ્થળમાં મ્હારી નજરે પડી. મ્હારૂં ઉતરી ગયેલું મ્હો જોઈ શંકાથી કંપતા હૃદયે કોઈએ પુછ્યું:—"ડાક્ટર સાહેબ, મ્હારી સરલા જીવતી રહે એવી આશા નથી કે?" સ્વપ્નમાંથી જાગી ઉઠ્યો હોઉં એવા ભાવથી મ્હેં દ્વાર તરફ જોયું તો પુનાની અંદર જે અપરિચિતા પ્રૌઢાએ મ્હને પોતાનો પુત્ર કહી બોલાવ્યો હતો તે સ્નેહમયી રમણી મ્હારી નજરે પડી.

મ્હેં સ્થિર થઈ વિધવાને પ્રણામ કરી પૂછ્યું:—"મા! મ્હને ઓળખી શકો છો કે? તમારી સાથે પુનામાં મ્હારો મેળાપ થયો હતો."

અશ્રુથી રૂંધાઈ ગયેલી આંખોએ ઉછળતા હૃદયે આશીષ આપી, રોગિણી કન્યાની શય્યા પાસે બેસી એ સ્ત્રી કન્યાને નામ દઈ બોલાવવા લાગી. બે ચાર વખત બોલાવ્યા પછી સરલાએ ક્ષીણ કંઠે ઉત્તર આપ્યો. વિધવાએ કોમળ સ્વરે પુછ્યું, "હવે કેમ છે, બ્હેન? એક વખત આંખો ઉઘાડી જો જોઈએ કે, કોણ તને જોવા આવ્યું છે?"

વિશુષ્ક નલિનીની માફક બન્ને મ્લાન નયન ઉઘાડી સરલાએ ધીમેથી મ્હારા મુખ તરફ જોયું. તેના ફીક્કા પડી ગયેલા કપાળે અસ્વભાવિક રૂપ ધારણ કર્યું. મેં પૂછ્યું:—"સરલા! તને કેમ લાગે છે?" આ પ્રશ્નનો ઉત્તર મળ્યો નહિ તેની બન્ને આંખમાં કેવળ અશ્રુજળ ભરાઈ આવ્યું, એ દેખાવ જોઈ સ્નેહથી માતાનું હૃદય ભરાઈ આવ્યું. તેને મુક્ત કંઠે રૂદન કરતી જોઈ એ સ્થળેથી દૂર જવાની મ્હેં સંકેતથી સૂચના કરી. તેના દૂર ગયા પછી મેં એક બે મૃદુ વચનથી સાંત્વન આપી સરલાને પુનઃ તેની શારીરિક સ્થિતિના સમાચાર પૂછ્યા. મ્હારા પ્રશ્નનો ઉત્તર નહિ આપતાં સરલાએ મૃદુ કંઠે કહ્યું, "તમે પરજન્મને માનો છો?"

મ્હારૂં શરીર રોમાંચિત થઈ ગયું. સરલાની માનસિક સ્થિતિ સમજી જઈ હૃદયના આવેગથી મ્હેં કહ્યું, "સરલા, જે દિવસથી ત્હારૂં દર્શન થયું ત્યારથી એટલે કે પાંચ વર્ષથી તું જ મ્હારા ધ્યાન અને ધારણાનો વિષય હતી. ત્હારી મધુર સ્મૃતિએ મ્હને દરેક પગલે સંજીવનની શક્તિ આપી છે. હું તને આજે આવી સ્થિતિમાં જોઈશ એવી સ્વપ્નમાં સુધ્ધાં મ્હને કલ્પના નહોતી."

અત્યંત મૃદુ સ્વરે સરલાએ કહ્યું:—"હવે હું થોડા સમયની મહેમાન છું; પરંતુ આજનો દિવસ મ્હારે માટે ઘણો સુખનો છે. મન વચનથી આટલા દિવસ સુધી ઇશ્વરને મ્હેં જે પ્રાર્થના કરી હતી તે આજે સફળ થઈ છે."

આટલું બોલતાંજ તેને શ્વાસ ચઢી આવ્યો તેનું મસ્તક ઢળી પડ્યું.

દૃષ્ટિશક્તિ દૂર થઈ ગઈ. મ્હેં નિરૂપાય બની સરલાની માતાને હાક મારી બોલાવી. શિકારીના બાણથી વીંધાયલી હરિણીની માફક તે કન્યાની રોગશય્યા પાસે ઢળી પડી. હૃદયવિદારક આક્રંદ કરવા લાગી. હું પત્થરના પુતળાની માફક પરલોકવાસિની સરલાના દેહ પાસે બેસી રહ્યો. વચ્ચે વચ્ચે મ્હારે કાને જાણે કે સરલાના શબ્દો અથડાવા લાગ્યા:—"તમે પરજન્મને માનો છો?"

(સંપૂર્ણ.)

# સીનેમા મેજેસ્ટીકમાં એક ડોકિયું.

સ્વર્ગસ્થ હાજીમહમ્મદ અલારખીયા પોતાના પ્રજાપ્રિય વીસમી સદીદ્વારા જે કેટલાંક છૂપાં રત્નોને પ્રકાશમાં લાવ્યા તેમાંનાજ એક રા. મુન્શી પણ છે. આજે તેઓ ગુજરાતમાં સિદ્ધહસ્ત નવલકથાકાર મનાય છે. તેઓની આ—"પૃથ્વી વલ્લભ" નામની નવલકથા પ્રથમ 'વીસમી સદી' માંજ પ્રગટ થઈ હતી અને લોકાદરને પાત્ર બની હતી.

પૃથ્વી વલ્લભને ઐતિહાસિક નવલકથા કહેવા કરતાં હમારી દૃષ્ટિથી તેને ગંગા અને યમુનાનો સંગમ કરતી ગુપ્ત સરસ્વતીનાં ત્રિવેણી માહાત્મય સમુ ત્યાગ અને રાગનો સંગમ કરી રાજયોગ ઉપજાવતું ગદ્યકાવ્ય કહીએ તો વધારે ઉત્તમ છે. (જો કે તેને કાવ્યની સંજ્ઞામાં લેતાં હમને અપદ્યાગદ્યનાં ભૂતની તથા રા. ઉલ્લણના ઉલની બ્હીક લાગે છે.) પરંતુ એ મતમાં તો હમારી સાથે દરેક એકમત થશે કે એ શુષ્ક જીવન અને રસાત્માનાં મહાયુદ્ધનું રૂપક છે. અને તેથી વરસો સુધી ચવાએલાં-પીંખાએલાં ચિત્રોને બદલે આવું ભાવવાહી ચિત્રપટ પસંદ કરવા માટે હમે તે ચિત્રપટ પસંદ કરનાર રા૰ મણિલાલ જોશીને ખરાં હૃદયથી મુબારકબાદી આપીએ છીએ.

ઘાસલેટના ખોખાંના બનાવેલા સિંહાસન અને પાંચ કુંડાં ગોઠવીને તૈયાર કરેલા બગીચા કરતાં વડોદરા સરકારના મહેલ અને બગીચાઓ રાજકુળની કથા માટે યોગ્ય સીનેરી હોય તેમાં તો કહેવુંજ શું છે.

વસ્ત્રોમાં પણ પુરાતનપણું બતાવવાની કોશીશ કરવામાં આવી છે એ આદરનીય છે. જો કે માલવા અને તૈલંગણ એ બન્ને પ્રદેશોનું ભિન્નત્વ બતાવવામાં આવ્યું હોત તો વધારે યોગ્ય હતું એવો હમારો નમ્ર અભિપ્રાય છે.

પાત્રો તરફ જોતાં તેઓ તેમને જેટલું કામ સોંપવામાં આવ્યું છે તેને સારો ઇન્સાફ આપે છે. જો કે સીનેરીયો રાઇટર લેખના આત્માને સમજી ન શક્યો હોવાથી કેટલાક પ્રસંગો ઉઘડક અને ઓચિંતા જેવા લાગે છે પરંતુ પાત્રો પોતાના વ્યક્તિત્વથી તે છિદ્રોને છૂપાવી નાખે છે. છતાંએ હમે આટલું ધ્યાન ખેંચવું તો યોગ્યજ ધારશું કે મુંજનું પાત્ર ભજવનારે હાસ્યનો Study—અભ્યાસ કોઈ રાજકુટુંબમાંથી નહીં પરંતુ રોયલ ક્લાસના મહાત્મા પાસેથી કરેલો દેખાય છે, અને સત્યાશ્રયની ઉતાવળી ચાલ કોઈ સીધું લેવા દોડતા ભટજી મહારાજની યાદ અપાવે છે.

આટલું જણાવ્યા પછી "પૃથ્વી વલ્લભ" ની ફીલમે દેશી ફીલમની કળામાં એક પગલું આગળ ભર્યું છે એમ તો હમે વીના સંકોચે છાતી ઠોકી કહી શકશું અને આ સમાલોચના પૂરી કરતાં જુનાં ચીંથરાં ન ચૂંથતાં કે જુના નવાનું કચુમ્બર કરી પ્રજાની માન્યતાનો ખોટો લાભ લેવાના લોભમાં ન પડતાં આવાં સ્થાયી ચિત્રો બહાર પાડવાની "અશોક પીક્ચર્સ" ના માલીકને ભલામણ કરશું કે જે ભલામણ સાથે પ્રજાનો દરેક વર્ગ મળતો છે એમ હમે ખાત્રીપૂર્વક માનીએ છીએ.

"સમાલોચક."

## મુંબઈનું રાત્રિ-રહસ્ય

(લખનારઃ—રા. ગુપ્તદૂત)

[ગતાંકથી ચાલુ.]

### કમળાની આત્મકથા (ચાલુ.)

"પછી એક ભયંકર અવાજે મને જગાડી. હેરીકન લૅમ્પના પ્રકાશની અંદર હું મ્હારા બિછાના પાસે હાથમાં ખુલ્લી કટાર લઇને ઉભેલા એક પઠાણને જોઇ શકી. એ પઠાણના બીજા બે સાથીદારો ખુણામાં ઉભેલા મારી નજરમાં પડ્યા. આવો પ્રસંગ મ્હારા જીવનમાં પહેલવહેલો હતો. અત્યંત ભયથી મ્હારી જીભ ખેંચાઇ ગઇ તથા હોઠ સીવાઇ ગયા. છરો લઇ ઉભેલો પઠાણ કાંઇ બોલ્યો. તેના બોલવાનો અર્થ હું સમજી શકી નહિ. મહા મહેનતે હૃદયમાં હિંમત લાવી ગરીબડી ગુજરાતીમાં મ્હેં તેને કહ્યું, 'તમે શા માટે મ્હને બીવડાવો છો? હું તમારે પગે પડું છું. મ્હારી પાસે કાંઇ નથી.'

"શયતાને છરો કમરપટ્ટામાં ખોસ્યો અને તેણે તેના જમણા હાથથી મ્હને એવો ધક્કો માર્યો કે તેથી હું જમીનદોસ્ત થઇ ગઇ. પછી એ રાક્ષસે ખુણામાં ઉભેલા પોતાના બે સોબતીઓમાંના એકને કંઇક ઇશારો કર્યો. એ ઇશારાથી શયતાનનો સાથી ઘરની બ્હાર નીકળી પેલી જુની દાસી પાર્વતીની સાથે અલ્પકાળમાંજ પુનઃ અંદર દાખલ થયો, તથા બારણાં તેણે બંધ કરી દીધાં.

"પાર્વતીને જોતાંજ હું સઘળો ભેદ પામી ગઇ; પરંતુ ભયની મારી કાંઇ બોલી શકી નહિ. પાર્વતીએ મ્હારા તરફ જોઇ કહ્યું, 'ત્હારી પાસે જે કંઇ જરજોખમ હોય તે આ લોકોને આપી દે; નહિ તો જીવથી જઇશ.'

"બીજો કોઇ ઉપાય નહિ હોવાથી મ્હેં મ્હારા અંગ ઉપર પહેરેલી ચારસો પાંચસો રૂપિયાની જણસો ઉતારી નીચે મૂકી અને કહ્યું, 'આ સિવાય મારી પાસે ફુટી બદામ પણ નથી.' પાર્વતીએ મ્હારી પાસે ઉભેલા રાક્ષસને સંકેત કર્યો. એ પઠાણે મ્હારી નજીક આવી બળાત્કારથી મ્હને પકડી રાખી તીવ્ર ગંધવાળો રૂમાલ મ્હારા મ્હોં આગળ ધર્યો. એકજ મિનિટમાં હું બેહોશ બની ગઇ.

"સ્હવારે આઠ વાગ્યે જ્યારે મ્હને ભાન આવ્યું ત્યારે જાણે કે બે મહિનાની ભયંકર બીમારીમાંથી હું ઉઠી હોઉં એવી રીતે મ્હારૂં શરીર લેવાઇ ગયું હતું. ભાન આવતાં રાત્રે બનેલો ભયંકર પ્રસંગ મને યાદ આવ્યો. હાવરીબાવરી બની હું ઉઠી ઉભી થઇ અને બારણાંને ધક્કો મારતાં તે ખાલી બંધ હોવાથી આપોઆપ ઉઘડી ગયું. મ્હેં છુટકારાનો એક શ્વાસ લીધો એ વખતે પણ પેલા પઠાણો પેલી કટાર અને પેલી પાર્વતી મ્હારી આસપાસ જાણે કે તાંડવ નૃત્ય કરતાં હોય એવોજ મ્હને ભાસ થતો હતો. મ્હારૂં ચિત્ત ભમતું હોવાથી ઘણી સંભાળથી બારણાંને બંધ કરી હું પુનઃ શય્યાવશ થઇ.

"સ્હાંજે પાંચ વાગ્યે હું ફરી શુદ્ધિમાં આવી. હાથ મ્હોં ધોઇ મ્હેં ચ્હા બનાવીને પીધી. એ સ્થળનો રાત પડતાં પહેલાં કોઇ પણ રીતે ત્યાગ કર્યા સિવાય અંતરાત્માને ચેન પડે તેમ નહિ હોવાથી જમીનની અંદર છુપાવી રાખેલું જરજોખમ બ્હાર કાઢી તે સાથે લઇ હું ભયની મારી વિક્ટોરીયામાં નહિ બેસતાં ટ્રામમાં બેસી સૅન્ડહર્સ્ટ રોડ પર આવેલા પ્રાર્થના સમાજ નજીકના એક હિંદુ લૉજમાં ગઇ તથા લૉજના મેનેજરને મળી મહિનાનાં ૬૫ રૂપિયાના ચાર્જથી એક ન્હાની ઓરડી લઇ ત્યાં રહી.

"બે દિવસમાંજ પરેલ ઉપરની જગ્યા ખાલી કરી હું મ્હારો સઘળો સરસામાન લૉજમાં લઇ આવી. લૉજમાં જો કે મ્હને ચોર બદમાસોનો કે લૂંટારાઓનો ભય નહોતો; પરંતુ લૉજમાં પડી રહેતા કેટલાક પુરૂષ વેશધારી લૂંટારાઓની લોલુપ દૃષ્ટિ મ્હારા યૌવન ઉપર આક્રમણ કરવા ઇચ્છતી હોય એમ હું સહેલાઇથી સમજી શકી. ખાસ પ્રયોજન સિવાય હું લૉજની બ્હાર નીકળતી નહોતી તથા પ્રથમથીજ બન્ને વખતનું મ્હારૂં ભાણું મ્હને મ્હારી રૂમમાં મળે એવો મ્હેં બંદોબસ્ત કરેલો હોવાથી મ્હારે રસોડામાં પણ જવું પડતું નહોતું.

"લૉજમાં દશ બાર દિવસ વીતિ ગયા એટલે આસપાસની રૂમોમાં રહેતા કેટલાક કામો-ન્મત્ત પુરુષો મ્હારી ગેરહાજરીમાં અર્થાત્ હું સ્નાનગૃહમાં કે અન્ય સ્થળે ગઇ હોઉં એ વખતે નનામા પ્રેમ પત્રો મ્હારી રૂમમાં ફેંકવા લાગ્યા. એ વિષયની લૉજના વ્યવસ્થાપક પાસે ફરિયાદ કરવાનું મ્હને વ્યાજબી લાગ્યું નહિ. વળી મ્હારી પાસે એટલો બધો પૈસો પણ ન હોતો કે, દર મહિને ૬૫ રૂપિયાનો ચાર્જ ભરી હું હમ્મેશાં નિશ્ચિંતતાથી કાંઇ પણ ઉદ્યમ કર્યા સિવાય વિશેષ કાળ માટે લૉજમાં રહી શકું. છેવટે મન સાથે અમુક વિચાર કર્યા પછી એક ગુજરાતી વર્તમાનપત્રમાં મ્હેં સારા ખાનદાન કુટુંબમાં રસોઇયણ તરીકે રહેવા સંબંધની જાહેર ખબર આપી. શિરનામું મ્હેં એ વર્તમાનપત્રની ઑફીસનુંજ આપ્યું હતું.

"ચાર દિવસ પછી મ્હને ત્રણ ઉત્તરો મળ્યા. દરેક સ્થળેથી મ્હને રૂબરૂ મળી જવાનું લખવામાં આવ્યું હતું; પરંતુ બે ઉત્તરો વિધુર ગૃહસ્થો તરફથી આવેલા હોવાથી એ બે સ્થળે નહિ જતાં મ્હેં ત્રીજે સ્થળે રૂબરૂ મળવા જવાનો નિશ્ચય કર્યો.

"એ સ્થળ ભુલેશ્વરમાં આવેલું હતું. રસોઇયણ તરીકે નોકરી લેવાની હોવાથી મ્હેં મુલાકાત કરવા જતાં પહેલાં મ્હારા ઠાઠમાઠને ઓછો કરી નાખ્યો. શરીર ઉપર બે ચાર અલંકાર હતા તે કાઢી નાંખ્યા. હાથમાં સધવાના ચિન્હસૂચક જે કંકણ હતાં તે કાઢી નાંખી, ટ્રંકમાં મુકી મ્હેં જીવતા ધણીએ વિધવાનો વેશ ધારણ કર્યો. પછી એક જયપુરી છાયલ પહેરી રૂમને તાળું વાસી બપોરના બે વાગે હું લૉજની બ્હાર નીકળી પડી.

"અડધા કલાકમાંજ હું ભુલેશ્વરના લૈંતામાં જઇ પહોંચી તથા પુછપરછ કરી મ્હેં વલ્લભદાસ શેઠનાં વિધવા પત્ની પ્રેમકુંવર (પ્રેમકોર)નું મકાન શોધી કાઢ્યું.

"મકાન ત્રણ માળનું હતું. નીચે ઓટલા ઉપર પડેલા એક બેંચ પર બેસી પીસ્તાળીસેક વર્ષની ઉમ્મરનો એક હૃષ્ટપુષ્ટ શરીરવાળો ભૈયો ચલમના દમ લગાવતો હતો. મ્હેં તેને પ્રેમકુંવરશેઠા-

ણીનું નામ પૂછ્યું એટલે ચલમને બેંચ નીચે દિવાલ અડતી મૂકી ઉભો થયો અને મ્હને પોતાની સાથે આવવા જણાવ્યું. સિપાની સાથે હું દાદર ચઢી ત્રીજે માળ ગઇ તથા મ્હને બેઠકખાનામાં બેસાડી ભૈયો ચાલ્યો ગયો.

"બે મિનિટમાંજ પાંત્રીસેક વર્ષની ઉમ્મરની એક સુંદરીએ બેઠકખાનામાં આવી તીવ્ર દ્રષ્ટિથી મ્હારા મુખનું દર્શન કરી પૂછ્યું 'તમારૂં જ નામ કમળા છે કે?' મ્હેં સંમતિ દર્શાવી એટલે સ્હામે પડેલા એક કોચ ઉપર બેસી એ રમણીએ કહ્યું, 'જુઓ, આજકાલ મુંબઇમાં ભટ (રસોઇઆ) એટલા તુમાખી થઇ ગયા છે કે, સારો પગાર અને ઉત્તમ ખોરાક મળતો હોવા છતાં તેઓ ટકીને રહેતા નથી. મ્હારા એક સંબંધીએ તમારી જાહેર ખબરની મ્હને વાત કરી હતી તથા તમે એક નિરાધાર વિધવા બાઇ હોવાથી શાન્તિથી કામકાજ કરી શકશો એમ ધારી મ્હેં પત્ર લખાવી તમને રૂબરૂમાં મળી જવા જણાવ્યું હતું.'

"પછી વાતચિતમાં જ મ્હેં એ રમણીને પ્રસન્ન કરી દીધી. મ્હારો ખાનપાન સાથે માસિક પચીસ રૂપિયા પગાર ઠરાવવામાં આવ્યો. ચાર દિવસ પછી કામ ઉપર હાજર થવાનું જણાવી હું પુનઃ લૉજમાં આવી.

"એ રમણી સાથેની વાતચિત ઉપરથી હું એમ જાણી શકી હતી કે, તે વલ્લભદાસ નામના એક ધનાઢ્ય ગૃહસ્થની વિધવા હતી. તેનું નામ પ્રેમકુંવર હતું. ત્રણ માસથી તે વિધવા થઇ હતી તથા હું જ્યારે રસોઇયણ તરીકે ત્યાં રહેવાની હતી ત્યારે તે સગર્ભા હતી. તેને ચાર માસ થયા હતા. વળી વલ્લભદાસ શેઠની આગલી સ્ત્રીનો છોકરો શેઠની ઘણી ખરી મિલકત પચાવી તેની સાવકી માતા પ્રેમકુંવરથી અલગ રહેતો હતો. પ્રેમકુંવર શેઠાણી માટે માસિક છસો રૂપિયાનું ખર્ચ બાંધી આપવામાં આવેલું હોઇ ભુલેશ્વરના લત્તામાં આવેલું મકાન તેઓ જીવે ત્યાં સુધી વાપરે એવો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો.

"બે ત્રણ દિવસમાં જ મ્હેં મ્હારો તમામ સરસામાન ઓછી વત્તી કિમ્મતે વેચી નાંખ્યો અને પછી મ્હારી પાસેની રોકડ સિલ્લક તથા ઘરેણાં લઇ, લૉજનું બીલ ચુકવી આપી હું પ્રેમકુંવર શેઠાણીને ત્યાં રસોઇયણ તરીકે જઇને રહી.

"થોડા દિવસમાં જ હું પ્રેમકુંવરના અંગત જીવનવ્યવહારથી જાણીતી થઇ ગઇ. તે સાથે મ્હને એમ પણ માલુમ પડ્યું કે, વલ્લભદાસ શેઠ પાંસઠ સીત્તેર વર્ષની ઉમ્મરે મૃત્યુ પામેલા હોઇ તેઓ પોતાની પાછળ લાખો રૂપિયાની સંપત્તિ મૂકી ગયા હતા. એ સંપત્તિ સ્ટેપના પુત્રના હાથમાં જવાથી તથા પોતાને બીજાની દયા ઉપર ગુજરાન ચલાવવું પડતું હોવાથી પ્રેમકુંવરના અંતરાત્માને ઘણો ખેદ થતો હતો. પોતાને યથા સમયે જો પુત્રની પ્રાપ્તિ થાય તો શેઠની મિલકતમાંથી અમુક હિસ્સો મળે તેમ હોવાથી ભવિષ્યની ઠગારી આશાને વશ થઇ તે પોતાના દિવસો પસાર કરતી હતી. મ્હારા ઉપર ટુંક સમયમાં જ તેની એટલી બધી માયા થઇ ગઇ હતી કે, હું પરાયા ઘરમાં રહું છું એવો તેમ્હને ભાસ સુધ્ધાં થવા દેતી નહિ.

"ધીમે ધીમે વિશ્વાસની વૃદ્ધિ થતાં પ્રેમકુંવર મ્હને પોતાનાં અંગત કાર્યો પણ સોંપવા લાગી. ઘર વરને પનારે પડ્યા પછી અકાળે વિધવા થયેલી મુંબઇના ભોગવિલાસમાં તથા અસંખ્ય પ્રલોભનોમાં યુવાવસ્થા વીતાડતી ઘણી ખરી શેઠાણીઓનાં ચરિત્ર કેવ હોય છે તેનો પહેલાં મ્હને અનુભવ નહોતો. પરંતુ પ્રેમકુંવરના સહવાસમાં રહ્યા પછી મ્હને એ ગુપ્ત વિષયનું સંપૂર્ણ જ્ઞાન મળ્યું.

"પ્રેમકુંવર વિધવા હોવા છતાં તથા બાહ્ય દ્રષ્ટિથી તે ખુણો પાળતી હોવા છતાં તેનું આંતરચરિત્ર વિલાસિતાથી પરિપૂર્ણ હતું. પોતાને પુત્ર થયા પછી મિલકતનો ભાગ મળશે એટલે મ્હને સારૂં ઇનામ આપવામાં આવશે એવી તેણે મ્હને લાલચ આપેલી હોવાથી તથા મ્હારૂં ધર્મબંધન ક્યારનુંય ધોવાઇ ગયેલું હોવાથી પ્રેમકુંવર મ્હને જે કાર્ય કરવાનું કહેતી તે હું સંકોચ કે દ્વિધા રાખ્યા સિવાય, પાપ પુણ્ય કે ધર્માધર્મનો ભય રાખ્યા સિવાય કરતી હતી, તથા મ્હારી એવી કર્તવ્ય તત્પરતાને પરિણામે પ્રેમકુંવર પ્રસંગોપાત વસ્ત્રાલંકારોના પારિતોષિકથી મ્હારી કદર કરતી હતી."

આટલું બોલી કમળા કંઠરોધ થવાથી પાણી પીવા ઉઠી. પાણી પીધા પછી પાંચેક મિનિટ પછી તેણે હીરાલાલના મુખ તરફ જોઇ પૂછ્યું:–"મ્હારી આ જીવન કથા સાંભળી તમને કંટાળો તો નથી આવતો ને? જો તમને નિદ્રા આવતી હોય તો આજે આ વાત અધુરી રાખું?"

હીરાલાલ એ જીવનકથા સાંભળવામાં તન્મય બની ગયો હતો. કમળાના પ્રશ્ને તેની તન્મયતા દૂર કરી. તે આસન ઉપરથી ઉઠી કમળા પાસે ગયો તથા કમળાના બન્ને હાથને પોતાના હાથમાં દબાવી તેણે કહ્યું:–"ત્હારી જીવનકથા એક અદ્ભુત નવલકથા જેવી છે. આજે ગમે એટલો વખત વીતી જાય તેની ચિંતા નથી; પરંતુ જ્યાં સુધી હું એ કથા સંપૂર્ણ સાંભળીશ નહિ ત્યાં સુધી મ્હને શાંતિથી નિદ્રા નહિ આવે." આમ કહી હીરાલાલે કમળાના અર્ધવિકસિત ઓષ્ઠ યુગલ ઉપર ઉપરાઉપરી બે ચાર ચુંબન કર્યાં.

પછી બન્ને જણાં પુનઃ આસન ઉપર બેઠાં તથા કમળા તે જીવનનો અપૂર્ણ રહેલો કિસ્સો આગળ કહેવા લાગી:—

[ આ રહસ્યપૂર્ણ લેખનો આગલો ભાગ વાંચવા માટે આવતો અંક વાંચો. ] અપૂર્ણ.

## ઝેરી નાગણ.

લખનાર-રા. રમણીક અ. મ્હેતા.

ટુંક સારઃ—( રશીયાના બે લશ્કરી અમલદાર મામા-ભાણેજનાં એકજ રીતે મૃત્યુ થયાં હતાં. મૃત્યુનું કારણ નહિ જણાયાથી તેની તપાસ માટે લોકોમાં ભારે હોહા થઇ રહી હતી ત્યાંથી આજની વાર્તા શરૂ થાય છે. )

અંતે આવા પ્રકારની બારીક તપાસને માટે સરકારી હુકમ ફરમાવવામાં આવ્યો, અને આ કામ મોરકોના એક બહાદુર કેમી-સ્ટ્રીના પ્રોફેસરને સોંપવામાં આવ્યું. તેણે મરનારની હોજરીમાંના પદાર્થોનું રસાયણીક પૃથક્કરણ કર્યું અને પરિણામમાં એમ જણાયું કે રૂશિયામાં લોકો જેને ક્રીસ્ટમસ રોઝ કહે છે તે ઝાડનું કાતિલ ઝેર આપવામાં આવ્યું હતું; જેનાં પરિણામે પીટર મરણ પામ્યો હતો. લશ્કરી અમલદારોને આ પરિણામ જણાવવામાં આવ્યું. તેઓએ કર્નલની હોજરીના પદાર્થોનું પૃથક્કરણ કરવાનું કહ્યું. કર્નલનું મરણ પણ એજ જહરથી થયું હતું એમ સાબીત થયું.

સામાન્ય લોકોને ભાગ્યેજ ખબર હોય છે કે જેને તેઓ ક્રિસ્ટમસ રોઝ કહે છે તેનાં પાંદડાં અને મૂળિયામાંથી એક પ્રકારનું કાતિલ જહર બનાવવામાં આવે છે. આ જહરની અસર એવા પ્રકારની છે કે લેનારના પેટમાં આગ આગ થઇ આવે છે, ઉલ્ટીઓ થાય છે, ચકરી આવે છે અને સડી ગયેલો ખોરાક આદિ લેવાને લીધે જે ચિન્હ થઇ આવે છે તેવાં ચિન્હ આ જહર આપવાથી થઇ આવે છે. આથી કરીને તેનો ઉપયોગ ચાલાક અને દગાબાજ લોકો આ જહર આપી એવો ભ્રમ ઉત્પન્ન કરે છે કે ખરાબ ખોરાકનું આ પરિણામ છે-નહિ કે જહરનું. વળી આ જહરને પાણીમાં અને દારૂમાં ભેળવી આપવાથી તેનો સ્વાદ માલમ પડતો નથી. દાકતરો કર્નલના અને કેપ્ટનના મરણમાં આથીજ થાપ ખાઇ ગયા હતા. વળી એ લોકોને કર્નલ માટે તો સુપ ખાવાનું કારણ પણ મળ્યું હતું. જો તબીબી વિદ્યાર્થીએ ચર્ચાપત્ર ન લખ્યું હોત તો આ બીના સદાને માટે અંધારામાંજ રહેત. વળી આ જહરને પારખી કાઢવું એ પણ સહેલું કામ નથી. તે પરીક્ષા ઘણી કઠણ છે. બારીક રસાયણીક પ્રયોગો વડે એ જહરનું અસ્તિત્વ શોધી કઢાય છે અને જો તે વિદ્વાન પ્રોફેસર કે જેનો જુદા જુદા જહરોનો બારીક અભ્યાસ નહોત તો તે સિવાય બીજા કોઇએ ભાગ્યેજ પારખી કાઢ્યું હોત.

વિષની વાત તો નક્કી થઇ; પરંતુ તે અજાણતાં આપવામાં આવ્યું હતું કે કોઇએ ઇરાદાપૂર્વક આપ્યું હતું તે એક વિકટ સવાલ હતો. અચાનક ભૂલથી લેવામાં આવ્યું હોય એ બનવા જોગ ન હતું. બન્ને સગા સગા એકજ વર્ષમાં એકજ કારણની ભૂલથી મરણ પામે એ મનાયજ કેમ! જરૂર આમાં કંઇ કાવત્રું હોવું જોઇએ એમાં સંશય જેવું હતું જ નહિ. આ કેસ છેવટે પોલીસને તપાસને માટે સોંપવામાં આવ્યો અને ગમે તેમ કરી એ જહર આપનારનો પત્તો મેળવવા હુકમ ફરમાવવામાં આવ્યો. મરણ પામ્યા તે દિવસે બન્ને જણા ક્યાં ગયા હતા, શું કરતા હતા તેની તપાસ કરવામાં આવી. કર્નલને મરણ પામ્યાને લાંબો વખત થયો હતો તેથી તેની બાબતમાં મરણ પામ્યો તે દિવસે ક્યાં ક્યાં ફર્યો હતો તે જાણવું મુશ્કેલ હતું, પરંતુ તપાસ કરતાં એમ જણાયું કે બારનોફ પોતાના એક મિત્ર એલેકઝેન્ડર બ્લાસોવસ્કી, જે શહેરની બ્હાર એક બંગલામાં રહેતો હતો તેને ત્યાં ગયો હતો. પછી બન્ને જણા એક રેસ્ટોરાંમાં ગયા હતા અને ત્યાં બન્નેએ વાળુ કર્યું. પછી બીલિયર્ડ રમ્યા. એલેકઝેન્ડરને પોતાને એક સ્ત્રિ મિત્રને મળવાનું હતું તેથી તે પોતાના મિત્રથી છુટો પડયો. કેપ્ટનને તેણે પુછ્યું નહિ કે તે ક્યાં જવાનો ઇરાદો રાખે છે? વળી કેપ્ટને પોતે પણ પોતાનો ઇરાદો જણાવ્યો નહિ, છતાં એમ જાણવામાં આવ્યું હતું કે તે ઓપેરા જોવા ગયો હતો અને દશ વાગે ત્યાંથી ઉઠી ચાલી નીકળ્યો હતો. આ ઉપરાંત એમ ખાત્રીપૂર્વક જણાવવામાં આવતું હતું કે જ્યારે કેપ્ટન બારનોફ રેસ્ટોરાંમાંથી નીકળ્યો ત્યારે તે તંદુરસ્ત હાલતમાં હતો અને ઘણા ખુશ મિજાજમાં હતો. આ બધા બનાવ બન્યા પછી તે ક્રેમલીનના કોટના દરવાજા બ્હાર બેશુદ્ધ હાલતમાં મળી આવ્યો હતો. આ પરથી કેટલીક બીના તો ચોક્કસ હતી. આમાં સંશય જેવું ન હતું કે તે રેસ્ટોરાંમાં ગયો હતો અને તે બેશુદ્ધ હાલતમાં મળી આવ્યો ત્યાર પૂર્વે તેણે પ્રાણઘાતક પદાર્થ લીધો હતો. કાફેમાંથી નિકળ્યા બાદ તે બેશુદ્ધ હાલતમાં મળી આવ્યો તે વચ્ચગાળાનો સમય ક્યાં ગાળ્યો હતો તે જણાયું ન હતું. તે એકલો હતો કે તેની સાથે માણસો હતા? એ પણ જાણવામાં આવ્યું ન હતું. વળી એમ પણ લાગતું હતું કે આ બીના પર ઢાંક પીછોડો નાંખવાનો પાકો ઇરાદો જણાતો હતો. અને તેમ કરવામાં કોઇનો કંઇ હેતુ હોવો જોઇએ એમ ભાસતું હતું. કર્નલની બાબત પણ એવા પ્રકારની હતી. કારણ કે જે રાત્રિએ તે પ્રાણઘાતક બનાવ બન્યો તે રાત્રિએ તે ક્યાં ગયો હતો તે કોઇના જાણવામાં આવ્યું નહોતું. મોસ્કો એ કંઇ ન્હાનુંસુનું શહેર નથી. યૂરોપના નામાંકિત મોટાં શહેરોમાંનું તે એક છે, અને તે મોજ મજાહનું મથક છે. જાત જાતના લોકોની ત્યાં વસ્તી છે. માત્ર મુંબઇમાંજ ગીરગામની ગુલાબ, ગોરી લેઇનની ગોરાંગીઓ, કોટની કામિની, નાઝુક નાજા, કે દોઅન્નીજાન અને નસીબજાન રૂપનો ક્રય કરી, પોતાનાં ખીસ્સાં તર કરી હૈયાફુટાનાં ખીસ્સાં હલકાં કરે છે એમ નથી. મોસ્કોમાં મોજ મજાહ જાત-જાતની મળે છે. દુનિયાના કોઇ પણ મોટા શહેરમાં એવી રંગબેરંગી વસ્તી જોવામાં આવતી નથી. લેવાન્ટના ગળાકાપુઓ કે ફ્રાંસીસ્કો, બાલ્ટીકના ખલાસીઓ અને મચ્છીમારો, તાતારી, ઇરાની, બોખારી બગદાદી જયુ, ગ્રીકના મસ્તીખોર ગોલા, જ્યોર્જીયન, સીરકાસીયન વિગેરેનો જમેલો અહીં જોવામાં આવે છે. દરેક જાતના ગુન્હા અહીં થાય છે. આટલું છતાં જેમ મુસલમાનોને મન મક્કા પવિત્ર તેમ રૂશિયનોને મન મોસ્કો પવિત્ર હોય છે અને તેને The Holy city કહે છે.

કેટલાક અઠવાડિયાં સુધી પોલીસે તપાસ ચલાવી પણ ફતેહ મળી નહિ. આખરે આ કેસ ડેનીલોવને સોંપવામાં આવ્યો. ડેનીલોવ સેંટપીટર્સબર્ગથી મોસ્કો આવ્યો—શહેરી મીલીટરી ગવર્નર જે સૈન્યનો જનરલ હતો તેને મળ્યો. જનરલે કહ્યું:—

"તમારી નજરમાં આવે તેવા ઉપાયો લ્યો પણ કર્નલ ઇવાન-અને કેપ્ટન બારનોફનાં ખૂન કરનારનો પત્તો મેળવી આપો. આ

બન્ને જણને જહર આપી ખૂન કરવામાં આવ્યું હતું એમાં કંઈ શક નથી. આ ખૂનીઓને શોધી કાઢી તેમને સજાએ પહોંચાડવા જોઈએ. છેલ્લાં કેટલાંક વર્ષો થયાં આવી બદમાસીનો ભોગ થઇ ઘણા સિપાઈઓએ પોતાની જાન ગૂમાવી છે અને ખૂનીઓ છટકી ગયા છે. એ નામીચા અમલદારો—જાણીતા આસામીઓ કાવત્રાંનો ભોગ થઈ પડે અને પોલીસ તેનો પતો મેળવી શકે નહિ એ શું? મને આપણું પોલીસ ખાતું ખામી ભરેલું જણાય છે એ ખરેખર ભારે શરમની વાત છે.

"શું ખામી ભરેલું?" ડેનીવીચે પૂછ્યું.

"બરાબર, નહિ તો આવા સમાજમાં જાણીતા આસામીઓનાં ખૂન થાય અને ખૂનીઓ છટકી જાય ખરા?"

"જ્યાં સુધી હું અનુમાન કરી શકું છું ત્યાં સુધી તો આ કંઇ સામાન્ય ગુન્હો નથી" ડેનીવીચે જવાબ આપ્યો.

"તે કબૂલ, પરંતુ પોલીસ ગુન્હાની કંઇ સુગ સુધાં મેળવી શકે નહિ એ શું? આપણુંજ પોલીસ ખાતું ઘણું ખામી ભરેલું છે એમ નથી? વારુ, પણ તમે આ બાબતમાં શું કરવા ઇરાદો રાખો છો?"

"હું શું જાણું?"

"એટલે" જનરલે આશ્ચર્યચકિત સ્વરે પૂછ્યું "તમો શું કરવા ઇચ્છો છો?"

"હું હજી સુધી કંઇ જાણતો નથી કે-"

"જો તમો જાણતા ન હો તો પછી કેસ હાથમાં લેવાથી શું ફળ?"

"જુઓ જનરલ" ડેનીવીચે કહ્યું, 'હું કંઇ પયગમ્બર યા તો નજુમી નથી કે હું શું કરવાનો છું તે કહી શકું."

"વ્યાજબી છે, પરંતુ તમે કેવી રીતે કામ લેવા માગો છો તેનો કંઇ ખ્યાલ તો તમને હશે ને?"

"જ્યાં પોલીસને નિષ્ફળતા મળી છે, ત્યાં હું ફતેહ મેળવવા કોશીશ કરીશ."

"કદાચ તમે પણ નિષ્ફળ નિવડો તો?"

"તો તેમાં નવાઈ નથી."

"વારુ, જો તમે નિષ્ફળ નિવડશો તો મારે આ રહસ્યનો પત્તો મેળવવા કડક ઉપાય યોજવા પડશે. મારા હાથ નીચેના આદમીની જીંદગી કોઇ સ્હેલાઇથી ન લે તેને માટે ઉપાય લેવા પડશે."

ડેનીવીચને તેના બોલવાથી માઠું લાગ્યું નહિ. તે જાણતો હતો કે આ કંઇ સાધારણ કેસ નથી. પત્તો મેળવવો એ સ્હેલું નથી. આ ખૂનનો ભેદ મેળવવા માટે પોલીસની સાધારણ રીત કામ લાગવાની નથી. આ સર્વનો વિચાર કરી તેણે પોતાને કામે લાગવા નિશ્ચય કર્યો. તે સ્વતંત્ર મિજાજનો માણસ હતો, અને પોતાનો હેતુ પાર પાડવા વિચિત્ર યુક્તિઓ કામે લગાડતો હતો. તેના સ્પષ્ટ કથનથી ઘૂણી વાર પોલીસના અમલદાર ગુસ્સે થતા પણ તે તેમની ગુસ્સાની કે ઈર્ષ્યાની પર્વા કર્યા વગર પોતાનું કર્તવ્ય કર્યે જતો હતો.

તેને પ્રથમ તો એમ લાગ્યું કે જો કર્નલ ઇસ્નારોફના ગળ પત્રો મળી આવે તો આ ગુંચની ઉકેલનો માર્ગ એમાંથી ળી આવે ખરો.

કર્નલના કાગળપત્રો તેણે મેળવવા પ્રયત્ન કર્યો પરંતુ તેને જણાયું કે કર્નલના કાગળ તેના ભાણેજ પાસે ગયા હતા અને ભાણેજ જ્યારે મરણ પામ્યો ત્યારે તે તેના બીજા સગાના હાથમાં ગયા હતા અને તે મળવા મુશ્કેલ હતા; કારણ કે કાગળમાં કંઇ એવી બીના હોય કે બદનામી થાય અને લોકો ચુંચાં કરે. ડેનીવીચ હવે એલેકઝેન્ડર વ્લાસોવસ્કી કે જેની સાથે કેપ્ટને પ્રાણઘાતક બીના બની તે પૂર્વે ભોજન લીધું હતું તેને મળ્યો.

એલેકઝેન્ડર વ્લાસોવસ્કી એક ફેશનેબલ તરૂણ હતો અને મોસ્કોના સ્લોબોદ્કી નામના પરામાં, જ્યાં વેપારી વર્ગના લોકો રહેતા હતા ત્યાં એક બંગલામાં રહેતો હતો. તે શેર દલાલનું કામ કરતો હતો. અને તેના રહેવાની ઢબ પરથી બંગલો, ફર્નીચર, નોકરો અને ઠાઠમાઠથી તે સારી કમાણી કરતો હોય એમ લાગતું હતું. તે કુંવારો હતો અને જીંદગીની મીઠી મોજ લૂંટવા તત્પર હતો એ જાણીતી વાત હતી.

એલેકઝેન્ડરે જે હકીકત જણાવી તે પરથી એમ જણાતું હતું કે તેને અને કેપ્ટનને ઘણા લાંબા વખતની પીછાન હતી. તેણે કેપ્ટનને ઘણી વાર નાણાંની રકમો ધીરી હતી. બાર્નોફ કુટુમ્બ મશહુર હતું અને આગેવાન કુટુમ્બ ગણાતું હતું છતાં તેઓની પૈસા સંબંધી સ્થિતિ જોઇએ તેટલી સારી ન હતી. આથી કેપ્ટનને પોતાના કુટુમ્બ તરફથી ઝાઝું મળતું નહિ અને તેનો પગાર પણ બહુ ભારે ન હતો. આથી તેને પોતાનો ભપકો અને રૂઆબ જારી રાખવા ઘણી વાર નાણાંની ભીડ પડતી હતી. આવા વખતે વ્લાસોવસ્કી તેને જોઇતી રકમ ધીરતો હતો. અલબત આ બિના સૈનિક અમલદારની જાણમાં આવવા દેતો ન હતો. કારણ કે તેમના જાણવામાં આવે તો બાર્નોફને સૈન્યમાંથી પાણીચું મળે.

આ પરથી એટલી વાત સિધ્ધ હતી કે બારનોફ અને વ્લાસોવસ્કી વચ્ચે દોસ્તી ન હતી પરંતુ નાણાં ધીરનાર અને લેનારનો સંબંધ હતો. તેઓ દોસ્તીના ખરા અર્થમાં દોસ્તો ન હતા. વ્લાસોવસ્કીએ ડેનીવીચને કહ્યું હતું કે:-

"જુવાન અધિકારીઓ જેમ ઘણા અભિમાની અને અતડા સ્વભાવના હોય છે તેવો તે હતો. મારી સાથે એવી રીતે વર્તતો હતો કે હું જાણે તેની બરોબરનો નહિ પણ તેનાથી ઉતરતી પંક્તિનો માણસ ન હોઉં? આટલું છતાં તે મારી સાથે જમવા કરવામાં અને છાંટો પાણી લેવામાં વાંધો જોતો નહિ અને તે પણ મારે ખર્ચે અને હિસાબે.'

"જે રાતે તેનું મરણ નિપજ્યું તે રાતે તમારી પાસે શા માટે આવ્યો હતો?' ડેનીવીચે પુછ્યું.

"પૈસા લેવાને માટે."

"તમે તેને પૈસા ધીર્યા ખરા?"

"હા."

"કેટલા?"

"બસેં રૂબલ."

(ડેનીવીચે આ ખૂનો પકડવા માટે કેવો નાટક ભજવ્યો, તે જાણવા માટે અમારો આવતો અંક વાંચો.)

અપૂર્ણ.

# પૃથિવી વલ્લભ.

સંવત્ ૧૦૫૨ના વૈશાકમાં માલવપતિ મુંજ જેને સર્વ પૃથિવી-વલ્લભ કહેતા તે ગોદાવરી ઉતરી આ બાજુએ આવેલા તૈલંગણના રાજા તૈલપને કચરી નાખવા યુદ્ધ આદરી બેઠો છે.

માન્યખેટ તૈલંગણનું પાટનગર છે. તેના શિવ મંદિરના ઓટલે કોઈ સુકુમાર બાળા પદ્માસન વાળી બેઠી છે. નગરમાં યુદ્ધનાં શાં પરિણામ આવશે તે વિચારે અશાંતિ હતી. પરંતુ આ બાળા શાંત ચિત્તે બેઠી હતી. માત્ર થોડીવારે કોઈની આવવાની રાહ જોતી હોય તેમ હરિણી શાં ચંચળ નેત્રો દોડાવતી. તે જાણે શંકર ક્યારેક સમાધિમાંથી જાગે તેની વાટ જોતી જગદંબા, ફરી નવયૌવના બીલડી બની પતિની પરિક્ષા લેવા આવ્યાં હોય એવી લાગતી હતી.

થોડીએક વારમાં ત્રણેક સ્ત્રીઓ આવે છે. તેમાં સૌથી મોખરે ચાલતી તૈલપની વિધવા બ્હેન, તૈલંગણ રાષ્ટ્રની વિધાત્રી અને તપથી જીવનમાં શુષ્કતા લાવનાર મૃણાલ છે. તેનાં તપ અને નિગ્રહને લઇ તેણે રાજ્યમાંથી દરેક જાતના આનંદો-ગાન, તાન, નૃત્ય અને કાવ્યવિનોદ અર્થાત સાહિત્ય, સંગીત અને કલા ત્રણેને રજા આપી દીધી છે.

એટલામાં મહાસામંત ભીલ્લમ અંદર આવે છે અને માલવપતિ મુંજને હરાવ્યાના અને કેદ પકડ્યાના શુભ સમાચાર આપે છે મુંજને તેણે કેવી રીતે હરાવ્યો તે કહે છે.

મુંજને બીજે દીવસે શહેરમાં લઇ આવવામાં આવે છે.

રાજ મહેલની અટારી આગળ સ્વારી જરા થોભી. નગરનાં સૌ નરનાર આ પુરુષોત્તમને જોઇ અંજાયાં હતાં. વિલાસથી ન રહેવાયું અને આખરે તે બોલી ઉઠી; 'બા, કેવો અદ્ભુત પુરુષ !' તેના ધીમા બોલો પણ નીચે સંભળાયા અને આંખ પર આવેલા કેશોની લટ સમારી મુંજે ઉંચું જોયું. એક સર્વગ્રાહી નજર વિલાસ ઉપર નાખી, બધાને નીરખી મૃણાલ ઉપર ઠેરવી તે માત્ર હસ્યો.

વિજયોત્સવ પુરો કરી મુંજરાજને ભોંયરામાં પુરી, તૈલપ તેની બ્હેનને મળવા જાય છે. મૃણાલવતી, તૈલપ અને મહા સામંત ભીલ્લમ ત્રણે મસલત શરૂ કરે છે અને આખરે મુંજને રીબાવી રીબાવી મારવાનો ઠરાવ કરે છે.

હવે તૈલપ ભીલ્લમને તેના પરાક્રમ માટે વરદાન માગવા કહે છે. તે પહેલાં તો કચવાય છે, પરંતુ અંતે મુંજરાજના કવિઓને છોડી મુકવાની વિનંતિ કરે છે.

મૃણાલ મુંજને હેઠો પાડવા અપમાન આપવા કેદખાનામાં જાય છે, પરંતુ તે તો ત્યાં આનંદી અને ઉત્સાહી માલમ પડે છે. તે તેની પાસે જાય છે અને જે દયામણી સ્થિતિ તેની હતી તેનું ભાન કરાવે છે. પણ મુંજ પુષ્પધન્વા પ્રભુની ઉપાસના આરંભે છે અને અંતે મૃણાલને મહાન કરી એક મધુરું ચુંબન આપે છે.

મૃણાલ તેની આવી વર્તણુકથી ઘવાય છે, અને મુંજરાજનો હાથ બાળવા આજ્ઞા આપે છે.

રણમલ્લે ગરમ કરેલો ભાલો ચાંપ્યો-દાબીને ચાંપ્યો પણ મુંજ માત્ર હસતો હસતો બોલ્યો:

"મૃણાલવતી ! તમારા સ્પર્શથીજ બીચારાં અંગો જળી રહ્યાં છે, તેમને બાળવાને બહારના અગ્નિની જરુર નથી." આખરે મૃણાલવતી સ્વસ્થતા ન રાખી શકવાથી ચાલી જાય છે.

ભીલ્લમ કવિઓને છોડાવી પોતાને ત્યાં મહેમાન તરીકે લઈ આવ્યો છે. કવિ રસનિધિ અને ધનંજય સાથે વિલાસનું ઓળખાણ કરાવવામાં આવે છે. તેઓ વચ્ચે મૈત્રી જામે છે અને હરહંમેશ સાથેજ શિવાલયમાં કે પ્રાસાદના ઉદ્યાનમાં નજરે ચડે છે. લક્ષ્મીદેવીથી આ કંઈ અજાણ્યું રહેતું નથી, પણ તે રસનિધિ અને વિલાસને તેમ કરવા દે છે અને વિલાસને તેમ કરવા દે છે અને વિલાસને કાવ્ય શીખવવા રસનિધિને વારેવારે ઉત્તેજિત કરે છે.

લક્ષ્મીદેવી સ્વતંત્ર મીજાજની હતી. તે તેના પતિનાં શૌર્યને હીમત જાણતી અને વારેવારે તૈલપની સત્તામાંથી સ્વતંત્ર થવા તેને ઉશ્કેરતી. એક દિવસ તે ધનંજયને એક છુપો રસ્તો બતાવે છે અને ત્યાંથી મુંજને છોડાવી લઇ જવા કહે છે. રસનિધિ અને ધનંજય તે રસ્તે કેદ ભોંયરામાં જ્યાં મુંજને કેદ કરવામાં આવ્યો હતો ત્યાં પહોંચી જાય છે. રસનિધિ જે ભોજ છે તે-મુંજને ત્યાંથી નાસી છુટવા કહે છે. મુંજ ના પાડે છે અને મૃણાલ સાથેના પ્રેમની વાત કહે છે. અને જો મૃણાલ તેની સાથે આવશે તોજ તે ત્યાંથી નાસી છુટવા તૈયાર છે એમ જણાવે છે. રસનિધિ બીજે દિવસે રાત્રે આવવાનું કહે છે અને મુંજને તૈયાર થઇ રહેવા જણાવે છે.

મૃણાલવતી મુંજને હેઠો પાડવા પ્રયત્નો કરે છે; પરંતુ દરેક વખતે તે હારીને જાય છે. હવે તેનો રોષ સંયમની મર્યાદા ઓળંગી પ્રેમમાં ફેરવાવા માંડે છે. તેના તપનો અંત આવે છે અને કામદેવના બાણે તે વીંધાય છે. તે ઘણી વખત ખાનગી રીતે મુંજને મળે છે. મુંજ તેને છુપા રસ્તાની વાત કહે છે અને તેની સાથે નાસી જવાનું કહે છે. મૃણાલ હા પાડે છે; પણ ઘેર જઈ વિચારો બદલાય છે અને તેથી તૈલંગણમાં રાજ્ય કરવું અને કેદખાનામાં મુંજ સાથે રસોપભોગ કરવો એ વધારે સારું એમ તે ધારે છે. એટલે મુંજને ત્યાં રાખવા સત્યાશ્રયને મુંજનાં કાવત્રાંની ખબર કરે છે, અને મુંજને જીવતો પકડવા-તેનો વાળ વાંકો ન થાય તેમ સૂચના કરે છે.

સત્યાશ્રય થોડાં માણસો સાથે ભોંયરામાં જાય છે અને કેદખાનાની નીચેની સુરંગમાં રસનિધિની પાછળ પડે છે.

રસનિધિની પાછળ સત્યાશ્રય પડ્યો છે એટલામાં રસનિધિ વિલાસને લઇ નાસી જવાનો ઇરાદો રાખે છે. તે સીધો મહેલમાં જાય છે. વિલાસને મળે છે અને તેને લઇ ચાલવા માંડે છે, અને શિવ મંદિરમાંથી શહેર બહાર જવાના છુપા માર્ગમાં થઈ જાય છે.

સત્યાશ્રય રસનિધિ પાછળ પડેલો છે, પરંતુ તે હાથ લાગ્યો નહીં એટલે શિવાલયમાં જાય છે અને ત્યાં પોઠીઆને એના સ્થાનેથી સહેજ ખસેલો જોઈ વહેમાય છે. તેને ખસેડી તે નીચેના ભોંયરામાં આગળ વધે છે. થોડી વારમાં તે રસનિધિને પહોંચી વળે છે અને બંને વચ્ચે ઝપાઝપી થાય છે. રસનિધિ વિલાસની શોધ કરે છે એવામાં ઘવાયલી વિલાસ હાથ આવે છે. તે તેને ભીલ્લમના મહેલમાં લઈ જાય છે અને વિલાસનાં માબાપને અથઈતિ કહી સંભળાવે છે. આથી તેઓ ગુસ્સે થઈ એકદમ તેલંગણ છોડી ચાલ્યાં જાય છે.

બીજે દિવસે સવારમાં સત્યાશ્રય બેભાન અવસ્થામાં બાગમાંથી જડે છે. તૈલપને આ કાવત્રાંની જાણ પડે છે અને એકદમ મુંજના બંદીખાના તરફ દોડે છે. ત્યાં મૃણાલને મુંજની છાતીએ લપેટાતી જુએ છે અને તે તેને ઘેર ખેંચી જાય છે. આખરે તેની વિધવા બહેનના પ્રેમીને તે હાથીના પગ તળે છુંદવા નિશ્ચય કરે છે

હાથી પાસે આવતાં મુંજ પોતાની મેળેજ ગજેંદ્રસમા ગૌરવભર્યાં ડગ ભરતો ગજરાજ તરફ ચાલ્યો. બેડીઓ છુટે ત્યાં સુધી ટટાર થઈ ઉભો રહ્યો. તેણે સર્વ તરફ નજર નાખી. લોકો ને કમકમાં આવ્યાં.

આગળ થોડા ડગ ભરી તે છેક હાથીની સુંઢ પાસે આવ્યો અને હાથીને સહેજ પંપાળ્યો અને શાંતિથી તેની સુંઢને તે વળગ્યો.

હાથીએ સુંઢનુ ગુંચળું ઉંચું કર્યું, નીચું કર્યું; પૃથ્વિ-વલ્લભને હીંચકા નાખ્યા અને છેવટે એક ઝોક આપ્યો, ત્યાં તો પૃથ્વી-વલ્લભનો વિજયઘોષ-જય મહાકાલ! દિશાઓ વીંધતો પડઘા પાડતો ચાલ્યો ગયો. જમીન પર પૃથ્વી-વલ્લભનું શબ રોટલો બની પડ્યું હતું.

વધુ માટે જુઓ સીનેમા મેજેસ્ટીકના સ્ક્રીન પર.



આ પત્ર જાદવજી પીતાંબર ઠક્કરે મુંબઈ નં. ૯૦ ચીંચપોકલી ક્રોસ લેન પર લેડી નોર્થકોટ હિન્દુ ઓર્ફનેજ ધી એલ. સેલર પ્રેસમાં છાપ્યું છે અને તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ મુંબઈ નં. ૪ ગીરગામ ખટાવ બીલ્ડીંગમાંથી પ્રસિદ્ધ કર્યું છે.

…ને સીનેમાના શોખીનો માટે દર રવિવારે પ્રગટ થતું સાપ્તાહિક. **Registered No. B. 1829**

# મોજ-મજલસ

[ પુ. ૧ લું. ]
તાૢ. ૩ જી ઑગસ્ટ ૧૯૨૪.

[ અંક ૧૭ મો. ]
શ્રાવણ શુદ ૩

ઝેરી નાગણ



માદામ જ્યુલી

વાર્ષિક લવાજમ
રૂ. ૪-૦-૦

છુટક નકલ મુંબઈમાં ૧ આનો
બહાર ગામ સવા આનો

આજના લેખોનો ક્રમ.

ચાલુ સ્ફુરણ ... ... (રા. દિવાનો)
કડકા કવિની પ્રેમ કથા... (રા. દિવાનો)
ઝેરી નાગણ ... ... (રા. રમણીક અ. મ્હેતા)
એક સુંદરીનાં સાહસ કર્મો. (રા. મંજુલાલ મો. દેસાઈ)
ફુલઝરનાં ગેમઝ ... ... (રા. લલિતરાય જ. વ્યાસ)
રૂપાળીનું રાત્રિ-રહસ્ય .... (ન. ગુપ્તદૂત)

# હાસ્ય-મંજરી

[શ્રાવણ શુદ ૩] રવિવાર તારીખ ૩ જી આગસ્ટ ૧૯૨૪. [પુ. ૧ લું. અંક ૧૭ મો.]

## ચાહુ છું:-

ચાહું છું, હું ચાહું છું, હું ચાહું છું કહેતો ફરૂં;
પણ પૂરવો ચાહનો આગો; પૂરાવો શું ધરૂં?

છે ખુશામદ વાત મોઢાંની; કહી ઉચારતાં;
પણ હૃદયને જીભ ક્યાં છે? કે હૃદયથી ઉચ્ચરૂં.

છે મગજમાં ધૂન તારી; પણ મગજ વંચાય નાં;
શી રીતે પુસ્તક મગજનું વાંચવા હાજર કરૂં?

સ્વપ્નમાં તું છે ઉભી પણ જાગતાં જાતી ઉડી;
તો બતાવું કેમ? મારૂં સ્વપ્ન ખોટું કે ખરૂં.

થાય જો તું રામ, થઇ હનુમાન ચીરૂં આ જીગર;
ફેટ કહીને થુંકજે તેમાં કહી પાછો ફરૂં.

ચાહ છે સાચો, તો તારો ચાહ ખેંચી લાવશે;
માન પ્યારી માન કહી; નહીં આંખમાં પાણી ભરૂં.

તું ભલેને માન કે ના માન, ચાહું છું તને;
ચાહું છું હું હૃદયથી, તારો દિવાનો થઇ ગરૂં.

દિવાનો.

## કડકા કવિની પ્રેમ કથા.

એક પ્રહસન

લખનારઃ-રા૦ દિવાનો.

પ્રવેશ પાંચમો

**મીરજાં**:—તારૂં સત્યાનાશ જાય અને તારૂં ખાનું ખરાબ થાયરે રાંડ દલાલી! આ ગરીબ મીરજાંના ઘરની તેં તો બરાબર કરી નાખી પાયમાલી. એ દલાલીની મહેરબાનીમાં મારી સોના મોહોર જેવી બીબી ફુહીમને પોતાનું ગરૂડ જેવું રૂપાળું નાક કપાવ્યું અને મહેરૂન્નિસા હાથમાં આવ્યાથી શહનશાહ આ બિચારા મીરજાંને પકડાવ્યું પાણીયું! વળી પેલા કવાને મારીને કાઢી મૂક્યા પછી દીકરી પડી છે બીમાર, એને ઇશ્કનો થયો છે આજાર; હવે તો અમારી આબરૂ તારાજ હાથમાં છે મારા પરવરદિગાર!

મળે આંબા ન તેને વાવતાં જે બીજ બાવળનું;
જગે વાવો લણો તેનું સદા ઇન્સાફ સીધો છે!

(ફુહીમન પ્રવેશ કરે છે.)

**ફુહીમનઃ**—કેમ છો મારા શોહર નામદાર?

**મીરજાં**:—પધારો મારાં નકટી બીબી! ગયરતે પરી, ગુલરૂખસાર!

**ફુહીમનઃ**—પણ સાંભળો છો કે મારા દિલ્દાર! આપણી દીકરીના ઇલાજ માટે જલ્દી શોધી લાવો કોઈ હકીમ તજરૂબાકાર! નહિં તો એ બિચારી મરી જશે, આ દુનિયામાંથી આશાભરી જન્નતમાં જવા માટે સફર કરી જશે!

**મીરજાં**:—આ દિલ્લીમાં જેટલા વૈદ્ય અને હકીમ હતા તે બધાનો ઇલાજ અજમાવ્યો, પણ દીકરીના રોગનો અંત ન આવ્યો તે નજર આવ્યો. હવે તો કહેતી હોય તો ધન્વંતરીને પાછો સજીવન બનાવું અથવા લુકમાન હકીમને તેની કબ્રમાંથી જગાડીને તારી દીકરીના ઇલાજ માટે બોલાવું. આપણે તો હવે કંટાળ્યા છીએ!

**ફુહીમનઃ**—એકજ દીકરીથી આટલા કંટાળ્યા છો, તો જો પાંચ દશ છોકરાં હોત, તો તમારી શી હાલત થાત, વારૂ!

**મીરજાં**:—તે બધાને પાંજરાપોળમાં મોકલાવી દેત, સમજી?

છૈયાં છોકરાંના બાપનું અમે કાંઇ ખાધું છે કે અમે મુરીમરીને કમાઇએ અને છોકરાંને બેઠાં બેઠાં ખવડાવીએ ?

ફહીમન:—આ તો ચોખ્ખો નકટો જવાબ અપાય છે।

મીરજાં:—નકટાં માણસોને આખી દુનિયા નકટીજ દેખાય છે।

ફહીમન:—પીટયા, તું પણ મને નકટી કહીને બોલાવે છે? દાઝયાપર ડહામ લગાવે છે? મને નકટી તો મુઆ તારાં કાળાં કર્મોએ બનાવી।

મીરજાં:—રાંડ, એમ બોલ કે, તું મને તલાક આપી પેલા કવા સાથે નિકાહ કરવાને તૈયાર થઈ હતી, તેની મારા ખુદાએ તને બરાબર સજા ફરમાવી. હવે તો બેગમ, આ નાક વગરની નવેલીના દશ હજાર ઘરાક થશે.

ફહીમન:—પીટયા, અભીમાન કરીશ તો કોઈ દિવસ તારૂં પણ નાક કપાઈ જશે।

મીરજાં:—આપણે તો હવે પરહેજગાર થવાનો કર્યો છે મજબુત ઇરાદો।

ફહીમન:—પરહેજગાર અને તે શયતાનજાદો! વાહરે મેરે વલી, સૌ ચૂહે ખાકર બિલ્લી હજકો ચલી?

મીરજાં:—ફરીને ખૂં દલાલીનું અમે ગાજી થવાના;
જઈ મક્કા મદીનામાં અમે હાજી થવાના।

(ફહીમનની બ્હેન ગુલરૂ પ્રવેશ કરે છે.)

ગુલરૂ:—બહના ફહીમન, દિલ્લીમાં આજકાલ એક નવો હકીમ આવેલો છે, તે પોતાને ધન્વંતરી અને લુકમાનના નામથી ઓળખાવે છે; લોકો કહે છે કે તે મરેલા માણસને પણ જીવતું કરી બતાવે છે, મૌતને પણ જંગના મયદાનમાં હરાવે છે! મને લાગે છે કે, ગુલજારના ઈલાજ માટે એને બોલાવો, બીમાર દીકરીને આરોગ્ય અપાવો।

ફહીમન:—મારા મીયાં, હું પગે પડીને કહું છું કે, એ ધનવંત્રી અને લુકમાનને જલદી બોલાવો, મારી બીમાર દીકરીનો ઇલાજ કરાવો.

મીરજાં:—પણ હવે હકીમોને આપવા માટે મારા પાસે પૈસા નથી તે ક્યાંથી લાવું? કોઇને ત્યાં ચોરી કરૂં કે મારવાડીનું દીવાળું ફૂંકાવું?

ફહીમન:—જાઓ પૈસા હું લાવું છું, તમે હકીમને બોલાવો.

મીરજાં:—ભલે, મારી સુલતાના, આંખના અંધા પાસેથી મળેલી દલાલીને વૈદ હકીમોની તીજોરીમાં પધરાવો.

ગુલજાર:—(સ્વગત) આજે મારો પ્યારો હારૂન, હકીમના વેશમાં અહીં આવશે; દાવપેચની બાજી રમી બતાવશે અને પાસો સવળો પડયો તો જરૂર મને પોતાની બીબી બનાવશે.

મીઆં બીબી બનીને સ્વર્ગના સુખ રોજ માણીશું;
અમે જન્નત અમારી ઝુંપડીને ખાસ જાણીશું।

અરે! પણ સ્હામેથી મારા બાપા ઘેલા હકીમને—મારા દીલદાર હારૂનને લઈ આવે છે—ચાલ પાછી ગાંડી બની જાઉં; અને પેલું ખાસ ગોખી રાખેલું ગાયન ગાઉં

મજનું મજનું પોકારૂં મયઁ બનમેં
મેરા મજનું બસા મેરે મનમેં...

હારૂન—આ કોણ છે સાહેબે નામદાર?

મીરજાં—જેનો આપ ઇલાજ કરવા આવ્યા છો તે મારી દીકરી બીમાર.

હારૂન—જરા તમારી નાડ બતાવશો?

મીરજાં—હું કાંઈ બીમાર નથી!

હારૂન—તમે બીમાર નથી એ હું જાણું છું! પણ બાપની નાડ જોવાથી ઓલાદના રોગની ખબર પડી જાય છે।

ફહીમન—બતાવો, બતાવો, જલદી નાડ બતાવો? આવા તજરૂબાકાર હોવાથીજ હકીમ સાહેબ લુકમાનના નામથી ઓળખાય છે.

હારૂન—નકટી! તું જોયા કર કે હવે તારી દીકરીનો કેવો ઈલાજ થાય છે।

મીરજાં:—આપનું દોલતખાનું કયા દેશમાં ને કયા ગામમાં છે ઉસ્તાદ?

હારૂન:—જ્યાં બંદાનું ગરીબખાનું છે તે દેશ છે ગુજરાત અને શહર અહમદાબાદ! આ ખાદીમ કહેવાય છે હકીમોનો ઉસ્તાદ. અને જ્યારથી આ દુનિયામાં આપણે પધાર્યા છીએ ત્યારથી ઉસ્તાદ. ધન્વંતરી કે લુકમાનને કોઈ પણ નથી કરતું યાદ! મોટા મોટા રોગોને ચુટકી વગાડતામાં મટાડી દેવા એ મારી દવાની એક અદના કરામાત છે! મારી દવા મજબુતીમાં ફોલાદ અને અસરમાં આબે હયાત છે।

ફહીમન:—લાજવાબ! લાજવાબ!!

હારૂન:—તસ્લીમ આદાબ, તસ્લીમ આદાબ!

ફહીમન:—ત્યારે તો આ હકીમજીને નાડ બતાવો?

હારૂન:—બાપની નાડ પોકારીને કહે છે કે, દીકરીને ઇશ્કનો આજાર છે; તે ગાંડી બની ગઇ છે અને પ્યારની તલબગાર છે।

ફહીમન:—આ હકીમ છે કે, ફરિસ્તાનો અવતાર છે!

મીરજાં:— આ હકીમ છે કે, શયતાનનો યાર છે!

હારૂન:—કેમ સાચી વાત કે નહિ મારા મહેરબાન?

ફહીમન:—અક્ષરે અક્ષર ખરી વાત મારા હકીમજી! ગયરતે લુકમાન!

હારૂન:—ત્યારે હવે તમારી દીકરીને બોલાવો.

ફહીમન:—ગુલજાર જરા અહિં આવો, અને હકીમજીને તમારી તબીયત બતાવો.

ગુલજાર:—સરપે આંખોપે કલેજેપે બિઠાઉં તુજકો;
આ મેરે પાસ મૈંય સીનેસે લગાઉં તુજકો!

લાવો, લાવો, બસ મારા આશક શાયર હારૂનને લાવો.

હારૂન:—(અજાયબીથી) એ હારૂન કોણ છે વારૂ?

મીરજાં:—એક રખડતો અને ઘરબાર વગરના દરબાર જેવો મવાલી!

ફહીમન:—જેનું નથી કંઈ ઠામ કે ઠેકાણું!

હારૂન—અને તે મવાલી હવામાં તમારી પરી સૂરત દીકરીનું મન જઈને પરોવાયું ? અફસોસ !

મીરઝાં—સદહજાર અફસોસ !

ફહીમન—અરે બેહદ અને બેશુમાર અફસોસ ! અફસોસ પણ પોકાર કરે છે કે અફસોસ, અફસોસ !

હારૂન—બસ આનો હવે એક ઈલાજ છે કે, એને પરણાવો !

મીરઝાં—બેઈમાન હારૂનની સાથે ?

હારૂન—એને અત્યારે કાંઈ પણ ભાન નથી; એટલે ગમે તે નૌજવાનને હારૂન તરીકે ઓળખાવો અને કાજીને બોલાવી તેની સાથે એનો હાથ મિલાવો. એટલુંજ નહિ, પણ તમારી દોલતની માલિક પણ એનેજ બનાવો. એથી અત્યારે એના મનનું સમાધાન થશે, ધીમે ધીમે એનું જુનુન ઉતરી જશે અને પછી તમે એને જેની સાથે પરણાવશો તેની સાથે પરણશે.

મીરઝાં—ખરેખર આ ઘણોજ સારો ઉપાય છે.

હારૂન—બેટા, જોજે કે હવે તારી દલાલીની કમાણી કેવી રીતે મારા બાપદાદાની મિલકત થઈ જાય છે ! ઠીક ત્યારે હમણાં તો બન્દો રજા લે છે; જો કામ પડે તો કબરસ્તાનમાંથી બોલાવજો !

ફહીમન—પણ હકીમજી, આ ઈલાજ તમે પોતે પોતાના હાથેજ અજમાવો તો કેમ ?

હારૂન—એટલે !

મીરઝાં—એટલે એજ કે, હાલમાં તમેજ હારૂન બની જાઓ અને ગુલજાર સાથે ખોટી શાદી રચાવો.

હારૂન—તોબા તોબા કરો ! હું તે હકીમ છું કે, બાવાનો વરજી ?

ફહીમન—અમારા પર અહેસાન કરીને અમારી આટલી સ્વીકારી લ્યો અરજી !

મીરઝાં—એના બદલામાં થોડા ઘણા પૈસા આપીને અમે નવાજીશું તમારી મરજી !

હારૂન—કૂતરાને પણ કાકા કહે છે દુનિયામાં માણસ ગરજી ! હું હકીમ હોવા સાથે કીમિયાગર હોવાથી પૈસાની મને પરવા નથી; પણ આપથી જો તમારું ભલું થતું હોય, તો મારે તમોને નિરાશ કરવા નથી. ભલે કાજીને બોલાવો અને દવાત કલમ તથા સિયાહી અને કાગળ મંગાવો.

મીરઝાં—આ ચાલ્યો !

ગુલજાર—નજર આઈને મેં આઈ હમારે યારકી સૂરત;
ખડા થા છુપ કે પીછે બેઠથા ઐયારકી સૂરત !

ફહીમન—બેગી, તારો વ્હાલો હારૂન તને પરણીને બીબી બનાવવા માટે તૈયાર છે !

ગુલજાર—ખોટી વાત, તે તો મારી નકલી અમ્માંના પ્યારનો ખરીદદાર છે !

ફહીમન—શું ગાંડી થઈ છે તેથ મને નકલી કહીને બોલાવે છે !
હારૂન—ગુસ્સો ન કરો-ગુસ્સો ગાંડાં માણસને બ્હેકાવે છે !
મીરઝાં—હકીમજી લ્યો આ અલી પહોંચ્યા કાજી !
હારૂન—ત્યારે ગાંઠી લો હવે શાદી મુરાદીની બાજી !

ફહીમન—શાહુવા મારી દુઆઓ લાજી !
ગુલજાર—(સ્વગત) કે જેથી મીયાં બીબી થાય રાજી !
કાજી—બેટા ગુલજાર, જરા હાથને લંબાવો !
ગુલજાર—બસ મને હારૂન સાથે જલ્દી પરણાવો !
કાજી—તમારૂં નામ છે હારૂન ?
હારૂન—જી હા !
કાજી—તમને આ બીબી કબૂલ છે ?
હારૂન—અસરો ચશ્મ કબૂલ છે !
કાજી—અને ગુલજાર, તમને આ શૌહર પસન્દ છે ?

ગુલજાર—મને તો શું, પણ મારા બાપને અને મારી અમ્માને પણ પસંદ છે !

કાજી—ત્યારે દુલહા દુલહન હાથ લાવો !

ગુલજાર—પણ પહેલાં મારા બાપની દોલતમાંના મારા હિસ્સાનો દસ્તાવેજ લખાવો.

હારૂન—ના ન પાડશો, જે લખાવે તે લખી આપો; એ કાગળ હું તમને પાછો આપીશ.

મીરઝાં—ઠીક છે !

હારૂન—કાજી સાહબ, આ દસ્તાવેજ પર ગવાહ તરીકે સહી કરો અને પછી હાથ મિલાવો !

કાજી—મીયાં બીબી રહો આનંદમાં એ છે દુઆ મારી;
ખુદાયા ખયર કરજે વિઘ્ન કાપી મહેર સારી !

ફહીમન }
મીરઝાં } આમીન, આમીન, આમીન.

હારૂન—શાદી બરાબર ?

કાજી—બરાબર, બરાબર !

હારૂન—આ હકીમને ઓળખો છો કે ? કસરાજી.

મીરઝાં—ના જી.

હારૂન—આ હકીમ નથી, પણ તેજ છે કબરસ્તાનમાં રહેનારો હારૂન ઉર્ફે શાયર મવાલી !

ગુલજાર—અને આ ગુલજાર પણ ગાંડી નથી, પણ પૂરેપૂરી છે અક્કલવાળી !

ફહીમન—બનાવટનો આટલો બધો દામ રચાવ્યો ?

મીરઝાં—આ દુનિયાને બનાવનાર ખુદાને પણ બેવકૂફ બનાવ્યો ?

હારૂન—એ તો—કીડી સંઘરે તીતર ખાય,
માલ પાપીનો એળે જાય.

એ કહેવત પ્રમાણે તમારી દલાલીનો કરો બધો અમારા હાથમાં આવ્યો.

ગુલજાર—તમે દુનિયાને ઠગો છો તો અમે તમને ઠગવાનો તાલ જમાવ્યો !

મીરઝાં—અફસોસ ! હવે શું થાય ?
ફહીમન—આપણા હાથમાં એક પણ નથી રહ્યો ઉપાય !
હારૂન—તમો બન્ને હવે ઘર ભેગી થઈ જાઓ રવાના !
ગુલજાર—કારણ કે, હવે ઘરના માલેક છે અમેજ મકાના !

મીરઝાં:—
થઈ આ છેવટે હાલત અમો અહલે કમાલોની,
ગઈ તોહાઇ સઘળી આંટીઘૂંટી મક્ર-જાળોની;
ગઈ વેચાઈ કિસ્મત અખ્ત જોનારા હમાલોની,
લિધી ચાલાક ચોટ્ટાએ લૂટી દૌલત દલાલોની.
બુઢાપામાં ઘડી આવી દુઃખો ને પાયમાલીની,
અમે તો ભોગવી પૂરી સજા ભાઈ! દલાલીની.

ફહીમન:—
કપાવ્યું નાક નામો આબરૂથી સાવ ખાલી છે!
કરો નફરત દઈ લાનત બુરી ભાઈ! દલાલી છે!

ગાયન.

હા.-ગુ.—મુફ્લીસ કડકા બાલૂસ કવિની,
સઉ ચીંતા આજ ટળી;
મીરઝાં—જગને ઠગનારા ઠગને પણ,
આ બગ ઠગ ગયો છઝી;
હારૂન—ખોદે ઉંદર ભોગવે ભોરંગ એ કહેવત સાચી પડી,
કલજૂગના મજનૂને કલજૂગની લયલા આજ મળી;
બધાં:—આમીન બોલો અહેલે જલસા સરવે આમીન,
અલ્લાહ સૌને આપો આવા સારા અવસર દિનદિન;
આશા ફળજો મળજો સૌને સૌનું ધાર્યું,
દે ઘરઘર પરવર શુભ અવસર આમીન.

(સમાપ્ત.)



## ઝેરી નાગણ.

લખનાર-રા. રમણીક અ. મ્હેતા.

ટુંક સાર:—(બે રશીયન લશ્કરી અમલદારનાં ખૂન થયાં હતાં, મશહૂર ડીટેક્ટીવ ઉનીવોચે શક પરથી એક બેંકરની તપાસ શરૂ કરી ત્યાંથી આજની વાર્તા શરૂ થાય છે)

"તમારી પાસેથી તેણે જે નાણાં લીધાં હતાં તેને માટે શી જામીનગીરીઓ આપી હતી?"

"પહોંચ સિવાય બીજું કાંઇ નહિ?"

"તમે એનાથી સંતોષ પામતા હતા?"

"હા."

"શા માટે?"

"કારણ કે જો તે પૈસા ભરપાઈ ન કરે તો હું તે પહોંચો લશ્કરી અમલદારને બતાવું તો તેનો ઘડો લાડવો થઇ જાય."

"હું ધારતો નથી કે તમને એવું કરવાનો કદિ પ્રસંગ આવ્યો હોય?"

"ના, કદિયે નહિ."

"તમારી પાસેથી તેણે જે નાણાંની રકમો લીધી હતી તે તેણે પાછી ભરપાઇ કરી હતી ખરી?"

"હા, બરાબર."

"તે ભરપાઇ કરવાને રકમ ક્યાંથી લાવતો હતો?"

"તે હું શી રીતે કહી શકું? તે પોતાની બધી ખાનગી વાત કરતો ન હતો."

"તે મરણ પામ્યો તે વખતે તેને તમારા ઘણા પૈસા દેવાના હતા, નહિ વારૂ?"

"હા,"

"કેટલા?"

"લગભગ દશ હજાર રૂબલ."

"એ કંઇ ન્હાની રકમ નથી. હું ધારૂં છું કે તે બધા પાણીમાં જશે."

"અરે! નહિ રે!"

"એમ કેમ? શું તે મરતી વખતે નાણાંની સારી રકમ મૂકીને મરી ગયો છે?"

"ના, પણ તેણે પોતાની જીંદગીનો વીમો દશ હજાર રૂબલનો ઉતરાવ્યો હતો અને તેણે પૉલિસી મારા નામ પર ફેરવી આપી છે. એટલુંજ નહિ, પણ એક કાગળ એવી મતલબનો લખી આપ્યો છે કે જો તે મારા દશ હજાર રૂબલ ભરપાઇ કર્યા પૂર્વે મરી જાય તો પૉલિસીના પૈસા મને મળે."

"તમારી સાથે તે રાતે જમીને છૂટા પડયા પછી બાકીનો વખત તેણે ક્યાં ગુજાર્યો હતો તે તમે કહી શકશો ખરા?"

"એમ કહેવાય છે કે તે ઑપેરા જોવા ગયો હતો, કારણ કે એના કેટલાક પીછાનવાળાઓએ તેને ત્યાં જોયો હતો."

"ત્યાર બાદ?"

"ત્યાર બાદ ક્યાં ગયો હશે તે હું શું જાણું ?"

"તે ફરવા હરવાનો શોકિન હતો. તેની ઇરક તબિયતની તમને ખબર છે ?"

"નહિ."

"વારૂ, તેને કોઈ સ્ત્રી મીત્રો હતી ખરી ?"

"હા, હતી. તેનું વર્તન ધર્મભીરૂ કહે છે તેવું શુદ્ધ ન હતું."

"કદાચ તેના કોઇ પ્રતિસ્પર્ધીએ તેને દગો દીધો હોય તો તેમ બનવા જેવું લાગે છે ?"

"સંભવિત છે."

"તમે તેના મામાને ઓળખતા હતા ખરા ?"

"હાજી, હું ઓળખતો હતો."

"તમો તેને પણ પૈસા ધીરતા હતા ખરા ?"

"વખતો વખત ધીરતો હતો."

"જ્યારે તે મરી ગયો ત્યારે તેની પાસે તમારા પૈસા લેણા હતા ?"

"નહિ, તેઓ મરણ પામ્યા અગાઉ મને મારી પાઇએ પાઈ આપી દીધી હતી."

"આ બન્ને ગૃહસ્થોનાં મરણ સંબંધી તમને કંઈ ખ્યાલ આવે છે કે શાથી તેઓ મરણ પામ્યા હશે ?"

"નહિ. કંઈ નહિ."

"જે અજાબ સંજોગો વચ્ચે તેમનાં મરણ થયાં તે સાંભળી તમને નવાઇ લાગી હતી કે નહિ ?"

"હું નથી ધારતો કે મને અજાયબી લાગી હોય."

"શા માટે નહિ ?"

"પ્રથમ તો એ કે હું નહોતો ધારતો કે કોઇએ દગાબાજીથી તેમનું મરણ આણ્યું હોય."

"પરંતુ, જ્યારે તમે જાણ્યું ત્યારે ?"

"ત્યારે મને એમ લાગ્યું કે તેઓ કોઇને કાંટા કે અંતરાયરૂપ જેવા થઇ પડયા હશે અને તેથી કોઇએ તેમનું કાસળ કાઢયું હશે."

"આટલું છતાં, એ 'કોઇ' કોણ હશે તે તમે જાણતા નથી ?"

"નાજી."

ડેનીવીચે હવે સવાલ પુછવાના બંધ કર્યા. તેને લાગ્યું કે સુગ મેળવવામાં વાંધો નથી ! અગર તો જો ડેનીવીચના પોતાના શબ્દોમાં કહું તો તેને એમ જણાયું કે અમુક માર્ગે જવાથી આ બાબતનો પત્તો મેળવવાની વકી છે અને ખરૂં ખોટું જણાઈ આવવા દરેક સંભવ છે.

* * *

સેંટપીટર્સબર્ગના ફેશનેબલ લત્તામાં એક રમણી રહેતી હતી જે માદામ જ્યુલી સેંટ જોસેફના નામથી શહેરના જાણીતા નાગરીકોમાં પ્રસિધ્ધ હતી. તે જાતની ફ્રેંચ હતી પરંતુ ઘણા વર્ષો થયાં તે રશિયામાં વસવાટ કરી રહી હતી; તેનો ધણી મોસ્કોમાં એન્જીનીયર અને કોપો લીયોઆફર તરીકે કામ કરતો હતો અને કેટલાંક વર્ષ થયાં પોતાની લાડકી સ્ત્રીને આ લોકમાં એકલી મૂકી, પરલોકનું સુખ લેવા ઉતાવળ કરી દોડી ગયો હતો. પરંતુ જો કે તે ઘણાના સ્મરણમાંથી ભુંસાઇ ગયો હતો છતાં કેટલાક જેઓ તેની છબી મનમાંથી ખસેડી શક્યા ન હતા, તેઓ સારી રીતે જાણતા હતા કે તેનું વય તેની પ્રિય પત્નિના વય કરતાં ઘણું મોટું હતું. જો પતિ અને પત્નિ સાથે ફરવા નીકળે તો જ્યુલીના સ્વામીને કોઇ તેનો દાદો સમજે.

જ્યુલી ઘણી સૌંદર્યવાન હતી અને તેની ઉંમર લગભગ ચાળીસના સીમાડા પર આવી પહોંચી હતી છતાં તે દેખાવે માત્ર ૨૮ વર્ષની પૂર્ણ જોબનવંતી જેવી દીસતી હતી. તેનું સુગોળ મુખમંડળ, ગાલ પર આછી રક્તિમા, અણિયાળું નાક, રક્ત અધર, ચિતારાની નાજુક પીંછીને લજાવે તેવી ભમરો, તેજસ્વી આંખો, પ્રશસ્ત લલાટ, અને વારાંગનાને પણ વિસરાવે તેવી વેષ પરિધાન છટા સઘળાની આંખને આંજી નાખતી હતી, અને ઘણાના મ્હોંમાંથી સ્વાભાવિક ઉદ્ગાર નીકળી પડતા હતા કેઃ—

'ક્યા જુવાની શીરતી હય જોબનપે ઇતરાઇ હુઇ'

જેમ પુષ્પની પાછળ મત્ત મકરંદનું ટોળું પરાગ માટે ભમે તેમ જ્યુલીની પાછળ પુરુષોનું ટોળું ભમતું હતું. ઘણાને આશ્ચર્ય થતું હતું કે જ્યુલી જેવી બુદ્ધિમતિ, રૂપવાન અને શ્રીમાન રમણી શા માટે પોતે વિરહની વેદનામાં બળતી રહેતી હશે ? શા માટે પતિદેવના ખાલી પડેલા સિંહાસન પર બીજાને આરૂઢ કરતી નહિ હોય ? આ પ્રશ્નનો જવાબ એ હતો કે જ્યુલી મધુમક્ષિકાની માફક નવવિકસીત પુષ્પ પરાગની લોભી હતી. જો તે ધારત તો શ્રીમંત યા ગરીબ, કોઇ પણ યોગ્ય ઉમ્મરના માણસને પોતાનો હાથ અર્પી શકત અને કોઈ પણ પુરૂષ તેના પ્રેમને પાત્ર બનવા માટે પોતાને અહોભાગ્ય માનત. પરંતુ તેમ કરવું જ્યુલીને પસંદ ન હતું. તેને હાથ તાળી આપી છટકી જવામાં મોજ આવતી હતી. તેણીને તાલીમ આપનારે શિખામણ આપી હતી કે "દેખો બીબી ! આંખ સબસે લડાના, મગર દિલ કિસીકો મત દેના !" જ્યુલી આ કથન પ્રમાણે અક્ષરશઃ વર્તતી હતી. કેટલાક જ્યુલીના પ્રેમને માટે તરફડતા હતા અને એકમેક સાથે અથડાઇ પડતા હતા અને પ્રાણઘાતક દ્વંદ્વો લડી ચૂક્યા હતા.

વાંચનાર, પશ્ચિમ દેશની એક રૂઢી સંબંધી બે બોલ કહ્યા વગર જ્યુલીનું સમાજમાં શું સ્થાન હતું તે 'મોજ મજાહ'ના કેટલાક વાંચકોને સમજાશે નહિ. પશ્ચિમમાં ઘણા પુરૂષો નિર્દોષ આનંદ મેળવવા, ખાણાપાણી લેવા વા પોતાના પ્રિય વિષયમાં ભાગ લે તેવાની સાથે વાર્તાલાપ કરવા ક્લબમાં જાય છે. આ ક્લબ સિવાય કેટલાક જાણીતા માણસો નિયમિત રીતે પાર્ટી કે ડાન્સ વિગેરે આપે છે ત્યાં એકત્ર થાય છે. આ ઉપરાંત કેટલીક ચતુર અને બહુશ્રુત રમણીઓ પોતાનાં દ્વાર, જાણીતા વિદ્વાનો, સમાજના નેતાઓ, નાટકકાર, કવિઓ અને ઍક્ટરો કે કળાકારને માટે ખુલ્લાં રાખે છે. જ્યાં સાહિત્ય, સંગીત અને કળા ચર્ચાય છે, જ્યાં રમણીના કિન્નર કંઠમાંથી દ્રવતી વાક્સુધા તેમના શુષ્કપ્રાય જીવનમાં અમૃત સિંચન કરે છે. આવી રમણીઓ જે પોતાની કુટિર આવા વર્ગને માટે મુક્ત રાખે છે તેને Salon સાલોં કહે છે. મેડમ જ્યુલીનું સમાજમાં લગભગ આવા પ્રકારનું સ્થાન હતું. આવી રમણીઓ ઘણાકના જીવનમાં પ્રોત્સાહ પ્રેરી ઉન્નત કરે છે; ઘણાકને ઉચ્ચ પથગામી કરે છે જ્યારે એમાં કેટલીક એવી પણ હોય

છે કે "મોજ મજાહ" લૂંટવી અને લુંટાવવી એજ પરમ કર્તવ્ય સમજે છે.

જ્યુલી ઘણી શ્રીમંત છે એમ બધાની માન્યતા હતી, અને તેની રહેણીકરણી એમ માનવાને કારણ આપતી હતી. તેનો બંગલો વિશાળ હતો. નોકરો ચાકરો હતા; ગાડીઘોડા હતા. જ્યારે તે ગાડીમાં બેસી પોતે ફરવા જતી ત્યારે લોકોની નજર તેની સુંદર ગાડી, તેના અરબ્બી ઘોડા, અને યુનિફોર્મવાળા સેવકો પર ઠરતી. તે જુદે જુદે દિવસે જુદા જુદા ફ્રોકમાંથી નીકળતી હતી. અર્થાત કે તેનો ભપકો અને ઠાઠ અપૂર્વ હતાં. તેના નોકરોમાં એક સાધારણ ઉંચાઈનો, મજબૂત બાંધાનો, અને ઉદાસિન ચ્હેરાનો એક આદમી હતો. તે તેને રોકો કહી બોલાવતી હતી. 'રોકો' અસલ ક્યાંનો હતો, કોણ હતો અને શી રીતે તેને જ્યુલી સાથે ઓળખાણ થઈ હતી તે કોઈ જાણતું ન હતું; પરંતુ તે જ્યુલીનો ઘણો વિશ્વાસપાત્ર નોકર હતો. તેને ઇશ્વરે જીભ આપી હતી પરંતુ જેમ કોઈ કંજુસ માણસ પોતાનાં નાણાંનો વ્યય બહુ સાચવી સાચવીને કરે તેમ રોકો પોતાની જીભનો ઉપયોગ કરતો હતો. તે જાણે મ્હોંએ તાળું દઈ ફરતો ન હોય તેમ જણાતું હતું અને એકાદ બે પ્રશ્નના જવાબ આપવા પડે તો તે આપ્યા સિવાય ભાગ્યેજ પોતાનું મ્હોં ઉઘાડતો. તે પોતાની શેઠાણીનો નિમકહલાલ કુતરો હતો પોતાની શેઠાણીના સુવાના ઓરડાના ઉમર પાસે ચોકી કરતો સુતો હતો અને જરા ઇશારો કે આજ્ઞા થાય કે તરત અમલમાં મુકવા તત્પર રહેતો.

રશિયન નવા વર્ષને દિવસે માદામ જ્યુલી સેંટ જોસફે એક બૉલનો મેળાવડો કર્યો હતો. આ મહાન મેળાવડામાં ઘણા માણસોને ઇજન હતું અને મેળાવડો બાદશાહી ઠાઠનો હતો અને લખલૂટ ખર્ચ કરવામાં આવ્યું હતું. ઘણા માણસોનો જમેલો અહિં એકઠો થયો હતો, અને શહેરના નામાંકિત માણસોએ પણ થોડી ઘણી હાજરી આપી હતી. આ મેળાવડામાં જો કે જૂના વિચારના અને કુલિન માણસો બહુજ થોડા હતા. કારણ કે રમણી વર્ગમાં જ્યુલિની પ્રતિષ્ઠા ઘણી ઉચ્ચ લેખવામાં આવતી ન હતી; છતાં ત્યાં સૈન્ય વિભાગના અમલદારો, દરિયાઇખાતાના નાવિક નેતાઓ, પરરાજ્યના એલચી ખાતાના માણસો, સાહિત્ય, સંગીત અને કળારસિક માણસો એકત્ર થયા હતા. આમાંના કેટલાક તો પોતાની ગૃહસ્વામીનીની જાણની બ્હાર અહીં આવ્યા હતા. કારણ કે તેમની જાણમાં જો આ વાત આવે તો ગૃહરાજ્યની સિમામાં ભારે યુદ્ધ થાય ! એટલુંજ નહિ પરંતુ કેટલાકને 'હાઇસરકલ'માંથી બૉયકૉટ કરવામાં આવે એવી બીતિ હતી. ગમે તેમ પણ જ્યુલી કંઇ ફેંકી દેવા જેવી વ્યક્તિ ન હતી. ઉચ્ચ કુળની સ્ત્રીઓ તેને જોઈ હોઠ ફરકાવતી હતી; પરંતુ તેનો લખલૂટ ખર્ચ, શ્રીમંતાઇનો ઠાઠ, પ્રસંગોપાત મીજબાનીઓ અને તેના સૌંદર્યને લીધે ઘણા માણસોની તેને ત્યાં અવરજવર હતી. અર્થાત્ કે જ્યારે અડધુ સેંટપીટર્સબર્ગ તેની નિંદા કરતું હતું ત્યારે અડધું તેની પ્રશંસા કરતું હતું. જ્યુલીને ત્યાં જે મહેમાનો આવ્યા હતા તેમાં એક રહેજ શ્યામળા વર્ણનો વિચિત્ર દેખાવનો માણસ હતો. આ માણસનું નામ પ્રેસ્નસ્કી હતું અને તે પોલેન્ડનો એક મોટો ઉમરાવ કાઉન્ટ હતો. તેને ભેંસના મુંછા જેવી ભારે મુછો અને લાંબી દાઢી હતી. તેણે આંખે કાળા ચસમા પહેર્યા હતાં. તે પોલાન્ડથી આવેલો હોવાથી અહીંની મંડળીમાં અજાણ્યા જેવો હતો તેથી માદામ જ્યુલીએ તેને પોતાની પાંખમાં લીધો. આ કાઉન્ટને નાચવા પ્રત્યે અણગમો હતો. પરંતુ વાનીઓ ચાખવાનો અને જાત જાતનાં પીણાં પીવાનો અત્યંત શોખીન હોવાથી જ્યાં આ ગોઠવણ હતી ત્યાં તે જઈ બેઠો. જે સ્થળે આમંત્રિત સજ્જનો અને સન્નારીઓ માટે નાસ્તા પાણીની ગોઠવણ કરવામાં આવી હતી, ત્યાં જાત જાતની વાનીઓ પ્રચુર પ્રમાણમાં હતી અને પીવાને માટે વિવિધ જાતના દારૂ, વોડકા, લીકર હતાં. કાઉન્ટ અહીં આવી એક ખુરશીપર બેઠો અને દારૂની લીજ્જત લેવા લાગ્યો. કાઉન્ટ જ્યુલીની કમ્પની ત્યાગી ગયો એટલે જ્યુલીએ બીજા પર પોતાના સ્મિતનો વર્ષાવ શરૂ કર્યો અને અન્ય સજ્જનોની સાથે વાર્તા વિનોદમાં લાગી. દારૂ બહુ પીવામાં આવ્યાથી ચકચૂર થયો હોય તેવો કાઉન્ટ એક ખૂણામાં આરામ ખૂરસી પર આડો થયો. મધ્ય રાત્રિ વ્યતિત થઈ ગઈ, બે ત્રણ વાગ્યાનો અમલ થયો. પરોણાઓ એક પછી એક ચાલી ગયા. જે થોડા રહ્યા હતા તે ચાલી જવાની તૈયારીમાં હતા. આમ કેટલોક વખત ગયા બાદ રોકોએ કાઉંટને ઉંઘી ગયેલો જોયો. તેની સૂવાની આવી વિચિત્ર ઢબ જોઈ તે આશ્ચર્ય પામ્યો. તેણે તેને ઢંઢોળ્યો પણ જવાબમાં 'હું-ઉ-ઉ" સિવાય કંઇ મળ્યું નહિ. તેથી તે ત્યાંથી ચાલ્યો ગયો અને એક બીજા માણસને લઇ ત્યાં પાછો આવ્યો. આ બીજો માણસ તે આપણો એલેકઝાન્ડર વ્લાસોવસ્કી હતો. એલેકઝાન્ડરે તેને ઢંઢોળ્યો, તેનું નામ લઇ હાકો મારી, પરંતુ રોકોને જેટલો વિજય મળ્યો હતો તેથી વધારે વિજય તેને મળ્યો નહિ. આથી તેણે કાઉન્ટને ઉપર શયનગૃહમાં લઈ જવા રોકોને કહ્યું: તે પ્રમાણે કાઉન્ટને ઉપર લઇ જવામાં આવ્યો, અને એક પલંગ પર સુવરાવવામાં આવ્યો. અર્ધા કલાક બાદ વ્લાસોવસ્કી તે ઓરડામાં દાખલ થયો. તેના હાથમાં ચોર ફાનસ હતું અને જો કે પ્રભાતનું ઝળઝળાંયું થવા માંડયું હતું છતાં ઓરડામાંની બારીઓ પરના પડદા ખસેડી નાખવામાં આવ્યા ન હતા. તેણે ફાનસની બત્તીનો પ્રકાશ બેશુદ્ધ કાઉન્ટના મ્હોં પર નાખ્યો. ફરીથી હાક મારી, ઢંઢોળ્યો, પણ કાઉન્ટ એવી નિદ્રામાં હતો કે તેના કાનમાં ભેરી વગાડે તો પણ જાગે તેમ ન હતો. આથી તેણે ફાનસને એક ટીપૉય પર મૂક્યું અને ખુરશી ખસેડી પલંગ પાસે લાવી નશામાં ચકચૂર અને બેભાન કાઉન્ટના ખીસ્સાની ઝડતી લીધી. ઝડતીમાં એક પાકીટ મળી આવ્યું અને નાના ખીસ્સામાં રાખવાની જણસો ઇન્ડીપેન, પેન્સીલ, ચપ્પુ વિગેરે મળી આવ્યાં. પાકીટને બ્હાર રાખી બાકીની જણસો પાછી પાકીટમાં સેરવી દીધી. બાદ પાકીટ ઉઘાડીને જોયું તો પાકીટમાં હજાર હજારની નોટોની થોકડી હતી. વ્લાસોવસ્કીએ આ નોટોને પોતાના ખીસ્સામાં સ્થાન આપ્યું અને પાકીટને હલકું કરી પાછું કાઉન્ટના ખીસ્સામાં મૂકી વ્લાસોવસ્કી બારણું બંધ કરી ત્યાંથી ચાલી નીકળ્યો.

આમ કેટલોક સમય વ્યતિત થયા બાદ કાઉન્ટ જાગ્રત થયો અને ઘંટી વગાડી; ઘંટીનો અવાજ સાંભળી રોકો ત્યાં ઉપસ્થિત થયો. કાઉન્ટ તેના સ્હામું જોઇ રહ્યો અને ઘણો અજાયબ થયો હોય તેમ આમ તેમ જોઈ તેણે તેને પુછ્યું:—

"હું ક્યાં છું ?"

"માદામ સેંટ જ્યુલી જોસફના બંગલામાં."

"કેટલા વાગ્યા છે ?"

"ત્રણ."

"સ્હવારના ત્રણ ?"

"નાજી, બપોરના ત્રણ થયા છે." એટલું કહી તેણે બારી પરના પડદાને સરકાવ્યો. બ્હારનો પ્રકાશ ઓરડામાં આવ્યો અને કાઉન્ટને જણાયું કે બહુ વખત વ્યતિત થઇ ગયો છે. કાઉન્ટે બ્હારી બ્હાર નજર કરી, પછી જાણે આભો બન્યો હોય તેમ રોકાના સ્હામું જોઇ રહ્યો અને બોલ્યો:—

"હું અહીં શી રીતે આવ્યો ?"

"જવાબમાં રોકાએ અર્ધસ્મિત કરી પોતાની સફેદ દંતપંક્તિ દર્શાવી.

"હું અહીં શી રીતે આવ્યો ?" આશા અને ધમકીના સ્વરે કાઉન્ટે પુનઃ પુછ્યું."

"આપ નામદારે વધારે છૂટથી દારૂ પીધો હતો અને તેથી એમને અહીં લાવી આપને સુવરાવવાની ફરજ પડી હતી."

"હેં !" કાઉન્ટે આશ્ચર્યચકિત મુદ્રાએ કહ્યું. "આ કૃત્ય માટે હું બાનુ જ્યુલીનો ઘણો આભાર માનું છું, અને એ ખરેખર એમની દયા છે કે મારી એવી સ્થિતિમાં મારા પર મમતા અને માયા દર્શાવી અને અહીં આરામ લેવા દીધો, પણ હું એમ જાણવા ચાહું છું કે મારી એવી સ્થિતિ જોઇ એમને કંઇ માઠું તો લાગ્યું ન હતું ને ?"

"માઠું લાગ્યું હશે ? !"

"શું તેઓ મારા પર રોષે ભરાયાં હતાં ?"

"નામદાર !" રોકાએ કહ્યું "તેઓ ગુસ્સે તો નહોતાં થયાં પણ ખચિત ખુશી તો થયાં નહોતાં."

"મને લાગે છે કે હું નાદાન માણસની માફક કે પશુની માફક— વારૂ, તું જરા દાતણ પાણીનો સામાન લાવ. હું મ્હારૂં મ્હોં ધોઇ, વાળ સાફ કરી કારવી તેમને મળી મારા વર્તન માટે ક્ષમા માગીશ. પણ-હા, બાઇ હજી ઉઠયાં છે કે નહિ ?"

"તેઓ તો ક્યારનાં ઉઠ્યાં છે, નામવર !"

"વારૂ મ્હેં કહ્યું તે પ્રમાણે સર્વ સામાન અહીં મોકલી આપ અને થોડીવાર પછી અહીં આવી મ્હને તારી બાઇની પાસે લઇ જજે."

રોકા નમન કરી ત્યાંથી ચાલી ગયો. અર્ધા કલાક પછી પાછો ત્યાં હાજર થયો અને કાઉન્ટને પોતાની શેઠાણીના ઓરડામાં લઇ ગયો. ઓરડો ઘણો શણગારેલો હતો. બારીએ ઝીણા પડદા હતા, દીવાલ પર સુંદર ચિત્રો યથાક્રમે ગોઠવેલાં હતાં. જમીન પર પર્સિયન ગાલીચો પાથરેલો હતો. સોફા અને ખુરસીઓ યોગ્ય ક્રમથી ગોઠવેલી હતી. વચ્ચે ટેબલ પર હાથી દાંતનું કીમતી કામ ગોઠવ્યું હતું. ફ્લાવર વૉઝ-માંથી ફુલોની મ્હેક આવતી હતી. આવા એક સુશોભિત ઓરડામાં આછો બ્લ્યૂ રંગનો ડ્રેસીંગ ગાઉન પ્હેરી રોકીંગ ચેર પર જ્યુલી બેઠી હતી. તેની સમીપ મૂરીશ ટેબલ પર કોફીનો કપ રકાબી અને બાજુમાં સીગારેટની ડબી હતી. કાઉન્ટ દાખલ થયો ત્યારે તે સીગા-રેટ પીતી હતી. બેઠે બેઠે તેણે પોતાનો નાજુક હાથ લાંબો કર્યો અને કાઉન્ટ સાથે શેકહેન્ડ કરી સ્મિત હાસ્યથી કહ્યુંઃ—

"બેસો, રોકા એમને માટે કોફી લાવ ! નામદાર ! તમે તેની સાથે વોડકા લેશો કે કોન્યેક ? (બ્રાન્ડી.)

કાઉન્ટે વોડકા પ્રત્યે પોતાનો અનુરાગ બતાવ્યો. રોકાએ તે સર્વ પદાર્થો હાજર કર્યા, એટલે જ્યુલીએ તેને ચાલી જવા ઈશારો કર્યો. રોકો ચાલી ગયો. રોકોના જવા બાદ કાઉન્ટે કહ્યું:—

"મારે આપની ક્ષમા માગવાની છે. કાલે મને એટલું વિસ્મરણ રહ્યું કે હું ક્યાં છું. કોને ત્યાં છું અને શું કરૂં છું તે સુદ્ધાં ભૂલી ગયો, એવી હાલતમાં આપે મારી જે સંભાળભરી કાળજી લીધી તેને માટે હું આપનો સદાનો ઋણી છું. આપની મહેમાનગીરી માટે હું આપને જેટલો ધન્યવાદ આપું તેટલો ઓછો છે."

"મેં મારા કર્તવ્ય સિવાય કંઇજ કર્યું નથી. એમાં શું થઈ ગયું. મારા વફાદાર ગુલામે આપને ખુરસીમાં ઉંઘી ગયેલા જોયા. અને આપને જાગ્રત કરવાના તેના પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા તેથી તે મારી આજ્ઞાથી આપને શયનગૃહમાં લઇ ગયો."

આ વાત ચાલતી હતી એટલામાં બારણું જરા ઉઘડ્યું અને વ્લાસો-વસ્કીએ ઉમર પર પગ મૂક્યો. પણ જેવું તેણે જોયું કે જ્યુલી કોઇની સાથે વાતચીતમાં રોકાઈ છે એ જોતાંજ તે તરતજ પાછો ફર્યો.

"હું ઘણો મિતાહારી માણસ છું." કાઉન્ટે પ્રત્યુત્તર આપ્યો. "પરંતુ જો હું મારી નિયમીત હદ ઓળંગી જાઉં તો પછી મને વધારે લેવાનું મન થાય છે અને વધારે છાંટાપાણી ગયા પછી એક પ્રકારની તંદ્રા મને આવે છે, જેમાંથી હું ચારપાંચ કલાક પછી એ મોત જેવી નિદ્રામાંથી જાગ્રત થાઉં છું."

"આપની મને દયા આવે છે."

"આપના જેવાની દયાને પાત્ર થવામાં હું મારૂં સદ્ભાગ્ય માનું છું." કાઉન્ટે પ્રત્યુત્તર આપ્યો. "હવે આપ કૃપા કરી મારા ગુન્હાને માટે શી સજા ફરમાવો છો તે જણાવશો ?"

"કયો ગુન્હો ?"

"હું મ્હારી પોતાની સ્થિતિ તદ્દન વિસરી ગયો અને સમાજના શિષ્ટાચારનું ઉલ્લંઘન કર્યું એ ગુન્હો નહિ તો બીજું શું !"

"એને માટે સજા !"

"હા, હું શ્રીમંત છું. મને પૈસાની કંઇ પરવા નથી. મારી પાસે અત્યારે પણ નાણાંની મોટી રકમ છે. હું એકલો છું. મારે આ દુનિયામાં નિકટનું કોઇ નથી."

જ્યુલીની આંખો ચમકવા લાગી. તેણે તેના મહેમાનની સ્થિતિ જાણી તેને માટે વધારે રસ ઉત્પન્ન થયો અને તે બોલી:—

"કાઉન્ટ ! આપ ખરેખર ભાગ્યવાન છો. હું ધારૂં છું કે આપ અહીં થોડો વખત રહેવાના છો નહિ વારૂ !"

"જી, હું માત્ર મોજની ખાતર મુસાફરી કરૂં છું. જ્યારે આપણા બન્નેના મિત્ર મી૰ ટ્રેપોફે મને આપને ત્યાં બૉલમાં આવવાને આમંત્રણ મોકલ્યું ત્યારે તે મેં ઘણી ખુશીથી સ્વીકાર્યું કારણ કે હોટેલમાં મને એકલાને કંઇ ગમતું ન હતું અને મારો વખત જતો ન હતો. પરંતુ અહીં આવીને મેં હદથી વધારે પીવામાં જે ભૂલ કરી તેને માટે મને ખેદ થાય છે." અપૂર્ણ.

[આ વાર્તા આવતા અંકમાં પૂરી થશે.]

# એક સુંદરીનાં સાહસ કર્મો !

લખનારઃ—રા. મંજુલાલ ગોપાલરાય દેસાઈ

## પ્રકરણ ૧૧ મું. (ચાલુ.)

"હરિ, હરિ;" વેપારીએ જુસ્સાથી કહ્યું. "ત્યારે તો હું એક દહાડો વધારે રહીશ."

"આવતી કાલે અહીંઆં શું જોવાનું છે?" પ્રસન્ને માલિકને પૂછ્યું.

"ખરેખરો દયાજનક દેખાવ, સાહેબ," માલિકે મોટેથી બૂમ પાડીને કહ્યું. "ત્રણ જણ કે જેમને જીવતા બાળી મૂકવામાં આવનાર છે, તેમને તો યોગ્ય શિક્ષા થશે પણ ચોથો કે જેને ફાંસીની શિક્ષા કરવાની—"

આ ઘાતકી સમાચારથી પ્રસન્નનું આખું શરીર ધ્રુજી ઉઠ્યું અને તે વચ્ચેજ બોલી ઉઠ્યો, "આવું શાંત ગામડું આવો ભયંકર દેખાવ સહન કરી શકશે?"

"ચોક્કસ સહન કરશે–અને તે નક્કી બનવાનુંજ છે." તેણે કહ્યું "પ્રથમના ત્રણ કેદીઓ રાત્રે છાનામાના અહીંના મોટા મંદીરમાં પેઠા, કેટલુંક કિમતી જવાહીર અને દાગીના લીધા પણ છેવટે નાસી જતાં પકડાયા. તેમની પાસેથી બધો માલ લઇ લેવામાં આવ્યો અને તેમને કેદ કરવામાં આવ્યા. તેમના ઉપર કામ ચલાવી તેમને શિક્ષા કરવા માટે અમારા વડા ધર્મગુરૂ મહેશગિરિ ગઇ કાલેજ ચંદ્રપુરથી આવી પહોંચ્યા અને તે ત્રણે જણને આવતી કાલે જીવતા બાળી મૂકવાની સજા ફરમાવી. તે વખતે વડા ધર્મગુરૂ જાતે હાજરી આપવાના છે. વળી તેજ વખતે જયસિંહ નામના એક માણસને ફાંસી દેવાની છે."

"આ જયસિંહે શું ગુન્હો કર્યો છે?" પ્રસન્ને કંઇક આતુરતાથી પૂછ્યું.

"તેણે કેટલાક જુવાન માણસોને હથિયાર આપ્યાં અને તેમને સલાહ આપી કે તેમનો બરોબર ઉપયોગ કરતાં શિખો કારણ કે વહેલો કે મોડો તે વાપરવાનો સમય આવી પહોંચશે;" વીશીના માલિકે આગળ ચલાવ્યું, "આથી તેને પકડવામાં આવ્યો. તે માણસ અહીંના વીર બહારવટીઆ મહેન્દ્રપાળના પક્ષનો છે એવો આરોપ તેના ઉપર મૂકવામાં આવ્યો. જયસિંહે હિંમતથી આ બધું કબૂલ કર્યું. તેથી તેને અહીંના ન્યાયાધિશ અને વડા ધર્મગુરૂની સમક્ષ લઇ જવામાં આવ્યો. તે બન્નેએ સાથે મળીને એવો ચુકાદો આપ્યો કે આ માણસ અહીંની પ્રજામાં ખોટો અસંતોષ ફેલાવી આ પ્રદેશમાં ખુનામરકી કરાવવાની ઇચ્છા રાખે છે માટે તેને ફાંસીએ ચઢાવવો જોઇએ."

જયસિંહ ઉપરના જુલમી ત્રાસથી આશ્ચર્ય પામીને પ્રસન્ને કહ્યું, "અને ફક્ત આટલાજ અપરાધ માટે આવી કઠોર શિક્ષા?"

"ભલા માણસ, તું હજી બીનઅનુભવી છે." સખત અને આશ્ચર્યસૂચક અવાજે શિખામણ આપતાં મોતીશા બોલી ઉઠયા, "અહીંના સત્તાધારી પુરૂષો માટે આડુંઅવળું બોલતાં પહેલાં પુષ્કળ વિચાર કરજે; કારણ કે તેમના કાન બહુ તિવ્ર હોય છે અને તેમના જુલમો અસહ્ય અને દયા વગરના હોય છે."

"મને લાગે છે કે મારા કરતાં તમે બબર-કરે એવી ભાષામાં પણ વધારે પડતું બોલી ગયા છો," પ્રસન્ને હસતાં હસતાં ટકોર કરી.

"અરે! અહીંઆં તો બધા આપણા મિત્રોજ છે;" વીશીનો માલિક બૂમ પાડી ઉઠયો. "છતાં પણ ડાહ્યા પુરૂષોએ પોતાની જીભ ઉપર કાબુ રાખવો એ ખાસ જરૂરનું છે. મોતીશા કંઇ પણ વધારે પડતું બોલ્યા નથી."

આ સાંભળીને વીરપાળ પરિણામની કાંઇ પણ દરકાર રાખ્યા વગર અથવા તો તેની વિવેકશક્તિને ગુસ્સાના આવેશમાં બાજુએ મુકી દઇ બોલી ઉઠયો, "જો મને પૂછો તો દરેક માણસની ફરજ છે કે જ્યાં જ્યાં જુલમ થતો હોય ત્યાં ત્યાં તેણે તેની સામે સખત વાંધો ઉઠાવવો જોઇએ અને ગમે તે ભોગે એવા અન્યાયની સામા થવા તત્પર થવું જોઇએ."

"અને જો કે સ્ત્રીઓએ તો આવી બાબતોની ચર્ચામાં ખાસ કરીને ઉતરવું નજ જોઇએ," જુસ્સાથી લાલ થયેલા ભવ્ય ચ્હેરે મનોરમા બોલી "તો પણ મારાથી કહ્યા સિવાય રહી શકાતું નથી કે આ દુનીયાના સુખી જનસમાજને દુઃખી બનાવનારી માનુષી ક્રૂરતાના અવનવાં દ્રષ્ટાંતો વિષે જ્યારે જ્યારે હું સાંભળું છું ત્યારે ત્યારે મારૂં હૃદય ખરેખર ત્રાસી જાય છે. અરેરે! આપણા ધર્મગ્રંથોમાં રહેલા વચનામૃતોનો ખરેખરો બોધ આપણા રાજ્યકર્તાઓને કયારે થશે? તે સદ્‌વાકયોને સદ્‌વર્તનથી અમલમાં મૂકવાની વૃત્તિ તેમનામાં કયારે પ્રગટશે?"

જ્યારે મનોરમા આ પ્રમાણે બોલતી હતી ત્યારે તેણીનું વદન પ્રફુલ્લ થતું લાગતું—વીરતાની ઉર્મીઓ ઉભરાઇ જવાથી તેની છાતી ફુલતી દેખાતી—અને તેનો આંતરિક જુસ્સો અને તેજથી તેની સુંદરતામાં ભવ્યતા આવતી જણાતી. પ્રસન્નગિરિ અને વીરપાળ સિવાય બધા તેણીના તરફ દિંગ્મૂઢ બનીને તાકી રહ્યા. પ્રસન્ન અને વીરપાળ તો તેણીના આ રૌદ્ર સ્વરૂપથી સારી રીતે ટેવાયેલા હતા. મોતીશા તો ફાટેલે ડોળે તેણીના મુખ તરફ એકી ટસે જોઇજ રહ્યા. પછી એક લાંબો નિશ્વાસ નાખીને બોલ્યા, "બાઇ! તું આ દેશની નથી લાગતી. આ તારી માતૃભૂમિ પણ નથી; નહિં તો આ ભૂમિનું અને અમારૂં કલ્યાણ થઇ ગયું હોત."

આ માનસૂચક શબ્દોથી મનોરમા શરમાઈ ગઈ. તેણીએ આસપાસ નજર ફેરવી તો જણાયું કે ત્યાં બેઠેલા બધા મોતીશાના શબ્દોને અંતઃકરણપૂર્વક ટેકો આપતા હતા. પણ આ વાત આગળ ચાલે તે પહેલાં તો એકાએક બારણું ઉઘડયું અને એક નીચો પણ મજબૂત બાંધાનો કદરૂપા ચહેરાવાળો માણસ તેની કમરે બાંધેલા ચામડાના પટામાં લટકતી મોટી કુંચી સાથે અંદર દાખલ થયો.

"આ મારો છેલ્લો ઉપાય હતો અને તે પણ ફોકટ ગયો," અંદર પેસતાંજ તે કકળી ઉઠયો અને ત્યાં બેઠેલા તરફ તેણે ઝડપથી એક તીવ્ર નજર ફેંકી.

આ માણસના એકાએક દાખલ થવાથી તે વીશીનો માલીક તો સ્તબ્ધ થઈ ગયો અને તેનો ચહેરો ફીકો પડી ગયો; કારણ કે આવનાર માણસ આ ગામના જેલખાનાનો અધિકારી હતો. અહીંઆં જે વાતચીત ચાલતી હતી તે કંઈક અંશે ભયંકર હતી અને તે વખતે અચાનક આ અધિકારીનું આગમન થવાથી વીશીવાળો ગભરાઈ જાય એમાં કાંઈ પણ નવાઈ જેવું ન હતું. પણ તેના ઉપરના ઉદ્ગાર સાંભળીને વીશીના માલિકે તરતજ અનુમાન કર્યું કે અહીંઆ બેઠેલા કોઈ પણ માણસને કાંઈ પણ નુકસાન કરવાના હેતુથી તે આવ્યો નથી.

"શું થયું છે સાહેબ !" વીશીવાળાએ ડરતે પેટે પૂછવા માંડ્યું.

"કાંઈ કહેવા જેવું નથી;" જેલર સાહેબ ગુસ્સાથી કટાણું મોઢું કરીને બોલ્યા. પછી એક જગ્યાએ બેસતાં તે બોલ્યા, "મને થોડું પીવાનું પાણી આપો. આજે મેં આખા શહેરમાં રોડ્યા કર્યું છે. આખરે થાક અને તરસથી કંટાળીને હું અહીં આવ્યો."

"આ રહ્યું સ્વચ્છ ઠંડું પાણી. આપ નિરાંતે સ્વસ્થતાથી પીઓ;" વીશીવાળાએ પાણી આપતાં કહ્યું. "તેનાથી આપને શાંતિ વળશે."

"ખરેખર, પાણી મઝાનું છે;" એમ કહી તેણે તે સારી રીતે પીધું. પછી તે જરા સ્વસ્થ થઈને કહેવા લાગ્યો, "તમે મારૂં કહેવું માનશો ? આ ગામમાં પૈસા ખરચતાં પણ એક સાધુ જડતો નથી."

"શું એક સાધુ જડતો નથી ?" માલિકે આતુરતાથી પ્રશ્ન કર્યો. "આપણા મોટા મંદીરના ત્રણ સાધુઓ કયાં ગયા !"

"તે ત્રણ તો છે જ પણ તેઓ તો તેમના કામમાં રોકાએલા છે," જેલરે જવાબ વાળ્યો. "પણ તે સિવાય બીજો કોઈ નથી અને તેથીજ હું મોટી વિમાસણમાં આવી પડયો છું."

"પણ તમારે સાધુની શું જરૂર છે તે તો કહો ?" કાંઈક ઉત્સુકતાથી વીશીવાળાએ પૂછયું. "બીજું પાણી આપું ?"

"હા લાવો. આજે હું તેનાથીજ પેટ ભરીશ." જેલરે કહ્યું. પછી આસપાસ જોઈને, "અરે મોતીશા, તમે પાછા કયારે અહીં આવી પહોંચ્યા ? તમે થોડાં અઠવાડીઆં ઉપર તો અહીં હતા. તે વખતે મને યાદ છે કે મારી બીબીએ તમારી પાસેથી એરીંગની એક જોડી ખરીદ કરી હતી."

"તમે જાણો છો સાહેબ," મોતીશાએ હસતાં હસતાં જવાબ આપ્યો, "કે આ ગામના લોકો ઉપર મારો બહુ ભાવ છે અને તેથી વારે ઘડીએ હું અહીં આવું છું."

"હું ધારૂં છું કે" જેલરે વીશીના માલિક તરફ આંખનો ઈસારો કરતાં કહ્યું, "મોતીશાને અહીં ઉપરાણી વધારે છે અને તેથી તેમની આવજા અહીં વધારે થાય છે."

"ભલે, તેમ પણ હોય," મોતીશાએ હસતે ચહેરે કહ્યું. "પણ જેલર સાહેબ, તમે શી મુશ્કેલીમાં આવી પડયા છો તે તો કહો ?"

"ખરેખર તે મુશ્કેલીમાંથી કેમ છુટવું તે હું જરા પણ સમજી શકતો નથી." જેલરે નિશ્વાસ નાખતાં કહ્યું. "જો કે મારે તે કામ સાથે ખાસ કરીને કાંઈ પણ લેવા દેવા નથી પણ તે કર્યા વગર મારો છૂટકો નથી. સાંભળો, તમે જો ન જાણતા હો તો જાણી લેજો કે આવતી કાલે ચાર કેદીઓને તેમના ગુન્હા માટે મોતની શિક્ષા કરવાની છે. તેમાં ત્રણને બાળી નાખવામાં આવશે અને એકને ફાંસીએ લટકાવવામાં આવશે. કેદખાનાના નિયમ પ્રમાણે તેમને જુદી જુદી ઓરડીમાં પૂરવામાં આવ્યા છે. જે ત્રણને બાળવામાં આવનાર છે તેમની પાસે આપણા મોટા મંદીરના ત્રણ સાધુઓને મેં રાખ્યા છે. તેઓ આજ આખી રાત તેમની પાસે રહીને ઉપદેશ આપ્યા કરશે. પણ ચોથા કેદી જયસિંહને માટે કોઈ સાધુ મળી આવતો નથી તેથી અહીંના પ્રત્યેક મંદીર અને ધર્મશાળામાં તેની શોધખોળમાં હું ફરી વળ્યો."

"અને તમે તેમાં નિરાશ થયા ?" માલિકે કહ્યું. "પણ તમે વડા ધર્મગુરૂને શા માટે કહેતા નથી ? તેમની તહેનાતમાં ઘણા સાધુઓ છે તો તેમાંથી એક તમને આપશે."

"વાહ, તમારી સલાહ તો લાખ રૂપીઆની છે." જેલરે માથું ધુણાવતાં જણાવ્યું. "પણ અહીંથી આશરે ચાલીશ માઈલ દૂર આવેલા એક મંદીરના વડા અધિકારીએ મહન્ત મહેશગિરિને પોતાને ત્યાં પધારવાનું આમંત્રણ કર્યું અને તેથી પોતાના બધા માણસોને લઈને તેઓ ત્યાં ગયા છે અને તેથી તેમાંનું અહીંઆ કોઈ પણ નથી."

"હવે હું તમારી મુશ્કેલી બરાબર સમજ્યો;" તે માલિકે કહ્યું. "કારણ કે આપણા ધાર્મિક કાયદાઓ હું જાણું છું. તેમાં એવું લખે છે કે જે મનુષ્યને મોતની શિક્ષા કરવામાં આવી હોય તેની પાસે તે શિક્ષા કરવાના નિમેલા વખત અગાઉ બાર કલાક પહેલાં તેને છેવટનો ઉપદેશ કરવાને એક લાયક સાધુને મોકલવોજ જોઈએ અને—"

"જો આ પ્રમાણે ન બની શકે તો," જેલરે ઉમેર્યું, "જ્યાં સુધી તે પ્રમાણે થાય નહિ ત્યાં સુધી મોતની શિક્ષા અમલમાં મૂકી શકાયજ નહિ. વળી આવતી કાલે બપોરે આ કેદીઓને શિક્ષા કર્યા પછી વડા ધર્મગુરૂ તરતજ ચંદ્રપુર તરફ જવાના છે અને તેથી જો તે કેદીમાંના એકને શિક્ષા કરવાનું બંધ રાખવામાં આવશે અને તેથી તમને થોડો વખત અટકવું પડશે તો તેઓ ઘણા ગુસ્સે થશે. અને બધો વાંક મારા ઉપર ઢોળી પાડવામાં આવશે પણ આવા અણીને સમે આખા ગામમાંથી કોઈપણ જગ્યાએથી એકાદ સાધુ નહિ મળી આવે એવું કોણે ધાર્યું હતું ?"

"તમે અહીંના મધ્ય ચોકમાં આવેલી મોટી ધર્મશાળામાં તપાસ કરી?" મોતીશાએ પૂછયું.

"હા, ત્યાં પણ કોઈ નથી," તેણે જવાબ આપ્યો. "પણ તમે તે માટે કેમ પૂછો છો?"

"કારણ કે ખાસ કોઈ કામ માટે આવતી કાલે પરોઢીએ તે જગ્યાએ મને મળવાનો એક સાધુએ વાયદો કર્યો છે," તે વેપારી બોલ્યો. "અને મને ચોક્કસ ખાત્રી છે કે આજ રાત્રે તે સાધુ જરૂર ત્યાં આવીને ઉતરશે."

"આ સમાચાર ઘણા ખુશ થવા જેવા છે," જેલરે હર્ષથી કહ્યું.

પણ આ સમાચારથી વીશીનો માલિક, બીજા ત્યાં બેઠેલા ગૃહસ્થો અને ખાસ કરીને પ્રસન્ન, મનોરમા અને વીરપાળના અચંબાનો પાર ન રહ્યો. તેઓને મોતીશાનું વર્તન નવાઈભરેલું, બીકણ અને દ્રોહી લાગ્યું. જે માણસ થોડાજ વખત પહેલાં ન્યાય અને દયાની મોટી મોટી વાતો કરતો હતો, જેણે મનોરમાને તેણીના જુસ્સાદાર શબ્દો માટે અભિનંદન આપ્યું હતું તે માણસ જયસિંહની બાબતમાં આ પ્રમાણે જેલરને મદદ કરે એ વિચારથીજ તેઓનું લોહી ઉકળી આવ્યું.

પણ જેલર જેવો ભયંકર રાજદ્વારી મનુષ્ય નજીક હોવાથી કોઈ આ વિષે જરા પણ ચર્ચા કરી શકયું નહિ. વળી જેલર તે વીશીવાળા જોડે વાતોમાં રોકાયેલો હોવાથી બધાના મ્હોડા ઉપરના ભાવ જાણી શકયો નહિ; નહિ તો તેને થોડો ઘણો પણ વહેમ ચોક્કસ આવત. થોડા ઘણા સમય પહેલાં છૂટથી પોતાના વિચારો દર્શાવ્યા હતા તેઓને માટે પરિણામ ઘણું જોખમકારક આવત.

મોતીશા શેઠે આ અસરની જરા પણ દરકાર કરી નહિ; તે તો જેલરની સાથેજ તાકી રહ્યા.

"શેઠ, તમે જે ખબર મને આપી છે," આખરે જેલર બોલ્યો, "તેને માટે હું તમારો આભાર માનું છું. પણ તમને ચોક્કસ ખાત્રી છે કે મધ્ય રાત્રીએ તે સાધુ ત્યાં આવશે? કારણ કે આવતી કાલે બરાબર બપોરે બાર વાગે જયસિંહને ફાંસીએ લટકાવવો છે તેથી આજે મધ્ય રાત્રીએ તેને ત્યાં લઈ જવોજ જોઈએ."

"હજી મધ્ય રાત્રીને એક કલાકની વાર છે અને હું ધારૂં છું કે એક કલાકમાં તે જરૂર ત્યાં આવી પહોંચશે," મોતીશાએ કહ્યું.

"મોતીશા, હું ફરીથી તમારો આભાર માનું છું," જેલરે ઉઠતાં કહ્યું. "હું ત્યાં એકદમ જઈને તેની રાહ જોઉં છું."

આટલું બોલી જેલર ગયો અને તેની પછવાડે બારણું બંધ થયું કે તરતજ મોતીશાએ ઉઠીને વીશીના માલીકને કહ્યું, "હું હવે મારા ઓરડામાં જઈને આરામ લઈશ."

અને જાણે કે પોતાના વર્તનથી શરમાતા હોય અને કદાચ બધા તરફથી કાંઈ પણ સાંભળવું પડશે એવું માનતા હોય એમ ધારી કોઈના સામું જોયા સિવાય અને એક પણ શબ્દ બોલ્યા સિવાય તે પોતાની ઓરડી તરફ ચાલ્યા ગયા.

અપૂર્ણ.

# ફૂલજાની બેગમ.

(સંપૂર્ણ ટુંકી વાર્તા.)

અનુવાદકઃ—રા. લલિતરાય જાદવજી વ્યાસ.

પતિ તરફની વફાદારીથી મોગલ રાજમહેલની જાહોજલાલીને તૃણવત્ ગણી જાન કુરબાન કરનારી સ્ત્રીની આ કથા છે. એક તરફ મોગલ સમ્રાટ ઔરંગઝેબના જુલમોનો દોર ચાલી રહ્યો હતો, બળીયાના બે ભાગનો ન્યાય ચાલતો હતો. રજપુતોમાં અંદર અંદર કુસંપ થવાથી સમ્રાટ સામે શીર ઉંચકવા કોઈ તૈયાર નહોતું. પ્રજા જુલમ નીચે ચગદાઈ રહી હતી. બીજી તરફ અધર્મની હાની ન સહી શકનાર પ્રભુએ દક્ષિણમાં એક વીર નર ઉત્પન્ન કર્યો હતો. તેણે આખા મહારાષ્ટ્રને એકત્રિત કરી મોગલ સમ્રાટની સર્વોપરિ, પરંતુ અત્યાચારો અને અનીતિથી પાયામાંથીજ ખળભળી ગયેલી સત્તા સામે મોરચો માંડ્યો હતો. સારા હિન્દુસ્થાનને પોતાનાજ અમલ નીચે માનનાર ઔરંગઝેબ એ કહેવાતા ડુંગરના ઉંદર પરંતુ વીર કેસરી છત્રપતિ શિવાજીથી ત્રાસ પામતો હતો. સમ્રાટે એ વધતી જતી મરાઠા સત્તા સામે ઝુઝવા અમદાવાદમાં મુકામ કર્યો હતો. આપણી કથા એ સમયની છે.

અમદાવાદ પાસે પાંચ ગાઉ ઉપરના દેવગામ નામના ગામડામાં અવિભક્ત છતાં શરીરથી વિભક્ત એવા બે જીવોની પ્રેમ કથા વંચાતી હતી. નારાયણરાવનો પુત્ર પુરંદર અને નારાયણરાવનાજ એક મિત્રની વિધવાની પુત્રી પુષ્પાવતી બાલ્ય ખેલ ખેલતાં દિન પર દિન વધારે ને વધારે પ્રેમ બંધનમાં જકડાતાં હતાં. બાળક મટી તેઓ યુવાન થયાં, પુરંદરનો મજબુત બાંધો, આંખમાં ચમકતી વીરતા અને ચહેરાનું સૌંદર્ય જેવાં આકર્ષક હતાં તેવુંજ પુષ્પાવતીનું સૌંદર્ય મોહક હતું. હૃદયનો શુદ્ધ પ્રેમ અને સૌંદર્ય, સોનું અને સુગંધ બન્ને સાથે મળ્યાં હતાં. બન્ને બાળક મટી યુવાન થયેલાંઓની આ પ્રીતિ તેના વડીલોથી છાની ન રહી. તેઓએ ઘણાજ આનંદથી એ પ્રેમને વધાવી લીધો અને વિવાહ કરી દીધો. પરંતુ કોઈ પૂર્વકર્મના દોષથી કે ગમે તે કારણથી પુષ્પાવતી માતાનું સુખ ગુમાવી બેઠી. તે મરણ પામી એટલે પુષ્પાવતી પતિને ઘેર જવાજ પામી નહિ.

મોગલ સમ્રાટ ઔરંગઝેબ એક દિવસ શિકાર ખેલતાં ખેલતાં દેવગામ પહોંચી ગયા. ઔરંગઝેબ સાધુતાનો ભારે આડંબર કરતો હતો. તેણે રાજ છોડી મક્કે ચાલ્યા જવાની પણ પ્રસંગોપાત વાતો કરી કહેવાય છે. પોતાના ખરાબ કૃત્ય ઉપર પણ તે ન્યાય અને ધર્મનો ઢોળ ચડાવતો. પુષ્પાવતીના કમનસીબે એ સ્વાર્થપટુ દંભી ફકીર ઔરંગઝેબની નજર એ ખીલી નીકળેલાં પુષ્પ જેવી પુષ્પાવતી પર પડી. એ સૌંદર્યથી તે મુગ્ધ થઈ ગયો. ઔરંગઝેબના હૃદયમાં દયા, પરોપકાર, પ્રેમ, એક સાથે ઉભરાઈ આવ્યાં. પોતાની દુષ્ટ વાસનાને તેણે ન્યાયનો ઢોળ ચઢાવ્યો અને વિચાર્યું કે શાહી મહેલોમાં રહેવાને લાયક આ સુન્દર બાળા આવાં ગામડાંમાં પોતાનું જીવન વિતાડે એ અન્યાય છે. મારા જીવતાં આવો અન્યાય, આવો અત્યાચાર નજ થવો જોઈએ. હું સમ્રાટ થઈને આ ગરીબ બાળા પર ઉપકાર ન કરૂં તો મને ધિક્કાર છે.

તુર્તજ તેણે પોતાના નોકરોને હુકમ કર્યો કેઃ—"આ ગરીબ છોકરીનું દુઃખ મારાથી જોવાતું નથી. આ ખૂબસુરત ફૂલ આ જંગલી બગીચામાં રહેવાને લાયક નથી. તેને જલ્દી બેહિસ્ત જેવા સ્થળે પહોંચાડી દો." એ વખતે હિન્દુસ્થાનમાં કોની મજાલ હતી કે શહેનશાહના એ ફરમાનનો અનાદર કરે! હજુ તો લગ્નનો મીંઢળ છૂટ્યો નહોતો, માતાના મરણનાં આંસુઓ સુકાયાં નહોતાં, કે પતિ પત્ની પરસ્પર મળ્યાં પણ નહોતાં, એટલામાં વંટોળીયો આવ્યો અને આ પુષ્પને ઉડાવી ગયો.

આખા ગામમાં આ બનાવથી ત્રાસ ફેલાઇ ગયો. પુરંદરને એ ખબર મળતાં તેના દિલમાં વૈરાગ્નિ પ્રજ્વળી ઉઠયો. પરંતુ તેણે જોયું કે પોતાને સહાય કરે એવું કોઇ નથી રહ્યું. એટલે હવે શો માર્ગ લેવો અને જાતે એકલા પણ ઝૂઝીને પુષ્પને કેવી રીતે છોડાવવી તેનો વિચાર કરવા લાગ્યો.

પુષ્પાવતીને મોતીબાગમાં ભારે જાજલ્યાહોલી અને સુખનાં અખૂટ સાધનો વચ્ચે રાખવામાં આવી હતી. બાદશાહ તેને ફૂલજાની બેગમ કહીને બોલાવતો. મહેલમાં સુખની કોઇ જાતની ખામી નહોતી પરંતુ ખામી માત્ર દિલના આરામની હતી. પુષ્પાવતીનું હૃદય 'પુરંદર' 'પુરંદર' પોકાર્યા કરતું હતું. તેને પોતાનું જીવન પાપમય લાગતું હતું. પુષ્પાવતીના સદભાગ્યે તેની દાસી તેના હૃદયને સમજનારી નીકળી આવી અને તેણે તેનાં દિલને આરામ મળે એવાં સાધનો યોજવા માંડયાં. એ દાસી પુષ્પાવતીને આશ્વાસન આપતી રહેતી હતી એથી તેના દુઃખમાં ઘણો ઘટાડો થતો હતો. પુરંદરને મળવાને તલસતી પુષ્પાવતીએ છેવટ સાહસ કર્યું અને નીચે મુજબ એક પત્ર દાસી મારફતે રવાના કર્યો.

પ્રિય પુરંદર,

લોકો માનતાં હશે કે મને તો સ્વર્ગ પ્રાપ્ત થયું અને સંસારમાં મળી શકે તેવાં તમામ સુખો મને મળી ગયાં; પરંતુ મને તો અહીંનાં આ બધાં સુખો ઝેર જેવાંજ લાગે છે. તમારા વગરનું જીવન મને કેટલું ભાર રૂપ લાગે છે તે એક મારૂં મનજ જાણે છે. હું જાણે પાપ કર્મની યાતના ભોગવી રહી છું. અરેરે, મારો પ્રાણપ્રિય ધર્મ, મારૂં સતીત્વ—તે હું ખોઇ બેઠી છું. સ્ત્રી પોતાના પતિને, પોતાના સતીત્વને ગુમાવ્યા પછી કઇ જાતનું સુખ માની શકે! સ્ત્રીઓનો એકજ ધર્મ પતિ તરફની વફાદારીનો છે એજ ધર્મથી મને બળજોરીથી ભ્રષ્ટ કરવામાં આવી છે. આ લખતાં પણ મને કેટલું દુઃખ થાય છે તે મારૂં મનજ જાણે છે. મને લાગે છે, આ સતીત્વના ભંગ કરતાં હું વિધવા થઇ હોત તો તેનું દુઃખ મને એટલું ન લાગત. હવે આ પાપમય જગતમાં હું રહેવા ઇચ્છતી નથી. પુરન્દર, જો તમે મને ખરેખર ચાહતા હો, તમને આપણે સાથેજ ખેલતાં અને પછી જીવન ખેલ પણ સાથેજ ખેલવા જોડાયાં એ અદ્ભૂત પ્રીતિની યાદ હોય તો તમે અહીં આવી મને આ પાપરૂપ જીવનમાંથી મુક્ત કરો. જીવનેશ, પ્રાણેશ; મારો આ પાપનો ભાર ઉતારી લો. આ નરકપુરીમાંથી મારો ઉદ્ધાર કરો. આવો, આપણે સાથેજ આ દેહનો ત્યાગ કરી આ પાપમય, દુઃખમય જીવનથી છુટીએ.

તમારા ચરણની દાસી,

પુષ્પાવતી.

પુરન્દર, પુષ્પાવતીનો સ્નેહ જાણતો હતો. તેને પકી ખાત્રી હતી કે પુષ્પાવતી નિર્દોષ છે. વિયોગથી તો તેનો સ્નેહ વધ્યો હતો. પુરંદર રાત દિવસ બીની આંખે તેને છોડાવવાનોજ વિચાર કરતો હતો. એટલામાં હું તેનો સ્વીકાર કરૂં તો ધર્મભ્રષ્ટ થાઉં એ વિચારે તેને મુંઝવ્યો. પરંતુ તેને આ સ્થિતિમાંથી છોડાવ્યા સિવાય તો છુટકોજ નથી અને ગમે તે ભોગે પણ તેને છોડાવવીજ એવો દૃઢ નિશ્ચય કરી પુરન્દર દાસીની મદદથી શાહી મહેલમાં પહોંચી ગયો.

પુરંદર ધીમે ધીમે પુષ્પાવતી પાસે ગયો. પ્રિય પતિને આવતો જોઇ પુષ્પાવતીએ પણ પ્રેમાશ્રુઓથી તેને આવકાર આપ્યો. પુરંદરે તેનો હાથ પકડી ભેટવાનો પ્રયાસ કર્યો ત્યારે પુષ્પાવતીએ કહ્યું કે, "વ્હાલા, મારો સ્પર્શ ન કરો. હું પાપી છું. હું તમને ભેટવાને લાયક નથી. પરંતુ પુરંદરે તે કંઇ ન સાંભળ્યું અને હૃદયથી હૃદય લગાવી અત્યંત પ્રેમથી ચુંબન કર્યું અને કહ્યું, "વ્હાલી પુષ્પ, તારૂં શરીર અપવિત્ર થયું છે; પરંતુ હૃદય તો શુદ્ધ અને પવિત્ર છે. હૃદયની પવિત્રતાજ સાચી પવિત્રતા છે. તારૂં હૃદય હમેશાં પવિત્ર રહેશેજ તેની મને ખાત્રી છે પરંતુ કદી દુષ્ટ મતી ન થાય એવો વિચાર કરી મેં (હારૂં કહ્યું માન્યું છે. આપણે બન્ને એકબીજાના વિરહથી દુઃખી થઇએ છીએ માટે ચાલો આજે એ દુઃખમાંથી આપણે બન્ને મુક્ત થઇએ."

પુષ્પ, પુરંદરના હૃદય પર માથું રાખી, આંખમાંથી અશ્રુ વહાવતી આ બધું સાંભળતી હતી. પુરંદરની આંખમાંથી પણ આંસુઓ ચાલ્યાં જતાં હતાં. થોડી વાર પછી પુષ્પે કહ્યું, "વ્હાલા, આ જીવનમાં તો આપણે મળી શકશું નહિ પરંતુ મૃત્યુ થતાં મારાં પાપો ધોવાઇ જશે અને આપણા બન્નેનો જીવાત્મા એકબીજામાં મળી જઈ અવશ્ય સુખી થશે. મેં ક્યારનો દેહ ત્યાગ કર્યો હોત પરંતુ મારા પ્રાણ ઉપર બાળપણથીજ તમારો અધિકાર સ્થાપિત થયો છે એટલે એ મારા અધિકારની વાત નહોતી. મેં તમને એટલાજ માટેજ બોલાવ્યા છે. આ હૃદયને સ્વીકારો. તમારૂં મોઢું જોતાં જોતાં હું બહુ આનંદથી મરીશ. તમારા હાથે મૃત્યુ થતાં મારા પાપબંધનો તુટી જશે. વ્હાલા, આવો અવસર ફરી નહિ મળે—હવે વિલમ્બ ન કરો."

પુરંદરને એ વાત ખરી લાગી અને તેણે ચમકદાર તેજસ્વી કટાર કાઢી કહ્યું કે "હવે મેં મોહ છોડી દીધો છે. ચાલ હું અને તું બન્ને આ દેહ છોડી હમેશાં સાથે દિવ્યલોકમાં ચાલ્યાં જઇએ."

પુષ્પે પ્રસન્ન ચિત્તથી એક વખત પતિનું દર્શન કરી લીધું અને ધીર મુખથી બોલી "આજ મારાં ધન્ય ભાગ્ય છે. મારા પાપના બંધનો તુટે છે, હું સ્વતંત્ર બની સ્વર્ગે સંચરૂં છું." પુરંદરે છૂરી ચલાવવા હાથ તો ઉંચો કર્યો પરંતુ એ સ્નેહ સ્મરણ, એ પોતાની પ્રિય પુષ્પ ઉપર છૂરી કેમ ચલાવવી એ વિચારે મુઝ ઉઠ્યો, છૂરી હાથમાંથી સરકી પડી. તુર્તજ પુષ્પે શ્રમ વ્યર્થ જતો જોઇ પડકાર કર્યો. "પુરંદર, ભીરૂતા ન બતાવો. આ તો પ્રેમ પરીક્ષા છે. મારાં આ પાપી શરીરનો જલ્દી નાશ કરો." પુરંદરે ફરી હાથ ઉંચો કર્યો પરંતુ દૈવયોગે એજ ક્ષણે એક બાદશાહ આવી પહોંચ્યો, અને તેણે પુરંદરનો હાથ પકડી લીધો. આથી ફૂલજાની બેગમે અત્યંત ક્રોધથી ગર્જના કરી અને કહ્યું કે,

"હું કોણ છું એ જાણો છો ?"

બીચારો ખાજાસરા ગભરાયો અને બોલ્યો. "આપ બાદશાહની વ્હાલી બેગમ ફૂલજાની છો."

બેગમે ફરમાવ્યું, "હું હુકમ કરૂં છું કે હાથ છોડી દે."

ખોજાએ જવાબ આપ્યો. "આપનો હુકમ હું માથે ચઢાવું છું. પરંતુ આ બધી હકીકત શહેનશાહ પાસે અવશ્ય રજુ કરીશ."

ફૂલજાની બેગમે તુર્તજ જમીનપર પગ પછાડ્યો કે નીચેની જમીન ખસી ગઇ અને પુરંદર તેમાં સમાઇ જતાં જમીન હતી તેવી થઇ ગઇ. બેગમે ખાજાસરાને કહ્યું, "જા હવે બાદશાહને બધી હકીકત કહી દે." ખાજાસરા તુરતજ ચાલ્યો ગયો.

પુરંદર જમીનમાં ઉતરી ગયો અને થોડા ડગલાં ચાલ્યો તેટલામાં પોતાને તેડવા આવેલી દાસીજ મળી અને તેણે કહ્યું કે "પુરંદર જલ્દી ભાગો, બાદશાહના માણસો પાછળ પડવાના છે. તમને આ ભોંયરાના મોઢાં આગળ તૈયાર ઘોડો મળશે." આ સાંભળતાંજ પુરંદર દોડ્યો અને દાસીએ કહ્યા મુજબ ભોંયરાંની બહાર નીકળતાંજ સાજ નાખેલો તૈયાર ઘોડો નજરે પડ્યો. તે ઉપર પોતે સ્વાર થઇ ગયો અને ઘોડાને પુરવેગે મારી મૂક્યો. પરંતુ ભારત સમ્રાટ ઔરંગઝેબના સેનાનીઓએ તેનો પીછો પકડ્યો અને બે સચોટ તીર મારી પુરંદરને ઘાયલ કરી શહેનશાહની દરબારમાં હાજર કર્યો.

ઔરંગઝેબે પુરંદરને કહ્યું, "અય યુવાન, તું જબરો હિમતબાજ છે. જ્યાં કબુતર પણ ફરકી શકતું નથી ત્યાં તું બેધડક ચાલ્યો આવ્યો છે. તું બધી હકીકત સાચેસાચી જણાવી દે તો હું તને માફ કરૂં."

પુરંદર માફીની વાત સાંભળીને તો સળગી ઉઠ્યો. કડકતા કંઠે તેણે કહ્યું, "હું તમારી માફી માગવા નથી આવ્યો. તમે મારૂં સર્વસ્વ લઇ ગયા છો. હવે આ પ્રાણ બાકી રહ્યા છે તે પણ લઈ લો. મેં તમારો જે ગુન્હો કર્યો છે તે માટે મને સજા કરો. ગમે તે કરો પરંતુ હું કોની પાસે ગયો હતો એ તો નહિંજ કહેવાનો. ભારત સમ્રાટની સનમુખ આટલો બેઅદબ જવાબ કોઇએ કદી નહોતો આપ્યો. ઔરંગઝેબની આંખો લાલ થઇ ગઇ. તેણે તુર્તજ ફરમાવ્યું "આ શયતાનને કતલ કરો."

પુરંદર તો એ હુકમ માટે પરલોકમાં અમર જીવન પ્રાપ્ત કરવા અને પોતાની પ્રિયતમા સાથે અદ્વૈત સાધવા તૈયારજ હતો. ખાજાસરાઓએ છૂરી ચલાવી પરંતુ એજ ક્ષણે પોતાના પ્રિયતમની સહગામી થવાની અભિલાષાવાળી ફુલજાની બેગમ યાને પુષ્પાવતી એજ અદ્વૈત માટે વચ્ચે કૂદી પડી અને શહેનશાહ આંખ ખોલીને જુએ તેટલામાં એ તીક્ષ્ણ કટારો બેગમના હૃદયમાં મૂઠ સુધી ખુંચી ગઇ.

સમ્રાટ આ પ્રેમ-આ લગની જોઇ ચકીત થઇ ગયો અને પોકારી ઉઠ્યો "ફૂલ તને આ શું સુઝ્યું ?" મરતાં મરતાં બેગમે કહ્યું કે "મેં માત્ર પતિવ્રતનું,-સ્ત્રીનું કર્તવ્ય બજાવ્યું છે." પુરંદરે મરતાં મરતાં આ વાક્ય સાંભળ્યું અને તેનામાં નવું બળ આવ્યું તેણે પુષ્પને એક ચુંબન લીધું અને બન્ને એકજ શ્વાસ લેતાં ચિરકાળનું અદ્વૈત સાધી સ્વર્ગમાં મ્હાલવા ચાલ્યાં ગયાં.

ઔરંગઝેબના હૃદયને આ દ્રશ્યની ઘણી અસર થઇ. તેણે અમદાવાદમાં ૭ દિવસ સુધી ફૂલજાની બેગમના મરણ માટે શોક પાળવાનો હુકમ કર્યો. મહેલની સામેજ બાદશાહે એ પ્રેમી યુગલની સમાધી બનાવી, બેગમો અને દાસીઓને એ સમાધી પર પુષ્પો ચડાવવાનો હુકમ કર્યો.

એ સમાધી ઉપર બાદશાહે નીચેની મતલબની એક ફારસી કવિતા લખાવી તેનું નામ અમર કરી દીધું. આજે પણ એ શીલા લેખ એ પ્રેમ ગીતનો પુરાવો આપી રહ્યો છે.

"એ સરળ બાળામાં આવો અતુલનીય પ્રેમ હશે એવો મને ખ્યાલ પણ હોત તો એ પુષ્પની છેડ હું ન કરત." (સમ્પૂર્ણ.)

---

## કોણ બહાદુર—બાપ કે બેટા ?

કસ્તુરાં પાણી ભરવા ગયાં હતાં. પાણી ભરી આવતાં બજારમાં એક કૌતુક જોયું. બે પાડાઓ લડતા હતા, તે જોવાને માણસોની ઠઠ પણ સારી જામી હતી. તેવામાં કસ્તુરાં બાઇના પતિ જે દુકાનમાં ઉભા ઉભા આ મામલો જોતા હતા, તેમને સામેની દુકાનમાં જવાની જરૂર. પડી એટલે પૂર વેગથી દોડી શ્વાસભેર બીજી દુકાનમાં ગયા.

આ બનાવ જોઇ કસ્તુરાં મલકાતી મલકાતી ઘેર આવી અને સાસુજીને કહેવા લાગી:—"સાસુજી ! તમારા દિકરા તો બહુ બહાદુર જણાય છે !

સાસુજી:—"કેમ, શું થયું ? કહે તો ખરી ?"

કસ્તુરાં:—"બજારમાં બે પાડા લડતા હતા. તેવામાં તમારા દીકરા દોડીને એક દુકાનેથી બીજી દુકાને ચડી ગયા !"

સાસુજી:—"હોયજ તો બાપુ. બહાદુરના બેટા તો બહાદુરજ હોય ! તમારો સસરો ક્યાં ઓછા બહાદુર હતા ! જુનાગઢમાં તોપો ફૂટતી ત્યારે પોરબંદરમાં ઉઘાડે વાસે ઘી જોખતા હતા !

સુમન્ત.






(લખનારઃ—શા. ગુપ્તદૂત)

### કમળાની આત્મકથા ( ચાલુ )

"પ્રેમકુંવર શોકદર્શક પોશાક પહેરી વૈધવ્યશોક દર્શાવવાનો ઉપરથી ઘણો આડંબર કરતી હોવા છતાં મ્હારી પાસે તે પોતાનો ભેદ છુપાવી શકી નહિ. તેણે મ્હારા જેવી એક યુવતીને રસોઇયણ તરીકે શા માટે નિયુક્ત કરી હતી એ ભેદ ધીમે ધીમે હું સમજી શકી.

"પતિનું મૃત્યુ થયા પછી તેના આત્માની શાન્તિ માટે પ્રેમકુંવરે પોતાને ઘેર કથા બેસાડવાની યોજના કરી હતી. હું નોકરી ઉપર રહી ત્યારે પણ કથા ચાલુજ હતી. કથા કહેવા આવનાર પુરોહિતની ઉમ્મર ત્રીસેક વર્ષની હોઇ તેની વાક્યછટા કિંવા વક્તૃત્વ કળા શ્રોતાના મનને આકર્ષવાને સમર્થ હતી. એ પુરોહિતનું નામ કરુણાશંકર હોઇ તે પ્રેમકુંવરના ગૃહનો ઘણો જુનો પુરોહિત હતો. સત્યનારાયણની કથા કહેવડાવવાની હોય, ભાગવતની કથા બેસાડવાની હોય કિંવા બીજું કાંઇ ધાર્મિક અનુષ્ઠાન કરાવવાનાં હોય ત્યારે એ ગૃહપુરોહિત કરુણાશંકરનેજ નિમંત્રણ કરવામાં આવતું હતું.

"વિલાસી માણસ સ્વાભાવિક રીતેજ વિલાસી માણસને ક્ષણ-કાળમાં પિછાણી શકે છે. કરુણાશંકર જ્યારે એકલો પડી પ્રેમકુંવર શેઠાણી સાથે કાંઇ વાતચિત કરતો હતો ત્યારે તેની વ્યગ્ર દૃષ્ટિ, કંઠ-સ્વરના અસ્પષ્ટ ઉચ્ચાર વગેરે જોઇ મ્હારા મનમાં તેના ચરિત્ર માટે સંદેહ ઉપજતો હતો. વળી પુરોહિત હોવા છતાં તેનાં કપડાંની ટાપટીપ, સુઘડતા, કાનમાંનાં અત્તરનાં પુમડાં, ઢાકાનો બારીક બેસ, માન્ચેસ્ટરનું ઝીણામાં ઝીણું પારદર્શક ધોતીઉં તથા તે પહેરવાની સફાઇ વગેરે ઉપરથી ગ્રંથોમાં સમાઇ રહેલા ધર્મ કરતાં તે વિલાસિતાને વિશેષ પ્રિય ગણતો હશે એવો મ્હારા મનમાં સંદેહ રહેતો હતો.

"કથા સમાપ્ત થઇ ગયા પછી પણ પ્રેમકુંવર ઘણી વખત કરુણાશંકરને રોકી રાખતી હતી તથા વારંવાર ભાગ્યભોજન કરાવતી હતી. તેમની ઉભયની અશ્રુય પુરુષની પ્રાપ્તિ કરવાનો ઢંગ દર્શાવતી હતી. તેમની ઉભયની વાતચિતમાં હું વિઘ્નકારિણી ન થઇ પડું એ હેતુથી કરુણાશંકર જ્યારે પોતાની પાસે એકલો હોય ત્યારે પ્રેમકુંવર મ્હને અમુક અમુક વસ્તુઓ ખરીદ કરી લાવવા માટે બજારમાં મોકલતી હતી. ઉપર ઉપરને માળે પ્રેમકુંવર સિવાય બીજું કોઇ રહેતું નહિ હોવાથી મ્હને બજારમાં મોકલી દીધા પછી પ્રેમકુંવર બારણાં બંધ કરી દેતી હતી. આવી રીતે એક બે વખત બજારમાંથી ઘેર આવ્યા પછી બારણાં બંધ જોવામાં આવતાં મ્હારો સંદેહ વધી ગયો હતો તથા પ્રેમકુંવર પણ એવે પ્રસંગે શર્માઇને ચુપ રહેતી હોવાથી મ્હારો સંદેહ વિશ્વાસના રૂપમાં ફેરવાઇ ગયો હતો. છેવટે ઉપરાઉપરી એવા પ્રસંગો બનવાથી એક પ્રસંગે પ્રેમકુંવરે એકાન્તમાં મ્હને કહ્યું, 'કમળા ! જે નોકર ચાકરો પોતાના આશ્રયદાતાઓના વ્યવહાર અને વર્તન તરફ ધ્યાન આપ્યા સિવાય પોતાનું કામ વફાદારીથી બજાવે છે તેઓ કાળક્રમે માલિકના વિશ્વાસને પ્રાપ્ત કરી સુખી થઇ શકે છે. જગતમાં ઉજળું એટલું દૂધ હોતું નથી એમ સમજી માલિકનાં છિદ્રો શોધવાં નહિ. જે દાસ દાસીઓ એવાં છિદ્રો શોધે છે તેમની કદાપિ ઉન્નતિ થઇ શકતી નથી. તું સમજુ વિચારશીલ હોવાથી મ્હારે તને આ વિષય સંબંધી વિશેષ કાંઇ કહેવાની જરૂર હોય એમ હું ધારતી નથી.' એ વાક્યોના ઉત્તરમાં મ્હેં પ્રેમ-કુંવરને કહ્યું, 'બા ! તમે સર્વ પ્રકારે નિર્ભય રહેજો. મ્હારા જેવા ખરાબ વખતમાં તમે મ્હને આશ્રય આપ્યો છે એ કેવળ મ્હારો આત્માજ જાણે છે. તમારા કાર્ય તથા વ્યવહાર તરફ ધ્યાન આપ્યા સિવાય તમારી હરેક આજ્ઞાને માન આપી તમને સંતુષ્ટ રાખીને વર્તવું એજ મ્હારી ફરજ છે.' મ્હારા આ ઉત્તરથી પ્રેમકુંવરને અતિશય આનંદ થયો. મ્હારી પાસે તેનો જે લાજશરમનો પડદો હતો તે દૂર થઇ ગયો તથા તે ખુલ્લી રીતે ઇચ્છાનુસાર વર્તવા લાગી. મનમાં ને મનમાં તેને માટે મ્હને ઘણો તિરસ્કાર ઉપજતો હતો; પરંતુ હું પોતે એક સતી સાધ્વી નહોતી તેમજ કોઇના આશ્રય સિવાય હું મ્હારા દિવસો પસાર કરી શકું તેમ નહોતી તેથી હું પ્રેમકુંવર તરફ સ્પષ્ટ રીતે કોઇ પણ પ્રકારનો વિરાગભાવ દર્શાવતી નહોતી.

"નવ મહિના થયા છતાં શેઠાણીને પ્રસવ થયો નહિ. જેમ જેમ દિવસો પસાર થતા ગયા તેમ તેમ શેઠાણીની આશા ચિંતાના રૂપમાં ફેરવાઇ ગઇ. તે સારી રીતે ન્હાઇ ધોઇને સૂવાવડમાંથી ઉઠશે કે કેમ એ વિષયનો મ્હારા મનમાં પણ સંદેહ હતો છતાં મુખેથી હું પ્રેમકુંવરને આશ્વાસન આપતી હતી. દેરાણી તરફ મારથી પ્રેમકુંવરે પોતાની ચિત્તવૃત્તિઓને પણ કાબૂમાં રાખી હતી. અગીઆરમે મહિને એક અત્યન્ત હાડ ફાડ કષ્ટ વેઠી પ્રેમકુંવરે એક મૃતપુત્રને જન્મ આપ્યો. મૃતપુત્રનું વિષ તેના પોતાના અંગમાં ફેલાઇ ગયેલું હોવાથી પુત્રને જન્મ

આપ્યા પછી બે કલાકેજ પ્રેમકુંવરનું પણ મૃત્યુ નિપજ્યું. મ્હારો એકનો એક આશ્રય તૂટી પડવાથી એ વખતે મ્હને જે દુઃખ થયું તેનું વર્ણન નિર્જીવ શબ્દોથી હું કરી શકું તેમ નથી.

"પ્રેમકુંવરની શોક્યના પુત્રને જોઇતું હતું તેવું વેર કર્યા જેવું થયું. તેણે મરનારનો તેના શિશુપુત્ર સાથે અંતિમ સંસ્કાર કરી તેની સઘળી મિલકતો પોતાને કબ્જે લીધી. સાવકી માતાના ચારિત્ર્યથી તે અજ્ઞાત નહિ હોવાથી મ્હારા જેવી શત્રુ પક્ષની સ્ત્રીને આશ્રય આપે એ તદ્દન નહિ બનવા જેવું હતું. મારી નિરાધાર હાલતનો ઇશ્વરદાસે એ પ્રસંગે બરાબર લાભ લીધો તથા તેણેજ મ્હને આ અધમાધમ વ્યવસાયમાં નિયુક્ત કરી. પોતે કુટુંબવાળો હોવાથી તેણે માસિક સાઠ રૂપિયાના ભાડાથી આ જગ્યા મ્હને ભાડી લઈ આપી. અત્રે તમે જે ઘરવાખરો, ફર્નિચર વગેરે જુઓ છો તે બધું મ્હને ઇશ્વરદાસે ખરીદી આપ્યું છે. ઇશ્વરદાસ હરરોજ રાતે બાર વાગી ગયા પછી મ્હારી પાસે આવી પડી રહેતો હતો.

"સ્થાન અને સોબતથી મનુષ્યની પ્રકૃતિનું જરૂર પરિવર્તન થાય છે. દિવસે હું વારયોષિતાનો વ્યવસાય કરી દશપંદર રૂપિયા કમાતી હતી તથા મ્હારું વધુ ખરચ ઇશ્વરદાસ ઉપાડી લેતો હતો. ઇશ્વરદાસ જેવા એક બદમાસોના બાદશાહની મ્હારા ઉપર નેકનજર હતી તેથીજ આ ફોરાસ રોડ કિંવા વ્હાઇટ લેનમાં ખૂનામરકી કરતાં પણ ન અચકાય એવા લુચ્ચાઓ મ્હને કોઇ પણ પ્રકારે હયરાન કરી શકયા નથી.

"ઇશ્વરદાસને ખૂનના અપરાધ માટે જન્મ દેશનિકાલની શિક્ષા થઇ છે ત્યારથી હું અસ્થિર બની ગઇ છું. આ ભયંકર જીવતા દોજખમાં કયે વખતે મ્હારી શી સ્થિતિ થશે એ હું કલ્પી શકતી નથી. જો કે ઇશ્વરદાસનો સ્વભાવ તેમજ વર્તન એવું હતું કે, હું તેને કોઇ પણ રીતે મ્હારા હૃદયથી ચ્હાઈ શકતી નહોતી; પરંતુ જે અવસ્થામાં હું મૂકાઇ હતી એ અવસ્થામાં એના જેવા એક પ્રબળ ખટપટી તથા જમાનાના ખાધેલા પુરુષના આશ્રયમાં રહ્યા સિવાય મ્હારો છુટકોજ નહોતો. જો હું કદરૂપી હોત, મ્હારી પાસે સમ ખાવાને એક પૈસો પણ ન હોત તો કદાચ મ્હારે સૌન્દર્યવિલાસી પુરુષોનો ભય રાખવો પડત નહિ; પરંતુ એથી વિપરિત સ્થિતિમાં હું શું કરું ?"

આ વખતે કમળાનાં નયન યુગલમાં અશ્રુજળ ભરાઈ આવ્યું હતું. હીરાલાલે ઉઠી ઉભા થઇ ખીસ્સામાંથી રુમાલ બ્હાર કાઢી તેનું અશ્રુજળ સ્વચ્છ કરતાં કહ્યું:—"કમળા ! પ્રિયે ! હવે ભુતકાળના પ્રસંગો યાદ કરી શોક કરવો વૃથા છે. ભાગ્યની પ્રબળતાને પરિણામે જે સંયોગોમાં તું મૂકાઈ હતી એ સંયોગોમાં મૂકાયા પછી એક નવયુવતી પોતાનું શીયળ સાચવી શકે કે કેમ એ એક ગંભીર શંકાજનક પ્રશ્ન છે. સંયોગોને વશ થઇ ત્હારે ત્હારી જાતના રક્ષણ માટે જે માર્ગ સ્વીકારવો પડયો છે. એ માર્ગ તરફ ત્હારો બિલ્કુલ અનુરાગ નથી એમ હું સ્પષ્ટ સમજી શકું છું. કમળા ! વેશ્યામાં જ્યાં સુધી શારીરિક રૂપસૌન્દર્ય હોય છે ત્યાં સુધીજ તે પોતાના વ્યવસાયથી આજીવિકા ચલાવી શકે છે. તેમને ઇચ્છા નહિ હોવા છતાં પોતાના શરીર ઉપર અકુદરતી જુલ્મ ગુજારવો પડે છે અને પરિણામે તેમનું દૈહિક રૂપસૌંદર્ય ટૂંક સમયમાંજ નાશ પામે છે."

કમળાનું અંતર આ વાકયો સાંભળી ઉત્તેજિત બની ગયું. તેણે કહ્યું:—"આ સઘળું હિંદુસંસારના ભયંકર સડાનું પરિણામ છે. શીયળ એજ આર્યનારીનું જીવનસર્વસ્વ છે એ હું સમજતી હોવા છતાં ભાગ્યયોગથી મ્હારે કલંકિની થવું પડયું છે. વળી એ માટે એકલું ભાગ્ય દોષિત નથી; બાળલગ્ન, કજોડાં, પતિપત્નીના ગુણસ્વભાવમાં આકાશ પાતાળનું અંતર, સાસુ નણંદનો ત્રાસ, કમાવાને અશક્ત મૂર્ખ દુર્બળ ધણીનો 'જુધે નાર પાધરી'નો કાયદો વગેરેને લીધે કેટલી હિંદુ બાળાઓનાં જીવન મ્હારા જીવનની માફક અકાળેજ પદદલિત થતાં હશે એ કોણ જાણે છે ! સ્ત્રીઓ પશુ હોય, તેમને જાણે કે હૃદયજ ન હોય, તેઓ ગમે એવા અયોગ્ય પતિની તથા તેનાં પિશાચ સદૃશ માબાપોની ગુલામી કરવાનેજ સરજાઇ હોય, તેમને કેળવણી આપવામાં પાપનો વિસ્તાર થવાનો ભય રહેતો હોય એવા સમાજમાં હિંદુ સ્ત્રીઓ કેવી રીતે સુખી થઇ શકે ? જો હજી પણ કોઇ એકજ ગુણવાન્ યુવાન પુરુષ મ્હારા ભૂતકાળના જીવનને ભુલી જઈ મ્હારા પાપોની ક્ષમા આપી મ્હને આશ્રય આપે તો હું તેની સાથે ગમે એવા દુઃખમાં પણ પ્રેમભાવથી રહેવાને તૈયાર છું. આ વિલાસ વિભવ તરફ મ્હને બિલકુલ પ્રીતિ નથી. સઘળી વિલાસ સામગ્રી જીવંત સ્વરૂપ ધારણ કરી જાણે મ્હારા ગુન્હાઓની સાક્ષી પૂરતી હોય એવો મ્હને વારંવાર ભાસ થાય છે તથા તેથી મ્હને જે અસહ્ય વેદના થાય છે તેનું વર્ણન હું કરી શકું તેમ નથી."

હીરાલાલે અંતરના આવેગથી કમળાના કંઠમાં વળગી પડી કહ્યું:—"કમળા ! સંસારમાં મ્હને કોઇ પણ પ્રકારનું બંધન નથી. સંકુચિત વિચારના ન્યાતના પટેલોએ મ્હારો બહિષ્કાર કર્યો છે. હું એક બૅરિસ્ટર છું તથા આપણે બે જણાં સુખથી આપણું જીવન ગુજારી શકીએ એવી મ્હારી આવક છે. તેથી જો ત્હારી ઇચ્છા હોય તો હું ત્હારો આ ભીષણ નરકાગારમાંથી ઉદ્ધાર કરી તને મ્હારા સંસારમાં આશ્રય આપવા તૈયાર છું. ખરુંજ છે કે,

લોગ કહેતે હય કે અહલે ,જર નહિ તો કુછ નહિ;
જર હુવા પયદા તો સમજે ,ઘર નહિ તો કુછ નહિ;
મુઝકો સબ હાસિલ હય, લેકિન કમી એક બાતકી;
જરભી હય ઔર ઘરભી હય, દિલબર નહિ તો કુછ નહિ.

માટે હવે ત્હારી ઇચ્છા સંકોચ રાખ્યા સિવાય મ્હને જણાવ."

કમળાએ હિરાલાલના ખભા ઉપર હાથ મૂકી મૃદુ સ્વરે કહ્યું:—"પ્રિયતમ તમારો ઉપકાર કયા શબ્દોમાં માનવો એ મ્હને સમજાતું નથી; પરંતુ ભવિષ્યમાં કદાચ મ્હારો તિરસ્કાર કરી તમે મ્હને કાઢી મૂકો તો ?"

"ત્હારી શંકા અસ્થાને છે." આમ કહી હીરાલાલે કમળાના લલાટ ઉપર ચુંબનોની વૃષ્ટિ વરસાવી.

બે દિવસમાંજ જરૂરી બંદોબસ્ત કરી પોતાને ત્યાં લઇ જવાનું હીરાલાલે કમળાને આશ્વાસન આપ્યું. પછી બન્ને શય્યાવશ થયાં.

અપૂર્ણ.

આ પત્ર જાદવજી પીતાંબર ઠક્કરે મુંબઇ નં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડપર લેડી નોર્થકોટ હિન્દુ ઑર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં છાપ્યું છે અને તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ મુંબઇ નં. ૪ ગીરગામ બટાક બીલ્ડીંગમાંથી પ્રસિદ્ધ કર્યું છે.

## અગત્યની સૂચના.

ઉપરા ઉપરી અનેક કાયમના તથા છુટક ગ્રાહકોની પાછલા અંકોની માગણીને માન આપી અમે 'મોજ-મજાહ' ના પાછલા અંકો ફરી છપાવી તૈયાર કર્યા છે; પાછલા છુટક અંકો બીજી વખત છાપવા હોવાથી બબ્બે આનાની કિમ્મતથી છુટક મળી શકશે.

નમુનાના અંક માટે અરધી આનાની ટીકીટ બીડવી.

નવીન ગ્રાહકોએ વગર વિલંબે નીચેને શિરનામે લવ. રૂ. ચાર ભરી પાછલા અંકો અને ભેટ મેળવવાનો લાભ બહારગામના ગ્રાહકોએ ભેટના પોસ્ટેજના ૦-૪-૦ મળી રૂ. ૪-૪-૦ મનીઑર્ડર મોકલી આપવો. હિંદુસ્તાન બહારના સાત શિલિંગ છ પેન્સ મોકલવા.

**જલદી ગ્રાહક થાઓ! ભેટના પુસ્તકની થોડીજ નકલો સિલ્લકે છે.**

**આશકની આત્મકથા**

નામની સચિત્ર દલદાર નવલકથા ભેટ આપવાનું નક્કી કર્યું છે. આ પુસ્તકની નકલો ઘણીજ થોડી છે. માટે વહેલો તે પહેલો. ખલાસ થયે અમો આપવાને બંધાતા નથી.

**મોજ-મજાહ કાર્યાલય**

ગીરગામ ચર્ચ સામે ખટાવ બીલ્ડીંગ મુંબઈ નં. ૪

સંગીત, નાટક અને સીનેમાના શોખીનો માટે દર રવિવારે પ્રગટ થતું સાપ્તાહિક. Registered No. B.. 8

# મોજ-મજાહ

[પુ. ૧ લું.]
તા૦ ૧૦ મી ઑગસ્ટ ૧૯૨૪.

[અંક ૧૮ મો.]
શ્રાવણ સુદ ૧૦

## મુંબાઇનું રાત્રિ-રહસ્ય



નરગીસ

વાર્ષિક લવાજમ
રૂ. ૪-૦-૦

છુટક નકલ મુંબઈમાં ૧ આનો
બહાર ગામ સવા આનો

આજના લેખોનો ક્રમ.

મુખપત્ર-નરગીસ
મેરી નામણ ... ... (લે. રમણીક અ. મહેતા)
એક સુંદરીનાં સાહસકર્મો. (લે. મંજુલાલ મો. દેસાઈ)
મુંબઈનું રાત્રિ-રહસ્ય ... (એ મુસાફર)
કમનસીબ કિસ્મત ... (લે. રેશીદાન)
મ્હારો પ્યારો... ... (લે. મસ્ત ફકીર)

## અગત્યની સૂચના.

ઉપરા ઉપરી અનેક કાયમના તથા છુટક ગ્રાહકોની પાછલા અંકો માગણીને માન આપી અમે 'મોજ-મજાહ' ના પાછલા અંકો ફરી છપાવી તૈયાર કર્યા છે; પાછલા છુટક અંકો બીજી વખત છાપવા પડે હોવાથી બબ્બે આનાની કિંમતથી છુટક મળી શકશે.

નમુનાના અંક માટે અઢી આનાની ટીકીટ બીડવી.

નવીન ગ્રાહકોએ વગર વિલંબે નીચેને શિરનામે લ રૂ. ચાર ભરી પાછલા અંકો અને ભેટ મેળવવાનો લાભ" બહારગામના ગ્રાહકોએ ભેટના પોસ્ટેજના ૦-૪-૦ મળી રૂ. ૪-૪-૦ મનીઑર્ડર મોકલી આપવો. હિંદુસ્તાન બહારના ગ્રાહક. સાત શિલિંગ છ પેન્સ મોકલવા.

**જલદી ગ્રાહક થાઓ! ભેટના પુસ્તકની થોડીજ નકલો સિલકે છે.**

### આશકની આત્મકથા

નામની સચિત્ર દલદાર નવલકથા ભેટ આપવાનું નક્કી કર્યું આ પુસ્તકની નકલો ઘણીજ થોડી છે. માટે વહેલો તે ખલાસ થયે અમો આપવાને બંધાતા નથી.

મોજ-મજાહ કાર્યાલય

ગીરગામ ચર્ચ સામે ખટાવ બીલ્ડીંગ મુંબઈ નં. ૪

# મોજ-મજાહ

રવિવાર તારીખ ૧૦ મી ઓગસ્ટ સને ૧૯૨૪.

## ઝેરી નાગણ.

લખનાર—રા. રમણીક અ. મ્હેતા.

(ગતાંકથી ચાલુ.)

"એમાં આપને ખેદ પામવા જેવું કંઈ બન્યું નથી. આપ એ વાત મનમાં લાવતા ના. એમ સમજજો કે આ કોઈ પારકાનું ઘર નથી." એટલું કહી તેણે પોતાનો હાથ કાઉન્ટને ચુમ્બન કરવા માટે આગળ કર્યો અને પૂછ્યું, "આપ સેન્ટપીટર્સબર્ગમાં લાંબો વખત રહેવાના છો?"

"અહીં કેટલો વખત રહેવું એ અહીં મને મળનાર આનંદ અને મોજ મજાહ પર આધાર રાખે છે. પરંતુ અહીં હોટેલમાં રહેવાથી મારા મનને કોઈ ગમોદ મળે એમ જણાતું નથી. ખરૂં કહું તો મને એકલાને હોટેલમાં ગોઠતું નથી. મારી સાથે કોઈ હસનાર બોલનાર ન હોય તો કમેમે કર્યો મારો વખત જતો નથી."

"કાઉન્ટ! હું તે સારી રીતે સમજી શકું છું." જ્યુલી પોતાની દૃષ્ટિ કાઉન્ટના ચ્હેરા પર રોકી બોલી—"જો આપને કોઈ પણ પ્રકારની અડચણ ન થતી હોય તો આપ જ્યાં સુધી અહીં રહેવાના હો ત્યાં સુધી મારી આ ગરીબ ઝુંપડીને પાવન કરશો તો હું આપના મનની વ્યથાને ટાળવા બનતો પ્રયત્ન કરીશ. આપને જોઈતી સગવડ આપવા અને વખતે બે ઘડી આનંદ મળે તેમ કરવા મારાથી બનતું કરીશ. કહો આપ મારી આ માગણી સ્વીકારશો?"

"બાનું! હું આપની મમતાનો બદલો શી રીતે વાળી શકીશ? હું——".

"નહિ—નહિ, એવું કંઈ નથી. આપને અહીં રહેવાને માટે મેં ઈચ્છા પ્રદર્શિત કરી છે એમાં મારો આભાર માનવાની કંઈ જરૂર નથી. કાઉન્ટ મારાથી બનતા પ્રયત્ને આપના ચિત્તને વિનોદ મળે, આપને કોઈ પણ જાતનો કંટાળો ન આવે તેને માટે સર્વ પ્રકારની સગવડ હું કરીશ."

કાઉન્ટની આંખમાં હર્ષના ઝળઝળીયાં આવ્યાં. તે એકાએક ઉભો થયો અને તેણે લાવણ્યવતીનો હાથ પોતાના હાથમાં લઈ જોરથી ચુમ્યો અને ગળગળા સ્વરે તેનો આભાર માન્યો. "જેવું પ્રભુએ આપને અનુપમ સૌંદર્ય આપ્યું છે તેવુંજ અનુપમ આપનું ઔદાર્ય છે" કહી તેણે ઉમેર્યું. "ત્યારે હું હમણાંજ હોટેલમાં જઈ ત્યાંનું બીલ ચુકવી મારો સામાન અહીં મોકલી આપું છું." એટલું કહી તે ત્યાંથી ચાલી ગયો. એક કલાક પછી તે પોતાનો સામાન લઈ ગાડીમાં બેસીને પાછો આવ્યો. બંગલામાંના સુંદર અતિથીગૃહમાં તેને ઉતારો આપવામાં આવ્યો. તે રાત્રીએ તેણે જ્યુલી સાથે એકાંતમાં ભોજન લીધું અને આનંદ વિનોદમાં સમય વ્યતિત કર્યો. વાત વાતના પ્રસંગમાં કાઉન્ટે જણાવ્યું કે હું બેશુદ્ધ હતો તે રાતે કોઈએ મારા ખીસ્સામાંથી મોટી રકમની નોટો કાઢી લીધી હતી." આ સાંભળી જ્યુલીએ સખેદાશ્ચર્ય જણાવ્યું કે "એવો બનાવ બન્યો એ ખરેખર [illegible] કમનસીબીની બીના હતી." કાઉન્ટે મજાકમાં વાત ઉડાડી કહ્યું કે:—"એમાં કંઈ ઝાઝો અફસોસ કરવા જેવું નથી, એવી રકમ મારે મન વિસાતમાં નથી." અને જો ખરૂં કહું તો મારી તે દિવસની બેઅદબીને માટે એ વ્યાજબી દંડ થયો હતો."

જ્યુલીએ કહ્યું કે, "આપ ખરેખર ભાગ્યશાળી છો, કે એવી મોટી રકમ ગુમાવવી એ આપને મન કંઈજ નથી!"

આમ જોત જોતામાં એક પખવાડિયું વહી ગયું. કાઉન્ટ પોતાનો સમય ખરેખર મોજ મજાહમાં ગુજારવા લાગ્યો. આ પખવાડિયા દરમ્યાન જ્યુલીએ ભાગ્યેજ બીજા કોઈ ગૃહસ્થને પોતાને ત્યાં નોતર્યો હશે. તે બધો વખત કાઉન્ટ સાથે વાતચિતમાં, પાનાં રમવામાં, તેને રીઝવવામાં ગાળતી હતી. કદિ તે તેની સાથે એકાંતમાં બેસી દીલનો હર્ષ જાહેર કરતી હતી. કાઉન્ટ તેની વ્યથા સુણી તેના પ્રતિ અનુકંપા દર્શાવતો હતો. આ સમય દરમિયાન જેઓ રોજ રદાજે જ્યુલીને ત્યાં વાળુ લેતા અને પાના રમતા હતા, તેઓને એમ જણાવવામાં આવ્યું હતું કે તે બિમાર છે, અને ડાક્ટરે કોઈને મળવા ના કહ્યું છે. આ શીવાય ટૂપોફ જે ખાસ કાઉન્ટની તબીયત પૂછવા આવ્યો હતો, તેને જણાવવામાં આવ્યું હતું, કે કાઉન્ટ અહીં આવ્યા હતા ખરા પણ એકાએક ચાલી ગયા છે, અને તેમનો પત્તો નથી. કાઉન્ટને તે એવી રીતે રાખતી કે તેને બ્હાર જવાનું મન થતું નહિ અને જો થાય તો કોઈ પણ [illegible] બ્હાર જવા દેતી નહિ; અને કાઉન્ટ તેની મરજી મુજબ બ્હાર જતો નહિ અને કદાચ ભોગજોગે જાય તો તે તેની સાથે બ્હાર ફરવા જતી નહિ. આ પ્રમાણે તેણે કાઉન્ટને થોડા સમયમાં પોતાના હાથનું એક રમકડું બનાવી દીધો. અને તેનાપર જાદુઈ અસર નાંખી. એક દિવસ રાતે વાળુ કરી કાઉન્ટ પોતાના ઓરડામાં સુઈ રહ્યો હતો. સુઈ રહ્યાને ભાગ્યેજ એક કલાક થયો હશે એવામાં કોઈ બારણું આસ્તેથી ખોલતું હોય એવો તેને ભાસ થયો. બારણાને અંદરથી બંધ કરવાની વ્યવસ્થા હતી નહિ અને બંધ કરવાની જરૂરીઆત પણ કાઉન્ટને જણાઈ ન હતી. આવનારે ધીમેથી અવાજ ન કર્યો, અને બારણું ઉઘાડ્યું. રેડ્ડા ધ્રુંટણભેર અંદર દાખલ થયો. થોડી વાર ઉભો રહી જોયું. કાઉન્ટ ઘસઘસાટ ઉંઘતો હતો કારણ કે તેનાં નસકોરાં બોલતાં હતાં. રેડ્ડાએ ફાનસ બ્હાર કાઢી તેનું કિરણ કાઉન્ટના ચ્હેરા પર નાંખી ખાત્રી કરી જોઈ કે તે ભર ઉંઘમાં છે. આમ ખાત્રી કર્યા પછી તેણે પોતાના ખીસ્સામાંથી એક શીશી કાઢી અને તે શીશીમાંનો પ્રવાહી પદાર્થ કાઉન્ટના ઢોલિયા પાસે ટેબલ પર પડેલા જવની ચાહના પ્યાલામાં રેડ્યો. અત્રે કહેવું જોઈએ કે કાઉન્ટને સુતી વખતે ને સુઈ રહ્યા પછી વચ્ચે ઉઠે તો જવની ચાહ પીવાની ટેવ હતી અને તે તૈયાર કરાવી પોતાના સુવાના ઓરડામાં પલંગ પાસે ટેબલ પર રાખતો હતો. રેડ્ડાએ શીશીમાંનો પ્રવાહી પદાર્થ જેવો રેડ્યો કે તરતજ તે જેમ ચુપચાપ આવ્યો હતો તેમ ચુપચાપ બારણું બંધ કરી ચાલ્યો ગયો. રેડ્ડાના જવા બાદ કાઉન્ટ ઉઠ્યો અને ખીસ્સામાંથી વીજળીની નાની ટોર્ચ કાઢી તેના પ્રકાશ વડે પોતાના સામાનમાંથી એક સુરાઈ કાઢી તે સુરાઈમાં ચાહ રેડી સુઈને બંધ કરી પેટીમાં મુકી પાછો સુઈ ગયો.

# મોજ-મજાહ.

રવિવાર તારીખ ૧૦ મી ઓગસ્ટ સને ૧૯૨૪.

## ઝેરી નાગણ.

લખનાર—રા. રમણીક મ. મ્હેતા.

(ગતાંકથી ચાલુ.)

"એમાં આપને ખેદ પામવા જેવું કંઈ બન્યું નથી. આપ એ વાત મનમાં લાવતા ના. એમ સમજજો કે આ કોઈ પારકાનું ઘર નથી." એટલું કહી તેણે પોતાનો હાથ કાઉન્ટને ચુમ્બન કરવા માટે લાંબો કર્યો અને પૂછ્યું, "આપ સેન્ટપીટર્સબર્ગમાં લાંબો વખત રહેવાના છો?"

"અહીં કેટલો વખત રહેવું એ અહીં મને મળનાર આનંદ અને મોજ મજાહ પર આધાર રાખે છે. પરંતુ અહીં હોટેલમાં રહેવાથી મારા મનને કોઈ પ્રમોદ મળે એમ જણાતું નથી. ખરૂં કહું તો મને એકલાને હોટેલમાં ગોઠતું નથી. મારી સાથે કોઇ હસનાર બોલનાર ન હોય તો કયેમે કર્યો મારો વખત જતો નથી."

"કાઉન્ટ! હું તે સારી રીતે સમજી શકું છું." જ્યુલી પોતાની દૃષ્ટિ કાઉન્ટના મ્હેરા પર રોકી બોલી—"જો આપને કોઇ પણ પ્રકારની અડચણ ન થતી હોય તો આપ જ્યાં સુધી અહીં રહેવાના હો ત્યાં સુધી મારી આ ગરીબ ઝુંપડીને પાવન કરશો તો હું આપના મનની વ્યથાને ટાળવા બનતો પ્રયત્ન કરીશ આપને જોઈતી સગવડ આપવા અને વખતે બે ઘડી આનંદ મળે તેમ કરવા મારાથી બનતું કરીશ. કહો આપ મારી આ માગણી સ્વીકારશો?"

"બાનુ! હું આપની મમતાનો બદલો શી રીતે વાળી શકીશ? હું——"

"નહિ—નહિ, એવું કંઇ નથી. આપને અહીં રહેવાને માટે મેં ઇચ્છા પ્રદર્શિત કરી છે એમાં મારો આભાર માનવાની કંઇ જરૂર નથી. કાઉન્ટ મારાથી બનતા પ્રયત્ને આપના ચિત્તને વિનોદ મળે, આપને કોઇ પણ જાતનો કંટાળો ન આવે તેને માટે સર્વ પ્રકારની સગવડ હું કરીશ."

કાઉન્ટની આંખમાં હર્ષનાં ઝળઝળીયાં આવ્યાં. તે એકાએક ઉભો થયો અને તેણે લાવણ્યવતીનો હાથ પોતાના હાથમાં લઈ જોરથી ચુમ્યો અને ગળગળા સ્વરે તેનો આભાર માન્યો. "જેવું ઇશ્વરે આપને અનુપમ સૌંદર્ય આપ્યું છે તેવુંજ અનુપમ આપનું ઔદાર્ય છે" એમ કહી તેણે ઉમેર્યું. "ત્યારે હું હમણાંજ હોટેલમાં જઇ ત્યાંનું બીલ [illegible] મારો સામાન અહીં મોકલી આપું છું." એટલું કહી તે ત્યાંથી [illegible]લી ગયો. એક કલાક પછી તે પોતાનો સામાન લઇ ગાડીમાં બેસીને [illegible]ો આવ્યો. બંગલામાંના સુંદર અતિથીગૃહમાં તેને ઉતારો આપ[illegible]વામાં આવ્યો. તે રાત્રીએ તેણે જ્યુલી સાથે એકાંતમાં ભોજન લીધું અને [illegible] વિનોદમાં સમય વ્યતિત કર્યો. વાત વાતના પ્રસંગમાં કાઉન્ટે જણાવ્યું કે હું બેશુદ્ધ હતો તે રાતે કોઇએ મારા ખીસ્સામાંથી મોટી રકમની નોટો કાઢી લીધી હતી." આ સાંભળી જ્યુલીએ સખેદાશ્ચર્ય જણાવ્યું કે "એવો બનાવ બન્યો એ ખરેખર [illegible] કમનસીબની બીના હતી." કાઉન્ટે મજાકમાં વાત ઉરાડી કહ્યું કેઃ—"એમાં કંઈ ઝાઝો અફસોસ કરવા જેવું નથી, એવી રકમ મારે મન વિસાતમાં નથી." અને જો ખરૂં કહું તો મારી તે દિવસની બેઅદબીને માટે એ વ્યાજબી દંડ થયો હતો."

જ્યુલીએ કહ્યું કે, "આપ ખરેખર ભાગ્યશાળી છો, કે એવી મોટી રકમ ગુમાવવી એ આપને મન કંઇજ નથી."

આમ જોત જોતામાં એક પખવાડિયું વહી ગયું. કાઉન્ટ પોતાનો સમય ખરેખર મોજ મજાહમાં ગુજારવા લાગ્યો. આ પખવાડિયા દરમ્યાન જ્યુલીએ ભાગ્યેજ બીજા કોઇ ગૃહસ્થને પોતાને ત્યાં નોતર્યો હશે. તે બધો વખત કાઉન્ટ સાથે વાતચિતમાં, પાનાં રમવામાં, તેને રીઝવવામાં ગાળતી હતી. કદિ તે તેની સાથે એકાંતમાં બેસી દીલનો હર્ષ જાહેર કરતી હતી. કાઉન્ટ તેની વ્યથા સુણી તેના પ્રતિ અનુકંપા દર્શાવતો હતો. આ સમય દરમિયાન જેઓ રોજ રહીને જ્યુલીને ત્યાં વાળુ લેતા અને પાના રમતા હતા, તેઓને એમ જણાવવામાં આવ્યું હતું કે તે બિમાર છે, અને ડાક્ટરે કોઇને મળવા ના કહ્યું છે. આ શીવાય ટ્રેપોફ જે ખાસ કાઉન્ટની તબીયત પૂછવા આવ્યો હતો, તેને જણાવવામાં આવ્યું હતું, કે કાઉન્ટ અહીં આવ્યા હતા ખરા પણ એકાએક ચાલી ગયા છે, અને તેમનો પત્તો નથી. કાઉન્ટને તે એવી રીતે રાખતી કે તેને બ્હાર જવાનું મન થતું નહિ અને જો થાય તો કોઇ પણ નિ[illegible] બ્હાર જવા દેતી નહિ; અને કાઉન્ટ તેની મરજી મુજબ બ્હાર જતો નહિ અને કદાચ ભોગજોગે જાય તો તે તેની સાથે બ્હાર ફરવા જતી નહિ. આ પ્રમાણે તેણે કાઉન્ટને થોડા સમયમાં પોતાના હાથનું એક રમકડું બનાવી દીધો. અને તેનાપર જાદુઇ અસર નાંખી. એક દિવસ રાતે વાળુ કરી કાઉન્ટ પોતાના ઓરડામાં સુઇ રહ્યો હતો. સુઇ રહ્યાને ભાગ્યેજ એક કલાક થયો હશે એવામાં કોઇ બારણું આસ્તેથી ખોલતું હોય એવો તેને ભાસ થયો. બારણાને અંદરથી બંધ કરવાની વ્યવસ્થા હતી નહિ અને બંધ કરવાની જરૂરીઆત પણ કાઉન્ટને જણાઇ ન હતી. આવનારે ધીમેથી આગળો ઉંચો કર્યો, અને બારણું ઉઘાડ્યું. રેડ્કા ઘુંટણભેર અંદર દાખલ થયો. થોડી વાર ઉભો રહી જોયું. કાઉન્ટ ઘસઘસાટ ઉંઘતો હતો કારણ કે તેનાં નસકોરાં બોલતાં હતાં. રેડ્કાએ ફાનસ બ્હાર કાઢી તેનું કિરણ કાઉન્ટના મ્હેરા પર નાંખી ખાત્રી કરી જોઇ કે તે ભર-ઉંઘમાં છે. આમ ખાત્રી કર્યા પછી તેણે પોતાના ખીસ્સામાંથી એક શીશી કાઢી અને તે શીશીમાંનો પ્રવાહી પદાર્થ કાઉન્ટના ઢોલિયા પાસે ટેબલ પર પડેલા જવની ચાહના પ્યાલામાં રેડ્યો. અત્રે કહેવું જોઇએ કે કાઉન્ટને સુતી વખતે ને સુઇ રહ્યા પછી વચ્ચે ઉઠે તો જવની ચાહ પીવાની ટેવ હતી અને તે તૈયાર કરાવી પોતાના સુવાના ઓરડામાં પલંગ પાસે ટેબલ પર રાખતો હતો. રેડ્કાએ શીશીમાંનો પ્રવાહી પદાર્થ જેવો રેડ્યો કે તરતજ તે જેમ ચુપચાપ આવ્યો હતો તેમ ચુપચાપ બારણું બંધ કરી ચાલ્યો ગયો. રેડ્કાના જવા બાદ કાઉન્ટ ઉઠ્યો અને ખીસ્સામાંથી વીજળીની નાની ટોર્ચ કાઢી તેના પ્રકાશ વડે પોતાના સામાનમાંથી એક સુરાઇ કાઢી તે સુરાઇમાં ચાહ રેડી સુઇને બંધ કરી પેટીમાં મુકી પાછો સુઇ ગયો.

બીજે દિવસે કાઉન્ટ સ્હવારમાં રોજ ઉઠતો હતો તે સમયે ઉઠયો નહિ, અને સ્હવારનો નાસ્તો લેવા જ્યુલીના ઓરડામાં ગયો નહિ. ઉઠવાનો વખત થઈ જવા બાદ તેણે એક નોકરને બોલાવી જ્યુલીને તેના ઓરડામાં આવી મળી જવા સંદેશો મોકલ્યો. સંદેશા મુજબ જ્યુલી તરતજ કાઉન્ટના ઓરડામાં આવી.

તુષારથી છવાયેલ, તાજા ફુટી નીકળેલા ગુલાબના જેવું તેનું મુખ શોભતું હતું. કાઉન્ટે તેને જોતાંની વાર તેને પોતાના ઓરડામાં બોલાવી લાવવાના શ્રમ માટે તેની માફી ચાહી અને જણાવ્યું કે એકાએક તેની તબીયત બગડી આવી હતી તેથી તેને શ્રમ આપવો પડયો હતો." જ્યુલીએ શું થાય છે તે પૂછયું. કાઉન્ટે જણાવ્યું કે પેટમાં સજ્જડ આંકડી આવે છે. પણ કંઈ ગભરાવા જેવું નથી. આ સાંભળી જ્યુલીએ ડોકટરને બોલાવવા આગ્રહ કર્યો. પણ કાઉન્ટે તેમ ન કરવા પોતાની હઠ છોડી નહિ. આખરે જ્યુલીએ જણાવ્યું કેઃ—

"જો આપ એક કલાકમાં સારા નહિ થાવ તો જરૂર ડોકટરને તેડી બોલાવીશ." એક કલાક થઈ ગયો, ડોકટરને તેડવા માણસને મોકલવામાં આવ્યો અને તે ડોકટરને લઈ ત્યાં હાજર થયો.

ડોકટરની પૂછપરછમાં દર્દીએ જણાવ્યું કે "મને કંઈ ખાવામાં આવ્યું હોય એમ લાગે છે અને તેથીજ મારા પેટમાં આંકડી આવે છે. બીજું કંઈ કારણ જણાતું નથી."

ડોકટરે પણ તેને મળતો અભિપ્રાય દર્શાવ્યો. ડોકટર દવા લખી આપી ચાલ્યો ગયો, અને થોડા કલાક આરામ લેવા કહ્યું. બપોરે દર્દીની તબીયતમાં સારો સુધારો માલમ પડયો અને તેણે સ્હેલજના ફરવા જવાની ઇચ્છા જણાવી. મેડમ જ્યુલીએ તેમ કરવાને ના કહી. ઘણાં કારણો જણાવ્યાં પણ કાઉન્ટે પોતાની જીદ છોડી નહિ. કાઉન્ટે જ્યુલીને પોતાની સાથે સ્લેજમાં બેસી ફરવા ચાલવા આગ્રહ કર્યો. પણ જ્યુલીએ બે વાત મંજુર રાખી નહિ. આથી કાઉન્ટે એકલા ખુલ્લી હવામાં ફરવા જવાનો નિશ્ચય બદલ્યો નહિ અને કહ્યું કેઃ—

"હું નેવાના કિનારા પર ફરી આવી બે ત્રણ કલાકમાં પાછો ફરીશ." એટલું કહી તેણે પોતાનો લાબા-ઝબ્બો અને 'ફર'નાં હાથનાં મોજાં, તેવીજ ટોપી પહેરી બ્હાર ચાલી ગયો.

ત્રણેક કલાક બાદ તે પાછો ફર્યો. ખુલ્લી હવામાં ફરવાથી તેની તબિયતમાં ઘણો ફેરફાર થયો હતો. ઘેર આવ્યા પછી બેએક કલાક જ્યુલી સાથે ગેલટપ્પામાં કાઢી તેણે સુઈ જવાની રજા માગી. જ્યુલીએ રોકોને તેની તબિયત સાચવવા તેની સાથે ઓરડામાં સુવાડું સમજાવ્યું પણ કાઉન્ટે આ વાત તરફ નાપસંદગી બતાવી અને તે જ્યુલીની રજા લઈ પોતાના ઓરડામાં જઈ સુઈ ગયો. બરાબર મધરાતે પહેલા દિવસની માફક ચુપચાપ રોકો કાઉન્ટના ઓરડામાં દાખલ થયો અને ફરીથી પ્રથમની માફક ટેબલ પર રાખેલી જવની ચાહમાં ખીરસા- [illegible] કાઉન્ટ તરતજ [illegible] પલંગ પર પડયો. જ્યારે [illegible]

ઉઠયો ને કપડાં પહેર્યાં.. કપડાં પહેરી પોતાની સાથે લાવેલા સામાનમાંથી ચાર ફાનસ અને એક રીવોલ્વર કાઢી ફાનસના પ્રકાશથી તેને તપાસી જોયું કે તે બરાબર ભરેલી છે. આટલું કરી કાઉન્ટ પોતાના ઓરડામાંથી બ્હાર નીકળ્યો, અને ચુપચાપ ઉભો રહ્યો. જોયું કે કોઈ પણ જાતનો અવાજ આવતો નથી અને આખું ઘર નિદ્રાના ખોળામાં સુતું છે એમ ખાત્રી કર્યા પછી ધીમે ધીમે તે બે દાદરની સીડીઓ ઉતરી મુખ્ય દરવાજા આગળ આવ્યો. અહીં આવી તેણે બહુજ સંભાળપૂર્વક દરવાજાની આડી ખસેડી અને સાંકળ ઉઘાડી બારણું ઉઘાડયું. થોડી મીનીટમાં આઠ માણસો દરવાજામાં દાખલ થયાં. પાછો દરવાજો પહેલાંની માફક બંધ કર્યો. આકાશમાં તારા ઝગઝગી રહ્યા હતા. સર્વત્ર નીરવતા હતી. માત્ર ઝાડનાં પાદડાં પવનને લીધે ખરખરતાં હતાં. તે માણસોએ માંહોમાંહે ધીમેથી કંઈક વાત કરી અને બાદમાં કાઉન્ટની પાછળ પાછળ જ્યુલીના સુવાના ઓરડા તરફ વળ્યા. જ્યુલીના સુવાના ઓરડાના બહારના ઓરડામાં રોકો સુતો હતો અને આ ઓરડો પસાર કર્યા વગર જ્યુલીના શયનગૃહમાં જવું અશક્ય હતું. રોકો જે ઓરડામાં સુતો હતો ત્યાં ભીંત પર ઝાંખો આચ્છાદિત દીવો બળતો હતો. ખાટલા પર રજાઇ ઓઢી રોકો ઘસઘસાટ ઉંઘતો હતો.

ચાર માણસોને રોકોના પલંગ પાસે છૂપા રાખી બીજા ચાર લઈને કાઉન્ટ જ્યુલીનાં સુવાના ઓરડામાં દાખલ થયો. અહીં પણ પહેલા ઓરડાની માફક ભીંત પર એકજ દિવો બળતો હતો અને તેના પર પ્રકાશ મંદ રાખવાને લીધું આચ્છાદન નાંખવામાં આવ્યું હતું. જ્યુલી નિદ્રાના ખોળામાં હતી. કાઉન્ટના ચ્હેરામાં પણ અજાયબ પ્રકારનો ફેરફાર થઈ ગયો હતો. તેની લાંબી દાઢી અને મોટી મૂછો હવે રહી ન હતી. તેનો દાઢી મુછો મુંડાવેલો ચહેરો અને તીણી નજર વિગેરે પરથી તે કાઉન્ટ નહિ પણ માઈકલ ડેનીવીચ હતો એમ તેને ઓળખનાર કહી શકે તેમ હતું. તેણે જ્યુલીને ઢંઢોળી. તે એકાએક ચોંકી બેઠી થઈ. ચાર સિપાઈઓ પલંગ પાસે લપાઈ ગયા હતા અને એકલો ડેનીવીચજ માત્ર દેખાતો હતો. જ્યુલી સફાળી બેઠી થઈ. આંખો ચોળી અજાણ્યાને જોતાંની વાર એકાએક ચીસ પાડી અને 'રોકો' કરી બૂમ પાડી. રોકો એકદમ જાગી ઉઠયો અને ઉશીકા નીચેથી રીવોલ્વર લેવા ગયો પરંતુ તેમ કરવા જતાં ચાર પહેલવાન જેવા માણસોએ તેને જકડી લીધો.

"મેડમ સેંટ જ્યુલી જોસફ!" ડેનીવીચે કહ્યું—"આપ ઉઠો અને કપડાં બદલો."

"શા માટે?" એટલું કહી તેણે પોતાના પલંગ પરના ઉસીકા નીચેથી રીવોલ્વર લીધી. પણ ઝટ વીજળીના વેગથી ડેનીવીચે તેનું કાંડુ પકડયું. અને જેવું તેણે કાંડું પકડયું કે તરતજ ચાર માણસોએ તેના હાથમાંથી રીવોલ્વર છુટી લીધી અને બીજાઓએ તેને જકડી લીધી.

"શા માટે! ડેનીવીચે કહ્યું "એટલા માટે કે હવે તમારી કરપીણ જીંદગીનો અંત આવ્યો છે, અને તમને પરહેજ કરવામાં આવ્યાં [illegible]

"આ સબબસર મને પરહેજ કરવામાં આવી છે?"

"તે બધું પાછળથી તમારા જાણવામાં આવશે, પણ અત્યારે એટલુંજ જાણવું બસ થશે કે તમો અત્યારે કેદી છો માટે ઝટ કપડાં બદલી મારી સાથે ચાલો."

જ્યુલીએ જોયું કે સામું થવું નિરર્થક હતું. રોકો પણ બંદીવાનની હાલતમાં કે, કેદ હોવો જોઈએ, નહિ તો તે કયારનોએ બ્હારે ધાયો હોત. તે સમજી ગઈ. મને કોઈએ ફસાવી છે. પણ આ ફસાવનાર કોણ છે તે તે જાણતી ન હતી અને તેને કલ્પના પણ ન હતી કે કાઉન્ટ એજ રૂસિયાનો પ્રખ્યાત ડીટેક્ટીવ ડેનીવીચ હતો. આથી તેની આવી સ્થિતિ કરનાર કોણ હતું તે તેની સમજમાં આવતું ન હતું.

તે ઉઠી. તેણે કપડાં બદલ્યાં. અડધા કલાકમાં તો તેને અને તેના નિમકહલાલ ગુલામ રોકોને હાથકડી નાખી, ચાર માણસો સાથે જેલ તરફ રવાના કરવામાં આવ્યાં. બાકીના ચારને ઘરની સંભાળ માટે મૂકવામાં આવ્યા. જ્યારે થોડી વાર પછી તેનો ગભરાટ જરા શાંત પડ્યો ત્યારે, હાવરે મ્હોંએ તેણે પુછ્યું:—

"મારે ત્યાં એક કાઉન્ટ મહેમાન હતા, અને તેમની તબીઅત જરા નાદુરસ્ત હતી. તેઓની તબિયત કેમ છે તે તમે જાણો છો?"

"હા." ડેનીવીચે કહ્યું:—"તેની તબિયત ઘણી સારી છે, તે તમે જાતે જોઈ શકો છો."

"એટલે?"

"એટલે એ કે જેને તમે કાઉન્ટ સમજતાં હતાં તે હું પોતેજ હતો!"

જ્યુલીએ પોતાના હોઠ કરડ્યા, અને જોરથી નખને હથેળીમાં દબાવ્યા કે તેમાંથી લોહી નીકળ્યું.

"આહ! હું કેવી મૂર્ખ છું. હું બીજાની જાળમાં સપડાઈ એની મને પોતાને પણ ખબર ન રહી, પણ ટૂપેરે તમારી ઓળખાણ કરી એ શું?"

"ટૂપેર મારો એજન્ટ છે."

"અને આપ?"

"મને લોકો માઈકલ ડેનીવીચ કહે છે."

આ નામ સાંભળતાં જાણે તેના માથા પર એક વીજળી પડી હોય તેમ થયું. તેણે ડચકાં લીધાં અને પોતાના હાથ વતી મ્હોં ઢાંકી દીધું. તેને લાગ્યું કે હવે કોઈ પણ જાતની છુટવાની બારી રહી નથી.

જે રાત્રે જ્યુલી અને રોકોને કેદ કરવામાં આવ્યા તેજ રાતે થોડા કલાક અગાઉ મોરક્કોમાં બ્લાસોવસ્કીને પકડવામાં આવ્યો હતો. ડેનીવીચને તેની તારથી ખબર આપવામાં આવી હતી. અને તે ખબર જ્યારે તે ફરવા નીકળ્યો ત્યારે મળી હતી. જ્યારે કેપ્ટનના ખુન સંબંધી હકીકત પુછવા તે બ્લાસોવસ્કી પાસે ગયો હતો ત્યારથીજ ડેનીવીચને તેને માટે શક ગયો હતો. આ શકને લીધે તેણે મેડમ સેંટ જ્યુલીના [illegible] બારોબાર એજન્ટો રોક્યા. પરિણામમાં બન્નેને સંબંધ હતો એમ જણા આવ્યું. મેડમ જ્યુલીએ મોરક્કોમાં પણ એક ઘર રાખ્યું હતું. આ ઘર તેણે શિકાર પકડવાને માટે રાખ્યું હતું. બ્લાસોવસ્કી જે મોરક્કોમાં દાદા તરીકે ઓળખાતો હતો તે ત્યાં તેની પાસે જતો નહિ પણ સેંટ પીટર્સબર્ગમાં તેને આડકતરી રીતે જોઈએ તેવી મદદ કરતો હતો. ડેનીવીચે તેને અચ્છી રીતે સપડાવ્યો હતો, કારણ કે જ્યારે તે કાઉન્ટનો વેશ ધારણ કરી જ્યુલીને ત્યાં આવ્યો ત્યારે જે નોટો ખીસ્સામાંથી કાઢી લીધી હતી તે નોટો બનાવટી હતી અને એ વટાવનારને પકડવા માટે બંદોબસ્ત ડેનીવીચે પ્રથમથીજ કર્યો હતો આથી મોરક્કોની પોલીસે તેને પકડ્યો.

પાછળથી તપાસને અંતે એમ માલમ પડી આવ્યું કે દીવાની જ્યોત જેમ પતંગીયાને આકર્ષણ કરે છે, તેમ જ્યુલી પોતાની સૌંદર્ય જ્યોતિ વડે પુરૂષ પતંગિયાને આકર્ષણ કરતી હતી, અને પ્રેમના ફાંદામાં ફસાવી તેમનું દ્રવ્ય શોષણ કરી લેતી હતી. તેની યુક્તિ એ હતી કે પ્રેમના પાશમાં એક વાર માણસ ફસાયો કે તેની પાસે પોતાના પૈસા સંબંધી તંગી જણાવી તેની પાસેથી નાણાં ઓકાવતી હતી. કોઈવાર પ્રોમીસરી નોટો લખાવી લેતી અથવા તો જમીન ઘર વગેરે હોય તો ભારે ખર્ચમાં ઉતારી બ્લાસોવસ્કી પાસે નાણાં ધીરાવતી હતી. આમ જ્યારે નાણાં આવે કે, પછી ઝેર આપી ફસાયલા પુરૂષોનું કાટલું કાઢી નાખતી હતી. જ્યુલી જાતે તે બનાવતી હતી અને જાતેજ તે આપતી હતી. જો જાતે ન આપી શકાય તો રોકો તે આપતો હતો. રોકોને તે સ્પેનીશ અમેરીકાથી ઉપાડી લાવી હતી અને તેના પર એવી જાદુઈ અસર નાંખી હતી કે તે એક નિમકહલાલ કુતરાની માફક તેનો ઇસારો થાય તેમ વર્તતો હતો.

બ્લાસોવસ્કી અસલ તો એક વેપારી હતો અને સીધે માર્ગે જનાર હતો. પરંતુ જ્યુલીના સંસર્ગમાં આવ્યા પછી તે તેના હાથમાંનું રમકડું બની ગયો હતો. તેણે તેના વધારે પ્રસંગમાં આવતાં પોતાની પ્રમાણીકતા છોડી દીધી, અને જેમ બને તેમ જલદી ભારે શ્રીમંત બનવાની તેને ઇચ્છા થઈ. એમ જણાય છે કે કમભાગ્યે જ્યુલી તેને ઉપરથી ચ્હાતી હતી અને તે પણ તેના રૂપથી અંજાઈ જઈ તેના પર મોહી પડ્યો હતો—છતાં તે તેનાથી બ્હીતો હતો. તેના મનમાં બીક હતી કે જે બીજાને જમને માર્ગે મોકલી આપે છે તે મને ન મોકલી આપે એની ખાત્રી શી? આથી તેનો વિચાર એવો હતો કે જેમ બને તેમ પૈસા ઉચેલી રૂશિયામાંથી નાસી જઈ બીજે કયાંઈ જઈ રહેવું. તેની આ ઇચ્છા ફળીભૂત થઈ નહિ. જ્યારે ડેનીવીચ તેની પાસે કેપ્ટન બારનોફની હકીકત પૂછવા ગયો ત્યારે તેની વાતચીતમાં અને તેની બોલવાની રીતમાં તે સપડાઈ ગયો. ડેનીવીચને પાકો વ્હેમ ગયો એટલે તે વ્હેમનું નિરસન કર્યા વગર છોડે તેમ ન હતો.

જ્યુલી સપડાઈ ત્યારથીજ તેની કાળી કારકીર્દિનો અંત આવ્યો એ કહેવાની જરૂર નથી. જ્યારે ડેનીવીચ તેને ત્યાં કાઉન્ટના વેશમાં ગયો ત્યારથી તેનું આવી બન્યું. તેને પોતાનો કાઉન્ટ ધારી જ્યુલી તેને પ્યાર બતાવવા લાગી. તેને જ્યારે તેના પ્રેમમાં સપડાયો જોયો ત્યારે નાણાંની મદદની માગણી કરી. કાઉન્ટની પેસેન્જરમાં ભારે મોટી જાગીરી હતી જે તેણે જ્યુલીના નામ પર કરી આપી. તે એવી શરતે કે કાઉન્ટના મરણ પછી જ્યુલી તેની માલેક બને અને તે ભોગવે. [illegible] જાગીરો પણ મોટી હતી એ કહે-

વાની જરૂર નથી. જ્યારે લખાણ પત્ર થઇ ગયું ત્યારે તેણે કાઉન્ટને ધીમે ધીમે ઝેર આપી મદિરા પાડી રામશરણ કરવાનો નિશ્ચય કર્યો. આમ કરવામાં તેની હુશ્યારી હતી. તે કાઉન્ટની સાથે બહાર ફરવા જતી નહિ; તેમજ કાઉન્ટ જયાં સુધી તેને ત્યાં રહેતો હતો ત્યાં સુધી તે કોઈ પણ માણસને પોતાને ઘેર તેડતી નહિ. આમ કરવામાં તેની મતલબ એ હતી કે કાઉન્ટને અને તેને સંબંધ છે એમ કોઇ જાણે નહિ. બીજું કાઉન્ટની માંદગી વધી જવા બાદ તેને હોટલમાં મોકલી આપવા તેનો વિચાર હતો. જ્યુલીની ધારણા હતી કે કર્નલ ઇગ્નેશ્યોની માફક કાઉન્ટ જાહેરમાં તેણીનું નામ આપશે નહિ. પરંતુ તે પોતાના દાવમાં ફાવી નહિ અને પોતે ખોદેલા ખાડામાં પોતેજ ફસાઈ પડી. ઉનીવીચે જવનો ચાહ દાકતરી તપાસને માટે મોકલી આપ્યો હતો અને આ તેણીની વિરૂદ્ધ સજ્જડ પુરાવો હતો. જ્યારે તેણે જોયું કે છૂટવાની બારી નથી ત્યારે જ્યુલીએ પોતાના ઓળખીતા પાસે વાર્ડરને લાંચ અપાવી અને તેની પાસે કાતિલ ઝેર મંગાવી તે પી ગઇ. આથી વોર્ડર ભારે સંકડામણમાં આવી પડ્યો.

રેઇકાને સૈબીરીઆમાં દેશનિકાલ કરવામાં આવ્યો જ્યાં તે ટાઇફોઇડથી મરણ પામ્યો, પણ મરતાં સુધી તેણે કોઇને એક અક્ષર કહ્યો ન હતો. વ્લાસોવસ્કી અને જેલના વોર્ડરને ઉત્તર સૈબીરીઆમાં મોકલવામાં આવ્યા. જ્યાં અતી ઠંડીમાં તેમના બુરા હાલ થવા માંડયા.

જ્યુલીના હાથમાં સપડાઈ મરણ પામેલાની ચોક્કસ સંખ્યા કહી શકાય તેમ નથી પરંતુ તેનો આંકડો કંઇ નાનોસુનો ન હતો. જો ઉનીવીચના હાથમાં તે ન સપડાઇ હોત તો તેણે હજી બીજા ઘણાને સ્વર્ગે મોકલાવી દીધા હોત. પરંતુ તેના મરણથી ઘણા જણ બચી ગયા એટલુંજ નહિ પણ તેના મરણથી મોસ્કો અને સેંટપીટર્સબર્ગમાં ભારે સંતોષ ફેલાયો, કે જ્યાં તેણે પોતાનાં કાળાં કર્મોથી ઝેરી નાગણની માફક કાળો કેર વર્તાવ્યો હતો. (સંપૂર્ણ.)

(આવતા અંકથી "ખૂની કોણ?" એ નામની સચિત્ર સત્ય ઘટનાયુક્ત વાર્તા શરૂ કરવામાં આવશે.)



# એક સુંદરીનાં સાહસ કર્મો

લખનારઃ—રા. મંજુલાલ ગોપાળરાવ દેસાઈ.

## પ્રકરણ ૧૨ મું.

### બનાવોની પરંપરા.

ગંભીર ચુપકી ધારણ કરીને એક પછી એક બધા વેરાવા લાગ્યા. જેલરના દાખલ થયા પહેલાં રાજદ્વારી બાબત ઉપર જે ચર્ચા ચાલી હતી તેમાં છુટથી પોતાના વિચારો દર્શાવવા માટે દરેક જણે પસ્તાવો કર્યો.

દરેકના હૃદયમાં એવી ઉંડી છાપ પડી ગઇ હતી કે કાં તો મોતીશા શેઠ મોટા દંભી છે અથવા તો છુપા રાજદ્વારી જાસુસ છે. અત્યાર સુધી વીશીનો માલિક પણ મોતીશા શેઠની ન્યાયપરાયણતા માટે ઉચ્ચ મત ધરાવતો હતો પણ અત્યારે તો આ બીના સાંભળીને તે પણ સાવધ થઇ ગયો.

જ્યારે બધા ગયા ત્યારે પ્રસન્ન, મનોરમા અને વીરપાળે મોતીશાના વર્તન સંબંધી ધીમે ધીમે વાત કરવા માંડી. જો કે મનોરમાને મોતીશાના વર્તનથી તેના ઉપર વિચિત્ર શંકાઓ આવી હતી અને તેથી તેના ઉપર તેણી ટીકા કરવામાં સામેલ થઇ હતી તો પણ ધીમે ધીમે તેણીના મનમાં જુદાજ પ્રકારના વિચારો આવવા લાગ્યા.

તેથી જ્યારે પ્રસન્ન અને વીરપાળ તે વેપારીના છેતરપીંડીવાળા વર્તન ઉપર સખત ટીકા કરતા હતા ત્યારે મનોરમાનું ધ્યાન બીજી તરફ હતું અને તેણીનો ચહેરો ધીમે ધીમે ગંભીર અને ચિંતાતુર થતો જતો હતો.

"વ્હાલી, તું શું વિચાર કરે છે?" આખરે પ્રસન્નનું ધ્યાન મનોરમા તરફ ગયું. "આપણે બધા સમક્ષ કડક ભાષામાં વાત કરી તેની તને ધાસ્તી લાગે છે?"

"કદાપિ નહિ—તે તરફની તો મને જરા પણ ચિંતા નથી. પરંતુ એથી ઉલટું જેમ જેમ હું મોતીશા વિષે વધારે ને વધારે વિચાર કરૂં છું તેમ તેમ તેના તરફનો ભય ઓછો ને ઓછોજ થતો જાય છે."

"બ્હેન, તમે શું કહેવા માગો છો?" આશ્ચર્ય અને સ્નેહથી તેણીના તરફ જોઈ રહેતા વીરપાળે કહ્યું; કારણ કે જો કે તેણીની સાથે તેને ઓળખાણ થયા ને ફક્ત બે કે ત્રણ કલાકજ થયા હતા છતાં પણ એટલા સમયમાં તેણે જોઇ લીધું હતું કે તેણીનામાં તિવ્ર બુદ્ધિબળ, નૈસર્ગિક ચપળતા અને અદ્દભુત વિચારશક્તિ હતાં અને તેથી તેણીના અભિપ્રાયને તે કિમતી અને ઉપયોગી ગણતો.

"ભાઇ વીરપાળ, મને લાગે છે કે," તેણીએ પ્રત્યુત્તર આપ્યો, "મોતીશાનું વર્તન કંઇક એવા પ્રકારનું છે કે જેથી તેના અંતરનો ભાર આપણે બીલકુલ ન જાણી શકીએ."

"શું આ શક્ય છે?" પ્રસન્ન આ વિચારથી અચંબો પામીને બોલી ઉઠ્યો.

"ખરેખર, મને તે તદ્દન ખરૂં લાગે છે;" વીરપાળે મનોરમાની ગાડીમાં બેસી જતાં કહ્યું. "પણ મનોરમા, આ બાબતમાં મોતીશાનો શું ઇરાદો હશે તે તમે જાણી શકો છો?"

"તે સંબંધી કાંઈ પણ અનુમાન કરવાને હું અશક્ત છું," મનોરમાએ જવાબ આપ્યો. "પણ જેમ જેમ તેની સાથેની વાતચીત, તેના શબ્દો, તેનો ચહેરો, જે માન તેણે જનસમાજમાં મેળવ્યું છે તે બધા ઉપર હું વધારે વિચાર કરૂં છું તેમ તેમ હું ઉલટના એવા નિશ્ચય ઉપર આવું છું કે જેઠર સાથે જે વર્તન તેણે ચલાવ્યું તે ઉપરથી તેના ઉપર કોઈ પણ જાતના આક્ષેપો મૂકતાં પહેલાં આપણે પુરતો વિચાર કરવો જોઈએ."

"ત્યારે તો મોતીશાના વર્તન સંબંધી કાંઈ પણ ઉલટનો નિર્ણય કરવામાં આપણે જરા પણ ઉતાવળ કરીશું નહિ;" પ્રસન્ને કહ્યું.

"ખરેખર, જે બનાવો બનવાના છે તે જ્યાં સુધી બને ત્યાં સુધી તે વેપારી માટે ઉલટના આપણા વિચારો જાહેરમાં મૂકતા સુધી આપણે થોભવુંજ જોઈએ;" વીરપાળે કહ્યું. પછી થોડી વાર અટકીને તે આગળ બોલ્યો, "બહેન, પહેલાં કદી પણ નહી શીખેલો એવો સ્વદેશ ભક્તિનો સુંદર પાઠ આ ધર્મશાળામાં આવતા પહેલાંજ થોડા વખત અગાઉ તમે મને શિખવ્યો; અને હવે કોઈ પણ મનુષ્યના પ્રથમ સમાગમથી તેના ચરિત્રનું અનુમાન બાંધવામાં જે ઉદારતા અને સહિષ્ણુતાની ખાસ જરૂર છે તે હમણાંજ તમે મને શિખવ્યું. ભાઈ ચંદ્રસિંહ," તેણે પ્રસન્ન તરફ જોઈને જરા હસતાં કહ્યું, કારણ કે પ્રસન્ને તેને પોતાનું નામ બદલીને કહ્યું હતું, "તમે એક સુંદર અને સુપાત્ર સ્ત્રી પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થયા છો એટલુંજ નહિ પણ હું તો તેને મારા મનથી પૂજનીય દેવી તરીકે માનું છું."

પોતાની પ્રિયતમા મનોરમા માટે આ પ્રશંસનીય શબ્દો સાંભળી પ્રસન્નસિંહ આનંદ પામ્યો; પણ વીરપાળે તેણીને પ્રસન્નની સ્ત્રી કહી તેથી કાંઈક ગભરાટથી મનોરમા હસી કારણ કે પ્રસન્ને તેની સાથે વિધીપૂર્વક લગ્ન કર્યું ન હતું. વીરપાળ. તેણીના આ ગભરાટનું કારણ સમજી શક્યો નહિ. તેણે ધાર્યું કે વખાણ કરવાથી તેણી શરમાઈ ગઈ હશે.

"મિત્રો," આ વખતે વીશીના માલિકે કહ્યું, "બધા પોતપોતાને સ્થાને ગયા છે. તમારે માટે ઓરડીઓ તૈયાર છે. ભાઈ, તમે મારી સાથે ચાલો," તેણે વીરપાળને ઉદ્દેશીને કહ્યું, "હું તમને તમારે માટે રાખેલી ઓરડીમાં મુકવા આવું અને મારી સ્ત્રી આ બન્નેને તેમની ઓરડીમાં લઈ જશે."

યુવાન વીરપાળ બન્નેને નમસ્કાર કરી તે માલિક સાથે મેડા ઉપર ચાલ્યો ગયો અને થોડી વારમાં વીશીવાળાની સ્ત્રી તે બન્નેને લેવા આવી પહોંચી.

હાથમાં ફાનસ લઈને આગળ ચાલતી તે સ્ત્રીની સાથે બન્ને જણા એક સાંકડી વાંકી નીસરણી ઉપર ચડયા. ઉપર પહોંચ્યા એટલે તેમની બન્ને બાજુએ એક સાંકડી ગલી દેખાઈ. તેમાં બન્ને બાજુએ સુવાની ઓરડીઓ હતી. મધ્યમાં ઝાંખું અજવાળું આપનાં બે ફાનસ લટકતાં હતાં.

આ ગલીને છેક છેડે પેલી સ્ત્રી તેમને લઈ ગઈ. તેઓ તેની પાછળ પોતાની ઓરડીમાં પેસતાં હતાં એટલામાં સામેનીજ ઓરડીનાં બારણાના અવાજે તેમનું ધ્યાન ખેંચ્યું બન્નેએ તે તરફ નજર કરી; અને અર્ધાં ઉઘાડા બારણામાં મોતીશા શેઠને ત્યાં ઉભેલા જોયા.

તેઓ તેના ઉપર ફક્ત એકજ નજર નાખી શક્યાં; કારણ કે બીજીજ પળે તે બારણું બંધ થઈ ગયું; તો પણ તે મોતીશા શેઠજ હતા એવી ચોક્કસ ખાત્રી તેમને થઈ ગઈ.

આનું કારણ શું હશે તે જાણવાના હેતુથી પ્રસન્ન અને મનોરમાએ એક બીજાના સામું જોયું. પછી તરતજ એક પણ શબ્દ બોલ્યા સિવાય બન્ને અંદર ચાલ્યાં ગયાં.

વીશીવાળાની સ્ત્રીએ દીવો એક મેજ ઉપર મુક્યો, તેમને જરૂરની વસ્તુઓ બતાવી અને પછી બારણું બંધ કરી ચાલી ગઈ.

જેવાં તે બન્ને એકલાં પડયાં કે તરતજ પ્રસન્ને કહ્યું, "સામેની ઓરડીમાંથી મોતીશા શેઠ આપણા તરફ તાકી રહ્યા હતા તે તેં જોયું!"

"મેં ચોક્કસ જોયું." તેણીએ જવાબ આપ્યો. "મોટા વાળ અને પાણીદાર ચળકતી આંખોવાળું તે મુખ કદાપી ભુલાય એવું નથી."

"પણ શું માને છે કે પોતાની સામેની ઓરડીમાં કોણ સુવાનું છે એટલુંજ ફક્ત જાણવાની જીજ્ઞાસાની તેણે બારણું ઉઘાડીને જોયું!" આ નાના બનાવથી ચિંતાતુર થયેલા મન વડે તેણે પૂછ્યું.

"પરંતુ તેના વિષે અગાઉથી કાંઈ નિર્ણય ન બાંધવો એવું આપણે નક્કી નથી કર્યું!" મંદ મંદ હસતાં મનોરમા બોલી; "અને જે રાજદ્રોહી શબ્દો આપણે આજે સાંજે બોલ્યાં તે જ્યાંસુધી ફરીથી બીજે કોઈ ઠેકાણે બોલીએ નહિ ત્યાંસુધી તે ભટકતો માણસ આપણને શું નુકસાન કરી શકવાનો છે!"

પ્રસન્ન ઉત્તર આપવા જતો હતો એટલામાં ધીમેથી તેમનું બારણું ઉઘડયું અને હાથમાં એક સુખડના લાકડાની નાની પેટી લઈને મોતીશા અંદર દાખલ થયા.

તેમને જોતાંજ પ્રસન્ન ભયથી ચમકી ઉઠયો; પણ મનોરમાએ તો માન અને ઉત્સાહથી તેમના તરફ જોયું; કારણ કે તેણીના હૃદયમાં કુદરતી રીતેજ તેને માટે વિશ્વાસ બેસી ગયો હતો. તેણીને ચોક્કસ ખાત્રી થઈ ગઈ કે, જમવાના ઓરડામાં જે શંકા તેને માટે તેમને થઈ હતી તે દૂર કરવાનેજ તે આવેલ છે.

"બાઈ," તેણીના તરફ તાકીને જોતાંજ તે બોલ્યો, "મને ખાત્રી થઈ છે કે મારા ઉપર તમને પુરો વિશ્વાસ છે, પણ ભાઈ," પ્રસન્ન તરફ એકદમ ફરીને તેણે કહ્યું "તમારી ઓરડીમાં આવવા માટે મને માફ કરશો. મારે તમારી સાથે થોડી વાત કરવી હતી અને તેથીજ તમને કઈ ઓરડી આપવામાં આવે છે તેની રાહ જોઈનેજ હું બેસી રહ્યો હતો."

"માફ માગવાની કશી જરૂર નથી," પ્રસન્ને કહ્યું; "પણ હું તમને ખાત્રી કરી આપવા માટેજ આવ્યો છું કે તમે મને ધારો છો તેવો હું કંઈ કે દ્રોહી નથી," પ્રસન્નના મનોવિચાર જાણી લઈને નિષ્કપટ બનાવટી અથવા તો અધમ અને કંઈ

કામને ધીક્કારતા માણસને યોગ્ય અભિમાનથી તેણે પોતાના વિચાર પ્રગટ કર્યા.

"તમારા વર્તન ઉપરથી તમારા સંબંધી ઉતાવળથી મત ન બાંધી દેવાનો અમે નિશ્ચય કર્યો છે." મનોરમાએ કહ્યું; "અને તમારી બાજુમાં જમવા બેઠેલા વીરપાળ પણ અમારા મત સાથે મળતા થયા છે."

"તમારો આ નિશ્ચય સાંભળી મને પારાવાર આનંદ થયો છે," મોતીશા બોલ્યા; "કારણ કે જમવાના ઓરડામાં જે બધા બેઠા હતા તેમાંથી તમારા ત્રણ માટે તમારી વાતચીત ઉપરથી મારા મનમાં મોટું માન થયું હતું તેથી મારા વિષેનો તમારો અભિપ્રાય બદલાય તો મને દુઃખ થાય તેમાં કાંઇ પણ નવાઈ જેવું નથી; કારણ કે તમારાં હૃદયો ઉચ્ચભાવવાળા વિચારોથી ભરેલાં છે. પણ બીજાઓને માટે કહું તો તેમનો ઉત્સાહ ક્ષણિક અને દમ વગરનો-જેમની ઉચ્ચ ભાવનાઓ સ્વાર્થ અને લોભથી દબાઇ ગયેલી—તમે માનો છો કે મારે માટે તેઓ સારો કે ખરાબ અભિપ્રાય બાંધે તો પણ હું તેની જરા પણ દરકાર રાખું? મારે માટે તેમના મનમાં જે શંકાસ્થાન હોય તેને ભુંસી નાંખવાની મને યત્કિંચિત પણ ઉતાવળ નથી. પણ મારૂં વર્તન નિષ્કલંકી છે એટલુંજ તમને સાબિત કરી આપવાની મારી તિવ્ર ઇચ્છા હતી. આવતી કાલે જ્યારે તેઓ સત્ય હકિકત જાણશે ત્યારે તેઓ મારે માટે સારા અભિપ્રાયો બાંધશે, એટલુંજ નહિ પણ મારા ઉપર અવિશ્વાસ લાવીને ગુસ્સે થવા માટે પસ્તાશે. પણ મારા વર્તનથી તમારા મન ઉપર જે ખરાબ છાપ પડી હોય તે તરતજ દૂર કરવી, એ મને મારી પ્રથમ ફરજ લાગી."

"ત્યારે જયસિંહ તરફના તમારા વર્તન વિષે અમારે શું સમજવું?" મનોરમાએ આતુરતાથી પૂછવા માંડ્યું; "અને તેને છેવટનો ઉપદેશ આપવા માટે સાધુ શોધી આપવામાં એટલે કે ટુંકામાં તેનું મોત વહેલું કરવામાં તમે કેમ મદદ કરી?"

"કારણ કે તે સાધુ મારો પરમ મિત્ર છે," મોતીશાએ જવાબ આપ્યો, "અને મેં તેને મારા કાગળમાં જે સલાહ આપી છે તે પ્રમાણે તે જરૂર કામ કરશે. હવે તમે મારી મનોવૃત્તિ સમજ્યા?"

"શું ત્યારે જયસિંહ બચી જશે?" મનોરમાએ અચંબો પામતાં કહ્યું. "તમારી ઇચ્છા આવી હશે એવું મને થોડાજ વખત પહેલાં લાગવા માંડ્યું હતું. બહાદુર વૃદ્ધ પુરૂષ," માન અને પ્રેમથી તેના તરફ જોતાં મંજુલ પણ જુસ્સાવાળા અવાજે તે બોલી ઉઠી. "એક ક્ષણ તમારે માટે અમને અવિશ્વાસ આવ્યો હોય તો માફ-"

"ખરેખર અમને માફ કરો," તેમનો હાથ પોતાના હાથમાં લઇને સ્નેહથી દાબતાં પ્રસન્ન બોલ્યો; "અમને માફ કરો અને આ પરોપકારી અને ઉદાર કામમાં અમારી કાંઈ પણ મદદ જોઇતી હોય તો વગર શંકાએ કહો."

"મારા મિત્રો, તમે ઇચ્છો તો ઘણું કરી શકો એમ છો," તેણે જણાવ્યું. "ખરેખર તમારી મદદ વિના હું કાંઇ પણ કરી શકું એમ નથી. પણ હમણાં તમને બધું સવિસ્તર સમજાવવાનો વખત નથી. મધ્ય રાત્રીનો સમય થવા આવ્યો છે; અને તે સાધુ ત્યાં આવીને જેલરની સાથે કેદખાનામાં જાય તે પહેલાં મારે તેને મળવા અહીંથી છુપી રીતે જવુંજ જોઇએ.

"તો કહો કે અમે તમારે માટે શું કરીએ?" મનોરમા બોલી. "બોલો—અમને સૂચના કરતા જાઓ-પછી શું કરવું તેને માટે અમને તમારી મદદની જરૂર નહિ રહે."

"મારી ઇચ્છાઓ હું તમને ટુંકામાંજ જણાવું છું," તેણે જવાબ આપ્યો. "પ્રથમ તો આ પેટી તમારી પાસે રાખો. તેની અંદર બધા ઝવેરાતના દાગીના છે. મારા બધા વેપારનો આધાર તેના ઉપરજ છે. હું તેને મારી સાથે રાખી શકતો નથી કારણ કે જે જોખમકારક કામ કરવાનો મેં નિશ્ચય કર્યો છે તે કર્યા પછી હું અહીંઆ આવી શકું એમ નથી અને તેથી મારે તે પેટી કોઇ સુરક્ષિત સ્થળે રાખવીજ જોઇએ."

"મારા ભલા મિત્ર, અમે તેને સંભાળપૂર્વક સાચવી રાખીશું." પ્રસન્ને કહ્યું. "પણ તમે અમને ફરી ક્યાં મળશો?"

"તમે કઇ બાજુએ મુસાફરી કરવાના છો?" વેપારીએ પુછ્યું.

"દક્ષિણ દિશાએ-શ્રીરંગપુર શહેર તરફ," તેણે જવાબ આપ્યો.

"અને આવતી કાલે સવારે તમે ચોક્કસ અહીંથી નીકળશો?" તેણે આગળ પુછ્યું. "બહુ સારૂં. તો તમે આવતી કાલે સાંજે અમરાવતી શહેરમાં પહોંચી જશો. ત્યાં મુસલમાનોએ પોતાની જાતની યાદગિરિમાં એક ધર્મશાળા બંધાવી છે, અને તેની બહાર તેનું નિશાન છે. આ વીશી અથવા ધર્મશાળા ઘણી સારી છે. આ શહેર મુસલમાની હદમાં છે. હિન્દુ રાજ્યની હદ થોડા માઇલ પહેલાં પુરી થાય છે. જે ઠેકાણેથી મુસલમાની રાજ્યની સરહદ શરૂ થાય છે તે ઠેકાણે એક વિજય સ્તંભ મુસલમાનોએ ઉભો કરેલો છે. તેમ છતાં તેમણે આગળ ચલાવ્યું પણ તેમના અવાજમાં આ શબ્દો બોલતાં તિરસ્કાર અને કડવાશ સ્પષ્ટ દેખાઇ આવતાં હતાં, "મેં કહ્યું તેજ વીશીમાં તમે જરૂર ઉતરજો, અને તમે પાછા ત્યાંથી નીકળો ત્યાં સુધીમાં જો હું તમને ન મળું તો તમે આ પેટી તે વીશીના માલિકને સોંપજો."

"તમારી સૂચના પ્રમાણે અમે જરૂર વર્તીશું," તેમની પાસેથી પેટી લેતાં પ્રસન્ન બોલ્યો. "પણ તમે આ વીશીમાંથી છાનામાના કેવી રીતે જઇ શકશો? કારણ કે મારા ધારવા પ્રમાણે આ બધું કામ બહુ છુપી રીતે થવું જોઇએ."

"ખરેખર તેમજ થશે," વેપારીએ જવાબ વાળ્યો. "મેં મારી ઓરડીમાં મેજ ઉપર વીશીવાળાને આપવાના પૈસા મૂક્યા છે. અને મારો ઘોડો તો હું સહેલાઇથી છુપી રીતે લઇ શકીશ. કારણ કે તબેલો આ વીશીના અંદરના ચોગાનમાં એક છેડે છે. અને તેનું પાછલું બારણું એક ગલીમાં પડે છે."

"પણ તેને તાળું મારેલું હશે તો?" પ્રસન્ને શંકા કરી.

"હું અંદરથી તોડીને તે ઉઘાડીશ," તેણે કહ્યું.

અપૂર્ણ.








(લખનારઃ—રા. ગુપ્તદૂત)

## વ્હાઇટ લેન યાને જીવતું દોજખ.

### ( દશ્ય ૨ જું. )

### કપટ કારસ્થાનનો આરંભ.

વર્ષાઋતુની રાત હતી. આકાશ વાદળાંઓથી ઘેરાયલું હતું. રાતના આઠ વાગવા આવ્યા હતા. વચ્ચે વચ્ચે વરસાદનું એકાદ ઝાપટું પડી જતું હતું. વીજળી ચમકતી હતી. વ્હાઇટ લેનની અંદર આવેલી એક ન્હાની ગલીમાં એક ન્હાના મકાનની અંદર ખુરસી ઉપર પાંત્રીસેક વર્ષની એક સ્ત્રી બેઠેલી હતી. 'રતિશાસ્ત્રમાં' શંખિની સ્ત્રીનાં જે લક્ષણો સૂચવવામાં આવ્યાં છે એ લક્ષણો આ સ્ત્રીમાં વિદ્યમાન હતાં. તેણે એક લીલી ઇજાર તથા અંગ ઉપર લાંબુ ખમીસ પહેર્યું હતું. ખભા ઉપર ગુલાબી ઓઢણું હતું. એ પોશાક ઉપરથી તે મુસલમાન હોય એમ સ્પષ્ટ સમજી શકાતું હતું. તેનું નામ ગુલજાર હતું. ગુલજારનાં બન્ને નેત્રોમાં એક પ્રકારની અમાનુષી ભયંકરતા તરતી હતી. બાહ્ય ઉપચારોથી તેણે પોતાના બદસુરત ચ્હેરાને ખુબસૂરત બનાવવાનો વૃથા પ્રયત્ન કર્યો હતો. તેના શરીરનો રંગ કાળાશ પડતો હતો. માથા ઉપરના ઘણાખરા વાળ ખરી ગયેલા હોવાથી તેણે બનાવટી ચોટલાથી કેશકલાપની સુંદરતા કાયમ રાખવાનો પ્રયત્ન કર્યો હતો. તેનું અંગ ભરાવદાર તેમજ મજબૂત હતું. પગમાં સપાટ પહેરેલી હતી.

નીચે શેતરંજી ઉપર બે મવાલીઓ બેઠેલા હોઇ તેમનાં નામ પીરૂ અને અમીર હતાં. તેઓ બન્ને આ જીવતા દોજખના કીડા હોવાથી તેમના વિસ્તારિત વર્ણનની આવશ્યકતા નથી.

દિવાલને અડતી પેક સામગ્રી પડેલી હતી. ગુલજાર તથા તેના આ મવાલી સોબતીઓ વચ્ચે વચ્ચે પાત્રસ્થ સુરાનું પાન કરી વાતચિત કરતા હતા. બ્હારનું લોખંડનું જાળીવાળું દ્વાર અંદરથી બંધ કરેલું હતું.

ગુલજારે પોતાના બન્ને સોબતીઓ તરફ જોઇને કહ્યું:—"પીરૂ! આજકાલ પૈસા સંબંધીની ઘણી તંગી ભોગવવી પડે છે. બે મહિનાનું ઘર ભાડું ચડી ગયું છે તથા મારવાડીને ત્યાં જણસો મૂકીને સો રૂપિયા ઉછીના લીધા હતા તે પણ ખલાસ થઇ જવા આવ્યા છે. આજ કાલ આ સફેદ ગલીના ગ્રાહકો નવા માલને શોધ્યા કરે છે. જો તમે બન્ને મળી એક બે બેહેસ્તનાં બુલબુલને કોઇ ઠેકાણેથી ઉપાડી લાવો તોજ આપણો આ ધંધો સારી રીતે ચાલી શકે તેમ છે. ખુનચોરી કરીને કે લૂંટફાટ કરીને વિશેષ દિવસ સુધી આપણે આપણી આજીવિકા ચલાવી શકીએ તેમ નથી; કેમ કે આજકાલ આ લત્તામાં જે ભયંકર ગુન્હાઓ બને છે તેની શોધ ચલાવવા છુપી પોલિસના માણસો અથવા ગુપ્તદૂતો વેશ બદલી ચોવીસે કલાક આ તરફ ફરતા રહે છે."

પીરૂએ કહ્યું:—"ખરું છે. સારું થયું કે, પેલા બનીયાને લૂંટી લીધાની વાત પોલિસના જાણવામાં આવી નહિ. જો એ દાળભાતખાઉ બનીયાની જગ્યાએ બીજો કોઇ જમાનાનો ખાધેલો માણસ હોત અને પોલિસને ફરિયાદ કરત તો કદાચ આપણને ભારે પડી જાત."

અમીરે કહ્યું:—"દોસ્ત! દરિયામાં રહી મગરનો ભય રાખવો એ વ્યાજબી નથી. વળી હેં મ્હને પેલી જે વાત કરી હતી તે બહુ ઉત્તમ છે. જો ચાલાકી વાપરી તું એ છોકરીને અત્રે લાવી શકે તો હમેશાં પચીસ ત્રીસ રૂપિયાની આવક સહેલાઇથી થાય."

ગુલજારે ઉત્સુક બની પૂછ્યું:—"પીરૂ! તમે કઇ છોકરીની વાત કરો છો!"

પીરૂએ કહ્યું:—"આજથી ચોથે દિવસે અમે એક અરબ યુવક ઉપર કમાટીપુરાની અગીઆરમી ગલીમાં રાતના બાર વાગ્યે હુમલો કર્યો હતો. તેના હાથમાં કેનવાસની એક બૅગ હતી તથા શરીર ઉપર અઢીસો ત્રણસો રૂપિયાની કિમ્મતના દાગીના હતા. એ બધું પડાવી લઇ એ યુવકને બેહોશ બનાવી અમે મહાલક્ષ્મી તરફ એકાન્ત સ્થળે નાખી આવ્યા હતા. તેને અમે ક્લોરોફૉર્મ સુંઘાડ્યું હતું તથા તેની બેશુદ્ધ હાલતમાં તેને વિક્ટોરિયાની અંદરજ થોડું ઝેર પાઇ દીધું હતું. એ ઝેરની અસરથી બે કલાક પછી તેનું મોત નિપજેલું હોવું જોઇએ. તેના ખીસ્સામાંના કાગળ પત્રો વગેરે કાઢી લીધેલું હોવાથી તેના મૃતદેહને કોઇ ઓળખી શકે એવો સંભવ નહોતો. એ યુવકના મૃતદેહને કોઇ ઓળખનાર મળી આવે તેમ નહિ હોવાથી પોલિસેજ તેને દફનાવવાની ગોઠવણ કરી હશે. રાત્રે અઢી વાગ્યે મુકામ ઉપર આવ્યા પછી અમે તેની બૅગ ખોલી જોઇ તો તેમાંથી કાગળ પત્રોનું એક બંડલ, મનીઑર્ડરની રસીદ, બે ચાર કપડાં તથા રૂમાલ વગેરે

બાંધેલી ૨૮૦ રૂપિયાની પરચુરણ નોટો મળી આવી. કાગળ પત્રો તપાસી જોતાં તે માણસનું નામ ઠામ જાણવામાં આવ્યું છે. ઘણા ખરા કાગળ પત્રો તેની સ્ત્રીએ ધણી ઉપર લખેલા છે તથા તેમાં પોતાને તેડી જવા માટે તેણે લખ્યું છે. અંદર એ યુવકનો એક કાર્ડ સાઇઝનો ફોટોગ્રાફ છે. એનું નામ અયુબ હતું. પત્ર વ્યવહાર વાંચી જોતાં શાદી થયા પછી તે સાસરેજ ગયો નથી એમ સ્પષ્ટ સમજી શકાય છે. લગભગ પાંચ ૭ વર્ષથી તે ધરાકમાં નોકરી ઉપર હતો તથા હમણાં એક મહિનાની રજા લઇ તે પુના તેને સાસરે જવાનો હતો. તેની સ્ત્રીનું નામ નરગીસ હોઈ હમણાં તેની ઉમ્મર અઢારેક વર્ષની હોવી જોઇએ એમ તેણે અયુબ ઉપર લખેલા પત્રોમાંથી માલમ પડી આવ્યું છે. આ સઘળી બાતમીનો આપણે ઉપયોગ કરી નરગીસને આપણા કબ્જામાં લાવીએ તો કાંઇ ખોટું છે ?"

ગુલજાર ચુપકીદીથી સઘળી હકીકત સાંભળતી હતી. તેણે પોતાને જાણે સહજ ક્રોધ ઉપજ્યો હોય એવો ભાવ દર્શાવતાં કહ્યું:-"ત્યારે ત્હેં તથા અમીરે ચાર દિવસથી આ વાત મ્હારાથી છુપાવી કેમ રાખી ?"

પીરૂએ ઉઠી ગુલજારના અધર ઉપર ચુંબન કરી કહ્યું:—"જાનો જીગર ! આજ સુધીમાં ત્હારાથી કયી વાત અમે છુપાવી છે ? અમે એ વિષયનો ચોક્કસ નિશ્ચય કર્યા પછીજ આ વાત તને કહેવાનો ઇરાદો રાખ્યો હતો. હવે કહે જોઇએ કે ત્હારો શો વિચાર છે?"

ગુલજારનો કૃત્રિમ ક્રોધ દૂર થઇ ગયો. તેણે કહ્યું:-"આવો પ્રસંગ ખુદાની મહેરબાનીથી જ્યારે અનાયાસેજ મળી આવ્યો છે, ત્યારે આપણે તેનો લાભ લેવોજ જોઇએ."

અમીરે હાવકું મ્હોં રાખી પૂછ્યું:-"એ તો ખુલ્લી વાત છે; પણ અમારા બન્નેના કમીશનનું શું ? જ્યાં સંબંધ હોય ત્યાં હિસાબની ચોખવટ પ્રથમથીજ કરવી જોઇએ."

પીરૂએ કહ્યું:—"બરાબર છે. અમે એ નરગીસને પકડી લાવી ત્હારા કબ્જામાં સોંપીએ એ બદલ અમને પાંચસો રૂપિયા મળવા જોઇએ."

હા ના કરતાં ત્રણસો રૂપિયાથી સાટું નક્કી થયું. ખરચ બદલ રૂપિયા સો લેવાનું નક્કી થતાં અમીરે કહ્યું:-"આ કામ કરવામાં જેટલી ઢીલ કરવામાં આવે તેટલું નુકશાન છે. રાત્રે બાર વાગ્યે પુના પેસેન્જર ઉપડે છે તથા તે સ્હવારે સાડાસાત વાગ્યે પુના પહોંચાડે છે. જો તું કહેતી હોય તો અમે અત્યારેજ રવાના થઇ જઇએ. ખરચના સો રૂપિયા તું હમણાં આપી શકે છે ?"

ગુલજારે ઉઠી એક પેટી ઉઘાડી તેમાંથી પચાસ રૂપિયા કાઢી પીરૂ તથા અમીરને આપી કહ્યું:—"હમણાં મ્હારી પાસે જે સિલકમાં છે તે આપું છું. તમારા આવ્યા પછી બીજા રૂપિયાની જોગવાઈ હું કરી આપીશ."

પીરૂ અને અમીર ગુલજારની રજા લઈ બ્હાર નીકળી પડયા. નજીક આવેલી પોતાની રૂમમાં જઇ તેમણે કપડાં પહેરી લીધાં. અયુબનો ફોટો જોઈ પીરૂએ બરાબર તેના જેવો વેશ ધારણ કર્યો તથા અમીરે તેના નોકર જેવો વેશ પહેરી લીધો.

બેગમાંના સામાન ઉપરાંત બન્ને બદમાશોએ એક ટ્રંકમાં પોતાને જોઇતી ચીજ વસ્તુઓ લઇ લીધી. પછી તેઓ ભાડાની વિક્ટોરિયામાં બેસી બોરીબંદર સ્ટેશને ઉપસ્થિત થયા. ટ્રેનને ઉપડવાને પા કલાકનો વિલંબ હતો. પીરૂએ નવ રૂપિયા પાંચ આના આપી પોતાને માટે એક સેકન્ડ ક્લાસની તથા અઢી રૂપિયા આપી અમીર માટે સર્વન્ટ કમ્પાર્ટમેન્ટની એમ ટીકીટ લઇ લીધી. બન્ને ચવતાનો ટ્રેઇનમાં બેઠા. સેકન્ડ ક્લાસના જે કમ્પાર્ટમેન્ટમાં પીરૂ બેઠો તેની સાથેજ સર્વન્ટ કમ્પાર્ટમેન્ટ હોઈ તેમાં અમીર બેઠો.

કલ્યાણ જંકશન પસાર થયા પછી સેકન્ડ ક્લાસના કમ્પાર્ટમેન્ટમાં પીરૂ સિવાય બીજું કોઈ પેસેન્જર નહિ હોવાથી અમીર પણ ત્યાં જઇને બેઠો તથા હાથમાં લીધેલું કામ કેવી રીતે પાર પાડવું એ સંબંધીની તેઓ મસલત કરવા લાગ્યા.

(૨)

## બનાવટી જમાઇ.

બીજે દિવસે સ્હવારે સ્હાડા સાત વાગ્યે ટ્રેઇન પુના સ્ટેશને જઇ પહોંચી. પીરૂ તથા અમીર નીચે ઉતરી પડ્યા. અમીરે એક કુલીના માથા ઉપર સામાન ગોઠવી દીધો. પીરૂ સ્ટેશનના સ્ટૉલ ઉપર જઇ ફ્રુટનો એક કંડીઓ ભરાવી લાવ્યો. બ્હાર જઈ ટાંગામાં બેઠો. અમીર ગાડીવાન સાથે બેઠો. પીરૂએ કાગળપત્રોમાંથી અયુબના શ્વસુરનું નામઠામ જાણી લીધેલું હોવાથી ટાંગાવાળાને ઠેકાણું આપ્યું અને ટાંગો ચાલુ થયો. ટાંગાવાળો અયુબના શ્વસુર મુબારકઅલીને ઓળખતો હતો. કારણ કે પુનાની રેસમાં તેના ઘોડા દોડતા હતા. તેણે મુબારક અલીના મકાન પાસે ટાંગો લઈ જઇને ઉભો રાખ્યો એટલે અમીરે નીચે ઉતરી પડી મકાનના દ્વાર પાસે જઇ પૂછ્યું:-"મીંયાસાહેબ છે કે ?"

આ વખતે અઢાર ઓગણીસ વર્ષની ઉમ્મરની એક નવજવાન હસીનાએ ઓટલા ઉપર આવી પૂછ્યું:—"કેમ, શું કામ છે ?"

"તેમના જમાઈ કરાંચીથી આવ્યા છે." અમીરે તોપ મારી.

આ ઉત્તર સાંભળી એ ખૂબસુરત નાજનીન શરમાઇ ગઇ.

પીરૂ ટાંગામાંથી નીચે ઉતરી દમામથી ઉભો રહી એ હસીનાના રૂપ સૌંદર્યનું દર્શન કરતો હતો. માથા ઉપરનું ઓઢણું સહજ આગળ ખેંચી, પીરૂ તરફ એક હાસ્ય મિશ્રિત કટાક્ષ ફેંકી એ નાજનીન અંદર ચાલી ગઇ.

અમીરે આપેલો ઉત્તર મુબારકઅલીના સાંભળવામાં આવેલો હોવાથી વિના વિલંબે તેણે બહાર આવી કહ્યું:—"આવો-પધારો."

પીરૂ મુબારકઅલીને ખુશખબર પૂછતો તેની સાથે બેઠકખાનામાં જઇને બેઠો તથા અમીર સરસામાન ઉતારી મકાનમાં લઇ જવા લાગ્યો.

બેઠકખાનામાં બેઠા પછી આવેલી કોફીને ઇન્સાફ આપતાં પીરૂએ પૂછ્યું:—"અહીં સહુની તબિયત સારી છે ને ?"

પ્રૌઢાવસ્થાને પસાર કરી જવા આવેલા મુબારકે કહ્યું:—"હા. તમારા પત્રમાં તમે બુધવારે અહીં આવવા લખ્યું હતું. પરંતુ બુધવાર વીતી જવાથી અમને ઘણી ફીકર થયા કરતી હતી; ચાર દિવસની ઢીલ કેમ થઇ ?"

"એક દોસ્તના આગ્રહથી મુંબઈમાં ચાર દિવસ વિશેષ રોકાવું પડ્યું. કાલે રાત્રે પણ મહા મુશ્કેલીથી રજા મેળવી છે." પીરૂએ પ્રપંચના પાસા ફેંકવા માંડ્યા.

"પણ મુંબાઈથી એક પત્ર લખ્યો હોત તો અમને ફિકર ન થાત."

"પરંતુ ત્યાં વરસાદ એટલો બધો હતો કે, ઘરમાંથી બ્હાર નીકળવાની મરજીજ ન થાય." આમ કહી વાતને ટુંકમાં પતાવવાના હેતુથી પીરૂએ કહ્યું:—"સેકન્ડ કલાસની ટીકીટ લીધેલી હોવા છતાં રાત્રે બિલકુલ ઊંઘ આવી નથી. હવે તો બે એક કલાક આરામ લેવાની ઇચ્છા છે."

"હમણાંજ હું બંદોબસ્ત કરૂં છું" કહી મુબારક ઉઠયો, તથા તેણે મેડા ઉપર આવેલા એકાન્ત ઓરડામાં બિછાનાની ગોઠવણ કરી. પિરૂની સૂચનાથી અમીર પેલી કેનવાસની બૅગ અને ટ્રંક એ ઓરડામાં મૂકી આવ્યો. પછી પીરૂ મેડા ઉપર જઈ દ્વાર બંધ કરી બિછાનામાં સુઈ રહ્યો. અમીર એ ઓરડાના દ્વાર પાસે બ્હાર છજામાં બેઠો.

દશ બાર મિનીટ સુધી સુઇ રહ્યા પછી પીરૂ બિછાનામાંથી ઉઠયો તથા કેનવાસની બૅગમાંથી કાગળપત્રોનું બંડલ કાઢી તેમાં જે પત્રો નરગીસે તેના ખાવિંદ અયૂબ ઉપર લખ્યા હતા તે વાંચવા લાગ્યો. નરગીસે જે છેલ્લો પત્ર લખ્યો હતો તેનો સારાંશ નીચે પ્રમાણે હતો:—

"પ્રિયતમ!"

આજ કાલ કરતાં પાંચ વર્ષથી તમે નોકરી ઉપર ચાલ્યા ગયા છો અને અત્રે હું તમારૂં દર્શન કરવાને તલપી રહી છું. તમે લખો છો કે, નોકરીમાંથી રજા મળતી નથી તો એવી નોકરીનું રાજીનામું આપી દ્યો. પુરૂષ જાતને નોકરીની શી ખોટ છે? મુંબાઇ જેવા શહેરમાં તમારા જેવા ભણેલા ગણેલા માણસને વિના વિલંબે નોકરી મળી શકે તેમ છે. શાદી કરીને ગયા પછી તમે મ્હારી બિલકુલ ખબર નથી લીધી એ તમે વ્યાજબી કર્યું છે કે? મ્હારા જેવી અઢાર વર્ષની એક નવયૌવનના માટે પિયુના વિયોગનું દુઃખ કેવું અસહ્ય હોય છે એનો કાંઇ વિચાર કરો છો કે? તમારા વિરહનું દુઃખ હવે હું વેઠી શકતી નથી; માટે મ્હારા ઉપર દયા લાવી આ પત્ર મળે કે તરતજ અત્રે આવી તમે મ્હને તમારી સાથે લઇ જજો:

લિ૦ તમારી બાંદી

નરગીસ.

પીરૂએ આવી રીતે એ બંડલમાંના બધા કાગળો એકે એક વાંચી લીધા. બરાબર દશ વાગ્યે તે એ ઓરડામાંથી બ્હાર નીકળી મ્હોં પેઇ છજામાં ફરવા લાગ્યો. થોડા સમય પછી અમીરને ઓરડાની અંદર લઇ જઈ તેના હાથમાં એક દશ રૂપીયાની નોટ આપી પીરૂએ કહ્યું:—"આ નોટ લઇ તું ટાંગો ભાડે કરી કેમ્પમાં જા, તથા ઓલ્ડટોમની એક બાટલી લઈ આવ."

અમીર ચાલ્યો ગયો, પીરૂ એકલો પાછો છજામાં ફરવા લાગ્યો. એવામાં શર્માતી શર્માતી નરગીસ ધીમે પગલે તેની પાસે આવી. પીરૂએ ઓરડાની અંદર પ્રવેશ કર્યો, એટલે નરગીસ પણ અંદર ગઇ. તે પીરૂનેજ પોતાનો ખાવિંદ યાને શૌહર સમજી અંતરના આવેગથી ભેટી પડી. અયૂબના હાથની આંગળી ઉપરથી જે વીંટી મળી આવી હતી, તે પીરૂએ પોતાની આંગળી ઉપર પહેરી હતી. એ વીંટી બ્હાર કાઢી નરગીસની આંગળીએ પહેરાવી તેણે તેના ગુલાબી અધરોષ્ઠ ઉપર અનેક ચુંબન કર્યાં. 'મ્હને જવા દો. કોઇ જોઇ જશે.' કહી લાજની લલના શયતાનના આલિંગનમાંથી છુટી થઇ. નરગીસે અયૂબ ઉપર પેલો જે પત્ર લખ્યો હતો તે પીરૂએ હાથમાં લઇ નરગીસને બતાવી કહ્યું:—"દિલદાર! ત્હારો આ પત્ર મળ્યા પછી મ્હારૂં દિલ ત્હારી પાસે આવવાને અધીર બની ગયું હતું," આમ કહી પીરૂએ પુનઃ નરગીસને આલિંગન કર્યું. નરગીસ બપોર પછી મળવા આવવાનું કહી પાછી નીચે ચાલી ગઇ.

ગોસલખાનામાં જઇ પીરૂ સ્નાન કરી આવ્યો, પછી તેણે ભપકાદાર કપડાં પહેરી લીધાં. મસ્તક પરના કેશ કાંસકી તથા બ્રશથી વ્યવસ્થિત કર્યા. પહેરેલાં કપડાં ઉપર અત્તરવાળા હાથ ઘસ્યા. આવી રીતે એ શયતાન એક ગૃહસ્થની છોકરીનું હરણ કરી જવાનો પ્રપંચ ખેલવા લાગ્યો.

કલાકેકમાં અમીર ઓલ્ડટોમની બાટલી લઇ આવ્યો. બન્ને શયતાનોએ એ બાટલીમાંથી થોડો દારૂ કાઢી પાણી સાથે પી લીધો. પછી મુબારકના બોલાવવાથી પીરૂ બબરચીખાનામાં ખાણું લેવા ગયો. જમાઇ આવેલો હોવાથી મુબારકની બીબી અમીનાએ વિવિધ પ્રકારની ખાદ્ય સામગ્રી બનાવી હતી. બિરિયાની, ચૉપ, કસ્ટર્ડ પુડીંગ, કોરમો વગેરે સઘળી વાનીઓ તેણે તૈયાર કરી હતી. મુબારક અને પીરૂ સાથે ખાણું લેવા બેઠા. થોડી વાર પછી પીરૂએ કહ્યું:—"૭ દિવસ પછી મ્હારી રજા પૂરી થાય છે. ત્યાંસુધીમાં મ્હારે કરાંચી જઇ નોકરી ઉપર હાજર થવું પડશે. મુંબાઇથી પરમ દિવસે ઉપડતી સ્ટીમરમાં કરાંચી જવાનું મ્હેં નક્કી કરેલું છે; માટે આજે રાત્રેજ અમને અહીંથી રજા આપવાની વ્યવસ્થા કરજો." આમ કહી પીરૂએ પેલા પોતે વાંચેલા અયૂબના કાગળપત્રોની પોતાને મળેલી બાતમીનો વાતચિતમાં એવી રીતે સફાઇથી ઉપયોગ કર્યો કે, તેને માટે કોઇને વ્હેમ ઉપજ્યો નહિ. મુબારકની બીબી અમીનાએ તેને નોકરી છોડી દઇ પુના પોતાને ત્યાં રહેવા કહ્યું; પરંતુ ધુર્ત પીરૂએ ચાલાકીથી એ વાતનો પણ સમાધાનકારક ઉત્તર આપી દીધો.

નરગીસને સાથે મોકલવાની હોવાથી આખો દિવસ સરસામાન લાવવા બાંધવામાં પસાર થઇ ગયો. પીરૂએ નોકરી ઉપરથી મોકલાવેલા રૂપિયાની જરૂર જણાયેલી હોવાથી મુબારકે હિસાબ તપાસી આશરે પચીસ રૂપિયા જમાઇની લેણી રકમ પીરૂને આપી દીધી. નરગીસ સાસરે જતી હોવાથી તેનાં સઘળાં ઘરેણાં ઉપરાંત તેને કપડાં લત્તાં તથા પરચુરણ ખરચ માટે એક હજાર રૂપિયા અમીનાના કહેવાથી મુબારકે આપ્યા.

અમીર એક નોકર તરીકે પીરૂની સૂચના પ્રમાણે વર્તતો હતો. રાત્રે સાડાદશ વાગ્યે ટ્રેન ઉપડતી હોવાથી સાડાનવ વાગ્યે તે એક ભાડાનો ટાંગો બોલાવી લાવ્યો. મુબારક સ્ટેશન સુધી બનાવટી જમાઇને મૂકવા ગયો. સ્ટેશને ગયા પછી પીરૂએ વિક્ટોરિયા ટર્મીનસની બે સેકન્ડ કલાસની ટીકીટ તથા એક સર્વન્ટ ટીકીટ લઇ લીધી. પીરૂ તથા નરગીસ સેકંડ કલાસના કમ્પાર્ટમેન્ટમાં જઇ બેઠાં તથા અમીર સર્વન્ટ કમ્પાર્ટમેન્ટમાં જઈને બેઠો. યથા સમયે ટ્રેન રવાના થઈ. કાગળપત્ર લખવાની સૂચના આપી મુબારક ઘર તરફ વિદાય થયો.

(નરગીસની દશા કેવી થઇ તે જાણવા માટે આગામી આવતો અંક વાંચો.)

(અપૂર્ણ)

# [illegible] કિરણ.

(ટુંકી વાર્તા)

અનુવાદક—રા. દેવીકાન્ત.

(૧)

[illegible] સાસરીમાં સાથેના સંબંધની ઇતિશ્રી કરી [illegible] ઉમ્મર દશ વર્ષની હતી, એ ઘણા [illegible] ત્યારે તેની ઉમ્મર દશ વર્ષની હતી, એ ઘણા [illegible] કિરણ જુવાનીમાં આવેલી રમણી છે. [illegible] નવરાસને વખતે તેને ઘડી હોય એવો [illegible] ઉપજે છે.

[illegible] એ દિવસની સંતાકુકડી હમણાં કિરણને યાદ

પતિ સાથેની એ દિવસની સંતાકુકડી હમણાં કિરણને યાદ [illegible] તેને કેવળ એટલુંજ યાદ આવે [illegible] સ્મૃતિની માફક તેને કેવળ એટલુંજ યાદ આવે [illegible] વિચિત્ર વેશમાં તે ઉત્સવ જોવા ગઇ હતી. [illegible] દીપકોના પ્રકાશનો વિસ્તાર થયેલો હતો, પુષ્પમાળા- [illegible] ચારે તરફ દીપકોના પ્રકાશનો સુર સંભળાતો હતો. [illegible] સુગંધ આવતી હતી, તથા શરણાઇનો સુર સંભળાતો હતો. [illegible] પછી એકાએક વંટોળીઆનું તોફાન ચાલુ થતાં દીપકો બુઝાઈ ગયા, પુષ્પોની સુગંધ ઉડી ગઇ, કિરણના સુંદર વસ્ત્રાલંકારો તેના શરીર ઉપરથી કોઇએ ઉતારી લીધા. કિરણ રડતી રડતી સાસરેથી પિયર આવી.

ત્યાર પછી દશ વર્ષ વીતી ગયાં છે. હમણાં કિરણના પિતા પરલોકવાસી થયા છે. પિતાનું કારજ સારી રીતે આટોપી રમેશ બહારગામ પોતાની નોકરી ઉપર જવાની તયારી કરે છે. જન્મદાતા પિતા અને અન્નદાતા સાહેબ સિવાય રમેશ સંસારમાં બીજું કાંઇ જાણતો નહોતો. પિતાના મૃત્યુ પાછળ સંપત્તિ સાચવવાનો ભાર પુત્ર ઉપાડી લેવો પડે છે તથા પુત્રવધુ ઘર સંસારની રાણીનું પદ પ્રાપ્ત કરે છે. પરંતુ રમેશે સંસારના આ ચાલતા આવેલા નિયમનું ઉલંઘન કર્યું. વિધુર પિતાની હયાતીમાં કિરણ જેવી રીતે ઘર સંસારનો કારોબાર ચલાવતી હતી, તેવી જ રીતે એ કારોબાર તેના હાથમાં જ હતો. પોતાની સ્ત્રીનો પોતે હક્ક ખુંચવી લે છે એવો વિચાર સુદ્ધાં રમેશના મનમાં આવ્યો નહિ. પતિના આવા વ્યવહારથી મનમાં ઘણો ક્રોધ ઉપજવા છતાં પુષ્પાએ બ્હારથી પોતાનો ક્રોધ દર્શાવ્યો નહિ. તેણે પતિને કેવળ એટલું જ પૂછ્યું કે, "ઘર સંસારની શી વ્યવસ્થા કરી જાઓ છો ?"

રમેશે ઉત્તરમાં કહ્યું:—"વ્યવસ્થા શી કરવાની હતી ? જેમ ચાલતું હતું તેમ ચાલશે."

"શું ચાલતું હતું અને શું ચાલશે ?"

"બાપાની હયાતીમાં જેમ ચાલતું હતું—" આટલું બોલી [illegible] અંતરના ઊંડાણમાંથી એક નિશ્વાસ મૂકયો. તેની બન્ને [illegible] આંસુ ભરાઈ આવ્યાં. આ વખતે પુષ્પાની આંખોમાં પણ [illegible] આવ્યાં, છતાં તે શ્વસુર કિંવા સ્વામી તરફની લાગણીનાં [illegible] નહોતાં. એ આંસુ, અભિમાનનાં હતાં. આંસુ છુપાવી પુષ્પાએ [illegible]:—"બ્હેન એકલાં બધું સંભાળી શકશે ?"

પોતે ગૃહિણી થાય તો દશ માણસનું કામકાજ કરી શકે એવો પુષ્પાના શબ્દોનો ભાવ હતો. આમ છતાં સંસારથી અલગ રહેતો રમેશ કાંઇ સમજી શકયો નહિ. તેણે કહ્યું:—"બાપા બ્હેનને બધું શીખવાડી સમજાવી ગયા છે. એ બધું કામકાજ સંભાળી શકશે."

પુષ્પા અભિમાનથી કાંઇ બોલી નહિ. પોતાના સંસારના કંટકનો નાશ પોતાનેજ કરવો પડશે એમ તેણે વિચાર્યું.

રમેશ વિચારવા લાગ્યો કે, ઘરમાં બે સ્ત્રીઓ એકલી છે. તેમની ખરખબર લેનાર કોઈ પુરૂષની ખાસ જરૂર છે. તેણે પુષ્પાને પૂછ્યું:—"ત્હારા મામાના પુત્ર સુરેશને અત્રે રાખીએ તો કેમ ?"

"કેમ તેની અહીં શી જરૂર છે ?"

"ઘરમાં એક પુરૂષ માણસની હાજરીની મ્હને જરૂર લાગે છે. સુરેશના સંસારમાં કોઈ નથી. તેને પોતાને હાથે રસોઇ બનાવી જમવું પડે છે. તે જો અહીં રહે તો તેની તથા આપણી બન્નેની સગવડ સચવાય તેમ છે."

પુષ્પા આ વાત સાંભળી પ્રસન્ન થઇ. ભાઇ આવશે એટલે પોતાનો પક્ષ બળવાન થશે એમ તેને લાગ્યું. આમ છતાં બ્હારથી સહજ પણ ઉત્સાહ દર્શાવ્યા સિવાય તેણે કહ્યું:—"મ્હેં પણ એવી કોઇ વ્યવસ્થા કરવાનું તમને પ્રથમથીજ કહ્યુ હતું; પરંતુ બ્હેન એ વાતમાં રાજી થશે ?"

"હા."

"ત્યારે પછી મ્હને પૂછવાની શી જરૂર છે ?"

આમ કહી પુષ્પા શય્યાવશ થઈ. સુરેશ પોતાને ઘેર રહી શકે એવી વ્યવસ્થા કરી રમેશ નોકરી ઉપર બ્હારગામ ચાલ્યો ગયો.

(૨)

સુરેશે આવતાંની સાથેજ મોજ—મજાહના એક મંડળની સ્થાપના કરી દીધી. સુરેશ ઘણો શોખીન હતો. હસવામાં અને ગાવા બજાવવામાં તેનો ઘણોખરો વખત પસાર થઇ જતો હતો. તેના પહેરવેષની ટાપટીપ હર કોઇને આકર્ષે એવી હતી. આમ છતાં તેનું મન સરળ હતું. બન્ને વિશાળ લોચનની દષ્ટિમાં સરળતાનો સુંદર સમાવેશ થયેલો હતો.

મોજ મજાહ તથા આનંદ વિનોદમાં સુરેશ વ્યસ્ત રહેતો હોવાથી રાત્રે તેનો આહાર ઠંડો થઇ જતો હતો; છતાં એ ઠંડો ખોરાક જમતી વખતે કિરણબાળાના કોમળ હાથનું તેને સ્મરણ થઇ આવતું હતું. એક પ્રકારના ન સમજી શકાય એવા આકર્ષણથી તેનું દિલ કિરણ તરફ ખેંચાવા લાગ્યું હતું.

એક વખતે સ્નાન કરી કિરણ રસોડામાં જતી હતી એવામાં સુરેશની તથા તેની નજર એક થઇ. કિરણનું માથું ખુલ્લું હતું. તેનો ફણિધર જેવો ચોટલો પીઠ ઉપર છુટો પડયો હતો. રૂપમાં મોહ હોય છે. કિરણનું રૂપ સૌંદર્ય શરાબની માફક નસો ઉપજાવે એવું હતું. સુરેશે એ શરાબનું પાન કર્યું. તે વચ્ચે ઉભેલો હોવાથી કિરણ આગળ વધી શકી નહિ તેમજ પાછળ પણ ફરી શકી નહિ. શરમથી નીચી

નજર કરી તે ધ્રુજતા અંગે ઉભી રહી. વિસ્મિત તથા સ્તંભિત બની ગએલો સુરેશ એ મોહિની મુર્તિનું ધ્યાન ધરતો ધરતો ચાલ્યો ગયો. તે દિવસે મંડળમાં તેના મુખ ઉપર હાસ્યની છટા વિકસી નહિ, તેનો સુર પણ બેસુરો બની ગયો.

સુરેશના એવા પરવશ ભાવનું દર્શન કર્યા પછી કિરણ ચંચળ બની ગઇ. જાણે કે કોઇ સ્થળેથી એકાએક વસંતના વાયુએ આવી સેંકડો પુષ્પોની કળીઓને ખીલવી. વીસ વર્ષની ઉમ્મરે કિરણ પ્રથમજ સમજી શકી કે તે યુવતી છે. વીસ વર્ષ સુધી જે હકીકત તેનાથી અજાણી હતી તે હકીકત એકાએક આજે જાણે કે વિજળીના તારની માફક તેના જાણવામાં આવી. દર્પણમાં દેખાતા બે નેત્રો આજે જાણે કે તેને કોઇ નવીજ વાત કહેવા લાગ્યાં! અધરની પાછળનું હાસ્ય આજ સુધી ક્યાં છુપાઇ રહ્યું હતું! એક પ્રકારની ગુપ્ત ઇચ્છાથી તોફાની બનેલા સાગરની માફક તેનું હૃદય ચંચળ બની ગયું. એ કોમળ વેદના તેને અસહ્ય લાગી! આજે તેના અંતરમાં ક્યા કેવો કોલાહલ! જાણે કે દુકાળથી પીડાતાં સેંકડો ભિક્ષુકો તેના હૃદયના બારણા પાસે આવી હાહાકાર કરવા લાગ્યાં!

કિરણ સ્થિર રહી શકી નહિ. શાક સુધારતાં આંગળી કપાવા લાગી! રસોઇ કરતી વખતે સુરેશ આવતો હોય એવા ભણકારા થવા લાગ્યા! રસોઇની અંદર કોઇ દિવસે મીઠું મરચું નાખવાનું ભૂલી જવા લાગી. એ બધું જોઇ પુષ્પા કહેવા લાગીઃ—"આવી રીતે હેરાન કરવા કરતાં પોતાનાથી થઇ શકતું નથી એમ સાફ કહી દીધું હોય તો કાંઇ હરકત છે?" આવો તિરસ્કાર થવા છતાં કિરણ પોતાની ભૂલો સુધારી શકતી નહોતી. ડગલે ને પગલે તેનાથી ભૂલ થઇ જતી હતી.

પુષ્પા જ્યારે કિરણનો તિરસ્કાર કરતી ત્યારે સુરેશને ઘણું દુઃખ થતું હતું; પરંતુ તે નિરૂપાય હતો!

ધીમે ધીમે કિરણનું શરીર લેવાઇ જવા લાગ્યું. એક દિવસે તેનાથી ઉઠી પણ શકાયું નહિ. એ દિવસે અગિયારસ હતી. પુષ્પાએ આવી ગર્જના કરતાં કહ્યુંઃ—"આજે તમને અગિયારસ છે, એટલે બીજાં બધાં ભૂખે મરે કે! ઘેર પરાયું માણસ રહે છે તેનું ભાન છે કે! તે પણ ભૂખ્યું રહેશે કે!"

પુષ્પાની ગર્જના સાંભળી ચમકીને કિરણ ઉઠી ઉભી થઇ; પરંતુ મુર્છા આવવાથી તે તત્કાળ જમીનદોસ્ત થઇ.

(૩)

ગંભીર રાત્રે રોગશય્યામાં સુઇ રહેલી કિરણ પાસે બેસી સુરેશ વિચારવા લાગ્યોઃ—"ઇશ્વરે આવી સોનાની મૂર્તિ બનાવીને તેને દુઃખના દરિયામાં કેમ હડસેલી મૂકી! અરેરે! જો તે મ્હારી થઇ હોત તો!" આમ વિચારતો સુરેશ ઉદાસ દ્દષ્ટિથી ખુલ્લી બારી તરફ જોઇ રહ્યો હતો. રાત્રિ ઘણી ગંભીર નિસ્તબ્ધ અને અંધકારમયી હતી. સઘળું સ્થિર હતું. ઝાડનાં પાંદડાં સુદ્ધાં હાલતાં નહોતાં. જડ તથા જીવ જગત જાણે કે ઉંઘી ગયું હતું; કેવળ ભાગ્ય દેવતા જાગતા હતા. તથા અસહ્ય લાલસા પિપાસાથી પીડાતો સુરેશ જાગતો હતો. તે વિચાર્યા કરતો હતો કે, "હે ભગવાન! આ બળવાખોર હૃદયને હું કેવી રીતે વશ કરૂં! પ્રભુ! તમે મ્હારૂં રક્ષણ કરો. મ્હારા અંતરમાં તમે લોભ ઉત્પન્ન ન કરશો. પુષ્પોની શોભા તે લતા ઉપર હોય છે ત્યાં સુધીજ છે. એને ચુંટી હૃદય ઉપર રાખવામાં આવે તો પણ તે સુકાઇ જાય છે. હું કેવળ દર્શન કરીનેજ નેત્રો સાર્થક કરીશ—મનમાં ને મનમાં મ્હાલીશ. ભગવાન! તમે એને બચાવો."

થોડા સમય પછી કિરણ હોશમાં આવી. ઉશિકા પાસે બેસી કોઇ પંખો હલાવતું હોય એમ તેને લાગ્યું. ધીમા અવાજે તેણે કહ્યુંઃ—"ભાભી!"

સુરેશે કહ્યુંઃ—"તેઓ ઉંઘી ગયાં છે. તમને શું જોઇએ છીએ તે કહો! હમણાં કેમ લાગે છે?"

સુરેશનો કંઠસ્વર સાંભળી કિરણનું શરીર એક વખત કંપી ઉઠ્યું. તે મુખમાંથી કાંઇ બોલી શકી નહિ. સુરેશે ફરીથી પુછ્યુંઃ—"હવે કેમ લાગે છે?"

કિરણે વિચાર્યું, જે સ્વેચ્છાથી આટલી સેવા કરે છે તેના પ્રશ્નનો ઉત્તર ન આપવામાં આવે તો એ ગેરવાજબી ગણાય. મૃદુ સ્વરે તેણે કહ્યુંઃ—"ઠીક છે. હવે પંખો નાખવાની જરૂર નથી. તમે જઇને સુઇ રહો. વિના કારણ શા માટે દુઃખ વેઠો છો!"

'દુઃખ!' સુરેશ મનમાં ને મનમાં કહેવા લાગ્યોઃ—"કિરણ! તું મ્હારૂં સર્વસ્વ છે! તું મ્હારૂં લોહી, પ્રાણનો વાયુ, કંઠની ભાષા, નાકનો નિશ્વાસ તથા મુખનું હાસ્ય છે. તું મ્હારૂં અપાર દુઃખ, સંપૂર્ણ તૃપ્તિ, મ્હારા દેહમાં જીવન, જીવનમાં અમૃત તથા અમૃતમાં ઝેર છે. તું મ્હારી અનંત પિપાસા, પિપાસાનું જળ તથા જળમાં આગ છે; તું મ્હારા હૃદયની આશા, આશામાં કંટક, કંટકમાં કુસુમ તથા કુસુમમાં કીટ છે; તુંજ મ્હારૂં સર્વસ્વ છે! તું મ્હારી એકની એક વાસના, વાસનાની મરૂભૂમિ, મરૂભૂમિની મરીચિકા તથા મરીચિકાની ભ્રાન્તિ છે. તું મ્હારૂં સર્વસ્વ હોવા છતાં ત્હારી સેવા કરવાથી મ્હને દુઃખ થાય!" આવાં ઘણાં વચનો સુરેશની જીભ ઉપર આવવા છતાં તે મનને વશ કરી બોલ્યોઃ—"એમાં દુઃખ જેવું શું છે! મ્હારી ચિંતા રાખ્યા સિવાય તમે નિરાંતે ઉંઘો!"

"તમે સુઇ રહેવા જાઓ; નહિ તો મ્હને ઉંઘ નહિ આવે."

"ત્યારે ઉંઘવાની દવા પીઓ."

"ના, હવે હું દવા પીવાની નથી."

"કેમ, દવા નહિ પીવાનું કારણ?"

"મ્હને જીવન ઉપર માયા નથી."

"તમે ભૂલો છો. તમને આરામ થાય તેથી મ્હને લાભ છે. પુષ્પાની રસોઇ જમી જમીને મ્હને ઘણો કંટાળો છુટયો છે!"

કિરણ હસી તથા તે સાથે અંતરના ઉંડાણમાંથી તેણે એક નિશ્વાસ મૂક્યો. એ પ્રકાર સુરેશથી અજાણ્યો રહ્યો નહિ. તેણે વિચાર્યું પુષ્પા હમ્મેશાં તિરસ્કાર કરતી હોવાથી કિરણ પોતાના જીવ ઉપર કંટાળી ગઇ છે. તેણે સહાનુભૂતિસૂચક સ્વરે કહ્યુંઃ—"કિરણબા! રમેશચંદ્ર ઘેર આવશે એટલે તમને કોઇ કાંઇ કહી શકશે નહિ."

"ભાભી માટે ભાઇ પાસે હું ફરિયાદ કરૂં એવું તમને મ્હારૂં હૃદય તુચ્છ જણાય છે!! તમને પણ હું કરગરીને વિનવું છું કે, એ સંબંધી ભાઇને કાંઇ કહેશો નહિ. પંખો બંધ કરો. હવે હવાની જરૂર નથી. તમે શા માટે આટલું બધું દુઃખ વેઠો છો!" તમે સુઇ રહેવા જાઓ. વિના કારણ મ્હારે માટે દુઃખી થશો નહિ. વિધવા જીવતી રહે યા મરી જાય તેથી કોઇને કાંઇ નુકસાન નથી."

(આ વાર્તા આવતા અંકમાં પૂર્ણ થશે.)

## મ્હાનો પ્યાલો.

લખનારઃ—શ્રી. ભરત ફકીર.

ડાયરો જામ્યો હતો. ચ્હા અને કૉફીના પ્યાલા ઉડી રહ્યા હતા. મેં બાજુમાં બેઠેલા નથુશંકરને કહ્યું:—"આ મારો ચોથો કપ થયો."

"ગભરા નહિ બેટા! મારો અગ્યારમો છે!"

"શું આપણો જન્મારો પીવામાંજ જશે?" મેં પૂછ્યું.

"દીકરા, મનુષ્ય જાત સરજાઈ ત્યારથી પીતી જ આવી છે! વેદના વારામાં સોમરસ પીવાતો. મધ્યકાળમાં ભાંગ અને કસુંબા આવ્યા! અને આ વીસમી સદીમાં ચ્હા, કૉફી અને મદીરાના પ્રતાપ છે!"

"પણ ચ્હાના આટલા બધા પ્રતાપથી દેશની પાયમાલી થતી હોય એમ તમને નથી લાગતું?"

"નહિ, કલેજા!" નથુ કાકાએ લાડથી કહ્યું. "જે વસ્તુને આપણે ખરેખરા ધિક્કારતા હોઈએ તેને તો આપણે અડી શકીએ જ નહિ. હું તો ચ્હાને ચાહું છું, તેનું નામ જ ચ્હા—એટલે વ્હાલ! ચ્હા તો આ દુનિયાનું અમૃત છે! ચ્હા ન હોત તો લાખ્ખો અને કરોડો હિન્દીઓનાં ઘર રહવારના પહોરમાં સૂનાં પડેલાં તું કલ્પી શકતો નથી? ચ્હા ન હોત તો થાકેલા જીવને આરામ કોણ આપી શકત? ચ્હા ન હોત તો મિત્રની લાગણીનું તોલ કેમ થઈ શકત? ચ્હા નહિ હોત તો પ્રિયાના હાથની મીઠાશની કેમ ખબર પડત? અરે ચ્હાના ઉપર તો ધન્વંતરીનો પણ આશિર્વાદ છે!"

"શું—શું—શું?" ડાયરામાંથી બે ચાર જણ બોલી ઉઠ્યાઃ "નથુ કાકા, એ નવી તોપ શું મારો છો?"

"નહિ, બચ્ચાઓ! વાત સાચી છે. ચ્હાની ઉત્પત્તિના મૂળ ઇતિહાસની તમને કોઈને ખબર નથી. મને છે. જ્યારે દેવ અને દાનવોએ સમુદ્ર મંથન કર્યું, ત્યારે ચઉદ રત્નો નીકળેલાં તેમાં હળાહળ ઝેર પણ નીકળેલું—જે મહાદેવ પી ગયા અને નીલકંઠ કહેવાયા, તમને યાદ હોય કે ન હોય—એ ચઉદ રત્નોમાં ધન્વંતરી અમૃતનો કુંભ લઈને પણ નીકળેલા!"

"વાહ! વાહ!! "નથુ કાકા." ડાયરો બોલી ઉઠ્યો.

નથુ કાકાએ આગળ ચલાવ્યું:—"હિન્દની દક્ષિણે લંકા અને હિન્દ વચ્ચે હનુમાને સડક બાંધેલી હોવાથી ત્યાં જગ્યા નહિ મળતાં સમુદ્રનું મંથન હિંદી મહાસાગરમાં દૂર—જ્યાં અત્યારે ચીનની ભૂમિ આવેલી છે, ત્યાં આગળ થયેલું! ધન્વંતરી વૈદરાજ એ અમૃતનો ઘડો લઈ આકાશમાં ઉડતા હતા. ત્યાં અમૃતનાં થોડાં ટીપાં પેલા ઘડામાંથી ચીનની ભૂમી ઉપર પડ્યાં! તરતજ ચાર પાંચ છોડ ઝાડ જેવા ત્યાં ઉગી નીકળ્યા, અને વૈદરાજને કાલાવાલા કરી કહેવા લાગ્યા. "ઓ મહારાજ! તમે અમને મ્લેચ્છ ભૂમિમાં નાખ્યા. અમારો ઉદ્ધાર ક્યારે થશે?"

આ વખતે વૈદરાજે આશિર્વાદ આપ્યો કે, બેટા, વીસમી સદીમાં તારો રસ સોમરસનું સ્થાન લેશે. સોમરસ તો એકલા બ્રાહ્મણોજ પી શકે છે, પણ તારું સન્માન તો જગત્ આખું કરશે. વીસમી સદીમાં મ્લેચ્છ અને આર્ય ભૂમિમાં રાત દિવસ તારું પૂજન થશે. ચ્હા—પ્રેમ એવું તારું નામ રહેશે! અને આબાલ વૃદ્ધ સઘળા તને પ્રેમથી ગ્રહણ કરશે. વિપ્રો દાતણ કર્યા પહેલાં, અને સંધ્યા કર્યા પહેલાં તારું પૂજન કરી દિનચર્યા આરંભશે. જો દિકરાઓ: આનું નામ તે ચ્હા!"

"વાહ, નથુ કાકા!" કહી નથુ કાકાની આ અદ્દભુત કથા સાંભળી ડાયરો ઘડીભર અજાયબીમાં અવાચક થઈ ગયો.

---

## કોણ ચાલાક?

એક દિવસ બે મિત્રો ગામ બહાર નદી કીનારે ફરવા ગયા. સાથે નાસ્તો લીધો હતો. બન્ને એક ઝાડ તળે જમવા બેઠા. એક મિત્રે બીજાને પૂછ્યું:—"કેમ ભાઈ, તમારા પિતાશ્રી કેવી રીતે ગુજરી ગયા?"

બીજાએ અથથી ઇતિ સુધી વાત કરતાં કહ્યું કે, "પ્રથમ તાવ આવ્યો, ઉધરસ થઈ, ઘણા ઘણા વૈદો-ડૉકટરોની દવા કરી, હવાપાણી ફેર કર્યાં પણ સારૂં ન થયું. અંતે બિચારા રીબાઈ દુઃખી થઈ થઈને મરણને શરણ થયા." આ બધું વર્ણન તેણે લંબાવીને કર્યું. જે વખતમાં પેલાએ ખાવાનું કામ ઝડપથી શરૂ કર્યું અને બધો નાસ્તો ખલાસ કરી દીધો. પછી બીજાએ પહેલાને તેના બાપના મરણનું કારણ પૂછ્યું. તેણે ટુંકમાંજ જવાબ આપ્યો:—"પીંપળેથી પડ્યા ને ટપ મરી ગયા!" કહો કોણ ચાલાક? સુમન્ત.

---



---

આ પત્ર જાદવજી પીતાંબર ઠક્કરે મુંબઈ નં. ૯૩ ચીંચપોકલી ચરેલ રોડપર લેડી નોર્થકોટ હિન્દુ ઑર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં છાપ્યું છે અને તંત્રી જયશંકર ભોઈદાસ દ્વિવેદીએ મુંબઈ નં. ૪ ગીરગામ ખટાવ બીલ્ડીંગમાંથી પ્રસિદ્ધ કર્યું છે.

## અગત્યની સૂચના.

ઉપરા ઉપરી અનેક કાયમના તથા છુટક ગ્રાહકોની પાછલા અંકોની માગણીને માન આપી અમે 'મોજ-મજાહ' ના પાછલા અંકો ફરી છપાવી તૈયાર કર્યા છે; પાછલા છુટક અંકો બીજી વખત છાપવા હોવાથી બબ્બે આનાની કિંમતથી છુટક મળી શકશે.

નમુનાના અંક માટે અઢી આનાની ટીકીટ બીડવી.

નવીન ગ્રાહકોએ વગર વિલંબે નીચેને શિરનામે લ રૂ. ચાર ભરી પાછલા અંકો અને ભેટ મેળવવાનો લાભ લે. બ્હારગામના ગ્રાહકોએ ભેટના પોષ્ટેજના ૦-૪-૦ મળી રૂ. ૪-૪-૦ મનીઑર્ડર મોકલી આપવો. હિંદુસ્તાન બહારના ગ્રાહકો સાત શિલિંગ ૭ પેન્સ મોકલવા.

### જલદી ગ્રાહક થાઓ! ભેટના પુસ્તકની નકલો સિલ્લકે છે.

### આશકની આત્મકથા

નામની સચિત્ર દલદાર નવલકથા ભેટ આપવાનું નક્કી કર્યું છે. આ પુસ્તકની નકલો ઘણીજ થોડી છે. માટે વહેલો તે ખલાસ થયે અમો આપવાને બંધાતા નથી.

મોજ-મજાહ કાર્યાલય
ગીરગામ ચર્ચ સામે ખટાવ બીલ્ડીંગ મુંબઈ નં. ૪

# મોજ-મજાહ

રવિવાર તારીખ ૧૭ મી ઑગસ્ટ સને ૧૯૨૪.

## કાવ્ય-સમર્પણ.

લખનાર રા:—ઉલણ
પ્રમુખ-ઉલણ મંડળ.



(ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાહ.)

સૃજન જૂનું શ્રુતિદોહન શું મમ કાવ્ય આ,
દોને કઠ સમર્પણ ચિત્ત ચિંતાય હો;
લાયકને લાયક વસ્તુ અર્પણ થતી,
પણ મુજ સમ લાયક નવ કો' દેખાય હો.
મ્હારું કાવ્ય સમર્પણ આ સુજને હજો.

ડોલન છે અમ કાવ્ય મહીં એવાં ભર્યાં,
જેવાં સાગર મોજાં આવે જાય હો;
ત્યમ વાદી વાંસળીએ નાગો ડોલતા—
અમે ડોલિયે; બીજા ઝોલાં ખાય હો.
મ્હારું કાવ્ય સમર્પણ આ સુજને હજો.

બંધન તોડી સ્વચ્છંદ બને તે સાંભળે,
ભ્રમર તણા ગુંજનના ભેદી ભાવ હો;
એટલણું બંધન તજી કલિ કલિ ગુંજતાં,
સહચારણના લઇ લાખેણા લ્હાવ હો.
મ્હારું કાવ્ય સમર્પણ આ

रसात्मकम् वाक्यम् काव्यमूની સાક્ષીએ,
અમ મુખ અક્ષર કાવ્ય, ભણું એ વેદ હો;
રસિયા છે અમ વિણ પાકયા કો' વિશ્વમાં.
કે જે જાણે રસજ્ઞતાના ભેદ હો.
મ્હારું કાવ્ય સમર્પણ આ સુજને હજો.

વાદી કોઈ બને, પ્રતિવાદી તો અમે,
વાદી, જો પ્રતિવાદી કોઈ થાય હો;
ન્યાયાધીશ તણી ખુરશી પર તો અમે,
એક વખત બેસીશું, કરશું ન્યાય હો.
મ્હારું કાવ્ય સમર્પણ આ સુજને હજો.

મધુરા શબ્દોથી માધુર્ય ઠુંસી ભર્યું,
અર્થ ભલે પછી થાયે કે નવ થાય હો;
તાણી તોડી એ તો મેળવી લીજીએ,
એજ છે ઉત્તમ કાવ્ય, જે ના સમજાય હો.
મ્હારું કાવ્ય સમર્પણ આ સુજને હજો.

અભિમાને, હુંપદથી છે શબ્દો ભર્યા,
એમ કહીને જોજો દેતા દોષ હો;
अहं ब्रह्मास्मि મંત્ર જીવ શીવ એક છે,
ઇશ્કે હકીકી સમજી ત્યજો રોષ હો.
મ્હારું કાવ્ય સમર્પણ આ સુજને હજો.

---

## મસ્તી.

છોડોને છોડો હાથ, રસીયા! બંગડી નંદાશે!
બંગડી નંદાશે, મ્હારો હાથ, મચકાશે.
છોડોને છોડો—

આવડું તે શું જોર ત્હમોને,
લાજે નહિ શું અડતાં અમને;
હટો; હટોને દૂર, રસીયા! બંગડી નંદાશે.
બંગડી—

હાથ મ્હારો આ મચકાશે,
હટો, અહોનાં સુખન આશે.
બનો ન આવા કૂર, રસીયા! બંગડી નંદાશે.
બંગડી નંદાશે,
મ્હારો હાથ સોજાશે.




(ગતાંકથી સંપૂર્ણ.)

લખનારઃ—રા. દેવીકાન્ત.

(૪)

"એથી મ્હને કેટલું નુકસાન છે એ કેવળ હું જ જાણું છું." સુરેશ વિશેષ કાંઇ બોલ્યો નહિ. તે ધીમેથી ઉઠી ચાલ્યો ગયો. કિરણ ચુપકીદીથી રડવા લાગી.

આરામ થતાંની સાથે કિરણના સર્વાંગમાંથી રૂપ જાણે કે ઉછાળા મારવા લાગ્યું. પૂર આવતાં નદીનું જળ બન્ને કિનારાની ટોચ સુધી ભરાઈ જાય છે, પોતાના ઉચ્છવાસથી પોતે થન થન નૃત્ય કરે છે તેવી રીતે નૂતન લાવણ્યના પૂરથી સરસ સૌંદર્યના ભારથી કિરણ જાણે કે વિશેષ ચંચળ બની ગઈ. પરંતુ મૃતદેહમાં એટલા બધા આભરણની શી જરૂર હતી? કિરણ મૃત હતી. વિધવાને રૂપની શી જરૂર હતી?

આયનામાં પોતાનું પ્રતિબિંબ જોઈ કિરણ વિચારતી હતી કે, "અરેરે! મન બળે છે, પરંતુ આ અભાગી મુખ કેમ બળતું નથી! વિધાતાએ આ સુંદર નેત્રો કેવળ રૂદન કરવાનેજ આપ્યાં છે? આવી વિપરિત દશા ક્યાંથી? ભૂખ હોવા છતાં ખોરાક નથી, તરસ લાગેલી હોવા છતાં પાણી નથી, કામના છતાં કામ્ય નથી, પ્રેમ છતાં પ્રીતિભોજન નથી. આ કેવું રહસ્ય!

ઘણા કાળ પછી રસોડામાં પ્રવેશ કરતાં કિરણને એમ લાગ્યું કે, બીજાંઓનો બોજો ઉપાડવા માટે તેનું જીવન સરજાયલું છે. સુવર્ણના સંસારમાં—ભોગના ભંડારમાં રહેતી હોવા છતાં તે ઉપવાસી હતી. તેનું ક્ષુધાતુર હૃદય તથા તૃષાર્ત પ્રાણની પરિતૃપ્તિ માટે ચોખાનો એક દાણો અથવા એક બિંદુ જળ નથી! કેવું કઠોર દુઃખ! તેનું જીવન, યૌવન, રૂપ—સઘળું વિફળ છે! વિધાતાએ અતુલ ઐશ્વર્યની અધિકારિણી કરવા છતાં તેને ભિખારિણી રાખી છે! કેવો નિષ્ઠુર પરિહાસ! સંસારના બાજારમાં ધંધો ચાલૂ કરતાં પહેલાં જ વિધાતાએ તેને નાદાર ઠરાવી હતી. અરેરે! જીવનની ઉષા ક્યારે આવી એ પણ તે જાણી શકી નહિ. આંખો ખોલતાંની સાથે જ તે સંધ્યાનું દર્શન કરી શકી. મૃત્યુ થયા સિવાય તેનો પુનર્જન્મ થયો. ઘણા કાળથી ચાલી ચાલીને તે મંદિરનાં દ્વાર પાસે ઉપસ્થિત થઇ તો દેવતાજ ગૂમ થઇ ગયા! તેની પૂજાનો અર્ધ્ય, અર્ચનાનો ઉપહાર—સઘળું વૃથા થયું! આહુતિ માટે સળગાવવામાં આવેલો હોમનો અગ્નિ ચિતાના રૂપમાં બદલાઇ ગયો! ક્યાં પાપોને પરિણામે ભાગ્યદેવતાએ તેના ઉપર આવો કોપ કર્યો! સંસાર કઠિન છે! તરુણ જીવનમાં ખીલતા હૃદય, આશા તથા આકાંક્ષાઓનો ત્યાગ કરવાનું કામ ઘણું કઠિન છે તથા પ્રેમનો ભંડાર ભરેલો હોવા છતાં ભુખ્યા મહેમાનને ભુખ્યો તરસ્યો પાછો કાઢવાનું કામ વિશેષ કઠિન છે.

સુરેશ પોતાને ચ્હાય છે એમ કિરણ સમજી શકી હતી. તે સાથે એમ પણ સમજી શકી હતી કે, એ સ્નેહ સીમાહીન અતલસ્પર્શી તથા સ્વર્ગીય માધુર્યથી મંડિત છે. એ સ્નેહમાં સ્વાર્થનો અંશ પણ નથી.. એ સમજવા માટે તીક્ષ્ણ બુદ્ધિની કે બીજાં પ્રમાણોની જરૂર પડતી નથી. એ સ્વતઃસિદ્ધ હોય તેની મૌન ભાષા પશુ પક્ષીઓ સુદ્ધાં સમજે છે. કિરણ એ સમજી હતી તથા વિશેષમાં તેની એવી ખાત્રી થઇ હતી કે, પોતાનું અહિત નહિ કરવાના હેતુથી સુરેશ તેના પોતાના હૃદયની સાથે કઠોર યુદ્ધ કરે છે!

વિચારતાં વિચારતાં કિરણની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં.

પુષ્પાએ પાછું પોતાનું અસલ સ્વરૂપ ધારણ કર્યું. કિરણ તરફનો તેનો તિરસ્કાર દિવસે દિવસે વધતો જતો જોઇ સુરેશ પણ ઘણો દુઃખી થવા લાગ્યો; છતાં ખુલ્લી રીતે તે કિરણનો પક્ષ લઇ એક પણ શબ્દ ઉચ્ચારી શક્યો નહિ. કિરણ પોતાના મનમાં વિચારવા લાગી, પિતાની હયાતિમાં જે ભાભી કિરણને સંતુષ્ટ રાખવાનો પ્રયત્ન કરતી હતી એજ ભાભી હવે તેને જોઇ પણ શકતી નથી! કિરણે વિચાર્યું, "હે ઇશ્વર! તમે મ્હારી આવી દુર્દશા કેમ કરી? હું ક્યાં જાઉં તથા કોના આશ્રયમાં રહું? હવે હું સહન કરી શકતી નથી! હે પિતા! તમે ક્યાં છો? એક વખત આવીને જોઇ જાઓ કે, તમારા ગયા પછી મ્હારી સ્થિતિમાં કેવો ફેરફાર થયો છે! ઇશ્વરે સધવા અને વિધવાને એક હાથે નથી બનાવી કે? જો તેમ હોય તો વિધવાને ભૂખ તરસ શા માટે આપી? તેને આશા, ઈચ્છા, શર્મ, ભય શા માટે આપ્યાં? વિધવાના હૃદયમાં તેને પોતાને સળગવા માટે જ અગ્નિ આપ્યો છે કે? સંસારમાં કેટલી સધવાઓ ખાય છે, પહેરે છે તથા સંસારસુખ ભોગવે છે; એ બધા તરફ વિધવાએ નિર્જીવ ભાવથી જોઈ રહેવું કે? આનંદથી સહુનાં હૃદય ભરપૂર છે, કેવળ મ્હારો પ્રાણ શૂન્ય છે! સંસારમાં હું એકલી તણાઉં છું, સંસારમાં મ્હને જોનાર કોઇ નથી, મ્હારી વાત સાંભળનાર માણસ નથી! જો કોઈ મ્હારે દુઃખે દુઃખી થઇ મ્હારા તરફ જુએ તો તેમાં પાપ છે. હું જો કોઇના ઉપર પ્રેમ કરું તો આલોકમાં કલંક અને પર લોકમાં નરક છે. સંસારમાં સહુ મ્હારા ઉપર વિરક્ત છે—સુરેશ એકલા વિરક્ત નથી. એમને ચ્હાયા સિવાય રહી શકાય કે? અરેરે! મ્હારે માટે એમને કેટલું બધું દુઃખ થાય છે!

આખો દિવસ ચુપકીદીથી રડવામાં પસાર થઇ ગયો. રાત પડી. ધીમે ધીમે આખું ગામ ચૂપ થઈ ગયું. હજી સુધી સુરેશ ઘેર આવ્યો ન હોતો. પુષ્પાએ તે દિવસે કિરણનો તિરસ્કાર કરેલો હોવાથી સુરેશ ખાધા વિના ચાલ્યો ગયો હતો.

થોડા સમય પછી દૂરથી સુરેશનો કરુણ કંઠસ્વર કિરણના સાંભળવામાં આવ્યો. સુરેશ ગાતો હતો કેઃ—

"પ્રિયા! શીદ આંસુડાં ઢાળે?*
ઝીલી લઉં હું પ્રીતિ—થાળે?
ઉકળતા મુજ હૃદયને શું
શીતળ કરવા સિંચે છે તું?

* રા. ખબરદાર આ રેખતા ગઝલ હમીર કલ્યાણમાં પણ ગવાય છે.

નયન તુજ આ નીચે જોતાં
ધરાને જાય છે ધોતાં;
ધરા તુજને શું ઉત્તર દે,
પડેલી કેમ તે કર દે?
ઉછળતું શોક-પૂર આવ્યું,
ઉરે અટક્યું ન અટકાવ્યું,
વહે શું ચક્ષુ દ્વારા તે?
પ્રિયા! શું પ્રીતિધારા એ?
ઝળકતી ચક્ષુ આ ત્હારી
શું ભરતી જાય એ વારિ!
અને શાં ખેરવે બિંદુ,
રડે જ્યમ ઝાકળે ઇંદુ!
સુઅશ્વિન પૂર્ણિમા રાતે
પડે છે મેઘ ધારા જે,
સમુદ્રે સીપ ઝીલી તે
ઉરે મોતી કરે પ્રીતે.
પ્રિયા! ત્યમ અશ્રુધારા જે
પડે તુજ આંખથી આ તે
ઝીલી લઇ હું હૃદય સંચું
પ્રીતિ મોતી કરૂં ઊંચું!
ગમે ત્યારે, પ્રિયા! ગોતી
હૃદયથી ક્હાડ એ મોતી!
સદા તે પ્હેરજે કાને,
હૃદયની વાત સુણવાને!
પૂરૂં પ્રીતિ-સ્વપ્ન છે મધુરૂં,
બીજું જગમાં દિસે અધુરૂં!
નિરંતર આ હૃદય મ્હારૂં
ધરાય ન જોઈ તે પ્યારૂં.
મધુર એ સ્વપ્નના સંગે,
ધરી બહુ આશ તો અંગે,
દીપે મોતી જ એ એવું,
જડે બીજું નહીં જેવું!
પ્રિયા! એ સ્વપ્નના રૂડા
મધુર કંઇ રાગ છે ઊંડા,
સહુ તે મોતી એ તુજને
સુણવશે ત્યાં રહી કરણે!
પ્રભાતે હવ મુખે ધારી
દીપે ગુલાબ બહુ પ્યારી!
મનોહર ને મધુર રમણી
સુહાવે કાંતિ તેહ તણી;—"

કિરણ એ પ્રેમસંગીત સાંભળી મનમાં ને મનમાં મધુરી વેદના અનુભવવા લાગી. એ સંગીત સાંભળવામાં તે વિશેષ તન્મય બની ગઇ. ગીત આગળ વધ્યું:—

ગુલાબી ગાલ પર ત્હારા;
પડે ત્યમ આંસુની ધારા;
પ્રિયા! ગુલાબના જેવી
ખીલી તું આ રહી કેવી!
પ્રિયા પ્રીતિ દીધી તેં તો,
પ્રિયા પ્રીતિ લીધી મેં તો,—
દીધી લીધી, લીધી દીધી!
પ્રીત—ગ્રંથિ સુદ્રઢ કીધી!
પ્રીતિ છે મેઘની વૃષ્ટિ,
પ્રીતિ છે દેવની દૃષ્ટિ
પ્રીતિ જગનું જ જીવન છે,
પ્રીતિ પરમાત્માનું તન છે!"

"પરંતુ મ્હારા જેવી અભાગિનીના ભાગ્યમાં તેમાંનું કાંઇ નથી!" કિરણથી બોલી જવાયું. ગીતની છેલ્લી લીટીઓ સાંભળી તેનું હૃદય જોરથી ધબકવા લાગ્યું:—

"હૃદય ઉછળે હવે મ્હારૂં,
અને ક્યાં તુજ છે ન્યારૂં?!
મરાવે કયમ ન ઉછાળા,
પ્રિયા! તું જ પ્રીતિની માળા!"

કિરણ સુરેશના ભોજનનો થાળ લઇ તેના ખંડમાં ગઇ. એ વખતે સુરેશે સુરાપાન કરેલું હોઇ તેની પ્રકૃતિ કાંઇક અંશે ચંચળ બની ગયેલી હતી. કિરણને જોઇ આવેશમાં આવી જઇ તેણે કહ્યું:—"કિરણ! તું અહીં શા માટે આવી છે? જલ્દી અહીંથી ચાલી જા. મ્હારા જેવો ત્હારો બીજો કોઇ ભયંકર શત્રુ નથી!"

"હું જાઉં છું; તમે આખો દિવસ ભુખ્યા રહ્યા છો. હું ખાવાનું લઇ આવી છું, તે ખાઓ."

પોતાની વ્યાકુળતા સુરેશ જાણી શકે નહિ એ માટે કિરણ ત્યાંથી ચાલી જવા લાગી. સુરેશે કહ્યું:—"તું જાય છે? ઉભી રહે. મ્હને એક વાતનો ઉત્તર આપતી જા. તું મ્હારો તિરસ્કાર કરે છે કે?"

કિરણ એ વખતે આત્મસંવરણ કરતી હતી. તેણે કહ્યું:—"તમે મ્હારી એક વાત માનશો કે?"

"જરૂર માનીશ; પરંતુ મ્હારા જેવા વ્યસની માણસ ઉપર તને વિશ્વાસ છે?"

કિરણ ચુપ રહી. થોડા વખત પછી તેણે કહ્યું:—"તમે આ ઝેર પીવાનું બંધ કરો."

"ઝેર શા માટે પીઉં છું તે તું જાણે છે?"

"ના."

"માણસ મરવા માટે ઝેર ખાય છે. મ્હારે માટે જીવન અને મરણ સમાન છે. વળી ઝેરથી ઝેરનો નાશ થાય તો એ પણ સારું છે."

"ગમે તેમ હો. તમે હવેથી આ ઝેર પીશો નહિ."

"તું જ્યારે હુકમ કરે છે ત્યારે હવેથી નહિ પીઉં. કિરણ! હું કાંઈ જાણી જોઈને આ ઝેર પીતો નથી. પહેલાં નશો કરનાર માણસને હું ધિક્કારતો હતો. શરાબને હું સ્પર્શ સુદ્ધાં કરતો નહોતો. પૈસા ખરચી માણસો ઝેર શા માટે પીએ છે તે હું પહેલાં સમજી શકતો નહોતો. હવે મ્હને એમ લાગે છે કે, ઝેર પીવાની પણ કોઈ કોઈ વખતે માણસને જરૂર પડે છે! કિરણ! વિશેષ વિદ્યાભ્યાસ નહિ કરેલો હોવા છતાં મ્હારૂં ચરિત્ર ખરાબ નહોતું. મ્હારી રીતભાત તથા વ્યવહાર જોઈ તપાસી એક ગૃહસ્થે પ્રેમથી મ્હને પોતાનો જમાઇ કર્યો હતો; પરંતુ એ ગૃહસ્થની કન્યાના ગુણોથી (!) હું છેતરાયો. પુરુષો પોતાની સ્ત્રીને ચ્હાય છે એ વાત સાંભળી હું હસતો હતો. ઘરસંસાર માંડ્યા છતાં સ્નેહ, પ્રેમ, ઇશ્ક કે અનુરાગ નહિ મળવાથી એ વાતને હું ખોટી જ સમજતો હતો. સ્ત્રી મ્હને જમ જેવી લાગતી હતી તથા ઘર નરક જેવું ભાસતું હતું. જીવનથી કંટાળી જઇ હું ગાવા બજાવવામાં, હરવા ફરવામાં, નાટક સિનેમા જોવામાં મ્હારો વખત પસાર કરતો હતો. સ્ત્રી પાસે આવતી ત્યારે મ્હારૂં આખું શરીર સળગી ઉઠતું હતું. તેનું મૃત્યુ થયું એટલે હું ખધી જ જાળમાંથી મુક્ત થઇ ગયો. ત્યાર પછી કોઇ કુક્ષણે મ્હેં આ ઘરમાં પગ મૂક્યો! અહીં આવ્યા પછી બધું ઉલટી ગયું. હવે સમજી શક્યો છું કે, પ્રેમ એ હસવામાં ઉડાવી દેવાની વાત નથી. જગતમાં ખરો પ્રેમ છે. એ આકાશનું ફૂલ નહિ પણ આ પૃથ્વીની વસ્તુ છે! કોઇ ભાગ્યશાળીજ તેને પ્રાપ્ત કરી શકે છે. એ પ્રેમના પ્રવાહમાં તણાનાર કોઇ ડૂબી જવા છતાં કિનારે પહોંચી શકતું નથી, તથા કોઇ તેને કિનારે પહોંચી આ મૃત્યુલોકમાં દેવલોકનું અથવા જહાંનમાં જન્નતનું સ્વર્ગીય સુખ અનુભવે છે. ખરો પ્રેમ જગતમાં છે, પ્રેમની પ્રતિમા પણ છે. એ પ્રતિમાને જોવામાં સુખ છે, તે નજીક આવતાં દૈવી આનંદ થાય છે, તેની સાથે વાત કરતાં હૃદયના તાર નાચી ઉઠે છે; પરંતુ તેને સ્પર્શ કરી શકાતો નથી."

કિરણ દ્વારને અઢેલી ઉભી રહી હતી. તેનાં નમણાં નયનોમાંથી અશ્રુધારાની વૃષ્ટિ થતી હતી. સુરેશે કહ્યું:—"કિરણ! તું જા. હવેથી હું શરાબને સ્પર્શ પણ નહિ કરૂં. જતાં પહેલાં તું મ્હારો તિરસ્કાર કરે છે કે કેમ એ પ્રશ્નનો ઉત્તર આપી જા."

કિરણ આ વખતે પણ ઉત્તર આપી શકી નહિ. તેણે મસ્તક હલાવી નકારમાં ઉત્તર આપ્યો. પછી તે ત્યાંથી ઝડપથી ચાલી ગઇ.

(૫)

રમણીના કંઠમાંથી જે ઝેર નીકળે છે તે ઝેર નીલકંઠના કંઠમાં પણ હોતું નથી. પુષ્પાનો તિરસ્કાર કિરણ માટે અસહ્ય થઈ પડ્યો.

ઘરસંસારમાં એક નવી દાસી આવેલી હોય તે હંમેશાં ચોખા દાળની ચોરી કરતી હતી. એવામાં ચોરીનો માલ વેચવા જતાં એક દિવસે તે પકડાઇ. પુષ્પાએ કહ્યું:—"બ્હેન પાસે કુંચીઓ હોવા છતાં ચોરી કેવી રીતે થઇ! એકબીજાના સલાહસંપ સિવાય દાસી એકલી કેવી રીતે ચોરી કરી શકે? અમે કાંઇ ઘાસ ખાતાં નથી કે એટલુંય ન સમજીએ!"

કિરણે પોતાના ઉપર મૂકવામાં આવેલા આ ખોટા કલંકના ઉત્તરમાં કાંઈ કહ્યું નહિ. તેણે આત્મહત્યાથી મૃત્યુવશ થવાનો જ સંકલ્પ કર્યો. મરતાં પહેલાં એક વખત સુરેશનું દર્શન કરવાની ઇચ્છા તેને થઇ આવી. પોતાને ચ્હાનારનું, પોતાના સુખ દુઃખના સુહૃદનું એક વખત દર્શન કરવા તે અધીર બની ગઇ. એ દર્શન કરવામાં જો કાંઇ પાપ હોય તો સર્વાંતર્યામી, સર્વહૃદયદર્શી, સર્વસાક્ષી ભગવાન્ એ પાપની ક્ષમા નહિ આપે કે? જેણે હૃદય રચ્યું છે, હૃદયમાં તૃષ્ણા આપી છે, કામ્ય પદાર્થ ઉત્પન્ન કરી હૃદયમાં કામના આપી છે, જે સર્વશક્તિમાન્ છે તે આ તુચ્છ રજકણના ક્ષણિક અપરાધની ક્ષમા નહિ આપે કે? કિરણ અગાસીમાં જઇ એકાંતમાં વિહ્વળ ચિત્તે રુદન કરવા લાગી. ચંદ્રકિરણો પ્રેમથી તેના મુખને ચુંબન કરવા લાગ્યાં. સાંત્વના આપવા માટે પવન તેના કાન પાસે આવી ઘણી વાતો કહેવા લાગ્યો; પરંતુ કિરણ શાન્ત થઇ નહિ. અધીર બની જઇ તે રડવા લાગી.

આકાશમાં નક્ષત્રો હસતાં હતાં, પૃથ્વી ઉપર પુષ્પો હસતાં હતાં. જળ સ્થળમાં તથા ગગન પવનમાં હાસ્યના ફુવારા ઉડતા હતા. આમ છતાં સુંદરતાની સજીવ પ્રતિમાનાં નેત્રોમાં આંસુ શા માટે? અરેરે! વિધાતા! તમે આ સોનાની પ્રતિમા શા માટે ઘડી હતી? પ્રેમના મંત્રથી કોઇએ એના પ્રાણની પ્રતિષ્ઠા કરી નહિ. પ્રેમપ્રીતિના પુષ્પચંદનથી તેની પૂજા થઇ નહિ, કોઇએ તેને સ્નેહની અંજલિ આપી નહિ.

નિષ્ઠુર સંસાર એને ચોર ઠેરવી વિદાય આપે છે. રુદન કરતાં કરતાં તે સ્વગત કહેવા લાગી:—"હાય શા માટે મ્હારો જન્મ થયો હતો. આ વ્યર્થ જીવનનો ભાર ખેંચવાથી શો લાભ થાય છે? કેવળ દુઃખ-તેમજ તૃષ્ણાનો વાસ છે એવી આ મરૂભૂમિમાં કયા સુખની આશાથી હું રહું? સુરેશનું જે દિવસથી દર્શન થયું છે તે દિવસથી હું શાન્તિ પણ ગૂમાવી બેઠી છું; આમ છતાં હું છેલ્લી વખતે તેમનું દર્શન કરી આ દુઃખમય સંસારમાંથી સદાને માટે વિદાય થઇશ. હાય, આટલું દુઃખ હોવા છતાં પ્રાણની મમતા દૂર થતી નથી. આ ચંદ્રનો પ્રકાશ, શીતળ વાયુ, પુષ્પોની સુગંધ, ગગનપટપર પ્રકાશેલા તારા—એ સહુનો ત્યાગ કરી જતાં જીવને કાંઇનું કાંઇ થઈ જાય છે! એમ સાંભળ્યું છે કે, યમપુરીમાં અથવા દોઝખમાં અંધકાર છે—ઉઃ, એ વાત યાદ આવતાં ભય ઉપજે છે."

ચંદ્રના ઝાંખા પ્રકાશમાં કોઇનો પડછાયો જોઈ ભયથી કિરણ કંપી ઉઠી. સુરેશે કહ્યું:—"કિરણ! બ્હીશ નહિ. આટલો બધો જુલમ તું કેવી રીતે સહન કરે છે એ હું સમજી શકતો નથી. આજે તું મ્હારી એક વાત સાંભળશ?"

કિરણ સુરેશના મુખ તરફ સુપકાદીથી જોઇ રહી. સુરેશ કહેવા લાગ્યો:—"કિરણ! ચાલ, આપણે બન્ને જણાં મુંબાઈ ચાલ્યાં જઇએ."

"ના—ના, બોલો શું કહે?"

"એ સંબંધીનો વિચાર પણ મ્હેં કર્યો છે. કિરણ! હું તને ચ્હાઉં છું. ત્હારું મન એ વાત જાણે છે, જો તું રાજી હોય તો શાસ્ત્ર તથા ધર્મમત પ્રમાણે હું ત્હારી સાથે લગ્ન કરવા તૈયાર છું. તને નિરા-

ધાર જોઇ મોહને વશ થઇ હું આમ કહું છું એમ તું સમજીશ નહિ. હું વિવાહ કરવા છતાં ત્હારી પાસે આવીશ નહિ, તને અડકીશ નહિ, કેવળ તારૂં રક્ષણ કરવાનો અધિકાર તું મ્હને આપ. બીજું કાંઈ મને જોઇતું નથી હું કેવળ ત્હારો રક્ષક થઇશ. તું જેથી સુખી થાય તે જ હું કરીશ. તને આ જુલ્મમાંથી બચાવવા માટે તું મ્હને આટલો અધિકાર આપ."

આમ કહી સુરેશ કિરણ પાસે ઘુંટણીએ બેસી પુનઃ કહેવા લાગ્યો:–"મ્હારૂં કહેવું માન. મ્હારા ઉપર વિશ્વાસ રાખ."

"આ શું કરો છો? ઠીક બેસો."

"પ્રથમ તું મ્હને ઉત્તર આપ."

"હું શો ઉત્તર આપું?"

સુરેશે મૃદુસ્વરે કહ્યું:—"હાલે હું ઘેર જઇશ. મ્હારી જે જમીન છે તેનો બંદોબસ્ત કરી હું અમુક રકમ લઇ આવીશ. જો તું મ્હારી સાથે આવવાને રાજી હોય તો પરમ દિવસે આ વખતે નદીના ઘાટ ઉપર મ્હને મળજે. હું મુંબાઇ જવાનો બધો બંદોબસ્ત કરી રાખીશ. ત્યાં ગયા પછી વિવાહ થશે. કેમ કબૂલ છે ને?"

કિરણે મસ્તક હલાવી હકારમાં ઉત્તર આપ્યો. સુરેશ ધીમે ધીમે ચાલ્યો ગયો. કિરણે નિશ્ચય કર્યો કે, યમ કિંવા સુરેશમાંથી કોઇને વર્યા સિવાય તેનો છુટકારો નથી.

( ૬ )

ત્રીજે દિવસે રાત્રે એક કલાક અગાઉથી કિરણ ઘરની બ્હાર નીકળી. આ ઘરમાં જ તેણે જીવનનો પ્રથમ પ્રકાશ જોયો છે—બાલ્યાવસ્થા ગ્રહણ કર્યો છે. આજે એ ઘરને—હમ્મેશાંના આશ્રયને તે છોડી જાય છે. કિરણનાં નેત્રોમાંથી સ્મૃતિની વેદનારૂપ અશ્રુજળ વરસવા લાગ્યું. વચ્ચે વચ્ચે તેને એવો વિચાર પણ થઇ આવતો હતો કે, "સુરેશ આવશે એટલે હું કહીશ કે, તમે ચાલ્યા જાઓ. હું યમને જ વરીશ. સકળ દુઃખના હરનાર, શાન્તિ દેનાર યમદેવતા પાસે જઇ હું તેમને પૂછીશ કે, ક્યાં પાપોને લીધે તમે મ્હારા ભાગ્યમાં આવી સજા લખી હતી? સંસારમાં મ્હને કેવળ બળવા માટે કેમ મોકલી હતી? મ્હને સ્ત્રી બનાવવા છતાં જેથી સ્ત્રીનું જીવન ધન્ય થાય એ પતિદેવતાની સેવાથી મ્હને વંચિત કેમ રાખી હતી? મ્હને ભોગની વાસના આપવા છતાં તૃપ્તિનો સુયોગ ન આપ્યો, રાણીના આસન ઉપર બેસાડવાં છતાં રાજ્ય ન આપ્યું, પૂજાની સામગ્રી આપવા છતાં દેવતા ન આપ્યા! આ કેવી વિડંબના? વળી મ્હારી લુબ્ધ દૃષ્ટિ આગળ લોભ ધરી એ વિડંબનામાં વધારો કેમ કર્યો? રગદોળાયલી, ચીમળાઇ ગયેલી લતા ઉપર પુષ્પો શા માટે ખીલવ્યાં? આશાશૂન્ય હૃદયમાં પુનઃ આકાંક્ષા કેમ ઉત્પન્ન કરી? તરસી પાસે અમૃતનો ઘડો કેમ ધર્યો? શાં માટે સુરેશ સાથે મ્હારો મેળાપ કરાવ્યો? આ કેવી કઠોર પરીક્ષા? હે દેવ! મ્હારી ઉમ્મર ઉછરતી છે, પ્રકૃતિ પ્રબળ છે, લાલસા ચંચળ છે, જ્ઞાન દુર્બળ છે અને મતિ અસ્થિર છે. ધર્માધર્મ તથા પાપપુણ્યનું શિક્ષણ મ્હને કોઇએ આપ્યું નથી. હે દેવ! કહો જોઇએ કે, મ્હારા આ વ્યર્થ વિધવા જીવનની સાર્થકતા શી તથા તેનું કર્તવ્ય શું? આ સંસારમાં મ્હારો આશ્રય ક્યાં છે? દેવ મ્હારા ઉપર દયા કરો." સ્વગત આમ કહી કિરણે આકાશ તરફ જોયું. આકાશ હસતો આવ્યો, બોલી દયાભાવથી પોતાના તરફ જોતું હોય એવો તેને ભાસ થયો. શોકસંતાપ તથા કષ્ટથી અધીર બની ગયેલી એ દુઃખિનીને શાન્તિ આપવા માટે ચંદ્ર જાણે કે પોતાનાં અત્યંત શીતળ કિરણો વર્ષાવવા લાગ્યો. દુઃખિનીના દુઃખથી ચંચળ બની ગયેલો પવન સ્નિગ્ધ સૌરભનો ઉપહાર આપવા લાગ્યો. કિરણનું તપી ગયેલું મસ્તિષ્ક શાન્ત થયું. કિરણ સંસારને ભૂલી, સુરેશને ભૂલી પોતાને ભૂલી એ સૌરભમાં જાણે કે ભાન ગૂમાવી બેઠી! આ વખતે પોતાની પાસે કોઇ ઉભું હોય એવો તેને અનુભવ થયો! એ વ્યક્તિનું મુખ જોયેલું હોવા છતાં યાદ આવતું નહોતું. ભૂલી જવાયલા ગીત જેવું, સ્વપ્નમાં જોયેલા દેવતા જેવું એ મુખ તેને લાગતું હતું. ઉજ્વળ દીપકોના પ્રકાશમાં, પુરોહિતની હાજરીમાં, સ્ત્રીઓના મંગળ ગીતધ્વનિમાં એ મુખ જાણે એમ કહેતું હતું કે, "હું ત્હારો છું—જીવનં મરણમાં હું ત્હારો છું!" ચંદ્ર તારાથી પ્રકાશી રહેલા આકાશ તરફ જોઇ કિરણનું શૂન્ય હૃદય જાણે કે હાહાકાર કરી ઉઠ્યું, "હાય, આજે એ ક્યાં છે!"

વ્યાકુળ બની જઇ કિરણ બોલી ઉઠી:–"પ્રભુ! જીવનસર્વસ્વ! તમે ક્યાં છો? તમે કહેતા હતા કે, 'જીવન મરણમાં હું ત્હારો છું.' પરંતુ હાય, આજે તમે ક્યાં છો? હું તમને ભુલી ગઇ હતી તેથી રીસ ચઢાવીને તમે છુપાઇ ગયા છો કે? તમારા આશ્રયનો ત્યાગ કર્યો છે તેથી તમે કોપે ભરાયા છો કે? આજે હું સંકટમાં છું. તમે મ્હને જ્યાં લઇ જશો ત્યાં હું આવીશ. તમે મ્હારા આલોક તથા પરલોકના દેવતા છો. ક્ષણ કાળ માટે દર્શન દઇ છુપાઇ ગયા હતા તેથી એકદમ હું ઓળખી શકી નથી. દેવતા! હું દુઃખિની છું. હું અજ્ઞાની હોવાથી જ અમૃતસિંધુનો ત્યાગ કરી અંધકૂપમાં ડૂબી મરતી હતી!"

કિરણ અધીર બની જઇ રડવા લાગી. રડતાં રડતાં તે કહેવા લાગી:–"હવે એક ક્ષણ માટે પણ હું તમને નહિ ભૂલું. હું હમ્મેશાં તમારૂં જ ધ્યાન ધરીશ. હમ્મેશાં અશ્રુજળથી તમારી જ પૂજા કરીશ. શ્વસુરગૃહ એ જ મ્હારૂં પરમ તીર્થ સમજી હું ત્યાં જઇને રહીશ. એ તીર્થની રજ નિત્ય હું મસ્તકે ચઢાવીશ. તમે જ મ્હારો આશ્રય છો. જીવન મરણમાં તમે જ મ્હારૂં પરમ અવલંબન છો! આવો પ્રભુ! મ્હારા હૃદયમંદિરને ખાલી ન રાખશો." સમાપ્ત.

---

"ઉસ્તાદજી! મારો અવાજ કેવો છે?" પોતાના અવાજના મધુરપણા માટે અભિમાન રાખતા એક અભિમાની ગૃહસ્થે એક પ્રખ્યાત ગવૈયાને પૂછ્યું.

ગવૈયાએ બિલકુલ જવાબ આપ્યો નહિ.

"મારા અવાજનો કાંઈ ઉપયોગ થશે એમ તમને લાગે છે શું?"

ગવૈયાએ શાન્તિથી જવાબ આપ્યો—:–

"હા તમારી શાલમાં જો આગ લાગે તો 'આગ–આગ' એમ મોટેથી બૂમ મારી લોકોને બોલાવવા માટે તમારો અવાજ મદદ્ગાર થશે!"




લખનારઃ—રા૦ મંજુલાલ ગોપાળરાય દેસાઈ.

## પ્રકરણ ૧૨ મું (ચાલુ).

### બનાવોની પરંપરા.

"અંદરથી કેવી રીતે." અચંબાથી પ્રસન્ન બોલી ઉઠયો.

"જુઓ!" એટલું બોલી મોતીશાએ તે ઓરડીની બારી અવાજ કર્યા વગર ઉઘાડી. મનોરમા અને પ્રસન્ને બહાર જોયું. બારીની બરાબર નીચે એક ઢળતું છાપરું ચંદ્રના અજવાળામાં તેઓએ જોયું.

"આ તબેલો છે," તેણે કહ્યું. "હમણાં હું જાઉ છું. બનશે તો આવતી કાલે અમરાવતી મળીશું. જય જય!"

આટલું બોલી મોતીશા બારીએથી ઉતરી પડયા; અને એક નાના જાળીઆમાંથી અંદર દાખલ થયા. આ બધું કામ ચુપકીદીથી થયું. આપણા નાયક અને નાયિકાએ જોયું કે જોકે મોતીશા વૃદ્ધ હતા તો પણ તેમના શરીરમાં અગાધ બળ અને અપાર ચપળતા હતી.

"પ્રસન્ન અને મનોરમા બારીમાં ઉભા રહ્યા. થોડી વારમાં તેઓએ મોતીશાને તેના ઘોડા સાથે તબેલામાંથી બહાર નીકળતા જોયા, અને તે દરેક રીતે સહીસલામતીથી પસાર થયા એવું જ્યારે તેમણે જોયું ત્યારે તેઓએ બારી બંધ કરી અને સુવાની તયારી કરવા લાગ્યા.

પણ તરતજ વીશીના આગલા ભાગમાંથી આવતાં ઘોડાના ડાબલાના અવાજે તેમને ચમકાવ્યા; અને પછી આગલા બારણાની સાંકળ ખખડવાનો અવાજ થયો. કદાચ મોતીશાનું કાવતરું પકડાયું હશે અને રાજ્યના કોઇ છુપા જાસુસ કે પોલીસ અમલદારે તેમને પકડયા એવા ભયથી પ્રસન્ન અને મનોરમાએ બારી ઉઘાડી અને ચુપકીથી સાંભળવા લાગ્યા.

અમે ઉપર લખી ગયા છીએ કે તેમની ઓરડી તે મકાનના છેક છેડે હતી અને તેની બારી પણ બાજુએજ પડતી હતી. તેથી આગળના ભાગમાં જે માણસો હતા તેઓ તેમને જોઇ શકતા ન હતા પણ તેમના શબ્દો આ બારીમાં ઉભેલાઓને સ્પષ્ટ સંભળાતા હતા.

"જાણે બાપનું મકાન હોય તેમ કોણ સાંકળ ખખડાવે છે?" આગલા ભાગની બારીમાંથી મોટો અવાજ કહાડીને માલિકે પૂછયું; "તમે કોણ છો, અને શું કામ છે?"

"અરે! મને ઓળખતાં નથી? હું તમારો મિત્ર કૃષ્ણદાસ વીરપુરનો રહેવાસી—પરદેશી અજાણ્યા મુસાફરો સાથે ભોમિયા અને દુભાષિયાનું કામ કરનાર—"

"કોણ ભાઇ કૃષ્ણદાસ?" તરતજ પોતાનો કઠોર અવાજ બદલીને માલિકે મીઠા અને આવકાર ભર્યા અવાજે કહ્યું. "તમે તમારી પાઘડી એવી રીતે પહેરી છે કે આટલું બધું ચંદ્રનું અજવાળું છતાં તમારું મોઢું દેખાતું નથી. પણ તમારી સાથે કોણ છે?"

"એક પરદેશી ગૃહસ્થ-મારે તેમના એક સાથી તરીકેની ફરજ બજાવવાની છે. હું ખાત્રીથી કહું છું કે તે એક વિચિત્ર મૂર્તિ છે. તેનો સ્વભાવ ઘણો ચીડિયો, ઝનુની અને વહેમી છે. એને આપણી ભાષાનો એક બોલ પણ આવડતો નથી. પણ પહેલા નીચે આવીને તરત બારણું ઉઘાડો. તે ઘણો અધીરીયો છે અને વાર થાય તો ગાળો ભાંડયા કરે છે."

"પણ ભાઇ કૃષ્ણદાસ, અહીં બીલકુલ જગ્યા નથી. એકે એક ઓરડી રોકાઈ ગયેલી છે;" તેણે ઉદગાર કહાડયો. "તમે મહેરબાની કરીને મધ્ય ચોકની વીશીમાં જાઓ."

"જો એમ હશે તો ત્યાં જઇશું," કૃષ્ણદાસે કહ્યું. અને તે આગળ ધીમેથી બોલ્યો પણ પ્રસન્ન અને મનોરમાએ તેના શબ્દો સાંભળ્યા, "તમે બારી બંધ કરો તે પહેલાં મને ખાસ કરીને એક સવાલનો જવાબ આપો. એક સાધુ જેવા પોશાકનો પુરૂષ અને એક ખૂબસુરત ઉંચા કદની સ્ત્રી અહીં આવ્યાં હતાં અને—"

"ચૂપ કૃષ્ણદાસ!" માલિકે કહ્યું. "તેઓ હાલમાં આ વીશીમાંજ છે. પણ તારે તેમનું શું કામ છે? તેઓ કોણ છે?"

"હું તે વિષે કાંઈ પણ જાણતો નથી;" તેણે જવાબ આપ્યો; "મેં મારી જાતે તો તેમને જોયા પણ નથી. પણ આ મારી સાથેના ગૃહસ્થ બહુ દુર દેશથી તેમને શોધતા શોધતા અહીં આવી પહોંચ્યા છે. પણ આપણી ભાષા તેમને નહિ આવડતી હોવાથી વીરપુરમાંથી તેમણે મને સાથે લીધો. માલમ પડયું કે તેઓ એક રાત વીરપુરમાં રહ્યા હતા. પણ થોભો-હું મારા મિત્ર રામકિશોરને કહું કે જેની શોધમાં તેઓ છે તે બન્ને જણા આ વીશીમાં સહીસલામત છે."

પછી તે બન્ને ધીમે અવાજે વાતો કરવા લાગ્યા અને તેમની વાતચીત જરા વધારે વાર ચાલી.

આ તરફ પ્રસન્ન અને મનોરમાની આંખમાં ગભરાટ અને નિરાશ દેખાયાં પણ મનોરમાને તો ખાત્રી હતી કે જાહુઇ મરતાંકે ભાખેલી ભવિષ્યવાણી પ્રમાણે કોઇ દિવ્ય શક્તિ તેણીનું રક્ષણ કરશે અને ગમે તેવી મુશ્કેલીમાંથી પણ તેને ઉગારશે અને હિંમત આપશે. આટલો વિચાર કરી આવી પડેલી આપત્તિમાંથી કેવી રીતે છટકી જવું તેનો નિર્ણય કરીને તેણે ગંભીર સ્વરે પ્રસન્નને કહ્યું, "મારા વ્હાલા, જરા પણ ઢીલ કર્યા વગર અહીંથી નાસી જવું જોઇએ."

"પણ કેવી રીતે?" પ્રસન્ને આતુરતાથી પૂછયું.

"મોતીશા ગયા તેવી રીતે," તેણીએ તરતજ જવાબ વાળ્યો. "પણ સાંભળ! કૃષ્ણદાસ પાછો કાંઇક બોલે છે."

આતુર હૃદયે શ્વાસ પણ લીધા વગર બન્ને જણા કાન માંડીને સાંભળવા લાગ્યા; અને જાણે કે પોતાનો હરિફ પોતાની પ્રિયતમાને લેવા આવ્યો છે, એમ માની મનોરમાની નાજુક ડોકમાં પોતાનો હાથ નાખ્યો.

"આખરે બન્નેનો પત્તો અહીંઆ લાગ્યો છે એવું સાંભળી રામકિશોર બહુ ખુશી થયા છે," ધીમા અવાજે વીશીના માલિકને

ઉદ્દેશીને કૃષ્ણુદાસ બોલ્યો; "અને જ્યાં સુધી તેઓ અહીંના પોલીસ અમલદારને મળી તેમના ઉપર રીતસર વારંટ કઢાવી તેમને પકડાવે ત્યાં સુધી જો તમે તેમને જવા દેશો નહિ તો તે તમને સારી રીતે ખુશી કરશે."

"પણ જે ગુન્હો તેમણે તેમના દેશમાં કર્યો હશે તે ગુન્હાથી તેમને અહીં કેવી રીતે પકડાવી શકાશે? તે બાબતમાં અહીંની પોલીસ કેવી રીતે વચ્ચે પડશે?" તેણે બારિકાઇથી પૂછ્યું.

"હું તે જાણતો નથી. તે તો એનું કામ છે;" કૃષ્ણુદાસે જવાબ આપ્યો. "પણ મને લાગે છે કે તેમનો ગુન્હો એટલો બધો મોટો હશે કે અહીંના સત્તાવાળા તે નાસી છુટેલાં જોડાંને કેદમાં નાખવામાં જરા પણ વાંધો નહીં લે. તે ગમે તેમ હો પણ જો તું તેમને જવા નહિ દે તો તને તે ચોક્કસ સારૂં ઇનામ આપશે; કારણ કે તેની પાસે પુષ્કળ પૈસા છે, અને હવે અમે મધ્ય ચોકની વીશીમાં જઇએ છીએ. જય જય."

"જય જય કૃષ્ણુદાસ," માલિકે જવાબ આપ્યો.

આ પછી તરતજ ઘોડાના ડાબલાનો અવાજ સંભળાયો; કારણ કે વૈદ્ય રામકિશોર અને કૃષ્ણુદાસ બીજી વીશીમાં ઉતારો શોધવા ચાલ્યા ગયા.

"દયાહીન જુલમગાર! રાક્ષસ!" ક્રોધથી દાંત કચકચાવતાં મનોરમા બબડી ઉઠી. "પણ મારા વ્હાલા પ્રસન્ન! તેના અધમ મનોરથો કદાપિ સફળ થવાના નથી. તે આપણને જુદાં પાડી શકનાર નથી." આટલું બોલી તેણે પ્રસન્નને પોતાની છાતી સરસો જોરથી દાબ્યો અને અતુલ સ્નેહથી તેને ભેટી પડી તેના ઉપર ચુંબનોનો વરસાદ વરસાવવા લાગી.

"મારા હૃદયની દેવી, ફક્ત મોતજ આપણને છુટાં પાડી શકશે," તેટલાજ હેતથી તેને ભેટતાં પ્રસન્ન બોલ્યો. પોતાના બન્ને હાથમાં તેણીનું સુંદર મુખ તેણે પકડી રાખ્યું—પોતાની છાતી સાથે તેણીની ઉછળતી છાતી અથડાતી લાગી—તેણીની ભવ્ય મુખમુદ્રા ઉપર વીરતા અને શ્રદ્ધાની સ્પષ્ટ રેખાઓ તરી આવતી જોઇ પોતાના તરફ સતત વહી જતા અખંડીત પ્રેમના નિર્મળ ઝરાનો અનુભવ કર્યો—અને એકાએક આવેશમાં આવી જઇ તે બોલી ઉઠયો, "હા! મનોરમા, તારે માટે મારા હૃદય મંદીરમાં અખંડ પ્રેમની જ્યોત બળ્યા કરે છે. તુંજ મારા હૃદય મંદીરની દેવી છે."

"અને પ્રસન્ન," તેની પાસેથી ધીમે રહીને છુટા થતાં આપણી નાયિકા બોલી, "આપણે હમેશાં સાથે રહીને આનંદનો અનુભવ કર્યા કરીએ એટલા માટે હાલમાં કોઇ પણ ચોક્કસ પગલાં હીમતથી ખાસ લઇ લેવાં એ જરૂરનું છે. આપણને જે સુચના મોતીલાલે આપી છે તે પ્રમાણે અહીંથી અમરાવતી શહેર પહોંચતાં એક દિવસ થશે. ત્યાંથી હિન્દુ રાજ્યની હદ પુરી થઇ મુસલમાની રાજ્ય શરૂ થાય છે. એક વખત ત્યાં પહોંચ્યાં એટલે આપણે સહીસલામતજ છીએ. ત્યાં હિંદુ રાજ્યના ધાર્મિક કે બીજા કોઇ પણ કાયદાને જરા પણ માન આપવામાં આવતું નથી."

"બરાબર," પ્રસન્ને આનંદથી જવાબ આપ્યો. "આપણે એકદમ મુસલમાની રાજ્યમાં પહોંચી જવું જોઇએ. પછી આપણે તે અદેખા રામકિશોરનો સામે મ્હોડે તિરસ્કાર કરી શકીશું."

"આપણે મેજ ઉપર વીશીવાળાને આપવાના પૈસા મુકી જઇશું," મનોરમાએ કહ્યું.

"અને આપણે મોતીલાલની પેટી આપણી સાથેજ લઇ જઇશું," પ્રસન્ને ઉમેર્યું. "પણ જો વીશીવાળાને કહ્યા વગર આપણે ચાલ્યા જઇશું તો તેને ખોટું નહિ લાગે?"

"પણ આપણને તેની ઓરડીની ખબર નથી. વળી તેમાં મોટું જોખમ રહેલું છે. તેમાં આપણને પકડાઇ જવાનો સંભવ છે." મનોરમાએ જણાવ્યું. "વળી વ્હેલા કે મોડા આપણે તેને જરૂર મળીશું અને તે વખતે, આપણા એકાએક ચાલી જવાનું કારણ તેને જણાવીશું. વ્હાલા પ્રસન્ન, હાલ તો આપણે એક પણ ક્ષણ ગુમાવવી જોઇએ નહિ."

"આપણને નાસી છૂટવાને રસ્તો બતાવવા માટે આપણે મોતીલાલનો ઉપકાર માનવો જોઇએ." પ્રસન્ન બોલ્યો "હું પહેલાં ઉતરૂં છું અને પછી તને ઉતરવામાં મદદ કરીશ. પછી હું તબેલાના જાળીયામાં ઉતરૂં એટલે તું મને પેલી પેટી અને આપણાં સામાનના પાકીટ આપજે."

પ્રસન્નના કહેવા પ્રમાણે બધું તરતજ કરવામાં આવ્યું અને બેજ મીનીટમાં તે જોડું સહીસલામત રીતે તબેલામાં ઉતરી પડ્યું. જાળીઆમાંથી આવતાં ચંદ્રના પ્રકાશની મદદથી તેઓએ તેમના ઘોડાને સામાન મજબુતીથી બાંધ્યા; અને આપણાં નાયક અને નાયિકા તેમના ઘોડાને દોરીને બહાર લાવ્યાં.

આ પ્રમાણે પ્રસન્ન અને મનોરમા ઘોડા ઉપર બેસી નાસી ગયાં. તેમને માટે કોઇને જરા પણ વહેમ આવ્યો નહિ. ઘોડાના ડાબલાના અવાજ કોઇએ સાંભળ્યા હશે પણ તે ચોકીવાળાના ઘોડા હશે એમ ધારી કોઇએ જરા પણ શંકા કે પોકાર કર્યો નહિ.

અપૂર્ણ.




લખનારઃ—શા. મસ્ત ફકીર.

કલાપી લખી ગયા છે કે,

સાકી જે શરાબ મુજને દીધો દિલદારને પાયો નહિ;
જેમ નશો મુજને ચડ્યો દિલદારને ચડયો નહિ.

વસ્લની રાત! (પરણ્યા પછીની પહેલી રાત) કવિઓ અને રસીકો જેનાં ગુણગાન ગાઈ ગયા છે, જે મનોહર રાત માટે જગતના દરેક મનુષ્યો આતુર રહે છે, તલસે છે, તરફડે છે, વાલાવસ્થામાં જેનાં સ્વપ્નાં જુએ છે, તે વસ્લની રાત જગતમાં હમેશાં શું કવિઓની કલ્પના પ્રમાણે પાર ઉતરે છે? જીવનના આનંદનું મધ્યબિંદુ—જીંદગીના સુખ શરાબની પહેલી સુરાહ તેનો કેફ સઘળાઓને બરાબર ચડે છે કે? જરા ચારે બાજુ નજર કરો. તમારૂં જીવન તપાસો. દોસ્ત આસનાઓને પુછો અને જાણી શકશો કે, જેવી જોઈએ તેવી રીતે આ વસ્લની રાત કોઈ શુભ અપવાદો બાદ કરતાં બરોબર ઉજવાતી નથી!

વસ્લની રાતે જે ફારસો, જે કચુંબરો અને ફેસ્તા ફજેતાઓ થાય છે, તેવા જીવનના બીજા કોઈ પ્રસંગમાં ભાગ્યેજ થતા હશે. કજોડાંને વસ્લની રાત કેવી! કન્યાવિક્રયમાં વેચાયેલી કુમારીકાને વસ્લની રાત કેવી! શક્તિ હણાઈ ગયેલા બુઢ્ઢાખખને વસ્લ કેવી! પરણવું શું? લગ્ન શું? સ્ત્રી-પુરૂષના ધર્મ શું? લાગણી શું? પ્રેમ શું? એ કંઈ પણ સમજવા વગર જ્યાં લાકડે માંકડાં જોડી દીધાં હોય, ત્યાં વસ્લની રાત એ મનોહર મધુર શબ્દનું અપમાન કરવા બરાબર છે.

## એ કોણ માણી શકે?

વસ્લની રાતની મઝા ખરેખરી કોણ માણી શકે? એ જીવનનો ખરેખરો લ્હાવ કોણ લઈ શકે? સ્ત્રી અને પુરૂષ બન્ને સદાચારી હોય, તંદુરસ્ત હોય, ગુણવાન હોય, તોજ તેઓ વસ્લની રાતની લહેજત અને ખરેખરો આનંદ ભોગવી શકે. અને તેની ખરી મજાહ તો અટારીએ બેએલી યુવાન માશુકને મેળવવાને જેનું દિલ મીનની માફક તડપતું હોય, માશુકને મેળવતાં ગરદન ગુમાવવાનો પણ સંજોગ ઉભો થયો હોય, સૌર્ય, મરદાનગી, દલેરી બતાવવાનો સમય આવ્યો હોય, દૈવ અને મનુષ્યોએ ઉભી કરેલી મુસ્કેલીઓ, તેમજ કાવતરાંખોરોએ પાથરેલી જાળની દોરીઓ તોડી માશુક માટે શહીદ સુદ્ધાં બનવાના સોગન લઈ જલ્લાદની સમશેર હેઠળ ગરદન ઝુકાવી જે આગળ વધ્યો હોય—એ બળતા જીગરના આશકને જ્યારે પહેલ વહેલી તેની માશુક મળે ત્યારે વસ્લની રાતના આનંદનો લ્હાવ તેને જે મળે તેની કલ્પના આપણા જેવા પામર મનુષ્યથી ન થાય.

આશકોના સુફી, આશકોની મઝા, આશકોની બળતા જીગરની લ્હાય અને વસ્લની રાતની તેમની ઠંડક અને લહેજત કલાપી, બાલાશંકર, મણીભાઈ, ડરિ, શિરાઝી, હાફીઝ કે ફરહાદ કિંવા મજનું જેવા ખરા આશકોજ પીછાણી શકે!

જુવાનીના જોશમાં બદફેલીમાં પડી શરીર અને મનને મલીન કરી નાખનાર, દેહની શક્તિઓને ગયર માર્ગે વ્યય કરી શિથિલ થઈ જનાર યુવાનને તો વસ્લની રાત ત્રાસ સમાન ભાસે છે. આવો યુવાન સંસ્કારી અને રમુજી હોય તો વસ્લની રાતે તેને અસહ્ય આઘાત થાય છે—પશ્ચાતાપ થાય છે. ધારો કે, રાત પડી ગઈ છે, શયન મંદિર શણગારવામાં આવ્યું છે, દૂર દૂર લલનાઓનો હાસ્યકલ્લોલ અને ઝાંઝરનો ઝમકાર સંભળાય છે. દૂરથી તેને પરિચિત ઝાંઝરનો રણકાર થયો. જુવાનીની ઉમરમાં પગ મૂકી ચૂકેલી તેની મનોહર સોળ વર્ષની સહચરી નવોઢા બારણામાં આવી ઉભી. કેવી મનોહર આકૃતિ! કેવી સૌમ્ય કાંતિ! કેવું નિર્દોષ મુખકમળ! દુનિયાથી અજાણ બિચારી ભોળી પારેવી! પતિ તરફ ભક્તિ અને માન જેની આંખમાં આર્ય સંસ્કારને લીધે રમી રહ્યાં છે, તે શરમથી નીચું જોઈ રહી છે, એ વખતે પેલાના જીગરમાંથી ઉન્હો નિશ્વાસ નીકળી જાય કે, હાય! હું આને લાયક નથી રહ્યો! આ કુમળું ફૂલ મારા સ્પર્શથી મલીન થશે! ઓ પ્રભુ! મેં કેવી ભૂલ કરી, કેટલી મૂર્ખાઈ કરી, કે જુવાની જાળવવાને બદલે ખોઈ નાખી-વણુરી નાખી-ઉડાડી દીધી ને અત્યારે ખરી જરૂરી વખતે, હું મૂડી વિનાનો નાદાર થઈ ગયો!

ક્યારે એવીજ જાતનો અસંસ્કારી અક્કલ વગરનો યુવાન એ રાતે જંગલી ઢોર બની જાય છે અને પછી આખો ભવ પતિ-પત્નિ એકબીજાને ધિક્કારે છે!

જે કોમોની અંદર યોગ્ય વખતે (હદ બહાર મોટી નહિ) લગ્ન કરવામાં આવે છે, અથવા તો જે નાતોમાં લગ્ન કર્યા પછી તરતજ કન્યાને સાસરે વળાવવામાં નથી આવતી, ત્યાં વસ્લની રાતના ફેડ-ફજેતા કમી થાય છે. પણ જ્યાં કજોડાં થાય છે, વરવિક્રય યા કન્યાવિક્રય થાય છે, અને ખોટી શરમને લીધે કન્યા, સ્ત્રી અને પુરૂષ બેઉને એકબીજા તરફની ફરજો, સ્ત્રી પુરૂષના ધર્મ એ સંબંધમાં તદ્દન અજ્ઞાન અને મૂઢ રાખવામાં આવે છે, ત્યાં ફારસ અને ફજેતા એવા થાય છે કે વસ્લની રાતના એ ફારસ પછી આખું જીવન ફારસમય થઈ જાય છે. મારી જાણમાં આવેલા એવા થોડાક ફારસના નમુના "મોજ-મજાહના" વાંચક બિરાદરો, હું તમારી સમક્ષ રજુ કરૂં છું.

## બાપા કહીને બોલાવ્યો!

અમદાવાદમાં મારા એક વૃદ્ધ માસ્તરને મળવા બીજા એક ઓળખીતા માસ્તરની સાથે હું ગયો. માસ્તરની ઉમ્મર સાઠેક વર્ષની હતી, પણ પાછળ પીંડ મૂકનાર અને શ્રાદ્ધ કરનાર પુત્ર નહિ હોય તો સ્વર્ગમાં ઍડમીશન નહિ મળે એ બ્હીકથી એ બિચારા સાઠ વર્ષની ઉમ્મરે એક ન્હાનકડી નાજુક નાર ઉપાડી લાવેલા. એક માબાપ વિનાની છોકરી તેના મામા પાસેથી સારા જેવા ભાવે માસ્તર સાહેબ લઈ આવેલા. છોકરી નાવારસ હોવાથી મામાએ પરણાવીને તરતજ સાસરે વળાવેલી. ઉમ્મરે ન્હાની અને તેની સાથે બાંધો તથા કદ પણ ન્હાનાં હતાં. જે દિવસે હું મળવા ગયો તે દિવસે માસ્તરાણીને પતિ ઘેર આવ્યાને ચાર વર્ષ થઈ ગયેલાં પણ બાઈનું કદ એટલું ન્હાનું લાગતું કે, જાણે અગીયાર બાર વર્ષની છોકરી કેમ ન હોય! માસ્તરે

ભોળી અને કાંઈક રસિક યુવતી હતી, પણ તેણીના લગભગ ડાકડીયા ભરથાર તરફ તેણીનો સ્નેહ અપૂર્વ હતો. દંપતિ કલહ તથા શાંતિનો ઉલ્લેખ પણ તે ડાયરીમાં વારંવાર જોવામાં આવે છે.

ઈ. સ. ૧૮૭૦ ની પાનખર ઋતુમાં કેપ્ટન રીકાર્ડોએ જર્મનીમાં તેનું આયુષ્ય પુરું કર્યું અને તેની મીલકતનો સંપૂર્ણ વારસો ફ્લોરેન્સને મળ્યો. આ પ્રમાણે જીંદગીના લગભગ ત્રીસમાં વર્ષે ફ્લોરેન્સ ૪૦૦૦થી ૫૦૦૦ પાઉંડની વાર્ષિક આવકવાળી સ્વતંત્ર સુંદર યુવતી બની.

કેપ્ટન રીકાર્ડોની હયાતીમાંજ તેની પત્ની ફ્લોરેન્સ તે વખતના મશહુર ડાક્ટર ગલી કે જે મેલવર્નમાં ધંધો કરતો હતો તેની દેખરેખ નીચે હતી. ડાક્ટર ગલી એક સુંદર તથા ચિત્તાકર્ષક ફાંકડો પુરૂષ હતો તથા તેના સ્હેરની સુંદરીઓના અંતઃકરણ ઉપર રામબાણ છાપ પાડતો હતો. મિત્ર તરીકે તે ઘણો રમુજી માણસ હતો એમ તેના દરેક સ્નેહીજનો એકી અવાજે કહેતા હતો. તેનાથી મોટી ઉમરની પત્નીથી કયારનોય તે જુદો થવા પામ્યો હતો તે એક તેને માટે સંતોષકારક બીના હતી.

### નવો આશક !

વિધવાપણાની શરૂઆતમાંજ ડાક્ટર ગલીની સાથે ફ્લોરેન્સનો સંબંધ બહુજ સારી પેઠે હતો એમ દરેક જણ માનતું હતું. કારણ કે ડૉ૦ ગલીએ પોતાની મેલવર્નની દવા શાળા બંધ કરી દીધી હતી અને ફ્લોરેન્સની સાથેજ લગભગ હરતો ફરતો જોવામાં આવતો હતો.

ફ્લોરેન્સના માબાપના કાને જ્યારે આ વાત આવી ત્યારે તેમણે પોતાની દીકરીને તેનાથી ત્રીસ વર્ષની મોટી ઉમરના આ બુઢ્ઢા ડૉક્ટરની સાથેના વિચિત્ર સંબંધ વિરૂદ્ધ બહુજ સમજાવ્યું.



ડૉ૦ ગલીની.

ફ્લોરેન્સની આ મીસીસ કેમ્પબેલ એક બહુજ પ્રમાણીક નિખાલસ હૃદયની ઉચ્ચ ગૃહિણી હતી. પોતાનાં બચ્ચાંઓ તરફ તેણીનો પ્રેમ અપૂર્વ હોઈને એક વાર ફ્લોરેન્સને એકાંતમાં બોલાવીને તેણીએ નીચે પ્રમાણે સખત ઠપકો આપ્યો.

"મારી વ્હાલી બેટી, અમોએ (તારાં માબાપોએ) આ બાબત ઉપર બહુજ બારીકાઈથી વિચાર કર્યો છે અને અમોને લાગે છે કે તારી આ વિચિત્ર મૈત્રિ વિષે અમો કોઈ પણ રીતે સહાનુભુતી બતાવી શકીએ તેમ નથી." તમારો સંબંધ તદન નિર્દોષ હોય તો પણ નહિ; "તું મને ખાત્રી આપે છે તેમ કદાચ તમારી દોસ્તી નિર્દોષ હોય તો પણ નહિ." કારણ કે તારાથી લગભગ ત્રીસ વર્ષ મોટો ડાક્ટર કયારનોય પરણેલો છે અને આવા સ્ત્રિ તેના વિચારો હલકા છે એવી ઉડતી અફવા પણ છે, માટે જો હવેથી તું તેની સાથે દોસ્તી રાખીશ તો અમારાં ગોળાનું પાણી હરામ થશે."

ડૉક્ટર ગલીની સાથે પોતાની દીકરીનો સંબંધ તેણીના પ્રમાણે તદ્દન નિર્દોષ હતો એવી મીસીઝ કેમ્પબેલની ખરેખરી માન્યતા હોય એ જરા શંકાસ્પદ છે. કારણ કે મીસીસ કેમ્પબેલનાંજ એકરાર પ્રમાણે તે પોતે આ મિત્રાચારીની સંપૂર્ણ વિરૂદ્ધ હતી, અને તેણીને વારંવાર પુરાવા સહિત શીખામણ આપ્યા છતાં પણ જો ડૉ૦ ગલીની સાથે ફ્લોરેન્સ સંબંધ રાખે તો તેણીની સાથે પોતે વ્હેવાર રાખવાનું છોડી દેશે એમ તેણીએ સાફ જણાવ્યું હતું. વખતના વહેવા સાથ મીસીઝ રીકાર્ડોને (ફ્લોરેન્સને) પોતાના માબાપ તરફનો છેદ બહુજ સાલ્યા કરતો હતો. છતાં પણ તેણીએ ડૉ૦ ગલીની સાથે મિત્રતા કાયમ રાખી. પણ પોતાના બાપને શાંત પમાડવા તેણીએ મીસીસ કોકસ નામે એક બાઈને સહચરી તરીકે રાખી. અને લગભગ એજ વખતે મીસીસ રીકાર્ડો બેલહામમાં આવેલા "પ્રાઓરી" નામે મકાનમાં રહેવાને માટે ગઈ કે જ્યાંથી થોડા વારનેજ અંતરે ડૉ. ગલીની રહેતો હતો.

### સહચરી કે શયતાનજાદી !

હવે થોડી વાર આપણે મીસીસ રીકાર્ડોની નવીન માતબર સહચરી મીસીસ કોકસની સ્થિતિ વીષે વિચાર કરીયે. મીસીસ રીકાર્ડો તેણીને વાર્ષિક ૧૦૦ પાઉન્ડ આપતી, એટલુંજ નહિં પણ પોતાની દીલોજાન સહચરી તરીકે તેનો મરતબો જાળવતી. તેઓ એકબીજાને "જેઈન" અને "ફ્લોરેંસ" એ નામથી બોલાવતી. ફ્લોરેન્સના તરફથી જેઈનને વારંવાર સંખ્યાબંધ ઇનામો મળ્યે જતાં હતાં. વળી વધારે આશ્ચર્યકારક તો એ હતું કે મીસીસ કોકસનાં ત્રણે છોકરાંએ તેમની રજાના દિવસો ફ્લોરેન્સના આલીશાન બંગલામાંજ ગાળે એમ ગોઠવણ કરવામાં આવી હતી.

મીસીસ રીકાર્ડો અને ડા. ગલીના સંબંધ વિષે પાછળથી જાણવામાં આવેલ આ છુપા વિષયો અને અઘટિત પ્રેમવ્યાપારના નાટકની અંદર બહારથી શાંત અને બહુજ ગંભીર દેખાતી મીસીસ કોકસે શયતાનજાદી તરીકે કેવો પાઠ ભજવ્યો હશે તે તો પરમાત્મા જાણે, પણ જીંદગીની છેલ્લી ઘડી સુધી મીસીસ કોકસ ભાર દઈને કહેતી હતી કે, "આ કાર્યની શરૂઆત વિષે હું કાંઈ-પણ જાણતી નહોતી- પણ પરિણામે જ્યારે વાર્તાએ ગંભીર સ્વરૂપ પકડ્યું ત્યારેજ ફ્લોરેન્સે આ બીનાથી મને માહિતગાર કરી હતી."

### સમાજનો ફિટકાર.

ગમે તેમ હોય પણ વખત એવો આવ્યો કે મીસીસ રીકાર્ડોને ગલીની સાથે સમાજના ફિટકારને લીધે દોસ્તી મુકી દેવાનું કરવુંજ પડયું.

ડૉ૦ ગલીને બોલાવીને તેણીએ પોતાનો આ નિશ્ચય તેને જાહેર કર્યો. તેઓની છેલ્લી વખતની મુલાકાત બહુજ અસરકારક હતી. ડૉ૦ ગલીએ કાંઇ પણ આનાકાની કર્યા સિવાય ફક્ત એક ચુમી ભરીનેજ તેણીની કાયમને માટે રજા લીધી.

આ બનાવ પછી તેણીએ એકદમ પોતાના માબાપને એક કાગળ લખીને જણાવ્યું કે તેમને અરૂચિકર ડૉ. ગલીની સાથેનો સંબંધ તેણીએ સદાને માટે છોડી દીધો છે. કાગળ નીચે પ્રમાણે હતો:—

ધી પ્રાઓરી—(બાલહામ)

તા૦ ૩૦ મી અકટોબર ૧૮૭૫

"મારા વ્હાલા પિતાશ્રી,

હું નિખાલસ અને અકૃત્રિમ સ્નેહથી તમો સર્વને મળવાને માટે બહુજ આતુર છું. ભૂતકાલનું મારૂં વર્તન ખરેખરૂં બહુજ દીલગીરી ભરેલું હતું. પણ હવે તે સદાને માટે ભુસાઇ અને ભુલાઇ જશે એમ હું આશા રાખું છું. તમારી અને આપણા કુટુંબના દરેક જણની લાગણી મેં દુભાવી છે, તેના માટે હવે મને પારાવાર પશ્ચાત્તાપ થાય છે એમ હું ખરેખરા જીગરથી કહું છું તે આપ માનશો. આપના અને મારી મા તરફ સદાને માટે ઘણોજ સ્નેહ ધરાવનાર

હું છું આપની સદાની વ્હાલી દીકરી
ફ્લોરેન્સ રીકાર્ડો,

નવી ઓળખાણ.

મીસીસ રીકાર્ડો અને ડા૦ ગલીની દોસ્તીનો અંત આવ્યો તે અગાઉ થોડોજ વખત પહેલાં મીસીસ કોકસે—મીસીસ રીકાર્ડોને મી૦ અને મીસીસ બ્રેવો અને તેણીના પહેલી વખતના લગનથી થએલા છોકરાની સાથે ઓળખાણ કરાવી હતી.

મી૦ જોસેફ બ્રેવો બહુજ સમૃદ્ધિવાન પુરૂષ હતો અને વિધવા મીસીઝ કોકસને અણીના વખતે જમેકામાં બહુજ સારી રીતે મદદ કરી હતી કે જ્યાં બ્રેવો કુટુંબની એક બહુજ મોટી જાગીર હતી.

મી૦ બ્રેવો (સીનીયર) તેના અનૌરસ પુત્ર તરફ ઘણોજ સ્નેહ દર્શાવતો હતો અને તે યુવાન કે જેનું ખરેખરૂં નામ મી૦ ટર્નર હતું, તેણે પોતાની માનું બીજી વખતનુંજ નામ ધારણ કરીને તેના નવા બાપને સંતોષ આપ્યો હતો. તેઓ ત્રણે જણા "પેલેઇસ ગ્રીન"ની અંદર એક સુશોભિત મકાનમાં સાથેજ રહેતાં હતાં. ચાર્લ્સ બ્રેવો (મી૦ ટર્નર અથવા મી૦ બ્રેવોનો અનોરસ પુત્ર) એ એક બારિસ્ટર હતો અને તે બહોળું મિત્ર મંડળ ધરાવતો હતો.

વિધવા સુંદરી ફ્લોરેન્સને પહેલીજ વાર જોવાની સાથેજ યુવાન બેરિસ્ટરનું કલેજું કોરાઇ ગયું. એ સ્વર્ગીય સુંદરીના મુખ દર્શનને માટે તે તુરતજ બ્રીટન ગયો કે જ્યાં ફ્લોરેન્સ અને મીસીઝ કોકસ ફક્ત થોડા અઠવાડીયાંને માટે ગયાં હતાં. બ્રીટનમાં તે પણ તેઓની સાથેજ રહ્યો હતો, અને ફ્લોરેન્સને પરણવાનું મન સાથે નક્કી કરીને ઘેર પાછો ફર્યો હતો. અત્યાર સુધી જો કે તેણે પોતાના વિચાર [illegible] જણાવ્યા નહતા છતાં પણ ડૉ. ગલીએ મીસીઝ રીકાર્ડોનો સંબંધ જરા પણ આનાકાની સિવાય તોડી નાંખ્યો તેનું કારણ ફક્ત આ યુવાન બેરીસ્ટરની હાજરી હતી. કારણ કે મીસીઝ રીકાર્ડોએ ડૉ. ગલીની સાથે સંબંધ છોડી દીધો તે પછી ભાગ્યેજ એક માસ થયો હશે તેવામાં તો તેણી ચાર્લ્સ બ્રેવોના પ્યારમાં પડી અને પોતાના કુટુંબને આ બીના જાહેર કરી.

મી. કેમ્પબેલે (ફ્લોરેન્સનો બાપ) આ બાબતમાં પુરતી તપાસ કરાવી. અને પરિણામ તદન સંતોષકારક માલમ પડ્યું. કારણ કે ચાર્લ્સ બ્રેવોને તેના સાવકા બાપે ૨૦,૦૦૦ પાઉન્ડની જાગીર તેના નામ ઉપર કરી આપી હતી, અને વાર્ષિક ઉપજ ૨૦૦૦ પાઉન્ડ કરી આપવાનું તેણે માથે લીધું હતું.

\+ + + +

હવે આપણે આ વિચિત્ર કેસની એક બહુજ ગુંચવાડા ભરેલી બાબત ઉપર વિચાર કરીયે.

જે બન્ને સ્ત્રીયો વિષે (મીસીઝ કોકસ અને મીસીઝ કેમ્પબેલ) ફ્લોરેન્સને ઘણીજ કાળજી હતી તે બન્ને જણીયોએ ફ્લોરેન્સને દાબીને સલાહ આપી કે "તારા અને ડા. ગલીના ભૂતકાળના સંબંધ વિષે સંપૂર્ણ બિના તારે તારા ભવિષ્યના ભરથાર ચાર્લ્સ બ્રેવોને જણાવવી જોઇએ." મીસીઝ કેમ્પબેલે પાછળથી કોર્ટમાં જાહેર કર્યું હતું કે "કહેવા જેવી તમામ બીના મેં (ફ્લોરેન્સે) ચાર્લ્સ બ્રેવોને જણાવી દીધી છે." એમ જ્યારે મારી દીકરીએ મને (મીસીઝ કેમ્પબેલને) જણાવ્યું ત્યારે ચાર્લ્સને મેં (મીસીસ કેમ્પબેલે) આ પ્રમાણે કહ્યું હતું:—

(આ વાર્તાનો વધુ રસીક ભાગ વાંચવા માટે અમારો આવતો અંક જુઓ.)

જો તેમને કોઇના તરફથી કાંઇ નુકસાન વેઠવું પડશે તો તેને માટે હું જ જવાબદાર છું."

ઉપરનો પત્ર વાંચી સંભળાવ્યા પછી પીરૂએ બીજો પત્ર નીચેના અર્થનો વાંચી સંભળાવ્યો.

"પીરૂ સાથે મુંબાઈ આવી રહ્યા પછી કેટલાક કારણોને લીધે તેમની સાથે રહેવાનું મ્હને નહિ ફાવવાથી હું મ્હારી રાજીખુશીથી તેમને છોડી વ્હાઇટલેનમાં રહેતી ગુલજારે નામની જાહિર બાજારમાં બેસનારી સ્ત્રીને ત્યાં રહી છું. મ્હારા ઉપર કોઇના તરફથી બળાત્કાર કરવામાં આવ્યો નથી તથા મ્હને મ્હારી ઇચ્છા વિરુદ્ધ એવી કોઇ ફરજ પાડવામાં આવી નથી. ગુલજારે મ્હને પોતાને ત્યાં રાખી એક હજાર રૂપિયા મ્હને આપ્યા છે. જ્યાં સુધી હું એ રૂપિયા તેને પાછા ન આપું ત્યાં સુધી મ્હારા તરફની સઘળી કમાણી ઉપર તેનો હક્ક છે. મ્હારી ખોરાકી પોષાકીનું ખર્ચ હું તેની પાસે રહું ત્યાં સુધી તેને વેઠવાનું છે. ત્રણ વર્ષ સુધી હું તેની સાથે રહેવા આ કરારથી બંધાઉં છું. ત્યાર પછી હું તેને તેના રૂપિયા આપી છુટી થવું હોય તો આ કરારથી છુટી થઇ શકું તેમ છું. હવે પીરૂ સાથે મ્હારે કોઈ પણ પ્રકારની લેવાદેવા નથી તથા તેમની સાથે મ્હારૂં કાંઇ લેણદેણ નથી."

ઉપરોક્ત બન્ને પત્રો વાંચી સંભળાવ્યા પછી પીરૂએ કહ્યું:— "નરગીસ! આ પત્રો ઉપર ત્હારે સહી કરી આપવી પડશે; તથા તેમાં લખ્યું છે તે પ્રમાણે ત્હારે આ ગુલજારના સહવાસમાં રહી તે કહે એ પ્રમાણે વર્તવું પડશે."

એ પત્રોની હકીકત સાંભળી નરગીસ ગંભીર વિચારમાં પડી ગઇ. પીરૂ શા હેતુથી તેને ઉપાડી લાવ્યો હતો તે એ હવે સમજી શકી. તેણે સજળ નયને દયાજનક સ્વરે કહ્યું:—"હું તમને કરગરીને કહું છું કે, તમે આવી રીતે મ્હારી જીંદગીની પાયમાલી ન કરી રાખો. મ્હારી, પાસે જે જરજોખમ છે તે બધું લઇને પણ જો તમે મ્હારો છુટકારો કરશો તો હું ગુપચુપ મ્હારા પિતાના આશ્રયમાં ચાલી જઇશ. એમ કરવાથી જે કાંઇ બન્યું છે તે ગુપ્ત જ રહેશે તથા મ્હારા શૌહર મ્હારો સ્વીકાર કરી મ્હને સુખી કરશે."

પીરૂએ આજે પુષ્કળ મદ્યપાન કરેલું હોવાથી તેનો મિજાજ ગરમ થઇ ગયો હતો. તેણે કઠોર સ્વરે કહ્યું:—"નરગીસ! દયા અથવા રહમ કોને કહે છે એ અમે જાણતાં જ નથી તું તો અમારી પ્રૉમિસરી નોટ અથવા હમ્મેશાં વટાવી શકાય એવી હુંડી છે. વળી જો તું અમારી ઇચ્છાનુસાર વર્તીશ તો તને અત્રે કોઇ પણ રીતે દુઃખી નહિ કરવામાં આવે. આમ છતાં અમુક મુદ્દત સુધી તને સ્વતંત્ર રીતે હરવા ફરવાની છુટ તો નહિ જ મળી શકે. મરજી હોય કે નામરજી હોય તો પણ ત્હારે આ પત્રો ઉપર સહી કરી આપવી પડશે." આમ કહી પીરૂએ નરગીસના કંપતા હાથમાં હોલ્ડર આ[illegible] તેની આ-

મ્હને ઉતરી છે. હે ખુદા! હું ખરી રીતે નિર્દોષ છું.' હવે તમામ સિવાય બીજું કોઇ મ્હારું મદદગાર નથી. આ જાન જશે તો પણ હું હવે આ પાપીઓની ઇચ્છા કબુલ રાખનાર નથી."

પોતાના મન સાથે આવો દૃઢ નિશ્ચય કરી, હિમ્મત લાવી નરગીસે કહ્યું:—"તમે જે હેતુથી મ્હને અત્રે ઉપાડી લાવ્યા છો એ હેતુ પાર પડનાર નથી. મ્હારા જેવી એક નેક ઓરતને ફસાવવા માટે ખુદાને ત્યાં તમારે જરૂર જવાબ આપવો પડશે. મ્હને કોઇ આશ્રય નહિ આપે તો ભિખ માગીને હું મ્હારું પેટ ભરીશ; પરંતુ જાણી જોઇને હું આવી નરકની ઊંડી ખાઇમાં નહિજ પડું. તમે જે રસ્તે મને લઈ જવા માગો છો તે જીવતા દોજખમાં જવાનો રસ્તો છે."

પીરૂએ વિશેષ ઉત્તેજિત બની જઇ કહ્યું:—"કળી ચુંટાઇ ગયા પછી તેની કાંઇ કિમ્મત નથી, કાચ ભાગ્યા પછી તેને સોધી શકાતો નથી, તેવીજ રીતે એક સ્ત્રીની પાકદામન ઉપર ધબ્બો લાગ્યા પછી તે નેકીની પુતળી થઇ શકતી નથી.

તૂટેલા તાર વીણાના ન સંધાતા કદિ પાછા;
ફૂટેલા કાચના કડા, ન સંધાતા કદિ પાછા;
ગઇ જો પાકદામન તો, સતી કુલટા ગણાયે છે;
બદી ને નેકીના સાંધા, ન સંધાતા કદિ પાછા"

અપૂર્ણ.

એ પત્રો... પીરૂ શા હેતુથી તેને ઉપ...

સજળ નયને દયાજનક સ્વરે કહ્યું:— (... બનાવશે)

તમે આવી રીતે મ્હારી જીંદગીની પાયમાલી ન કરી લાલી ચહાવે છે. પાસે જે જરઝવેરાત છે તે બધું લઇને પણ જો તમે મ્હારો છુ... છે. કરશો તો હું ચુપચુપ મ્હારા પિતાના આશ્રયમાં ચાલી જઇશ. એ કરવાથી જે કાંઇ બન્યું છે તે ગુપ્ત જ રહેશે તથા મ્હારા શોહર ... સ્વીકાર કરી મ્હને સુખી કરશે."

પીરૂએ આજે પુષ્કળ મદ્યપાન કરેલું હોવાથી તેનો મિજાજ ગરમ થઇ ગયો હતો. તેણે કઠોર સ્વરે કહ્યું:—"નરગીસ! દયા અથવા રહમ કોને કહે છે એ અમે જાણતા જ નથી તું તો અમારી પ્રૉમિસરી નોટ અથવા હમેશાં વટાવી શકાય એવી હુંડી છે. વળી જો તું અમારી ઇચ્છાનુસાર વર્તીશ તો તને અત્રે કોઇ પણ રીતે દુઃખી નહિ કરવામાં આવે. આમ છતાં અમુક મુદત સુધી તને સ્વતંત્ર રીતે હરવા ફરવાની છુટ તો નહિ જ મળી શકે. મરજી હોય કે નામરજી હોય તો પણ ત્હારે આ પત્રો ઉપર સહી કરી આપવી પડશે." આમ કહી પીરૂએ નરગીસના કંપતા હાથમાં હોલ્ડર આપી બન્ને પત્રો તેની આગળ ધર્યા.

નરગીસે મનમાં ને મનમાં ખુદાનું સ્મરણ કરીને કહ્યું:—"હે દીન દુનિયાના માલિક! પરવરદિગાર! મ્હારા ઉપર રહમ લાવો. મ્હેં જાણી જોઇને કોઇ પણ પ્રકારનું પાપ કર્યું નથી. ક્યતાનો એ પ્રપંચથી

## અગત્યની સૂચના.

ઉપરા ઉપરી અનેક કાયમના તથા છુટક ગ્રાહકોની પાછલા અંકોની માગણીને માન આપી અમે 'મોજ-મજાહ' ના પાછલા અંકો ફરીથી છપાવી તૈયાર કર્યા છે; પાછલા છુટક અંકો બીજી વખત છાપવા પડેલા હોવાથી બબ્બે આનાની કિમ્મતથી છુટક મળી શકશે.

નમુનાના અંક માટે અઢી આનાની ટીકીટ બીડવી.

નવીન ગ્રાહકોએ વગર વિલંબે નીચેને શિરનામે લવાજમના રૂ. ચાર ભરી પાછલા અંકો અને ભેટ મેળવવાનો લાભ લેવો. મ્હારગામના ગ્રાહકોએ ભેટના પોસ્ટેજના ૦-૪-૦ મળી રૂ. ૪-૪-૦ નો મનીઑર્ડર મોકલી આપવો. હિંદુસ્તાન બહારના ગ્રાહકોએ સાત શિલિંગ ૭ પેન્સ મોકલવા.

જલદી ગ્રાહક થાઓ! ભેટના પુસ્તકની નકલો સિલ્લકે છે.

### આશકની આત્મકથા

નામની સચિત્ર દ્દલદાર નવલકથા ભેટ આપવાનું નક્કી ... આ પુસ્તકની નકલો ઘણીજ થોડી છે. માટે વહેલો તે ખલાસ થયે અમો આપવાને બંધાતા નથી.

મોજ-મજાહ કાર્યાલય

ગીરગામ ચર્ચ સામે ખટાવ બીલ્ડીંગ મુંબઈ નં. ૪



આ પત્ર જાદવજી પીતાંબર ઠક્કરે મુંબઇ નં. ... પરેલ રોડપર સેંડી નોર્થ કોટ હિન્દુ ઓરનેજ કે. એન. ... છાપ્યું છે અને તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ ...જી. બી. રોડ ગીરગામ ખટાવ બીલ્ડીંગમાંથી પ્રસિદ્ધ કર્યું છે.

૧૯૨૪ સીનેમાના શોખીનો માટે દર રવિવારે પ્રગટ થતું સાપ્તાહિક. Registered No. B. 1829

# મોજ-મજાહ

[... ૧ લું.]
૨૪મી ઑગસ્ટ ૧૯૨૪.

[ અંક ૨૦ મો. ]
શ્રાવણ વદ ૯



હવે મ્હારૂં તે ત્હારૂં છે

વાર્ષિક લવાજમ
રૂ. ૪ ૦-૦

છુટક નકલ મુંબઈમાં ૧ આનો
બહાર ગામ સવા આનો

આજના લેખોનો ક્રમ.

હવે મ્હારૂં તે ત્હારૂં છે ... (રા. મસ્તવિહારી)
આજકાલ ... ... (રા. "મનહર" નરોત્તમવાળા)
ફુલવાળી ... ... (રા. વ્રજલાલ ભાઈચંદ ઠક્કર)
પૂનમની રાત ... ... (રા. મસ્ત ફકીર)
એક સુંદરીનાં સાહસ કર્મો. (રા. મંજુલાલ મો. દેસાઈ)
મુંબાઈનું રાત્રિ-રહસ્ય ... (રા. ગુપ્તદૂત)
ખુની કોણ... ... (રા. હરિલાલ પોપટલાલ ઠક્કર)




[ શ્રાવણ વદ ૯ ]　　રવિવાર તારીખ ૨૪ મી આગસ્ટ ૧૯૨૪.　　[ પુ. ૧ લું. અંક ૨૦ મો. ]

## હવે મ્હારૂં તે ત્હારૂં છે

—○○—

( ગઝલ )

સુકોમળ પુષ્પ સમ હૈયું પ્રિયા આ પ્રાણપ્યારૂં છે;
હજૂ હકદાર એનો હું અને કહું છું કે મ્હારૂં છે.

હજૂ ખાલી, નથી વસ્તી; હજૂ ભોળું, નથી મસ્તી;
કિંમત મોંઘી છતાં સસ્તી, વેપારી છે, હુલારૂં છે.

છે ભાડાનું, છે દેવાનું, જો કોઇએ માગી લેવાનું;
દીધું એ માત્ર કહેવાનું, દીધું તે પણ અમારૂં છે.

દિવાનો માગતો એવું હૃદય દેવું હૃદય લેવું.
જે લેવું તેજ દઈ દેવું, શું ત્હારૂં ત્યાં શું મ્હારૂં છે ?।

પ્રીતિના માર્ગ જ્યાં ધરવા, પછી વેપાર શા કરવા ?
"તું દે' ના દે' નથી પરવા, હવે મ્હારૂં તે ત્હારૂં છે.

વ્રજવિહારી

—○○—

## આજકાલ

—○—

( ચંદરોઝ એ લય )

પવન ફેશનનો ફુંકાયે આજકાલ
વાયુ પોઝીશનનો વાયે આજકાલ.
હોય ફુરતાં ઘરમહીં હરમાનજી
બ્હાર બહુ ભપકો રખાયે આજકાલ.

ખાલી ખીસ્સાં હોય પણ કંઈ દંભમાં
'એટીકેટ'થી વાત થાયે આજકાલ.
પુજ્યતા ત્યાગી યુવાનોએ હવે
વૃદ્ધાઓ બૉયકૉટ થાયે આજકાલ.
શ્લોક કે મંત્રો તજીને શાસ્રના
નાટકી ગાણાં ગવાયે આજકાલ.
ઘરતણાં અમૃતમમાં ભોજન તજી
હોટેલે આણાં ખવાયે આજકાલ.
વિમળ જળ આજે ગણાતું જંતુમય
કૃત્રિમ પીણાંઓ પીવાયે આજકાલ.
'ઘર મહીં પોથી મહીંનાં રીંગણાં'
બ્હાર બહુ લેખો લખાયે આજકાલ.
'પગ તળે બળતું બધું હોયે છતાં'
દૂરતાં ભાષણ ભુંકાયે આજકાલ.
પાંચ દશ લેખો લખી અનુકરણના,
સ્હેજમાં સાક્ષર થવાયે આજકાલ.
કોડીથી કોડીની કવિતાઓ બની
કવિયો પણ ઘર ઘર જણાયે આજકાલ.
ભોળા બિચારાઓ ખપે છે મૂર્ખમાં
પુર્ણ પાખંડી પુજાયે આજકાલ.
ગર્વનો વ્યય વ્યર્થ ધનવંતો કરે
દીન જનો દૂખથી રિબાયે આજકાલ.
છાપાંઓના રાફડા ફાટી પડયે
પ્રજાજન ગુંચવાઇ જાયે આજકાલ
હાય મનહર વાંચને વિષ વ્યાપતું
(પણ) ભુલ કોઇને ના ભળાયે આજકાલ.

"મનહર" વરતેજવાળા.

# પુલવાળી.

લખનારઃ—રા. વ્રજલાલ જાદવજી ઠક્કર.

(સંપૂર્ણ ટૂંકી વાર્તા.)

(૧)

ચંપા એક માળીની કન્યા હતી. ફુલનો તેનો ધંધો હતો. તેનો ચ્હેરો પણ ફુલના જેવો જ હતો કે બીજા કોઈના જેવો એ હું બરાબર કહી શકતો નથી; છતાં એટલું ખરૂં કે, તેના તરફ જોનાર એકદમ પોતાની નજર પાછી ખેંચી લેવા ઈચ્છતું નહોતું—એકાગ્રદૃષ્ટિથી તેના તરફ જોઇ રહેવાની ઇચ્છા થયા કરતી હતી.

તેનો વિવાહ એક છોકરા સાથે થયો હતો ખરો; પરંતુ એ વિવાહ મ્હારા મત પ્રમાણે મિથ્યા હતો. ચંપાને જ્યારે કોઇ પણ પ્રકારનું જ્ઞાન નહોતું, તે જ્યારે ઢીંગલા ઢીંગલીનો પણ વિવાહ કરતાં શીખી નહોતી ત્યારે તેના જેવા જ એક અજ્ઞાની છોકરા સાથે માબાપે તેનો વિવાહ કર્યો હતો; પરંતુ એક જ માસમાં એ છોકરો તેનાં માબાપની સાથે પ્લેગનો ભોગ થઈ પડી પરલોકવાસી થઇ ગયો હતો. ત્યાર પછી ચંપા મ્હોટી થઈ ગામલોકોને ફુલ પૂરાં પાડતી હતી.

પહેલાં મ્હેં તેની સાથે ઘણી રમત ગમત કરી હતી; પરંતુ મ્હારે માથે નિશાળમાં ભણવા જવાની જવાબદારી આવી પડી એટલે ચંપાને માથે ગામમાં ફુલો વહેંચી આવવાની જવાબદારી આવી પડી.

ઘરના ઓટલા ઉપર આવેલા જે ખંડમાં બેસી હું અભ્યાસ કરતો હતો તેના દ્વારમાંથી ચંપાને ફુલની છાબ લઈ ગામમાં જતી આવતી જોઇ શકતો હતો. ઉભયની નજર એક થતાં મ્હારા અભ્યાસના રસને હાસ્યદૃષ્ટિથી અનુભવી તે મ્હને થોડાં તાજાં ફુલ આપી હસતી હસતી ચાલી જતી હતી. ચાલતી વખતે તેની ઓઢણી હવામાં ઉડતી હતી, માથા ઉપરના બાલ ખભા ઉપર નાચતા હતા તથા ચંચળ હારણી જેવી તેની ગતિ લાગતી હતી.

અભ્યાસ કરી રહ્યા પછી રાત્રે બિછાનામાં સુઈ રહી, ચંપા માળીની કન્યા થઇને કેમ જન્મી તથા મ્હેં રસિકલાલ નામથી બ્રાહ્મણનું ઘર ઉજ્વળ કેમ કર્યું એ વિષયનો હું વિચાર કર્યા કરતો હતો! એ વિચાર કરતાં આવેશમાં જ મ્હને ઊંઘ આવી જતી હતી.

(૨)

ગામડાનો અભ્યાસ પૂરો કર્યા પછી હું શહેરમાં ગયો. પહેલાં શહેર સાથે મ્હારો વિશેષ પરિચય નહોતો. શહેરમાં ગયા પછી હું વિચારવા લાગ્યો, 'અહીં ચંપા ક્યાં છે? કોકિલનો ટહુકાર ક્યાં છે! વનસ્પતિનું નયનરંજક નમ્રસૌંદર્ય ક્યાં છે? તાજાં ફુલો અને તેની સુવાસ ક્યાં છે!' હું પુસ્તક લઈ કૉલેજનો અભ્યાસ કરવા બેસતો; પરંતુ પ્રકૃતિની નીરસતા અભ્યાસમાં મ્હારા ચંચળ ચિત્તને રોકી શકતી નહોતી. વાંચતાં વાંચતાં મ્હને ઘણો કંટાળો આવતો હતો તથા તેને પરિણામે પરીક્ષામાં હું નપાસ થયો એ કહેવાની જરૂર હોય એમ ધારતો નથી.

મ્હારી પોતાની જાત ઉપર મ્હને ઘણો તિરસ્કાર ઉપજ્યો કે 'બેઠો બેઠો હું આ શું કરૂં છું! જો કે પૈતૃક સંપત્તિ હોવાથી પરીક્ષાએ પસાર કરી નોકરી ન મેળવી શકું તો એ માટે હરકત નહોતી; પરંતુ અભ્યાસ કરવા માટે શહેરમાં આવ્યા પછી હરેક વિષયમાં નપાસ થઈ શત્રુઓને હસાવી હું ઘેર જાઉં એ મ્હને ઘણું શર્મ ભરેલું લાગ્યું. હું રસિકલાલ ઉચ્ચ બ્રાહ્મકુળોત્પન્ન યુવક, એક હેય માળીની છોકરી ચંપકલતાના રૂપથી અંજાઈ જઈ મ્હારો આલોક અને પરલોક બગાડવા બેઠો હતો એ માટે મ્હને ઘણું લાગી આવ્યું.

ફરીથી ચોપડીઓને બરાબર ખંખેરી સાફ કરી ઘણી ધામધૂમથી અભ્યાસ કરવા માંડ્યો. રજા કે તહેવારને દિવસે હવે હું ઘેર જતો નહોતો. શરીર તથા મનને સ્ફુર્તિમાં લાવવા રજાના દિવસોમાં હું દેશવિદેશની હવા ખાવા નીકળી પડતો હતો.

ગરમીની રજાઓમાં મ્હારા જ્ઞાતિબંધુ હરિહરે મ્હારી આગળ કાશ્મીરની સ્વર્ગિય સૌંદર્ય છટાનું વર્ણન કરી મ્હને પોતાની સાથે કાશ્મીર લઇ જવાને રાજી કર્યો. તેણે કરેલા વર્ણનથી હું પણ વિધાતાએ રચેલું એ સ્વર્ગિય સૌંદર્ય જોવા અધીર બની ગયો હતો. હરિહરના કાકા વનમાળી શ્રીનગરમાં વ્યવસાય કરી પોતાની આર્થિક ઉન્નતિ કરી શક્યા હતા. હરિહરની સાથે જઈ હું તેમના જ આશ્રયમાં રહેવા લાગ્યો. નદીઓનાં ઝરણાંઓનું મધુર સંગીત સાંભળવામાં, વનસ્પતિથી શોભી રહેલા પહાડી પ્રદેશોની અંદર હરવા ફરવામાં, મુક્ત શીતળ વાયુનું સેવન કરવામાં હું અપાર અનિર્વચનીય સુખમાં મ્હારા દિવસો પસાર કરવા લાગ્યો. પાણીનાં પ્રવાહની માફક રજાઓના દિવસો જોત જોતાંમાં પસાર થઇ ગયા. પાછા ફરવાને ચાર પાંચ દિવસ રહ્યા હતા એવામાં એક દિવસે સવારે નાસ્તો કરી ફરવા જવાની હું તૈયારી કરતો હતો એવામાં હરિહરે મ્હારી પાસે આવી જાણે તેને કંઈ કહેવું હોય એવા ભાવથી મ્હારા તરફ જોયું. હું કાંઇ પૂછું તે પહેલાં જ તેણે કહ્યુંઃ—"કનક આવી છે. ચાલ, આપણે તેની પાસે બેસી વાતચિત કરીએ."

કનક વનમાળીની કન્યા હતી. તેની ઉમ્મર વિવાહ યોગ્ય થઈ હતી. હરિહરને મુખે ઘણી વખત મ્હેં તેની વાત સાંભળી હતી. હું આવ્યો ત્યારથી તે તેની માતા સાથે બ્હાર ગામ ગયેલી હોવાથી હું તેને જોઇ શક્યો નહોતો. આજ સુધીમાં કનક સંબંધી હરિહરે મ્હારી સાથે જે સઘળી વાત કરી હતી તે ઉપરથી હું તેના મનનો ભાવ સારી રીતે સમજી શક્યો હતો. આજે હરિહરનું વાક્ય સાંભળી હું કાંઇ બોલ્યો નહિ.

હરિહરે કહ્યુંઃ—"બ્હીશ નહિ, તને કાંઈ બાંધીને મારવાનો નથી. જો તને એ ન ગમે તો પછી તું ત્હારી મરજી પ્રમાણે વર્તજે."

આમ કહી હરિહર ઘરમાં ગયો. હું સ્વસ્થ થવાનો પ્રયત્ન કરવા લાગ્યો. મ્હેં વિચાર્યું, એમાં હરકત જેવું શું છે? કોઇ દિવસે વિવાહ જ્યારે કરવો જ છે ત્યારે પછી કન્યા જો સુંદરી હોય તો તે પેલી ગામડીઆણ ચંપા કરતાં કોઇ રીતે ઉતરતી ન લેખી શકાય. પ્રકૃતિના આવા સ્વર્ગના રાજ્યમાં ઉછરતી કન્યાની ગામડીઆણ ચંપા સાથે તુલના કરવી એ એનું એક રીતે અપમાન કરવા જેવું છે.

એવામાં મ્હેં ચમકીને ઉંચું જોયું. એક રૂપવતી કન્યાએ કર-કંકણના મૃદુ ધ્વનિ સાથે શર્માતાં શર્માતાં મ્હને પ્રણામ કર્યાં. 'આહ! કેટલી બધી સુંદરતા!' આ શબ્દોને મનમાં જ વિચારી હું આશ્ચર્ય પામી એ રૂપવતીની દેહલતાનું દર્શન કરવા લાગ્યો. પ્રથમ દર્શને જ મ્હને વિહ્વળ બનાવી દેવાના હેતુથી એ સૌંદર્યપ્રતિમાએ મનોહર મૂલ્યવાન્ વસ્ત્રાલંકારોથી પોતાની દેહલતાને સુસજ્જિત કરી હતી.

હું રૂપસુંદરીનું મુગ્ધદૃષ્ટિથી દર્શન કરતો હતો એવામાં હરિહરે આવીને કહ્યું:—" કનક! હારમોનિયમ પર બેસી એક ગીત ગા જોઇએ."

આજ્ઞા થતાં જ કનકે હારમોનિયમ પાસે બેસી સુર મેળવી નિમ્નલિખિત ગીત ગાયું.

"મોગરાની વેલ મ્હારી લૂમે ને ઝૂમે;
ખીલ્યાં ગોરાં ગોરાં ફૂલ
મ્હારી લૂમે ને ઝૂમે.
ભમરો આવ્યો ને બેઠો, અડકીને ઉડ્યો
લાગ્યા ભમરાના કાળા ડાઘ
મ્હારી લૂમે ને ઝૂમે.
ચન્દ્રે લ્હોયા, ને કાંઈ સૂર્યે યે ધોયા;
ધોયા મ્હેં નયણાંને ધાર,
મ્હારી લૂમે ને ઝૂમે.
લ્હોયા લ્હોવાય નહીં, ધોયા ધોવાય નહીં;
કાળા ભમરાના કાળા ડાઘ,
મ્હારી લૂમે ને ઝૂમે.
જોગી પધાર્યા ભેખધારી કો કારમા;
છાંટયાં મંત્રીને જોગ નીર
મ્હારી લૂમે ને ઝૂમે.
નિર્મળાં ધોવાયાં મ્હારાં ગોરાં ગોરાં ફૂલડાં;
વાસના કંઇ પુણ્યની પમરાય.
મ્હારી લૂમે ને ઝૂમે."

—(ન્હાનાલાલ.)

એ કંઠસ્વરમાં અજબ જાદુ ભર્યું હતું. તેના કંઠસ્વર આગળ કોયલનો-વસંતનો ટહુકાર મ્હને નીરસ લાગ્યો. આમ છતાં ફુલડાં શબ્દ સાંભળી મ્હારી બાળસહચરી સદાં હાસ્યમયી ચંપાનું મનોહર મુખ મ્હને યાદ આવ્યું. ગામડાના નિર્દોષ વાતાવરણમાં ઉછરેલી એ કન્યકા મ્હને કનકલતા કરતાં પણ વિશેષ સુંદર અને ગુણિયલ લાગી. ચંપાનો કંઠસ્વર નૈસર્ગિક મધુરતાથી ભરેલો હતો. તેના દેહના લાવણ્યમાં બિલકુલ આડંબર નહોતો. વિધાતાની આ સૃષ્ટિમાં તે કુદરતે રચેલી અપરૂપ સૌંદર્યમૂર્તિ હોય એમજ મ્હને લાગ્યું. તેની શાન્ત સરળ દૃષ્ટિમાં વિકારને બદલે નિર્દોષતાના આનંદનો સમાગમ થયેલો હતો. તે પોતાના કુદરતી મધુર સુરથી બગીચાની અંદર જ્યારે લલકારતી કે,

સૂનાં સૂનાં ફૂલે ફૂલડાં
મ્હારાં સૂનાં સિંહાસન કાન્ત રે!
સ્નેહધામ સૂનાં સૂનાં રે:
આંબાની ડાળી મ્હોરે નમી
માંહી કોયલ કરે કલ્પાન્ત રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

એ સીટીઓ સાંભળતાં હૃદય નાચી ઉઠતું હતું. આકાશ પૃથ્વી અને વાયુ સુદ્ધાં એ સુરતરંગોને આવકાર આપતાં હોય એવો ભાસ થતો હતો. આમ છતાં મ્હારે ચંપાને ભૂલી જવાની હતી. એના જેવી એક માળીની છોકરીને યાદ કરવી એ મ્હારે માટે મહા પાપ હતું. કનક માટે મ્હારા તરફથી હરિહરને ઉત્સાહ ઉપજે એવો ઉત્તર મળ્યો નહિ. અમે બન્ને પાછા ઘાંચીના બેલની માફક દેશમાં જઇ કૉલેજની ઘાણીમાં જોડાયા.

(૩)

અહીં આ ફુલની માળા કોણ મૂકી ગયું છે!

થોડા દિવસથી હું ઘેર આવ્યો આવ્યો હતો. ચંપાની સાથે મ્હારો મેળાપ થયો નહોતો. જે બારીમાં હું બેસતો હતો તે રસ્તા ઉપર પડતી હોઈ એ રસ્તેથી ચંપા ગામમાં ફુલ પહોંચાડવા જતી હતી. પ્રથમની માફક તેને એ રસ્તેથી જતી આવતી જોવાની મ્હારી આશા નિરાશાના રૂપમાં ફેરવાઇ ગઇ હતી. મ્હારે જેવી રીતે અભ્યાસ બંધ કરી ઘરના ખુણામાં આશ્રય લેવો પડયો હતો તેવી રીતે ચંપાને પણ કદાચ કોઇ ગંભીર કારણથી ગામમાં ફુલો પહોંચાડવાનું બંધ કરવું પડ્યું હશે એવો વિચાર સુદ્ધાં મ્હારા મનમાં ઉપજ્યો નહોતો. તેને જોવા માટે દિવસે દિવસે હું વિશેષ અધીર બની જવા લાગ્યો. બારી પાસેથી જતાં જે ઝુંપડાવાળા રસ્તેથી તે હરિણીની માફક ચાલી જતી હતી એ રસ્તાએ મ્હને પાગલ બનાવી દેવા માંડયો હતો! મ્હને કેટલીક વખતે એમ થઇ આવતું કે, તેનું ઘર કંઇ બહુ દૂર નથી. હું જાણી જોઇને શા માટે દુઃખી થાઉં છું? તેને ઘેર જઈ હું તેનું દર્શન કરી શકું તેમ છું; પરંતુ બે ચાર માણસોની હાજરીમાં દર્શન કરવું અને એકાન્તમાં દર્શન કરવું, એમાં ઘણો ફેર હતો. પરાયા માણસોની હાજરીમાં સ્વાભાવિક રીતે સંકોચ ઉપજે તેમ હતો. એવા દર્શનમાં તૃપ્તિ મળી શકે તેમ નહોતી. એથીજ મન 'જાઉં—જાઉં" કરતું હોવા છતાં હું તેને ત્યાં જઇ શક્યો નહિ.

આવી રીતે દિવસો પસાર થતા હતા; એવામાં એક દિવસે બ્હારથી ફરી સંધ્યાકાળના અરસામાં હું ઘેર આવ્યો તો આખું ઘર ફુલોની સુવાસથી સુગંધિત બની ગયેલું જણાયું! પછી બારી પાસે ગુંચળું વળી એક સાપને બેઠેલો મ્હેં જોયો! સાપના શરીરમાંથી એક પ્રકારની ગંધ આવે છે એ ખરું છે; પરંતુ ઘરમાં ફેલાઇ રહેલી ગંધ પુષ્પોની જ હતી. દીવો લઇ મ્હેં બારી પાસે જઇને જોયું તો એ સાપનું ગુંચળું નહોતું પરંતુ ફુલની માળા હતી. નવાઇ ઉપજે એવાં તાજાં ફુલોની ધ્યાનથી ગુંથેલી એ મનોહર સુગંધપૂર્ણ માળા હતી!

મ્હારે માટે એ માળા કોણ મૂકી ગયું! ચંપા! ના—ના, એ બનવા જોગ નથી. તે મ્હારાથી શરમાઇને જે રસ્તે મ્હારું મકાન આવેલું હતું તે રસ્તે નીકળતી જ નહોતી. આમ હોવાથી છુપી રીતે મ્હારે ત્યાં આવી તે માળા મૂકી જાય એ મ્હને અસંભવ લાગ્યું.

એ વખતે થોડે દૂર આવેલા કોઇ ફળીઆમાં વાંસની એક બંસી વાગતી હતી. મ્હારા મકાનની આસપાસ આવેલાં ઝુંપડાંની ઓરડીઓ તથા

પાંદડા પવનના જોરથી હાલતાં હતાં. પ્રેમથી પેલી માળાને ગળામાં પહેરી હું સ્તબ્ધ બની બિછાના ઉપર બેસી રહ્યો. તેની સુગંધ અને સ્પર્શથી હું જાણે કે સ્વપ્નમાં પડી ગયો. કોણ આવ્યું હતું! કોણ મ્હારા મકાનમાં માળા રાખી ગયું હતું એ સંબંધી મ્હેં કાંઇ પૂછપરછ કરી નહિ. જે અસત્ય લાગતું હતું તે ચોક્કસ અસત્ય લાગે તો આત્મા દુઃખાય તેમ હોવાથી હું કલ્પનાના રાજ્યમાં વિચરણ કરી સુખ અનુભવવા લાગ્યો.

આખી રાત સ્વપ્નમાં વીતાડી સ્હવારમાં જાગી ઉઠવા છતાં હું એ વખતે પણ સ્વપ્ન જોતો હોઉં એમજ મ્હને લાગ્યું!

હવે દેશ વિદેશમાં ભટકવા ઉપરથી મ્હારું મન ઉઠી ગયું. તે ઉપરાંત મ્હારા ઘર માટે મ્હને મોહ નહોતો ઉપજ્યો એમ પણ હું કહી શકું તેમ નથી. ચંપા સિવાય મ્હારા બેઠકખાનામાં વારંવાર પુષ્પોની વૃષ્ટિ બીજું કોણ કરે? વળી ચંપાએ આટલી બધી ઉપાધિ શા માટે ભોગવવી જોઇએ? હું મ્હારા મન સાથે એ વિષયનો કાંઈ નિર્ણય કરી શકતો નહોતો.

ગમે તેમ હો, પણ એ સંતાકુકડી મ્હારે પકડવી જ જોઇએ. બ્હાર ફરવા જવાનું માંડી વાળી હું મ્હારા બેઠકખાનાની બારીમાં બેસી રહેવા લાગ્યો તથા તે કદાચ પ્રભાતકાળ થતાં પૂર્વે આવી જશે એમ વિચારી મધ્યરાત્રિ વીતિ ગયા પછી બિછાનામાંથી ઉઠી અધીર ચિત્તે હું બારીમાં બેસી તેની રાહ જોવા લાગ્યો.

આમ છતાં કોઇ આવ્યું નહિ. થોડા દિવસ સૂધી બારી ઉપર બેસી રહ્યા પછી મ્હેં એ સંતાકુકડી પકડવાના સંકલ્પનો ત્યાગ કર્યો. આટલા દિવસોમાં મ્હારી અધીરતા વધી ગયેલી હોવાથી ચંપાનું દર્શન કરવા હું તેને ઘેર જવાની તેયારી કરતો હતો, એવામાં ચંપાના કાકાએ મ્હારા મકાનમાં પ્રવેશ કરી રડવા જેવું મ્હોં કરી કહ્યું:-"ભાઈ! તમારે એક વખત અમારે ઘેર આવવાની કૃપા કરવી પડશે."

ચિંતાતુર બની જઈ હું તેના મુખ તરફ જોઈ રહ્યો. તેણે કહ્યું:—"ચંપાને સખ્ત તાવ આવ્યો છે. આખી રાત તેણે બકવા કર્યો છે. સ્હવારે સહજ શુદ્ધિમાં આવ્યા પછી તેણે મ્હને કહ્યું "કાકા! એક વખત તમે રસિકલાલને મ્હારી પાસે બોલાવી લાવો. તેમની ચરણરજ શિર પર ચઢાવવાથી આરામ થઈ જશે એવો દેખાવ મ્હેં સ્વપ્નમાં જોયો છે."

બીમારીની વાત સાંભળી હું ઘણો દુઃખી થયો; આમ છતાં ચંપાએ મ્હને બોલાવેલો હોવાથી એ માટે મ્હારા મનમાં થોડો ઘણો આનંદ, પણ અવશ્ય ઉપજ્યો. મ્હેં કહ્યું, "બ્રાહ્મણની ચરણરજથી આ કળિયુગમાં હવે કાંઇ થઇ શકતું નથી. એ દિવસો વીતિ ગયા છે. આ પ્રસંગે તો ડૉક્ટરની ચરણરજની આવશ્યકતા છે. હું ડૉક્ટરને બોલાવી વિના વિલંબે આવું છું; તમે જાઓ."

"ડૉક્ટર" બોલાવવાની વાત અમે પણ કરી હતી, પરંતુ તેથી તો ચંપાએ ચ્હીડાઇ જઇ એમ કહ્યું કે, 'તમે ગમે તે કરશો તો પણ હું દવા પીવાની નથી."

મનમાં વિશેષ આનંદિત બની તત્કાળ હું ચંપાના કાકાની સાથે જવા લાગ્યો. પાસે જતાં જ ચંપાએ મ્હારા બન્ને પગ ઉપર પોતાનું માથું મૂકયું; આપત્તિ દર્શાવવાનો તેણે મ્હને વખત જ ન આપ્યો. આહ! કેટલી બધી ગરમી! મ્હારા પગ સાથે જાણે કે સળગતા અગ્નિનો સ્પર્શ થયો હોય એમ મ્હને લાગ્યું.

અગ્નિમાં સ્નિગ્ધતા છે એમ હું કહીશ તો લોકો મ્હને પાગલ કહેશે એ હું જાણું છું; છતાં એ સ્નિગ્ધતાનો આજે મ્હને બરાબર અનુભવ થયો. તે સાથે 'લલાટે રાખ કર ત્હારો, પછી એ તાવ પણ પ્યારો' એ ઉક્તિનું સ્મરણ થઇ આવ્યું. મ્હારા બન્ને તનમનાટ કરતા હાથ સમાજના બંધનમાં તથા લોકલજ્જાની બેડીમાં બંધાયલા હોવાથી હું કોઇ પણ પ્રકારની હિલચાલ કરી શકયો નહિ. આમ છતાં મ્હારું અંતર સંકોચ સિવાય ચંપાના સર્વાંગને સ્પર્શ કરી તેનો રોગ સત્વર દૂર થઈ જાય એ માટે પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યું.

થોડા સમય સૂધી ચુપ રહ્યા પછી પ્રેમથી મ્હેં ચંપાને કહ્યું:-"ચંપા! દવા પીધા વિના આરામ થાય કે? તું ડાહી હોવા છતાં ગાંડપણ કેમ કરે છે! હું ડૉક્ટરને બોલાવું છું. થોડી વારમાં જ તને આરામ થઇ જશે."

ચંપાએ કાંઈ ઉત્તર આપ્યો નહિ. તે જાણે કે ઘણો આરામ અનુભવતી હોય એમ લાગ્યું. પછી તે જોરથી શ્વાસ લેવા લાગી. ધીમેથી બન્ને પગ ખસેડી લઇ મ્હેં ચંપાના કાકાને કહ્યું:—"ઉંઘી ગઇ છે. હવે તેને કંટાળો આપવાની જરૂર નથી. જાગી ઉઠયા પછી તેને પ્રથમની માફક બેચેની જણાય તો મ્હને ખબર આપજો એટલે હું ડૉક્ટરને સાથે લઇ આવીશ."

આખો દિવસ ચિંતામાં પસાર થઇ ગયો. ચંપાની ખબર કોઇ લઇ આવ્યું નહિ. હું રાતમાં એક મિનિટ માટે પણ આંખ મીંચી શકયો નહિ. બિછાનામાં જાણે વીંછીઓ ઉભરાઇ રહ્યા હોય તથા તેઓ મ્હને ડંખતાં હોય એવી અસહ્ય વેદના હું અનુભવવા લાગ્યો. સ્હવારે ઓંશામાં ને આશામાં હું બેસી રહી રાહ જોઈ શકયો નહિ. પ્રભાતકાળ થવાને વિલંબ હતો. હું ક્યારનોય શયનગૃહમાં આંટા મારતો હતો. ઉષાની ઉજ્વળ જ્યોતિનો વસુધરા ઉપર વિસ્તાર થાય એટલે ચંપા પાસે જવાનો મ્હારો નિશ્ચય હતો.

એવામાં સુગંધિત પુષ્પોની સુવાસ આવી તથા ઘણી અજાયબીની વચ્ચે મ્હેં 'મ્હારા તનમનમાં છુપાઇ રહેલી ચંપાને જોઇ. મ્હારાથી બોલી જવાયું:—"ચંપા! તું કયાંથી? શું હું સ્વપ્ન જોઉં છું?"

ચંપાએ પૂર્વ દિશા તરફ જોઇને કહ્યું:-"હજી સૂર્યોદય નથી થયો તેથી કદાચ સ્વપ્ન પણ હોય!"

મ્હેં કહ્યું:-"તને સખ્ત તાવ આવેલો હતો તે એટલી વારમાં ઉતરી ગયો ને તું મ્હારી પાસે આવી પહોંચી!!"

"એ બધો બ્રાહ્મણની ચરણરજનો પ્રતાપ છે. તમે ગયા ત્યારથી હું ઊંઘી ગઇ હતી. ઊંઘમાં ઉઠતાં જ તાવ ઉતરી ગયો હતો. પસીનાથી આખું બિછાનું ભીંજાઈ ગયું હતું. સંધ્યાકાળે સાબુ ચોખાની કાંજી પીધી હતી તથા અત્યારે હું તમારી પાસે હાજર થઈ છું."

"" ત્યારે તો બ્રાહ્મણુની ચરણુરજમાં હજી પણુ મહત્વ રહેલું છે એમ કહેવું જોઇએ."

"એમાં શો શક? જે વાત બ્રાહ્મણો જાણુતા નથી તે આજે હું જણાવું છું. એક વખત બારી પાસે આવશો કે?"

"કેમ? ફરીથી ચરણુરજ લેવાની ઇચ્છા થઇ છે કે?"

ચંપા હસી પડી. તેણે કહ્યું:—"ના-ના, હવે તો બ્હીક લાગે છે. એક વખત ચરણુરજ લેવા જતાં જાણે લુંટફાટ થતી હોય તેવી રીતે નાશી ગયા હતા! હવે એવી રીતે તમે નાશી જાઓ એમ હું ઇચ્છતી નથી."

હું બારી ઉપર જઇને બેઠો તથા કહ્યું:—"ત્હારે જે કહેવું હોય તે કહે, પણ લૂંટ ન કરતી.

ચંપાએ કહ્યું:—"તમે તો ગાંડા છો. લૂંટ કરનાર માણુસ જેને લૂંટી લીધા હોય તેમની પાસે હાજર થાય ખરૂં કે?"

આમ કહી પહેરેલી ઓઢણીમાં છુપાવી રાખેલી પુષ્પમાળા મ્હારી સ્હામે ધરી તેણે કહ્યું:—"તમે આ પુષ્પમાળા પહેરો; હું તે જોઉં."

એ પુષ્પમાળા, ચંપાનું મુખ તથા તેના મુખમાંથી નીકળતા શબ્દો એ બધું મ્હને અદ્ભુત લાગ્યું. મ્હેં હસતાં હસતાં કહ્યું:—"બ્રાહ્મણુની ચરણુરજની આ દક્ષિણા છે કે?"

"કેમ—પહેલાં પણુ તમને માળા નથી મળી કે?"

મ્હારી નજર આગળ આખરો ઇતિહાસ દીવાના જેવો સાફ થઇ ગયો. મ્હેં કહ્યું:—"દાતાના દર્શન સિવાય દાન આવે તે કોના તરફથી આવ્યું છે એ કેવી રીતે સમજી શકાય?"

"એ બધું હું સમજતી નથી. રહવાર થઇ ગયું છે તમે જલ્દી માળા પહેરી લ્યો એટલે હું જાઉં."

હાવકા બનીને મ્હેં કહ્યું:–"માળા પહેરવામાં મ્હને અડચણુ નથી પરંતુ તે કેવી રીતે પહેરવી એ હું જાણુતો નથી."

ચંપાએ બનાવટી મ્હોં ચઢાવી કહ્યું:—"હા-હા, તમને તો કશું આવડતું નથી! ન્હાના બચુડા ખરાને!" આમ કહી ચંપાએ મ્હારા ગળામાં માળા પહેરાવી દીધી. પછી આનંદથી તે મ્હારા મુખ તરફ જોઈ રહી.

ધીમેથી મ્હારા ગળામાંથી માળા બ્હાર કાઢી મ્હેં કહ્યું:—"ચંપા! આવી ઇચ્છા તને એકલીને જ થતી હશે કે!"

ચંપાએ દાંત સાથે ઓષ્ઠ દબાવી દૂર ખસી જઇને કહ્યું:—"જાઓ—જાઓ, ગાંડા ન બની જાઓ. કયાં બ્રાહ્મણુ અને કયાં માળી?!"

મ્હેં રીસે ભરાઇ કહ્યું:—"ત્હારી આ માળા મેજ ઉપર ભલે પડી રહી. હું એને અડકીશ પણુ નહિ."

રડી પડવા જેવું મ્હોં કરી ચંપાએ કહ્યું:—"બ્રાહ્મણુના ગળામાં માળીની છોકરીથી માળા પહેરાવી શકાય ખરી કે?"

"માળીની છોકરીએ બ્રાહ્મણુના ગળામાં જ માળા પહેરાવવી જોઇએ એવું મ્હેં અંગ્રેજી પુસ્તકોમાં બાર વાંચ્યું છે!"

નિર્દોષ ચંપા હસી પડી. ઊંચું ઘુણાવી તેણે કહ્યું:–"ઠીક ઠીક, લ્યો ત્યારે તો મ્હારા ગળામાં માળા પહેરાવો." આમ કહી હંસના કંઠ જેવો પોતાનો કંઠ તેણે મારા બાહુપ્રદેશ ઉપર નમાવ્યો.

મ્હેં તેના ગળામાં માળા પહેરાવી. દીન દરિદ્ર ભીખારી કરોડો રૂપિયાની મહોરો તરફ જેવી રીતે લુબ્ધ દ્રષ્ટિ કરી જોઇ રહે તેવી રીતે હું તેના તરફ દ્રષ્ટિ કરી જોઈ રહ્યો. કેવું સુંદર મુખ! સ્વર્ગની દેવી, બેહસ્તની હુરી તથા ઇંદ્રની અપ્સરા શું આવી હશે?!

એકાએક મ્હારા સુખસ્વપ્નનો ભંગ કરી 'હું જાઉં છું' કહી ચંચળ હરિણુશિશુની માફક ચંપા ચાલી નીકળી.

ગીત સમાપ્ત થયું. સુરના તરંગો વાયુ સાથે ભળી જઇ જાણે કાનને અથડાતા હોય તેમ ગ્રામ્યજીવનમાં ઉછરેલી, કુદરતની કળા નીચે ખીલેલી એ માળણુ મારી આંખો નજીક તરવરવા લાગી.

(૪)

ગંભીર રાત્રે એકાએક બારી ખખડતી સાંભળી ચમકી જાગી ઉઠીને મ્હેં પૂછ્યું:–"કોણુ છે?"

"ચંપા."

ચંપા! આટલી રાત્રે! તેનો અવાજ ધ્રુજતો હતો. ગભરાઇ જઇ હું બારી પાસે ગયો. ચંપાએ પૂછ્યું:–"બ્હીક લાગે છે?"

"બ્હીક શાની?"

"આટલી મોડી રાત્રે માળીની છોકરી ચંપા તમારા જેવા એક બ્રાહ્મણુને મળવા આવી છે તેની."

"એમાં જો બ્હીક લાગવા જેવું હોય તો તે માળીની છોકરીને લાગવી જોઇએ."

"પરંતુ તે નીભંય છે એ તમે જોઇ શકો છો. તમારો હાથ એક વખત મ્હારા તરફ લંબાવી શકશો કે?"

"ચંપા! આટલી મોડી રાત્રે માળાની જરૂર નથી."

"હું માળા નહિ પણુ ઝેર લાવી છું હાથ લંબાવો છો?"

ચંપા હસીને વાત કરતી હતી; પણુ તેના હસવામાં રુદનનો કારમો સુર ભરેલો હતો. શું હશે તે હું સમજી શક્યો નહિ. ગમે તે હો, મ્હેં મ્હારો જમણો હાથ લંબાવ્યો. મ્હારો હાથ તેણે પોતાના સુકોમળ હાથમાં લઇ માથા ઉપર મૂક્યો. છેવટે એ હાથને પોતાના હાથમાં દબાવી રાખી તેણે કહ્યું:—"વિદાય—સદાને માટે વિદાય!"

હું ચમકી ઉઠ્યો. મ્હેં પૂછ્યું:—"શું કહે છે?"

મ્હારે આ ગામ છોડી જવું પડે છે."

"તું કયાં જાય છે?"

"જતી નથી, જવું પડે છે; ભગવાનને લઇ જાય છે!"

"કેમ-તને કોણુ લઇ જાય છે?"

"જે લઇ જઇ શકે તેમ હોય તે."

"અત્યારે જ?"

"અત્યારે તો નહિં પણ બને તેટલી ઉતાવળથી."

ચંપાની આ વાત સાંભળી મ્હારા પ્રાણમાં હાહાકાર થવા લાગ્યો. મ્હેં કહ્યું–"ચંપા! તને શા માટે લઈ જાય છે?"

"જવા દો, એ વાત સાંભળવાથી તમને શો લાભ છે?"

ગંભીર રાત્રે વિદાય લેવા આવેલી હોવા છતાં વિદાય શા માટે થવું પડે છે એ કહી શકતી નહિ હોવાથી હું મુંઝાઇ ગયો અને ચુપ રહ્યો.

ચંપાએ થોડા વખત માટે ચુપ રહી કહ્યું :–"તમને કહેવાને હરકત નથી, પરંતુ તેથી તમને દુઃખ થશે. વળી આ વાત હું તમને ન કહું તો પણ તમારા સાંભળવામાં આવ્યા સિવાય રહેવાની નથી."

"જુઓ, જગતમાં કોઇ પણ કાર્ય ગુપ્ત રહી શકતું નથી. તમને હમ્મેશાં ફુલ પહોંચાડયા સિવાય રહેવાતું નથી, તમારે માટે માળા ગુંથ્યા સિવાય મને ચેન પડતું નથી એ વાત બીજા માણસો કેવી રીતે જાણી શકે? એવી વાત મ્હેં પોતે કોઇને કહી હોય એ તમને સંભવિત લાગે છે? એવી વાત કહેવાય પણ ખરી?!"

આશ્ચર્ય પામી મ્હેં વિચારમાં પડી કહ્યું:–ત્યારે શું આખું ગામ આ વાત જાણે છે?"

અરે, એટલુંજ નહિ પરંતુ આપણે પરસ્પરને જે માળા પહેરાવી હતી તે સંબંધની વાત પણ કોઇની જાણ બહાર નથી." ધિક્કારથી મ્હારૂં હૃદય ફાટી જવા લાગ્યું. મ્હારી હાલત એક નશાબાજ જેવી બની ગઇ. મ્હારી ભૂલ માટે મ્હને પસ્તાવો થવા લાગ્યો. માળા પહેરવાનો અધિકાર મ્હને હતો, પહેરાવવાનો નહોતો. ફુલ વેચવાનો ચંપાનો વ્યવસાય હતો, મ્હારો નહિ. હું બ્રાહ્મણનો પુત્ર હોઇ એક માળીની છોકરીના કંઠમાં પુષ્પમાળા પહેરાવું એ દુનિઆની દ્દષ્ટિએ કેવું દેખાય?

એક વખતે ચંપાએ મૂકેલી પુષ્પમાળાને મ્હેં સાપ ધારવાની ભુલ કરી હતી; પરંતુ એ ભૂલ કરતાં મ્હેં જે ભયંકર ભૂલ કરી હતી તેનો હિસાબ કોણ કરી શકે તેમ હતું?

મ્હારી આ ભૂલના પરિણામે ચંપા માટે પોતાના ગામનો ત્યાગ કરવાનો વખત આવ્યો હતો.

મ્હેં કહ્યું:–"આટલું છતાં તું મ્હને મળવા આવી છે?"

"મ્હને કોનો ડર છે?"

હું વિચારમાં પડી ગયો. એક નવલકથા, ટુંકી વાર્તા અથવા એક કવિકલ્પનાને શોભે એવો આ ઉત્તર સાંભળી હું વિચારમાં પડી ગયો. આવી અસંભવ, અશકય, સજીવ, સુંદર મૂર્તિને પ્રાપ્ત થવા છતાં, પણ જે ગુમાવે તેના જેવો બેવકુફ કોણ?

"ચંપા! ત્હારે કયાંય જવાનું નથી!"

મ્હારા હાથને તેણે વિશેષ જોરથી પકડી રાખી કહ્યું:–"આવી જ રીતે પકડી રાખશો કેમ?"

"ઇચ્છા તો છે જ; પણ કયાં પકડી રાખી શકું છું?"

"કાલે સ્હવારે જ હું અહીંથી ચાલી જાઉં છું."

"કયાં જઇશ તે મ્હને કહીશ?"

"અમે ત્યાં. જમ્યાની કાંઇ ખોટ નથી."

"વાહ વાહ! બહુ ઉત્તમ વાત. જેને ઘર બહાર સરખાં છે તે ઘરમાં રહે અને રાજધાની મુકી રાજા જંગલમાં જાય! ચંપા ત્હારૂં પણ તેવું છે."

આ વખતે ચંપાની આંખમાં આંસુ ભરાઇ આવેલાં જોઇ મ્હેં કહ્યું:–"ચંપા! તું રડે છે?"

બારીના ટેકણ ઉપર ધીમેથી મ્હારા હાથને ગોઠવી ચંપા દૂર ઉભી રહી. તેની આંખમાંના આંસુથી મ્હારો હાથ ભીંજાઇ ગયો હતો.

(૫)

હવે જ મ્હને રસ્તો જડી આવ્યો. અત્યાર સુધી રસ્તો નહિ જડવાથી મ્હારી કમઅક્કલ માટે મ્હને અફસોસ થવા લાગ્યો.

અરેરે! એક ઉછળતા સુકોમળ જીગરના ગંભીર નિશ્વાસ, તેની આંખોમાંનાં ઉન્હાં આંસુ તથા સ્નેહ તેમજ ભક્તિ મેળવવા માટે પોતાનું સર્વસ્વ સમર્પણ કરવાને તૈયાર થયેલો આત્મા; એ બધું મ્હને યાદ આવ્યું. રૂઢી જહન્નમમાં જાઓ! નાતજાતનું નિકંદન વળી જાઓ! લોકલાજ અને વ્યહવારની મર્યાદાઓ વિશ્વમાંથી વિલુપ્ત થાઓ અને 'લગ્ન એ તો પ્રાણવિકાશનું વ્રત છે એ ગુજરાતના કવિના શબ્દો સ્નેહજીવનમાં સાચા ઠરો.

સ્નેહજીવનમાં વ્યાકુળ બની હું ચંપાને ઘેર ગયો અને હાક મારી: "ચંપા!"

ઉત્તર ન મળ્યો. પાસે આવેલા પીપળા ઉપરથી એક ઘુવડે વિકૃત અવાજ કર્યો.

થોડા વખત પછી એક માણસે ચંપાની વાડીનો દરવાજો ઉઘાડી કહ્યું:–"તમે કોણ છો?"

"ચંપા કયાં છે?"

"ચંપાએ ઝેર પીધું છે."

"કયારે?"

"મ્હને ખબર નથી."

ગવર્નર કપને દહાડે રેસકોર્સનો વિન થનાર ઘોડો જેટલી ઝડપથી દોડે તેનાથી પણ વધુ ઝડપે હું દોડયો; પરંતુ મારા નસીબમાં વિધાતાએ સજ્જડ હાર લખી હતી.

મ્હારા મનમંદિરમાં રમી રહેલી માળા, મ્હારી કલ્પનાનો આનંદ, મ્હારા આત્મજીવનનું સુખ લુંટાઇ જતું હતું. ચંપાનો ચંપક જેવો દેહ મલિન અને નિસ્તેજ થતો હતો. એ કુસુમકળી ખીલતાં ન ખીલતાંમાં અકાળે કરમાઇ જતી હતી.

તેની કરમાઇ જતી દેહલતાની પાસે બેઠેલાં સર્વાં સંબંધીની પરવાહ કર્યા સિવાય હું 'ચંપા–ચંપા!' નો પોકાર કરતો એક દિવાનાની માફક તેની પાસે જઇને બેઠો. મ્હેં મ્હારા ખોળામાં તેનું માથું લઇ 'ચંપા–ચંપા!' કહી તેને બોલાવી; પણ તેનાં અબોલા ન તુટયા. તેણે આંખ પણ ન ઉઘડી. તેનો એકકે ઓષ્ઠ ફરકયો નહિ. આઠ દશ વખત બોલાવ્યા પછી મીંચાઇ ગયેલાં નેત્રો સહજ ખુલ્લાં કરી તુટક સ્વરે તેણે કહ્યું:–"વ્હાલાની વસમી એક વિદાય!"

સમાપ્ત.




લખનારઃ—શા. મસ્ત ફકીર

(ગતાંકથી સંપૂર્ણ.)

### બ્હીને નાઠો!

મુંબાઇના એક શ્રીમંત કુટુંબના યુવાનની વસ્લની રાતના ફારસની મને ખબર છે. તેને બહુજ નાનો અને નિર્દોષ પરણાવી દેવામાં આવ્યો હતો. ચૉરીમાં બેસવું એ તેને ગમતું નહે તું. પણ તેની મા અને બાપે સમજાવી પટાવી માંડ માંડ પાટલા ઉપર રાખ્યો હતો. ફેરા ફરતી વખતે ગોર મહારાજ બાબને ઝાલી રાખી ફેરા ફર્યા હતા, અને વસ્લની રાતે ચતુર બાલા આવેશમાં આવી તેની પાસે જતાં 'વોય માડી રે!' કરી ભડકીને ભાગી તેની માની ગોદમાં જઇને સૂઈ રહ્યો હતો! બીજા એવા એક નંગને માટે એમ સાંભળ્યું હતું કે, તેની ચતુર નવોઢાએ વધુ ભવાડો થતો અટકાવવા તેની ચોટલી પલંગ સાથે બાંધી હતી!

ઘણા પરણવા માંગતા યુવાનો પહેલી રાતે શું વાત કરવી તે પણ જાણતા નથી. ઘણાઓને સ્ત્રી શું છે, એ ખ્યાલ પણ હોતો નથી. જ્યારે કેટલાકોના મગજમાં દુષ્ટ સોબતીઓએ ઘણોજ અજબ ખ્યાલ ઘુસાડી દીધેલો હોય છે. એવાને મુંબઇની શોકીન આલમની વાકુતી રૂપે મુંબઇનાં ચોક્કસ નાટકો જોવાની ભલામણ કરૂં છું. કોઇને સલાહ નથી આપતો. કારણ કે એવી સલાહ આપવા જતાં એક બે વખત મેં જબરી છક્કડ ખાધી છે.

#### છક્કડ નં૦ ૧.

એક મારા બિરાદરે મારી સલાહ લેવા આવ્યા કે, પહેલી રાતે શું વાત કરવી? માં બાપના ભારી દાબ અને શરમા શરમીના ખોટા વાતાવરણમાં તદ્દન આખેલા જેવા ઉછરી ગયેલા એ યુવાનને સીધે રસ્તે રસિક અને ચતુર બનાવવા માટે મે આકાશ અને પાતાળ એક કરેલાં સંગીતનો શોખ કરાવેલો (ઉસ્તાદોના.) નાટકોમાં લઇ જતો. એની રસવૃત્તિ ખાસે એવી જાતનાં કાવ્યો અને ગીતો તેને સમજાવતો. ગીત ગોવિંદ તો તેને મ્હોડે કરાવેલું. તેને કનૈયો બનાવવા વાંસળી પણ લઇ આપેલી! ફુલોને ચ્હાતાં શીખવેલું, રાતે અગાશીમાં રહી ચાંદની સામે જોવાની ટેવ પડાવેલી! અને પહેલી રાતે નવોઢા આગળ બોલવાને માટે એક આખો સંવાદ લખી આપેલો. સંવાદમાં શરૂઆતમાં આ શબ્દો હતાઃ—

"પ્રિયા, ઘુંઘટ ખોલો!
પ્રેમમાં પડદો ન હોય!
આપણાં લગ્ન થયાં—
આજે આપણે પ્રભુતામાં પગલાં માંડયાં—
ઓ, મારા જીવનની સહચરી!
શરમ છોડો, ને આપો એક મીઠું ચુંબન—વગેરે—વગેરે."

આ સંવાદ મેં તેની વસ્લની રાતના આગલા દિવસે લખી આપેલો અને બરોબર ગોખી તૈયાર થવા તેને તાકીદ કરેલી મેં કલ્પી લીધેલું કે, આપણા કાઠીયાવાડી રીવાજ પ્રમાણે પહેલી રાતે નવોઢા શયન મંદિરમાં ઘુમટ કઢાડી આવશે. શરમાતી, મદમાતી, ધબકતી છાતીએ અવાચક નીચું જોઈ ઉભી રહેશે અને મારો મિત્ર હાથ પકડવા જતાં શરમથી જીભ તાળવે ચોંટી ગયેલી હોવાથી હાથથી છણકો કરીને હજુ ખબરાવી ના પાડશે!

મગર અફસોસ! એ સલાહ આપવામાં મેં જબરી છક્કડ ખાધી હતી. ત્રીજે દિવસેથી મારો એ દોસ્ત કોણ જાણે શાથી મારો દુશ્મન થઈ ગયો. એટલે રાતે શું બન્યું હતું એ તેને હું પૂછી શક્યો નહિ. પંદર વીસ દિવસ પછી મારા એ દોસ્તની પરણેલી પેલી બાઇ એક મેળાવડામાં મારી સાથે થઈ ગઇ, અને હું નિરાંતે કૉફી પીતો હતો ત્યાં અગ્નિ વરસાવતી મારી સામે આવીને ઉભી રહી અને બોલી કે, "ફકીર સાહેબ! તમે જબરી છક્કડ ખાધી કોઇને આવી સલાહ ન આપતા!"

ઓસ્તેરીકી! શાની છક્કડ! સલાહ શું? એ હું વિચાર કરતો હતો એટલામાં પેલા મિત્રના ઘરમાં કામ કરતી દીવાળી નામની નાની છોકરીને મેં જોઇ. તેને યુક્તિથી પૂછતાં જણાયું કે, વસ્લની રાતે મારા દોસ્તે જબરો ભાંગરો વાટયો હતો. અને એ પણ ખબર પડી હતી કે મેં ગણતરીજ ઉંધી કરેલી પેલા અક્કલના ઓથમીરે મેં લખી આપેલો સંવાદ છેક છેલ્લી ઘડી સુધી મ્હોડે નહે તો કર્યો અને વસ્લની રાતે શયનમંદિરમાં એ કાગળીયુ વાસ્કુટના ખીસામાં રાખીને દાખલ થયેલો. મેં ગણત્રી કરી હતી તેમ પતિના પછી ઘુમટો કઢાડીને દાખલ થવાને બદલે આગળથીજ એ ઓરડામાં દાખલ થઇ ભણેલી-ગણેલી અને ચતુર હોવાથી હાથમાં પુષ્પની માળા સાથે હીંડોળાખાટ ઉપર ઉલ્હાસમાં હીંચી રહી હતી. પેલા બિરાદર તો આ દૃશ્ય જોઇ ચાટ પડી ગયેલા! અને પ્રસંગોપાત શું બોલવું તેની બુદ્ધિ નહિ હોવાથી મારો કાગળ ખીસામાંથી બહાર કઢાડી ઘડીભર કાગળ સામું અને ઘડીભર પરણેતર સામું બોકડાની માફક જોયા કરતા હતા! એટલામાં પેલીએ કાગળ ઝુંટવી લીધો ને મારૂં કાવતરૂં પકડાઇ ગયું! પછી શું બન્યું એ વાંચકો! તમેજ કલ્પી લેજો.

#### છક્કડ નં૦ ૨—પ્રેમ પત્રિકાઓ!

હનુમાન ગલીના એક માળની ઓરડીમાં જ્યારે હું રહેતો હતો ત્યારે મારી બાજુમાં મારકીટના એક કાપડના વેપારી રહેતા હતા. હતા તદ્દન અનઘડ અને અસંસ્કારી! પણ નસીબ દેવીની કૃપાથી ધંધામાં સારો તડાકો પડી જવાથી ગાંઠે પાંચ પૈસા એકઠા થવાથી અને બાપદાદા સારી આબરૂનો વારસો મેલી ગયેલા હોવાથી, દેખાવમાં કંઇક ઠીક હોવાથી રાજકોટની છઠ્ઠી અંગ્રેજી શીખેલ એક બહુજ સુશીલ અને ચતુર કન્યા સાથે તેમનાં લગ્ન થયાં. કહેવાય છે કે, વસ્લની રાતે તેમણે પત્નીનાં લુગડાંના ભાવ પૂછેલા! પરણેતર પીયર ગઈ. પોતાની અસંસ્કારિતા તેમને સાલી. અને એ ભાઇએ એક દિવસે મારી પાસે એક વિચિત્ર માગણી કરી. મારી ઉમ્મર તો હતી ફક્ત ચૌદ વરસની! પણ વાંચનના શોખને લીધે અને સ્વ. અમૃતલાલ પઢીયારનું "પ્રેમ પ્રેમ ને પ્રેમ" આધાર કર ઉલ્હાસરામ

કંથારીયાની કવિતાઓ, કલાપીનાં કાવ્યો, ગોવર્ધનરામનો સરસ્વતીચંદ્ર વગેરે પુસ્તકો ચોપી ચોપીને વાંચી ગયેલો. હોવાથી લગ્ન અને જીગરનો અનુભવ નહિ થવા છતાં પણ હું ભાષામાં રસિક થઇ ગયો હતો. પેલાએ મને કહ્યું:- 'દોસ્ત! તરૂં મહિનાનું આખું ખીસા ખરચ નીકળે એટલા પૈસા હું તને આપીશ, પણ મારી બૈરી માટે દર ચાર દહાડે કે આઠ દહાડે તારે એક સુંદર કાગળ લખી દેવો!"

મને આ કૈખાલો પસંદ પડયો. એક તો પૈસાની લાલચ અને બીજું કંઇક સાહસ કરીએ છીએ એ ભાવનાની ગોઠવણ એ હતી કે દર શનિવારે મારે એમના રૂમમાં જઇ એ પોતેજ જાણે લખતા હોય એવીજ રીતે તેમનાં પત્ની ઉપર પ્રેમનો કાગ... મી આપવો. એ ભાઈ તેની નકલ કરી લે અને એજ રાતના તેને બીડી દે. વચમાં કોઇ દિવસે પેલીનો જવાબ આવતાં તેજ દિવસે સામો પ્રત્યુત્તર લખી નાખવો. બાઇનું નામ મેનાવતી હતું. અને હું પણ લ્હેરમાં આવી મારૂં બધું ભડોળ ખાલી કરી બન્નેને ગલગલીયાં થાય એવી રીતેજ કાગળો લખતો. લ્યો, એકાદો નમૂનો આપું—

" મારી પ્રિય મેના—

તારી મધુર ગુંજારવ કરતી પ્રેમ પત્રિકા મળી. મારા હૃદયના તારની ઝણઝણાટી થઇ. નિશ્વાસ નીકળી ગયો અને બોલાઇ ગયું કે ક્યારે એ ચદ્રમુખી મેના મને ફરી મળશે! ઓ ચંદ્રમુખી! ઓ મારાં કલેજાંની કોર! ઓ મારા દિલની દવાઇ! ચાતકની માફક દિનરાત હું તારૂંજ રટણ કર્યા કરૂં છું. પ્રિયા, રાજકોટમાં તારા બાપના બગીચા પાસે પેલી કોયલના ટહુકા સુણતી મને યાદ કરે છે કે? અફસોસ! આ મુંબાઇની મ્યુનિસિપાલીટીએ આ મોહમયીની મનોહર કુદરતને મારી નાખી છે. પર્ણકુટીની જગ્યાએ કબૂતરના માળા જેવી ચાલો ઉભી થઈ છે અને પુષ્પકુંજ અને વનવેલીઓની જગાએ ગટરો અને ગલીઓ શોભી નીકળી છે. પ્રિયા! રસના ઘુટડા પીતાં તૃપ્તિ થતી નથી. ગઈ વખતનો તારો કાગળ જરા ન્હાનો હોવાથી હું નિરાશ થયો-હતાશ થયો અને નિશ્વાસ નાખી હીંચકા પરથી પડી ગયો. પ્રિયા! કઇક લાંબુ લખ. જરા મીઠું લખ અને હું તો ઇચ્છું છું કે, નિરંતર લખ લખ કર.

હું છું,

તારા પ્રેમમાં લખી રહેલો

કચરાભાઇ!"

લગભગ છએક મહિના સુધી આવી રીતે કાગળ પત્રોનો વહેવાર ચાલ્યો. પેલી મેનાવતી પણ તેના પતિના હસ્તાક્ષરમાં આ જાતના કાગળો વાંચી અજબ થઇ ગઈ હતી! અને એક બે કાગળોમાં તો તેણે લખેલું પણ ખરૂં "નાથ! દેખાવમાં બોથડ જેવા લાગતા અને વાતચિતમાં અસંસ્કારી અને મૂઢ જણાતા આપ આવા રસિક છો, એ જાણી મને અત્યંત આનંદ થાય છે!" બે ચાર મહિના પછી એક કાગળમાં તેણે લખેલું-"તમારા આટલા કાગળો વાંચ્યા, પણ મારી ખાત્રી થઇ ગઇ ચુકી છે કે, તમે ખરેખરા રસિક અને ચતુર છો, પણ ફક્ત મને ચીડવવા ખાતરજ કંઇ સમજતા ન હો, એવો ઢોંગ કરતા હતા. અને મને મુગ્ધાને બનાવવા તમે જાણી જોઇને મૂઢ બન્યા હતા!"

### ભોપાળું ફૂટયું!

મે પેલાને ઘણીએ વાર સલાહ આપી હતી કે, કાગળો આવા સારા લખાય છે, પણ પ્રત્યક્ષ વાતચીતમાં જો તું પાણી નહિ બતાવે તો આપણા બન્નેનો કબ્જો ગુમ! પણ એને મારફીટની દુકાનમાંથી સંસ્કાર પ્રાપ્ત કરવાની ફુરસદ જ ન મળી!

આખરે મેનાવતી મુંબાઇ આવી. બે ચાર દિવસ પછી અચાનક મારા હસ્તાક્ષર અને પેલાના હસ્તાક્ષરવાળા કાગળો એક સાથે હાથમાં આવી જવાથી પેલીને કંઇક વહેમ પડયો. પેલાની ઉલટ પાલટ તપાસ લેવામાં આવી અને આખરે એ બોપાએ ભોપાળું ફોડી નાખ્યું. મને જોવાની તીવ્ર જીજ્ઞાસા મેનાને થઇ! વાંકી ટોપી અને હાથમાં ભમરડા સાથે ઓટલા ઉપરથી રમતો મને તેની પાસે ઘસડી જવામાં આવ્યો. એણે બિચારીએ મને કોઈ રસીક કામણગારો કલ્પ્યો હશે! તેને બદલે તેર ચઉદ વરસના એક તોફાની છોકરાને જોઇ (મને તે વખતે લાગ્યું હતું) એ બિચારી ઘણી નિરાશ અને હતાશ થઈ ગઈ. નિરાશ કેમ ન થાય! અઢાર વીશ વર્ષની પહાડ જેવી યુવતી ને કયાં હું નાનું મગતરૂં!

પછી-પછી શું? એ વિષયનું કમનસીબ પરિણામ આવ્યું. ઘણે વખતે મને ખબર પડી કે તેના ધણી તરફથી તેનું મન ઉઠી ગયું હતું.

સંપૂર્ણ.




લખનાર—શા. મંજુલાલ ગોપાલદાસ દેસાઈ.

## પ્રકરણ ૧૩ મું.

### સાધુ સુંદરગિરિ.

હવે આપણે જેસર તરફ વળવું જોઇએ. મોતીશાએ કરેલી સૂચના પ્રમાણે તે મધ્ય ચોકની વીથીમાં જવાને નીકળ્યો. રસ્તો ફક્ત પાંચજ મીનીટનો હતો. હજી મધ્ય રાત્રિને એક કલાકની વાર હતી અને સાધુ ચોક્કસ મળશે એવી ખાત્રીથી જેસર હરખાઇ ગયો હતો.

ત્યાં ગયા પછી તેણે તપાસ કરી તો માલુમ પડ્યું કે હજી તે સાધુ આવી પહોંચ્યો ન હતો; તો પણ તે નિરાશ ન થયો, કારણ કે મોતીશાએ તેને ખાત્રી આપી હતી કે, તે જરૂર મધ્યરાત્રિ પહેલાં ત્યાં આવી પહોંચશે.

તેથી જેસરે તેની આવવાની રાહ જોઇને બેસવાનો નિશ્ચય કર્યો; અને વીથીના માલિકની સાથે વાતો કરી વખત ગાળવા લાગ્યો. આ પ્રમાણે અડધો કલાક ગયો પણ કોઈ સાધુ દેખાયો નહી.

હવે જેસરની ધીરજ ખુટી. તે ગુસ્સે થવા લાગ્યો; કારણ કે તે જાણતો હતો કે વડા ધર્મગુરૂ મહેશગિરિનો સ્વભાવ ઘણો ક્રૂર અને ગુન્હાની શિક્ષા કરવાની બાબતમાં થોડો ઘણો અવિવેકી છે. તેથી જો જયસિંહની શિક્ષાની ઢીલ થવાથી વડા ગુરૂને જવાબમાં થોડી ઘણી પણ અડચણ થશે તો તે પોતે તેના ગુસ્સાનો ભોગ થઈ પડશે, એ વિચારે બિચારા જેસરના પેટમાં ગભરાટ છુટ્યો.

તેથી જ્યારે જેસરે જોયું કે હવે તો મધ્યરાત્રિ થવાને ફક્ત પા કલાકનીજ વાર છે ત્યારે તે પોતાના નસીબનો દોષ કાઢવા લાગ્યો, અને બધા સાધુઓને ગાળો દેવા લાગ્યો.

પણ એટલામાં ઘોડાના ડાબલાનો અવાજ તેને કાને પડ્યો અને તે બોલતો અટકી ગયો.

એક પ્રસંગ મારીને તે મેદાનના આગલા ભાગમાં ગયો અને દૂરથી સાધુને ઘોડે બેસીને આવતો જોતાંજ તેના મુખમાંથી હર્ષના ઉદ્ગાર નીકળી ગયાઃ

"પૂજ્ય સાધુ! મહેરબાની કરીને ઘોડા ઉપરથી ઉતરશો જ નહી," જેવો તે સાધુ ઉતરવા જતો હતો કે તરતજ જેસરે આગળ દોડીને ઘોડાની લગામ પકડી લીધી.

"શા માટે નહી, મારા પુત્ર?" ધીમા પણ ઉદાર સ્વરે તે પવિત્ર પુરૂષે પ્રશ્ન કર્યો.

"પૂજ્ય પિતા, તમારા ઉપદેશની બીજે ઠેકાણે હમણાંજ જરૂર છે;" જેસરે કહ્યું, "તેથી મહેરબાની કરીને મારી સાથે આવો અને રસ્તામાં હું તમને બધી વાત કહીશ."

"ભલે ત્યારે," સાધુએ કહ્યું અને ભુખ, તરસ તેમજ થાકના ભોગે પણ તે આ પવિત્ર કાર્ય કરવા તૈયાર છે એમ બતાવવા તેણે એક નિઃશ્વાસ નાખ્યો.

"હું ધારૂં છું કે તમારૂં નામ સુંદરગિરિ છે!" ઘોડાને દોરીને કેદખાના તરફ લઇ જતાં તેણે વાત શરૂ કરી.

"મારૂં નામ તેજ છે." આશ્ચર્ય પામતાં તેણે કહ્યું. "પણ પુત્ર. હું તો અહીં પહેલીજ વાર આવું છું તો પછી તેં મારૂં નામ કેવી રીતે જાણ્યું?"

"મને લાગે છે કે તમે મોતીશા શેઠને તો ઓળખતા હશો!"

જેસરે તપાસ કરવા માંડી. તેનો જવાબ હકારમાં મળ્યો એટલે જયસિંહ નામના કેદીનો બધો વૃત્તાંત કહી તેને માટે સાધુના ઉપદેશની કેટલી બધી જરૂર છે અને તે કેટલી બધી આતુરતાથી તેમની રાહ જોઇને બેસી રહ્યા હશે તે બધું સવિસ્તર જણાવ્યું.

પણ આ પ્રમાણે તે બન્ને જણા વાતચિતમાં રોકાયા હતા એટલા સમયમાં તે સાધુ સુંદરગિરિના શારીરિક દેખાવનો અમે થોડો ઘણો પરિચય વાંચકને કરાવીશું.

તેનું શરીર ઉંચું હતું અને તેણે લાંબો કાળો ઝભ્ભો પહેર્યો હતો. તેના માથા ઉપરની પાઘડી એટલી બધી મોટી અને નીચી હતી કે તેથી તેનું કપાળ ઢંકાઇ જતું હતું. તેના મુખની નીચેનો ભાગ તેની વિશાળ દાઢીથી ઢંકાઇ ગયો હતો. તેની આંખો તીક્ષ્ણ અને વદન ધ્યાન જણાતું હતું. તેનો અવાજ નમ્ર, માયાળુ અને ઉદાર લાગતો હતો; અને તેની રીતભાત વિનયી, સૌમ્ય અને દંભ વગરની હતી.

કેદખાના પાસે આવી પહોંચતાંજ જેસરે તે સાધુને ઘોડેથી ઉતરવામાં મદદ કરી. ત્યાં ઉભેલા પહેરેગીરને ઘોડાને યોગ્ય સ્થળે બાંધવા કહ્યું અને તેમને અંદર લઇ ગયો.

"હજી મધ્ય રાત્રિમાં ત્રણ મિનિટ બાકી છે;" જેસરે ઘડીયાળમાં જોતાં હર્ષથી કહ્યું. "પૂજ્ય પુરૂષ, મારી સાથે અંદર પધારો," એટલું કહીને તે એક ફાનસ લઇ આગળ ચાલવા લાગ્યો.

"પુત્ર, હમણાં અંદર ઘણા કેદીઓ છે કે?" કેદીઓ તરફ દયા બતાવતાં સુંદરગિરિએ પૂછ્યું.

"નવ કે દશ," જેસરે જવાબ આપ્યો. "તેમાંના ફક્ત ચારનેજ આવતી કાલે મોતની શિક્ષા થવાની છે."

"અને આ દુઃખી જીવોને પુરતા બંદોબસ્ત સાથે રાખ્યા છે ને?" એક દીર્ઘ નિશ્વાસો નાખતાં તે પવિત્ર પુરૂષ બોલ્યો.

"પેલું બારણું ઉઘાડતાંજ સામે ઓરડીઓ છે કે જેમાં જે કેદીઓને કાલે ફાંસી મુકવાના છે તેમને પુરેલા છે," જેસરે આંગળીથી બારણું બતાવતાં કહ્યું. "તેની અંદર હમણાં સાધુઓ છે. ત્યાં એક પહેરેગીર મુકેલો છે અને આ બારણાને તાળાથી મજબુત બંધ કરવામાં આવ્યાં છે."

"ત્યારે હાલમાં તો સાધુઓ પણ કેદી જેવાજ." જાણે કે જેલખાનાની અંદરની બંદોબસ્ત અને નિયમો માટે રસ લેતા હોય તેમ બતાવતો તે બોલ્યો.

"જે બાર કલાક તેમને ઉપદેશ આપવાનો છે તેટલો વખત તે તેમને પણ પુરાઈ રહેવાનું," જેલરે કહ્યું; "તમને પણ તે કેદી સાથે આવતી કાલે મધ્યાન્હ સુધી પુરી રાખવામાં આવશે."

"પણ જે ઓરડીમાં જયસિંહ સાથે મારે બાર કલાક પુરાઈ રહેવું પડશે ત્યાં પણ પહેરેગીર છે કે?" સાધુએ પૂછ્યું.

"ત્યાં રાખવો કે નહી એ તો તમારી ખુશીની વાત છે," જેલરે જવાબ આપ્યો. "હજી સુધી તો ત્યાં કોઈને પણ રાખ્યો નથી; કારણ કે તેના બારણાનો સંબંધ સીધો બહારની ચાલીમાં છે અને મારા હાથ નીચેનો અમલદાર ત્યાં આખી રાત બેસી રહે છે; તેથી જો કદાચ જયસિંહ નાસવાનો કે તમને નુકસાન કરવાનો જરા પણ પ્રયત્ન કરે તો એક બૂમ પાડતાંજ તે તમારી મદદમાં આવી પહોંચે. પણ આપણે આ આવી પહોંચ્યા!"

આટલું બોલી જેલરે પોતાની કમરે લટકતી કુંચી લીધી અને તેના વડે ભીંતમાં જડેલું એક મજબૂત નીચું બારણું ઉઘાડ્યું. અંદર એક ગોખલામાં દીવો બળતો હતો. સુશોભિત ચહેરો અને છુટા વાળવાળો એક યુવક અંદર ભીંતને અઢેલીને બેઠો હતો. તેની કમરે એક સાંકળ બાંધેલી હતી અને તેનો બીજો છેડો ભીંતમાં જડેલો હતો.

આ કેદી જયસિંહ પોતેજ હતો; અને સુંદરગિરિની સાથે જેવો તે જેલર અંદર દાખલ થયો કે તરતજ તે કુદ્યો.

"હા! તને આખરે સાધુ જડી આવ્યો ખરો?" દઢ અને ગુસ્સાભર્યા અવાજે તે બરાડી ઉઠ્યો. "તારા ઉત્સાહ ઉપર દૈવી કોપ ઉતરી પડજો! ફક્ત એકજ દિવસની ઢીલ—અને હું ચોક્કસ બચી ગયો હોત."

પણ તે એકદમ અટકી ગયો. જેલર તરફથી તેણે બારણામાં ઉભેલા સાધુ તરફ ઝીણી આંખે જોયું—તેના મુખ ઉપરની રેખાઓ અને આંખનું નૂર જોઈ—તે સ્તબ્ધ થઈ ગયો.

"આ તમારો કેદી છે, પૂજ્ય પિતા!" જેલરે જણાવ્યું "હવે તમને અહીં મૂકીને હું જાઉં છું."

પણ તે માંડ્યેજ આટલા શબ્દો બોલી રહ્યા હશે એટલામાં તો તે સાધુ એક છલંગ મારીને તે જેલર ઉપર તૂટી પડ્યો. લોઢા જેવા સખ્ત પંજાથી તેની ગરદન પકડી—અને તેને ભોંય ઉપર જોરથી પટકી નાખ્યો. તેજ વખતે પોતાના હાથથી તેનું મુખ એવું સંજડ દાબી દીધું કે જેથી તેની બૂમનો અવાજ જરા પણ બહાર ન આવે.

"જયસિંહ, મારી પોટલીમાં દોરડું છે તે લાવતો," તે સાધુએ કહ્યું.

"હર્ષની બૂમ પાડતાંજ જયસિંહે વગર વિલંબે દોરડું આપ્યું અને તરતજ તે જેલરને એવી રીતે બાંધવામાં આવ્યો કે જેથી તે હાલી ચાલી પણ ન શકે તેમજ બૂમ પણ ન પાડી શકે.

"છોકરા, હવે આ ઝબ્બો લે," પોતાનો ઝબ્બો ઉતારીને એક સામાન્ય શહેરી જેવો દેખાવ ધારણ કરતાં કહ્યું. "પણ અરે! તને બાંધેલી સાંકળ તો હું ભૂલી ગયો. કાંઈ ફીકર નહી. તેને તોડી નાખવી એ તો એક રમત છે."

એમ કહી અતુલ રાક્ષસી બળ વડે તેણે તે સાંકળ ભીંતમાંથી તોડી નાખી.

"હવે તે ભેગી કરીને તારી કમરે એવી રીતે વીંટાળી દે કે તેનો જરા પણ અવાજ ન થાય," સાધુએ કહ્યું; "અને પેલા ઝબ્બાથી તારૂં આખું શરીર ઢાંકી દે."

આ સૂચનાનો જયસિંહે તુર્તજ અમલ કર્યો અને પોતાને છોડાવનારની સાથે તે બહાર નીકળ્યો. જેલરના પટ્ટામાંથી તે સાધુએ કુંચી લઈ લીધી અને જેલનો દરવાજો ઉઘાડી નાખ્યો.

જેને ઘોડા લઈને જેલરે મોકલ્યો હતો તે હજી આવી પહોંચ્યો ન હતો અને રાત્રિને લીધે ત્યાં બીજો કોઈ પહેરેગીર પણ ન હતો તેથી બન્ને જણા સહિસલામત નાસી ગયા.

* * *

સવાર થતાં તો જાત જાતની અફવાઓ અટક શહેરમાં ઉડવા લાગી. વળી આજે ચાર જણને મોતની શિક્ષા થવાની હોવાથી લોકો રોજ કરતાં વહેલા ઉઠ્યા હતા અને તેથી જાણે કે કોઈ અવનવા બનાવો બનવાના હોય તેમ ધોરી રસ્તા, શેરીઓ, અને મહોલ્લાઓમાં પુષ્કળ ધમાલ મચી રહી હતી.

પણ ત્રણ જગ્યાએ તો સંખ્યાબંધ લોકોના ટોળાંઓ ભેગા થયાં હતાં. આ ત્રણ જગ્યાઓ નીચે પ્રમાણે હતી—કેદખાના નજીકની જગ્યા—જે વીંથીમાં પ્રસન્ન અને મનોરમા ઉતર્યાં હતાં તે વીથી અને જે જગ્યાએ ચાર કેદીઓને મોતની શિક્ષા થવાની હતી તે.

કેદખાના માટે એવી અફવા ચાલી હતી કે રાત્રે જયસિંહ કેદી નાસી ગયો હતો. ઘણાં લોકો આ સમાચારથી ખુશ થયા હતા.

તેથી આ હકીકત ખરી છે કે ખોટી તે નક્કી કરવાને અને તે કેવી રીતે બન્યું તે જાણવાને ટોળાબંધ માણસો ત્યાં આવતા જતા હતા. આને માટે જુદી જુદી જાતની પાયાવાળી અને પાયા વગરની વાતો અંદર અંદર ચાલી રહી હતી.

કોઈ કહેતા કે જયસિંહે આ શિક્ષામાંથી બચી જવા ભૂતની સાધના કરી હતી. તેથી તે ભૂત એક સાધુના વેશમાં કાળો ઝબ્બો ઓઢીને આવ્યો અને સુતરના તાંતણાની માફક તેની બેડી તોડી નાખી. બીજાઓ કહેવા લાગ્યા કે જયસિંહ તો એક મુસલમાન છે તેથી સાધુના વેશમાં એક પીર તેની મદદે આવી પહોંચ્યા અને તેને છોડાવી ગયા.

વળી ત્રીજી તરફથી એવો તુક્કો ઉડ્યો કે તે સાધુ સુંદરગિરિ તો બીજો કોઈ નહી પણ વીર બહારવટીયો મહેન્દ્રપાળ પોતેજ હતો. ચોથી તરફથી એવો ગપગોળો આવ્યો કે, જેલરને બાંધી માર મારવાની વાત ખોટી છે. જયસિંહ તો જેલર અને તેની હાથ

નીચેના અમલદારને પૈસાની મોટી લાંચ આપી છુટી ગયો. શ્રોતા જનોએ પોતાના માથાં હલાવી આ જિનાને આબાદ ટેકો આપ્યો.

તેમ છતાં જ્યારે બધાના જાણવામાં એવું આવ્યું કે ગઇ રાત્રે કેદખાનામાંથી ફક્ત જયસિંહ જ નાસી ગયો એટલુંજ નહી પણ વીશીમાંથી ત્રણ મુસાફરો પણ છાનામાના ચાલ્યા ગયા છે. ત્યારે લોકોએ આ બન્ને બનાવ એક બીજા સાથે સંબંધ ધરાવતા હોય એમ માની લીધું. તેઓએ જાહેર કર્યું કે જયસિંહના છુટકારાનું માન મોતીશા, પ્રસન્ન અને મનોરમા એ ત્રણેને ઘટે છે.

ઉતરટે બધી વાતોનું મંથન કરી જનસમૂહે અથાગ શ્રમ લઇને તેમાંથી એટલું તત્ત્વ તારવી કાઢ્યું કે પ્રસન્નનું શરીર ઉંચુ હોવાથી તેણે સાધુનો વેશ ધારણ કર્યો હશે. આ પ્રમાણે આખરે સત્ય હકિકત શોધી કહાડવામાં સફળ થવાથી બધા લોકો ખુશ થવા લાગ્યા.

પેલી વીશીમાં જ્યારે સવાર પડતાંજ બધાએ જાણ્યું કે મોતીશા અને બે નવા મુસાફર-સ્ત્રી પુરૂષનું જોડું ગઇ રાત્રે ચુપકીદીથી ચાલ્યા ગયા છે ત્યારે તેમના અચંબાનો પાર ન રહ્યો. બધાએ માનીજ લીધું કે ત્રણે જણાં સાથેજ નાસી ગયાં.

બધાએ વીશીવાળાના પૈસા મેજ ઉપર મૂક્યા હતા, તેથી તે ત્રણે જણે સાથેજ મળીને સંતલસ કરી હશે એમ ધારવામાં કોઇને શંકાસ્થાન ન રહ્યું. વળી ઓરડીની બારી અને છાપરાનું જાળીયું પણ ઉઘાડાં હતાં તેથી તેઓ કેવી રીતે જતાં રહ્યાં હશે તેનું અનુમાન કરવામાં પણ અડચણ ન પડી.

આ બાજુ વીરપાળે બધી વાત સાંભળી એટલે તેને તો આનંદ અને શોક બન્ને થયાં. મોતીશાની સૂચનાથી સુંદરગિરિ સાધુએજ જયસિંહને છોડાવ્યો હશે એમ ધારી તે ખુશી થયો પ્રસન્ન અને મનોરમાના જતાં રહેવાથી પોતાનો સારો સંગાથ ગયો એમ જાણી તેને દિલગીરી થઇ.

આ પ્રમાણે બન્ને ઠેકાણે ચિત્રવિચિત્ર ગપાટા ચાલી રહ્યા હતા એટલામાં એક અફવા ઉડતી ઉડતી વધસ્થળ આગળ આવી પહોંચી કે ઘણા દૂરના દેશમાંથી રામકિશોર નામના એક વૈદ્ય આવી પહોંચ્યા છે અને જે જોડું ગઇ રાત્રે નાસી ગયું તેના સંબંધમાં વડા ધર્મગુરૂ સાથે વાતચીત કરીને પાછા આવ્યા છે.

વડા ધર્મગુરૂએ પોતાનો ઉતારો અહીંના મોટા જાગીરદારને ત્યાં રાખ્યો છે અને તે મકાન વધસ્થળની નજીકજ આવેલું છે; તેથી જે લોકો વધસ્થળ આગાડી એકઠા થયા હતા તેમણે પણ રામકિશોર સવારમાં મહેશ્વરગિરિને મળવા ગયા હતા તે વિષે સાંભળ્યું હતું.

રામકિશોરે પોતાના દુભાષિયા કૃષ્ણદાસ મારફત મોટા ગુરૂ સાથે શું વાતચીત કરી તે તો બહાર ન પડી પણ તેનો ભાવાર્થ એવો હતો કે પ્રસન્ન અને મનોરમાએ કોઇ ઘણુંજ અધમ કામ કર્યું છે અને તેથી આ રાજ્યે તેમને પકડી તેમના ઉપર કામ ચલાવવું જોઇએ.

જાગીરદારે જયસિંહની શોધમાં કેટલાક માણસો જુદી જુદી દિશાઓમાં મોકલ્યા હતા પણ આ મુલાકાત પછી મહેશ્વરગિરિએ તે જોડાને મુસલમાની હદમાં પહોંચતાં પહેલા પકડવાને બીજા માણસો મોકલ્યા.

જયસિંહ કરતાં તે જોડાને પકડવાના કામને વધારે મહત્વ અપાયલું જોઇ લોકોએ ધાર્યું કે તેમણે કરેલો અપરાધ ઘણોજ ગંભીર હોવો જોઇએ.

સુંદર યુવાન વીરપાળ આ સમાચારથી ઘણો ગુસ્સે થયો. તેઓ અપરાધી હોય એવું તેણે માન્યું નહી; અને જો કદાચ તેમ હોય તો પણ તેમને તેમની પાછળ જઇ ખબર આપવી એ તેની પોતાની ફરજ છે.

પણ તેને વળી વિચાર આવ્યો કે તેમને પકડવા જે માણસો ગયા છે તેની અગાઉ થોડા કલાક પહેલા તેઓ નીકળેલા છે તેથી તેઓ મુસલમાની હદમાં પહોંચી ગયા હશે. તેથી જે કામ માટે તે નીકળ્યો હતો તે કરવાનો નિશ્ચય કર્યો; અને તેથી ઘોડે બેસી ગામમાંથી ચાલી નીકળ્યો.

અપૂર્ણ.

નરગીસઃ—આ રંગ રાગ નથી. અને દુસાહસ પણ નથી; પરંતુ જાતનો જવાબ છે.

પીરઃ—તો પછી પરતારી.

નરગીસઃ—ઠીક છે જોઈ લેવાશે. જો સાંભળઃ—

ગગનમાં ગાજતા મેઘો નહિ કદિ એ વરસવાના,
ભસે છે શ્વાન જે બહુએ નહિ તે તો કરડવાના;
ગુમાની જે બની ગાંડા કરે મુખે બહુ બકવા,
કદિ ના હામ ભીડીને કંઈ એ કામ કરવાના.

પીરઃ—શું તું મ્હને કુતરો કહે છે?

નરગીસઃ—કૂતરો પણ ત્હારા કરતાં વિશેષ ઇમાનદાર છે.

પીરઃ—મ્હારું આવું ભયંકર અપમાન?

નરગીસઃ—આ અપમાન ત્હારે માટે ઓછું છે શયતાન?

પીરઃ—ઓ ખૂબસુરત બલા! તું વિશેષ બ્હેકી સાર નહિ કાઢે. તું યાદ રાખ કે, ત્હારા શૌહરની ભટકતી જીંદગીને આ જહાનમાંથી નાબુદ કરી નાખવામાં આવી છે. ત્હારી ભવિષ્યની સંસારી જીંદગીને અમારી ગુલામીમાં સપડાવવામાં આવી છે.

નરગીસઃ—તું શું કહે છે એ હું સમજી શકતી નથી. શું મ્હારા શૌહર, મ્હારી આંખોનું નૂર, મ્હારા દિલનો આરામ હયાત નથી?

પીરઃ—ના, તું અમારા પંઝામાંથી છુટી હવે તેની ગોદમાં ભરાઈ શકનાર નથી-ખુદ ખુદા પણ હવે તને ત્હારો શૌહર મેળવી આપનાર નથી. ત્હારી જીંદગીને શરૂઆતથી જ અમે બિયાબાન કરી નાખી છે અને હજી તને અમારો ઇરાદો પાર પાડવાને જ જીવતી રાખી છે.

સનમ સાકી તણા સોદા અહીં હરરોજ થાય છે;
લિલામો રૂપનાં થાતાં, ગુણો ના કંઈ પૂછાયે છે.

નરગીસઃ—ઓ જુલમગાર ખવીસો! મનુષ્યના અવતારમાં ઉત્પન્ન થયેલાં પિશાચો! શું મ્હારો કમનસીબ શૌહર પણ તમારો શિકાર થયો છે? તમારા નાપાક હાથોથી તેની જીંદગીનો ચિરાગ બુઝાઈ ગયો છે? ઉફ! ઓ ખુદા! હું આ શું સાંભળું છું?! આહ! મ્હારી આંખોએ અંધકાર ફરી વળ્યો છે-ઉફ! આ નરકમાંથી-કસાઈઓના કારખાનામાંથી કોઈ આ ગરીબડી ગાયને બચાવો."

અત્યાર સુધી ચુપ બેસી રહી સઘળો ખેલ જોતી ગુલજાર હવે સ્થિર રહી શકી નહિ. તેણે કહ્યું:—"શયતાનજાદી! ચુપ કર હવે જો ત્હારી જબાંથી એક લફજ પણ ઉચ્ચારીશ તો જીવથી જઈશ. (પીરુ તરફ જોઈ) પીરુ! તું શું જોયા કરે છે? હમણાં જ એના ગળામાં ડુચો મારી એને આ પલંગ સાથે બાંધી દે.

## (૪)

## ચોરનો ભાઈ ઘંટીચોર.

એક તરફથી પીરુ નરગીસને સાથે લઈ જ્યારે વ્હાઈટલેડીનમાં ગયો ત્યારે તેણે અમીરને હોટેલમાંનો સઘળો સરસામાન લઈ બે કલાક પછી ગુલજારને ત્યાં આવવાની છુપી રીતે સૂચના આપી હતી. પીરના ચાલ્યા ગયા પછી હોટેલમાં એકલો પડેલો અમીર સ્વગત વિચારવા લાગ્યોઃ—"બચ્ચા અમીર! બે ત્રણ વર્ષ સુધી તું નિરાંતે બાદશાહી ભોગવી શકે એટલી માલમતા તને સહેલાઈથી મળી આવી છે. નરગીસની પેટીમાં ઓછામાં ઓછી બે અઢી હજાર રૂપિયાની કીમતની હોવી જોઈએ. એ માલમત્તા પીરુ તથા ગુલજારને સોંપવાથી ત્હારો દિવસ વળનાર નથી. એ માલમત્તા કોઈ મારવાડીને ત્યાં વેચી દઈ છુમંતર થઈ જા અને આજ કાલ ચાલૂ થયેલી પુનાની રેઈસ અથવા ઘોડદોડમાં ઘોડા દોડાવી ઘડીના છઠ્ઠા ભાગમાં માલદાર બની જા.

નસીબે આપી યારી ને ગુમાવે તે બધા ગાંડા,
કરે લક્ષ્મી તિલક ને જો ફરી બેસે ખરે ગાંડા;
મળે ના યોગ આવા ભાગ્યને ઉલટાવવાને બહુ,
ગુમાવે યોગ જે એવા, જગત તેને ગણે ગાંડા.

માટે દોસ્ત અમીર, આ મળી આવેલા પ્રસંગને ગુમાવે તો ત્હારા જેવો ગાંડો કોઈ નથી. બસ એજ નિશ્ચય." આવો નિશ્ચય કરી અમીર બાંધી રાખેલો સરસામાન લઈ એક ભાડાની વિક્ટોરિયામાં બેસી કોલાબા તરફ આવેલા એક સાધારણ ભઠિયારખાનામાં ગયો તથા ત્યાં એક ઓરડી ભાડે લઈ તેણે પોતાની પાસેનો સઘળો સરસામાન ઓછી વતી કિમ્મતે વેચી નાખવાનો પ્રયત્ન કર્યો.

મુંબઈમાં કેટલાક એવા મારવાડીઓ અસ્તિત્વ ધરાવે છે કે, જેઓ સો રૂપિયાનો માલ પાંચ પચીસમાં પડાવી પોતાની તીજોરી તર કરવાની ઇચ્છા રાખે છે. લોભીઆ વસે ત્યાં ધુતારા ભુખે ન મરે એ લોકોક્તિ પ્રમાણે પીરુએ પણ લગભગ ચારેક હજાર રૂપિયાનો સરસામાન અને ઘરેણાં ગાંઠાં વેચી નાખી એક માલદાર મારવાડી પાસેથી રૂપિયા બે હજાર રોકડા મેળવ્યા. તથા બીજે દિવસે પુનાની રેઈસ હોવાથી તેણે એ રકમ લઈ રેઈસમાં જવાનો સંકલ્પ કર્યો.

(આ રહસ્યમય લેખનો હૃદય ધ્રુજાવનારો તથા રેઈસનું રહસ્ય દર્શાવનારો વિશેષ રસિક હિસ્સો આવતા અંકમાં જરૂર વાંચો.)

અપૂર્ણ.




( સત્ય ઘટનાયુક્ત ટુંકી વાર્તા. )

અનુવાદકઃ—હરિલાલ પોપટલાલ શુકલ. બી. એ.

( ટુંક સારઃ—સૌંદર્યવંતી મીસીસ ફ્લોરેન્સ રીકાર્ડોની પતિના મૃત્યુ બાદ તેનાથી ૪૦ વર્ષ મોટી વયના ડૉ૦ ગલીની સાથે આડો સંબંધ રાખવાથી સમાજમાં નિંદા થવા લાગી. આખરે તેણીએ ડૉ૦ ગલીનો સંબંધ છોડી દઈ મી૦ બ્રેવો સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું ત્યાંથી આજની વાર્તા શરૂ થાય છે. )

"મારી દીકરીએ મને જણાવ્યું છે કે જે બનાવથી તેણી અમારા કુટુંબથી જુદી રહી હતી તે વાત તેણીયે ( ફ્લોરેન્સે ) તમારી આગળ પુરેપુરી કબુલ કરી છે. શું તે ખરૂં છે?"

આના જવાબમાં ચાર્લ્સે જવાબ આપ્યો.

"બાનુ, તે વાત સાચી છે. અને ફ્લોરેન્સના ખુલાસાથી મને તદન સંતોષ મળ્યો છે."

ત્યાર બાદ આ બાબત તેના (ચાર્લ્સના) મા બાપને પણ જણાવવાને મેં તેને આગ્રહ કર્યો. જેના જવાબમાં ચાર્લ્સ બ્રેવોએ મને નીચે પ્રમાણે કહ્યું:—

"આમ કર્યા પહેલાં હું દેશ છોડીને ચાલ્યો જઈશ, અને મારૂં મોઢું કોઈને ફરીથી બતાવીશ નહિં. વળી અમો બંને સ્વતંત્ર વિચાર કરવાને પુખ્ત ઉમરના છઈએ તો પછી બીજાની સલાહ લેવાની અગર તો અમારી અંગત બાબતો ત્રીજા માણસને જણાવવાની શી જરૂર છે? ડૉ. ગલીનું નામ હું ભવિષ્યમાં કોઈ દિવસ ઉચ્ચારનાર નથી. ફ્લોરેન્સે મને આ વાત આગળથી જણાવી તેને માટે હું ખરેખર તેણીને ધન્યવાદ આપું છું." આટલું બોલતાં તેનો ચ્હેરો ઝંખવાણો પડી ગયો પણ અવાજ તો દ્દઢ હતો. ફ્લોરેન્સે ડૉ૦ ગલી સાથેના તેણીના સંબંધ વિષે ચાર્લ્સને શું કહ્યું હશે તે હજુ સુધી જણાયું નથી પણ જેઓએ આ બ્રેવો કેસનો અભ્યાસ બરાબર કર્યો છે તેઓનું ધારવું એમ છે કે ફ્લોરેન્સે ચાર્લ્સને ફક્ત એટલુંજ કહ્યું હશે કે "ડૉ૦ ગલીની સાથે મારી મૈત્રી ઉદ્ધત પણ નિર્દોષ હતી."

લગ્નના કોલકરાર.

ફ્લોરેન્સ અને ડૉ૦ ગલીનો સંબંધ ખરેખરી રીતે કેવો હતો તેની માહિતી ચાર્લ્સને બરાબર મળી ગઈ હશે એ નીચેના પત્ર ઉપરથી સાબીત થાય છે. ચાર્લ્સની માગણી કબુલ રાખવી કે નહિં, આ બાબતમાં જ્યારે તેણી ગોથાં ખાતી હતી ત્યારે આ પત્ર તેણીએ ચાર્લ્સને લખ્યો હતો.

"મારા વ્હાલા ચાર્લ્સ.

હું હમેશે પુખ્ત વિચાર કર્યા બાદ હું નિશ્ચય ઉપર આવી છું કે જો મારો હાથ સ્વીકારવાની તારી ઈચ્છા પ્રબળ હોય તો આપણે બન્નેને હજુ એક વાર વધારે મળી જવું જોઈએ અને મને ખાત્રી છે કે લગ્નની પવિત્ર ગાંઠથી આપણે બન્ને જરૂર સુખીજ થશું. મારે કહેવાનું ફક્ત એજ છે કે અત્યાર સુધી તું મારી સાથે બહુજ પ્રમાણિકપણે વર્તેલ છે અને મને જરા પણ શંકા નથી કે તને પરણીને હું સુખીજ થાઉં પણ મારી અત્યારની સ્વતંત્રતા વેચ્યા પહેલાં મને ખાત્રી થવીજ જોઈએ કે તું મને સુખી કરીશ.

વળી મારે ખાસ જણાવવું જોઈએ કે મેં ડૉ૦ ગલીને લખી નાખ્યું છે કે હવે હું તેનું મોઢું જોવા માંગતીજ નથી, અને આપણે પરણીએ અથવા ન પરણીએ, પણ આ કરવાની તો પહેલી જરૂર છે. મને તારે વિષે સદાયે માનજ રહેશે અને તારા ભલામાં હું સદા આનંદ માનીશ, કારણ કે તું એક, સજ્જન છે એવી મારી ખાસ માન્યતા છે. આ કાગળ વિષે તારો શું અભિપ્રાય છે તે મને તું એકદમ જણાવ—

એજ લિ૦

હું છું તારી સદાની સ્નેહાકાંક્ષિણી.

ફ્લોરેન્સ રીકાર્ડો."

તા૦ ક૦—અલબત્ત આ પવિત્ર છે.

આ પત્રથી સંપૂર્ણ ખાતરી થાય છે કે ચાર્લ્સ તમામ બાબતથી વાકેફ હતો.

× × × ×

મીસીસ કોકસે ફેંકેલો પાસો.

મીસીસ કોકસની સંપૂર્ણ ખાતરી હતી કે ચાર્લ્સની મા આ સંબંધની તદન વિરૂધ્ધમાં હતી અને ફ્લોરેન્સને વિષે તેણીના વિચારો સારા ન હતા, છતાં પણ મીસીસ કોકસે ફ્લોરેન્સને આગ્રહ પૂર્વક કહ્યું કે ડૉ૦ ગલી સાથેના તારા સંબંધ વિષેની દરેક બાબત તું ચાર્લ્સની માને ખુલ્લે ખુલ્લી જણાવી દે." વળી તેણીએ ચાર્લ્સને પણ એવી સલાહ આપી કે, ફ્લોરેન્સે કહેલી તમામ બાબત તું તારી માને જણાવી દે. પરંતુ ઉભયમાંથી કોઈએ તેણીની આ સલાહ માની નહિ. તેઓનાં આવા વર્તનથી મીસીસ કોકસને ઘણોજ ખેદ થયો.

ચાર્લ્સની માને આ શરમભરેલી કલંકિત વાતથી વાકેફગાર કરવાને મીસીસ કોકસ ઘણીજ આતુર હતી તેનાં અનેક કારણ હતાં. કારણ કે, ચાર્લ્સ અને ફ્લોરેન્સનાં લગ્ન થાય તે માટે તે અંતઃકરણથી વિરૂદ્ધ હતી. આ ચાલાક અને તાલબાજ બાઈ સંપૂર્ણ રીતે જાણતી હતી કે, ફ્લોરેન્સ ચાર્લ્સની થયા બાદ આ સોનાની ચકલી આપણી રહેશે નહિ. પ્રેમપિંજરમાં પુરાયા પછી ફ્લોરેન્સ બ્રેવોની થઈ જશે અને પછી તેનું જોઈએ તેવું માન તથા મોભો રહેશે નહિ. અર્થાત બન્ને પતિપત્નીને જુદી જુદી સલાહ આપી અથડાવી મારવાનો તેણીએ પ્રયોગ કરી જોયો, પણ તેમાં તેણી ફાવી નહિ.

અપૂર્ણ.

આ પત્ર જાદવજી પીતાંબર ઠક્કરે મુંબઈ નં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડપર સેઠી નોર્થકોટ હિન્દુ ઓર્ફનેજ કે. એન. સેવર પ્રેસમાં છાપ્યું છે અને તંત્રી જયશંકર ભોળીદાસ દ્વિવેદીએ મુંબઈ નં. ૪ ગીરગામ ખટાવ બીલ્ડીંગમાંથી પ્રસિદ્ધ કર્યું છે.

મોજ–મજાહના વાંચકોને ખાસ અડધી કિમ્મતે
સુંદર ચિત્રોથી સુશોભિત, રસસાગરથી ઉછળતી
અત્યંત લોકપ્રિય નવલકથા

# પ્રમાદધનની પ્રભુતા

અથવા

# સરસ્વતીચંદ્રનો ઉપસંહાર.

બીજી આવૃત્તિ પાકું સોનેરી પુઠું, ગ્લેઝ કાગળ, મ્હોટી સાઇઝનાં ૪૦૦ પૃષ્ઠનું રસિક, બોધક વાંચન
આ નવલકથાની કિમ્મત રૂ. ૪–૮–૦ હોવા છતાં

**મોજ–મજાહની ઓફિસમાંથી રૂ. ૨–૪–૦**

ની કિમ્મતે મળશે. બ્હારગામ માટે પોસ્ટેજ જુદું.

મોજ–મજાહ કાર્યાલય
ગીરગામ ચર્ચ સામે ખટાવ બીલ્ડીંગ મુંબઈ નં. ૪

---

શું તમારે ઘેર બેઠા હારમોનીયમ શીખવું છે? તો આજેજ મંગાવો.

"ભારત સંગીત બ.રાખડી" ... ૦–૮–૦
"ભારત મ્યુઝીક ગાઈડ" ભાગ ૧ લો, ૧–૪–૦
"ભારત મ્યુઝીક ગાઈડ" ભાગ ૨ જો, ૧–૮–૦

સોલ એજન્ટ– વર્ધમાન એન્ડ સન્સ પાયધુની મુંબઇ–૩

**ભારત સંગીત**
પ્રો. ભારતલાલ પુનેમચંદ
દરેક જાતના વાજીત્રો-શી.
ગુલ લવાડી મુંબઇ

---

તમારા ગાલ ગુલાબી કરવા હોય તો

## હીમાલયા સ્નો

(જરમન બનાવટ)

ચામડીને સુંવાળી રેશમ કરી, તંદુરસ્તીની લાલી વધારે ખસ, ખીલ, ગુંમડા દાઝ ઉપર ઠંડક કરી આરામ કરે ખુબસુરત બનવાનો એકજ ઇલાજ ઇંગ્રાની સફેતી વગ
દરેક ગાંધી વેચે છે.
એજન્ટ—ડી. એચ. જીવણદાસ એન્ડ
મંગળદાસ રોડ–

---

જુવાનીનું જોબન અને પ્રેમની મઝા.
જુવાનીના જોબનમાં થયેલી

## ભયંકર એકજ ભૂલ.

**એથી ઘણુંજ નીપજતાં ખરાબ પરિણામ.**

વીલાસ ભુવનમાં પ્રેમ અને મોહોબતની મીઠી મધુરી ઇશ્કની મઝા લુટવી હોય, કૈલાસ ભુવનનું સુખ ભોગવવું હોય તો નીચેની પીલ્સ જલદી મંગાવી વાપરી ખાત્રી કરી જુઓ.

વધુ વીગત માટે ખાસ રૂ૦ ૧ મોકલી કેટલૉગ મંગાવો. વાંચો ખાત્રી કરો. કેટલૉગ વી. પી. થી મોકલતા નથી. રૂ૦ ૧ આવે કેટલૉગ મોકલવામાં આવશે.

હરસ, મસા, ભગંદર, કંઠમાળ, સારણગાંઠ—*Hernia* સંગ્રહણી તથા અતીસારનો રામબાણનો ઉપાય છે. અઠવાડીયાની અજમાયશના રૂ૦ ૧૫૦.

કીંગ ઓફ ટોનીક પીલ્સ—કાયમની શકિત મેળવવી હોય, કૈવતનો પુર જોશ પાવર લેવો હોય તો એકવાર કીંગ ઓફ ટોનીક પીલ્સ વાપરો. કીમત એક ગોળીના રૂ૦ ૫.

નાઈટ પીલ્સ—અર્ધા કલાકમાં અદભુત ચમતકાર તથા પુર જોશ પાવર પેદા કરે છે. કીમત એક ગોળીના રૂ૦ ૭.

**ડુબલ ફાર્મસી.**
ગીરગામ ટ્રામ ટરમાન્સ, મુંબઇ નં૦ ૪.
તારનું સરનામું—"*Duble*" *Bombay*.

---

સળેખમ, સંધીવા અને માથાના ચરકાથી શા માટે
આધાશીશ અને મસ્તકનાં દર્દોની બીમારી શા ... વા છો.
બજારમાં વેચાતા દરેક બામથી ... આતો અમારો

# હિપ્નોટિક બામ

એક વખત વાપરી ખાત્રી કરો.
શીશીના આના આઠ.

**સ્વદેશી ઓઇલ એન્ડ પ. મે. કું૦** માલાડ–બી. બી.
દરેક વેપારીઓને ત્યાંથી મળશે.

---

**જોઇએ છે:**—મુંબઈ વગેરે દેશાવરના પાણી લાગી હણી તથા ધાતુક્ષયના વ્યાધિવાળા દર્દીઓ. અમારી દવા સેંકડો સરટીફીકેટો મળ્યાં છે.

લખો અથવા મળો.
વૈદ્ય શાસ્ત્રી જીવણલાલ મોહનલાલ.
મુ૦ રાજચરાડી–વાયા વઢવાણ કેંપ.

મોજ-મજાહના વાંચકોને ખાસ અડધી કિમ્મતે
સુંદર ચિત્રોથી સુશોભિત, રસસાગરથી ઉછળતી
અત્યંત લોકપ્રિય નવલકથા

# પ્રમાદધનની પ્રભુતા

અથવા

# સરસ્વતીચંદ્રનો ઉપસંહાર.

બીજી આવૃત્તિ પાકું સોનેરી પુઠું, ગ્લેઝ કાગળ, મ્હોટી
સાઇઝનાં ૪૦૦ પૃષ્ઠનું રસિક, બોધક વાંચન

આ નવલકથાની કિમ્મત રૂ. ૪-૮-૦ હોવા છતાં

## મોજ-મજાહની ઓફિસમાંથી રૂ. ૨-૪-૦

ની કિમ્મતે મળશે. બહારગામ માટે પોસ્ટેજ જુદું.

મોજ-મજાહ કાર્યાલય

ગીરગામ ચર્ચ સામે ખટાવ બીલ્ડીંગ મુંબઈ નં. ૪

---

જુવાનીનું જોબન અને પ્રેમની મઝા.
જુવાનીના જોબનમાં થયેલી

## ભયંકર એકજ ભૂલ.

એથી ઘણુંજ નીપજતાં ખરાબ પરિણામ.

વીલાસ જીવનમાં પ્રેમ અને મોહોબતની મીઠી મધુરી ઇસ્કની મઝા લુંટવી હોય, વૈલાસ જીવનનું સુખ ભોગવવું હોય તો નીચેની પીલ્સ જલદી મંગાવી વાપરી ખાત્રી કરી જુઓ.

વધુ વીગત માટે ખાસ રૂ० ૧ મોકલી કેટલૉગ મંગાવો. વાંચો ખાત્રી કરો. કેટલૉગ વી. પી. થી મોકલતા નથી. રૂ० ૧ આવે કેટલૉગ મોકલવામાં આવશે.

હરસ, મસા, ભગંદર, કંઠમાળ, સારણગાંઠ—*Hornia* સંગ્રહણી તથા અતીસારનો રામબાણનો ઉપાય છે. અઠવાડીયાની અજમાયશના રૂ० ૧૫૦.

કીંગ ઓફ ટોનીક પીલ્સ—કાયમની શક્તિ મેળવવી હોય, યૌવનનો પૂર જોશ પાવર મેળવો હોય તો એક વાર કીંગ ઓફ ટોનીક પીલ્સ વાપરો. કીંમત એક ગોળીના રૂ० ૫.

નાર્કટ પીલ્સ—અડધા કલાકમાં અદભુત ચમત્કાર તથા પૂર જોશ પાવર પેદા કરે છે. કીંમત એક ગોળીના રૂ० ૭.

## ડુબલ ફાર્મસી.

ગીરગામ ટ્રામ ટરમીનસ, મુંબઈ નં० ૪.
તારનું સરનામું—"*Dublo*" *Bombay*.

---

શું તમારે ઘેર બેઠા હારમોનીયમ
શીખવું છે? તો આજેજ મંગાવો.
"ભારત સંગીત બારાખડી" ... ૦-૮-૦
"ભારત મ્યુઝીક ગાઈડ" ભાગ ૧ લો, ૧-૪-૦
"ભારત મ્યુઝીક ગાઈડ" ભાગ ૨ જો, ૧-૮-૦

## ભારત સંગીત વિદ્યાલય

મો. ભારતલાલ પુનેમચંદ માર
દરેક જાતના વાજીત્રો શીખ
ગુલલવાડી મુંબઈ

---

તમારા ગાલ ગુલાબી કરવા હોય તો વા

## હીમાલયા સ્નો.

(જરમન બનાવટ)

ચામડીને સુંવાળી રેશમ કરી, તંદુરસ્તીની લાલી ચમકાવે
ખસ, ખીલ, ગુમડા દાજ ઉપર ઠંડક કરી આરામ કરે
ખુબસુરત બનવાનો એકજ ઇલાજ ઇંડાની સફેદી વગરે

દરેક ગાંધી વેચે છે.

એજન્ટો—ડી. એચ. જીવણદાસ એન્ડ કું,
મંગળદાસ રોડ- મુંબઈ

---

સળેખમ, સંધીવા અને માથાના ચસકાથી શા માટે હેરાન
આધાશીશ અને મસ્તકનાં દર્દોની બીમારી શા માટે ભોગવો
બજારમાં વેચાતા દરેક બામથી ચઢીઆતો

## હિપ્નોટિક બામ

એક વખત વાપરી ખાત્રી કરો.

શીશીના આના આઠ.

સ્વદેશી ઓઇલ એન્ડ પ. મે. કું० માલાડ-બી. બી.
દરેક વેપારીઓને ત્યાંથી મળશે.

---

**જોઇએ છે:**—મુંબઈ વગેરે દેશાવરના પાણી લાગી ક્ષયી તથા ધાતુક્ષયના વ્યાધિવાળા દર્દીઓ અમારી દવા સેંકડો સરટીફીકેટો મળ્યાં છે.

લખો અથવા મળો.
વૈદ્ય શાસ્ત્રી જીવણલાલ મોહન
મુ० રાજસ્થાની-વાયા વઢવાણ

વાર્તા, નાટક અને સીનેમાના શોખીનો માટે દર રવિવારે પ્રગટ થતું સાપ્તાહિક. Registered No. B. 1828

# મોજ-મજાહ

[પુ. ૧ લું.]
તા૦ ૭ મી સપ્ટેમ્બર
૧૯૨૪.

[અંક ૨૨ મો. ]
ભાદ્રપદ સુદ ૯

## વલ્લભા કે વારાંગના ?



બેકરારી ક્યોં ન હો તાજા શિકારે ઇશ્ક હૂં;
ચોટ વો ખાઇ હૈ દિલપર જો કભી ખાઈ ન થી।

વાર્ષિક લવાજમ.
રૂ. ૪-૦-૦

છુટક નકલ મુંબઇમાં
૧ આનો
બહારગામ સવા આનો

આજના લેખોનો ક્રમ.

એવા હો ! ... ... (રા. મલીક)
વલ્લભા કે વારાંગના ? ... (રા. ભીમાશંકર શર્મા)
હા......શ ... (રા. મસ્ત ફકીર)
એક સુંદરીનાં સાહસ કર્મો. (રા. મંજુલાલ મો. દેસાઇ)
સિનેમાની શોધ ... (રા. ચિત્રપટ)
જામનગરનું જવાહીર... (રા. અનુભવી)




[ ભાદ્રપદ સુદ ૯ ]  રવિવાર તારીખ ૭ મી સપ્ટેમ્બર ૧૯૨૪.  [ પુ. ૧ લું. અંક ૨૨ મો. ]

## એવા હો !

ન સમજે ભાવ કે ભાષા મેનેજર હો તો એવા હો,
કરે સાહિત્યની ચોરી કવિવર હો તો એવા હો.-૧
ન છાપે મોકલે પાછાં ન આપે પત્રનો ઉત્તર,
કરે પ્રાસન્ન ટીકીટો પણ એડીટર હો તો એવા હો.-૨
ન લીધી હો કદી શિક્ષા ન હો કાંઈ જ્ઞાન સંગીતનું,
અભિનયમાં અતિશયોક્તિ જો એક્ટર હો તો એવા હો.-૩
નવી ઉપમા નવો શૃંગાર નવી શૈલિ નવા શબ્દો,
નવિનતાથી ભર્યું મસ્તક જો સાક્ષર હો તો એવા હો.-૪
કહે, બોલે લખે છાપે પરંતુ ના કરે પોતે,
સમો આવે અલગ થાતાં જો લીડર હો તો એવા હો.-૫.
દ્વિનોની દાઝ ના દીલમાં ન ભીતિ ન્યાયના દ્રોહની,
અસીલોને કરે ઝુમ્હા બૅરીસ્ટર હો તો એવા હો.-૬
દુ:ખે કંઈ પેટની અંદર બંધાવે આંખપર પાટો,
ફીવરને કૉલેરા કહેતા જો ડૉક્ટર હો તો એવા હો.-૭
શરીર પાશ્ચાત્ય રમણીનું અને લેબાસ ભારતનો,
કળાનું ખૂન કરનારા સુસવ્વર હો તો એવા હો.-૮
ઉડાવે બાપની દોલત રહે ચકચૂર દારૂમાં,
નચાવે નૃત્ય કન્યાઓ તવંગર હો તો એવા હો.-૯
સુણી રણવાદ્યના નાદો હૃદય ધ્રૂજી ઉઠે થર થર,
જણાવે જોર અબળા પર દિલાવર હો તો એવા હો.-૧૦
ભરી બંદુક બે નાળી લગાવે કારમી ગોળી,
હણે તેતર કબૂતરને બહાદુર હો તો એવા હો.-૧૧
અતિ પ્રેમે કરી પોષણ અતિ સ્નેહે દઈ શિક્ષણ,
વેચે જાહેરમાં પુત્રી માવિતર હો તો એવાં હો-૧૨
હાજી હાના બની કાજી ખુશામત પણ કરે ઝાઝી,
પછીથી ખોદતા તેનું બિરાદર હો તો એવા હો-૧૩
અમિમય દૃષ્ટિથી પેખી પીલાવે ઝહેરના પ્યાલા,
કરે મૃત્યુ પછી માતમ જો દીલબર હો તો એવા હો-૧૪
તખત ને તાજના માટે કરી દે કત્લ દારાને,
ન લે મરતાં કંઈ સાથે સિકંદર હો તો એવા હો.-૧૫

મલીક.

## વલ્લભા કે વારાંગના?

(ગતાંકથી સંપૂર્ણ.)

લખનાર:-રા. ભીમાશંકર શર્મા અધ્યાપક.

મધુકાન્ત તથા તેની ભાવિ સહધર્મિણી શ્રીમતી યમુના વચ્ચે ચાલેલા પત્રવ્યવહારમાં જણાવ્યા મુજબ મધુકાન્તના હાથમાં 'ગુજરાતી' પત્ર અને યમુનાના હાથમાં મધુકાન્તે તેના પર લખેલા કાગળો હતા. મધુકાન્ત જે વખતે બાબુલનાથના બગીચામાં ગયો ત્યારે તેની ભાવિ ધર્મપત્ની નિર્દિષ્ટ લતા મંડપમાં પ્રથમથીજ આવીને મંડપની શોભામાં અભિવૃદ્ધિ કરી રહી હતી. તેના સુન્દર શરીરની શોભામાં વૃદ્ધિ કરનાર તેનું સુન્દરતર વદનકમળ તથા સુન્દરતમ ચક્ષુઓનું અવલોકન કરીને મધુકાન્ત તો કેવળ મુગ્ધ થઈ ગયો. કેટલીક ક્ષણો પર્યન્ત તે મંત્રમુગ્ધની પેઠે અવાક્ થઈને ઉભોજ રહ્યો. મધુકાન્તની એ સ્થિતિના સત્ય કારણને શ્રીમતી યમુના દેવી બરાબર જાણી ગઈ હતી. પોતાના અપ્સરાતુલ્ય સૌન્દર્યનો સૌંદર્યોપાસક મધુકાન્તના હૃદય પર જેટલો અને જેવો પ્રભાવ પડવાનું તેણે ધારી રાખેલું હતું, તેટલો અને તેવો પ્રભાવ અવશ્યમેવ પડી ગયો હતો. એટલે કે શ્રીમતી યમુનાની સ્વકીય સૌન્દર્યના પ્રભાવ વિષયક ધારણા સર્વથા સત્ય નીવડી હતી. તેથી તેણે કેટલીક વાર સુધી તો મધુકાન્તની એ દશાનું નિરીક્ષણજ કર્યા કર્યું.

"મહાશય મધુકાન્તજી! અહીં આવવાની સાથેજ આપ એવા શા વિચારવારિધિમાં નિમગ્ન થઇ ગયા છો કે મારી સાથે વાર્તાલાપ પણ કરતા નથી?" શ્રીમતી યમુનાએ વીણાવિનિન્દિત સ્વરથી મધુકાન્તને આ પ્રકારનો પ્રશ્ન પુછ્યો.

"શ્રીમતી યમુનાદેવી! મારા વિચારનું કારણ કવિઓ તથા ચિત્રકારોની કલ્પના સામગ્રી સમાન તમારું લલિત લાવણ્ય જ છે." મધુકાન્તે યમુનાથી જરા દૂર તેજ બાંકડાની બાજુમાં ઉભા રહી જવાબ દીધો.

"શું મારું શરીર આપને એટલું બધું સુન્દર જણાય છે?" યમુનાએ બીજો પ્રશ્ન પૂછ્યો.

"એમાં શંકા જ શી છે? મેં આજ દિવસ સુધીમાં અનેક સૌન્દર્યવતી સ્ત્રીઓ જોઈ છે, પરંતુ તમારા જેવું પ્રભાવોત્પાદક

સૌન્દર્ય તો મેં કોઇ પણ સ્ત્રીમાં જોયું નથી." મધુકાન્તે હકારમાં પ્રત્યુત્તર દીધો.

"આ વાત જો કે મને તો પક્ષપાતપૂર્ણ લાગે છે તો પણ થોડી વારને માટે આપણે એમ માની લઇએ કે હું રૂપવતી છું, તોપ તેથી આટલી સીમા પર્યન્ત આપ આત્મવિસ્મૃત થઈ ગયા એનું શું કારણ હશે વારૂ?" યમુનાએ કોઇ વિશિષ્ટ હેતુને લક્ષમાં રાખીને તૃતીય પ્રશ્ન પૂછ્યો.

"એનાં બે કારણો છે. જાણે કે પ્રથમ તો તમારા પ્રતિ હું પ્રેમ દૃષ્ટિથી જોઈ રહ્યો છું; માત્ર એટલુંજ નહિ, કિન્તુ મારા હૃદયમાં અત્યારે ભોગવાસનાએ નિવાસ કરેલો છે. બીજું કારણ કવિવાણીમાં છે તે જો સાંભળવાની ઇચ્છા હોય તો કહું." મધુકાન્તે કહ્યું.

"કહો, હું ઘણી જ ખુશીથી સાંભળીશ; માત્ર એટલુંજ નહિ, કિન્તુ મારા પ્રિયતમના મુખમાંથી નીકળેલી કવિવાણીને હું સ્મૃતિપટ ઉપર લખી રાખીશ." યમુનાએ બીજું કારણ સાંભળવાની ઇચ્છા દર્શાવી.

મધુકાન્તે તેના જમણા હાથમાં પોતાનો હાથ મુકી જરા નજીક જઇ કહ્યું:—ઉર્દૂ ભાષાના જલીલ નામક એક કવિરાજે કહ્યું છે કે:—

બેકરારી ક્યોં ન હો તાજા શિકારે ઇશ્ક હૂં;
ચોટ વો ખાઇ હૈ દિલપર જો કભી ખાઈ ન થી।

અસ્થિરતા કિંવા અસ્વસ્થતા શા માટે ન હોય? પ્રેમનો પ્રથમ જ શિકાર (ભોગ) થયેલો છું. કોઇ દિવસ નહિં અનુભવેલો આઘાત કિંવા પ્રહાર મારા હૃદયપર થયેલો છે." મધુકાન્તે અર્થ સહિત કવિવાણી સંભળાવી.

"પરંતુ મારી સ્થિતિ આપના જેવી શા કારણથી થઈ ગઇ વારૂ!" યમુનાએ પોતાની પણ તેવી જ દશા હોવાનું જણાવ્યું.

"એ તો અન્યોન્ય છે ને! પ્રેમની જે ભાવના મારા હૃદયમાં જાગૃત થઈ છે તેજ તમારા હૃદયમાં પણ જાગૃત થવી જોઇએ, એવો માનસશાસ્ત્રનો તથા પ્રેમશાસ્ત્રનો સિદ્ધાન્ત છે. એટલે કે મારા હૃદયમાં જે પ્રેમ ભાવના તથા પ્રેમની મસ્તી દૃષ્ટિગોચર થઈ છે તે તમારા હૃદયની સ્થિતિનું કેવળ પ્રતિબિમ્બ છે." મધુકાન્તે તેની નજીકમાં બાંકડાપર બેસી સંતોષકારક ખુલાસો કર્યો.

"વારૂ, ત્યારે હવે આપણી મુલાકાતનું પરિણામ નિર્ધારિત થવું જોઇએ." યમુનાએ મુદ્દાની વાતનો આરંભ કર્યો.

"પરિણામમાં મહાશય મધુકાન્ત તથા મહાશયા યમુના દેવીનાં પ્રેમલગ્ન કિંવા સ્નેહલગ્ન વિધાતાએ નિર્ધારિત કરેલાં છે. આ લતામંડપ એજ લગ્નમંડપ, મને મૂર્તિપૂજામાં શ્રદ્ધા નથી છતાં શ્રી બાબુલનાથ મહાદેવને આપણા આ સ્નેહ લગ્નના સાક્ષી તરીકે ગણવામાં કાંઈ પણ બાધ આવે તેમ નથી. અહીંથી નીચે ઉતરી ગાડીમાં બેસી આવો મારી સાથે અને કરો સેવકની પર્ણકુટીને પાવન!" મધુકાન્તે સ્પષ્ટ શબ્દોમાં પોતાનો મનોભાવ કહી સંભળાવ્યો.

"આજે રવિવાર છે તેનું કાંઈ નહિ કે? આપ કહેતા હો તો મારા તરફથી તો જરાય વાંધો નથી." યમુનાએ વિચાર કરીને કહ્યું.

"તમારા મનમાં શંકા ન હોય તો હું એવા વહેમો બિલકુલ માનતો નથી. મારી સ્થિતિ હાલ એવી થઇ છે કે જો તમે અત્યારે મારા પર કૃપા કરી મારી સાથે નહિ આવશો, તો મારી રાત્રિ શી રીતે જશે એ હું કહી શકતો નથી." મધુકાન્તે પોતાના મનની વ્યાકુલતા શબ્દોદ્વારા વર્ણવી બતાવી અને માર્મિકતાથી યમુનાને પોતાની સાથે લઇ જવાની ઇચ્છા દર્શાવી દીધી.

"બહુ સારૂં ત્યારે. હું મારા પ્રિયતમને વધારે હેરાન કરવા માગતી નથી." એમ કહીને યમુનાએ કાંઇ પણ વિચાર કર્યા વગર પોતાનું મસ્તક મધુકાન્તના ખોળામાં ઝુકાવી દીધું. મધુકાન્તે પણ આ અનાયાસે મળેલા અવસરનો લઈ શકાય તેટલો લાભ લઇ લીધો. તેણે પોતાના ઓષ્ઠોને યમુનાના ગૌરવર્ણ સુકોમલ તથા સુન્દર કપોલો પર અતિશય આવેશપૂર્વક દાબી દીધા; માત્ર એટલુંજ નહિ, કિન્તુ વધતા જતા અંધકારના સામ્રાજ્યમાં તેણે તેની સુકોમલ દેહલતાને પોતાના બાહુપાશવડે બાંધી પણ લીધી. પાંચેક મિનિટ એ સ્થિતિમાં વીતાડયા પછી તેઓ ત્યાંથી નીચે ઉતર્યાં અને એક વિકટોરિયા ભાડે કરી ગિરગામ બેંકરોડ તરફ ઊપડી ગયાં.

## (૩)

## છુટયો અને ફસાયો.

મધુકાન્તે કોઇ પણ પ્રકારની પરીક્ષા કર્યા વગર જ વિલાસની વધુને પોતાની ધર્મપત્ની બનાવી દીધી છે, એ વાતની જ્યારે સારાભાઇને ખબર પડી ત્યારે તે મધુકાન્તની અવ્યાવહારિક તથા અદૂરદર્શી બુદ્ધિનો વિચાર કરીને અતિશય ખિન્ન થયો હતો. તે છતાં પણ મધુકાન્તને પોતાનો મિત્ર લેખીને તેણે 'યમુનામાં એકદમ વિશ્વાસ નહિ મૂકવાની તથા તેના સારૂ જણસો તૈયાર કરાવવાની અથવા ખરીદ કરવાની શીઘ્રતા નહિ કરવાની' સલાહ આપી હતી. પરંતુ મધુકાન્તના સૌન્દર્યલુબ્ધ હૃદયમાં એ સલાહના નિવાસ માટેનું સ્થાન રહ્યું નહોતું. તેનું પરિણામ લગ્નને ચોથે મહીને જે વિવાહોચ્છેદમાં આવ્યું હતું. એટલે કે માત્ર ચાર માસનો કાળ વીત્યા પછી તેના વિવાહિત જીવનનો અંત આવી ગયો હતો. શ્રીમતી યમુના મધુકાન્તના ઘરમાંથી નવાં તથા કીમતી વસ્ત્રો, સર્વ આભૂષણો અને લઈ શકાયાં તેટલાં વાસણો લઈને ધોળે દિવસે આડોશી પાડોશીઓના દેખતાં પલાયન કરી ગયાં હતાં! પાડોશમાંના લોકોએ જ્યારે એ શ્રીમતીને એમ કરવાનું કારણ પૂછ્યું, ત્યારે તેમણે એવો જવાબ આપ્યો હતો કે:

"આવતી કાલે અમારે અમારા વતન સુરત જવાનું હોવાથી બધો સામાન મારી એક બહેનને ત્યાં રાખવાનો છે; કારણ કે, હવે અમે એક દિવાનખાનું ભાડે રાખવાનાં છીએ." આટલા સંતોષકારક ખુલાસા પછી પાડોશીઓ મધુકાન્તની શિક્ષિતા અને માનનીયા ગૃહિણી પર શંકા શામાટે લાવે વારૂ? તેમણે તો ઉલટી શ્રીમતી યમુનાને સરસામાન બહાર કાઢવામાં, નીચે ઉતારવામાં અને એવાં બીજાં કામોમાં મદદ કરી હતી.

રાત્રે મધુકાન્ત ઘેર આવ્યો ત્યારે રૂમપર તાળું વાસેલું જોઈ તે વિચારમાં પડયો. એટલામાં એક પાડોશીની બાલિકાએ દોડતી આવીને અને મધુકાન્તના ડગલાને ખાલી પકડીને કહ્યું કે:"મધુકાકા, જમનકાકી તો આજે તમારો નવો રૂમ લીધો છે ત્યાં ગયાં છે. તમારે જમવાનું પણ, તેઓ ત્યાં જ કરવાનાં છે; કારણકે, તેમનાં એક બેહેન પણ ત્યાંજ રહે છે."

એ સ્તાનના સમાચાર સાંભળીને મધુકાન્તની સ્થિતિ કેવી થઇ હશે તેની યથાર્થ કલ્પના કેવળ અનુભવીઓજ કરી શકે તેમ છે. તેની આટલા વર્ષોની ઉપાર્જિત કરેલી સંપત્તિ તથા પ્રતિષ્ઠા પર પાણી ફેરવીને જે સ્ત્રી પહેલેથી ખબર આપ્યા વિનાજ આમ હાથતાળી આપીને ચાલતી થઇ ગઇ, તેનો વિચાર કરતાં મધુકાન્તના હૃદયમાં ક્રોધ, ગ્લાનિ, પ્રતિહિંસા તથા સ્વકીય બુદ્ધિહીનતા વિષયક કેટલાય વિચારો આવ્યા અને ગયા. કેટલીક વાર સુધી તો શું કરવું અને શું ન કરવું એ પણ તેને સૂઝયું નહિ. પહેલાં તો તેને પોલિસમાં ખબર આપવાનો વિચાર થયો, પછી સતમની શોધમાં જવાનો અને ત્યાર પછી સારાભાઈ પાસે જઈ તેની સલાહ લેવાનો વિચાર થયો. એટલામાં તેનો હાથ અનાયાસે કોટના અંદરના ખીસામાં પડતાં ચાવીઓનો ઝૂમખો મળી આવ્યો. ઘરની ચાવીઓનો ઝૂમખો તો શ્રીમતી યમુનાને આપી દીધો હતો. જે તાળું યમુનાદેવી વાસી ગયાં હતાં તેની બે ચાવીઓ હતી અને તેમાંની એક મધુકાન્ત પાસે પણ હતી. તેની સહાયતાથી તેણે તાળું ઉઘાડ્યું. ખીસામાંની દિવાસળીની પેટી કાઢીને ઘરમાં દીવો કર્યો. ચારે તરફ દૃષ્ટિ નાખીને તેણે બધું જોઈ લીધું. કપાળે હાથ દઈને તેણે 'સારાભાઇ! મેં તમારી સલાહ જરા પણ ગણકારી નહિ તેનું પરિણામ હું આજે પ્રત્યક્ષ જોઇ રહ્યો છું.' એટલા શબ્દો ઉચ્ચાર્યા અને ત્યાર પછી તે ફરીથી તાળું વાસીને જેટલી ઉતાવળથી આવ્યો હતો તેટલીજ મંદતાથી નીચે ઉતરી ગયો. સારામાં સારી એક હૉટેલમાં જઇને તેણે પહેલાં તો પેટની પૂજાનો પ્રબંધ કર્યો અને પછી મોડી રાત સુધી ગિરગામ તથા ગ્રાન્ટરોડના રસ્તાપર ગાંડાની પેઠે ચક્કર લગાવ્યા પછી તે છાનોમાનો પોતાના રૂમમાં આવીને સૂઇ ગયો.

*  *  *  *

ઉપર્યુક્ત ઘટનાને કેટલાક માસનો કાળ વીત્યા પછી એક દિવસ એક ગુજરાતી સાપ્તાહિક પત્રમાં નિમ્નલિખિત વિજ્ઞાપન મધુકાન્તના વાંચવામાં આવ્યું હતું.

"એક સુશિક્ષિત, સુસ્વરૂપ તથા ગૃહકાર્યદક્ષ આર્યયુવતી કોઈ પણ સાધનસંપન્ન અને સ્વદેશસેવાની ભાવનાવાળા આર્ય પુરુષ જોડે લગ્ન સંબંધથી જોડાવા ઇચ્છે છે. ઉમેદવારોએ નીચેના સરનામે પત્રવ્યવહાર કરવો; બની શકે તો પોતાનો ફોટોગ્રાફ પણ મોકલવો.

શ્રીમતી સરસ્વતી.

C/o 'હિન્દુસ્થાન,' કોટ; મુંબઇ.

આ વિજ્ઞાપનમાંની શ્રીમતી સરસ્વતી સાથે પણ મધુકાન્તે 'સ્વદેશભક્ત સુધાકર'ના નામથી પત્રવ્યવહાર કર્યો. આ વખતે તેના મિત્ર સારાભાઇની સંપૂર્ણ સંમતિ હતી.

## (૪)

## જુનાં પાનો નવા લિબાસમાં.

મધુકાન્ત સુધાકર થઈ શકે તો યમુના સરસ્વતી શા માટે ન થાય વારુ? પ્રારબ્ધ યોગે શ્રીમાન્ મધુકાન્ત મહાશયને એજ ગૃહિણી અને શ્રીમતી યમુનાદેવીને એજ સ્વામીની પ્રાપ્તિ થઇ હતી. એટલે કે જુનાં પાનો નવા લિબાસમાં એક બીજાંની સામે અથડાયાં હતાં! આ કાર્યમાં સારાભાઇ જેવા જુના વિચારના પુરુષે સંમતિ આપી હતી તેનું કંઇ પણ કારણ તો હોવુંજ જોઇએ. 'હિન્દુસ્થાન'ની ઓફિસના વિજ્ઞાપન વિભાગ એટલે કે જાહેરખબર ખાતામાં કામ કરનાર કોઈકે તેને એવા ખબર આપ્યા હતા કે 'યમુના નામની એક રૂપવંતી રમણીએ સરસ્વતી નામ ધારણ કરીને લગ્નની જાહેરખબર આપેલી છે.' આ વાત જાણ્યા પછી તેણે મધુકાન્તને સુધાકર થવાની સલાહ આપી હતી.

અહીં એટલું જણાવવાની જરૂર છે કે યમુનાના પ્રથમ વારના પલાયન પછી મધુકાન્ત પહેરવેષમાં, રહેણી કરણીમાં તથા ભાવનામાં સ્વદેશપ્રેમી થયો હતો. આજકાલના કેટલાક નકલી દેશસેવકોની માફક તેણે દાઢી, મૂછો તથા માથાના વાળ વધારી દીધા હતા. વિલાયતી વસ્ત્રોને પેટીમાં મૂકીને શુદ્ધ એટલે કે હાથે કાંતેલી અને હાથે વણેલી ખાદીનાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં. પગમાં બૂટને બદલે ચંપલો અને હાથમાં વિલાયતી છત્રીને બદલે ખાદીની છત્રી જોવામાં આવતાં હતાં. પત્રવ્યવહાર કરતી વખતે તેણે કાગળો સારાભાઇ પાસે લખાવ્યા હતા અને પોતાનો ફોટોગ્રાફ મોકલાવ્યો નહોતો. "દેશસેવકોને તે વળી ફોટોગ્રાફની શી જરૂર હોય? ફોટોગ્રાફ પડાવવો એટલે કે દરેક રીતે વિલાયતી વસ્તુઓને તથા વિલાયતી ભાવનાઓને ઉત્તેજન આપવું! શું ત્યારે મારા જેવો ચુસ્ત સ્વદેશસેવક એમ કરે એવું તમે ઇચ્છો છો? હું ધારું છું કે તમે ના જ કહેશો." આવા શબ્દો તેણે આ વખતના પત્રોમાં લખાવ્યા હતા તેથી ફોટોગ્રાફ નહિ મોકલવા વિશે શ્રીમતી યમુના (સરસ્વતી)ને લેશ માત્ર પણ શંકા થઇ નહોતી. વળી તેમના મેળાપનું સ્થાન આ સ્થાન બદલે ચર્નીરોડ સ્ટેશન પાસેના બગીચામાં રાખવામાં આવ્યું હતું અને મેળાપનો વખત સાંજના સાત અને આઠની વચ્ચેનો રાખવામાં આવેલો હતો. આવા છલકપટપૂર્ણ વ્યવહારને લીધે 'આ સુધાકર બીજો કોઈ નહિ પણ મધુકાન્ત જ છે,' એવું શ્રીમતી યમુના જાણી શક્યાં નહોતાં. તેમના મનથી તો તેઓ કોઈ નવા જ પુરુષને ભીરી રહ્યાં હતાં! બધું નક્કી થઇ ગયા પછી જ્યારે તેઓ બન્ને ઘેર આવ્યાં ત્યારે બધો ભેદ શ્રીમતી યમુનાના જાણવામાં આવી ગયો. તેમણે મધુકાન્તના ચરણોમાં પડીને આ પ્રકારના દીનતાદર્શક શબ્દો ઉચ્ચાર્યા હતા:

"મારું નામ સરસ્વતી નહિ કિન્તુ યમુના છે. હું આપની સાથે એક વાર વિશ્વાસઘાત કરી ચૂકી છું. આપ ધારો તો મને પોલિસના હાથમાં આપી શકો છો. પરંતુ આપના ઉદાર અંતઃકરણનો મને સંપૂર્ણ વિશ્વાસ છે. ગમે તેવી તો પણ પોતાની પત્નીને પોલિસના હાથમાં આપતાં સાધારણ માણસ પણ વિચાર કરે છે, તો આપ શ્રીમાન્ તો શિક્ષિત તેમજ પ્રતિષ્ઠિત પુરુષ છો. હું આપના ચરણોમાં પડીને મારા પૂર્વ અપરાધોની ક્ષમા માગું છું."

એક રૂપસુન્દરી રમણી પુરુષના ચરણોમાં પડીને તથા નેત્રોમાં અશ્રુ લાવીને આ પ્રમાણે ક્ષમાની યાચના કરે, તો ગમે તેવો પાષાણહૃદય પુરુષ પણ પીગળી જાય એમાં લેશ માત્ર પણ શંકા નથી. મધુકાન્ત કેવો હતો એ અમારા વાચકોને નવેસરથી જણાવવાની જરૂર નથી. તેણે યમુનાને બે હાથ વડે ઉઠાડીને પોતાના ભુજપાશમાં લીધી

તથા તેના ભાલપ્રદેશ, મસ્તક અને છેવટે કપોલ પર અસંખ્ય ચુમ્બનો કર્યાં!

* * *

પુનઃ કેટલાક માસનો કાળ પૂર્વવત્ પરમ સુખમાં વીતી ગયો. મધુકાન્ત ધીરે ધીરે પોતાની પ્રાણપ્રિયા યમુનામાં પૂર્વવત્ વિશ્વાસ મૂકવા લાગ્યો. પ્રથમ લુગડાંલત્તાં, પછી દાગીના અને છેવટે પોતાની રોકડ પણ તેણે નિઃશંક થઇને યમુનાને સોંપી દીધાં. હવે તો યમુના બહુજ સુશીલ, બહુજ નમ્ર, બહુજ વિવેકિની અને બહુજ કરકસરથી ગૃહવ્યવહાર ચલાવનારી થઇ ગઇ હતી. મધુકાન્ત કોઇ કોઇ વાર સમાજ વિષયક લેખ કિંવા વાર્તા લખતો હતો. તેણે પોતાના પેપરના દિવાળીના વિશેષ અંકમાં એક સામાજિક ગલ્પ—ટૂંકી વાર્તા—લખી હતી. તેમાં આલેખેલી કાલિન્દી પોતાની પ્રાણપ્રિયા યમુનાજ હતી. તેમાં નાયકના મુખથી નાયિકાની પ્રશંસા કરાવવામાં આવી હતી. વાર્તાનું શીર્ષક કિંવા નામજ તેણે 'દયિતા કે દેવી!' એવું પ્રશંસાસૂચક આપેલું હતું. કહેવાનું તાત્પર્ય મધુકાન્ત પોતાની અત્યાત કુલશીલા અર્ધાંગિની સાથે પ્રથમ કરતાં પણ અધિક નિષ્કપટ ભાવથી આચરણ કરી રહ્યો હતો!

(૫)

## પુનઃ પલાયન!

"Trust not too much to an *enchanting face.*"
Virgil.

"સુન્દર આકૃતિ ધરાવનાર વ્યક્તિમાં બહુ વિશ્વાસ મૂકવો નહિ."
વર્જિલ.

ચતુર્થ પરિચ્છેદમાં વર્ણવેલી ઘટનાને બરાબર ચાર વર્ષનો કાળ વીતી ગયો હતો. મધુકાન્ત તથા યમુનાનો ગૃહસંસાર ઉત્તમ રીતે ચાલી રહ્યો હતો. શ્રીમતી યમુનાનું આચરણ આદર્શ આર્ય-ગૃહિણીને શોભે તેવું હતું. મધુકાન્તનું વિવાહિત જીવન સુખની ચરમ સીમા પર્યન્ત પહોંચવામાં હવે થોડીક જ—માત્ર સંતતિની ખામી રહી હતી. એ ખામીને દૂર કરવા સારૂ મધુકાન્ત પોતાનાથી થઇ શકે તેટલો પ્રયત્ન કરી રહ્યો હતો. એ વિષયમાં જ્યારે દંપતીનો વાર્તાલાપ થતો હતો ત્યારે શ્રીમતી યમુના દેવી 'જ્યાં સુધી ઇશ્વરની ઇચ્છા આપને પિતૃપદ તથા મને માતૃપદથી વિભૂષિત કરવાની નહિ થાય, ત્યાં સુધી આપણાથી કાંઇ પણ થવાનું નથી;' એમ કહ્યા કરતાં હતાં. મધુકાન્ત આધુનિક વિજ્ઞાનશાસ્ત્રને માનનારો એટલે કે પુરુષાર્થવાદી હોવાથી 'એ પણ એક શાસ્ત્ર છે અને તેનો સંપૂર્ણ અભ્યાસ કરી તેમાં દર્શાવેલા નિયમો પ્રમાણે વર્ત્તન કરવામાં નહિ આવે, ત્યાં સુધી આપણી મનોકામના પરિપૂર્ણ થવાની નથી;' એમ કહેતો હતો.

* * *

મધુકાન્ત તથા તેના મિત્રો ન્હાતાલના દિવસોમાં નાશિકની સહેલ કરવા સારૂ ગયા હતા. બધા પુરૂષોજ હોવાથી દરેકની ગૃહિણી ઘેરેજ હતી. ત્રણ ચાર દિવસના એ આનન્દપર્યટનના પ્રથમના બે દિવસો તો પરિપૂર્ણ આનંદમાં વીતી ગયા હતા. ત્રીજે દિવસે તાર વાળાએ આવીને મધુકાન્તના હાથમાં એક તાર મૂક્યો; તેમાં આ પ્રમાણે લખવામાં આવ્યું હતું:—

"તમારાં ગૃહિણી આગળની પેઠે ઘરનો સરસામાન લઇને પાડોશમાંના પુરુષવર્ગની ગેરહાજરીમાં ગઇ કાલે પલાયન કરી ગયાં છે! શોધખોળ કરવી હોય તો સત્વર આવો. અમોએ પોલિસને ખબર આપી દીધી છે. ગિરધરલાલ મણિલાલ શાહ."

ગિરધરલાલ મધુકાન્તનો પાડોશી હતો. તે શિક્ષિત તથા સજ્જન પુરુષ હતો. તાર વાંચ્યા પછી મધુકાન્તના મુખમંડળમાં જે પ્રકારનું પરિવર્તન થયું હતું, તે જોતાંની સાથેજ ચતુર સારાભાઇએ તારમાં શું હોવું જોઇએ તેની કેટલીક કલ્પના કરી લીધી હતી. બપોરના વખતમાં જ્યારે તેમના બીજા સાથીઓ બજારમાં ગયા ત્યારે મધુકાન્ત 'મારે કેટલીક અગત્યની ટપાલ લખવાની છે' એમ કહીને તથા સારાભાઇ 'મારી આજે તબીઅત બરાબર નથી' એમ કહીને બન્ને ઉતારામાં રહી ગયા હતા.

"કેમ મધુકાન્તભાઇ, તારમાં શા સમાચાર છે!" સારાભાઇએ બધાના બહાર ગયા પછી મધુકાન્તને સંબોધીને પૂછ્યું.

"સમાચાર બીજા શા હોય સારાભાઇ! ગોદાવરીના શીતળ જળમાં સ્નાન કરવાનાસ્તો;" મધુકાન્તે વિનોદપૂર્ણ ભાષામાં જવાબ દીધો.

"શું શ્રીમતી યમુનાદેવી—અરે ભૂલ્યો, સરસ્વતી દેવી—પલાયન કરી ગયાં છે કે? જો એમજ હોય તો તેમાં મને લેશ માત્ર આશ્ચર્ય થતું નથી; કારણ કે, એ શ્રીમતી પોતાના જાતિકુળનો પરિચય કરાવતાં નહોતાં એજ મારા માટે તો શંકાનું કારણ હતું. પરંતુ તમારી 'દયિતા કે દેવી?' એ વાર્તાના વાંચન પછી મેં મારા વિચારોને તમારી સમક્ષ પ્રદર્શિત કરવાનું માંડી વાળ્યું હતું." સારાભાઇએ પોતાની કલ્પના વાણીદ્વારા વ્યક્ત કરી બતાવી.

"તમારૂં અનુમાન સર્વથા સત્ય છે. તમે અનેક વાર મારી આંખો ઉઘાડવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ હું જ મૂર્ખ સમજ્યો નહિ તેમાં તમારો શો દોષ વારૂ? સાચી અને સ્પષ્ટ સલાહ આપનાર મિત્ર કોઇને મળો તો તમારા જેવાજ મળજો." મધુકાન્તે સારાભાઇની સલાહ અનુભવપૂર્ણ હોવાનું જણાવીને પોતાની મૂર્ખતાનો નિખાલસતાથી સ્વીકાર કર્યો.

"વારૂ હવે તમે શું કરવા ઇચ્છો છો?" સારાભાઇએ થોડીક વાર સુધી વિચાર કરીને આ પ્રકારનો પ્રશ્ન પૂછ્યો.

"હવે હું એક સામાજિક વાર્તા લખવા ઇચ્છું છું જેમાં એમ સિદ્ધ કરીશ કે વિજ્ઞાપનદ્વારા પ્રાપ્ત થયેલી ધર્મપત્નીઓથી પતિદેવતાઓનું કાંઇ પણ કલ્યાણ થતું નથી; માત્ર એટલુંજ નહિ, કિન્તુ તેઓ તેમનું અકલ્યાણજ કરે છે. વીસમીસદીની પ્રસ્તુત વિવાહ કરનાર વ્યક્તિઓ પાત્ર પરીક્ષા કરી શકતી નથી." મધુકાન્તે પોતાના વિચારોમાં થયેલું પરિવર્તન શબ્દોદ્વારા વ્યક્ત કરી બતાવ્યું.

"આવા વિચારો જો પ્રથમથી જ ધરાવતા હોત, તો આજે તમારી આ સ્થિતિ કદાપિ થાત ખરી કે! મારી મનોદેવતા એમ કહે છે કે જિજ્ઞાસાને ખાતર પણ એ જાહેરખબરવાળીનો પત્તો શોધી

કાઢવો જોઇએ, અને તમારી આ જીવનકથાનો ઇત્થંભૂત વૃત્તાન્ત પ્રમાણિક શબ્દોમાં લખીને કોઇ માસિક કે સાપ્તાહિક પત્રમાં પ્રકટ કરવો જોઇએ. એ પરથી તમારા જેવા બીજાઓને પણ શીખવાનું મળશે." સારાભાઇએ કેટલીક સૂચનાઓ કરી.

"મેં જે પ્રકારની વાર્તા લખવાનું તમને કહ્યું છે તેમાં હું મારા જીવનની આ બોધપ્રદ ઘટનાનો આદ્યોપાન્ત ઉલ્લેખ કરવાનો છું. માત્ર પાત્રોનાં નામ તથા ઘટનાસ્થળમાં પરિવર્તન કરી દઇશ; કારણ કે મારા હાથે જ મારી આ અપ્રતિષ્ઠાકારિણી ઘટનાનો ઉલ્લેખ મારા નામથી કરું એ તો મને ઠીક લાગતું નથી," મધુકાન્તે ખુલાસો કરીને કહ્યું.

"જેવી તમારી મરજી. વારુ, તમારાં એ દેવી અસલ કયા મંદિરમાં વિરાજનારાં હશે એ વિષે તમે શી કલ્પના કરો છો?" સારાભાઇએ પૂછ્યું.

"હું તો કશી પણ કલ્પના કરી શકતો નથી;" મધુકાન્તે જવાબ દીધો.

"મને લાગે છે કે શ્રીમતી ગ્રાન્ટરોડ, ફેણુસવાડી, તેલ ગલી કે ફ્રેન્ચપૂલના લત્તાઓને પાવન કરનારાં હશે. કોઇવાર એ રસ્તાઓમાંથી પસાર થાઓ તો આસપાસ દૃષ્ટિ નાખતા રહેજો." સારાભાઇએ 'ભૂતનું ઠેકાણું આંબલીપર' એ નિયમાનુસાર કલ્પના કરીને કહ્યું.

"શું ત્યારે તે કોઇ વારવધૂ (વેશ્યા) હશે?" મધુકાન્તે વિસ્મય-વિસ્ફારિત નેત્રો કરીને પૂછ્યું.

"એમાં શંકા જ શી છે? સર્વ ગુણસંપન્ન વારાંગના સિવાય તમારા જેવા સાહિત્યજ્ઞને કોણ છેતરી જાય વારુ?" સારાભાઇએ વિનોદયુક્ત વાણીમાં પ્રશ્નાર્થક ઉત્તર આપ્યું.

"ધન, માન અને પ્રતિષ્ઠા સાથે ધર્મ પણ ગુમાવી બેઠો કે શું? હા, જગન્નાથ! તેં આ મને કેવી વિનાશકારિણી બુદ્ધિ સુઝાડી વારુ?" મધુકાન્તે પશ્ચાતાપપૂર્વક આ શબ્દો ઉચ્ચાર્યા.

"જે થઈ ગયું તેને માટે હવે શોક ન કરો, મધુકાન્ત! તમારો પશ્ચાત્તાપ એજ તમારી ધર્મભ્રષ્ટતાનું ઉત્તમ પ્રાયશ્ચિત છે, એ તમારા જેવા વિદ્વાનને જણાવવાની જરૂર હોય એમ હું ધારતો નથી." સારાભાઇએ આશ્વાસનદાયક વચનો કહ્યાં.

"વારુ, ત્યારે હવે આપણે આ ઘટના ઉપર પર્દો નાખી થોડીક વાર ચિત્તની શાંતિ મેળવવા સારુ બહાર જઇશું?" મધુકાન્તે ફરવા જવાની ઇચ્છા દર્શાવી.

"જેવી તમારી ઇચ્છા. હું તો તમારી સાથે આટલી વાતચીત કરવા સારૂ અહીં રોકાયો હતો, હવે જ્યાં તમારી ઇચ્છા હોય ત્યાં આવવાને હું તૈયાર છું." સારાભાઇએ અનુકૂલ ઉત્તર આપ્યું.

બે ચાર મિનિટમાંજ તેઓ કપડાં પહેરીને તથા રૂમને તાળું વાસીને બહાર નીકળી પડ્યા.

વાચકોની જિજ્ઞાસા તૃપ્તિ સારુ એટલું ઉમેરવાની આવશ્યકતા છે કે પોલિસની તપાસપરથી મધુકાન્તની માનનીયા ગૃહિણીનું નિવાસસ્થાન સારાભાઇના કહેવા પ્રમાણે ગ્રાન્ટરોડજ મળી આવ્યું હતું. મધુકાન્તે આગળ પગલાં ભરવાનું માંડી વાળ્યું હતું.

સંપૂર્ણ.




લેખકઃ—રા૦ ભરત ફકીર.

વાચક બિરાદરો!

આગળ મોજ-મજાહના એક અંકમાં હું જીવનના કયા કયા પ્રસંગો અને સંજોગોમાં લોહી ઉકળી આવે છે અને ખૂન કરવાની ઇચ્છા થઇ આવે અને મુખમાં ઉફ ખૂન! એ ઉદ્ગારો નીકળી પડે એ સંબંધી લખાણ લખી ચુકેલો છું તેજ પ્રમાણે સંસારમાં એવા પણ પ્રસંગો આપણા જીવનમાં આવે છે કે જે વખતે સંતોષ અને આનંદથી હા-શ! એ ઉદ્ગાર આપણા મોંહમાંથી નીકળી પડે છે. હા-શ! થઇ જાય, જીવને કંઇક આનંદ અને સંતોષ મળે, મનપરથી ચિંતાનો બોજો દૂર થાય અને ફરી એક વાર મન ઉલ્હાસમાં આવી જાય તેવા કેટલાક પ્રસંગોની આપણે તપાસ લઇએ.

## રાતે રખડીને આવ્યા પછી.

રાતના નાટક સીનેમામાં કે દોસ્તોને વાલકેશ્વરના બંગલામાં ત્યાંના જલસામાં લહેર ઉડાવવાને ગયા હોઇએ, આપણું આનંદ સ્થાન અને ઘર વચ્ચે માઇલ બે માઇલ યા ત્રણ માઇલનું અંતર હોય, મોડી રાત થવાથી, મધરાત વીતી જવાથી, ગમે એટલા પૈસા આપવા છતાં આપણને ઉંચકીને લઇ જવાનાં સાધનોની ગેરહાજરી હોય—સદંતર ગેરહાજરીજ હોય, શિયાળાની કડકડતી રાત અને પવન સુસવાટ વાતો હોય, ચાલેલા પાકેલા મુડદાલ અધમુઆ થઇ માંડમાંડ ઓરડીમાં પહોંચીયે અને ત્યાં હુંફાળી, ગરમ પથારીમાં ઉંદર જેમ દરમાં પેસે તેમ ગરક થઇ જઇએ અને નાક સુધી પોચી પોચી રજાઇ અને શાલનાં ઓઢણ ઓઢી નરમ નરમ તકીયા પર માથું મૂકી પડખું ફરીએ ત્યારે જીગરમાંથી 'હાશ' એમ ઉદ્ગાર નીકળી જાય છે.

## નાતના વરા વખતે

ભાણેજનાં લગ્ન પાસે આવ્યાં હોય, આપણે કાકા બાપુસ હોઇએ, બાપદાદાની ખાનદાની અને ઝળકતી આબરૂ પ્રમાણે હજાર બે હજારનું મોસાળું કરી નાક રાખવાની જરૂર હોય, તે ગમે ખુબ આપડીએ અને મિત્રો સગા સંબંધીને ભેટીએ છતાં પણ નાણાંની જોગવાઇ ન થાય ત્યાં દેશમાં જવાના એક શનિવાર પહેલાં મહાલક્ષ્મીના સરતના મેદાનમાં આપણો નહિ ધારેલો ઘોડો અને કોઇ ટ્રેનરની બાહોશીથી કોઇ ખચ્ચરે જેવો ઘોડો પહેલો આવી તો વીનમાં આવી જાય અને સત્તર હજારને આંકનો આવી તો તડાકો પડી જાય તે વખતે સરતનાં મેદાનમાંજ

હા-શ!

એ શબ્દ બોલી આપણે કોઇ દોસ્તના બાગમાં મેહમાન થઇ પડીએ. નાતમાં નાક રહે એટલુંજ નહિ, પણ ઘણા દિવ-

સની જંજાળ અને ચિંતા ટળી જાય અને નરસિંહ મહેતાનુ મામેરૂં જેમ ભગવાને પૂરૂં કર્યું. તેમ મહાલક્ષ્મી દેવીના પ્રસાદે થોડામાં ઇશ્વરી અંશ આવી આપણે વાહરે તે ધાયો હોય એમ લાગે.

## ભોંદુ બાળક.

આપણું એકનું એક દશ મહિનાનું ગુચકલ બાળક, છેક આઠ વર્ષે આપણા ગરીબડા ઘરને પાવન કરનાર તેમાં પ્રકાશ આણનાર, એ નાનકડો ચેરાગ ગંભીર માંદગીને બીછાને હોય, ચાર દિવસ અને રાત ચોવીસે કલાક આપણને દોડાદોડી થઇ હોય, છેલ્લે દિવસે આશા છોડી, પ્રભુએ આપેલુ પ્રભુ લઇ લેશે એ વૈરાગ ધારણ કરી ન સહેવાય છતાં પણ છાતી અને પગને કઠણ કરી આંસુને ખાળી રાખી છેલ્લો પાસો અજમાવવા ખાતર મુંબઇના એ જબરદસ્ત મશહુર સ્પેશલ ડોકટરને ઘેર લઇ જઇએ ત્યાં ડોકટર અને આપણી ભારે અજાયબી વચ્ચે એ બચુકલાને ઘોડીઆમાં કિલકિલાટ કરતું અને પોતાના બચુકલા પગો અને હાથો ઉલાળતું ગેલ કરતું જોઇએ ત્યારે મુખમાંથી

હા-શ !

એ શબ્દ નીકળી પડે છે અને નાસ્તિક અને બેપરવાહ હોઇએ તોપણ પ્રભુનો પાડ માની જવાય છે.

## ભયંકર તાર.

દેશમાથી ઓચીંતો ઓફીસમાં તાર આવે કે વ્હાલી અર્ધાંગના મોતને બિછાને પડેલી છે, લેજર લખતાં લખતાં જીભ ટાળવે ચોંટી જાય અને આપણે મોટા સાહેબની ચેમ્બરમાં દોડી જઇ બોર બોર જેવાં આંસુએ રડી પડી ગળગળા થઇ આ સનાનના સમાચાર તેમને આપી પંદર દિવસની ચાલુ પગારે રજા અને ઉપરથી ઉપલક બસો રૂપીઆની મદદ ઓફીસમાંથી લઇ પહેલીજ ટ્રેનમાં દેશમાં શ્વસુરગૃહે જવા ઉપડીએ, સસરાના ગામનાં સ્ટેશન આગળ ઉતરતાં કંઇ કંઇ વિચારો આવતા હોય, "છેલ્લી ઘડીએ મ્હોડું દેખાશે કે કેમ, વાતચિત થશે કે કેમ, ઘેર જઇ પરબારા સ્મશાનમાં તો નહિં જવું પડે!" એવી જાતના કંઇ કંઇ ભ્રમિત વિચારો કરતાં હોઇએ અને દુઃખચિંતા અને ખેદથી અડધા ગાંડા જેવા બની ગયેલા સાસરાના ઘરના આગણે પહોંચતા ત્યાં બાંધેલા માંડવામાંથી આપણીજ ધણીયાણી કપાળમાં કંકુની પીળ; પાનેતર અને હાથમાં કંકાવટી સાથે શણગારેલાં મલકતાં સામાં મળે ત્યારે પ્રથમ તો

હા-શ !

એમ થઇ જાય અને પછી દગો દેવા માટે ચીડ ચડતાં ગુસ્સામાં બોલાઇ જવાય કે, "આવો ભયંકર તાર કરવાનું કંઇ કારણ? આ દગાનો કંઇ હેતુ?"

"તમારા વાંદા સાહેબ લગન અને આનંદને માટે રજા નથી આપતા એ જાણતાં હોવાથી આ તાગડો કરવાની જરૂર પડી છે! મારા ભાઇની જાન આવતી કાલે તળાજે ઉપડવાની છે, હવે ચિંતા ના કરો. ચામડું જરા સુધારો અને ન્હાઇ ધોઇ પેલી બાજુની ઓસરીમાં મારા બાપાને મળો!"

## ચાલો સ્ટેશને.

દેશમાં જવાનું હોય, ધણીયાણીએ લૂગડાં બદલતાં અસાધારણ વિલંબ કરવાથી આજની મેલ તો નહિજ પકડાય એમ પહેલેથીજ ધારી લઇ "લુંટાયા પછી બો નહિ અને (આથમયા પછી) અસૂર નહિ" એ ન્યાયે આપણે બે પરવા અને બેફિકર બન્યા હોઇને અને બૈરી બચ્ચાં કચ્ચાં, સરસામાન અને બધું હાઉસન જાઉસન ખટારાઓમાં—અરે નહિ રે વિક્ટોરીઆમાં ખડકી ચાલો જરા બૈરીને સમજાવી આવીએ એમ સમજી હોલાબે જઇએ. ટ્રેન પ્લેટફોર્મ નં. ૩ પર નજરે પડે, સામાન તોળાવવાનો બૂકિંગ કલાર્કને આંખ મારીને આગ્રહ કરે, એને ચેરીમેરી આપી પતાવીએ, હાથ ગાડીમાં સામાન નાખી પ્લેટફોર્મની અંદર દાખલ થતાં ઓળખીતો પણ લોભી ટીકીટ કલેકટર અટકાવે, બે ચાર વખત છોકરાંઓ ગણી જોઇ, ઉમરો પુછી, બોચકાંઓ ધણીયાણીને ગણવા કહી ત્યારે ધામધૂમ કરી ગાડી ઉપર જશે તો બાકીનાં બોચકાં કે છોકરાંનું શું થશે એ વમાસણ કરતાં ગાર્ડની સીટી સાંભળી એકાદ ડબ્બો હાથ કરી તેમાં ચીભડાની માફક ખડકાઇએ, હેલકરીના પાઘોટા ઉપર ધપ્પા મારી સંસ્કારી ભાષામાં તેમની જોડે વાગ્યુદ્ધ કરી તેમને પતાવી બોચકાંઓ ડબ્બાની અંદર ચારે બાજુ જેમ આવે તેમ ગોઠવી દઇ છોકરાંઓને નંબરવાર ગણી સામેની બાજુએ હારદોર ગોઠવી દઇ કંઇ અગત્યની વાત કરવાને પ્રિયાને બાજુમાં બોલાવી ઘડીયાળ કહાડી જોઇએ અને ત્યાં ખબર પડે કે ટ્રેન ઉપડવાને હજી તો અડધો કલાક વાર છે, તે વખતે બન્નેના જીગરમાં

હાશ !

એ વાક્ય નીકળી પડે

## બે ઘરનો પરોણો.

બહારગામ ગયા હોઇએ, દોસ્તને ત્યાં ઉતર્યા હોઇએ, દોસ્તના એક દોસ્તે બીજે દિવસે દસ વાગે જમાવાનું આમંત્રણ કર્યું હોય, માયાળુ ભાભી અને દોસ્તનાં પત્નીને આપણે આગલી રાતેજ ખબર આપી દઇએ કે સેવક આવતી કાલે ઘેર જમવાના નથી. લ્હેરી સભા હોવાથી આગલી આખી રાત ઉજાગરો કરી બીજે દિવસે દસને બદલે સાડા અગીયારે ઉઠીએ અને ન્હાઇ ધોઇ તૈયાર થઇ રસોડામાં જમવા જતાંજ ભાન આવે કે, આજે કાળીદાસનું આમંત્રણ છે! મેડી પર જઇ બહાર જવાના લૂગડાં પહેરી રસ્તામાં કોઇ દુકાનના ઘડીયાળ પર નજર પડતાં ખેદજનક પ્રતિતી થાય કે બાર તો વાગી ગયા! એ સાથે એ પણ ભાન આવે કે જમવા કહેનાર સરકારી નોકર હોવાથી અને આજે રજાનો દહાડો નહિ હોવાથી એ તો આપણા નામપર મસમોટો પૂળો મૂકી ક્યારનોય જો-હુકમની તહેનાતમાં સધાવ્યો હશે, ધોબીનો કૂતરો નહિ ઘરનો કે ઘાટનો—બે ઘરનો પરોણો ક્યાંઇનો નહિ, એવો અનુભવ આપણને પોતાને થતાંજ આપણી મૂર્ખાઇ પ્રમાદ અને બેપરવાઇપર હસતાં અને ચીડાતાં મનુભાઇને ત્યાં ચ્હા પી લેશું એમ ધારી એને ત્યાં હેરોલ્ડ લઇએ અને ત્યાંજ-તેનું બારણું બંધ જોઇ અને જીગરમાં ખંજર મારે એવું જબરદસ્ત તાળું જોઇ ગળે ફાંસો ખાવો કે કૂવે પડવું એ

વિચાર કરતા હોઈએ, પેટમાં કુરકુરીઆં બોલતાં હોય, ત્યાં પાછળથીજ દોડતો આવી જણ ખબર આપે કે "કયાં રખડે છે? આજે તારે મારે ત્યાં જમવાનું છે! બાબુની વરસગાંઠ છે. હું શાંતાભાભીને કહી આવ્યો અને સવારે તું જેને ત્યાં જઈ આવ્યો, તેને ત્યાં પણ કહી આવ્યો હતો, પણ તારો કમબખ્તનો પત્તોજ કયાં છે! તારા વગર બધાં બેસી રહ્યા છે. આ વખતે ઉપરથી જરા ડાહ્યા થઈએ કે, મને તો કયાંઈ જવાની ટેવ નહિ પણ મનમાં ધીમે

હા–શ !

થઈ જાય.

## કાણી.

આપણાં પોતાનાં લગનની તૈયારી થતી હોય, આપણું જીગર થનગન થનગન નાચતું હોય, ન્હાની મોટી ભોજાઈઓ, કાકીઓ, માશીઓ, મામીઓ, ફૈબાઓ પીઠી ચોળે તે વખતે આપણે જાનમાં શરમાઈ શરમાઈ જતા હોઈએ, દોસ્તોને મળતાં હસાઈ હસાઈ જવાતું હોય, ત્યાં એક બિરાદર કાનમાં મ્હોકાણના સમાચાર આપે કે, આપણા ભાવી સસરાની દિકરી તો કાણી છે! જીવન પલટાઇ જાય, મનોવૃત્તિ બદલાઇ જાય, આકાશ પાતાળ એક થઇ જાય, મીઠી મનોહર ઉમેદનો છલોછલ ભરેલો પ્યાલો ઢોળાઇ જાય, પછડાઇ જાય, ભાંગી જાય, નથી પરણવું એમ દાદાજીને કહીએ ત્યાં તો "ઘરડે ઘડપણ મારૂં નામ બોળવા ઉઠેલા ઓ. કપાતર!" એમ બોલી ઊસાજી ડીંગ ઉપાડે અને વૈરાટ સ્વરૂપ ધારણ કરે ત્યારે, 'પડ્યું પાનું સુધારી લ્યો' એમ ધારી મનમાં વૈરાગ્યને ધારણ કરી પરણ્યા પછી સમજી લેશું–સંભાળી લેશું યા તો છોડી દેશું, કાં તો ઘરસંસાર અને જીવનવ્યવહારમાંથી મુક્ત થઇ દેશ-ભક્તિમાં મન પરોવી, રેંટીયો શીખી સત્યાગ્રહ આશ્રમમાં જઇશું વગેરે વગેરે વિચારો કરતાં એરંડીયું પીધેલું હોય તેવું મ્હોં કરી રોતી સુરત જેવાજ જાનમાં જઇએ, તોબરા જેવા મ્હોડા સાથેજ ઘોડે ચડીએ અને રકતલ જેવા કાર્યોએજ સાસુને હાથે પોંખાઇએ, અને નાક પકડીને મચડી નાખે છતાં પણ જરા પણ સ્પીરીટ ન બતાવીએ, સાજન માજનની વચ્ચે સસરાજીની નવી સાસુડી નાકને ગમે તેમ મચડી નાખે છતાં પણ બકરાની માફક ડોકું રાખી મેલીએ અને પરણાવનાર ગોર અને સાજનની અજાયબી વચ્ચે નિ:સાસા નાખતાં અને કવચિત કવચિત રડી પડતાં જેમ તેમ પરણી લઇએ અને પહેલી રાત્રેજ પ્રિયાની પરવાનગી લઈ પરદેશ સંચરવાની તૈયારી કરી છુટો કરવા તેને પ્રાર્થના કરવા જઇએ ત્યાં ખબર પડે કે પ્રિયા તો કાણી નહિ પણ ચંદ્રમુખી છે, ત્યાં હ્રદયમાંથી ઉદ્દગાર નીકળી પડે,

હા–શ !

–ત્યાંજ ખબર પડે કે, કાણી તો તેની મ્હોટી બ્હેન ચાર વરસ પહેલાં પરણેલી.

## પાકતી હુંડી.

માગનારની હુંડી પાકતી હોય, બીજે દહાડે નાણાં નહિ ભરાય એટલે બીતિ તો, રહેજ કે સમન્સ આવવાનો, જેથી પૈસાની જોગવાઇ કરવા શહેર બજારમાં ઓળખીતાઓમાં ફરીએ છતાં ઝેર ખાવાને પાઇ એકડી ન થાય, અને હવે તો ઘેર જવાને બદલે ચોપાટીને દરિયે આપઘાત કરી બેકબેની પુરણીમાં મારા પોતાના શરીરને પધારવાને વિચાર કરતાં છેલ્લા પાયા તરીકે એક છેલ્લા દોસ્તની પેઢીએ મારીયે અને ત્યાં ખબર પડે કે આપણા માગનારને સાંજે પાંચ વાગેજ કહાડી ગયા તે વખતે બનાવ ખેદજનક અને કરૂણ હોવા છતાં પણ આપણા સ્વાર્થી હ્રદયમાંથી,

હા–શ !

એવો ઉદ્દગાર નીકળી પડે.

## વાંઢાવિલાપ.

બૈરી પરણવાનાં નાણાં નહિ હોવાથી, પાંત્રીસ વરસની ઉમ્મર સુધી વાંઢા રહી ગયા હોઇએ, એક છોકરી જોડે દિલ લાગ્યું હોય પણ જેની ડીલીવરી માટે તેના બાપને આપવાના રૂા. દસ હજાર રોકડા આપવાની ગુંજાસ નહિ હોવાથી તે કોન્ટ્રેકટ રદ કરવાના તૈયારી માં હોઇએ નૈષ્ટિક બ્રહ્મચારી થવા માટે મહારાજ ભિક્ષમ આખ્યાન હરરોજ સાંભળતા હોઇએ, ત્યાં ઓચીંતા, માશેતુબાર માસા ગુજરી જઇ આપણા જેવા નંગ ભાણેજને સાડા ત્રણ લાખનો એકલો વારસો આપી જાય ત્યારે પણ જીગરમાંથી હા–શ! થઇ જાય.

## ગરામાં ગરેલો માલ !

લોખંડ, કાગજ અને રંગના જબરદસ્ત માલનો ઇસ્ટોક આપણી પેઢીઓ અને દુકાનોમાં નાગદેવી, ભીંડીબજાર અને કરનાક બંદરની દુકાનોની વખારોમાં ગરા સુધી લીધો હોય, મુલતાનીઓને ત્યાં અથરાયા કુતાયા છતાં માલનો ઉપાવ ન થતો હોય અને છતાં નાણાંની છુત આપણી થઈ હોય, નાદારી કોર્ટનું સરટીફીકેટ લેવા સાટી એકવીસ રૂપીયા હમેશા ખીસામાં રાખી ફીરતા હોઇએ અને બૈરીનું, બાળ બચ્ચાંનું શું થશે એ વમાસનમાં હોઇએ અને સૌથી મોટી ચિંતા તો આપણા તાહેરનું સુરતવાળા બાજીગર ઇસ્માઇલીના દીકરી જોડે લગન ગોઠવાયું હોય તેનું કેમ થશે? અને રહિર ગામમાં, જમાત અને વેવાઇમાં કેવું લાગસે તેમ ચિંતામાં બેફામ બની ગયેલા બૈરી-બંદરથી પરબારા બુરાનપુર નાસી જવાની તૈયારીમાં હોઇએ, ત્યાં ન્યુસમાં ખબર વાંચીએ જે, યુરોપમાં જબરદસ્ત લડાઇ ફાટી નીકળી છે, અને મહિનાઓ સુધી, બલકે વરસો સુધી, કાગજ, લોખન અને રંગ અહિં આવી શકે તેમ નથી, એ વાંચીએ ત્યારે મ્હોડામાંથી નીકળી પડે કે.

હા–શ ! બંદા રાવા ! ખુદાએ સામું જોયું, જમદ જબ મારેઆ.

## કાપડની દુકાન.

કાપડની દુકાન હોય, લોક ખાદી પહેરતા થઇ ગયેલા હોવાથી આપણા પરદેશી કાપડ તરફ કોઇ આંખીને પણ જોતું નહોય, દીવાળી ગઇ, હોળી ગઇ, વૃષ્ટિનો સમય આવી લાગ્યો, છતાં પણ ઘરાકો ન ફુટવાથી દુકાનને મોટું ખંભાતી તાળું મારી દેશમાં ક્યારે પલાયન કરી જવું તેનો વિચાર કરતા હોઇએ, તેજ દિવસે સવારે મતાજી શુભ સમાચાર લાવે કે મારકીટમાં આગ લાગી! પચ્ચીશ હજારનો વીમો યાદ આવતાં એ વખતે અગ્નિદેવનો ઉપકાર માની બોલી જવાય કે

## હા–શ !

### ગડગડાટ.

તીખી મનોહર માનુની જોડે બપોરે જરા વાગ્યુદ્ધ થયેલું હોવાથી એણે અબોલા લીધા હોય, બાર દહાડા સુધી એક બીજાની સામે જોતાં આંખો ઘુરકતી હોય, અને પાસે જતાં છણકો થતો હોય, તે દહાડે અમાવાસ્યાની ઘોર અંધારી કાળી રાત હોય, પલંગપર બન્ને એક બીજા તરફ પીઠ કરી, મીજાજ અને તુમાખીમાં સુતાં હોઇએ ત્યાં મેડીની બારીપર નજર કરતાં આસમાન વાદળથી છવાઇ જાય, સુસવાટા મારતો પવન વાવા લાગે, વિજળીનો એક જબરદસ્ત કડાકો થાય, પવનના સુસવાટા સાથે પાણીના છાંટાઓની સોરમ આપણા મીચાયેલાં મુખ જોડે અથડાય, આભ ફાટતું હોય, ધરતીકંપ થતો હોય, પૃથ્વી રસાતાળ જતી હોય, એવો ખ્યાલ આપતો એક જબરદસ્ત ગડગડાટ–મેઘગર્જના આસ્માનમાં થાય, બારી બારણાં ખડખડી ઉઠે, દુર દુર રસોડામાં એક તપેલી અને કળસો પડી એકાંત ઘરમાં જબરો ખડખડાટ થઈ જાય અને વિજળીના એક ઓચિંતા ચમકારથી મેડીમાં પળ વાર અજવાળું થઇ પાછો ગાઢ અંધકાર છવાય અને ફરી પાછો ગડગડાટ શરૂ થતાં વાય મા કરી પેલી રીસાયેલી બ્હીને ગભરાયેલી અકળાયેલી આપણા પાસામાં ભરાવા ધસી આવે ત્યારે સ્વાભાવિક રીતેજ 'હા–શ' બોલી જવાય. (સંપૂર્ણ)

---






લખનારઃ—રા. મંજુલાલ ગોપાળરાય દેસાઇ.

### પ્રકરણ ૧૫ મું.

### મહન્ત મહેશગિરિ.

હમણાં મહન્ત મહેશગિરિ અને આપણી વાર્તાની નાયિકા એકલાંજ હતાં. તે વિશાળ ઓરડાને એક છેડે મોટી આરામ ખુરસી ઉપર મહન્ત બેઠા હતા અને તેની નજીક મનોરમા ઉભી હતી.

તેણી ઉંચુ મુખ રાખીને ટટાર ઉભી હતી. જ્યારે એક વીરાંગનાને છાજે એવી મગરૂબી અને હિંમતથી પોતાનો બચાવ કરવાને તે ઉભી રહી ત્યારે તેણીના અમાનુષી શારીરિક સૌંદર્ય અને સત્તાધારી મુખાકૃતિએ તે મહન્તને આંજી નાખ્યો.

મહન્તે પૌરાણિક ઇતિહાસ અને શાસ્ત્રોનો સારો અભ્યાસ કર્યો હતો અને તેણીનામાં તેને ઉર્વશીનો રૂપગર્વ, સરસ્વતીનું બુધ્ધિબળ અને સતી અનસૂયાની પતિભક્તિ સ્પષ્ટ દેખાયાં.

જ્યારે તેણીને પોલીસે પકડી ત્યારે તેના શરીર ઉપર કોઈ જાતનો તેઓએ હુમલો કર્યો ન હતો અને તેથી અજયગઢના વૃદ્ધ કેદી પાંસેથી જે સીલ કરેલું પાકીટ તેને મળ્યું હતું તે હજી તેણીના ગજવામાં સહીસલામત હતું; પણ મોતીશાએ જે પેટી પ્રસન્નને સોંપી હતી તે તેની પાસેથી લઇ લેવામાં આવી હતી અને હમણાં તે મહન્તની નજીકના એક મેજ ઉપર પડી હતી.

"યુવતી," આખરે તેણે માયાળુ અવાજે કહ્યું. "હમણાં તું એવી ગંભીર હાલતમાં આવી પડી છે કે તારા ઉપર કોઇને દયા આવ્યા સિવાય રહેજ નહિ. તેથી તેં જે દુષ્કર્મ કર્યું છે તેને માટે અંતરના વિચારો શા છે તે ચોક્કસ જાણવા સારૂજ તારી જુબાની ખાનગીમાં લેવાનું મને યોગ્ય લાગ્યું છે. જો તું તારા પાપકર્મનો પસ્તાવો કરીને રાજીખુશીથી તારી જાતને મારી દયા ઉપર છોડી દેતી હોય તો આવા પાપાચારીઓ માટે જે સખતમાં સખત સજાઓ ધાર્મિક કાયદામાં ઠરાવવામાં આવી છે તેમાંથી કદાચ હું તને બચાવી લઉં! પણ તારા તરફની મારી આવી માયાળુ લાગણી છતાં પણ જો તું હઠીલી અને દુરાગ્રહી નીવડશે તો તારા નસીબ ઉપર તને છોડી દેવા સિવાય મારો છુટકો નથી."

"અને તે નસીબ, મારા નામદાર સાહેબ–કઇ શિક્ષા કરશો !" મનોરમાએ દ્રઢતાથી પૂછ્યું.

"ચિતામાં જીવતા બાળી દેવાની–ક્રૂરમાં ક્રૂર મોત," મહન્તે જવાબ આપ્યો.

"અને જો હું કબૂલ કરૂં કે મેં એકલીએજ ગુન્હો કર્યો છે," જરા પણ ગભરાટ કે ભય વગર મનોરમા આગળ બોલી, "જો હું

કદમ કબૂલ કરી દઉં કે હુંજ પાપી અને અધમ છું અને મેંજ ્નગિરિને તેને ધર્મમાર્ગમાંથી આડે રસ્તે દોરીને ભ્રષ્ટ કર્યો છે તો ે નામદાર તેને મુક્ત કરીને સહીસલામત રીતે મુસલમાની રાજ્યની માં જવા દેશો ?"

"શું? અત્યાર સુધી કોઈએ નહિ કરેલો એવો ભયંકર ગુન્હો નાર ચંડાળને મુક્તિ ?" ગુસ્સાથી ઉકળી જતાં મહન્તે કહ્યું. "ખુન તાં પણ જેણે મોટો અપરાધ કર્યો છે તેને વગર શિક્ષાએ જવા દેવો ! ી બાઈ ! અમારા સાધુઓએ પાળવાના કાયદા, નિયમો અને નીતિ ે તું સાવ અજ્ઞાન છે અને તેથીજ આવાં વચનો બોલે છે."

"હું ધારતી હતી કે તમે મોટા મહન્ત છો અને તેથી આવી બતમાં તમને બધી જાતની ફુલ સત્તા હશે."

"કાશીની ગાદીના અધિકારી જગદ્‌ગુરુ સિવાય કોઈ પણ ભ્રષ્ટ ેલા સાધુને માફ કરવાની મુક્તિ આપવાની બીજા કોઈને સત્તા ી," મહન્તે કહ્યું. "અને જગદ્‌ગુરુ જો કે ઘણા દયાળુ છે તોપણ મસ્ત હિંદુસ્તાનમાં ખ્યાતી પામેલા પ્રસન્ન જેવા પાપાચારીને માટે તેઓ પણ પોતાની સત્તા વાપરી શકે નહિ."

"ત્યારે તો તેને સખત શિક્ષા કરવાનો તમે નિશ્ચયજ કરી લીધો ો છે ?" પગથી માથા સુધી ધ્રુજતાં તેણી બોલી.

"છોકરી, પ્રસન્નનો વિચારજ મનમાંથી કહાડી નાખ," હન્તે સખતાઈથી કહ્યું. "તેને તો હવે મરી ગયેલોજ માની લે."

"ત્યારે તો હું તમારા તરફથી એટલીજ દયા ઇચ્છું છું કે," બળાઓમાં દેખાતી નિર્બળતાને બદલે એક ઉત્સાહી વીરાંગનાને ાજે એવા સ્વરે કહ્યું, "જેને હું આટલા બધા પ્રેમથી ચાહું છું તેની ાથે તેનીજ સખત શિક્ષા ખમતાં મને મરી જવા દો."

"હઠીલી—અવિચારી સ્ત્રી !" મહન્ત ગાજી ઉઠયા. ક્રોધથી મનું મુખ શ્યામ થયું હતું અને ગાત્રો ધ્રુજતાં હતાં. "તારી જાત ેની તારી કઠોરતાથી અને તે પાપાચારી તરફના ભક્તિભાવથી તારા અપરાધમાં વધારો કરે છે."

"મહન્તો અને જગદ્‌ગુરુઓએ ભલે ઠરાવ્યું હોય કે ચાહવું એ ન્હો છે," પોતાના પ્રાણની આહુતી આપનાર સ્ત્રીને છાજે એવી ઢતા, કરૂણ અને આનંદથી તે બોલી, "પણ તેની સત્યતા કે ન્યાય ાયપણાને ઇશ્વર તો કદાપિ કબૂલ નહિંજ રાખે."

"તું ધર્મની નિંદા કરે છે ?" મહન્ત ગાજી ઉઠયા; પણ ા વખતે મનોરમાનો દેખાવ એટલો બધો તેજસ્વી— ાને જે પ્રેમથી પોતાના હૃદયમંદિરમાં સ્થાપેલી પ્રિય મૂર્તિની અંત ધી ભક્તિ કરવાનો તેણીએ દૃઢ નિશ્ચય કર્યો હતો તે પ્રેમના આવેશથી ણીનો દેખાવ એટલો બધો ઉજ્વળ અને તેના ઉપરની અચળ શ્રધ્ધા ાને ભક્તિથી મળતા સુખથી તેણીનો દેખાવ એટલો બધો કાંતીવાન યો હતો કે જેથી આશ્ચર્યથી સંભ્રાન્ત થયેલો તે મહન્ત એક પણ બ્દ બોલવાની હિંમત પણ કરી શકયો નહિ.

તેણીનું આખું શરીર વધારે ટટાર થયું—તેણીનું મસ્તક જરા ચું થયું—તેણીનું શરીર ઉછળશે એવું લાગ્યું અને તેણીના મુખ ુખ ઉપર એવા સૌંદર્યપણાના ભાવો દેખાવા લાગ્યા કે તેથી જોનારને એમજ લાગે કે જાણે કે એક સર્વોત્તમ દક્ષતા અને કળાવિધાનથી કોરેલા પુતળામાં જીવ આવતો હોય અથવા તો જાણે કે એક અદ્‌ભુત રૂપવાળી યુવતી ધીમે ધીમે દિવ્ય શરીરધારી દેવી રૂપ બની જતી હોય !

"પ્રેમમાં મને શ્રધ્ધા છે—હું વગર સંકોચે તમને તે જાહેર કરૂં છું અને તેથી તમે કહો છો કે હું ધર્મની નિંદા કરૂં છું !" સરળ અવાજે તેણીએ કહ્યું; પછી શૂર છૂટે એવા પણ મધુર અને સુસંદ અવાજે તે બોલી, "અરે ! કદી નહિ સાહેબ, હું નિંદા નથી કરતી પણ ઉલટા તમેજ કરો છો. જો તમે એમ માનતા હો કે પ્રેમ જેવી કોઈ લાગણીજ નથી અથવા તો તમારી માન્યતા એવી હોય કે એક માણસનું હૃદય પ્રેમની લાગણીને સદંતર દૂર કરી શકે છે કે તેને સંપૂર્ણ પણે ગુંગળાવી શકે છે જ્યારે બીજું તેના આનંદથી રાચે છે અને ઉછળે છે તો મારે કહેવું જોઈએ કે માણસ જાતના સ્વભાવની યથાર્થ પરીક્ષા કરી તેને ઓળખવામાં તમે નિષ્ફળ નિવડયા છો અને તેથી જનસમાજને તેના વર્તમાન કે ભવિષ્યના સુખના ઔહક કે આધ્યાત્મિક માર્ગદર્શક થવા માટે તમે પુરેપુરા નાલાયક છો. પારાવાર વેદના હૃદયના ચૂરેચૂરા કરી નાખે—આપત્તિના વાદળથી જીવન સૂર્ય કલુષિત થઈ જાય—તીવ્ર દુઃખની જવાળાઓથી કુમળું હૃદય પુષ્પ જડમૂળથી બળી જાય; પણ જો તે હૃદયમાં શુદ્ધ અને સરળ પ્રેમ જ્યોત ઝળહળતી હોય તો તે ત્યારેજ હોલવાય કે જ્યારે હૃદય-સદાને માટે બંધ પડી જાય. મારા મુરબ્બી-આનું નામ શુદ્ધ અને દૈવી પ્રેમ: અને તમે માનો છો કે આ લાગણીને મનુષ્ય રચિત કાયદાઓ કદાપિ અટકાવી શકે ? તમારા જગદ્‌ગુરૂની સત્તાનો અમલ તેના ધર્મક્ષેત્ર ઉપર ચાલે કદાચ પ્રભાસપાટણથી ગંગાના મુખ સુધી કે હિમાલયથી કન્યાકુમારી સુધી,—તેની સત્તા રાજા અને મહારાજાઓને ગાદી ઉપરથી પદભ્રષ્ટ કરી પોતાની ઇચ્છા પ્રમાણે બીજાઓને તેમની જગ્યાએ બેસાડી શકે પણ પ્રેમની ઉત્પત્તિ સ્થિતિ અને લય ઉપર તો તેની સત્તા કાબુ ન જ મેળવી શકે. જો તે ઇચ્છે ત્યારેજ આકાશમાં વાદળાઓની ગર્જનાઓ શરૂ થતી હોય અથવા તો તે હુકમ કરે તેજ ઠેકાણે વિજળી પડતી હોય તો તે કહે કે હુકમ કરે તેજ પ્રમાણે અમુક નકકી કરેલા હૃદયોમાંજ પ્રેમભાવના ઉદ્‌ભવે, પણ તેમ થવું તદન અશક્ય છે માટે અમે એક બીજાને શુદ્ધ અને દૃઢ પ્રેમથી ચાહવામાં ગંભીર ગુન્હો કરીએ છીએ એવો મિથ્યા આરોપ અમારા ઉપર ન મૂકો. ભલે તે પુરેપુરો સાધુ કે મહન્ત હોય તો પણ સામાન્ય મનુષ્યોમાં રહેલા ભાવ અને લાગણીઓનો તેનામાં અભાવ સંભવી શકેજ નહિ; અને તેથી તેના હૃદયની લાગણીઓને તાબે થવાથી કદાચ મનુષ્યોએ ઘડેલા ક્રૂર કાયદાઓ, રાક્ષસી નીતિ નિયમો અને અશક્ય આજ્ઞાઓનું તેણે ઉલ્લંઘન કર્યું હશે પણ તેથી ઇશ્વર કે કુદરતના હુકમોની અવગણનું પાપ તે વહોરી લેતો નથી."

મહેશગિરિ આ જુસ્સા ભરી વાણીને ધ્યાનપૂર્વક છેક સુધી સાંભળી રહ્યા; એટલા માટે નહિ કે તેણીના શબ્દોએ તેના હૃદય ઉપર જરા પણ અસર કરી હતી પણ તેણીના અલૌકિક હાવ ભાવ; અંગમરોડ અને દૃષ્ટિમાં અવનવી રસિકતા અને માધુર્ય તેને પ્રત્યક્ષ થતાં હતાં.

વળી તેણીના ભાષણનો વિષય એવો હતો કે તેના જેવો વિષયાસક્તિમાં નિરંતર રચ્યો-પચ્યો રહેતો માણસ એક સુંદર યુવતીને આટલા જુસ્સાથી બોલતી સાંભળવાને ભાગ્યેજ નાખુશી બતાવે. વળી શાંતીથી તેણીને સાંભળી રહેવાનું એક કારણ એ પણ હતું કે પ્રથમથીજ જે વિષય ઉપર તેને વાત કરવી હતી તે વિષય તરફ ધીમે ધીમે આવતી જતી હતી.

"મનોરમા," વિષયાનંદથી પોતાની આંખો તેના ઉપર ઠેરવતાં તે બોલ્યો, "શું તું મને એવું સમજાવવા માગે છે કે હૃદયની જે લાગણીને તું પ્રેમ કહે છે તે બધા ધર્મ કરતાં પણ શ્રેષ્ઠ છે?"

"તે લાગણી એજ ધર્મ—શ્રદ્ધા—સેવા!" મનોરમાએ સમજાવતાં કહ્યું.

"પણ શું તે ધાર્મિક શ્રદ્ધા કે સેવા ભાવથી સ્વતંત્ર?" તેણે ચકિત થઇને પૂછ્યું.

"ના, પૂજ્ય પિતા, એતો ઇશ્વરપ્રણીત ધર્મનું ફક્ત એક અંગ," મનોરમાએ જવાબ આપ્યો. મહન્ત તેણીની સાથે આ વિષય ઉપર ચર્ચા કરવા માગે છે એવું જાણી તે ખુશી થતી આગળ બોલી, "પવિત્ર મહાપુરૂષ, જો ધર્મના અને ખાસ કરીને તમારા મંદિરના કાયદાનો સખતાઇથી અમલ ન કરો તો જે પ્રેમની લાગણી અમો એક બીજાં માટે ધરાવીએ છીએ તે અપરાધની શિક્ષામાંથી અમારી મુક્તિનો માર્ગ નીકળી શકે એમ છે. ધર્મશાસ્ત્ર કહે છે કે એક સાધુ કોઇ સ્રીને ચાહે કે સ્રી કોઇ સાધુને ચાહે તે યોગ્ય નથી. એટલે કે ધર્મ શાસ્ત્રથી વિરૂદ્ધ છે તે ક્રુર અને અપ્રમાણિક કાયદાને અનુસરીને, જે કોઇ તે કાયદાનું ઉલ્લંઘન કરે તેને માટે સખતમાં સખત સજા ઠરાવવામાં આવી. હું કબુલ કરૂં છું કે આવી શિક્ષાઓ માટે તમે દોષિત નથી કારણ કે આવા કાયદા અને શિક્ષાઓ હસ્તીમાં આવ્યાને ઘણાં વર્ષો થયાં. પણ જો તમે તેનો પૂરેપૂરો અમલ કરવા માગો તોજ તમે તેને માટે દોષિત ઠરો. આપણે કબૂલ કરીએ છીએ કે મહન્ત પ્રસન્નગિરિએ ધાર્મિક કાયદાથી વિરૂધ્ધ વર્તન ચલાવીને પાપ કર્યું છે તો તેનો તમારા ધર્મમાંથી બહિષ્કાર કરો; અને જો આ ધાર્મિક કાયદાના ભંગથી ઉદ્‌ભવેલા વેરનું તમે બલિદાનજ માગતા હો તો હું મારી જાતનો ભોગ આપવાને તૈયાર છું. મહાપુરૂષ, ઘુંટણીએ પડીને પવિત્ર પિતા, તમારે ચરણે નમીને તમારી પાસેથી દીન પણે આટલાજ વરદાનની હું ભિક્ષા માગું છું—અને આનેજ હું દયા એવું નામ આપું છું."

આટલું કહીને મનોરમા તેને નીચી નમીને પગે લાગી અને તેણીના છુટા વાળ આરસની ફરસબંધી ઉપર પથરાઇ રહ્યા.

પોતાની જગ્યા ઉપરથી ઉઠીને મહન્ત ત્યાં ગયા. એક પિતાને છાજે એવી રીતે તેણીના મસ્તક અને વાળ ઉપર હાથ ફેરવ્યો અને ગંભીર સ્વરે કહ્યું.

"મનોરમા! તેં સાબિત કરી આપ્યું છે કે જે હૃદય સ્હાય છે તે એ પ્રમાણે સ્હાવામાં તિરસ્કાર કે ઠપકાને પાત્ર નથી!"

વિજળીના જેટલા વેગથી મનોરમા તેના બોલવાનો ભાવાર્થ સમજી ગઇ અને ગુસ્સાથી લાલચોળ થયેલ મુખ અને કંપતા અંગવડે તે કુદી અને તેના હૃદયના છુપા વિચારો જણાઇ જાય એવી દૃષ્ટિએ તેના તરફ જોયું.

"બરાબર," પોતાની લાગણી ઉપર કાબૂ નહિ રહેવાથી તે બોલ્યો, "તેં એક ભયંકર મતનું પ્રતિપાદન કર્યું છે—પણ હું તેની સત્યતાને વળગી રહીશ અને તેનો લાભ લઇશ."

"તમે શું કહેવા માગો છો?" ગભરાટથી તે બોલી.

"હું એટલુંજ કહેવા માગું છું કે તું ઘણી સુંદર અને રસજ્ઞ સ્રી છે અને આ મહેશગિરિ તારો ગુલામ છે."

"અહા, મારા નામદાર! પ્રસન્ન ઉપરના મારા પ્રેમની તમે કેટલી હદ સુધી કસોટી કરવા માગો છો?" તે બોલી. તેનું બોલવું તે સમજી નથી એવું તેણીએ માન્યું. તે એવું સમજી કે પ્રસન્ન માટે જે પ્રેમ તેણી ધરાવે છે તેની પરીક્ષા કરવા તે આટલી શિક્ષા સહન કરવા તૈયાર છે એવું તે મહન્ત તેણીના બોલવાથી સમજ્યા છે.

"સાંભળ, મનોરમા! શાંત થા," તેણીનો હાથ પોતાના હાથમાં લઇને તે બોલ્યો; "તેં મને બધું વિગત વાર સમજાવ્યું છે. પ્રસન્નને બચાવવામાટે, તું આકાશ ને પાતાળ એક કરે તો પણ તે ફોકટ છે. તેણે મરવુંજ જોઇએ."

"અરે ભગવાન!" મનોરમાએ નિસાસો મૂક્યો. તેણીએ જોયું કે તે મહન્ત નિશ્ચયપૂર્વક બોલતો હતો. વળી તેણીને વિચાર આવ્યો કે, અજયગઢના કિલ્લાના જાદુઇ મસ્તકની ભવિષ્યવાણી પ્રમાણે કોઇ દિવ્યશક્તિ ફક્ત ભયમાંથી તેણીનું પોતાનુંજ અને નહિ કે પ્રસન્નનનું રક્ષણ કરી શકે એવું લાગે છે.

"પ્રસન્ને મરવુંજ જોઇએ!" મહન્તે ફરીથી ભાર મૂકીને પોતાનો મક્કમ નિશ્ચય જાહેર કર્યો.

"બિચારો પ્રસન્ન—એટલો બધો દયાળુ, ખુબસુરત અને બુદ્ધિશાળી!" મનોરમા ફફડી; અને તેના હાથમાંથી પોતાનો હાથ ખેંચી લઇને એક નિસાસો નાખતાં કહ્યું, "ત્યારે તો આપ નામદારે મને પણ મોતનીજ શિક્ષા કરી નાખવી."

"સુંદરી, તારા એક પણ વાળને નુકસાન કરવામાં આવે તો તેમાં તારો પોતાનોજ દોષ છે," મહન્તે કહ્યું. "પ્રસન્નનો વિચાર છોડી દે. તારો પ્રેમ મને અર્પણ કર. આ જુલમી કાયદામાંથી હું તને બચાવીશ. એટલુંજ નહિ પણ આ દુનિયામાં પૈસા ખરચતાં પણ ન મળી શકે એવા વૈભવ, ભોગ અને એશ આરામ, અનુપમ લ્હાવો લેવડાવીશ."

"ચુપ કર, નરાધમ—ઢોંગી—ધર્મદ્રોહી!" તે બોલી. તેનું વદન આવેશથી લાલ થઇ ગયું; તેની આંખોમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. "નિર્માલ્ય પુરૂષ, એક ક્ષણ માટે પણ મારા નિશ્ચયમાંથી ડગીને તારે તાબે થાઉં! તારા જેવા ભગવા વસ્રથી ધર્મને નામે ઢોંગ કરનાર પિશાચ કરતાં એક ઝેરી સર્પ કે ભુખ્યા વાઘની પાસે દયાની યાચના કરવી વધારે સારી છે."

"મનોરમા, મને ગુસ્સે કરવાની તું હિંમત કરે છે? મારી માગણીનો તું અસ્વીકાર કરે છે?" મહન્તે કહ્યું. "શાબાશ—જરા

પુરતો વિચાર કર. એક બાજુ ભયંકર મોત, બીજી બાજુ ભોગ ને વૈભવ; એક બાજુ ચિતા ઉપર બળી મરવાની ત્રાસદાયક શિક્ષા, બીજી બાજુ ઐહિક સુખનો અખૂટ લ્હાવો ! આમાંથી વિચાર કરીને ગમે તે પસંદ કરી લે !"

"ધુતારા-ઘોર પાપી ! હું તારી સામેથીને ધુતકારી કહાડું છું," ગુસ્સાથી ચીડાઇ જઇને તેણીએ કહ્યું. "તારી દયા અને વૈભવ મારે નથી જોઇતાં. તારાથી થાય તે કરી લે."

"મનોરમા, ફક્ત છેલ્લી વાર હું તને વિચાર કરવાનું કહું છું," ક્રોધથી ધડકતા અવાજે તે બોલ્યો. "તારા તેજસ્વી વદનને ચિતાની ભયંકર જ્વાળાઓ અપાર દુઃખ આપશે-તારાં કુમળાં ઉજળા ગાત્રો બળીને ખાખ થઇ જશે-તારા ભરાઉદાર લાંબા વાળ નાશ પામશે અને તારી ચળકતી આંખોનું તેજ સદાને માટે દૂર થશે—"

"બસ કર !" જોરથી પોતાના પગ જમીન ઉપર પછાડતાં તે બોલી, "તું એક બાયલાની માફક મારા જેવી સ્ત્રીને મ્હેણાં મારીને દુઃખી કરવા માગે છે ?"

"અહા દુષ્ટ છોકરી ! તું મને બાયલો કહે છે !" મહંતે બૂમ મારી. ગુસ્સાથી તેનો પિત્તો ઉછળી આવ્યો. તેણે ટેબલ ઉપર પડેલી ઘંટડી જોસથી વગાડી.

તરતજ બારણું ઉઘડ્યું અને બાજુની ઓરડીમાં હુકમની રાહ જોઇને ઉભેલા સંખ્યાબંધ માણસો દોડી આવ્યા. (અપૂર્ણ.)

---

રા ગુપ્ત દૂતની તબિયત મેલેરિયાથી એકાએક બીમાર થઇ ગયેલી હોવાથી **રાત્રી-રહસ્યનો** હપ્તો આ વખતે આપી શક્યા નથી. આવતા અંકથી એ લેખમાળા નિયમિત પ્રસિદ્ધ થશે. **તંત્રી.**

---



## સિનેમાની શોધ.

શોધ કરાવનારઃ- "શઠ ચિત્રપટ્ટ"

હમારી ઓળખ ગયે અઠવાડીયે આપ્યા છતાં મોટી રોડારોડ ચાલુ રહી છે. હમોને ઓળખવાને ખૂબ લોકોએ, લાગતા વળગતાવાળાઓએ મહેનત કરી, છતાં અમો પોતે ફરીથી હમોને ઓળખાવીએ છીએ-હમો પોતે આ લાઇનમાંજ નથી. માત્ર હમારા કમ્બખ્ત જાસુસોજ છે. ધમાર ખાય છે. નોકર છે. હલકા ને ઉંચાં છે. નટ નટીઓ છે. વિગેરે, વિગેરે, બસ હવે બસ.

ગયા અઠવાડીયાના લેખથી ભારે ચર્ચા થઇ હોય એમ લાગે છે. જેનાં નામો આપ્યાં છે તે લોકો તો ગાળોના, ધમકીના અને અરે મારવાના વિચારના વર્ષાદ વર્ષાવી રહ્યા હતા. ખેર, હમો હવે ખુલાસો કરીશું.

૧-મી૦ મોહનલાલ દવે-એ લેખક પ્રત્યે હમોને અભાવ નથી. સિનેમાના જુના લેખક છે. પ્રેક્ષકોના લાડીલા છે અને કોહીનુરના માનીતા છે. તેને હમો પ્રણામ કરીએ છીએ અને હમારા જાસુસોએ આપેલી ખબર જો ખરી ન હોય તો તે માટે અમે દિલગીર છીએ.

૨. મી. મણીલાલ જોશી-એ ગૃહસ્થ સિનેમાના એક રસીઆ છે. અમેરીકન સ્ટાઇલ પકડી પોતે મોટી કુમ્પની ઉભી ન કરતાં, અને લાખોની ઉથલપાથલ ન કરતાં ટુંક મુંડીમાંજ સ્વતન્ત્ર થવાનો સિધો રસ્તો લીધો છે. તેઓ ગયે અઠવાડીયે ગુસ્સે થયા છે પણ હમોએ કંઇ ખુરું લખ્યું નથી. સમજવામાં ફેર થાય તો તેમાં અમારા જાસુસનો શો વાંક?

૩. મી૦ નવલ ગાન્ધી-એ ગૃહસ્થથી હમો અજાણ છીએ. ચંચલ, યુવાન, પારસી, ભણેલા અને દેશાટણ કરી આવેલા છે. ભૂલ તો બધાની થાય, અને તેઓ પણ પોતાની ભૂલ સુધારશે એવી હમારી ખાત્રી છે.

**આગળ વાંચો—**

વડોદરાની મારામારી માટે હમોને ખબર આવી છે કે બંને પક્ષના ડીરેકટરો જે મરાયા હતા તેઓ મુંબાઇની ખાડી ઓળંગતાંજ મિત્ર બની ગયા છે, અને સ્ટુડીયોમાં હસ્તમેળાપ કરી, હસી હસીને બોલ્યા હતા. આમ ગુપચુપ સુલેહ થઇ જોઇને હમો જો કે બધી બાતમી જાણતા હોવા છતાં ચૂપ રહીએ છીએ.

**પેલી લહેજતદાર વાત.**

વાત લ્હેજ્જતદાર ખરી ! હમારો જાસુસ પકડાઇ ગયો અને કોમળ જુતીઓનો માર પણ ચાખી આવ્યો. વાત એમ છે કે કેટલીક કુમ્પનીઓમાં કામ કરતી દીવસની એકટ્રેસો-રાતના, પોતાને એકટ્રેસો કહી લોકોના ખીસાં ખાલી કરાવે છે. તે જોવા જતાં હમારો જાસુસ સખત માર ખાઇ હાલ બીમાર પડ્યો છે. વાત લાંબી હતી-પણ હવે નહિ, કરીને હમો અત્રેથીજ એ વાત બંધ કરીએ છીએ.

હાલમાં કોઇ નવીન ફીલ્મ નથી-પણ ધારવામાં આવે છે કે આવતી દીવાળી સુધીનો ફિલ્મ બનાવનારાઓનો પ્રોગ્રામ નક્કી થઇ ગયો છે.

શ્રી સરસ્વતી ફિલ્મ કુમ્પનીની સરદારજા-ઇંધક સારી આશા આપી રહી છે.

મેજેસ્ટીકની ફીલ્મ કાઢવામાં પાછળ તેમનાં માલેક મી૦ અરદેશર સારી મહેનત કરી રહ્યા છે અને નક્કી કંઇ સારી નિવડવાની વકી છે.

રાજકોટના સૌરાષ્ટ્ર વાળાઓનો તો લાંબો ઇતિહાસ છે. પણ અમૂક કારણોને લીધે હમો તે પ્રગટ કરી શકતા નથી. તેઓ પણ બબે ત્રણ ત્રણ ફિલ્મો સામટી લાવે છે. જોઇશું ત્યારે જાણીશું કે કાઠીઆવાડી ગૌરવ કેટલું છે. માદન થીયેટર્સની તુરકી હુર માટે બહુ વાતો થાય છે પણ અભિપ્રાય આપણાથી બંધાય નહિ.

કોહીનૂર. બસ બે મહીને ત્રણ ફીલ્મ ઇમ્પીરીયલને આપેજ જાય છે. હાલ એવી કુમ્પનીની મેજેસ્ટીકને જરૂર છે. નરસીંહ મહેતો, જુના નરસીંહ મહેતાથી હાયરેકટ થઇ છે. એટલે અસલ કરતાં કંઈ સારી હોવી જોઇએ.

હાલમાં વિદેશી ફિલ્મોમાં જંબરી રસાકસી ચાલે છે. પાથે, મીઓ, પેરામાઉન્ટ, અને યુનીવરસલના સારામાં સારા ડ્રામાઓ જોવામાં આવે છે. લાગતાવળગતા સીનેમાઓ વચ્ચે જબરી હરિફાઇ ચાલી છે. સારૂં ભાઇ સારૂં. 'હિન્દી કારીગરો' જો આવી ફીલ્મ જોઇને કંઇ નવું નહિ તો અનુકરણ કરશે તો પણ તેને શાબાસી છે. એવી શાબાશી લેનારા વિરલાઓ નીચે પ્રમાણે છે.

**મી૦ બાબુરાવ પેઇન્ટર.**

મહારાષ્ટ્ર ફિલ્મ કુમ્પનીના ડાયરેકટર. કંઇ નવું નવું એકટીંગ, આર્ક લાઇટ, અને પેન્ટીંગમાં કરી બતાવે છે.

**મી૦ વી. બી. જોશી.**

કોરાબારીમાં એણે પૃથ્વિ વલ્લભમાં કંઇક સારી કુશળતા દેખાડી છે.

**મી૦ મણીલાલ કે. જોશી.**

અમેરીકન એકટીંગનું અનુકરણ કરનાં જરા પાછા પડે છે.

**મી૦ માણેકલાલ પટેલ.**

ઓલરાઉન્ડ મેન. કેમેરા, સીનારીઓ અને વખત આવ્યે ડાયરેકટીંગ કરો, કોહીનૂરને મોખરે કરી, આ ધંધામાંથી ફારેગ થયા.

કંઇ કરી દેખાડવું, એવી બૂમ પાડતા નવા જોગીઓ ઘણા હાલમાં નીકળી પડ્યા છે. જોઇશું કે તે લોકો કેવી શાબાશીને લાયક છે. જો કે થોડા ઘણાઓ તો શાબાશી લઈ ચૂકયા છે. બાટલીની, બૈરાની, અને....મોજ મજાહની.






(જવાહીર પહેલું)

લખનાર:—રા. અનુભવી.

જુગ જુગ જીવો જામ શ્રી કે જેણે જામનગરને પારીસ બનાવ્યું. બે તળાવને એક બનાવી જે સુંદરતાનો લાભ પ્રજાને આપ્યો તે શું ઓછી વાત છે? બાંધેલ ઓવારા પર બેસવાથી આવતો સુરમ્ય સુમધુર મીઠો વાયુ ઉરને આનંદ આપતો હતો. જામનગરનું ગર્ભદ્વાર ત્રણ દરવાજાથી શોભતો બંડીનો દરવાજો કાંઇક ઓરજ છટાથી ઉભેલો છે. સ્ટેશનની આસપાસ આવેલા બેઠા અને માળવાળા બંગલાઓ ઉપરાંત ધર્મશાળાઓની ધમાલ કાંઇ ઓછી નથી. બેડીના દરવાજામાંથી દાખલ થતાં ડાબા હાથના રસ્તા પર ચાલીએ તો ઠેઠ દરબારગઢ આગળ પહોંચાય, અને જમણા હાથ તરફ ચાલીએ તો ઉપર કહી ગયેલ તળાવ, પંચનાથ મહાદેવ, અને પંચેશ્વરનો ચોક. ચોકને શોભા આપનારૂં ટાવર તે ચોકની શોભામાં વધારો કરે છે. હું જુના જામનગરની વાત નથી કરતી. એ જામનગર મને યાદ પણ નથી. આજે મ્હારી ઉમર ૩૩ વરસની છે. મારી જીવનકથામાંના ૭ વરસનો ઇતિહાસ વાંચક તને કહેવાની છું.

હું એક ગરીબ ગૃહમાં જન્મ પામી હેતાળ માતાના હેત તળે ઉછરી. આખર મ્હારૂં અંજામ શું આવ્યું તે કહેવા માગુ છું. અજાયબ થશો નહિં. શોકને સ્થાન દેશો નહિં. આ તો અમારા જુવાનીના જીવન પ્રસંગનો અમુલા અવસરનો નજીવો કીસ્સો છે. મ્હારા પિતા કયારે ગુજરી ગયા તે મને યાદ નથી. ન મળે ભાઇ, ન મળે બ્હેન. એક બીચારી માતા. હું જે સ્થળે જામનગરમાં મ્હારી મા સાથે રહેતી હતી—લોકો તેને ચોહાણના ચોકના નામે પીછાનતા હતા. આજે ચોહાણનો ચોક સુનો છે. કયાં જુના વખતના રાસડાઓનો રણકાર, ઢોલ પર પડતી થાપીઓ, મદીરામાં મસ્ત બનેલી માનુનીઓ જયારે ફીંદડી લેતી તે દ્રશ્ય યાદ કરૂં છું ત્યારે મને ખરેખર આંસુ આવે છે. જો કે તે વખતે નવ વરસની નવલ બાલીકા હતી. મ્હારી માતા મ્હારૂં ભરણ પોષણ પારકું કામકાજ કરી કરતી હતી. મ્હારી મા કામે જતી. હું નિશાળે જતી. મ્હારી માના આવ્યા પહેલાં રાંધવાનું જેવું તેવું કરી પાડોશમાંના છોકરા સાથે રમતી. હું ન્હાની હતી ત્યારથીજ રૂપાળી હતી. નિશાળના રેસીટેશનમાં મ્હારો નંબર પહેલો હતો. આટ આટલું છતાં, છતાંએ હું શરમાળ હતી. લગભગ ચૌદ વરસની ઉંમરે મારી ખીલતી જુવાનીના કારણે મારે નિશાળને તજવી પડી.

હું શું લખું! રસ્તે આવતા જતા લહેરી લાલાઓ બાગ મુકે ભમણા કરનારાઓ મ્હારા સામું એકી ટસે જોઇ રહેતા. હું મચક આપ્યા વગર સીધી મ્હારે ઘેર જતી. મ્હારી બાએ મ્હારી

એક યુવક સાથે મ્હારૂં લગ્ન કરી દીધું. હું પરણી અને સાસરે ગઇ.

સાસરામાં એક વૃદ્ધ સાસુ, યુવાન નણંદ અને મ્હારા પતિરાજ આટલાજ હતા. અમારી જ્ઞાતિમાં છુટા છેડાનો રીવાજ હતો. મ્હારી નણંદ પોતાને સાસરે જતાં ન હતાં. ધીરે ધીરે મને માલુમ પડ્યું કે તેઓ એક ... નામના વણીકના ઉપપત્નિ (રખાત) હતાં. મ્હારા સ્વામી એક નાટક કંપનીમાં એક્ટર તરીકે કામ કરતા. મ્હારી જુવાનીમાં હું સુખ ભોગવીશ, પતિ સાથે મનગમતા આનન્દ કરીશ એ નાનપણની આશાઓ ફળીભુત નજ થઇ તે નજ થઇ. પતિ પચીસના પગારમાંથી પાઇ પણ ઘરે આપે નહિં. સાસુ બીચારી વૈતરાં કરી સૌનાં પેટ ભરતી. મેં મ્હારા પતિને ઘણા સમજાવ્યા કે તમોને બુરી લાગેલી લત દારૂ ને જુગાર છોડો. પરન્તુ ન છોડયો તે ન જ છોડયો. એક રાત્રિએ મ્હારા પતિ દારૂમાં મસ્ત બની ઘરનું દ્વાર ખખડાવવા લાગ્યા. સાસુ પાડોશમાં કામકાજને અગે ગયેલ. એટલે મેં દ્વાર ઉઘાડ્યું. મ્હારા પતિના શરીરનું ઠેકાણું ન હતું. તેઓ અંદર આવ્યા અને જેમ તેમ બોલવા માંડયા. મેં તેમને ઘણાએ વિનવ્યા પરન્તુ મદીરામાં મસ્ત બનેલ એ કયાંથી માને ? એકાએક મ્હારા તરફ મ્હારા પતિએ પડેલ વાસણ ફેંક્યું. હું બેધ્યાન હોવાથી તે વાસણ મ્હારા કપાળમાં વાગ્યું અને રક્તનો પ્રવાહ વહેવા લાગ્યો. હું તો જુના પાના લુગડાં શોધતી હતી. પછવાડેથી મ્હારા પતિ આવ્યા અને મને હડસેલો મારી જમીન પર પાડી દીધી. અને એજ ધક્કાએ મ્હારી મનોદશા ફેરવી અને તેજ દિવસથી હું જામનગરના જવાહીર તરીકે બહાર પડવા તૈયાર થઈ.

ઉપરના બનાવને આજે દોઢેક વરસ વ્યતિત થઇ ગયું છે. હું મ્હારી જ્ઞાતિના રીવાજ મુજબ છુટા છેડા કરી ચુકી યાને પતિને પાણીચું પરખાવ્યું. આજે હમણાં હમણાં મારા રૂપ ઉપર જામનગરી જુવાન દીવાના બન્યા હતા અને મને ઉપ-પત્નિ તરીકે રાખવા અનેક અવનવા પ્રયત્નો કરતા હતા. હું જ્યારે સાંજના ચાર વાગતા ચોહાણના ચોકમાંથી ચોવીસ ગજના ઘેરવાળો ઘાઘરા સાથે વાદળી કમખાની ઉપર કુડતી પહેરી "ચમન ચમન" ની ઓઢણી ઓઢી રૂપાનું બેડું લઇ રેશમની દોરી સાથે પંચેશ્વરના ચોકમાં પાણી ભરવા નીકળતી ત્યારે અનેક મનુષ્યો મ્હારા દર્શનાર્થે આવતા. મ્હારી ઇચ્છા પણ કોઇ શોખીન સાથે ગૃહ સંસાર માંડવાની થઇ આવતી હતી. ઘણા દહાડા આમ ચાલ્યા ગયા, અને આખરે એક સમી સાંજના મ્હારી બેનપણી રામબાઈ મ્હારે ત્યાં આવી. તે રામબાઇ મ્હારીજ જ્ઞાતિની હતી અને છુટા છેડા કરી સ્વતંત્રપણે મુંબઇમાં કોઇ ગૃહસ્થની ઉપપત્નિ તરીકે રહેતી હતી. તેણે આવીને મને પુછ્યું,"

"કેમ, શું કરો છો?"

"આવો રામબાઇ, આજે તો કાંઇ તમે ભુલાં પડયાં !"

"હા......મને એમ થયું કે ચાલ ત્યારે જઇ આવું."

"શરીર તો સારૂં છે ને?"

"ઠીક છે" આમ કહી તે મ્હારી પાસે બેઠી. મેં ચાય કરી પીતાં પીતાં મેં પૂછ્યું.

"કેમ સાકર તો બરાબર છે ને ?"

"અરે, સાકરનું શું કરવા પૂછે છે ? તારા હાથમાં ક્યાં ઓછી મીઠાશ છે."

"ઓ હો હો......તમે તો મુંબઇ જઇને બહુ બોલકાં થઇ ગયાં લાગો છો હોં."

"તમારે બોલકા થવું હોય તો ચાલોને મ્હારા સાથે મુંબઇ."

"તમે તેડી જાવ ત્યારે ને !"

"મ્હારે ક્યાં તેડવાં પડે તેમ છે ? તમે કાંઇ ન્હાનાં છો ?

"ના ના, એમ નહિં પરન્તુ આય તો જોઇએને ?"

રામબાઈ જવા માટે ઉઠી અને મને પોતાના ઘરે આવવાનુ આમંત્રણ આપતી ગઇ.

બીજી સાંજે હું રામબાઇને ત્યાં ગઇ. રામબાઇ બેઠાં હતાં અને પાસે પડેલ આરામ ખુરશીપર એક નવયુવાન પડયો હતો. મુખનો દોરો સહેજ ફુટતો આવતો હતો. એની અણીઆળી આંખો સાથે મ્હારી આંખો મળી. હું હારી અને તે જીત્યો. એજ પુરૂષ મ્હારા દીલ મનનો મને માનીતો લાગ્યો. હું પરવશ પડી. ન બોલી કે ચાલી અને રામબાઇના શયનગૃહમાં ચાલી ગઇ મને ખાત્રી થઇ કે રામબાઇ આ મેળાપ કરાવી આપવા સારેજ મ્હારે ત્યાં આવી હતી. હું બીજો વિચાર ન કરી શકી અને એકજ વિચારમાં મ્હારે ઘરે કયારે ગઇ એ માલમ ન પડ્યું.

* * *

"આજે ઉદાસ કેમ દેખાય છે ?"

"એ તો તમને લાગે."

"ના, ના, ત્હારૂં મુખ બતાવી આપે છે કે તું ઉદાસ છે."

"રતન ! તું આજે ઉદાસ છે એ ચોક્કસ વાત છે. દીલ વાંચવું એ અમો પુરૂષોનું કામ છે."

"ત્યારે દીલ દેવું એ અમ અબળાઓનું કામ છે."

"ઉદાસીને દૂર કરવા માટે તું મ્હારા સાથે હાસ્ય વિનોદ કરે છે એ પણ એક જાતની કળા છે."

"એ કળાને કેળવવી એ કામિની ચરિત્રનો એક પાઠ છે."

"એ પાઠ પઢાવવા તૈયાર છે ?"

"તમને તો પ્રેમના પાઠ પઢાવાય !"

"રતન, ત્હારૂં કેવું મીઠું નામ છે."

"એ નામ સાથે તમારે શું કામ છે !"

"પ્રેમના ઇજારદારને પ્રેમીની પીછાન છે"

"હવે જોયા મોટા ઇજારદાર ! રતન કરતાં રૂપવંતી મળે તો !"

"રૂપને ખાતર ત્હારી સાથે આ સ્નેહ સંબંધ નથી જોડાયો. કોઇ પૂર્વના સંચીતે ત્હારો અને મ્હારો સંબંધ થયો છે. જયારથી મેં તને જોઇ ત્યારથી તને મ્હારી કરવા માટે મેં હજારોનાં પાણી કર્યાં, જેના સામું ન જોવું તેની મેં સલામો ભરી એ બધું માત્ર રતન ત્હારે ખાતર."

"આટલાં વખાણ શા માટે કરો છો ?"

"આ વખાણ નથી પરન્તુ બનેલો બનાવ છે."

"નાથ, મ્હારા શ્યામ તમારી શ્યામતામાં પણ સુન્દરતા અજબ રહેલી છે. મેં જોયા ત્યારથીજ મનમાં નિશ્ચય કર્યો કે નર તે આજ છે."

"મ્હારી મીઠડી, મીઠાં બોલ ઠીક બોલતાં આવડે છે."

"મન બોલાવે તેમાં હું શું કરૂં !

"ચાલ જવા દે. જો ચા ઉભરાય છે જલ્દી ઉતારી લે."

"વાચક ! મેં અને મ્હારા મનમોહને ચા પીધી. તે દુકાને જવા તૈયાર થયા.

વાંચનાર મારા કર્મની કહાણી-કર્મકથા સાંભળતાં કરવાનુ નથી. દિવસો પર દિવસો પસાર થવા લાગ્યા અને મારો પ્રિયકર દારૂની લતમાં પડ્યો. બાપની ધનસંપત્તિ. તેણે જુગારમાં ઉડાડવા માંડી દુનિઆ મને આંગળી ચીંધી કહેવા લાગી કે......ને પાયમાલ કરનાર પેલી ચાલી" મારા પ્રિયકરનો પ્યાર હવે મારા પર વધુ ન હતો એ નારકી જીવ. જ્યાં ત્યાં રખડવા લાગ્યો. મારા પતિનો ત્યાગ કર્યા બદલ વારંવાર અફસોસ થવા લાગ્યો. પરંતુ લાચારે એ પતિ મને કેમ સંઘરે.

* * *

રામબાઇના સહવાસે હું ચાર માસ થયાં મુંબાઇ આવી છું અને ત્યાં આવ્યા બાદ મારી શી દશા થઇ તે જામનગરના બીજા જવાહીરમાં વાંચશો.

અપૂર્ણ.

---

આ પત્ર જાદવજી પીતાંબર ઠક્કરે મુંબઇ નં. ૯૦ ચીંચપોકલી પરેલ રોડપર લેડી નોર્થકોટ હિન્દુ ઓર્ફનેજ કે. એન. સેવર પ્રેસમાં છાપ્યું છે અને તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ મુંબઇ નં. ૪ ગીરગામ ખટાવ બીલ્ડીંગમાંથી પ્રસિદ્ધ કર્યું છે.

આ પત્ર જાદવજી પીતાંબર ઠક્કરે મુંબઇ નં. ૯ ચીંચપોકલી પરેલ રોડપર લેડી નોર્થકોટ હિન્દુ ઓર્ફનેજ કે. એન. સેવર પ્રેસમાં છાપ્યું છે અને તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ મુંબઇ નં. ૪ ગીરગામ ખટાવ બીલ્ડીંગમાંથી પ્રસિદ્ધ કર્યું છે.



દ્રપદ શુદ ૧ ] રવિવાર તારીખ ૩૧ મી આગસ્ટ ૧૯૨૪. [ પુ. ૧ લું. અંક ૨૧ મો. ]

## તું મોજ લઈ લે બે ઘડી

(ગઝલ)

બેવફાની બાજૂમાં
તું પણ રહી લે બે ઘડી,
ગુંડાને ગાંરા માનીને
તું ખૂશ થઈ લે બે ઘડી.
તેજ છે જે સૂર્યનું
તે ચાંદ તું ભસતો ફરે,
લઈ ઉધારી તેજ, ને
આ તેજ દઈ દે બે ઘડી.
હું થયો હું પણ થયો,
હવસીને જોઈને કહે,
બેસી શત્રુ સાથ, ને
રાજા કહી લે બે ઘડી.
આખરે તો હું જ છું
મ્હારી જ તું મ્હારી જ છે,
આ હરિફની સાથ પણ, તું
મોજ લઈ લે બે ઘડી.
જ્યાં ત્યજ્યો સંસાર, ત્યાં
સંસારની પરવા જ શું? —
મગજું દિવાના થઈ અમે
શાણી થઈ લે બે ઘડી.
સાદિક મારા કોલનો.
ખોટું ન માનીશ તું જરા,
ધાવાનું થાયે ભલે
તુજને રમાડીશ બે ઘડી.
શયદા સનમ હું તાહરો
જો રાત વીતી જાય છે;
વસલનો મોકો ખરો
તું મોજ લઈ લે બે ઘડી.

દિવાનો

## વ્હાલીનું પારણું

પોઢો પોઢોને અધીરા,
ઓ પ્રેમનગીના (૨)
પોઢો પોઢોને નણદલ વીરા,
આનન્દરસ લીના (૨)
પોઢો—
સ્હેજ તપે શીર, શાને કરમાવો દેહ ? જ્વાળાં,
વધવાની એથી વ્હાલા ! (૨)
બનવા મુખાળા—
પોઢો—
થાક ચઢ્યો પ્રભુ ! મ્હારા, બળતી હદમાંડી બાળા,
બનશોજી કાંઈ દયાળા ?
કરવા શીત જ્વાળા—
પોઢો—
પોઢો પોઢોને નણદલ વીરા !
આનન્દરસ ભીના.—

નટનાગર

---

એક શિક્ષક સ્કુલમાં છોકરાઓને ઇતિહાસનું શિક્ષણ આપતો હતો. તેણે એક વિદ્યાર્થીને પુછ્યું, "બચ્ચા, તેં શિવાજીનું નામ સાંભળ્યું છે ?"

વિદ્યાર્થી—હા જી.

શિક્ષક—ઠીક, તો કહે કે શિવાજી આજ જીવતો હોત તો શું કરત ?

વિદ્યાર્થી—(વિચાર કરીને) સાહેબ, શિવાજી આજ સુધી જીવતે હોત તો તે બુઢ્ઢો થયો હોત અને તેણે પેન્શન લીધું હોત !